શ્રી આનંદ-હેમ ગ્રંથમાળા-પુષ્પ ૧૦ મું.

દાક્ષિણ્યચિહ્નાંક-શ્રીમદ્-ઉદ્દ્યોતનસૂરિ-વિરચિત

# કુવલયમાલા

પ્રાકૃતભાષાની ચમ્પૂસ્વરૂપ મહાકથાનો

## ગૂર્જરાનુવાદ

[redacted]



અનુવાદક-સંપાદક

આગમોદ્ધારક આચાર્ય શ્રી આનંદસાગરસૂરીશ્વરજીના શિષ્ય

**આ. શ્રી હેમસાગરસૂરિ**



સહસંપાદક

**પ્રો. રમણલાલ ચી. શાહ**

સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈ

:: પ્રકાશકો તથા પ્રાપ્તિસ્થાન ::

શ્રી આનંદ-હેમ ગ્રંથમાળા વતી—

**શ્રી ધનજીભાઈ દેવચંદ ઝવેરી**
૫૦/૫૪, મીરઝા સ્ટ્રીટ, ૪ થે માળે,
મુંબઈ ૩

**શ્રી ચંદ્રકાન્ત સાકરચંદ ઝવેરી**
૭૧/૩૩, ખાગ ટૂના, ૩ જે માળે,
મુંબઈ ૨



પ્રથમાવૃત્તિ ] કિંમત :: રૂા. ૭=૫૦ [ નકલ ૧૫૦૦

વીર સંવત ૨૪૯૧ ❀ વિક્રમ સં. ૨૦૨૧ ❀ ઈ. સ. ૧૯૬૫








## પ્રકાશકીય નિવેદન

અત્યાર સુધીમાં અમારા તરફથી આનંદ-હેમ ગ્રંથમાળાનાં નવ ગ્રંથરત્નો પ્રગટ થયાં છે. દસમા ગ્રંથરત્ન તરીકે દાક્ષિણ્યચિહ્ન શ્રી ઉદ્દ્યોતનસૂરિ કૃત 'કુવલયમાલા'નો ગુજરાતી અનુવાદ પ્રગટ થાય છે. પ્રાકૃત ભાષામાં રચાએલી આ મનોરમ અને મનનીય કથાનો ગુજરાતી અનુવાદ કરીને પ૦ પૂ૦ આચાર્ય શ્રી હેમસાગરસૂરિજીએ પ્રાકૃત ભાષાથી અનભિજ્ઞજનો માટે તે કથા સુલભ કરી આપી છે. આવા મહાન પ્રાચીન ગ્રંથનો અનુવાદ પ્રગટ કરતાં અમને અત્યંત હર્ષ થાય છે.

આ અનુવાદ ગ્રંથરૂપે પ્રસિદ્ધ થાય છે, તેમાં ઘણાઓનો ભિન્ન ભિન્ન પ્રકારે અમને સુંદર સહકાર સાંપડ્યો છે, જેની અમે સાનંદ અને સાભાર નોંધ લઈએ છીએ. આ પ્રાકૃત ગ્રંથનું ગુજરાતીમાં ભાષાન્તર કરી આપ્યું, એ માટે પ૦ પૂ૦ આ૦ શ્રી હેમસાગરસૂરિજીના અમે ઋણી છીએ. એમના એ ભગીરથ કાર્યમાં પૂ૦ મુનિ શ્રી અમરેન્દ્રસાગરજી મ૦, પૂ૦ મુનિ શ્રી મનોજ્ઞસાગરજી મ૦, પૂ૦ મુનિ શ્રી મહાભદ્રસાગરજી મ૦ આદિ મુનિવરોએ વખતો વખત સહકાર આપ્યો છે, એ માટે અમે એમના પણ ઋણી છીએ.

મૂળગ્રંથના કેટલાંક શંકાસ્થાનો વિશે પૂ૦ આ૦ શ્રી હેમસાગરસૂરિજીને ખુલાસા લખી મોકલવા માટે પ્રાચીન હસ્તલિખિત સાહિત્ય અને પુરાતત્ત્વના સંશોધક અને સાહિત્યરસિક પૂ૦ મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ તથા જૈન સાહિત્ય વિકાસ મંડળના સ્થાપક વિદ્વાન-શ્રાદ્ધવર્ય શ્રી અમૃતલાલ કાલિદાસ દોશી અને તે સંસ્થાના પંડિતવર્ય શ્રી સુબોધચંદ્ર તથા વડોદરાના વિદ્વાન અને વયોવૃદ્ધ પંડિતવર્ય શ્રી લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીનો અમે અહીં સાભાર ઉલ્લેખ કરીએ છીએ.

તદુપરાંત ગ્રંથ-સંપાદન અને પ્રકાશન માટે આર્થિક સહાય કરનાર વ્યક્તિઓ તથા સંસ્થાઓ તથા ગ્રાહક તરીકે આગળથી પોતાનાં શુભ નામ લખાવનાર મહાનુભાવોના અમે આભારી છીએ. ગ્રંથના અનુવાદને જોઈ જઈ સુધારી મઠારી આપવાનું તથા પ્રુફસંશોધનનું કાર્ય કરી આપવા માટે પ્રૉ. રમણલાલ ચી. શાહનો, 'દૃષ્ટિપાત' લખી આપવા બદલ પ્રો. હીરાલાલ આર. કાપડિયાનો તથા રસ લઈને કાળજીપૂર્વક મુદ્રણકાર્ય કરી આપવા માટે પાલીતાણાના શ્રી બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસના માલિકનો પણ આભાર માનીએ છીએ. આ ઉપરાંત આ ગ્રંથના પ્રકાશનકાર્યમાં પ્રત્યક્ષ કે પરોક્ષ જેમણે જેમણે સહકાર આપ્યો છે અને સહાનુભૂતિ બતાવી છે, તે સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

૫૦ પૂ૦ આચાર્ય શ્રી હેમસાગરસૂરિજીએ ૧૪૪૪ ગ્રંથપ્રણેતા આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી કૃત **'સમરાઇચ્ચકહા'** અર્થાત્ વૈરાગ્યરસથી ભરપૂર સમરાદિત્યચરિત્રનો પ્રાકૃત ભાષામાંથી; ગુજરાતી અનુવાદ અક્ષરશઃ તૈયાર કરેલ છે, તેનું પણ પ્રકાશન હવે પછી ટૂંક સમયમાં આ ગ્રંથમાળ તરફથી થશે.

લિ૦
શ્રી આનંદ-હેમ ગ્રંથમાળા વતી,
**ધનજીભાઇ દેવચંદ ઝવેરી**
**ચન્દ્રકાન્ત સાકેરચંદ ઝવેરી**
પ્રકાશકો

---

## શ્રી આનંદ-હેમ ગ્રંથમાળાનાં પ્રકાશનો

૧ આગમોદ્ધારકનાં ભગવતી સૂત્રના ૮ મા શતકનાં વ્યાખ્યાનો.
૨ આગમોદ્ધારક દેશનાસંગ્રહ ભાગ ૧ લો. (વ્યાખ્યાનો)
૩ આગમોદ્ધારક પર્વવ્યાખ્યાનસંગ્રહ. (વ્યાખ્યાનો)
૪ આગમોદ્ધારક પર્યુષણાષ્ટાહ્નિકા. (વ્યાખ્યાનો)
૫ સિરિ જંબુચરિયં-પ્રાકૃત (પ્રતાકારે)
૬ શ્રી ઉપદેશમાળા દોઘટ્ટી ટીકા (પ્રતાકારે)
૭ પર્યુષણાષ્ટાહ્નિકા વ્યાખ્યાન (પ્રતાકારે)
૮ શ્રી ભગવતીદેશના સમુચ્ચય ભાગ બીજો (આગમોદ્ધારકનાં વ્યાખ્યાનો)
૯ અંતિમ સાધના (બે આવૃત્તિ)
૧૦ શ્રી કુવલયમાલા (પ્રાકૃત)-ગૂર્જરાનુવાદ.
૧૧ હરિભદ્રસૂરિકૃત સમરાઇચ્ચ-કહાનો ગૂર્જરાનુવાદ (છપાય છે.)

# અ નુ ક્ર મ ણિ કા



## કુવલયમાળા-ગુર્જરાનુવાદ : વિષયસૂચી



# કુવલયમાલાના અનુવાદમાં આવતા કઠિન-પારિભાષિક શબ્દોના અર્થો



અકર્મભૂમિ=અસિ-મસિ-કૃષિ વ્યાપાર ન પ્રવર્તતો હોય તેવી ભોગ-ભૂમિ.

અકામ નિર્જરા=વગર ઇચ્છાએ દુઃખ ભોગવી કર્મ ખપાવવાં.

અગીઆર અંગો=જૈનોનાં મૌલિક શાસ્ત્રો.

અટ્ટમ=લાગલાગટ ત્રણ ઉપવાસ.

અણગાર=મુનિ, સાધુ.

અજીવ=ચેતન વગરનો પદાર્થ.

અદત્તાદાન-વિરમણ=વગર આપેલી વસ્તુ ગ્રહણ ન કરવાની પ્રતિજ્ઞા.

અનર્થદંડ=કશા પણ લાભ વગર આત્મા પાપથી નિરર્થક દંડાય તેવું વર્તન.

અનશન=આમરણાન્ત ઉપવાસ.

અનાર્ય-ક્ષેત્ર=ધર્મ શબ્દ સંભળાય નહીં એવો દેશ.

અનુકંપા=દુઃખી જીવો તરફ દયાની લાગણી.

અનુત્તરદશા=જૈનાગમ સૂત્ર.

અનુપ્રેક્ષા=ભણેલાનું ચિંતવન.

અનંતાનુબંધી=લાંબા કાળ સુધી સંસારમાં રખડાવનાર

અપરવિદેહ=પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્ર.

અપર્યાપ્તા=સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વગરના જીવો.

અપૂર્વકરણ=કદી ન થયો હોય તેવો જીવનો શુભ પરિણામ.

અપોહ=વિચારણા.

અપ્રત્યાખ્યાનાવરણ=અનંતાનુબંધીથી ઊતરતી કક્ષાવાળા કષાયો.

અબંધક=કોઈ પણ કર્મ ન બાંધે તેવો જીવ.

અભવ્ય=કદાપિ મોક્ષે ન જાય તેવો જીવ.

અભિગ્રહ=સ્વધારણા પ્રમાણેનો ગુપ્ત નિયમ.

અરિહંત=ધર્મસ્થાપક તીર્થંકર.

અલોક=ચૌદ રાજલોક બહારનો પ્રદેશ.

અવગ્રહ=મતિજ્ઞાનનો નહી જેવો પ્રાથમિક અંશ,

અવધિજ્ઞાન=પાંચ જ્ઞાનમાનો એક પ્રકાર. રૂપી પદાર્થનું ઇન્દ્રિય અને મનની સહાય વગર થનારું મર્યાદિત જ્ઞાન.

અવસર્પિણી=જેમાં બળ, બુદ્ધિ, આયુ, જમીનનાં રસકસ વગેરે દરેક સમયે ઘટતાં જાય તેવો ઊતરતો કાળ.

અવિરતિ=વ્રતરહિતપણું

અશોક વૃક્ષ=સમવસરણમાં દેવો વડે રચાતું વૃક્ષ વિશેષ.

અસંખ્યાત=અગણિત કે એક સંખ્યાનું માપ.

અંગો=જૈનોનાં બાર મૌલિક શાસ્ત્રો.

અંગપ્રવિષ્ટ=તીર્થંકરના પટ્ટ શિષ્યોએ રચેલાં શાસ્ત્રો.

અંતકૃત્ કેવલિ=અંતગડ-કેવલિ બન્યા પછી ૪૮ મિનિટ પહેલાં મોક્ષે જનાર જીવ

અંતર્દ્વીપ=સમુદ્રની અંદરના બેટ.

અંતર્મુહૂર્ત=નવ સમયથી માંડી એક સમય ન્યૂન ૪૮ મિનિટનો કાળ.

અંતરાય=વિઘ્ન અથવા નડતર.

આગતિ=બીજી ગતિમાંથી આવવુ.

આર્યક્ષેત્ર=ધર્મીજનોની હયાતીવાળો પ્રદેશ.

આરા=કાળચક્રના વિભાજક.

આલોવવું-આલોચના=પાપનો ગુરુ પાસે એકરાર કરવો, અગર પશ્ચાત્તાપ.

આવશ્યક=પાપથી પાછા હટવા માટે સાંજ-સવારની પ્રતિક્રમણક્રિયા.

આલોક સમિતિ=ચીજ-વસ્તુ લેતી મૂકતી વખતે જીવ-જંતુના રક્ષણાર્થે રખાતી સાવધાની.

આસ્તિક્ય=જીવ, પરલોક, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક વગેરે અતીન્દ્રિય પદાર્થોની શ્રદ્ધા.
આહારપર્યાપ્તિ=ખોરાક પચાવવાની શક્તિ.
આહારસંજ્ઞા=ખોરાક મેળવવાની અભિલાષા.
ઇર્યા સમિતિ=સાડા ત્રણ હાથ ભૂમિ જોઇને જીવોને પીડા ન થાય તેમ સાવધાનીથી ચાલવું તે.
ઇહા=અવગ્રહ પછી તરત થનારું મતિજ્ઞાન.
ઉપશમ ભાવ=ક્રોધાદિકેને શાન્ત કરવાનો ભાવ
ઉપસર્ગ=ત્રાસ દાયક-કષ્ટ દાયક સ્થિતિ.
ઉપાસક-દશા=શ્રાવકોને લગતું જૈનોનું મૌલિક શાસ્ત્ર.
ઋજુમતિ=મન:પર્યવ જ્ઞાનનો એક ભેદ.
એકત્વાદિ ભાવના=જીવ એકલો આવ્યો છે, અને પરભવમા એકલો જવાનો છે, તે વગેરે બાર ભાવના.
એષણાસમિતિ=દોષ વગરની ભિક્ષા શોધવાની સાવધાની.
ગણધર=તીર્થંકરના પટ્ટશિષ્ય.
ગણાવચ્છેદક=શ્રમણ સમુદાયમાં એક પદવી.
ગીતાર્થ=જૈનોનાં ગહન શાસ્ત્રોના નિષ્ણાત અને નિસ્વાર્થ ભાવે આપત્ ધર્મના પ્રવર્તક મુનિ.
ગુપ્તિ=મન-વચન-કાયાને સંયમમાં રાખવાં.
ગોચરી=ગાય જુદી જુદી જગો પરથી થોડું થોડું ઘાસ ચરે, તેવી રીતે આપનારને અંતરાય ન પડે તેમ ભિક્ષા માટે ભ્રમણ કરવું તે.
ગોત્રકર્મ=નીચ કે ઊંચ કૂળ પ્રાપ્ત કરાવનાર કર્મ.
ગ્લાન=બીમાર ( સાધુ. )
ઘાતીકર્મ=આત્માના જ્ઞાનાદિ મૂળ ગુણનાશક કર્મ.
ચરમ શરીરધારી=છેલ્લી વખત દેહ ધારણ કરનાર અર્થાત્ તે જ ભવે મુક્તિ પામનાર જીવ.
ચંદ્ર પ્રજ્ઞપ્તિ=જ્યોતિષ વિષયક એક જૈન મૂળ શાસ્ત્ર.
ચાર-ગતિ=નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવરૂપ અવસ્થા.
ચારિત્રાવરણીય=સંયમ રોકનાર કર્મ.
ચૌદ-પૂર્વ=જૈનોના અત્યંત મહત્વનાં મૂળ શાસ્ત્રો.
ચ્યવન-ચ્યવવું=દેવલોકમાં મૃત્યુ પામવું.
છઠ્ઠ=લાગલાગટ બે ઉપવાસ.
જન્મ કલ્યાણક=તીર્થંકરના અતિશયવાળા પ્રસંગોમાં જન્મ કલ્યાણકને લગતો શુભ પ્રસંગ.
જાતિસ્મરણ=પૂર્વભવની હકીકતનું સ્મરણ.
તિર્યંચ=એકથી ચાર ઇન્દ્રિયવાળાં જીવો તથા પશુ-પક્ષીઓ.
તિર્યંચ-યોનિ=તિર્યંચ જીવોનું ઉત્પત્તિસ્થાન.
તિર્યંચાનુપૂર્વી=અવળા માર્ગે જતાં ઘોડાને લગામ સીધા માર્ગે દોરી જાય, તેમ ગમે તે ભવ દિશામાં જતાં જીવને સીધું તિર્યંચ ગતિમાં દોરી જનાર કર્મ.
તીર્થ=સંસાર સમુદ્ર જેનાથી તરી શકાય તેવું પવિત્ર સ્થળ.
તૈજસ શરીર=ગરમી આપી ખોરાક પચાવનાર જઠરાગ્નિ રૂપ એક શરીર.
ત્રસ જીવ=ત્રાસ પામતાં સ્થાનાન્તર કરી શકે તેવો સંસારી જીવ.
દર્શનાવરણીય કર્મ=સામાન્ય બોધ રોકનાર તથા નિદ્રાધીન કરનાર કર્મનો પ્રકાર.
દીક્ષા=સંસારના સર્વ સંબંધોનો ત્યાગ કરી ચારિત્ર ધર્મની આરાધના કરવાનું આજીવન વ્રત.
દુર્લભ-બોધ=મુશ્કેલીથી સાચી ધર્મ શ્રદ્ધા મેળવનાર.
દેવદૂષ્ય=દેવોએ તીર્થંકરના ખભાપર સ્થાપેલ વસ્ત્ર.
દેશવિરતિ=શ્રાવક ધર્મરૂપ અણુવ્રતોનો સ્વીકાર.
દંડ=મન-વચન-કાયાની ખરાબ પ્રવૃત્તિ.
દૃષ્ટિવાદ=ચૌદ પૂર્વરૂપ પેટા વિભાગવાળું જૈનોનું મહાશાસ્ત્ર.
ધર્મલાભ=જૈન મુનિઓ તરફથી અપાતા આશીર્વાદ માટે રૂઢ થયેલો શબ્દ.
ધર્માસ્તિકાય=ગતિમાં સહાયક અરૂપી (અદૃશ્ય) પદાર્થ
નય=કોઇપણ પદાર્થના એક ધર્મનું જ્ઞાન.
નવકાર મંત્ર=જૈનોનો અતિ પરમ પવિત્ર મુખ્ય મંગળમય મંત્ર.
નામકર્મ=શરીરાદિની રચના કરનાર કર્મ.
નિદાન-નિયાણ-શલ્ય=સંયમ-તપ આદિ ધર્મ કરી બદલામાં સંસારિક ભોગ-સમૃદ્ધિની માગણી કરવી તે.
નિર્ગ્રંથ=ઉત્તમ મુનિ.
નિર્જરા=આત્માથી કર્મનું વિખૂટા પડવું તે.
નિર્વેદ=સંસાર પ્રત્યે કંટાળો.
નિષ્કૂટ=સાંકડા દ્વારવાળું નરકમાં ગુફા જેવું સ્થાન
નિક્ષેપ=પદાર્થ સમજવા માટેની એક ચાવી.
નીલ-લેશ્યા=સંસારી જીવનું એક જાતનું પરિણામ.
પદ્મ-લેશ્યા=સંસારી જીવનું એક જાતનું ઉત્તમ પરિણામ.

પલ્યોપમ=લાંબા કાળનું ગણતરીવાળું માપ.
પરિષહ=કષ્ટ
પર્યાપ્તા=પોતા માટે યોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરેલ જીવ.
પર્ષદા=ધાર્મિક વ્યાખ્યાન સભા.
પરાવર્તના=પઠિત અભ્યાસનું આવર્તન.
પરિગ્રહ વિરમણ વ્રત=ધન વગેરે પદાર્થોના મમત્વના ત્યાગ રૂપ નિયમવિશેષ.
પંચાસ્તિકાય=જીવ, પુદ્ગલ, આકાશ, ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય એ પાંચ પદાર્થો.
પુદ્ગલો=રૂપ, રસ, ગંધ, વર્ણ, સ્પર્શવાળા પદાર્થો.
પૃચ્છના=અણસમજેલા પદાર્થ માટે પ્રશ્ન કરવો.
પોરિસી=રાત્રી કે દિવસનો ચોથો ભાગ.
પ્રતિક્રમણ=જુઓ આવશ્યક શબ્દ
પ્રતિમાવહન=નિરપવાદપણે વ્રતપાલન, અથવા મહાભદ્રાદિ નામવાળી તપશ્ચર્યા.
પ્રત્યાખ્યાનાવરણ=સાધુ ધર્મ પ્રાપ્તિને રોકનાર કર્મ.
પ્રત્યેકબુદ્ધ=એક પદાર્થથી પ્રતિબોધ પામનાર મુનિવર.
પ્રમાદ=નિદ્રા, વિકથા, કષાયાદિ કરવા રૂપ.
પ્રવચન=શ્રુતજ્ઞાન કે જૈન શાસન.
પ્રવચન દેવતા=શ્રુતજ્ઞાન અને જૈન શાસનના અધિષ્ઠાયક દેવતા.
પ્રવ્રજ્યા=દીક્ષા.
પ્રશ્નવ્યાકરણ=એક જૈન મૂળ સૂત્ર
પ્રાણાતિપાત વિરમણ=હિંસા ન કરવાનું વ્રત.
પ્રાસુક=નિર્જીવ આહાર પાણી વગેરે.
ફાસુક=નિર્જીવ આહાર પાણી વગેરે.
બંધ=આત્મા સાથે કર્મનું અગ્નિ લોહ ન્યાયે મળી જવું.
ભવવિરહાંક=ભવનો વિરહ થાય તે ઉપનામવાળા યાકિનીપુત્ર શ્રી હરિભદ્રસૂરિ.
ભવિતવ્યતા=નિયતિ-નિયત થએલ વસ્તુસ્વભાવ.
ભવ્ય જીવ=મોક્ષે જનારે જીવ.
ભામંડલ=તીર્થંકરના મસ્તક પાછળ રહેલ તેજસ્વી ચક્ર
ભાવતીર્થંકર=વિદ્યમાન કેવળજ્ઞાન પામેલા તીર્થંકર.
મુખપત્તિ-મુહપત્તિ=મુખ પાસે રાખી બોલવાનું ચોક્કસ વસ્ત્ર.
મિચ્છામિ-દુક્કડં=મારું પાપ નિષ્ફળ થાઓ.
મિથ્યાત્વ=વિપરિત શ્રદ્ધા.
મિથ્યાદષ્ટિ=ખોટા ધર્મની શ્રદ્ધા રાખનાર.
મોહનીય કર્મ=નુકશાન સમજનાર પંડિતને પણ મૂંઝવણ કરાવનાર મોટું કર્મ.
યોગ=મન-વચન-કાયાની પ્રવૃત્તિ.
યોનિ=જીવને ઉત્પન્ન થવાનું સ્થાન.
યોનિ પ્રાભૃત=જુદાજુદા પદાર્થોનો સંયોગ કરવાથી પ્રાણીઓની તેમજ બીજી વસ્તુઓની ઉત્પત્તિ થાય તેવું એક જૈન વૈજ્ઞાનિક શાસ્ત્ર.
રજોહરણ=જીવ રક્ષા કરવા માટેનું જૈન મુનિનું ઉપકરણ.
રત્નપ્રભા=પૃથ્વીનું નીચલું તલ-તે નામની નારકી
રૌદ્ર ધ્યાન=ભયંકર-ક્રૂર પરિણામ-વિચારધારા.
લેશ્યા=સંસારી આત્માનાં પરિણામ.
લોગસ્સ=ઋષભદેવ આદિ ચોવીશ તીર્થંકરોની સ્તુતિરૂપ સૂત્ર.
લોચ=મસ્તક તથા દાઢી-મૂછના કેશ હાથથી ખેંચી ઉખેડવા તે.
વાચના લેવી=ગુરુ મુખથી સૂત્ર કે તેની વ્યાખ્યા સમજી ગ્રહણ કરવી.
વિકલેન્દ્રિય=બે-ત્રણ-ચાર ઇન્દ્રિયવાળા જીવો.
વિગઈ-વિકૃતિ=દુર્ગતિમાં ખેંચી જનાર તેમજ વિકારોત્પાદક દુધ-ઘી-વગેરે પદાર્થો.
વિચિકિત્સા=અન્ય ધર્મની અભિલાષા.
વિભંગ જ્ઞાન=વિપરિત અવધિજ્ઞાન.
વિરતિ=ત્યાગ કરવા રૂપ વ્રત.
વિવાહપન્નત્તિ=ભગવતી સૂત્રનું બીજું નામ-જૈનોનું એક મહાશાસ્ત્ર.
વિપુલમતિ=મનઃપર્યવજ્ઞાનનો ઋજુમતિ ભેદ કરતાં ચઢિયાતો પ્રકાર.
વિહાર=શાસ્ત્રનિયમ પ્રમાણે સાધુએ પગે ચાલીને બીજે ગામ જવું તે.
વૃત્તિસંક્ષેપ=ઓછી અને પ્રમાણોપેત વસ્તુ ખાવાનો નિયમ.
વેદનીય=સુખ-દુઃખ ઉત્પન્ન કરનાર એક કર્મપ્રકાર
વૈક્રિયપુદ્ગલો=અનેક રૂપો બની શકે તેવા પુદ્ગલો.
વૈયાવચ્ચ=નિષ્કામભાવે લઘુકર્મી થવા માટે સેવા કરવા યોગ્ય ગુણીની આહારાદિકથી સેવા કરવી તે.

વ્યાખ્યાન=ધર્મોપદેશ માટે પ્રવચન.
શરીર-પર્યાપ્તિ=શરીર બનાવવાની શક્તિ.
શિક્ષાવ્રતો=સાધુપણાની તાલીમ માટેનાં વ્રતો.
શુક્લ ધ્યાન=સંસારી આત્માનાં ઉત્તમ કોટિનાં પરિણામ.
શુક્લ લેશ્યા=સર્વોત્તમ વિચાર.
શૈલેશીકરણ=મેરુપર્વત જેવી આત્માની અડોલાવસ્થા.
શ્રુતકેવલિ=જૈનોના તમામ મુખ્ય શાસ્ત્રો જાણનાર.
સપ્તભંગી=વચનના પ્રયોગોના સાત પ્રકારો.
સમવસરણ=તીર્થંકર ભગવંતોને બાર પર્ષદા સન્મુખ ઉપદેશ આપવા માટે દેવતાઓએ તૈયાર કરેલ અતિશયવાળું અલૌકિક સ્થાન.
સમ્મેતશિખર=બિહાર પ્રદેશમાં જૈનોનું સુપ્રસિદ્ધ મહાન પવિત્રતીર્થ.
સંમૂર્છિમ=માતા-પિતાના સંયોગ વગર ઉત્પન્ન થએલ જીવ.
સમ્યક્ત્વ=વાસ્તવિક પદાર્થની યથાર્થશ્રદ્ધા.
સર્વવિરતિ (દીક્ષા)=સંસાર ત્યાગ રૂપ મહાવ્રતોનો સ્વીકાર.
સાગરોપમ=દસ કોટાકોટી પલ્યોપમ જેટલો લાંબો કાળ.
સાતક્ષેત્ર=જિનમંદિર, જિનબિંબ, જિનાગમ, સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ સાત ક્ષેત્રો.
સાધર્મિક=સમાન ધર્મવાળા.
સામાયિક સૂત્ર=પાપાચરણ નહીં કરવાની પ્રતિજ્ઞાનું સૂત્ર.
સાવદ્યયોગ=પાપ યોગ.
સિદ્ધ=મોક્ષે ગએલ જીવ
સુલભ બોધિ=સહેલાઇથી સમ્યક્ત્વ ધર્મ પ્રાપ્ત કરનાર.
સૌધર્મ કલ્પ=વૈમાનિક દેવોનું નિવાસસ્થાન. પહેલો દેવલોક
સંઘયણ=હાડકાની રચના.
સંયમ=શરીર-ઇન્દ્રિય-મન પર કાબૂ રાખવો તે.
સંલેખના=સમાધિમરણ માટેની તાલીમ.
સંવર=પાપ અટકાવવું તે.
સંવેગ=વૈરાગ્ય
સંજ્ઞી=માતા-પિતાના સંયોગથી જન્મેલા અને મનવાળા.
સ્થાવર=સ્થિર રહેનારા સંસારી જીવો-એકેન્દ્રિય જીવો.
સ્વાધ્યાય=પઠન, પાઠન, ઉપદેશ આપવો વગેરે.
ક્ષપકશ્રેણિ=કાયમ માટે કર્મને મૂળમાંથી નાશ કરવાનું સાધન.
ક્ષુધાવેદનીય=કર્મનો એક પ્રકાર-ભૂખથી પીડા ઉત્પન્ન કરનાર કર્મ.
ક્ષયોપશમ=કર્મનો અમુક અંશે નાશ અને કેટલાંક કર્મને શાંત કરવાં.
જ્ઞાનાવરણીય=કર્મનો એક પ્રકાર-જ્ઞાન થવામાં વિઘ્ન કરનાર કર્મ.

---

## અનુપૂર્તિ

| પત્ર | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૨ | ૧૯ | સુંદરાગી | સુંદરાંગી |
| ૬૬ | ૫ | દેડું | દેડું |
| ७७ | ૨૬ | અનંતાબંધી | અનંતાનુબંધી |
| ૧૧૦ | ૩૧ | પ્રવર્તે | પ્રવર્તો |
| ૧૧૫ | ૫ | રહેમાનની | રેવંતસ્ય-સૂર્ય-પુત્રની |
| ૨૯૦ | ૨૭ | સપાટથી પર | સપાટી પરથી |
| ૩૬૫ | ૧૩ | કુટુંબીવર્ગનો | સાધર્મિકવર્ગનો |
| ૩૬૭ | ૨૨ | બાર વ્રતનો | બાર વ્રતનાં |
| ૧૪૧ | ૩ | ગુંજાયર | ગુંજારવ |
| ૧૪૨ | ૧૭ | સુંદરાગી | સુંદરાંગી |

### નવા સહાયકો અને ગ્રાહકો

વખારીઆ ફુલચંદ જેકીશનદાસ — સુરત
શ્રી નવાપરા જૈન સંઘ જ્ઞાન ખાતું — ,,
શ્રી નેમુભાઇ વાડી જ્ઞાન ખાતું — ,,
શા. ચીમનલાલ ચુનીલાલ તથા સુમિત્રાબેન ચીમનલાલ લાલા રામજીવાળા નવાપરા — ,,
કાન્તાબેન મોહનલાલ શાહ ચીમાવાળા — ,,
શ્રી ગોડીજી જૈન ટેમ્પલ — પુના
ઝવેરી કુસુમચંદ બાબુભાઇ સરકાર — મુંબઇ
ઝવેરી જીવનચંદ હીરાચંદ મંછુભાઇ — ,,
ઝવેરી ચંદ્રકાન્ત સાકરચંદ ખુશાલચંદ — ,,

। दाक्षिण्यचिह्नाङ्क श्री उद्द्योतनसूरिवराय नमः ।

# પ્રસ્તાવના

દાક્ષિણ્યચિહ્નાંક શ્રી ઉદ્દ્યોતનસૂરિએ પ્રાકૃત ભાષામાં 'કુવલયમાલા' નામના એક અપૂર્વ કથા-ગ્રંથની રચના કરી છે, એવો ઉલ્લેખ ઘણાં વર્ષો પહેલાં શાસ્ત્રાધ્યયન કરતી વખતે વાંચવામાં આવ્યો હતો. ત્યારથી એ મહાન ગ્રંથ વિશે નિરીક્ષણ-ઔત્સુક્ય પ્રગટયું હતું. પરંતુ તે ગ્રંથ અપ્રસિદ્ધ હોવાને કારણે ઔત્સુક્ય સફળ થયું નહોતું. સં. ૨૦૧૫ માં આ ગ્રંથ પ્રસિદ્ધ થયો એવા સમાચાર અણધાર્યા સાંભળી અત્યંત હર્ષ થયો અને તરત જ ગ્રંથ પ્રાપ્ત કરી અધ્યયન શરૂ કર્યું. શરૂઆતમાં કઠિનતા જણાઇ પણ એથી તો એનું આકર્ષણ બમણું થયું, કારણ કે કર્તાના અપ્રતિમ ભાષાપ્રભુત્વની અવનવી ખૂબીઓ ક્રમે ક્રમે પ્રગટ થવા લાગી. ઉત્તરોત્તર એટલો વધુ ને વધુ રસ પ્રગટ થયો કે જરૂરી કાર્ય હોય તો પણ ગ્રંથ હાથમાંથી છોડવાનું મન ન થાય. ગ્રંથવાચન એક વખત પૂર્ણ થયુ. એટલાથી સંતોષ ન થયો એટલે બીજી વખત બારીકીથી વાંચી ગયો. કેટલીક કંડિકાઓ, ગાથાની કેટલીક કડીઓ એકાગ્ર ચિત્તે ફરી ફરીને વાંચતો ગયો અને મન સાથે સંકલ્પ દૃઢ થતો ગયો કે આવા ગ્રંથની સવિશેષ તૃપ્તિ તો બીજાઓ પણ આ વૈરાગ્યપૂર્ણ કથા વાંચી આત્મકલ્યાણ સાધવા સન્મુખ બને તો જ થાય. ગુજરાતી અનુવાદ થયા સિવાય બીજા વાંચી શકે નહિં. તે માટે મારા ઓપરેશન બાદ આરામ કરવાની ડૉકટરી સલાહ અનુસાર વિહાર કરવાનો ન હતો અને મુબઇના પરા વિભાગમાં સાયન (શીવ) માં આરામ માટે રોકાવાનું થયું, જેથી ત્યાં શાંતિકાળમાં આ અનુવાદ-કાર્ય આરંભ્યુ. મૂળગ્રંથકારને જેમ 'હ્રી' દેવીએ રચના કરવામાં સહાય કરી હતી, તેમ મને પણ જાણે અનુવાદ કરવામાં અદશ્યપણે તે જ દેવીએ સહાયતા તો નહિ કરી હોય? નહીંતર ૭ મહીનામાં આવા મહાગ્રંથનું ભાષાન્તર કેવી રીતે પૂર્ણ કરી શકાય?

આવા પ્રાકૃત ભાષાના મહાન ગ્રંથનો અનુવાદ કરવો તે મારા જેવા અલ્પજ્ઞ માટે તો સાહસ જ ગણાય. પરંતુ દેવ-ગુરુ કૃપાથી તે નિર્વિઘ્ને પાર પડયું અનુવાદ તૈયાર કર્યા પછી જરૂરી પ્રકરણો-પેરાઓ-મથાળા બાંધવાં-હેડીગ કરવાં, ભાષાશુદ્ધિ, વાક્યશુદ્ધિ કરીને પાલીતાણા પ્રેસ પર છાપવા મોકલ્યુ. એક ફર્મો છપાઇ ગયો, બીજા ફર્માના પ્રુફો આવવાની તૈયારી હતી તે સમયે મુબઇ પાયધુની નમિનાથ-જીના ઉપાશ્રયે ચાતુર્માસ હતું, શારીરિક કારણે આરામ લેતો હતો તે સમયે અણધાર્યા પ્રાકૃત અને અપભ્રંશ તેમજ જૂની ગુજરાતી ભાષાના નિષ્ણાત પ્રો. ડૉ. હરિવલ્લભ ભાયાણી અને પ્રો. ડૉ. રમણલાલ સી. શાહ મને મળવા આવ્યા. પ્રથમ પરિચય થયો. મેં સંપાદન કરેલ ઉપદેશમાળા દોઘટ્ટી ટીકા સંબંધી કેટલીક વાતચીત થયા પછી જણાવ્યુ કે કુવલયમાલાનો અનુવાદ હાલ છપાઇ રહ્યો છે. છાપેલો પ્રથમ ફર્મો બતાવ્યો. આ અનુવાદને શુદ્ધ ગુજરાતી ભાષા અને આધુનિક શૈલીમાં મૂકી આપે એવા યોગ્ય વિદ્વાનની શોધમાં હતો. એવામાં ડૉ. ભાયાણીની ભલામણથી પ્રો. રમણલાલ ચી. શાહે કુવલયમાળાના છાપકામ કાર્યમાં સહકાર આપ્યો પ્રથમ છાપેલ ફારમ ફરી છાપવાનુ નક્કી કર્યું.

આ અનુવાદ મૂળ ગ્રંથને સંપૂર્ણ વફાદાર રહીને તૈયાર કર્યો છે. મૂળ ગ્રંથકારના આશયને અન્યાય ન થાય તેવી કાળજી રાખી શબ્દશઃ અનુવાદ આપવાનો પ્રયત્ન કર્યો છે. 'કુવલયમાળાની' બે વાચના

મળે છે અને તેમાં અનેક પાઠભેદો છે. એટલે કેટલીક વાર પાઠાન્તરોને અનુલક્ષીને અનુવાદ કર્યો છે. ક્વચિત્ જ્યાં અર્થ અસ્પષ્ટ જણાયો હોય ત્યાં સંદર્ભ પ્રમાણે અનુમાનથી પણ અર્થ કર્યો છે. ક્યારેક લખાણમાં વિશદતા આણવા માટે ભાષાન્તરમાં થોડીક શબ્દછૂટ પણ લીધી હશે. ક્યારેક લખાણ ક્લિષ્ટ ન થઇ જાય એટલા માટે શ્લેષાર્થ બંને પક્ષે સમજાવ્યા નથી. વાંચનારને સમજવામાં સરળતા રહે એટલા માટે મૂળ સળંગ ગ્રંથના આ અનુવાદમાં પ્રકરણો પાડ્યાં છે અને પેટાશીર્ષકો આપ્યા છે.

આ અનુવાદ પ્રો. રમણલાલ શાહે મૂળ ગ્રંથ સાથે બરાબર મેળવીને, સમાસયુક્ત મૂળ રચનાને સરળ બનાવીને પરિશ્રમપૂર્વક તપાસીને ગ્રંથનું ગૌરવ વધે એ રીતે મુદ્રણકાર્યમાં પણ ચીવટપૂર્વક ધ્યાન આપ્યું છે. આમ છતાં સરતચૂકથી કોઇ ક્યાંય શબ્દ રહી ગયો હોય કે ક્ષયોપશમની ખામીના લીધે અર્થફેર થયો હોય તો સુજ્ઞ વાચકો અવશ્ય પરિમાર્જન કરી જણાવશે તો અમને આનંદ થશે.

મુદ્રણકાર્યમાં ક્યાંક ક્યાંક રહી ગયેલી અશુદ્ધિઓ માટે ગ્રંથના અંતે શુદ્ધિપત્રક આપ્યું છે તો વાંચતાં પહેલાં સુધારી લઇને પછી ગ્રંથ વાંચવાની ભલામણ કરું છું.

આપણા એક મહાન પૂર્વાચાર્યની આ એક મહાન કૃતિના અનુવાદે ગ્રંથાધ્યયનના લાભ ઉપરાંત અન્ય સમરાઇચ્ચકહાગ્રંથના અનુવાદની પ્રેરણા આપી, એ શું ઓછા લાભની વાત છે?

અંતે મૂળ ગ્રંથના કથનાનુસાર (કંડિકા ૪૨૯) 'આ કથા જે ભાવપૂર્વક ભણશે, સાંભળશે કે વાંચશે તો તેને અવશ્ય સમ્યક્ત્વ થશે' એ ઉક્તિ ધ્યાનમાં રાખી એકાગ્ર ચિત્તે આ મહાકથા ગ્રંથ વાંચી દરેક ભવ્યાત્મા કલ્યાણ-સમૃદ્ધિ પામો એ જ મહાભિલાષા.

છેવટે અનુવાદ લખતાં મારાથી અજ્ઞાન કે પ્રમાદ દોષના કારણે કંઇ પણ જિનમાર્ગથી વિપરીત લખાયું હોય તે માટે મિચ્છા મિ દુક્કડં આપી પ્રસ્તાવના પૂર્ણ કરું છું.

નેમુભાઇ શેઠની વાડીનો ઉપાશ્રય,
ગોપીપુરા-સુરત
સં. ૨૦૨૧ માગશર સુદ ૫ બુધવાર
તા. ૯-૧૨-૧૯૬૪

લિ૰
આ. શ્રીહેમસાગરસૂરિ



# દૃષ્ટિપાત (Glance)

( જૈન સાહિત્ય એટલે ? વર્ગીકરણો, હ્રી દેવીનું સાન્નિધ્ય, કથાના પ્રકારો અને ઉપપ્રકારો, નામકરણ, પાત્રો, વિષય, પાત્રોના નિરૂપણનો ક્રમ, તીર્થંકરનાં નામો, શ્રુત–સાહિત્ય, બાર ભિક્ષુપ્રતિમા, લબ્ધિઓ, ન્યાયવાક્યનાં અવયવો, ગુણગ્રાહકતા, ગુણની આરાધના, દુર્જનોની સ્તુતિ, સાધર્મિક સિંહ, મહત્ત્વ, ફલશ્રુતિ, સંશોધનની સામગ્રી, સ્વાધ્યાય. અને ઉપસંહાર )

***જૈન સાહિત્ય એટલે ?***—સમગ્ર વિશ્વસાહિત્યમાં જૈન સાહિત્ય એની વરેણ્યતા, વિવિધતા અને વિશાલતાને લઈને અગત્યનું સ્થાન ભોગવે છે. જૈન સાહિત્ય એટલે જૈનોના હાથે રચાયેલું સાહિત્ય. પછી ભલે ને એનો વિષય જૈન વિદ્યા (Jainology) હોય કે અજૈન વિદ્યા. અન્ય રીતે વિચારીએ તો જૈન સાહિત્ય એટલે જૈન વિદ્યાને અંગેનું સાહિત્ય. એના રચનાર મોટે ભાગે તો જૈન જ હોય અને ક્વચિત્ અજૈન પણ હોય.

પ્રસ્તુતમાં આપણે જૈનોના હાથે અને તે પણ જૈન વિદ્યાને મુખ્ય સ્થાન આપીને રચાયેલાં સાહિત્યના પ્રકારો નોંધીશું.

**વર્ગીકરણો**—આ જૈન સાહિત્યના મુખ્ય બે વર્ગ પાડી શકાય છે (૧) આગમિક અને (૨) અનાગમિક આગમિક સાહિત્ય એટલે આગમો અને એનાં સ્પષ્ટીકરણો. એ સિવાયનું તમામ સાહિત્ય 'અનાગમિક' ગણાય છે.

જૈન સાહિત્યને ચાર અનુયોગમાં વિભક્ત કરાય છે. (૧) દ્રવ્યાનુયોગ, (૨) ચરણકરણાનુયોગ, (૩) ધર્મકથાનુયોગ અને (૪) ગણિતાનુયોગ. આ પૈકી ધર્મકથાનુયોગમાં આત્મોન્નતિમાં સાધક એવી કથાઓનો સમાવેશ કરાય છે.

જૈન સાહિત્યના વિષયોને આશ્રીને એના વિવિધ વર્ગો પડાય છે. જેમકે દાર્શનિક, કથાત્મક, સ્તોત્રાત્મક ઇત્યાદિ. એ પૈકી કથાઓના એનાં સ્વરૂપાદિને લઇને અન્ય પ્રકારો સુચવાય છે.

જૈન સાહિત્ય વિવિધ ભાષાઓમાં રચાયેલું છે. આપણા આ 'ભારત' વર્ષને અને તેમાં પણ પ્રાચીન સમયને લક્ષીને કહેવું હોય તો એ સાહિત્ય પાઇય ( પ્રાકૃત ) અને સંસ્કૃત એમ બે ભાષામાં રચાયેલું છે. પાઇય ભાષાના વિવિધ પ્રકારો ગણાવાય છે. તેમાં અદ્ધમાગહી ( અર્ધમાગધી ), મરહટ્ઠી ( માહારાષ્ટ્રી ), સોરસેણી ( શૌરસેની ) અને અવહટ્ઠ ( અપભ્રંશ ) એ ચાર જ પ્રકારો સાહિત્યમાં વિશેષતઃ દૃષ્ટિગોચર થાય છે.

આમ જૈન સાહિત્યના દૃષ્ટિબિન્દુ અનુસાર જાતજાતનાં વર્ગીકરણ થઇ શકે તેમ છે. દાક્ષિણ્યચિહ્નસૂરિ ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ જાબાલિપુરમાં **શક**સંવત ૭૦૦ માં એક દિવસ ઓછો હતો ત્યારે અર્થાત્ વિક્રમસંવત ૮૩૫ માં એટલે કે ઇ. સ. ૭૭૯ ની ૨૧ મી માર્ચે પૂર્ણ કરેલી આ **કુવલયમાલા**

અનાગમિક સાહિત્યનો, ધર્મકથાનુયોગનો, કથાત્મક સાહિત્યનો તેમજ મુખ્યતયા જઇણ મરહટ્ઠીમાં રચાયેલો એક નોંધપાત્ર નમૂનો છે.

**હ્રી દેવીનું સાન્નિધ્ય**—આ ૧૩૦૦૦ શ્લોક જેટલા પરિમાણવાળી કથાને અંગે એના પ્રણેતાએ જાતે કહ્યું છે કે મારી આ રચના હ્રી દેવીના સાન્નિધ્યને આભારી છે.[1]

આ કુવલયમાલાના સંપાદક ડૉ. એ. એન. ઉપાધ્યેએ તેમજ એના અનુવાદક શ્રી હેમસાગરસૂરિજીએ પણ પોતપોતાનું કાર્ય થવામાં આ જ હ્રી દેવીનો હાથ હોવાનું જે કહ્યું છે તે આશ્ચર્યકારક ઘટના ગણાય.

**કથાના પ્રકારો અને ઉપપ્રકારો**—ઠાણ (સ્થાન) નામના ત્રીજા અંગ (ઠા૦ ૩ ઉ૦ ૩, સુત્ત ૧૮૯)માં કથાના ત્રણ પ્રકારો દર્શાવાયા છેઃ—

"तिविहा कहा पं० तं, अत्थकहा, धम्मकहा, कामकहा" ।

આમ કથાના ત્રણ પ્રકાર છેઃ અર્થકથા, ધર્મકથા અને કામકથા.

આ ઠાણ (ઠા૦ ૪, ઉ૦ ૨, સુત્ત ૨૮૨) માં ધર્મકથાના ચાર ઉપપ્રકારો દર્શાવી દરેકના ચચ્ચાર ભેદનો ઉલ્લેખ છે. આ બાબત હું કોષ્ટક દ્વારા રજૂ કરું છુંઃ—

કથા
- અર્થકથા
- ધર્મકથા
  - આક્ષેપણી
    - ૧ આચાર
    - ૨ વ્યવહાર
    - ૩ પ્રજ્ઞપ્તિ
    - ૪ દૃષ્ટિવાદ
  - વિક્ષેપણી
    - ૧ સ્વ–પરસમય
    - ૨ પર–સ્વસમય
    - ૩ સમ્યક્ત્વ–મિથ્યાત્વ
    - ૪ મિથ્યાત્વ–સમ્યક્ત્વ
  - સંવેદની
    - ૧ ઇહલોક
    - ૨ પરલોક
    - ૩ સ્વશરીર
    - ૪ પરશરીર
  - નિર્વેદની
    - ૧ ઇહલોક
    - ૨ પરલોક
    - ૩ દેવાદિ
    - ૪ તિર્યંચાદિ
- કામકથા

મહત્તરા યાકિનીના ધર્મપુત્ર સમભાવભાવી હરિભદ્રસૂરિએ **સમરાઇચ્ચકહા** (ભવ ૧, પત્ર ૩) માં કથાના નિમ્નલિખિત ચાર પ્રકારો દર્શાવ્યા છેઃ—

અર્થકથા, કામકથા, ધર્મકથા અને સંકીર્ણકથા

---

૧. આ સંબંધમાં કુવલયમાલાની ૪૨૮ મી કંડિકામાં નીચે મુજબનો ઉલ્લેખ છેઃ—

" पउमासणम्मि पउमप्पभाए पउमेण हत्थपउमम्मि ।
हिययपउमम्मि सा मे हिरिदेवी होउ संनिहिया ॥ "

આ પદ્યમાં પ્રણેતાએ હ્રી દેવીનું જે વર્ણન કર્યું છે તે શ્રુતદેવતાની નિમ્નલિખિત સ્તુતિનું સ્મરણ કરાવે છેઃ—

" कमलदलविपुलनयना कमलमुखी कमलगर्भसमगौरी ।
कमले स्थिता भगवती ददातु श्रुतदेवता सिद्धिम् ॥ "

આ સૂરિવરે આ ચારેનાં લક્ષણ પણ આપ્યાં છે.

ઉદ્યોદ્દતનસૂરિએ પોતાની કૃતિ નામે કુવલયમાલા ( કંડિકા ૯ )માં નીચે પ્રમાણે કથાના ચાર પ્રકારો સૂચવી એનાં લક્ષણ આપ્યાં છે.—૧ આક્ષેપણી, ૨ વિક્ષેપણી, ૩ સંવેગજનની અને ૪ નિર્વેદજનની.

વિશેષમાં એમણે આ ચારે પ્રકારનું એક એક ઉદાહરણ પણ આપ્યું છે.

આ ઉપરાંત આ સૂરિએ આ જ કુવલયમાલા ( કંડિકા ૭ )માં કથાના પાંચ પ્રકારો પણ ગણાવ્યા છે: (૧) [1]સકલકથા, (૨) ખંડકથા, (૩) ઉલ્લાપકથા, (૪) પરિહાસકથા અને (૫) વરાકથા. આ પાંચે પ્રકારને રજૂ કરતી કથાને એઓ 'સંકીર્ણકથા' કહેતા હોય તેમ લાગે છે.

**સિદ્ધર્ષિએ** વિ. સં. ૯૬૨માં **ઉપમિતિભવપ્રપંચાકથા** રચી છે. એ રૂપકાત્મક સાહિત્યમાં અદ્વિતીય સ્થાન ભોગવે છે. એમાં એમણે પ્રથમ પ્રસ્તાવ ( પત્ર ૨ )માં કથાના ચાર પ્રકારો દર્શાવ્યા છે: અર્થકથા, કામકથા, ધર્મકથા, અને સંકીર્ણકથા અર્થાત્ પ્રથમ ત્રણ પ્રકારના મિશ્રણરૂપ. આ ઉપરથી જણાય છે કે સિદ્ધર્ષિ હરિભદ્રસૂરિને અનુસરે છે. એઓ અર્થકથા અને કામકથાનાં પ્રચુર લક્ષણોથી લક્ષિત કથાને ત્યાજ્ય ગણે છે.

ઉદ્દ્યોતનસૂરિએ **કુવલયમાલાનો** કેટલોક ભાગ ગદ્યમાં તો કેટલોક ભાગ પદ્યમાં રચ્યો છે, આને લઇને આ કુવલયમાલાને કેટલાક "ચમ્પૂ" તરીકે ઓળખાવે છે.

ચમ્પૂનાં બે ઉદાહરણ ઉપર્યુક્ત હૈમ કાવ્યાનુશાસન (અ૦ ૮, ૨૧૪)ની અલંકારચૂડામણિ નામની વૃત્તિમાં અપાયાં છે. કુવલયમાલાનો એમાં ઉલ્લેખ નથી તો તેનું શું કારણ? કુવલયમાલાનો નિર્દેશ કલિકાલસર્વજ્ઞ' હેમચંદ્રસૂરિના ગુરુ દેવચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૬૦માં રચેલા **સન્તિનાહચરિય**'માં કર્યો છે, એટલે તેઓ આ કુવલયમાલાથી અપરિચિત હોય એમ તો કેમ બને? ત્યારે શું એઓ કુવલયમાલાને 'ચંપૂ' નહિ ગણતા હશે કે એમને આપેલાં બે ઉદાહરણોથી ઊતરતી કોટિની માનતા હશે?

**નામકરણ**—પ્રસ્તુત કૃતિનું નામ એના મુખ્ય પાત્રના–નાયિકાના કુવલયમાલાના નામ ઉપરથી યોજાયું છે. તેમ હોઇ એ સુબન્ધુની **વાસવદત્તા** અને બાણની **કાદંબરી**નું સ્મરણ કરાવે છે

સાથે સાથે હું એ વાત નોંધીશ કે કુવલયમાલાની માતા **ભાનુમતીએ** એ ગર્ભાવસ્થામાં હતી ત્યારે કુવલયોની અર્થાત્ નીલ કમળોની માળા સ્વપ્નમાં જોઈ હતી.[2] તે ઉપરથી એનું 'કુવલયમાલા' નામ પાડ્યું હતું જ્યારે કુવલયચંદ્રની બાબતમાં એની માતા પ્રિયંગુશ્યામાએ ચંદ્ર તેમજ કુવલયમાલા એમ બે સ્વપ્ન જોયાં હતાં.[3] એને લઇને એનું આ નામ પડાયું હતું

**પાત્રો**—આ કુવલયમાલાનાં દસ પાત્રોનાં નામ નીચે મુજબ છે.—

૧. દઢવર્મા=કુવલયચંદ્રનો પિતા. ૨. પ્રિયંગુશ્યામા=કુવલયચંદ્રની માતા. ૩. શ્રીદત્ત=કુવલયચંદ્ર, કુવલયમાલાનો પતિ–નાયક. પહેલા ભવમાં માનભટ્ટ ૪. કુવલયમાલા નાયિકા=કુવલયચંદ્રની પત્ની, પહેલા ભવમાં ગંગાદિત્ય=માયાદિત્ય. ૫. પૃથ્વીસાર=કુવલયચંદ્રનો પુત્ર, પહેલા ભવમાં મોહદત્ત. ૬. વિજયસેન=કુવલયમાલાનો પિતા, કુવલયચંદ્રનો શ્વસુર. ૭. ભાનુમતી=વિજયસેનની પટ્ટરાણી અને

---

૧ હૈમ કાવ્યાનુશાસન (અ૦ ૮, સૂ૦ ૮)ની સ્વોપજ્ઞ વૃત્તિ નામે **અલંકારચૂડામણિમાં** સકલકથાનું લક્ષણ નીચે મુજબ આપી ઉદાહરણ તરીકે **સમરાદિત્ય**(કથા) નો ઉલ્લેખ કર્યો છે:—

"समस्तफलान्तेति वृत्तवर्णना." ૨ જુઓ કંડિકા ૬૨. ૩ જુઓ કંડિકા ૩૯.

કુવલયમાલાની માતા તથા કુવલયચન્દ્રની સાસુ. ૮. સાગરદત્ત વેપારી અને કાલાન્તરે અવધિજ્ઞાની મુનિ. પહેલા ભવમાં ધનદેવ=લોભદેવ. ૯. મહેન્દ્રકુમાર=કુવલયચંદ્રનો મિત્ર. ૧૦. સિંહ=પહેલા ભવમાં ભદ્રશર્મા=ચંડસોમ.

**વિષય**—કર્મસિદ્ધાન્ત એ જૈન દર્શનનો એક પ્રાણ છે. અને એ અધ્યાત્મશાસ્ત્ર, માનસશાસ્ત્ર ઇત્યાદિ વિવિધ શાસ્ત્રો સાથે પણ સંબંધ ધરાવે છે. એને અંગેનું સાહિત્ય જ્ઞાનાવરણાદિ આઠે કર્મનાં ઉદયાદિ ઉપર વિસ્તૃત અને વેધક પ્રકાશ પાડે છે. આ આઠ કર્મોમાં 'મોહનીય' કર્મ સહુથી મહત્ત્વનો અને આગળ પડતો ભાગ ભજવે છે. એ સંસારી જીવોની ખાનાખરાબી–પાયમાલી–દુર્દશા કરવામાં એક્કો છે. એનાં બે મુખ્ય સ્વરૂપો છેઃ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય. તેમાં ચારિત્રમોહનીય વધારે ભયંકર છે. એની કષાયો અને નોકષાયો એમ બે જાત છે. કષાયો ચાર છેઃ ક્રોધ, માન, માયા અને લોભ. આ ચાર કષાયોના નીચે મુજબના નવ નોકષાયો ગોઠિયાઓ છેઃ—

હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરુષવેદ, સ્ત્રીવેદ, અને નપુંસકવેદ.

આમાં 'વેદ' એટલે જાતીય આકર્ષણ કિંવા વિષયવાસના. એક રીતે વિચારતાં 'વેદ' મોખરે છે. એનો કુવલયમાલામાં મોહ તરીકે નિર્દેશ કરાયો છે.

ક્રોધાદિ કષાયોરૂપ ચંડાલચોકડીનું અને એના અગ્રગણ્ય ગોઠિયા નામે મોહનું પૂરું પોત સચોટ અને રસિકપણે જણાય તે માટે એના અનાદિકાલીન ગુલામ બનેલા માનવીઓના પ્રતીકરૂપ પાંચ પાત્રોનું આ કુવલયમાલામાં હૃદયંગમ શૈલીમાં પદલાલિત્યથી દીપતું અને અનેકવિધ આનુષંગિક ઘટનાઓથી સમૃદ્ધ વર્ણન કરાયું છે.

**પાત્રોના નિરૂપણનો ક્રમ**—ચંડસોમ, માનભટ, માયાદિત્ય, લોભદેવ, અને મોહદત્ત એ પાંચ પાત્રોનું ક્રમસર આલેખન અહીં છે તો આ ક્રમ શાને આભારી છે તે સંબંધમાં યથામતિ નિર્દેશ કરું છું—

ચાર કષાયો પૈકી રાગમાં માયા અને લોભનો તો દ્વેષમાં ક્રોધ અને માનનો અંતર્ભાવ કરાય છે. કેટલાકના મતે માનનો પણ રાગમાં સમાવેશ કરાય છે. દ્વેષ ઉપર વિજય મેળવવામાં જેટલા પુરુષાર્થની આવશ્યકતા છે તેના કરતા વિશેષ રાગનું નિકંદન કાઢવામાં છે. આની સાબિતી તરીકે એમ કહીશ કે 'વીતદ્વેષ' એવો પ્રયોગ ન કરતાં 'વીતરાગ' એવો પ્રયોગ જૈન ગ્રંથોમાં કરાયો છે. આમ હોઇ રાગના પ્રકારોનું નિરૂપણ દ્વેષના પ્રકારો પછી હોય એ ન્યાય્ય છે.

લોભ સહુથી ખરાબ છે, કેમકે એ ઉપશમશ્રેણિરૂપ નીસરણીના સહુથી ઉપરના પગથિયે ચડેલા મુનિવરને પણ ગબડાવી દે છે એટલે એનું સ્થાન તો ચારે કષાયના નિરૂપણમાં અંતિમ હોય. ક્રોધ, માન, માયા અને લોભ એ ચારેના સંજ્વલન નામના પ્રકારનો નાશ ક્રમશઃ થાય છે. એથી કરીને માનને અંગેનું વક્તવ્ય ક્રોધને લગતા વક્તવ્ય પછી અપાયું છે.

**તીર્થંકરોનાં નામો**—આ કુવલયમાલામાં નિમ્નલિખિત નામવાળા તીર્થંકરોનો ઉલ્લેખ છે— ઋષભદેવ અને **વીર** પ્રભુ (કં. ૧) ધર્મનાથ (કં. ૧૮૦) તેમ જ **શાંતિ**નાથ, કુન્થુનાથ અને અરનાથ (કં. ૪૩૧).

**શ્રુત-સાહિત્ય**—આ કુવલયમાલામાં જૈન આગમો પૈકી [1]**આયાર**થી માંડીને **દિટ્ટિવાય** સુધીનાં બારે અંગોનું, પન્નવણા, સૂરિયપણ્ણત્તિ અને ચંદપણ્ણત્તિ એ ત્રણ [2]ઉપાંગોનુ અને [3]જોણિપાહુડ નામના

૧–૨–૩ જુઓ કંડિકા ૭૨

એક પ્રકીર્ણકનું મિતાક્ષરી સ્વરૂપ રજૂ કરાયું છે. એ તમામનો પરિચય મેં મારા નીચે મુજબના પુસ્તકોમાં આપ્યો છે.

1 A History of the Canonical Literature of the Jainas.

2 Descriptive Catalogue of the Government Collections of Manuscripts (Vol XVII, pts, 1-2)

૩. આગમોનું દિગ્દર્શન.

મારા પુસ્તક નામે પિસ્તાલીસ આગમોમાં પણ અંગો તથા ઉપાંગોનો મેં પરિચય આપ્યો છે.

જોણિપાહુડને અંગે કુવલયમાલા કંડિકા ૭૨માં નીચે પ્રમાણે પરિચય અપાયો છે:—

"णाणाजीवुप्पत्ती सुवण्णमणिरयणधाउसंजोयं ।
जाणंति जणियजोणिजोणीणं पाहुडं.अण्णे ॥"

આ ઉપરથી જોઇ શકાય છે કે જોણિપાહુડમાં વિવિધ જીવોની ઉત્પત્તિ તેમજ સુવર્ણ, મણિ, રત્ન અને ધાતુના સંયોગની હકીકત છે. ઉપાંગો બાર અને પ્રકીર્ણકો ત્રીશેક છે. તેમ છતાં એ બધાનો તેમ જ છેદસૂત્ર અને મૂલસૂત્રો પૈકી એકેનો નિર્દેશ ઉદ્દ્યોતનસૂરિએ કર્યો નથી તો શું એ ન્યૂનતા ન ગણાય એવો કોઇ પ્રશ્ન ઉઠાવે તો તેના ઉત્તર તરીકે મહત્તર ચંદ્રર્ષિકૃત પંચસંગહની ગાથા ત્રીજીની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિગત નિમ્નલિખિત કથન રજૂ કરી શકાય—

"कर्तुरधीनत्वात् सर्वासां क्रियाणाम् ॥"

**બાર ભિક્ષુપ્રતિમા**—આ કુવલયમાલાની ૭૨મી કંડિકામાં કહ્યું છે કે કેટલાક મુનિવરો પ્રતિમા વહન કરતા હતા. આ પ્રતિમાની સંખ્યા બારની છે, એનાં નામ દસાસુયક્ખંધમાં છે.

**લબ્ધિઓ**—આવસ્સયની નિજ્જુત્તિ ગા૦ ૬૮–૭૦ માં કેટલીક લબ્ધિઓનો ઉલ્લેખ છે, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે આને અંગેના વિસેસાવસ્સયભાસની ગા૦ ૭૮૧–૭૯૩માં આ ઉપરાન્તની કેટલીક લબ્ધિઓ ગણાવી છે. કુવલયમાલામાં લગભગ પચાસ ઉપરાંત લબ્ધિઓનો નિર્દેશ છે.

**ન્યાયવાક્યનાં અવયવો**—આ કુવલયમાલાની ૭૨મી કં૦ માં ન્યાયવાક્યનાં પાંચ તેમજ દસ અવયવોનો બાંધેભારે ઉલ્લેખ છે. ભદ્રબાહુસ્વામીએ પણ બંને પ્રકારનો આવો ઉલ્લેખ દસવેયાલિય (અ૦ ૧)ની નિજ્જુત્તિની ગાથા ૫૦મીમાં કર્યો છે. જ્યારે આ નિજ્જુત્તિની ગાથા ૮૯ થી ૯૧ માં પાંચે અવયવોનાં નામ નીચે મુજબ દર્શાવ્યાં છે:—

૧ પ્રતિજ્ઞા, ૨ હેતુ, ૩ દૃષ્ટાન્ત, ૪ ઉપસંહાર અને ૫ નિગમન.

ભદ્રબાહુસ્વામીકૃત આ નિજ્જુત્તિની ગાથા ૯૫ પછીના ભાસમાં દસ અવયવોનાં નામ નીચે પ્રમાણે રજૂ કર્યાં છે.

દસવૈયાલિય અ૦ ૧ ની નિજ્જુત્તિ ૮૯–૯૧.

આ ઉપરાંત નિજ્જુત્તિની ૧૩૭ મી ગાથામાં નીચે મુજબ નામો અપાયાં છે:—

પ્રતિજ્ઞા, પ્રતિજ્ઞાવિભક્તિ, હેતુ, હેતુવિભક્તિ, વિપક્ષપ્રતિષેધ, દૃષ્ટાન્ત, આશંકા, તત્પ્રતિષેધ, નિગમન.

૧ પ્રતિજ્ઞા, ૨ પ્રતિજ્ઞાવિશુદ્ધિ, ૩ હેતુ, ૪ હેતુવિશુદ્ધિ, ૫ દૃષ્ટાન્ત, ૬ દૃષ્ટાન્તવિશુદ્ધિ, ૭ ઉપસંહાર, ૮ ઉપસંહારવિશુદ્ધિ, ૯ નિગમન, અને ૧૦ નિગમનવિશુદ્ધિ.

અહિંસાને અંગે દસ અવયવોનું નિરૂપણ કરાયું છે.

**ગુણગ્રાહકતા**—ઉદ્દ્યોતનસૂરિ સ્વયં શ્વેતાંબર છે તેમ છતાં એમણે [1]વરાંગચરિત્રના કર્તા જડિય અને [2]પદ્મપુરાણનાં પ્રણેતા રવિષેણ એમ બે દિગંબરોનો માનભેર ઉલ્લેખ કર્યો છે. એ એમની ગુણગ્રાહકતાનું દ્યોતન કરે છે. એમની આ ઉદારતા એટલેથી જ પર્યાપ્ત થતી નથી કેમકે એઓ તો નિમ્નલિખિત અજૈન ગ્રંથકારનાં નામો પણ સૂચવે છે.—

| | |
|---|---|
| હાલિક–વિલાસવઈકહા | બાણ–કાદંબરી |
| ગુણાઢ્ય–વડ્ડકહા | સાતવાહન (હાલ)–[3]ગાહાસત્તસઈ |
| વ્યાસ–ભારત | વાલ્મીકિ–રામાયણ |

**ગુણની આરાધના**—*ઉદ્દ્યોતનસૂરિ તીર્થંકરો અને તીર્થને નમન કરે એ સ્વાભાવિક છે*, પરંતુ એઓ સૂરિ હોવા છતાં અંતમાં ૪૩૧મી કંડિકામાં કહેલા વિવિધ લબ્ધિઓથી વિભૂષિત મુનિવરોને પણ વંદન કરે છે. એમનું આ વર્તન કલ્પપાલન હોવાનું જણાય છે. સૂરિમંત્રમાં પણ આ પ્રકારે કેટલાક લબ્ધિધરોને વંદન કરાયું છે. અન્ય રીતે વિચારીએ તો ઉદ્દ્યોતનસૂરિએ જાતજાતના લબ્ધિધર મુનિઓને પૃથક્ પૃથક્, નહિ કે એકસામટું નમન કર્યું છે. એઓ ગુણના પૂજક હતા તેનું આ એક જ્વલંત ઉદાહરણ છે. એમના જેવા મહાનુભાવો જ નિમ્નલિખિત પદ્યગત ભાવનો માર્ગદર્શક બને છે.

"गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः" ।

**દુર્જનોની સ્તુતિ**—ઉદ્દ્યોતનસૂરિએ આ કથાના પ્રારંભમાં આદ્ય અને અન્તિમ તીર્થંકરને અને પછી તીર્થને પ્રણામ કરી આગળ જતાં પુરોગામી કવિવરોની ગૌરવ ગાથા વર્ણવી દુર્જનોની રૂપકો દ્વારા આબેહૂબ સ્તુતિ કરી છે અને ત્યાર બાદ સજ્જનોની સ્તુતિ કરી છે. આ વ્યતિક્રમ નિમ્નલિખિત પદ્યના પૂર્વાર્ધનું સ્મરણ કરાવે છે. "दुर्जनं प्रथमं वन्दे, सज्जनं तदनन्तरम्"

**સાધર્મિક સિંહ**—આ કુવલયમાલામાં ૧૯૬મી કંડિકામાં સિંહનો 'સાધર્મિક' તરીકે ઉલ્લેખ છે. સામાન્ય રીતે આ આશ્ચર્યજનક ઘટના ગણાય કેમ કે મનુષ્યો 'સાધર્મિક' ગણાય પરંતુ અહીં તો સિંહ જેવા ગર્ભજ હિંસક તિર્યંચને 'સાધર્મિક' કહ્યો છે. જૈન દર્શન પ્રમાણે કોઇ કોઇ ગર્ભજ તિર્યંચ શ્રાવકનાં કેટલાંક વ્રતો આચરી શકે છે. આવી માન્યતા અન્ય દર્શનકારોની હોય તેવું જોવાજાણવામાં નથી. આત્મૌપમ્યની ભાવના મનુષ્યજાતિ પૂરતી નથી. પરંતુ એ ભાવના તો અધમમાં અધમ કોટિના મનાતા અનાદિકાલીન સૂક્ષ્મ નિગોદ જેવા જીવ સુધી વિસ્તરેલી છે એમ જૈન દર્શનનું કહેવું છે.

**મહત્ત્વ**—'ચંપૂ' નામને ચરિતાર્થ કરનારી અને 'સંકીર્ણ કથા' તરીકે ઓળખાવાતી આ કુવલયમાલામાં ભિન્ન ભિન્ન રુચિ ધરાવનારા અને જાતજાતની કક્ષાવાળા જનોને આકર્ષી શકે એવી વિશિષ્ટ અને વિવિધ વાનગીઓ પિરસાઇ છે. આત્માર્થી જનોને ક્રોધ, માન, માયા, લોભ અને મોહનાં સ્વરૂપથી પરિચિત બનાવવામાં અને એનાં સપાટામાંથી મુક્ત કરવાનો એ માર્ગ દર્શાવે છે મનુષ્યના છ આંતર શત્રુઓ અર્થાત્ ષડ્રિપુ તરીકે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર ગણાવાય છે એનો અહીં ઉપર્યુક્ત પાંચમાં સમાવેશ કરાયે. છે. દ્રવ્યાનુયોગના અભ્યાસીઓને સમ્યક્ત્વ, લેશ્યા ઇત્યાદિના પરિશીલનનું મહત્ત્વનું સાધન પૂરું પાડે છે. દાર્શનિક સાહિત્ય અને તેમાં પણ કર્મસિદ્ધાન્તના અભ્યાસીને એ આ સિદ્ધાન્તગત મોહનીય કર્મના અવાન્તર ભેદ રૂપ કષાય મોહનીયનું નિરૂપણ પૂરું પાડે છે.

---

૧–૨ આ બંનેનો પરિચય મેં જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ખંડ બીજા)માં આપ્યો છે.

૩ આના પરિચય માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ૦ ૧૪૨થી ૧૪૬).

કાવ્યરસિકોને ¹જાતજાતનાં વર્ણનોથી અને પ્રહેલિકાઓથી આનંદિત કરે છે.

સંશોધનના અર્થીઓને સંશોધન માટેની પુષ્કળ સામગ્રીની નવાજેશ કરે છે.

કથાસાહિત્યના અનુરાગીઓને રસપ્રદ કથા અર્પે છે.

ભાષાવિશારદોને પ્રાકૃત ભાષાની–પૈશાચીની પણ ઝાંખી કરાવે છે.

સામાજિકશાસ્ત્રના અભ્યાસીને સમાજની રચના અને ઘટનાઓના નિદર્શન દ્વારા સમુચિત અને વિપુલ ખોરાક પૂરો પાડે છે. માનવોની સારી અને નરસી વૃત્તિઓ ઉપર તેમજ એની લાગણીઓ ઉપર આ વેધક પ્રકાશ પાડે છે.

સચ્ચારિત્રના જિજ્ઞાસુઓને સાચા સાધુ જીવનનું દિગ્દર્શન કરાવે છે. શૃંગારાદિ રસોના પિપાસુઓને તે તે રસનું યથેષ્ટ પાન કરાવે છે.

જ્યોતિઃશાસ્ત્રમાંથી રાશિઓનો ફલાદેશ, સામુદ્રિક શાસ્ત્રમાંથી લક્ષણો, વૈદ્યક શાસ્ત્રમાંથી આરોગ્ય, અર્થશાસ્ત્ર અંગે વાણિજ્ય એમ વિષયો આલેખાયા છે. અર્થોપાર્જનના અનિન્દિત ઉપાયો પણ અહીં દર્શાવાયા છે. અશ્વની ૧૮ જાતિનાં નામ ૫૧મી કંડિકામાં અપાયાં છે તે અશ્વશાસ્ત્રના અર્થીને ઉપયોગી થઈ પડશે.

**ફલશ્રુતિ**—કેટલાક ગ્રંથકારો જેમ પ્રારંભમાં પુરોગામી વિદ્વદ્વર્યોની પ્રશંસા કરે છે તેમ તેઓ અંતમાં પોતાના ગ્રંથના પાઠકોને આના પઠનથી થતા લાભરૂપ ફલશ્રુતિનો પણ નિર્દેશ કરે છે. આવું દ્વિવિધ કાર્ય ઉદ્દ્યોતનસૂરિએ કુવલયમાલાના અંત (૪૨૯ કં૦)માં કર્યું છે. અહીં હું ત્રણ પ્રશ્ન રજૂ કરું છું.

૧ પુરોગામીઓની પ્રશંસા કરવાનું સ્તુત્ય પગલું સૌથી પ્રથમ કોણે અને ક્યારથી ભર્યું છે?

૨ ફલશ્રુતિ એ આત્મપ્રશંસા ગણાય કે કેમ?

૩ ફલશ્રુતિરૂપના વિષયને કોણે ક્યારથી અને શા માટે સ્થાન આપ્યું?

આવા કેટલાક પ્રશ્નો આ કુવલયમાલાના અંગે ઉઠાવી શકાય અને તે સંશોધનની સામગ્રી પૂરી પાડે તેમ છે. આવું એક ઉદાહરણ હું નીચે મુજબ રજૂ કરું છું:—

કુવલયમાલાની ૪૩૦મી કંડિકામાંનો નિમ્નલિખિત પદ્યગત હરિભદ્રસૂરિનો ઉલ્લેખ ઉપલબ્ધ જૈન સાહિત્ય વિચારતાં પ્રાચીનતમ છે એ વાત તો નિર્વિવાદ છે પરંતુ આ ઉપરથી કેટલાક વિદ્વાનો હરિભદ્રસૂરિને કુવલયમાલાકારના સાક્ષાત્ ગુરુ માને છે તે શું સમુચિત છે?

सो सिद्धन्तेण गुरू जुत्तिसत्थेहिं जस्स हरिभद्दो ।
बहुसत्थगंथवित्थरपत्थारियपयडसव्वत्थो ॥

વિશેષમાં આ પદ્યમાં જે सो શબ્દનો પ્રયોગ છે તેથી શું સમજવાનું છે?

**સંશોધનની સામગ્રી**—ઉદ્દ્યોતનસૂરિએ ૭૨મી કંડિકામાં કેવલીઓએ, પ્રત્યેકબુદ્ધોએ અને સ્વયંબુદ્ધોએ રચેલા ગ્રંથોનું મુનિઓ મનન કરે છે. એમ કહ્યું છે પરંતુ અહીં એમણે આ પૈકી એક પણ ગ્રંથનું નામ દર્શાવ્યું નથી તો એ નામો ક્યાં છે? આ પ્રશ્ન અત્યારે તો અનુત્તર રહે છે. આમ હોઈ આ એક સંશોધનનો વિષય ગણાય. એવી રીતે છઠ્ઠી કંડિકામાં તિપુરિસ ચરિય( ત્રિપુરુષ ચરિત્ર)ના

---

૧. વિન્ધ્ય અને સહ્ય એ બે પર્વતોનું, સમુદ્રનું, રેવા નદીનું, નૌકાભંગનું, વિન્ધ્યાટવીનું, વિનીતા વગેરે નગરીઓનું, ઋતુઓ ઇત્યાદિનું.

કર્તા તરીકે ગુપ્તવંશના રાજર્ષિ દેવગુપ્તનો ઉલ્લેખ છે. તો શું ઉદ્દ્યોતનસૂરિએ જે પોતાના એક પૂર્વજને મહાકવિ કહ્યા છે તે જ આ છે? વિશેષમાં આ ગ્રંથ કયો છે, અને કઇ ભાષામાં છે? ત્રિપુરુષચરિત્રની એક પણ હાથપોથી આ નામથી તો જિનરત્નકોશ (વિ. ૧)માં નોંધાયેલી નથી તો શું એ અલભ્ય છે? શું આમાં ષટ્પુરુષચરિત્રની જેમ ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના પુરુષોનું વર્ણન હશે? આ જ છઠ્ઠી કંડિકામાં રાજર્ષિ પ્રભંજનનો અને એમની કૃતિ નામે જસહરચરિય (યશોધરચરિત્ર)નો ઉલ્લેખ છે તો શું એમણે જ યશોધરચરિત્રપીઠબંધ કે જેની હાથપોથીઓ દિગંબરીય ભંડારોમાં છે તે જ અત્ર અભિપ્રેત છે?

કુવલયમાલાની ૧૯૬મી કંડિકામાં નીચે મુજબની પંક્તિ અપાયેલી છે:—

"जो मं परियाणइ सो गिलाणं पडियरइ ।
जो गिलाणं पडियरइ सो ममं परियाणइ त्ति ॥"

આ પંક્તિ આયારમાં આવતા ગતપ્રત્યાગત સૂત્રનું સ્મરણ કરાવે છે.

**સ્વાધ્યાય**—કુવલયમાલાની બે જ હાથપોથીઓ અત્યારે તો મળે છે. એમાંની એક મુંબઈ સરકારની માલિકીની છે અને એ હાલમાં તો ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરમાં પૂનામાં છે. એના દર્શન કરવાનો અને એનો સંક્ષિપ્ત પરિચય આપવાનો સુયોગ મને પાંત્રીસેક વર્ષ ઉપર સાંપડ્યો હતો. અને થોડા વખત ઉપર એને અંગેનું મારું પરિચયાત્મક લખાણ છપાવાયું છે. દરમ્યાનમાં મેં પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય વગેરે નામના મારા પુસ્તકોમાં પ્રસંગોપાત્ત આ કુવલયમાલાને અંગે કેટલુંક કથન કરેલું છે. આજે આગમોદ્ધારક અને ત્રિવિધ સ્થવિર શ્રીઆનંદસાગરસૂરિજીના એક પટ્ટાલંકાર વિનેય શ્રીહેમસાગરસૂરિજીએ આ કુવલયમાલાના ગુજરાતીમાં કરેલા અનુવાદના દૃષ્ટિપાતનો અવસર પ્રાપ્ત થયો છે.

**ઉપસંહાર**—અંતમાં હું એ સાનંદ અને સાભિનંદન નોંધ લઇશ કે ઉપલબ્ધ સાહિત્ય જોતાં સહુથી પ્રથમ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિના ગુરુ દેવચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૬૦માં રચેલા સંતિનાહચરિય નામના પોતાના ગ્રંથમાં આ કુવલયમાલાનો ઉલ્લેખ કરીને, પરમાનન્દસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ આ કથાના નામથી જ એનો સુગમ સંસ્કૃતમાં સંક્ષેપમા ચાર અધિકારમાં સાર આપીને, સાહિત્યોદ્ધારક અને પુરાતત્ત્વવેત્તા જિનવિજયજીએ સિંઘી જૈન ગ્રંથમાલામાં આ મહામૂલ્યશાળી કુવલયમાલાને સ્થાન આપીને, ડો. ઉપાધ્યેએ ઉપલબ્ધ બંને હાથપોથીઓના આધારે આનું સંપાદન કરીને અને શ્રીહેમસાગરસૂરિજીએ આ કૃતિનો અનુવાદ કરીને અને આ કુવલયમાલામા વપરાયેલા જૈન પારિભાષિક શબ્દોની સાર્થ સૂચી મારી સૂચનાનુસાર આપીને તેમજ ડૉ. રમણલાલ સી. શાહના સહયોગપૂર્વક ઉપોદ્ઘાતનું કાર્ય હાથ ધરીને આ કુવલયમાલાના વિશેષ પઠન-પાઠનનો માર્ગ મોકળો કર્યો છે. આમ હોઇ આ કુવલયમાલામાં કથા દ્વારા અપાયેલા ગર્ભિત ઉપદેશ અનુસાર ક્રોધાદિક કષાયોરૂપ સમસ્ત સંસારી જીવોના અનાદિકાલીન કટ્ટાશત્રુઓનો આત્યંતિક સંહાર કરવાનુ સામર્થ્ય હરકોઇ મુમુક્ષુને સત્વર સાંપડો એ અભિલાષા પ્રદર્શિત કરતો હું આ [૨]દૃષ્ટિપાતથી વિરમું છું.

કાયસ્થ મહોલ્લો, ગોપીપરું,
સુરત.
તા. ૧૫-૧૨-'૬૪

હીરાલાલ ર. કાપડિયા

---

૨ મારે 'આમુખ' જેવું લખી આપવાની શ્રીહેમસાગરસૂરિની પ્રેરણા અને ડૉ. રમણલાલ શાહે એમના સૂરમાં સૂર પૂર્યાનું આ ફળ છે.

# ઉ પો દ્ ઘા ત

[ પ્રાસ્તાવિક, ગ્રંથકારપરિચય, કુવલયમાલાનો રચનાસમય, 'હ્રી' દેવીની સહાય, કથાનો પ્રકાર, કથાવસ્તુ અને તેની ગૂંથણી, વર્ણનો, નગરીના વર્ણનો, રસનિરૂપણ અને શૃંગાર રસ વિશે ખુલાસો, શાસ્ત્રચર્ચા, અલંકારસમૃદ્ધિ, સંવાદ, ભાષા અને શૈલી તથા ઉપસંહાર ]

## પ્રાસ્તાવિક

પ્રાકૃત ભાષાના અનેરા આભૂષણ જેવા લગભગ ૧૩૦૦૦ શ્લોક પ્રમાણ ગ્રંથશિરોમણિ 'કુવલયમાલા'ની રચના વિક્રમના નવમા સૈકામાં વિ. સં. ૮૩૫માં શ્રી તત્ત્વાચાર્યના શિષ્ય શ્રીઉદ્દ્યોતનસૂરિએ કરી હતી. પરંતુ એક યા બીજા કારણે આ અપૂર્વ ગ્રંથનો અભ્યાસ, અન્ય પ્રાચીન જૈન કથાગ્રંથોની સરખામણીમાં બહુ થયો હોય એમ જણાતું નથી. આ ગ્રંથની બહુ હસ્તપ્રતો તૈયાર થઈ હોય અથવા એના ઉપર કોઈ ટીકાની રચના થઇ હોય એવું પણ જોવા મળતું નથી. પરંતુ બીજી બાજુ આ ગ્રંથ તદ્દન અપરિચિત રહ્યો હશે એવું પણ નથી. વિક્રમના અગિયારમા–બારમા સૈકામાં નેમિચંદ્રસૂરિએ 'આખ્યાનમણિકોશ'માં 'કુવલયમાલા'ની માયાદિત્યની કથાની કથાનો નિર્દેશ કર્યો છે અને આમ્રદેવસૂરિએ તેના ઉપર રચેલી વૃત્તિમાં માયાદિત્યની કથા સંક્ષેપમાં આપી છે. આ કથા 'કુવલયમાલા'ની કથાને આધારે આપવામાં આવી છે એમાં કંઇ સંશય નથી. એમાં કેટલીક પંક્તિ સીધે સીધી 'કુવલયમાલા'માંથી જ લીધેલી છે.[1]

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યના ગુરુ શ્રી દેવચંદ્રસૂરિએ પોતાની કૃતિ 'સંતિનાહચરિય'માં 'કુવલયમાલા'ના કર્તાની નીચે પ્રમાણે સ્તુતિ કરી છે—[2]

"दक्खिण्णइंद(ध)सूरि णमामि वरवण्णभासिया सगुणा।
कुवलयमाला व्व महाकुवलयमाला कहा जस्स"

વિક્રમના ચૌદમા સૈકામાં પ્રભાચંદ્રસૂરિએ 'પ્રભાવકચરિત'માં કુવલયમાલાનો નિર્દેશ મહાકવિ સિદ્ધર્ષિના સંબંધમાં કર્યો છે—

---

૧. જુઓ પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી તરફથી પ્રકાશિત થયેલ 'આખ્યાનમણિકોશ' પૃ. ૨૧૮–૨૧૯; ૨૨૨ થી ૨૨૫.

૨. 'સંતિનાહચરિય' અદ્યાપિ અપ્રસિદ્ધ છે. ઉપરની સ્તુતિની ગાથાનો ઉલ્લેખ મુનિશ્રી જિનવિજયજી કૃત, 'કુવલયમાલા' વિશેના 'વસંત'ના રજતજયંતી અંકમાં પ્રગટ થયેલા લેખમાં છે.

स चोपदेशमालाया वृत्तिं बालावबोधिनीम् ।
विदधेऽवहितप्रज्ञः सर्वज्ञ इव गीर्भरैः ॥
सूरिर्दाक्षिण्यचन्द्राख्यो गुरुभ्राताऽस्ति तस्य सः ।
कथां कुवलयमालां चक्रे शृंगारनिर्भराम् ॥
किञ्चित् सिद्धकृतग्रन्थसोत्प्रासः सोऽवदत् तदा ।
लिखितैः किं नवो ग्रन्थस्तदवस्थागमाक्षरैः ॥
शास्त्रं श्रीसमरादित्यचरितं कीर्त्यते भुवि ।
यद्रसोर्मिप्लुता जीवाः क्षुत्तृडाद्यं न जानते ॥
अर्थोत्पत्तिरसाधिक्यसारा किञ्चित् कथापि मे ।
अहो वे लेख करयेव ग्रन्थः पुस्तक पूरणः ॥
अथ सिद्धकविः प्राह मनोदूनोऽपिनो खरम् ।
वयोतिक्रान्त पाठानीमीदृशी कविता भवेत् ।
का स्पर्द्धा समरादित्यकवित्वे पूर्वसूरिणा ।
खद्योतस्येव सूर्येण मादृग्मन्दमतेरिह ॥
इत्थमुत्तेजित स्वान्तस्तेना सौ निर्ममेवुधः ।
अज्ञदुर्बोध सम्बन्धां प्रस्तावाष्टक सम्भृताम् ॥
रम्यामुपमितिभवप्रपञ्चाख्यां महाकथाम् ॥
सुबोध कवितां विद्वदुत्तमाङ्गविधूननीम् ।
ग्रन्थं व्याख्यान योग्यं यदेनं चक्रे शमाश्रयम् ।
अतः प्रभृति सङ्घोऽस्य व्याख्यातृ विरुदं ददौ ॥

આમ, 'પ્રભાવકચરિત' માં ઉદ્યોતનસૂરિ અને સિદ્ધર્ષિ બંને ગુરુબંધુઓ હતા અને ઉદ્યોતનસૂરિએ હરિભદ્રસૂરિની 'સમરાઇચ્ચકહા' અને પોતાની 'કુવલયમાલા' ની રચના-શક્તિ બતાવીને સિદ્ધર્ષિની 'ઉપદેશમાલા બાલાવબોધિની ટીકા' નો ઉપહાસ કર્યો એટલે એના જવાબમાં સિદ્ધર્ષિએ 'ઉપમિતિભવપ્રપંચા' નામની રમ્ય મહાકથાની રચના કરી અને એથી એમને 'વ્યાખ્યાતૃ' નું બિરુદ આપવામાં આવ્યું. 'પ્રભાવકચરિત' માં આપેલો આ પ્રસંગ માત્ર દંતકથા જ છે અને તે પ્રસંગ સાચો નથી કારણ કે 'ઉપમિતિ ભવપ્રપંચા કથા'ની રચના કુવલયમાલાની રચના પછી ૧૨૭ વર્ષે થઇ છે. પરંતુ પ્રભાચંદ્રસૂરિના સમયમાં કુવલયમાલાની કથા જાણીતી હશે એમ આ દંતકથા પરથી જણાય છે.

વિક્રમના ચૌદમા સૈકામાં રત્નપ્રભસૂરિએ પ્રાકૃત 'કુવલયમાલા' ઉપરથી સંસ્કૃતમાં સંક્ષેપમાં લગભગ ચાર હજાર શ્લોક પ્રમાણ 'કુવલયમાલા'ની રચના કરી છે. આરંભમાં જ શ્રી રત્નપ્રભસૂરિએ[1] લખ્યું છે—

---

૧ 'પ્રભાવકચરિત'–(પૃ ૧૨૩–૧૨૪)–સિંઘી જૈન ગ્રંથમાળા તરફથી સં. ૧૯૯૭માં પ્રકાશિત.

રત્નપ્રભસૂરિકૃત સંસ્કૃત કુવલયમાલાકથા—પૃ. ૨.–શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી ઈ. સ. ૧૯૧૬ માં આ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.

कुवलयमालेव कथा कुवलयमालाह्वया कुवलयेऽस्मिन् ।
अर्थप्रपञ्चपरिमल–परिमिलिताभिज्ञरोलम्बा ॥
दाक्षिण्यचिह्नमुनिपेन विनिर्मिता या, प्राक् प्राकृता विबुधमानसराजहंसी ।
तां संस्कृतेन वचसा रचयामि चम्पूं सद्यः प्रसद्य सुधियः प्रविलोकयन्तु ॥

કથાઓની સંકુલતાને કારણે કે ભાષાની કઠિનતાને કારણે કે શૃંગારરસના આલેખનને કારણે કે બીજા કોઇ પણ કારણે પ્રાકૃત કુવલયમાળાનો પ્રચાર પ્રાચીન સમયમાં થવો જોઇએ તેટલો થયેલો જણાતો નથી. સંસ્કૃત સંક્ષિપ્ત કુવલયમાળાને કારણે પણ તેમ થયું હોય તો નવાઇ નહિ, પરંતુ સંસ્કૃત કુવલયમાળાનો પ્રચાર પણ અન્ય જૈન કથાગ્રંથોની અપેક્ષાએ ખાસ બહુ થયો નથી. 'સીમંધર શોભાતરંગ'માં કામગજેન્દ્રની કથા નિરૂપવામાં આવી છે તે સિવાય કુવલયમાળાની કથાઓ અન્ય કથાસંગ્રહોમાં લેવાઈ હોય અથવા તેના પર રાસકૃતિની રચના થઇ હોય એવું જોવા મળતું નથી.

વર્તમાન સમયમાં રત્નપ્રભસૂરિની સંસ્કૃત 'કુવલયમાળા'નું સંપાદન પૂ. પ્રવર્તક શ્રીકાંતિવિજયજીના શિષ્ય પૂ. શ્રીચતુરવિજયજી મહારાજે ઇ. સ. ૧૯૧૬ માં કર્યું હતું. એ સમયે પ્રાકૃત કુવલયમાળા વિશે સંશોધન થવા લાગ્યુ, એમાં સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ તથા મુનિશ્રી જિનવિજયજીએ મહત્ત્વનું કાર્ય કર્યું. પ્રાકૃત કુવલયમાળા ગ્રંથ રૂપે છપાઇને પ્રસિદ્ધ થઇ તે પૂર્વે પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી, પૂ. કસ્તૂરસૂરિજી, પૂ. મુનિશ્રી અભયસાગરજી, પંડિત સુખલાલજી, પંડિત બેચરદાસ, પંડિત લાલચંદ ગાંધી, સાક્ષર મોહનલાલ દલીચંદ દેસાઇ, પ્રો. હીરાલાલ કાપડિયા, પ્રો. ઘાટગે, ડો. આદિનાથ ઉપાધ્યે, શ્રી કે. કા શાસ્ત્રી વગેરે ભિન્નભિન્ન વિદ્વાનોએ ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુથી એ કૃતિની નોંધ લીધેલી છે.

આ ગ્રંથની હાલ બે હસ્તપ્રત મળે છે એક પૂનાના ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટની અને બીજી જેસલમેરના ભંડારની. એ બંને પ્રતોને આધારે ડો. આદિનાથ ઉપાધ્યેએ આ કૃતિનું શ્રમ અને ચીવટપૂર્વક સંપાદન તૈયાર કર્યું અને ૧૯૫૯ માં તે સિંધી જૈન ગ્રંથમાળામાં પ્રગટ થયુ છે. પ્રગટ થયેલા પ્રાકૃત ભાષાના આ એક અદ્વિતીય ગ્રંથ વિશે આપણે ત્યાં ભારતમાં તથા પશ્ચિમના દેશોનાં વિદ્વાનોમાં ઠીક ઠીક અભ્યાસ થઈ રહ્યો છે.

જૈન સાહિત્ય સંશોધક ભા. ૧ લાના બીજા અંકમાં પ્રાચીન જૈનગ્રંથ સૂચી–બૃહટ્ટિપનિકા નામની છે તેમાં ૧૦માં પાને "નં. ૩૨૦ कुवलयमाला प्राकृत. सं. ८३५ वर्षे उद्द्योतनसूरीया १३००० "ની નોંધ છે. આ હસ્તપ્રત કયા ભંડારની છે તેમજ કેટલા પાના વગેરે છે તેનો અહીં ઉલ્લેખ નથી. એટલે ઉપર્યુક્ત હસ્તપ્રતથી એ ભિન્ન છે કે કેમ તે કહેવું મુશ્કેલ છે.

ગ્રંથકારનો પરિચય

પ્રાચીન કૃતિઓમાં ગ્રંથકર્તા કેટલીક વાર પોતાના નામનો ઉલ્લેખ સુદ્ધાં કરતા નથી. એ દૃષ્ટિએ શ્રી ઉદ્દ્યોતનસૂરિએ આ ગ્રંથને અંતે પોતે આપેલી પ્રશસ્તિમાં પોતાની ગુરુ–

પરંપરા તથા કુલપરંપરાનો પરિચય આપ્યો છે અને કૃતિનાં રચનાસ્થળ તથા સમય વિશે પણ ચોક્કસાઈપૂર્વક નિર્દેશ કર્યો છે. શ્રી ઉદ્દ્યોતનસૂરિએ આ ગ્રંથમાં આપેલી એ બધી માહિતીથી કેટલાક પ્રશ્નોની બાબતમાં ઘણો સારો પ્રકાશ પડ્યો છે. પરંતુ ઉદ્દ્યોતનસૂરિ વિશે એમના અન્ય કોઈ ગ્રંથ, શિષ્ય-પરિવાર કાળધર્મનાં સ્થળ-સમય વિશે પ્રાચીન અન્ય ગ્રંથોમાંથી ખાસ કોઈ વિશેષ માહિતી હજુ સુધી સાંપડી નથી.

શ્રી ઉદ્દ્યોતનસૂરિએ પોતે આપેલી માહિતી પ્રમાણે તેમના પ્રપિતાનું નામ પણ ઉદ્દ્યોતન હતું. તે મહાદ્વાર નગરના ક્ષત્રિય રાજા હતા. તે ત્રિકર્માભિરત હતા. તેમના પુત્રનું નામ વટેશ્વર* ( વડેસર ) હતું. તેમના પુત્ર તે કવિ ઉદ્દ્યોતન. એમણે તત્ત્વાચાર્ય પાસે દીક્ષા લઈ આચાર્યની પદવી મેળવી હતી. એમનું ઉપનામ 'દાક્ષિણ્યચિહ્નસૂરિ હતું.

પોતાની ગુરુપરંપરા વિશે જણાવતાં શ્રીઉદ્દ્યોતનસૂરિએ લખ્યું છે કે ઉત્તરાપથની ચંદ્રભાગા નદીના કિનારે આવેલી પર્વતિકા નગરીના શ્રી તોરમાણ રાજાના ગુરુ હરિગુપ્તસૂરિ થઈ ગયા. તેમના શિષ્ય દેવગુપ્ત મહાકવિ હતા. તેમના શિષ્ય શિવચંદ્રગણિ તીર્થયાત્રા કરતા કરતા ભિન્નમાલ (શ્રીમાલ)માં આવીને સ્થિર થયેલા. એમના શિષ્ય યક્ષદત્તગણિ હતા. તેમના છ સુપ્રસિદ્ધ શિષ્યો નાગ, વૃંદ, મમ્મટ, દુર્ગ, અગ્નિશર્મા અને વટેશ્વર હતા. એમાંથી વટેશ્વરાચાર્યના શિષ્ય તે તત્ત્વાચાર્ય અને તેમના શિષ્ય તે ઉદ્દ્યોતનસૂરિ. તેઓ ચંદ્રકુલની પરંપરામાં થઈ ગયા. તેમણે સિદ્ધાન્તશાસ્ત્રનું અધ્યયન શ્રીવીરભદ્રાચાર્ય પાસે કર્યું હતું અને ન્યાયશાસ્ત્રનું અધ્યયન શ્રીહરિભદ્રસૂરિ પાસે કર્યું હતું.

ગુજરાતમાં જાબાલિપુરમાં શ્રીવત્સરાજ નામનો રાજા જ્યારે રાજ્ય કરતો હતો ત્યારે ત્યાં વીરભદ્રાચાર્યે ઋષભજિનેશ્વરનું એક ઊંચું ભવ્ય મંદિર કરાવ્યું હતું એ મંદિરના ઉપાશ્રયમાં સ્થિર થઈને ઉદ્યોતનસૂરિએ આ ગ્રંથની રચના કરી હતી. તે સમયે શક સંવત્ ૭૦૦ મો (વિ. સં. ૮૩૫ ) ચાલતો હતો. શ્રીહરિભદ્રસૂરિ તથા શ્રીવીરભદ્રસૂરિ એમના પૂર્વકાલીન હતા.

શ્રી ઉદ્દ્યોતનસૂરિએ 'કુવલયમાલા' ઉપરાંત બીજા કોઈ ગ્રંથની રચના કરી છે કે નહિ તે વિશે આપણને કશું જાણવા મળતું નથી. એમની કૃતિ તરીકે માત્ર 'કુવલયમાલા'નો જ પ્રાચીન સમયથી ઉલ્લેખ થતો આવ્યો છે. શ્રી ઉદ્દ્યોતનસૂરિએ આપણાં અંગોપાંગાદિ આગમશાસ્ત્રો ઉપરાંત વ્યાકરણ, ન્યાય, છંદ, કાવ્યાલંકાર, જ્યોતિષ વગેરે શાસ્ત્રોનો પણ સારો અભ્યાસ કર્યો હશે, એમ એમનો ગ્રંથ વાંચતાં જણાય છે. વળી એમણે ગ્રંથારંભમાં પૂર્વ કવિઓ છપ્પણ્ણય× પાદલિપ્તસૂરિ, શાતવાહન, (હાલ) ગુણાઢ્ય, વ્યાસ, વાલ્મીકિ, બાણ, વિમલસૂરિ, દેવગુપ્ત, બંદિક, હરિવર્ષ, પ્રભંજન, જડિલ,

* વડગચ્છના વિમલચંદ્રસૂરિના પાટે બીજા એક ઉદ્યોતનસૂરિ થઈ ગયા છે, જે પ્રસ્તુત ગ્રંથકર્તા ઉદ્દ્યોતનસૂરિથી ભિન્ન છે અને એમના પછી લગભગ બે સૈકા પછી થઈ ગયા છે.

× છપ્પણ્ણય—આ શબ્દગુચ્છ છઠ્ઠી કંડિકામાં બે વખત તથા ૨૮૦મીમા એકવાર વપરાયો છે. એનાં બે સંસ્કૃત સમીકરણો સંભવે છેઃ ૧ પટ્પર્ણક અને પટ્પ્રજ્ઞક. સંદર્ભ વિચારતાં બીજું સમીકરણ

રવિષેણ, હરિભદ્રસૂરિ વગેરેની સ્તુતિ કરી છે. તથા ગૌરવશાલી ગ્રંથરચના વડે 'અભિમાન' 'પરાક્રમ' અને 'સાહસ' અંકવાળા કવિઓનું પણ સ્મરણ કર્યું છે. એ પરથી એ મહાકવિઓની કૃતિઓથી પોતે પરિચિત હોય એ સ્વાભાવિક છે. તદુપરાંત સામુદ્રિકવિદ્યા, વૈદ્યક, અશ્વપરીક્ષા, ધાતુવાદ, ભાષાલક્ષણ, વગેરે ઘણા ભિન્નભિન્ન વિષયોનો અભ્યાસ એમણે કર્યો હશે એમ જણાય છે.

### કુવલયમાલાનો રચનાસમય

ઉદ્દ્યોતનસૂરિએ 'કુવલયમાલા' માં એના રચનાસમયનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે. તેઓ અન્તભાગમાં લખે છે—

सगकाले वोलीणे वरिसाण सएहिं सत्तहिं गएहि।
एग-दिणेणूणेहिं रइया अवरण्ह-वेलाए॥

* * *

तत्थ ठिएणं अह चोद्दसीए चेत्तस्स कण्ह-पक्खम्मि।
णिम्मविया बोहिकरी भव्वाणं होउ सव्वाणं॥

એટલે કે શક સંવત ૭૦૦ પૂર્ણ થવામાં એક દિવસ બાકી હતો ત્યારે ચૈત્ર વદ ૧૪ ને દિવસે ત્રીજા પહોરે આ ગ્રંથની રચના પૂર્ણ કરી હતી. આ સમય એટલે વિક્રમ સંવત ૮૩૫ ના ચૈત્ર વદ ૧૪ ને દિવસે, ઈ. સ. ૭૭૯ ના માર્ચની ૨૧ મી તારીખે આ ગ્રંથની રચના પૂર્ણ થઈ છે.

### હ્રી દેવીની સહાય

'કુવલયમાલા'ની રચના અંગે કવિએ જેનો વારંવાર નિર્દેશ ગ્રંથસમાપ્તિની કંડિકામાં કર્યો છે તે હ્રી દેવીએ પોતાને કરેલી સહાય વિશે છે. પોતાને આ ગ્રંથ રચવાની સૂચના, પ્રેરણા અને પ્રસાદ એ દેવીએ આપ્યાં છે, એટલું જ નહિ, સર્વ આખ્યાનક પણ એ દેવીએ જ કહ્યું છે અને પોતે તો નિમિત્તમાત્ર છે એમ કર્તાએ જણાવ્યું છે.

जीएँ मह देवयाए अक्खाणं साहियं इमं सव्वं।
तीए च्चीय णिम्मविया एसा अम्हे मिसं एत्थ॥

આ દેવીની સહાયથી જ તેઓ પ્રહર માત્રમાં સો જેટલી ગાથાની રચના કરી શક્યા છે એવો ઉલ્લેખ પણ તેમણે કર્યો છે.

---

અત્ર અભિપ્રેત છે. એનો અર્થ ૭ પ્રકારની પ્રજ્ઞાના ધારક એવો થાય છે. અર્થાત્ નિપુણ કવિવરોને અંગે આ શબ્દગુચ્છ વપરાયો છે. તો બે પ્રશ્નો ઉદ્ભવે છે. શું કવિઓની જ પ્રજ્ઞા ૭ પ્રકારની હોય છે કે અન્ય કોઇની પણ? ગમે તે હો પણ પ્રજ્ઞાના ૭ પ્રકાર કયા તે જાણવામાં નથી

दियहस्स पहर-मेत्ते गथ-सयं कुणइ भणसु को पुरिसो।
हियय-गया हिरिदेवी[a] जइ में लिहंतस्स णो होइ ॥

પોતાને દર્શન આપનાર તથા પોતાના ચિત્તમાં આવીને વસનાર આ દેવીનુ વર્ણન કરતા કવિએ લખ્યુ છે કે તે કમળના આસન ઉપર બેઠેલી, કમળ જેવી કાંતિવાળી તથા હાથમાં કમળવાળી છે. એ દેવીની સહાયથી પોતે ગ્રથની રચના કરી છે. છતા જો કોઈ દોષ હોય તો તે પોતાનો જ છે એમ પણ કવિએ નમ્રતાપૂર્વક જણાવ્યુ છે.

કથાના પ્રકાર.

ગ્રંથના આરંભમાં કર્તાએ પોતાની કથારચના વિશિષ્ટતા વિશે કેટલુક જણાવેલુ છે. તેઓ કથાના પાંચ પ્રકાર જણાવે છે. સકલકથા, ખંડકથા, ઉલ્લાપકથા, પરિહાસકથા, તથા વરાકથા. અને એ સર્વ પ્રકારની કથાઓના સમન્વયવાળી પોતાની આ કથાને સંકીર્ણકથા તરીકે તેમણે ઓળખાવી છે.

આ કથામા કોઇક સ્થળે રૂપક રચનાથી, કોઇક સ્થળે મનોહર લાબાં વાક્યોથી, કોઇક સ્થળે ઉલ્લાપથી, કોઇક સ્થળે કુલકોથી, કોઇક સ્થળે ગાથામા, કોઇક સ્થળે ગીતિકા સહિત દ્રુપદ છંદમાં, કોઇક સ્થળે દંડક તથા નારાચ છંદથી, કોઇક સ્થળે ત્રોટક છંદથી રચના કરેલી છે. કોઇક સ્થળે વૃત્તથી અને કોઇક સ્થળે તરંગથી પણ રચના કરેલી છે. વળી આ કથામાં કોઇક સ્થળે હાસ્યવચનથી, તથા કોઇક સ્થળે સાળાવચનોથી એમ વિવિધ પ્રકારે રચના કરેલી છે.

કથાની ભાષા અંગે નિર્દેશ કરતાં કવિ ગ્રથના આરંભમા ૭ મી કડિકામા કથા શરૂ કરતાં પહેલાં જણાવે છે કે તાપસો અને જિનસમુદાય જેનો વ્યવહાર કરે છે તે પ્રાકૃત-ભાષામાં મહારાષ્ટ્રી તથા દેશી ભાષામાં આણી કથાની રચના કરેલી છે. વળી કોઇક સ્થળે કુતૂહળથી, કોઇક સ્થળે પરવચનવશથી સંસ્કૃત ભાષામાં, અપભ્રંશમાં, દ્રાવિડમા કે પૈશાચી ભાષામાં રચના કરવામાં આવી છે.

पाइय-भासा रइया मरहट्ठय देसि-वण्णय-णिबद्धा।
सुद्धा सयल-कह च्चिय तावस-जिण-सत्थ-वाहिल्ला ॥
कोऊहलेण कत्थइ पर-वयण-वसेण सक्कय-णिबद्धा।
किंचि अवब्भंस-कया दाविय-पेसाय-भासिल्ला ॥

---

[a] हिरि=देवता विशेषे, अनु० जम्बूद्वीपे मन्दरस्य दक्षिणे महापद्म-ह्रद् वास्तव्याया स्वनामख्यातायां देव्याम्, स्था० ३ ठा० ८ उ०। उत्तररुचक वास्तव्यायामदिक्कुमारीमहत्तरिकायाम्, आ० चू०। सुपुरुषस्य किंपुरुषेन्द्रस्याग्रमहिष्याम् स्था० ४ ठा० १ उ०। भ० वानादिलोक सोममहाराजस्याग्रमहिष्याम्, ज्ञा० २ श्रु० ४ वर्ग १ अ०।-अभिधानराजेन्द्रकोष, भाग ७, पत्र १२२७

આ કથાને કવિ સર્વગુણયુક્ત, શૃંગારરસથી મનોહર, સુરચિત અંગવાળી, અને સર્વ કલાગમથી સુભગ એવી સંકીર્ણ કથા તરીકે ઓળખાવે છે. વળી અન્ય રીતે કથાના ત્રણ પ્રકાર બતાવવામાં આવ્યા છે. જેમકે ધર્મકથા, અર્થકથા અને કામકથા અને જે કથા આ ત્રણે વર્ગને સાધી આપનારી હોય તેને સંકીર્ણકથા કહેવાય છે. અને કુવલયમાલામાં પણ ધર્મકથા ઉપરાંત એમાં કામ અને અર્થની કથા આવતી હોવાથી તેને સંકીર્ણકથા તરીકે કર્તાએ ઓળખાવી છે. વળી જે અર્થમાં કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે ‘સમરાઇચ્ચકહા’ને સકલકથા તરીકે ઓળખાવી છે, તે અર્થમાં કુવલયમાલા કથાને પણ સકલકથા તરીકે ઓળખાવી શકાય. આ કથા ગદ્ય અને પદ્યમાં વિગત પ્રચૂર વર્ણનો તથા વિવિધ રસોના આલેખન સાથે રચવામાં આવી છે. અને તેથી સ્વરૂપની દૃષ્ટિએ આ કૃતિને ચમ્પૂ કાવ્યના પ્રકાર તરીકે પણ ઓળખવામાં આવે છે.

## કથાવસ્તુ અને તેની ગૂંથણી

‘કુવલયમાલા’ની કથાની રચનામાં કર્તાએ પોતાની અસાધારણ શક્તિ દાખવી છે. આ આખીયે કથા ઉત્પાદ્ય એટલે કે મૌલિક પ્રકારની, કર્તાએ પોતાની કલ્પનાથી સર્જેલી છે. એમાં એક મુખ્ય કથાની અંદર બીજી ઘણી અવાંતર કથાઓ આવે છે. એમાંની કેટલીક અવાંતર કથાઓ તો મુખ્ય પાત્રોના જન્માંતરની કથા રૂપે આવે છે. આ બધી કથાઓનું પૌર્વાપર્ય કર્તાએ એવી ખૂબીથી ગોઠવી કાઢ્યું છે કે તેથી તે દરેક કથા સ્વતંત્ર રીતે પણ આસ્વાદ્ય બની શકી છે. એવી કેટલીક કથાનું પૌર્વાપર્ય તો જેમ જેમ કથા આપણે આગળ વાંચતા જઇએ તેમ તેમ સ્પષ્ટ થતું જાય છે. કથાવસ્તુ અને સંકલનાની દૃષ્ટિએ ઔત્સુક્ય, વૈવિધ્ય, વ્યવસ્થિતતા, સંવાદિતતા, ઔચિત્ય, સુશ્લિષ્ટતા વગેરે ગુણલક્ષણો આ કથાની રચનામાં જોવા મળે છે.

અયોધ્યા નગરીના દઢવર્મ રાજા અને પ્રિયંગુશ્યામા રાણીને દેવીની ઉપાસનાથી પુત્ર કુવલયચંદ્રની પ્રાપ્તિ થાય છે. સર્વ કલાગુણસંપન્ન એ કુમાર સાથે રાજા એક દિવસ અશ્વક્રીડા માટે જાય છે ત્યારે તેનું અશ્વ સાથે દિવ્યહરણ થાય છે. આકાશમાર્ગે જતાં જતાં કુમાર અશ્વના પેટમાં છરી ભોંકે છે. એથી અશ્વ સાથે તે નીચે આવે છે. તે સમયે કોઇક અદૃશ્ય અવાજ એને કહે છે, “કુમાર કુવલયચંદ્ર! દક્ષિણ દિશામાં એક ગાઉ દૂર જા. ત્યાં કોઈ વખત ન જોયેલું એવું કંઇક તારે જોવાનું છે.” કુમાર ત્યાં ગયો. ત્યાં એણે એક સાગરદત્ત મુનિવરને જોયા. તે સિંહને સંલેખના કરાવતા હતા. અશ્વ સાથે થયેલા પોતાના હરણ વિશે પૂછતાં મુનિવરે એક વૃત્તાન્ત કહ્યો. કૌશાંબી નગરીના પુરંદરદત્ત રાજા પોતાના મંત્રી સાથે ઉદ્યાનમાં જાય છે. ત્યાં આચાર્ય ધર્મનંદન ચાર ગતિ સ્વરૂપ સંસાર વિશે પોતાના શિષ્યોને ઉપદેશ આપી રહ્યા છે. રાજા ત્યાં બેઠેલા કેટલાક દીક્ષિતો વિશે—ચંડસોમ, માનભટ્ટ, માયાદિત્ય, લોભદેવ અને મોહદત્ત વિશે—પ્રશ્ન કરે છે અને ધર્મનંદન આચાર્ય તેમનાં વૃત્તાન્તો જણાવે છે.

ધર્મનંદન મુનિવર ત્યાંથી વિહાર કરીને જાય છે. ચંડસોમ વગેરે પાંચે પરસ્પર ધર્માનુરાગવાળા દીક્ષિતો કાળધર્મ પામી એક જ દેવલોકમાં ઉત્પન્ન થાય છે. અને પરસ્પર ધર્મબોધ કરવાનો સંકેત કરે છે. ત્યાર પછી એક વખતે ધર્મનાથ તીર્થંકર દક્ષિણ ભરતખંડના મધ્ય ભાગમાં વિચરી રહ્યા હતા ત્યારે દેવતાઓએ સમવસરણની રચના કરી. એમાં આવેલા આ પાંચે દેવો પોતાના ભાવિ કલ્યાણ વિશે ધર્મનાથ જિનેશ્વરને પ્રશ્ન પૂછે છે.

ત્યાર પછી તેમાંથી પદ્મપ્રભદેવ ચ્યવીને મનુષ્યલોકમાં સાગરદત્ત વેપારી બને છે અને પછી દીક્ષા લઈ સાગરદત્ત મુનિ બને છે. એ મુનિ કુવલયચંદ્રને આ બધો વૃત્તાન્ત કહે છે. તેમના જણાવ્યા પ્રમાણે માનભટનો જીવ કુલયચંદ્રકુમાર પોતે છે અને માયાદિત્યનો જીવ દેવલોકમાંથી ચ્યવી દક્ષિણ દેશના રાજાની પુત્રી કુમારી કુવલયમાલા તરીકે અવતર્યો છે. તેને પ્રતિબોધ પમાડવાના હેતુથી કુમાર ત્યાંથી જ દક્ષિણ દિશામાં પ્રયાણ કરે છે. માર્ગમાં યક્ષ જિનશેખર, વનસુંદરી એણિકા, રાજપુત્ર દર્પફલિહ વગેરેના વૃત્તાન્તો જાણે છે. પછી દક્ષિણ દેશમાં વિજયાનગરી જઈ, પાદપૂર્તિ કરી કુમારી કુવલયમાલાને પરણે છે. અને તેને સાથે લઈ સ્વદેશ પાછો ફરે છે. માર્ગમાં ભાનુકુમાર મુનિનાં દર્શન કરી સંસારચક્રના ચિત્રપટનો વૃત્તાન્ત જાણે છે.

કુવલયચંદ્રના આગમન પછી દઢવર્મ રાજા દીક્ષા લે છે. કુવલયમાલા કુંવરને જન્મ આપે છે. પૂર્વ ભવનો મોહદત્તનો જીવ પદ્મકેસર દેવ થયા પછી આ કુંવર તરીકે અવતરે છે. એનું નામ પૃથ્વીસાર રાખવામાં આવે છે. સમય જતાં કુવલયચંદ્રકુમાર અને કુવલયમાલા દીક્ષા લે છે. ત્યાર પછી કેટલેક સમયે પૃથ્વીસાર પણ દીક્ષા લે છે. તે કાળધર્મ પામી ફરીથી દેવ બને છે. સાગરદત્ત મુનિ અને સિંહ પણ દેવ બને છે. એ રીતે એ પાચે ફરીથી દેવલોકમાં દેવ થઈ પોતાનો કાળ સુખમાં પસાર કરે છે.

ત્યાર પછી છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીના સમયમાં કુવલયચંદ્ર દેવનો જીવ કાકંદી નગરીમાં કંચનરથ રાજાનો શિકાર-વ્યસની પુત્ર મણિરથકુમાર થાય છે. કંચનરથ રાજાની વિનંતીથી મહાવીર પ્રભુ એના એક પૂર્વભવની વાત કહે છે જે સાંભળી વૈરાગ્ય પામેલો મણિરથકુમાર પ્રભુ પાસે દીક્ષા લે છે. મોહદત્ત દેવનો જીવ રણગજેન્દ્રનો પુત્ર કામગજેન્દ્ર બને છે. તે પોતાને થયેલા અનુભવની સત્યતા મહાવીર પ્રભુ પાસેથી જાણીને દીક્ષા લે છે. લોભદેવનો જીવ દેવલોકમાંથી ચ્યવી ઋષભપુર નગરના રાજા ચંદ્રગુપ્તનો પુત્ર વજ્રગુપ્ત થાય છે. પ્રાભાતિકના શબ્દથી પ્રતિબોધ પામી મહાવીર પ્રભુ પાસે એ દીક્ષા લે છે. ચંડસોમનો જીવ દેવલોકમાંથી ચ્યવી યજ્ઞદેવ નામના બ્રાહ્મણનો સ્વયંભૂદેવ નામનો પુત્ર થાય છે અને ગરુડ પક્ષીના વૃત્તાન્તથી પ્રતિબોધ પામી મહાવીર પ્રભુ પાસે આવી દીક્ષા લે છે. માયાદિત્ય દેવનો જીવ રાજગૃહ નગરમાં શ્રેણિક રાજાનો પુત્ર મહારથ થાય છે અને પોતાના સ્વપ્નનો ખુલાસો મહાવીર પ્રભુ પાસેથી સાંભળી વૈરાગ્ય થતાં દીક્ષા લે છે. અંતમાં એ પાંચે અંતિમ સાધના કરી અંતકૃત્ કેવલી થઈ મોક્ષે જાય છે.

આમ, ચંડસોમ વગેરે જીવોની જન્મજન્માંતરની કથા કેવી રીતે ગૂંથવામાં આવી છે તે નીચેના કોઠા પરથી સ્પષ્ટ થશેઃ—

| | પૂર્વભવ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|---|
| માન | સુંદરી | માનભટ્ટ | પદ્મસાર દેવ* | કુવલયચંદ્ર | વેરુલિય દેવ | મણિરથકુમાર |
| ક્રોધ | ... | ચંડસોમ | પદ્મચંદ્ર ,, | સિંહ | ,, | સ્વયંભૂદેવ |
| માયા | ... | માયાદિત્ય | પદ્મવર ,, | કુવલયમાળા | ,, | મહારથકુમાર |
| લોભ | ... | લોભદેવ | પદ્મપ્રભ ,, | સાગરદત્ત | ,, | વજ્રગુપ્ત |
| મોહ | ... | મોહદત્ત | પદ્મકેસર ,, | પૃથ્વીસાર | ,, | કામગજેન્દ્ર |

આ કોઠા પરથી જોઇ શકાશે કે કર્તાએ દરેકની પાંચ ભવની કથામાંથી બરાબર વચલા ભવની કથાને વ્યાપક બનાવી છે અને ત્યાંથી કથાનો આરંભ કર્યો છે. લોભદેવનો જીવ સાગરદત્ત મુનિ બને છે અને ચંડસોમ દેવનો જીવ સિંહ બને છે. માનભટ્ટદેવનો જીવ કુવલયચંદ્ર બને છે, માયાદિત્ય દેવનો જીવ કુવલયમાળા બને છે અને મોહદત્ત દેવનો જીવ કુવલયકુમારનો પુત્ર બને છે. આમ આ પાંચ પાત્રોમાં ત્રણ પાત્રોને ગૌણ બનાવાયાં છે. અને કુવલયચંદ્ર તથા કુવલયમાલા એ બંનેને મુખ્ય પાત્રો બનાવી, કથાનાં નાયક અને નાયિકા બનાવી તથા તેમની સાથે બાકીનાં પાત્રોની કથાને સાંકળી લઇ આ કથાની રચના કરવામાં આવી છે. એમ કરવામાં લેખકે પાત્રોના ભવાન્તરની કથા દ્વારા સારું કથાવૈવિધ્ય આણ્યુ છે.

કથાવસ્તુમાં પાત્રોની દૃષ્ટિએ પણ ઘણું વૈવિધ્ય જોવા મળે છે. એમાં રાજાઓ, રાણીઓ, મુનિભગવંતો, બ્રાહ્મણો, વેપારીઓ, વિદ્યાધરો, તાપસો, સાર્થવાહો, મ્લેચ્છો, ધાતુવાદીઓ, વેતાલો, યક્ષો, દેવો, રાક્ષસો, બાલિકાઓ, છાત્રો, ગણધરો, વિહરમાન જિનેશ્વર, વન-કન્યાઓ, શબરો વગેરે ભિન્નભિન્ન પ્રકારનાં પાત્રો છે. ઘટનાની દૃષ્ટિએ પણ એમાં સારું વૈવિધ્ય નજરે પડે છે. દુશ્મન રાજ્ય પર ચડાઈ, દેવીની ઉપાસના, અપહરણ, અશ્વક્રીડા, સિંહનું અનશન, આત્મહત્યા, ભાઈ-બહેનની હત્યા, ચિતાપ્રવેશ, કૂવામાં પતન, મિત્રવંચના, સમુદ્રગમન, વહાણનો વિનાશ, પિશાચોનો વાર્તાવિનોદ, રાજાની રાત્રિચર્યા, જલક્રીડા, વચન માટે પ્રાણત્યાગ, ગાંડા હાથીને વશ કરવો, સ્મશાનમાં શબ સાથે રહેવું, શિરચ્છેદ, ખન્યવાદ, ગરુડ પક્ષીનો વૈરાગ્ય વગેરે વિવિધ પ્રકારની ઘટનાઓ આ કથામાં બનતી આલેખાઈ છે.

* પ્રાકૃત ગ્રંથમાં કંડિકા નં. ૧૭૭માં જણાવ્યા પ્રમાણે માનભટ્ટ પદ્મવર દેવ થાય છે અને માયાદિત્ય પદ્મસાર દેવ થાય છે, પરંતુ તેમાં સરતચૂક જણાય છે. વસ્તુતઃ માનભટ્ટ પદ્મસાર દેવ થાય છે અને માયાદિત્ય પદ્મવર દેવ થાય છે. આ કંડિકાના પાઠાંતર પરથી, કંડિકા નં. ૩૫૨મા માનભટ્ટ વિશે થયેલા ઉલ્લેખ પરથી તથા સંસ્કૃત સંક્ષિપ્ત કુવલયમાલા (પૃ ૧૧૫)પરથી એ જોઇ શકાશે.

ધર્મનંદન મુનિવર ત્યાંથી વિહાર કરીને જાય છે. ચંડસોમ વગેરે પાંચે પરસ્પર ધર્માનુરાગવાળા દીક્ષિતો કાળધર્મ પામી એક જ દેવલોકમાં ઉત્પન્ન થાય છે. અને પરસ્પર ધર્મબોધ કરવાનો સંકેત કરે છે. ત્યાર પછી એક વખતે ધર્મનાથ તીર્થંકર દક્ષિણ ભરતખંડના મધ્ય ભાગમાં વિચરી રહ્યા હતા ત્યારે દેવતાઓએ સમવસરણની રચના કરી. એમાં આવેલા આ પાંચે દેવો પોતાના ભાવિ કલ્યાણ વિશે ધર્મનાથ જિનેશ્વરને પ્રશ્ન પૂછે છે.

ત્યાર પછી તેમાંથી પદ્મપ્રભદેવ ચ્યવીને મનુષ્યલોકમાં સાગરદત્ત વેપારી બને છે અને પછી દીક્ષા લઈ સાગરદત્ત મુનિ બને છે. એ મુનિ કુવલયચંદ્રને આ બધો વૃત્તાન્ત કહે છે. તેમના જણાવ્યા પ્રમાણે માનભટ્ટનો જીવ કુલયચંદ્રકુમાર પોતે છે અને માયાદિત્યનો જીવ દેવલોકમાંથી ચ્યવી દક્ષિણ દેશના રાજાની પુત્રી કુમારી કુવલયમાલા તરીકે અવતર્યો છે. તેને પ્રતિબોધ પમાડવાના હેતુથી કુમાર ત્યાંથી જ દક્ષિણ દિશામાં પ્રયાણ કરે છે. માર્ગમાં યક્ષ જિનશેખર, વનસુંદરી એણિકા, રાજપુત્ર દર્પફલિહ વગેરેના વૃત્તાન્તો જાણે છે. પછી દક્ષિણ દેશમાં વિજયાનગરી જઈ, પાદપૂર્તિ કરી કુમારી કુવલયમાલાને પરણે છે. અને તેને સાથે લઈ સ્વદેશ પાછો ફરે છે. માર્ગમાં ભાનુકુમાર મુનિનાં દર્શન કરી સંસારચક્રના ચિત્રપટનો વૃત્તાન્ત જાણે છે.

કુવલયચંદ્રના આગમન પછી દૃઢવર્મ રાજા દીક્ષા લે છે. કુવલયમાલા કુંવરને જન્મ આપે છે. પૂર્વ ભવનો મોહદત્તનો જીવ પદ્મકેસર દેવ થયા પછી આ કુંવર તરીકે અવતરે છે. એનું નામ પૃથ્વીસાર રાખવામાં આવે છે. સમય જતાં કુવલયચંદ્રકુમાર અને કુવલયમાલા દીક્ષા લે છે. ત્યાર પછી કેટલેક સમયે પૃથ્વીસાર પણ દીક્ષા લે છે. તે કાળધર્મ પામી ફરીથી દેવ બને છે. સાગરદત્ત મુનિ અને સિંહ પણ દેવ બને છે. એ રીતે એ પાચે ફરીથી દેવલોકમાં દેવ થઈ પોતાનો કાળ સુખમાં પસાર કરે છે.

ત્યાર પછી છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીના સમયમાં કુવલયચંદ્ર દેવનો જીવ કાકંદી નગરીમાં કંચનરથ રાજાનો શિકાર-વ્યસની પુત્ર મણિરથકુમાર થાય છે. કંચનરથ રાજાની વિનંતીથી મહાવીર પ્રભુ એના એક પૂર્વભવની વાત કહે છે જે સાંભળી વૈરાગ્ય પામેલો મણિરથકુમાર પ્રભુ પાસે દીક્ષા લે છે. મોહદત્ત દેવનો જીવ રણગજેન્દ્રનો પુત્ર કામગજેન્દ્ર બને છે. તે પોતાને થયેલા અનુભવની સત્યતા મહાવીર પ્રભુ પાસેથી જાણીને દીક્ષા લે છે. લોભદેવનો જીવ દેવલોકમાંથી ચ્યવી ઋષભપુર નગરના રાજા ચંદ્રગુપ્તનો પુત્ર વજ્રગુપ્ત થાય છે. પ્રાભાતિકના શબ્દથી પ્રતિબોધ પામી મહાવીર પ્રભુ પાસે એ દીક્ષા લે છે. ચંડસોમનો જીવ દેવલોકમાંથી ચ્યવી યજ્ઞદેવ નામના બ્રાહ્મણનો સ્વયંભૂદેવ નામનો પુત્ર થાય છે અને ગરુડ પક્ષીના વૃત્તાન્તથી પ્રતિબોધ પામી મહાવીર પ્રભુ પાસે આવી દીક્ષા લે છે. માયાદિત્ય દેવનો જીવ રાજગૃહ નગરમાં શ્રેણિક રાજાનો પુત્ર મહારથ થાય છે અને પોતાના સ્વપ્નનો ખુલાસો મહાવીર પ્રભુ પાસેથી સાંભળી વૈરાગ્ય થતાં દીક્ષા લે છે. અંતમાં એ પાંચે અંતિમ સાધના કરી અંતકૃત્ કેવલી થઈ મોક્ષે જાય છે.

કંડિકા ૧૧ દુર્જનવર્ણન, ૧૫ દુકાનમાર્ગો, ૪૫ પુત્રવધામણી, ૬૨ વિન્ધ્યાટવી, ૬૮ કૌશામ્બી, ૭૦ ઉદ્યાનવર્ણન, ૭૨ મુનિગુણવર્ણન, ૧૫૬ [1]સંધ્યાવર્ણન, ૧૭૫ વાવડીવર્ણન, ૧૯૭ ગ્રીષ્મવર્ણન, ૨૦૨ દુષ્કાળવર્ણન, ૨૦૩ વિન્ધ્યાટવીવર્ણન, ૨૦૬ રેવા-નર્મદા નદીવર્ણન, ૨૧૧ ઉજ્જયિની નગરી, ૨૩૯ પ્રથમ વૃષ્ટિ, ૨૪૦ વર્ષાન્ત સમય, ૨૪૩ વિજયા નગરી, ૨૭૨, હેમંત ઋતુ. એ સર્વ વર્ણનો વિશે અહીં નોંધ લઇ શકાય તેમ ન હોવાથી નમૂના તરીકે તેમાંથી નગરી અને ઋતુઓ વિશે અહીં વિચારીએ.

નગરીનાં વર્ણનો

આ ગ્રંથમાં કવિએ નગરીઓનાં વર્ણનની બાબતમાં જુદી જુદી કથાઓના પ્રસંગમાં પ્રાચીન ભારતીય કેટલીક નગરીઓનું વર્ણન કર્યું છે. એમાં કેટલેક સ્થળે પ્રથમ મુખ્ય દેશનું અને ત્યારપછી તેની મુખ્ય નગરીનું વર્ણન કર્યું છે. કુવલયકુમારની કથામાં વિનીતા-અયોધ્યાનું, પુરંદરરાજાની કથામાં વત્સદેશની કૌશાંબી નગરીનું, ચંડસોમની કથામાં દક્ષિણ દેશની કંચીનગરીનું, માનભટ્ટની કથામાં અવંતી દેશની ઉજ્જયિની નગરીનું, માયાદિત્યની કથામાં કાશીદેશની વારાણસી નગરીનું, લોભદેવની કથામાં ઉત્તરાપથની તક્ષશિલાનગરીનુ, મોહદત્તની કથામાં કોશલ દેશની કોશલા નગરીનું, સાગરદત્તની કથામાં ચંપા નગરીનુ, યક્ષ જિનશેખરની કથામાં માકંદી નગરીનું, દર્પફલિહની કથામાં રત્નાપુરી નગરીનું, કુમારી કુવલયમાલાની કથામાં વિજયા નગરીનું, સંસાર ચક્રની કથામાં લાટ દેશની દ્વારિકા નગરીનું, મણિરથકુમારની કથામાં કાકંદી નગરીનું, સુંદરીની કથામાં સાકેત નગરનું, કામગજેન્દ્રની કથામાં અરૂણાભ નગરનુ, વજ્રગુપ્તની કથામાં ઋષભપુરનું વર્ણન કરવામાં આવ્યુ છે. ઉજ્જયિની અને અયોધ્યાનુ વર્ણન મુખ્ય કથાના પ્રસંગોમાં વિકાસ અનુસાર એક કરતાં વધારે વખત કરાયુ છે.

નગરીઓનાં વર્ણનોમાં નગરનું નામ, કિલ્લો, દુકાનમાર્ગો, ઉપવન, સન્નિવેશ આવાસો, સરોવરો, તળાવો, મંદિરો, વાવડીઓ, જુદા જુદા વર્ણના લોકો, યુવક અને યુવતીઓ, પશુ-પક્ષીઓ અને ત્યાં પ્રવર્તતી ભિન્નભિન્ન ઋતુઓનું અલંકારયુક્ત વર્ણન કરીને કવિએ તેમાં ઘણું સુંદર વૈવિધ્ય આણ્યુ છે. કેટલીક સ્થળે સંક્ષેપમાં પણ કર્યું છે, તો કેટલેક સ્થળે વિસ્તારથી પણ કર્યું છે. વિનીતાનગરીનું વર્ણન કરતાં ગ્રંથકારે ભિન્નભિન્ન વસ્તુઓમાં ચોમાસાની અનેક વસ્તુઓની ઉત્પ્રેક્ષા કરી છે. જેમકે "નિર્દય કરતલવડે વગાડાતાં તબલાં અને વાજિંત્રો સાથે ગવાતાં ગીતથી જાણે મેઘનાદ ન થતો હોય!" એ નગરીમાં જાણે બારે માસ નવા ચોમાસાનો સમય પ્રવર્તતો હોય તેની મનોહરતાનું સૂચન કર્યું છે.

રત્નાપુરી નગરીની શ્રેષ્ઠતા બતાવવા માટે કવિ કહે છે કે તે નગરીમાં જે કંઇ પદાર્થ પરાભવ પામવાથી અધમ કે હલકો ગણાય છે તે પદાર્થ બીજી નગરીમાં જાય તો ત્યાં તે પ્રથમ સ્થાન પ્રાપ્ત કરનાર ગણાય છે. (કંડિકા ૨૩૦)

---

૧ સંધ્યાવર્ણન માટે જુઓ શ્રી દલસુખભાઇ માલવણિયાનો લેખ. 'સ્વાધ્યાય' અંક ૨ લો.

અટવી, નગરી, ઉદ્યાન, પર્વત, પલ્લી, સ્મશાન, ચૌહું, વૃક્ષકોટર, ખેતર, વાપિકા, અરણ્ય, સરોવર, નદી, સમુદ્ર, આકાશ, મહાવિદેહક્ષેત્ર, દેવલોક, નારકી વગેરે ભિન્નભિન્ન પ્રકારનાં સ્થળોમાં આ બધી ઘટનાઓ બને છે, એ દૃષ્ટિએ સ્થળવૈવિધ્ય પણ આ કથામાં સારું જોવા મળે છે.

આમ આ કથામાં પાત્ર, ઘટના, સ્થળ ઇત્યાદિની દૃષ્ટિએ કર્તાએ સારી વિવિધતા આણીને કથાને રોચક અને રસિક બનાવવા પ્રયત્ન કર્યો છે. મુખ્ય કથા અને અવાતર કથાઓની પરસ્પર ગૂંથણીમાં પણ લેખકે અસાધારણ શક્તિ દર્શાવી છે. વાચકને ઉત્તરોત્તર ઔત્સુક્ય થાય એ રીતે એની સંકલના કરી છે.

કથાનો આરંભ કરીને કર્તા તરત જ કથાને ભૂતકાળમાં લઈ જાય છે અને ઘણાં પ્રકરણ પછી તેને કથાના વર્તમાન સમય સાથે સાંકળી લઈ ભવિષ્યમા ગતિ કરાવે છે. કથાનો અંત, જૈન કથાઓમાં સામાન્ય રીતે જોવા મળે છે તેવો પાંચે પાત્રોની મોક્ષગતિનો છે.

ગ્રંથનું નામ લેખકે કથાની નાયિકા કુવલયમાલાના નામ પરથી આપ્યુ છે. આવી રીતે નાયક કે નાયિકાના, વિશેષતઃ નાયિકાના નામ પરથી કથાનુ નામ આપવાની પ્રણાલિકા કવિઓમાં પ્રાચીન સમયથી રૂઢ થયેલી છે. બાણની કાદંબરીમાં જેમ નાયિકા કાદંબરીનો પ્રવેશ મોડો કરાયો છે તેમ આ કથામાં પણ નાયિકા કુવલયમાળાનો પ્રવેશ પણ મોડો થાય છે. કથાના અંત-ભાગમાં પાંચે પાત્રોની અંતિમ આરાધના સપ્રયોજન ઘણી વિગતે અપાઈ છે, અને એથી ત્યાં કથાપ્રવાહ સ્થગિત થઈ જાય છે, પરંતુ કથાને સમેટી લેવાની કથાકારની ઉતાવળ તો તેથી પણ પૂર્વે મહારથકુમારની કથામાં જોઈ શકાય છે. દરેક પાત્રની કથાને વિસ્તારથી, અવાંતર કથાઓ સાથે વર્ણવવામાં આવી છે, પરંતુ મહારથ-કુમારની કથા તદ્દન સીધી, સરળ અને માત્ર બે ટૂંકી કંડિકા જેટલા સંક્ષેપમા રજૂ કરવામાં આવી છે. મુખ્ય કથાનો પ્રવાહ ઘણા વળાંક લઈ ક્યાંથી ક્યાં આગળ વધતો જતો હોય છે, એટલે એ લેખકને જેટલો સ્પષ્ટ હોય તેટલો વાચકને ન હોય એ સ્વાભાવિક છે. એમાં કર્તા એવી રીતે વાચકને કથાના રસપ્રવાહમાં ઘસડી જાય કે અચાનક વચ્ચે છોડી દેવાયો હોય તો તે ગાઢ વનમાં ભૂલા પડેલા પથિક જેવી જ સ્થિતિ અનુભવે.

વર્ણનો

ચમ્પૂસ્વરૂપની આ કૃતિમાં વર્ણનો વિવિધ પ્રકારનાં જોવા મળે છે. સ્ત્રીઓ, પુરુષો, નગરીઓ અટવીઓ, પર્વતો, સમુદ્રનાં તોફાનો, દુષ્કાળ, રાત્રી, સંધ્યા-પ્રભાત, ઋતુઓ, દેવલોક, નારકી તિર્યંચગતિનાં દુઃખો, આકાશ-માર્ગમાંથી પૃથ્વીલોક, અંતઃપુર, શબરો, વિદ્યાધરો, છાત્રાલય, હાથી, ઘોડા, વાઘણ, પોપટ, વૃક્ષો, કર્ણપૂરક, સાર્થ, જલક્રીડા વગેરે ઘણી વસ્તુ ઓનાં વિગતે વર્ણન કવિએ જુદી જુદી કથાઓના સંદર્ભમાં કર્યાં છે. ક્યારેક સમાસયુક્ત તો ક્યારેક સરળ ભાષામાં, ક્યારેક શ્લેષાત્મક તો કોઇ વખત રૂપક શૈલીથી, ક્યારેક ઉપમાઓની હારમાળા વડે તો ક્યારેક અવનવી ઉત્પ્રેક્ષાઓ વડે વર્ણનો કર્યા છે. તેમાંથી કેટલાક વર્ણનો કંડિકા સાથે આપીયે છીએ.

હાસ્ય, બીભત્સ, શાંત વગેરે રસોનુ આલેખન કરેલું છે. અહીં શૃંગારરસનું જે આલેખન કરવામાં આવ્યુ છે તે જોઇ કોઇકને પ્રશ્ન થાય કે એક જૈનાચાર્યે કરેલી આ ધર્મકથાની રચનામા શૃંગારરસને સ્થાન કેમ હોઈ શકે ? આ દૃષ્ટિબિંદુથી જોતાં કોઈકને કદાચ આ કથામાં નિરૂપાયેલો શૃંગારરસ ટીકારૂપ પણ લાગે, પરંતુ લેખક પોતે આ વસ્તુસ્થિતિથી અનભિજ્ઞ નથી. તેમણે શૃંગારરસનુ જે આલેખન કર્યું છે તે સપ્રયોજન છે અને પોતાને માથે આવો અપવાદ કદાચ આવે એમ સમજીને તેમણે ગ્રથને અંતે એ બાબતનો ખુલાસો પણ કરેલો છે.

ગ્રંથના આરંભમાં તેમણે બતાવ્યુ છે કે જુદા જુદા પ્રકારના જીવ પરિણામ-ભાવ જાણવા માટે સર્વ ઉપાય કરવામાં નિપુણ એવા જિનેશ્વર ભગવંતે ચાર પ્રકારની કથા કહી છે. જેમકે ૧) આક્ષેપણી ૨) વિક્ષેપણી ૩) સવેગજનની ૪) નિર્વેદજનની. આક્ષેપણી કથા તે વાચકને પ્રથમ શ્રવણ તરફ આકર્ષે અને અંતે ધર્મ તરફ આકર્ષનાર બને છે. અને વિક્ષેપણી કથા તેને સસારથી દૂર લઇ જનાર બને છે. સંવેગજનની કથા વાંચકને મોક્ષાભિલાષી બનાવે છે અને નિર્વેદજનની કથા તેનામાં સંસાર પ્રત્યે નિર્વેદ જન્માવે છે. આ કથાપ્રકારો જણાવ્યા પછી કવિ કહે છે એમ અહીં પણ ચાર પ્રકારની ધર્મકથા શરૂ કરી છે, તેમાં કોઇ કોઇ કામશાસ્ત્રનો સંબંધ પણ કહેવાશે, માટે તેને નિરર્થક ન ગણશો. પરંતુ ધર્મપ્રાપ્તિ કરાવવામાં તે આકર્ષણ કરનાર છે એમ ગણીને તેનું બહુમાન કરશો. ( કંડિકા ૯. ). ગ્રંથના અંતે પણ કવિ કહે છે કે " અમારા પર ઇર્ષા કરનાર, ખલ, પિશુન, રાગી, મૂઢ વગેરે ન બોલવા યોગ્ય બોલશે અને કહેશે કે " આમાં રાગ બહુ વર્ણવ્યો છે, તો રાગબંધન ઉત્પન્ન થાય તેવી રચના શા માટે કરવી ? " તેના ઉત્તરમાં કર્તા કહે છે કે "રાગવાળું ચિત્ત હોય તેને પ્રથમ રાગ દેખાડવાથી પછીથી વૈરાગ્ય થાય છે. રાગ વગર વૈરાગ્ય કેવી રીતે થાય ? જેણે રાગ કર્યો હોય તેને પણ રાગથી વૈરાગ્ય થાય છે." આ રાગ વૈરાગ્યનો હેતુ બને છે. વળી કોઇ પ્રશ્ન કરે કે ધર્મની આ વાર્તામાં પુરુષનાં લક્ષણો શા માટે કહેવાય છે ? તેના જવાબમાં કર્તા કહે છે કે શ્રોતાઓનું આકર્ષણ કરવું એ કવિઓનો ધર્મ છે. વળી આવી રીતે ધર્મકથામા રાગ વર્ણવાયો હોય એવી પોતાની પુરોગામી કથા તરીકે વસુદેવહિંડી અને ધમ્મિલહિંડીનો એ સંદર્ભમા કવિએ નિર્દેશ પણ કરેલો છે. ( કંડિકા ૪૨૮ )

### શાસ્ત્રચર્ચા

શ્રી ઉદ્દ્યોતનસૂરિએ આ કથાની રચના એવી રીતે કરી છે, અને તેમાં અવાંતર કથાઓ એવી રીતે ગૂંથી લીધી છે કે જેથી તેનાં જુદા જુદા પ્રસંગે, પ્રસંગોચિત ધર્મ-તત્ત્વની વિચારણા પોતાના દ્વારા કે કોઈ પાત્ર દ્વારા કરવામાં આવે. ચંપૂપ્રકારની આ રચના હોઇને તેમાં કથાતત્ત્વનો પ્રવાહ મંદ બની જઈ વર્ણન કે વિવેચન પ્રધાનસ્થાન લે એ સ્વાભાવિક છે. વળી અહીં તો કર્તાનો ઉદ્દેશ એક સંકીર્ણ ધર્મકથા કહેવાનો છે અને

ઋતુઓનું વર્ણન

કવિએ આ ગ્રંથમાં બધી જ ઋતુઓનું વર્ણન કર્યું છે. પરંતુ તેમાં શરદ, વર્ષા, વસંત અને ગ્રીષ્મ એ ચાર ઋતુઓનું વધારે વિગતે આલેખન કર્યું છે. ચંડસોમની કથામાં કવિએ શરદ ઋતુનું વર્ણન કર્યું છે. કાસ જાતિનાં ફૂલ જેવો ઉજ્જવલ, નિર્મળ જલના તરંગની શોભાવાળો, સ્ફટિક હોય તેવો શરદકાળ, ચંદ્રની જ્યોત્સના, ખીલેલાં પુષ્પોની સુગંધ, નવપલ્લવિત લીમડાઓ, ઊગેલા અનાજના છોડ, બળદોના અવાજ વગેરે વડે મનોહર લાગે છે. કવિએ સમાસયુક્ત ભાષામાં રચેલી ચાર કડીમાં આ શરદઋતુનું વર્ણન કર્યું છે.

દર્પફલિહની કથામાં કવિએ વર્ષાઋતુનું વર્ણન કર્યું છે. ઉપમા અલંકાર વડે કરાયેલા આ વર્ણનમાં કવિ લખે છે કે કોઇક જગ્યાએ સરોવરનાં કાદવ અને ઘાસ શરીરે ચોંટેલાં હોય તેવા, વનની ભેંસો જેવા મેઘ ઉતાવળથી વિચરતા હોય તેમ જણાતા હતા. તો કોઇક જગ્યાએ કુપિત ભુજંગ જેવા ભયંકર અને ભમરાના અંગ જેવી કાંતિવાળા મેઘ કામી અસુરની જેમ વિચરતા હતા. વળી નવીન પાકતા આંબાની ગંધવાળો ફેલાતો પવન, ઘમઘમ કરતો વનમાં વાઇ રહ્યો હતો. પ્રથમ વર્ષા થવાના યોગે પૃથ્વી અને જળનો સંગમ થવાથી માટીની સોડમ (સૌરભ)વાળો અને ભેંસોને મદ કરાવનાર સુગંધી પવન વાઈ રહ્યો હતો. (કંડિકા ૨૩૯). તે વખતે નવીન કોમળ અંકુરો જમીનમાંથી બહાર ફૂટવા લાગ્યા. પર્વતનાં શિખરો અને ગુફાઓમાં મોર નૃત્ય કરવા લાગ્યા, પતિ પરદેશ ગયો હોય તેવી ગૃહિણીઓ દીન અને ઉદાસીન રહેવા લાગી. નવા ઊગેલા અંકુરોથી પૃથ્વી શોભવા લાગી. લોકો આકુળ વ્યાકુળ બનવા લાગ્યા. પાણીની પરબોના મંડપો છોડાવા લાગ્યા. ખેડૂતો હળ અને ખેતીનાં સાધનો તૈયાર કરવા લાગ્યાં. મુસાફરો ઘેર પાછા ફરવા લાગ્યા. ગામોમાં ઘરનાં છાપરાં સરખાં કરાવા લાગ્યાં.

વર્ષાનું આ વર્ણન કવિએ અત્યંત મનોહર કર્યું છે. તેમાંનું કેટલુંક પદ્યમાં સમાસ-યુક્ત શૈલીથી કરેલું છે અને કેટલુંક ગદ્યમાં લયયુક્ત નાની નાની ગદ્યપંક્તિઓથી કરેલું છે. વર્ષાના વર્ણનમાં કવિની અવલોકનશક્તિનો પણ આપણને સરસ પરિચય થાય છે.

માનભટ્ટની કથામાં કવિએ કરેલું વસંતઋતુનું વર્ણન વર્ષાઋતુના વર્ણનની અપેક્ષાએ ટૂંકું છે. કોકિલાના મધુર શબ્દોવાળું, ભમરાના ગુંજારવથી વાચાળ, કામબાણથી દુષ્પ્રેક્ષ્ય, નવીન પુષ્પોને કળીરૂપ અંજલિ કરીને નમ્ર બનેલાં સામંતો માફક વસંતકાળ આવે છે. વસંતઋતુનું આગમન થતાં સ્વાધીનપતિવાળી સ્ત્રીઓ હર્ષથી પ્રફુલ્લિત બને છે. અને પ્રોષિતભર્તૃકા દીનમુખવાળી બને છે. બાળકો એકઠા થઇ મોટા અવાજ કરે છે. અને યુવક યુવતીઓની મંડળીઓ રાસડા ગાય છે, મદિરાપાન કરાય છે. ગીતો ગવાય છે. અને આ ઋતુમાં મદનોત્સવ પણ ઉજવાય છે. (કંડિકા ૧૦૦).

રસનિરૂપણ તથા શૃંગારરસ વિશે ખુલાસો

કુવલયમાલામાં કુવલયકુમાર અને કુમારી કુવલયમાલાની મુખ્ય કથામાં બીજી ઘણી કથાઓ કર્તાએ સંકલિત કરી લીધી છે. આ આખાએ ગ્રંથમાં એમણે શૃંગાર, વીર, કરુણ,

ગ્રંથકારની બહુશ્રુતતા

આ ગ્રંથમાં કથાવસ્તુ અને તેની અવાંતર કથાઓના પ્રસંગો કવિએ જીવનની ઘણી ભિન્નભિન્ન બાજુઓનું આલેખન કરીને તેમાં પુષ્કળ વૈવિધ્ય આણ્યુ છે. એ સર્વનો આસ્વાદ માણતાં કથાકારે જગતનું અને જીવનનું કેટલુ સૂક્ષ્મ અવલોકન કર્યું હશે તેની આપણને પ્રતીતિ થાય છે. આ ઉપરાંત કવિએ ભિન્નભિન્ન કળાઓ, ભિન્નભિન્ન શાસ્ત્રો, જાતિઓ, વ્યવહાર, ધર્મ, ભાષાઓ વગેરેનો કેટલો અભ્યાસ કર્યો હશે તેનો પણ વખતોવખત આપણને પરિચય થાય છે. રાશિફળાદેશ, ઘોડાની જાતિઓ, વિવિધ કળાઓ, ધાતુવાદ, ખન્યવાદ, શકુનવિચાર, સામુદ્રિક લક્ષણો, પ્રહેલિકાઓ વગેરેના સંબંધવાળાં લખાણો લેખકની બહુશ્રુતતાની આપણને પ્રતીતિ કરાવે છે.

અલંકારસમૃદ્ધિ

ચંપૂસ્વરૂપની આ કૃતિમાં અલંકાર સમૃદ્ધિ અપાર હોય એ સ્વાભાવિક છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં એ પ્રકારની લખાયેલી કૃતિઓમાં આ કૃતિને અવશ્ય અગ્રસ્થાન સાંપડે એમ છે. અલંકારસમૃદ્ધિની દૃષ્ટિએ આ કૃતિ બાણભટ્ટની કાદંબરીની સરસાઈ કરવાને પણ શક્તિમાન જણાશે. ઉપમા, રૂપક અને ઉત્પ્રેક્ષા જેવા અલંકારો તો એમાં પદે પદે છે એમ કહેવામાં અત્યુક્તિ નહિ થાય. અલંકારશાસ્ત્રને અનેકવિધ અલંકારોના ઉત્તમ ઉદાહરણ પૂરા પાડી શકે એવા આ ગ્રંથમાંથી નમૂના રૂપ થોડાં ટાંકવા માટે ક્યાં લેવાં અને ન લેવાં તેની મૂંઝવણ પણ થયા વગર રહેશે નહિ. ૧૩૦ મી કંડિકામાં લક્ષ્મી માટે જુદા જુદા પ્રકારની નાયિકાઓની ઉપમાઓ આપવામાં આવી છે. જેમ કે—

आलिंगियं पि मुंचइ लच्छी पुरिसं ति साहस-विहूणं ।
गोत्त-क्खलण-विलक्खा पिय व्व दइया ण संदेहो ॥

વ્યતિરેક અલંકારનુ ઉદાહરણ ૧૧ મી કંડિકામાં જુઓઃ—

हूं, बुज्झइ, वट्टइ खलु खलो जि जइसउ, उज्झिय-सिणेहु पसु-भत्तो य ।
तहेव खलो वि वराओ पीलिज्जंतो विमुक्क-णेहु अयाणंतो य पसूहिं खज्जइ ।

અને પરિસંખ્યાનું ઉદાહરણ કંડિકા ૧૭ મી માં જુઓઃ—

जत्थ य जणवए ण दीसइ खलो विहलो व । दीसइ मज्जणो समिद्धो व । वसणं णाणा-विण्णाणे व, उच्छाहो धणे रणे व, पीई दाणे माणे व, अब्भासो धम्मे धम्मे व त्ति । जत्थ य दो-मुहउ णवर मुइंगो वि । खलो तिल-विचारो चि ।

શ્લેષાલંકારની રચના તો કવિએ ઘણે સ્થળે કરી છે. ઉદાહરણ તરીકે ૧૫ મી કંડિકા જુઓઃ—

अण्णा णंदण-भूमिओ इव ससुराओ संणिहिय-महुमासाओ त्ति ।

આમ અલંકારોનાં ઉદાહરણો તો આ ગ્રંથમાં સ્થળે સ્થળે જોવા મળે છે અને એમાં કવિએ દાખવેલી અપ્રતિમ શક્તિને કારણે જ આ કથાગ્રંથ ઉત્તમ કાવ્યકોટિમાં બિરાજે છે.

તેથી કથા કે કવિતા કરતાં ધર્મવિચારણા-ધર્મોપદેશ પ્રાધાન્ય ભોગવે એ પણ સ્વાભાવિક છે. કવિ પોતે જૈન છે અને પોતાના ધર્મશાસ્ત્રોના તેઓ મહાન જ્ઞાતા પણ છે, એની પ્રતીતિ આ ગ્રંથ વાંચતા વારંવાર આપણને થાય છે. જૈન ધર્મની બધી જ મહત્ત્વની વિચારણા તેમણે આમાં પ્રસંગોપાત ગૂંથી લીધી છે, એટલું જ નહિ સ્થૂળ ધાર્મિક ક્રિયાઓનાં વર્ણન પણ તેમણે વચ્ચે વચ્ચે મૂકયાં છે. સમ્યક્ત્વનાં લક્ષણો, બાર ભાવના, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, દેશ-સર્વવિરતિ, કર્મમીમાંસા, નારકી અને તિર્યંચ ગતિના દુઃખો, કષાયનુ સ્વરૂપ, લેશ્યા-વિચારણા, મુનિચર્યા, મહાવિદેહક્ષેત્ર, મનુષ્ય જન્મની દુર્લભતા, દેવગતિ અને ચ્યવન-સમય, બાલમરણ અને પંડિતમરણ, જીવના જન્મમરણની અનંતતા, પંચપરમેષ્ઠિને નમસ્કાર, ચાર શરણ, વગેરે વિશે આમાં વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે. કવિનું તત્ત્વચિંતન અત્યંત વિશુદ્ધ છે. વળી ભાષા ઉપરનું પ્રભુત્વ અસાધારણ છે અને છંદો પરનું પ્રભુત્વ પણ અપ્રતિમ છે. એટલે આવો શાસ્ત્રોપદેશ તેમણે ઘણુંખરું પદ્યમાં અને તે પણ સરળ, પ્રવાહી પ્રાસાદિક ગાથાની પંક્તિઓમાં આપ્યો છે. આ ઉપદેશ તેમણે રૂપક, ઉપમા કે દૃષ્ટાંત દ્વારા અત્યંત સચોટ અને વાંચનારને તરત ગળે ઊતરી જાય તેવી રીતે રજૂ કર્યો છે. આથી શુષ્ક તત્ત્વજ્ઞાનની પંક્તિઓ પણ કવિતાની ઉચ્ચ કોટિએ પહોંચેલી આ ગ્રંથમાં અનેકવાર આપણને જોવા મળે છે. વિમળમંત્રીને પતંગિયુ અને ગરુડનો પ્રસંગ કહી રાજર્ષિ ભગવંત ધર્મનું સ્વરૂપ વિસ્તારથી સમજાવે છે. (કંડિકા ૨૩૩) મણિરથકુમારની કથામાં બાર ભાવનાઓ સમજાવવામાં આવી છે. અને ત્યાર પછી સ્ત્રી, પુરુષ, નપુંસક, આંધળો, બહેરો, અપંગ, જ્ઞાની કે અજ્ઞાની, વગેરે ભેદો ક્યા કર્મફળને કારણે થાય છે, તે સમજાવવામાં આવ્યુ છે. (કંડિકા ૩૫૬) સંસારચક્રના ચિત્રપટ દ્વારા ચારે ગતિનાં દૃશ્યો, કર્મોની વિષમતા, પરિગ્રહનું પાપ વગેરે સમજાવીને પ્રત્યેક વ્યવસાયમાં આધ્યાત્મિક અર્થ કેવી રીતે ઘટાવવો તે સચોટ રીતે સમજાવ્યુ છે. વળી કવિએ તત્કાળે ભારતમાં પ્રવર્તતા જુદા જુદા ધર્મોના સંપ્રદાયમાં કેવી કેવી ત્રુટિઓ રહેલી છે તેનો પણ સંક્ષેપમાં સચોટ પરામર્શ કરેલો છે. રાજા દરબારમાં જુદા જુદા ધર્મવાદીઓને સાચો ધર્મ કોનો છે તે સમજવા માટે બોલાવે છે. અને તે દરેક ધર્મવાદી પોતાના ધર્મના ઉત્તમતત્ત્વો ગાથાની એક પંક્તિમાં રજૂ કરે છે. અને એના વિશે રાજા જે ચિંતન કરે છે તે પણ ગાથાની એક પંક્તિમાં રજૂ કરાયુ છે. એ બધાંને અંતે યથાર્થ ધર્મની ચકાસણી કરી રાજા જિનધર્મની દીક્ષા અંગીકાર કરે છે. (કંડિકા ૩૨૨) આવા દરેક પ્રસંગે ગ્રંથકારે શાસ્ત્રમીમાંસા કરવાની સારી તક ઝડપી છે. વસ્તુતઃ કર્તાએ પોતે જણાવ્યુ છે, તે પ્રમાણે કવિતાના ઉદ્દેશથી પ્રેરાઈને નહિ પણ ધર્માનુરાગથી પ્રેરાઈને પોતે આ **ધર્મકથાનું** સર્જન કર્યું છે. અને માટે જ આ કથામાં કોઈ કોઈ સ્થળે એવા પ્રસંગો રજૂ કરવામાં આવ્યા છે અને એવો સચોટ ધર્મોપદેશ અપાયો છે કે તે વાંચીને સુજ્ઞ વાંચનારના ચિત્તમાં તત્કાળ વૈરાગ્યના અંકુર ફૂટે તો નવાઈ નહિ. જીવનપરિવર્તન કરાવવાનો સંભાર અને શક્તિ આ ગ્રંથમાં પડ્યા છે, એ નિઃસંશય છે. એટલે લેખકે એને ધર્મકથા તરીકે ઓળખાવી છે, એ એટલુ જ સાચું છે. અલબત્ત એને ધર્મકથા કહેવાથી શ્રેષ્ઠ કાવ્યકૃતિ તરીકેનું એનું ગૌરવ જરા પણ ઓછું થતું નથી.

# કુવલયમાલા મહાકથા

## ગૂર્જરાનુવાદ

સંવાદ

સંવાદ એ પણ કથાગ્રંથનું એક આગવું લક્ષણ છે. કથાના નિરૂપણમાં લેખકે વખતો-વખત નાટ્યતત્ત્વ આણ્યું છે અને તેમાંયે સંવાદો દ્વારા કથાને રસિક અને વાસ્તવિક બનાવી છે. લેખકના સંવાદ સચોટ, માર્મિક, ધારદાર અને ક્યારેક હાસ્યરસિક બન્યા છે. કુમાર કોના જેવો છે તે વિશે સ્ત્રીઓની વાતચીત, છાત્રોની વાતચીત, દર્પફલિહ અને કુવલયકુમાર વચ્ચેની વાત, ધર્મવાદીઓ સાથે દરબારમાં રાજાનો વાર્તાલાપ, મહેન્દ્રકુમાર અને કુવલયકુમાર વચ્ચેનો સંવાદ, પિશાચોનો વાર્તાવિનોદ વગેરેમાં લેખકની અસાધારણ સંવાદકલા નિહાળી શકાય છે.

ભાષા અને શૈલી

'કુવલયમાળા'ના કર્તાનો ઉદ્દેશ ચમ્પૂ સ્વરૂપની રચના કરવાનો હોઇ એ સ્વરૂપ માટે સ્વાભાવિક એવી પાંડિત્યભરી ભાષા અને શૈલીનાં દર્શન આ ગ્રંથમાં કરી શકાય છે. સંસ્કૃત અને પ્રાકૃત ઉભય ભાષા ઉપરનુ લેખકનું અસાધારણ પ્રભુત્વ છે એવી પ્રતીતિ આ ગ્રંથ વાંચતાં સહેજે થશે. ચંપૂ-કવિની શૈલી વિગતોમાં રાચતી હોઇ દીર્ઘ સમાસપ્રચુર વાક્યોમાં સરી પડે એ સ્વાભાવિક છે. વળી, પ્રસંગે પ્રસંગે રૂઢ શબ્દને નવીન અર્થમાં પ્રયોજતી અને નવીન શબ્દ રૂઢ અર્થમાં પ્રયોજતી કવિની ભાષાશૈલી કવિત્વને સાધવાનું લક્ષ્ય પણ રાખતી હોય છે. ક્યારેક સરળ ભાષામાં પણ તે વહે છે અને ક્યારેક આત્મકથાનાત્મક, ક્યારેક નાટ્યાત્મક, ક્યારેક સુભાષિતાત્મક, ક્યારેક ઉપદેશાત્મક, ક્યારેક પ્રાસાદિક, ક્યારેક ઓજસવંતી, એવાં વિવિધ સ્વરૂપ તે ધારણ કરે છે.

ગદ્યની જેમ પદ્ય ઉપર પણ શ્રી ઉદ્દ્યોતનસૂરિનું અસાધારણ પ્રભુત્વ જોવા મળે છે. તેમની પદ્યપંક્તિઓ પાણીના રેલાની જેમ વહેતી હોય છે. ગાથા ઉપર આ કવિનુ જેવું પ્રભુત્વ છે તેવું પ્રાકૃતમાં બહુ ઓછા કવિઓનું જોવા મળશે.

આમ 'કુવલયમાળા' એ માત્ર પ્રાકૃત ભાષાનુ જ અનેરું આભૂષણ નથી, જગતના તમામ સાહિત્યમાં ગૌરવભર્યું સ્થાન પામી શકે એવું અણમોલ રત્ન છે.

ઉપસંહાર

અંતે સહુ કોઈ ભવ્યાત્મા આ વૈરાગ્યરસપૂર્ણ મહાકથા ભાવપૂર્વક અગર કથારસના કુતૂહળથી પણ એક વખત વાંચી મૂળ ગ્રંથકાર ઉદ્દ્યોતનસૂરિ, અનુવાદ કરનાર અને સંપાદન કાર્યમાં સહકાર આપનારનો આશય સફળ બનાવે એવી અભિલાષા સાથે ઉપોદ્ઘાત પૂર્ણ કરવામાં આવે છે. કલ્યાણમસ્તુ.

ગોપીપુરા
સુરત
તા. ૨૫-૧-૬૪

આ. હેમસાગરસૂરિ
પ્રો. રમણલાલ ચી. શાહ



वर्तमानशासनाधिपति-श्रीवर्द्धमानस्वामिने नमो नमः ।

आगमोद्धारक-आचार्य-श्रीआनन्दसागरसूरिवरेभ्यो नमः ।

દાક્ષિણ્યચિહ્નાંક શ્રી ઉદ્દ્યોતનસૂરિ-વિરચિતા પ્રાકૃત-ભાષાનિબદ્ધા
ચમ્પૂસ્વરૂપા મહાકથા

# કુવલયમાલા મહાકથા

## ગૂર્જરાનુવાદ

## પ્રકરણ પહેલું

### પીઠિકા

ॐ नमो वीतरागाय ।

पढमं णमह जिणिंदं जाए णच्चंति जम्मि देवीओ। उव्वेल्लिर-बाहु-लया-रणंत-मणि-वलय-तालेहिं ॥

**મંગળાચરણ-પ્રથમ તીર્થંકરને નમસ્કાર**

* ૧. × જેમના જન્મસમયે રણકાર કરતા મણિજડિત વલયવાળી ઊંચી કરેલી બાહુલતાના તાલ દઈને દેવીઓ નૃત્ય કરતી હતી તે પ્રથમ તીર્થંકરને નમસ્કાર કરો.

રાજ્યાભિષેક પછી (યુગલિક) પુરુષોએ હાથમાં ધારણ કરેલ કોમળ નલિનીના દલમાં રહેલા જળના તરંગમાં ડોલતા પોતાના પ્રતિબિંબને જેમણે નિહાળ્યું હતું, કુલગૃહમાં લાંબો કાળ વસીને કળાસમૂહથી યુક્ત પુત્રી જેવી જેમની સ્વયંવરા લક્ષ્મી આજે પણ નરેન્દ્રોને ત્યાં ભમી રહી છે, મેરુપર્વત જેવાં મહાવ્રતોના સ્વીકાર સમયે જેમનો કેશસમૂહ ઇન્દ્ર-મહારાજે હર્ષપૂર્વક સ્થાપિત કરેલ દેવદૂષ્ય વડે શોભતો કર્યો હતો, તપ તપવાથી જેમના પાપમલ બળી ગયાં હતાં અને જેમના કેવલજ્ઞાન પ્રગટ થવાના સમયે દેવો 'ભગવાન સંસારસમુદ્ર તરી ગયા' એ કારણે આનંદમાં આવી નૃત્ય કરવા લાગ્યા હતા, તેમ જ જેમના તીર્થારંભ સમયે ઇન્દ્રમહારાજે પોતાના ઇન્દ્રપણાના ગૌરવનો ત્યાગ કરી હસ્ત-કમળની અંજલિ જોડી ચરણમાં પ્રણામ કર્યા હતા એવા પ્રથમ રાજા, સુધર્મના શ્રેષ્ઠ ચક્રને પ્રથમ પ્રવર્તાવનાર, નિર્વાણગમનના પ્રથમ ઐશ્વર્યવાળા, મુનિગણોના ઈંદ્ર (શ્રી ઋષભદેવ ભગવંત)ને નમસ્કાર હો! વળી—

× સિંઘી જૈન ગ્રંથમાળાના ગ્રંથાંક ૪૫ તરીકે પ્રસિદ્ધ થયેલા મૂળ પ્રાકૃત ગ્રંથ 'કુવલયમાળા'માં આપવામાં આવેલા કંડિકાઓના સંખ્યાંક આ ગૂર્જરાનુવાદમાં પણ એ જ પ્રમાણે રાખવામાં આવ્યા છે.

છેદન, તાપ, તાડન, ભૂખ, તરસ વગેરે અનેક દુઃખદાયક વેદના ભોગવવા રૂપ તિર્યંચ-ગતિમાં આવે છે.

તેમાં પણ કોયલ, કાગડો, શિયાળ, હરણ, સિંહ, ઘુવડ, વાઘ, બળદ, વાનર, વીંછી, હાથી, રોઝ, ગેંડો, ગાય, ગોધો, સાંઢ, મગર, માછલી, કાચબો, જલજંતુ, ચિત્તો, શરભ, રીંછ, રીંછણ, ઊંટ, ભેંસ, ઉંદર, સસલું, કૂતરો, સાબર, શિયાળવી, પોપટ, મેના, પતંગિયું, પક્ષીઓ તથા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને ગુલ્મ, વેલો, લતા વગેરે વનસ્પતિ તથા ત્રસ વગેરે અનેક ભવરૂપી ભેદોથી વ્યાપ્ત સંસારસમુદ્રમાં ભમીને તેવા પ્રકારના શુભકર્મના પ્રભાવયોગે જીવ કેવી કેવી મહામુશ્કેલીથી મનુષ્યભવ મેળવે છે ! વળી—

### મનુષ્યપણું અને પુરુષાર્થ

※ ૩. હજારો જન્મ રૂપી ઘણા જળથી ભરેલા, હજારો વ્યાધિ રૂપી ઘણા મગરમચ્છથી વ્યાપ્ત, હજારો દુઃખ રૂપી ઘણી માછલીથી યુક્ત, હજારો શોક રૂપી અનેક જળજંતુઓથી ભરપૂર એવા પ્રકારના સંસારસમુદ્રમાં ભ્રમણ કરીને કોઈ પણ પ્રકારે પૂર્વના મહાપુણ્યયોગે આ જીવ મનુષ્યજન્મ પ્રાપ્ત કરે છે. તેમાં પણ શક, યવન, બર્બર, કિરાત, ખસ, પારસી, ભીલ, મુરુંડ, ઓડ્ર, બોક્કસ, શબર, પુલિંદ, સિંહલદ્વીપવાસી વગેરે (અનાર્ય) જાતિમાં પરિભ્રમણ કરતાં કરતાં ઉત્તમ કુળમાં જન્મ થવો ઘણો દુષ્કર છે. તેમાં પણ કોઈક કાણો, કુબડો, મૂંગો, આંધળો, બહેરો, રોગી, કોઢિયો થાય છે. આવી રીતે મનુષ્યપણું પ્રાપ્ત કર્યા પછી પણ પુરુષે પુરુષાર્થમાં આદર કરવો જોઈએ. વળી ભયંકર ભવસમુદ્રમાં કાકતાલીય ન્યાયે કોઈ પણ પ્રકારે મનુષ્યપણું મેળવ્યા પછી, હે પુરુષો ! પુરુષાર્થમાં નિપુણપણે આદર કરો !

### પુરુષાર્થના પ્રકારો

※ ૪. એ (પુરુષાર્થ) ત્રણ પ્રકારનો છે. તે આ પ્રમાણે : ધર્મ, અર્થ અને કામ. કેટલાકને વળી મોક્ષ પણ હોય છે. (સમ્યગ્) મહાદર્શનની પ્રાપ્તિ થઈ હોય તોપણ તેનાથી (પુરુષાર્થથી) રહિત પુરુષનો જન્મ શેરડીના પુષ્પ માફક નિષ્ફળ બને છે. વળી આ જગતમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાંથી જેને એક પણ નથી તેવા કીડા જેવા દગ્ધ પુરુષના જીવિતથી શો લાભ ? જે પુણ્યશાળી જન્મવાળાઓને એ વરેલ હોય છે, તે પુરુષો જ પરમાર્થકાર્ય સાધવામાં સમર્થ જીવી રહેલા હોય છે.

### મધ્યમ પુરુષાર્થ

હવે એમાં પણ ઉત્તમ, મધ્યમ અને અધમ એવા વિભાગ કરીએ. તેમાં અર્થ કોઈકને કેવળ અનર્થ કરનાર થાય છે. પાણી, અગ્નિ, રાજા, ચોર વગેરેથી તે હરાઈ જાય છે. જો તે ધન તેનાથી કદાચ બચી જાય અને પૃથ્વીમાં દાટયું હોય તો ત્યાં જ તે ક્ષય પામે છે. લુચ્ચા, કૃપણ, દુઃશીલ, મ્લેચ્છ કે હિંસક માણસને તે આપવાથી પાપનો બંધ પડે છે. કોઈ પ્રકારે સુપાત્રે તે વાપરવાથી ધર્મકળા અને કામકળા પ્રાપ્ત થાય છે. તેથી અર્થને જીવનો મધ્યમ પુરુષાર્થ ગણ્યો છે.

શ્રી મહાવીર ભગવંતને નમસ્કાર

તાજી પ્રગટ થયેલ આમ્રમંજરીની રજવાળા વાયુ વડે વ્યાપી ગયેલા આકાશવાળી તથા કોયલોના મધુર સ્વરવાળી વસંતશ્રીએ, નવીન શિરીષપુષ્પ વડે શ્યામવર્ણવાળી, પાટલલતાના લાલ વર્ણયુક્ત પુષ્પ રૂપી બે નેત્રવાળી, લાંબા અને ઉષ્ણ પવન રૂપી નિશ્વાસ લેવાથી શિથિલ બનેલી ગ્રીષ્મશ્રીએ, ઊંચા મોટા [1]પયોધર (મેઘ) વડે મનોહર, મોરે રચેલ કલાપવાળી, નવીન ઊગેલા અંકુરો વડે પુલકિત થયેલી વર્ષાશ્રીએ, વળી, વિકસેલાં લાલ કમળ જેવા મુખવાળી, નીલ કમળ જેવી વિલાસ દૃષ્ટિવાળી, કોમળ મૃણાલ–કમળનાળ કરતાં પણ સુકુમાર ચઢ-ઉતર સૂંઢ સરખા બાહુવાળી શરદશ્રીએ, અને કંઈક અણવિકસિત તિલક–પુષ્પની અંદર છુપાયેલા ભ્રમરના મનોહર ગુંજારવવાળી, મોગરાના પરિમલ વડે સુભગ, નિરંતર પ્રગટ થયેલ રોમાંચવાળી હેમંતશ્રીએ તથા નિરંતર ભ્રમણ કરવાના સ્વભાવવાળી મધુકરીવાળી. પ્રિયંગુમંજરીના કરેલ કર્ણાભૂષણવાળી, ચળકતા મોગરાના પુષ્પ રૂપી દંતપંક્તિવાળી શિશિરશ્રીએ (એ છએ ઋતુએ) ×આદરપૂર્વક પ્રાર્થના કરી કે "હે સુભગ! આપ કૃપા કરો અને અમારા ઉપર પ્રસન્ન થાઓ! આ ઋતુલક્ષ્મી રૂપી અંજલિ આપને અર્પણ કરીએ છીએ. નવીન નીલકમળ જેવી આપની દૃષ્ટિ વિશે, હે દેવ! અમને સ્થાપન કરો." એ પ્રમાણે સંગમ દેવે વિકુર્વેલ ઋતુલક્ષ્મીએ આદર અને ઉતાવળથી (અનુકૂળ ઉપસર્ગરૂપ) ભોગસામગ્રી સ્વીકારવાની પ્રાર્થના કરવા છતાં જેઓ પોતાના ધ્યાનમાર્ગથી ચલિત થયા નથી, એવા શ્રી મહાવીર ભગવંતને ભક્તિથી નમસ્કાર કરો. વળી—

જન્મ જરા અને મરણ રૂપી આવર્તમાં અટવાતા દુઃખી જીવોને ભવસમુદ્રમાંથી તારવાને સમર્થ સર્વ જિનેશ્વરોને પણ નમસ્કાર કરો.

સર્વથા જેમાં જીવો પ્રતિબોધ અને સિદ્ધિ પામે છે, કંઈક આત્માઓ કર્મમલથી મુક્ત બને છે તથા જિનેશ્વર ભગવંતોએ પણ જેને નમસ્કાર કરેલ છે એવા તીર્થને (જિન–શાસનને) ભાવપૂર્વક નમસ્કાર કરો.

* ૨. અહીં મહાઅનર્થ કરનાર ક્રોધ લોભ, માન, માયા, મદ અને મોહના સંક્લેશ–પરિણામ રૂપ (અર્થાત્ પાપકર્મ બંધાવનાર વિચારો રૂપ) પરિશ્રમથી સ્વેદબિન્દુના સંસર્ગયોગે લાગેલા કર્મપુદ્ગલોથી ઉત્પન્ન થયેલ દૃઢ શ્યામ કાદવ જેવા કર્મલેપથી વજનદાર બનેલ મૂઢ હૃદયવાળા જીવો, ભારે લોહપિંડ જેમ પાણીમાં તળિયે ડૂબી જાય તેમ કર્મભારથી ભારે બની (જીવો) નરકગતિમાં જઈ પડે છે.

તેમાં પણ ઘણાં પાપકર્મવાળો, અને જાતિવંત સુવર્ણની જેમ જીવસ્વભાવ નાશ નથી પામ્યો અને કંઈક હજુ કર્મમલ બાકી રહેલો છે એવો જીવ ચાબુકના માર, અંગ-

૧ સ્ત્રીપક્ષે ઉન્નતસ્તન–કેશપાશ–અને રોમાંચ સમજવાં.

× ઋતુલક્ષ્મીના વર્ણનમાં યોજેલા વિશેષણો રૂપકાલંકાર હોવાથી સ્ત્રીપક્ષે પણ લઈ શકાય તેમ છે.

ધર્મ પ્રકાશ્યો. પરંતુ તેમાં અમારા જેવાએ તેવા પ્રકારના દાનાદિક ધર્મ દૂરથી પરિહર્યા, જેથી અત્યારે અમે ધન, સત્ત્વ, શરીરસુખ વગરના થયા. જિનવચનને સમજાવનાર વૈરાગ્ય ઉત્પન્ન કરાવનાર આ ભાવનામય ધર્મ સુખપૂર્વક કહી શકાય તેવો છે. કેવી રીતે ? જેમકે મહાપુરુષોના સમુદાયના સેંકડો દોષો પ્રગટ કરવા રૂપ કોલાહલ કરી હર્ષ પામનાર દુર્જનવર્ગની મધ્યમાં રહી પારકાનાં છિદ્રો વિચારનાર બનેલા અમે હવે જિનચંદ્ર, સાધુપુરુષો તથા સત્પુરુષોનાં ગુણકીર્તન કરવા દ્વારા જન્મ સફળ કરીએ. કહ્યું છે કેઃ—

"સુપુરુષોના ગુણવિસ્તાર દ્વારા અમે માત્ર સફલ જન્મ પ્રવૃત્તિવાળા થઇએ, તેમાં પણ જિનેશ્વર ભગવાન અને સાધુઓનાં ચરિત્રો હૃદયમાં વિચારવાં તે ઉત્તમ છે."

આમ વિચારીને તમે પણ જે કંઇ કથાવસ્તુ કહેવાય છે તે સાંભળજો ! વળી તેમાંથી દોષો ન પકડશો, પરંતુ તેના વિરલ છૂટાછવાયા ગુણો પ્રગટ કરશો. સમુદ્ર કોડા–છીપલાથી પ્રચુર હોય છે, તોપણ લોકોમાં તે "રત્નાકર" કહેવાય છે.

પૂર્વે થયેલા મહાકવિઓની સ્મૃતિ×

* ૬. પાદલિપ્તસૂરિ અને શાલવાહન જેવા ચતુર વિદ્વાનોના સિંહનાદના શબ્દોથી ક્ષુબ્ધ બનેલા મુગ્ધ હરણ જેવો હું એક પગલું પણ કેવી રીતે દઈ શકું ? ( જેમ બીકણ હરણ સિંહનાદ સાંભળી એક પગલું પણ આગળ માંડી શકતું નથી તેમ પાદલિપ્તસૂરિની ઓજસ્મય શબ્દરચના સાંભળી હું કેવી રીતે એક પદ પણ લખી શકું ? ) પાદલિપ્તાચાર્ય રૂપી નિર્મળ પ્રભાવાળા, ગૌરવયુક્ત દોરાવાળા, કીમતી ઉત્તમ રત્નવાળા હાર વડે રાજા સાતવાહન વિદ્વત્સભામાં ( પાદલિપ્તાચાર્યના પક્ષે–નિર્મળ મનવાળા, ગુણોથી ગૌરવવાળા, પરમ અર્થયુક્ત રચના કરવામાં શ્રેષ્ઠ ) શોભે છે.

ચક્રવાક યુગલ વડે સુભગ, મનોહર રાજહંસે કરાવેલ હર્ષવાળી, તરંગવાળી ગંગા નદી હિમાલય પર્વત પરથી વહે છે. ( ચક્રવાક યુગલની ઘટના વડે સુભગ, રાજહંસે કરાવેલ હર્ષવાળી તરંગવતીની કથા કુલપર્વત જેવા પાદલિપ્તાચાર્યના મુખેથી પ્રગટ થઇ વિચરે છે )

જેની વિલાસી ઉક્તિયોથી હળ હાંકનાર–ખેડૂતો પણ ચતુર બની જાય છે. હાલા ( મદિરા ) ના વિકાર જેવા તે હાલ ( સાતવાહન રાજા ) પરલોક પ્રવાસી થતાં હવે કાવ્ય વડે શું ? ( કાવ્યોની કદર કરનાર જતાં હવે કાવ્ય કરવાનું પ્રયોજન શું ? ) જેનો કમલાકર જેવો + (ગાથા) કોષ ભ્રમર જેવા પ્રણયી-સ્નેહીઓ વડે અને કવિજન વડે વિલુપ્ત કરવા છતાં ( રસ ચૂસી લેવા છતાં ) પણ ખરેખર ક્ષીણ થયો નથી.

જેની બૃહત્કથા સકલ કલાઓના આગમન માટે આશ્રય સ્થાન જેવી, કવિજનોને શિક્ષણ આપનારી પોતાના મુખવડે ચંદ્ર જેવી સરસ્વતી ( સમાન ) છે તે ગુણાઢ્ય કવિ કમલાસન (બ્રહ્મા) જેવા ગણાય.

મહાભારત અને રામયણની રચના વડે મહાપર્વતને ભેદીને જેમણે માર્ગ સુગમ કર્યો છે એવા વ્યાસ અને વાલ્મીકિ કવિ રૂપી દિગ્ગજોનું ઉલ્લંઘન કોણ કરી શકે ?

× આ કંડિકામાં શ્લેષયુક્ત રચના છે. + गाहा सत्तसई એ નામનો ગાથાકોષ હાલ કવિએ રચેલ છે.

### અધમ પુરુષાર્થ

કામ પણ કેવળ અનર્થ કરનાર જ થાય છે. કામનો પક્ષપાત કરનાર મૂઢ હૃદયવાળા કામશાસ્ત્ર રચનારાએ કહ્યું છે કે, "ધર્મ, અર્થ અને કામથી પ્રતિપૂર્ણ બને ત્યારે સંસાર (નો નિર્વાહ) થાય છે." પરંતુ આ માત્ર તેઓની કલ્પના છે, કારણ કે એ હકીકત ધર્મથી વિરુદ્ધ છે. કામ ધનનો નાશ કરનાર છે. એટલે દુર્ભાગી રંડાપુત્ર આઠ સેરવાળા કંઠાભૂષણ કે વલય વગેરેના શણગારભાવમાં રસિક હોય તેથી તેને નથી ધર્મ, નથી અર્થ, નથી કામ, નથી યશ કે નથી મોક્ષ. માટે આવો સર્વાધમ પુરુષાર્થ બસ થયો !

### શ્રેષ્ઠ પુરુષાર્થ

પરંતુ ધર્મ ધનપતિપણું, અને ધનનો સાર ભોગફળ અપાવનાર થાય છે. વળી નરેન્દ્રપણું તેમજ દેવાંગનાના નિતંબ, લાલ હોઠ, ઊંચા અને પુષ્ટ પયોધરનું સમાલિંગન તથા સુખનિર્ભર કામ પણ ધર્મથી પ્રાપ્ત થાય છે. ધન પણ ધર્મથી જ મળે છે. એ જ પ્રમાણે મોક્ષ. માટે કહ્યું છે કે "સુકુલમાં જન્મ, જૈનધર્મની પ્રાપ્તિ, સર્વ કર્મની નિર્જરા, શાશ્વત મોક્ષસુખ એ અવશ્ય ધર્મથી જ પ્રાપ્ત થાય છે." માટે જ ધર્મ પુરુષાર્થોમાં શ્રેષ્ઠ છે. ધીર પુરુષે તેમાંજ આદર કરવો યોગ્ય છે. વળીઃ—

અર્થ અનર્થ કરનાર છે; કામ ઓસરી ગયેલા પ્રેમ જેવો રસ વગરનો છે. માટે સર્વ પ્રકારે સુખ આપનાર ધર્મ જ પ્રયત્નપૂર્વક કરવો.

### ધર્મના પ્રકારો

* પ. ગોવિંદ, સ્કંદ, રુદ્ર, સૂર્ય, ગણેન્દ્ર, નાગેન્દ્ર, ચંદ્ર, કપિલ, કણાદ વગેરેનાં વચન–વિશેષને વિસ્તારનાર શાસ્ત્રો પ્રમાણે ઘણા ય ધર્મો લોકપ્રસિદ્ધ છે. રત્નોમાં જેમ કૌસ્તુભ, હાથીઓમાં ઐરાવત, સમુદ્રમાં ક્ષીરસમુદ્ર, પુરુષોમાં ચક્રવર્તી, વૃક્ષોમાં કલ્પવૃક્ષ, પર્વતોમાં મેરુ, દેવોમાં ઇંદ્ર તેવી રીતે સર્વ ધર્મોમાં જિનેશ્વરોએ કહેલો ધર્મ ઉચ્ચસ્થાને વિરાજે છે. તે પણ ચાર પ્રકારનો છે. તે આ પ્રમાણે : દાનસ્વરૂપ, શીલસ્વરૂપ, તપસ્વરૂપ અને ભાવસ્વરૂપ. પ્રથમ તીર્થંકર ભગવાને આ ચાર પ્રકારના ધર્મનું ક્રમપૂર્વક સેવન કરવાથી શ્રેષ્ઠ એવું કેવળજ્ઞાન મેળવ્યું છે. જેમ ઊંચા–નીચાં પાણીવાળાં કે પાણી વગરનાં સ્થળોના ભેદ કર્યા વગર વરસાદ વરસે છે, તેમ ભેદ રાખ્યા વગર સમગ્ર સ્નેહીવર્ગને મનોરથથી અધિક ધન આપી, 'હે પુરુષો ! ધર્મ દાનમય છે." એમ કહી એ પ્રથમ ત્રિલોકબંધુએ દાનધર્મ પ્રવર્તાવ્યો. વળી મેરુપર્વત જેવાં મહાવ્રત અંગીકાર કર્યાં ત્યારે દેવતાઓ, સિદ્ધપુરુષો, ગંધર્વ, કિન્નર, નાગ, મનુષ્ય તથા દૈત્યના સમુદાય સમક્ષ પોતે સર્વ પાપનાં પચ્ચક્ખાણ કરી ત્રિલોકગુરુએ શીલસ્વરૂપ ધર્મ પ્રકાશ્યો. પછી છઠ્ઠ, અઠ્ઠમ, દશ દિવસ, બાર દિવસ, અર્ધમાસ, માસ અને વરસના ઉપવાસ કરી તપોમય ધર્મ જગતમાં પ્રકાશિત કર્યો. તેમાં એકત્વ, અશરણ, સંસારભાવ, કર્મવર્ગણા, આદાન, આશ્રવ બંધ, મોક્ષ, સુખ, દુઃખ, નારકી, મનુષ્ય, દેવતા, તિર્યંચની ગતિ તથા (તેમાં) ગમનાગમનની વિચારણા રૂપ ધર્મધ્યાન, શુક્લધ્યાન વગેરે ભાવના ભાવતાં ભગવંતે ભાવનામય

કરેલી છે. જેનો તાપસો અને જિનસમુદાય વ્યવહાર કરે છે તે પ્રાકૃત ભાષામાં, મહારાષ્ટ્રીમાં તથા દેશી ભાષામાં શુદ્ધ સકલકથા રચેલી છે. વળી કોઇક સ્થળે કુતૂહલથી તથા પર વચનવશથી સંસ્કૃત ભાષામાં, કોઇક સ્થળે અપભ્રંશમા, દ્રાવિડમાં અને પૈશાચી ભાષામાં કથાની રચના કરેલી છે. સર્વ કથાગુણયુક્ત, શૃંગારરસથી મનોહર, સુરચિત અંગવાળી, સર્વ કલાગમથી સુભગ એવી સંકીર્ણકથા તરીકે આને જાણવી. કથાઓમાં આ રમણીય છે. સર્વ કહેલાનો સાર હોય તો આ કથા છે. તેથી તે કથા કહું છું.

નવવધૂ જેવી કથા

* ૮. વળી, તે ત્રણ પ્રકારની છે, તે આ પ્રમાણેઃ ધર્મકથા, અર્થકથા, કામકથા. વળી, સર્વ લક્ષણવાળી, ત્રણે વર્ગને સાધી આપનાર સંકીર્ણકથા હોય છે. આ ધર્મકથા હોવા છતાં કામ અને અર્થની કથા અંદર આવતી હોવાથી એ સંકીર્ણકથા થઇ છે, માટે, હે સજ્જનો ! ક્ષણવાર મારા ઉપર પ્રસન્ન થાઓ અને તમારા કાન માંડો. પ્રાર્થના કરાયેલો સત્પુરુષ સજ્જનને માટે પ્રાણ પણ આપે છે. વળી, નવપરિણીત વધૂની જેમ તે અલંકાર વડે સુભગ, મનોહર પદવાળી (વધૂના પક્ષે પગલાંવાળી), કોમળ મધુર શબ્દવાળી હર્ષ આપનારી બને છે. સુકવિઓએ રચેલી કથાથી આકર્ષાયેલા તમને આ કથા કદાચ આનંદ આપનારી નહિ લાગે, તોપણ પ્રૌઢની રતિક્રીડા કરતાં નવવધૂની રતિક્રીડાની જેમ તે વિશેષ આનંદ આપશે. ધર્મ-અધર્મ, કાર્ય-અકાર્ય, હિત-અહિત જાણવા મળે તથા સુપુરુષનું ચરિત્ર સાંભળવા મળે માટે આ સાંભળવું હિતાવહ છે.

ચાર પ્રકારની કથા

* ૯. આ ધર્મકથા પણ જુદા જુદા પ્રકારનાં જીવપરિણામભાવ જાણવા માટે સર્વ ઉપાય કરવામાં નિપુણ જિનેશ્વર ભગવંતોએ ચાર પ્રકારની કહી છે. તે આ પ્રમાણેઃ–૧ આક્ષેપણી, ૨ વિક્ષેપણી, ૩ સંવેગ ઉત્પન્ન કરનાર, ૪ નિર્વેદ ઉત્પન્ન કરનાર. તેમાં મનને અનુકૂળ તે આક્ષેપણી, મનને પ્રતિકૂળ તે વિક્ષેપણી, જ્ઞાન ઉત્પન્ન કરનાર તે સંવેગજનની અને વૈરાગ્ય ઉત્પન્ન કરનાર તે નિર્વેદજનની કથા છે. ભગવાન સુધર્માસ્વામીએ કહેલુ છે કેઃ–

આક્ષેપણી કથા પુરુષોને (ધર્મ તરફ) આકર્ષનાર બને છે. વિક્ષેપણી કથા (સંસારથી) દૂર કરાવનાર બને છે. સવેગની કથાથી મોક્ષાભિલાષી થવાય છે અને ચોથા પ્રકારની કથાથી સંસાર ઉપર નિર્વેદ આવે છે. જેમ તે કેવળીએ અરણ્યમાં પ્રવેશ કરીને મહામોહગ્રહથી ઘેરાયેલાં પાંચસો ચોરોને રાસ-નૃત્યના બહાનાથી આકર્ષણ કરી આ પ્રમાણે પ્રતિબોધ કર્યો. વળી "જાગો, કેમ જાગતા નથી ? આટલામાં શું મુંઝાઇ રહ્યા છો ? જે કરવા યોગ્ય કાર્ય હોય તે કરવા માંડો. જ્યારે મરણ આવશે ત્યારે તો મરવાનું જ છે" ઇતિ ધ્રુવપદ.

૧. સંપૂર્ણ કમળપત્ર જેવી, નયનના કટાક્ષથી શોભતી, પુષ્ટ વિશાળ સ્તન અને કટિભાગના ભારથી નમણી, તાલ દેવાથી વલયપંક્તિના મધુર શબ્દ કરતી યુવતીનો સમુદાય રાસક્રીલામાં જોવા મળે છે. 'જાગો ! કેમ જાગતા નથી ?' એ ધ્રુવપદ ફરીથી. તે સ્વરૂપ આક્ષેપણી કથા.

આ ભુવન વિષે પટ્પ્રસક-ચતુર કવિકુંજરોની શી વાત કરવી ? વળી બીજી પણ છેકોક્તિઓ (ચતુરાઈવાળી કાવ્યરચનાઓ) છે જેની સાથે આજે પણ ઉપમાઓ અપાય છે.

ચંદ્રાપીડની વનમાં ઉત્પન્ન થયેલી કાદંબરી કથા જે બાણકવિ દ્વારા લાવણ્ય વચન (વદન) થી સુખ આપનારી સુભાગ અને સુવર્ણ-રત્નોથી ઉજ્જવળ (બીજા પક્ષમાં સુંદર વર્ણોની રચનાથી ઉજ્જવળ થઇ.)

જેવા પ્રકારના વિમલસૂરિ છે તેવા પ્રકારના નિર્મળ અર્થ કોણ મેળવી શકે ? એમનું પ્રાકૃત (पउमचरियम्) અમૃતના જેવું રસવાળું છે.

ત્રિપુરુષ-ચરિત્રથી પ્રસિદ્ધ, સજ્જનપુરુષચરિત્રથી લોકમાં પ્રગટ એવા ગુપ્ત વંશના રાજર્ષિ દેવગુપ્ત કવિ જય પામો !

હજારો પંડિતજનોને પ્રિય, પ્રથમ હરિવંશની ઉત્પત્તિ કરનાર, બંદિક કવિ તેમજ વિમલપદવાળા પૂજ્ય હરિવર્ષ કવિને વંદન કરું છું. જેમાં જિનેશ્વરો સંનિહિત થયા છે, ધર્મકથાના ઉપદેશથી નરેન્દ્રો દીક્ષિત થયા છે એવી, સમવસરણ જેવી, સુલોચના નામની કથા એમણે સુંદર રીતે કહેલી છે.

'યશોધરચરિત્ર'ની રચના વડે શત્રુના યશનું હરણ કરનાર, તથા લોકોમાં પ્રગટપણે કલિમલનો નાશ કરનાર પ્રભંજન નામના રાજર્ષિ (કવિ) થઈ ગયા.

જેમણે રમણીય અને વિસ્તારવાળાં વરાંગ અને પદ્મચરિત્ર રચ્યાં છે તે જડિલ અને રવિષેણ કવિ કેમ પ્રશંસા પ્રાપ્ત ન કરે ?

સિદ્ધાંતો અને શાસ્ત્રોની સેંકડો મોટી રચનાઓ તથા સમરાદિત્યની કથાની રચના કરનાર 'ભવવિરહ'ને (હરિભદ્રસૂરિને) ભવનો અંત ઇચ્છનાર કયો સજ્જન વંદન નહિ કરે ?

મોટા કથાપ્રબંધો રચનારા, કલ્પનાશીલ મતિવાળા, અભિમાન, પરાક્રમ, સાહસના દોષોને દૂર કરનાર બીજા મહાકવિઓનું પણ હું સ્મરણ કરું છું. જગતમાં એવી કોઇ વસ્તુ નથી કે જે આ સર્વ કથાપ્રબંધોમાં ભુલાઇ હોય. તોપણ જગતમાં અર્થ અનંત છે, એટલે જ આ કથાપ્રબંધની રચના કરવામાં આવે છે.

**કથાપ્રકારો અને તેનાં લક્ષણો**

* ૭. કથા પણ પાંચ પ્રકારની છે. તે આ પ્રમાણે: સંપૂર્ણકથા, ખંડકથા, ઉલ્લાપકથા, પરિહાસકથા તથા વરાકથા. અહીં આ સર્વ સુંદર કથાઓ પ્રસિદ્ધ છે. લક્ષણ જાણનારાઓ એ કથાઓને સંકીર્ણકથા તરીકે જાણે છે.

અહીં કોઇક સ્થળે રૂપક-રચનાથી, કોઇક સ્થળે મનોહર લાંબાં વાક્યોથી, કોઇક સ્થળે ઉલ્લાપથી, કોઇક સ્થળે કુલકોથી રચના કરેલી છે. કોઇક સ્થળે ગાથામાં, કોઇક સ્થળે ગીતિકા સહિત દ્વિપદીમાં, કોઇક સ્થળે દુવલયથી, ચાર-વલયથી કે ત્રિવલયથી એવી ભિન્નભિન્ન તથા કોઇક સ્થળે દંડકથી, કોઇક સ્થળે નારાચથી અને ત્રોટક છંદથી રચના કરેલી છે. કોઇક સ્થળે વૃત્તથી અને કોઇક સ્થળે તરંગથી રચના કરેલી છે. કોઇક સ્થળે ઉલ્લાપથી, પરસ્પરનાં હાસ્ય વચનોથી તથા આલાવચનોથી એમ અન્ય વિવિધ પ્રકારે રચના

શ્રીમંત કુળની બાલિકાના ચપળ નયનકટાક્ષ ફેંકવાના વિલાસ સરખો નિરર્થક એવો વાણીવિલાસ હવે બસ થયો. તો હવે આ કથાવસ્તુ સાંભળો:—

ચારે દિશામાં સમુદ્ર હોવાથી ઉજ્જવલ–મેખલા....

દુર્જનસ્તુતિ

* ૧૧. અરેરે ! ભૂલ્યો, ભૂલ્યો કંઇક. કૃપા કરીને તે સાંભળો. શું છે તે ?

હાં........

સન્મુખમાં અત્યંત સુંદર અને પાછળના ભાગમાં અશુભ હોય છે એવા, વિંધ્યગિરિના હાથી જેવા ખલપુરુષનો કવિ લોકોને ભય લાગે છે. એટલે એવાઓથી બીને મારે પણ તેમની કંઇક સ્તુતિ કરવી જોઇએ. તો એ દુર્જનો કેવા પ્રકારના હોય છે ? હા.... સાંભળો ! તે એવા હોય છે કે પ્રથમ દર્શને ખૂબ વખાણ કરે અને પછીથી ખૂબ નિંદા કરે, જેમકે કૂતરો અજાણ્યા તરફ પહેલાં ભસવા માંડે છે અને પછી મડદાંનું માંસ ખાય છે. ખલપુરુષો પહેલાં ખૂબ પ્રેમથી મીઠી વાતો કરે છે અને પછી પાછળથી ખૂબ નિંદા કરે છે. વળી તે 'કા' 'કા' શબ્દ કરનાર અને ચાંદામાં ચાંચ મારનાર કાગડા જેવા પણ હોય છે. કાગડો જેનો પતિ પરદેશ ગયેલો છે એવી વિરહિણી સ્ત્રીના હ્રદયને હરે છે અને બાકોરામાંથી પેસી જઇ ખાવાનું બગાડે છે, તેમ ખલપુરુષ પણ જેનો પતિ પરદેશ ગયો હોય એવી કુળબાલિકાને તેની ખોટી વાતો કહી દુ:ખ ઉત્પન્ન કરે છે અને છિદ્ર ન હોવા છતાં તેના જીવનનો અંત આણે છે. વળી, દુર્જનોને ગધેડા જેવા જાણજો, કેમકે તે સ્વજનની રિદ્ધિ જોઈ સુકાય છે અને નિર્લજ્જ મોટા શબ્દથી ભૂંકે છે. જેમ ગધેડો ચોમાસામાં ઘણું બધું લીલું ઘાસ જોઇને આટલું બધું કેવી રીતે ખવાશે એ ચિંતાથી સુકાઈ જાય છે અને ન સમજાય તેવા શબ્દથી ભૂંકે છે, તેમ દુર્જન પણ સ્વજનની આટલી બધી મોટી સમૃદ્ધિ થવાથી ઇર્ષ્યાથી બળે છે અને બીજું કંઈ ન ચાલે એટલે તેના દોષો પ્રગટ રીતે બરાડે છે. વળી દુર્જન કાળસર્પ જેવા હોય છે, છિદ્ર (સર્પ પક્ષે દર અને દુર્જન પક્ષે દોષ) ખોળવામાં તત્પર અને વાંકી ગતિથી ચાલવાવાળા. પરંતુ સર્પ બીજાએ કરેલા દરને શોધે છે અને સર્વથા પેટથી ઘસાતો ચાલે છે, જ્યારે દુર્જનો પોતે છિદ્રો કરે છે અને જડ મનુષ્યની જેમ ભમે છે. અથવા તો મને લાગે છે કે દુર્જનો ઝેર જેવા હોય છે, શરૂઆતમાં તે રસિક અને જીવનનો અંત આણનાર હોય. પરંતુ ઝેર મંત્રથી મધુર કરી શકાય છે અને ઉપાયમાં મારણપ્રયોગથી મધુર બને છે. જ્યારે દુર્જનને મોઢે કડવું કહેવામાં આવતાં તે અનુકૂળ હોય તો પણ પ્રતિકૂળ બની જાય છે. હાં....જાણ્યું, દુર્જન ખોળ જેવા પણ હોય છે, સ્નેહવિમુક્ત અને પશુ–ભોજન. પરંતુ તેમાં ખોળ ખૂબ પિલાય છે ત્યારે સ્નેહ(તેલ)થી મુક્ત બને છે અને અજાણતાં પશુથી ખવાય છે, જ્યારે દુર્જન ઘડીક વારમાં સ્નેહ છોડી દે છે અને જાણતો હોવા છતાં પશુનું ભોજન કરે છે (અર્થાત્ માંસાહારી હોય છે). ઉત્તમ પુરુષો જેનો ત્યાગ કરે છે અને જેની આસપાસ માખીઓ ગણગણતી હોય છે એવી અશુચિ જેવો સર્વથા દુર્જનને સમજવો.

૨. યુવતીઓનો સમુદાય અશુચિ, મૂત્ર, મલ તથા રુધિરના પ્રવાહથી વિરૂપ, ઊલટી, પિત્ત, દુર્ગંધથી જુગુપ્સિત, મેદ, મજ્જા, ચરબી, ફેફસાં, હાડકાં, હાડપિંજર, ચામડાથી માત્ર મઢેલ (દેહવાળી) હોય છે. 'જાગો ! કેમ જાગતા નથી?' એવી વિક્ષેપણી કથા.

૩. યુવતીનાં અંગો કમળ, ચંદ્ર, નીલોત્પલની કાંતિ જેવાં છે એવી ઉપમા મૂઢ પુરુષો આપે છે. પરંતુ તેમાં કયાંય જરા પણ રમણીયતા હોય તો કહો. સ્ત્રીનાં અશુચિવાળાં સર્વાંગો તો પ્રત્યક્ષ છે. 'જાગો ! કેમ જાગતા (સમજતાં) નથી ?' તેવી સંવેગની કથા.

૪. જે અશુચિમાત્રમાં કામક્રીડાનાં ઉત્સવકાર્યો કર્યાં છે તે વિષયભોગને અસાર સમજી સેંકડો ભવ વધારનાર કામની ઇચ્છા ન રાખ. તેથી હવે અટકી જા અને ભવમાં ભટકતો બંધ થા. 'જાગો ! કેમ જાગતા–સમજતા નથી ?' (એ નિર્વેદની કથા.)

આમ, જેવી રીતે કામનો નિર્વેદ થાય તેવી રીતે ક્રોધ, માન, લોભ, માયાદિ તેમજ કુતીર્થો વિશે પણ સમજવું. એક સાથે સર્વ ભાવના જાણકાર સર્વજ્ઞ ગુરુ મહારાજે તે પ્રમાણે ગાતાં ગાતાં ૫૦૦ ચોરોના પૂર્વભવના વૃત્તાંતો યાદ કરાવીને તેવા પ્રકારનો શ્રમણ-પણાનો ઉપદેશ આપ્યો કે જેથી તેઓએ સંયમ અંગીકાર કર્યો. માટે આ જ અહીં સાર છે. એમ પણ અહીં આવી ચાર પ્રકારની ધર્મકથા શરૂ કરી છે. તેમાં કોઇ કોઇ કામશાસ્ત્રનો સંબંધ પણ કહેવાશે. માટે તેને નિરર્થક ન ગણશો. પરંતુ ધર્મપ્રાપ્તિ કરાવવામાં તે આકર્ષણ કરનાર છે એમ ગણીને તેનું બહુમાન કરશો.

ત્યાર પછી કથાશરીર કહેવાય છે. તે કેવું છે ?

કથાશરીર

* ૧૦. સમ્યક્ત્વ પ્રાપ્તિથી ગૌરવવાળું, પરસ્પર સિદ્ધ થતાં સુધી સુખી કાર્યોવાળું, નિર્વાણ–ગમન સારવાળુ કથા–શરીર દાક્ષિણ્ય–ચિહ્નસૂરિએ રચ્યુ છે.

જે પ્રમાણે જ્યાં તેનો (કુવલયચંદ્રનો) જન્મ થયો, જે પ્રમાણે મિત્રદેવે હરણ કર્યું, જે પ્રમાણે શૂન્ય જંગલમાં સિંહ, દેવ તથા સાધુને જોયા, જે પ્રમાણે પૂર્વજન્મમાં પાંચે જણે કહેલી વાત સાંભળી સમ્યક્ત્વ અંગીકાર કરી, તપ કરી સ્વર્ગમાં ગયા, જે પ્રમાણે ત્યાં ભોગ ભોગવી ભરતક્ષેત્રમાં આવ્યા, જે પ્રમાણે એકબીજાને નહિ ઓળખતા તેઓ સર્વેને કેવળી ભગવંતે પ્રતિબોધ્યા, જે પ્રમાણે સાધુપણું પાળી તેઓ વૈરાગી બની તપ કરી કર્મ કલંકથી મુક્ત બન્યા, અને જે પ્રમાણે સર્વેએ મોક્ષ મેળવ્યો, આ સર્વ વૃત્તાંત આ કથાપ્રબંધમાં ક્રમશઃ કહેવાશે. માટે, હે સજ્જનો ! એમાં હું જે કહું તે સર્વ તમે શ્રવણ કરો. આ કથારચના કરવા પ્રવૃત્ત થયેલા મને (હ્રી) દેવીએ જેવી રીતે આ કથા કહી છે તે હું તે દેવીની કૃપાથી વિસ્તારથી કહીશ, તે તમે સાંભળો. તેમાં હું કેવા રૂપે આ રચના કરી રહ્યો છું તે જાણતો નથી. શું વક્ર પદવાળી કે મનોહર પદવાળી રચના કરું છું ? કારણ કે સરળ માણસ કપટી વાતને સમજતો નથી. ચતુર હોય તે સીધી વાત કરનારની મશ્કરી કરે છે. માટે સરળ અને ચતુર બંનેને હિતકારી થાય તેમ ચતુર અને સરળ સ્વરૂપે તે કહીશ.

છે. પરંતુ સમુદ્ર પાસે ઊભેલાને પોતાનાં સેંકડો મોજાંઓ અને ગર્જના વડે દરિદ્ર કુટુંબની જેમ મુંઝાવે છે; જ્યારે સજ્જન મંદ સ્વભાવનો અને લોકોને પોતાનાં મધુર વચનથી સંતોષવાવાળો હોય છે.

સજ્જન સરળ, પ્રિય બોલનાર, દાક્ષિણ્યવાળો, ત્યાગી, ગુણજ્ઞ અને સુભગ હોય છે. આ લોકમાં સજ્જન મારા જીવિત કરતાં પણ અધિક જીવો. અથવા સજ્જનરૂપી ગુણસમુદ્રમાં ગુણનો અંત હું દેખતો નથી. રત્નદ્વીપમાં રત્નો એકઠાં કરવા કોણ સમર્થ છે? અહીં કોઇ દુર્જન નથી; હોય તો તેની ઉપેક્ષા કરવી. અહીં તો કેવળ સજ્જનો જ છે. માટે હે ભટ્ટારક! તમે હવે આ કથા સાંભળો.



પણ તે બિચારો શું કરે ? અન્યથા વિચારવા યોગ્ય છે....ખલપુરુષ સદા ઘણા વિકાર, રચનાકળાથી ભરેલો હોય છે. ( અર્થાત્ તેને નાટકિયાની જેમ ઘણા પાઠ ભજવતાં આવડે છે. )

આવી સ્પષ્ટ વાત કહેનાર મારામાં વિશ્વાસ રાખો અને સંદેહ ન રાખશો. ઉગ્ર સર્પ જેવા દુર્જનની જો જો, રખે મૈત્રી કરતા. કારણ કે—

જારપુરુષથી જન્મેલ દુર્જન અવળચંડા અશ્વ સરખો હોય છે, કે જેની આગળ કે પડખે ચાલી શકાતું નથી. વળી—

તે કંઈ પણ દોષ ન કરવા છતાં પ્રગટ ગુણોનો નાશ કરે છે. દૈવના પરિણામ જેવા દુર્જનથી કોણ ભય નથી પામતું ? અથવા—

દુર્જન ભસે તેની દરકાર કર્યા વગર કથાપ્રબંધની રચના કરો; શું કૂતરાઓ ભસે તેથી સાંકળ બાંધ્યા વગરનો મદોન્મત્ત હાથી રોકી શકાય ખરો ?

**સજ્જનસ્તુતિ**

* ૧૨. ખરેખર જગતમાં સજ્જન પુરુષો મહા ગુણસમુદાયનું ભાજન છે. રત્નાકરને છોડીને રત્નો બીજે ક્યાં વાસ કરે ? તેથી સજ્જનસમુદાય અહીં કથાપ્રબંધ શ્રવણ કરવા અધિકારી છે. તો એ સજ્જનો કેવા હોય છે ? રાજહંસ જેવા, બંને પાંખે વિશુદ્ધ અને પાણી તથા દૂધનો વિવેક જાણનાર. પરંતુ રાજહંસ મોટી મેઘગર્જનાના શબ્દથી માનસિક દુઃખ પામે છે, જ્યારે સજ્જન તો ખલપુરુષોના સ્વભાવને જાણે છે.

વળી સજ્જન પૂર્ણિમાના ચંદ્ર જેવા હોય છે, સઘળી કલાઓથી પૂર્ણ અને લોકોના મનને આનંદ પમાડનાર. પણ પૂર્ણિમાનો ચંદ્ર કલંકથી દૂષિત અને અભિસારિકાઓના મનને દુભવનાર હોય છે, જ્યારે સજ્જન નિષ્કલંક અને સર્વને આનંદ–ધૃતિ કરનાર છે. વળી સજ્જન કમળની નાળ જેવા હોય છે, ખંડિત કરવા છતાં જેના સ્નેહતંતુ તૂટતા નથી અને જે પોતાનો શીતળ સ્વભાવ છોડતા નથી. પરંતુ કમળની નાળમાં રહેલી થોડી ખજવાળ પાણીના સંસર્ગથી વૃદ્ધિ પામે છે, જ્યારે સજ્જન મધુર સ્વભાવવાળો અને જેનો ચતુરાઈનો રસ વૃદ્ધિ પામ્યો છે એવો હોય છે.

હાં....સજ્જન દિગ્ગજ જેવા હોય છે, સ્વભાવથી ઉન્નત અને હમેશાં દાન આપવામાં પ્રવૃત્ત રહેનાર. પરંતુ હાથીને મદનો વિકાર થાય તો તે પકડાય છે અને દાણ સમયે ( મદ ઝરે તે સમયે ) તે કાળા મુખવાળો હોય છે; જ્યારે સજ્જન મદરહિત અને દાન સમયે વિકસિત વદનકમળવાળો હોય છે. અને સજ્જન મોતીના હાર જેવો, સ્વભાવથી વિમળ અને ઘણા ઉત્તમ ગુણ(દોરી)વાળો હોય છે. પરંતુ મોતીના હારમાં એક પછી એક સેંકડો છિદ્ર હોય છે અને તે છિદ્ર કદમાં મોટાં પણ થતાં હોય છે, જ્યારે સજ્જનમાં છિદ્ર (દોષો) હોતાં નથી અને તે ગુણના સમુદાયવાળો નાગરિક હોય છે. અથવા વધારે શું કહીએ ? સજ્જન સમુદ્ર જેવો ગંભીર સ્વભાવનો અને મહા અર્થવાળો હોય

છે, મોટા શ્યામ રંગના રત્નથી બનાવેલ ભવનશિખરની કાન્તિથી જાણે આકાશમાં મેઘવૃંદ ન હોય, નિર્દય કરતલ વડે વગાડાતા તબલાં અને વાજિંત્ર સાથે ગવાતા ગીતથી જાણે મેઘનાદ થતો ન હોય, તપાવેલા સુવર્ણ જેવી ઉજ્જવલ અને લલિત વિલાસિનીઓ જ્યારે ચાલતી હોય ત્યારે જાણે ચપળ વીજળીની લતા જેવી ન હોય, ચળકતાં મોતીમાંથી પ્રસરતાં કિરણોરૂપી જળધારા ન હોય, આવી રીતે આ નગર જાણે નવા ચોમાસાનો સમય હોય તેમ સર્વ લોકોને મનોહર જણાય છે.

વળી, મહાપુરુષ (ઋષભદેવ)ના રાજ્યાભિષેક સમયે આવેલા ઇન્દ્ર મહારાજે, યુગલિયાઓ કમળપત્રના પડિયામાં લાવેલ જળ વડે પ્રભુના ચરણયુગલમાં અભિષેક કરતા દેખી હર્ષિત થઈ આ પુરુષો વિનયવાળા છે એમ ધારી આ નગરીનું નામ વિનીતા રાખ્યું.

* ૧૫. એ નગરી કેવી છે? સમુદ્રની જેમ ગંભીર, મહારત્નોથી ભરેલી, મેરુ પર્વત જેવી સ્થિર અને કંચનમય, ભુવન જેવી શાશ્વતી અને ઘણાં વૃત્તાંતવાળી, સ્વર્ગ જેવી રમ્ય અને અનેક સુરભવન (દેવમંદિર)વાળી, પૃથ્વી જેવી વિસ્તારવાળી અને ઘણા લોકોના વસવાટથી ભરચક, પાતાલ જેવી સુગુપ્ત (અર્થાત્ રક્ષાએલી) અને રત્નદીપથી પ્રકાશવાળી છે. વળી—

ભવનના ચંદ્રમણિમાંથી ચંદ્રકિરણોને લીધે વહેતા વિમલ જળને લીધે, રખેને એ જળપ્રવાહમાં નગરી તણાઇ જાય એવા ભયથી વિધાતાએ સેતુબંધ જેવો કિલ્લો તેની ફરતો બનાવ્યો છે.

**નગરીના દુકાનમાર્ગો**

એ નગરીના દુકાનમાર્ગોમાં કેટલીક દુકાનોની હાર જાણે ચતુર કામીજનોની લીલાની જેમ કેસર, કપૂર, અગર, કસ્તૂરી, સુગંધી પટવાસની ગોઠવણીવાળી છે; કેટલીક વળી કિનારા પરની વનરાજી હોય તેમ એલચી, લવિંગ, કંકોલના ઢગલાઓ જેના મધ્યભાગમાં છે એવી છે; બીજી કેટલીક શેઠની પુત્રીની માફક મોતી, રત્ન, સુવર્ણથી ઉજ્જવલ છે; કેટલીક નેતરની દુકાનો કુલટા સ્ત્રીઓની જેમ પરપુરુષને દેખવા માટે પોતાની તામ્રવર્ણી, શ્યામ, ઉજ્જવળ, લાંબી બે આંખો પ્રસારી છે એવી છે; બીજી કેટલીક ખલપુરુષોની ગોષ્ઠીમંડલી જેવી બહુવિધ વ્યસનો (શ્લેષથી બીજો અર્થ વસ્ત્રો)થી ભરેલી છે; વળી કેટલીક ખોરમંડળીઓ(?) જેવી છે જેમાં પાસે લવણ અને સરસ નખના સમૂહો (ઔષધી માટે) ગોઠવેલા છે....બીજી કેટલીક ગ્રામ યુવતીઓ જેવી પિત્તળના ચળકાટવાળી, શંખનાં બલિયાં તથા કાચમણિની શોભાવાળી અને જેના મુખમાંથી કચૂરોની દુર્ગંધ નીકળે છે એવી છે; બીજી કેટલીક રણભૂમિની જેમ બાણ, ધનુષ્ય, તરવાર, ચક્ર, ભાલાના સમૂહો જેમાં દેખાય છે એવી છે; કેટલીક મત્ત હાથીની ઘટાઓ જેવી છે, જે લટકાવેલ શંખ, ચામર, ઘંટની શોભાવાળી તથા સિંદુરવાળી દેખાય છે; વળી કેટલીક મલયવનરાજી જેવી જુદી જુદી ઔષધીઓ અને ઘણું ચંદન જેમાં ગોઠવેલ છે એવી છે; કેટલીક સજ્જનની પ્રીતિ જેવી નિરંતર સ્નેહવાળી (ઘણા સ્નિગ્ધ પદાર્થોવાળી) છે, જેમાં ઘણા મનોહર ખાદ્ય પદાર્થો–

# પ્રકરણ બીજું

## કુળદેવીની ઉપાસના અને કુવલયચન્દ્રનો જન્મ

### વિનીતા નગરીનું વર્ણન

* ૧૩. દૃઢ મેરુપર્વત જેના નાભિ(મધ્ય ભાગ)માં છે, કુલપર્વતો આરા છે, સમુદ્ર પાટો (નેમિ) છે એવો જંબુદ્વીપ નામનો દ્વીપ ચક્ર સરખો રહેલો છે. તેના દક્ષિણાર્ધમાં ઘણા કુલપર્વતોને ઉલ્લંઘીને વૈતાઢ્યથી વિભાજિત થયેલ શાશ્વત ભરતક્ષેત્ર છે. વૈતાઢ્ય પર્વતની દક્ષિણ દિશામાં ગંગા અને સિંધુ નદીના મધ્ય ભાગમાં સુપ્રસિદ્ધ 'મધ્યદેશ' નામનો દેશ છે. ઘણાં ધન, ધાન્ય, સમૃદ્ધિ વડે ગર્વિત બન્યો છે ખેડૂત વર્ગ જ્યાં, પામર લોકોની વધામણીઓના ગીત વડે મનોહર, મનોહર ગીતના રસથી ઉત્કંઠિત બનેલાં છે મયૂરકુળો જ્યાં, મયૂરકુળોના એકીસાથેના કેકારવની રચનાથી ઊભાં થયેલાં રુંવાટાં સરખા અંકુરો છે જ્યાં, અંકુરો સરખા ગુંજારવ કરતાં અને ભમી રહેલાં છે ભ્રમરકુળો જ્યાં, ભ્રમરકુળોના ભ્રમણના ઝંકાર શબ્દથી ભય પામ્યા છે હરણનાં કુળો જ્યાં, હરણકુળો પલાયન થવાથી પાકી ગયેલા કલમ :ડાંગરના અગ્રભાગે કર્યો છે ઝીણો શબ્દ જ્યાં, ઝીણા શબ્દની શંકાથી ઊડેલા પોપટની પાંખની શ્રેણીના ઘાતથી ખંડિત થયેલ છે કમળો જ્યાં, કમળોના કેસરની રજ ઘણી ઊડવાથી ડાંગરવાળી ખેડૂત સ્ત્રીઓ પીળા રંગવાળી બની છે જ્યાં, ગોપીઓના મધુર ગીતરવના રસથી આકર્ષાયા છે મુસાફરો જ્યાં, મુસાફરોના સુંદર પરિહાસથી આકર્ષાયેલો અને હાસ્ય કરાતો છે તરુણીવર્ગ જ્યાં, તરુણીવર્ગની બનેલી રાસમંડળીના તાલને કારણે ખખડી રહેલાં વલયોના મધુર કલરવથી ઉદ્દીપિત થાય છે મનોહર મદન જ્યાં એવો તે દેશ છે. વળી—

એ દેશોમાં આવેલ 'મધ્યદેશ' સુકવિએ કરેલા કથાપ્રબંધ જેવો બહુ જાતિના લોકવાળો, મનોહર સંપત્તિવાળો અને યતિઓવાળો છે. (કથાપક્ષે ઘણી જાતિની કથાવાળો, મધુર, અર્થગાંભીર્યવાળો અને યતિસ્થાન–વિરામસ્થાનવાળો છે).

* ૧૪. દેશના મધ્ય ભાગમાં વિનીતા નામની નગરી છે, જ્યાં દુઃસહ દુકાળના ભયસમૂહ સમયે પુણ્યોત્પત્તિનું સૂચન કરતું જાણે બીજ ન હોય તેમ, ઘણા લોકોના એકઠા થવાને કારણે કોલાહલ થવાથી સમુદ્ર સરખા શબ્દનો પડઘો સંભળાય છે, ઊંચા ભવનોના મણિ–તોરણથી બાંધેલી ધ્વજા ફરકવાથી સૂર્યના ઘોડાની ગતિ રોકાઈ ગઈ છે, વિવિધ રંગબેરંગી રત્નોવાળી ભીંતમાં પ્રતિબિંબિત થતાં સૂર્યકિરણોને લીધે રમ્ય મેઘધનુષ્ય જ્યાં દેખાય

સમૃદ્ધિવાળા. અહીં લોકોને વ્યસન હોય તો તે જ્ઞાન અને વિજ્ઞાનનાં છે; ઉત્સાહ હોય તો તે ધનમાં અને રણાંગણમાં છે; પ્રીતિ હોય તો તે દાન અને માનમાં છે; અભ્યાસ હોય તો તે ધર્મ વિશે છે. *અહીં બેમુખ હોય તો તે મૃદંગમાં છે (અર્થાત્ નગરમાં કોઇ બેવચની નથી.); ખલ (ખોળ) હોય તો તે તલના વિકારમાં છે. (અર્થાત્ નગરમાં કોઇ દુર્જન પુરુષ નથી.); સૂચક એટલે સોયો અથવા અણીદાર વસ્તુ હોય તો તે કેતકીના ફૂલના ઉદ્દગમમાં છે. (અર્થાત્ સૂચક એટલે ચાડિયો નગરમાં કોઈ નથી.); કઠોરતા હોય તો તે પથ્થરમાં છે. (અર્થાત્ નગરમાં કોઈ જડ કે નિર્દય નથી.); તીક્ષ્ણતા હોય તો તે તરવારની ધારમાં છે. (નગરમાં કોઇ તેવા નથી.); અંદરથી મલિન હોય તો તે ચંદ્ર છે; ભટકવાના સ્વભાવવાળો હોય તો તે ભમરો છે; પ્રવાસે જનાર હોય તો તે હંસ જ છે. (અર્થાત્ લોકોને પ્રવાસથી થતા વિયોગનું દુઃખ નથી.); ચિત્રયુક્ત હોય તો તે મોરનાં પીછાં છે. (અર્થાત્ લોકો વિચિત્ર સ્વભાવના નથી.); લોહી પીનાર હોય તો તે જળો છે. (जलु कीलालो वि); અજાણ્યા હોય તો તે બાળકો છે; ચપળ હોય તો તે વાનરો છે; અને બીજાને તપાવનાર હોય તો તે અગ્નિ છે.

પરલોકની ચિંતા કરવામાં રત હોય તો તે કેવળ સાધુ ભટ્ટારકો છે; મોટા વૃક્ષની ડાળી ભાંગવાની ક્રિયા (કરભગ્ગ) ફક્ત હાથીઓની સૂંઢ વડે કરાય છે (અર્થાત્ 'કરભગ્ગ' એટલે રાજ્ય તરફથી કરનો બોજો લોકોને નથી.).

'દંડ' 'પગ ઠોકવા' એવા શબ્દો ફક્ત છત્ર અને નૃત્યને વિશે બોલાય છે (અર્થાત્ લોકોને રાજ્ય તરફથી દંડ કરવામાં આવતો નથી.); કપટ માત્ર ઇન્દ્રજાળમાં છે. (અર્થાત્ લોકોમાં છેતરપિંડી નથી.).

વિસંવાદ માત્ર સ્વપ્નમાં બોલવામાં જણાય છે; ખંડિતતા ફક્ત કામિનીના હોઠમાં દેખાય છે; દઢ બંધાવાનું માત્ર સોનીઓ વડે મહારત્નનું થાય છે; બળાત્કારે ગ્રહણ કરવાનું માત્ર કામિનીવર્ગના અધરને ચતુર કામુકોવડે પ્રલયકલહથી કૃત્રિમ કોપ કરીને કરાય છે. અથવા—

પ્રથમ તીર્થંકરના નિવાસ માટે ઇન્દ્રની આજ્ઞાથી દેવતાઓએ નિર્માણ કરેલી આ અયોધ્યા–વિનીતા નગરીનું વર્ણન આથી વિશેષ કેટલું કરવું?

**દઢવર્મ રાજા**

* ૧૮. તે નગરીમાં દઢવર્મ નામનો રાજા છે.

દુશ્મનોના હાથીઓની શ્રેણીના કુંભસ્થળ જેણે દળી નાંખ્યાં છે અને તેમાં પ્રહાર કરવાથી કુંભસ્થળનાં મોતી ચૂર્ણ થઈ ગયાં છે અને તે મોતીના ઢગલાના ચૂરાની ચળકતી રજની ધૂળથી જેની તલવાર ઉજ્જવળ થઈ છે એવો; તરવારની અણીએ હરાવેલો મોટો સામંત સમુદાય જેને ચરણમાં નમ્યો છે એવો; અને તેથી જેના ચરણયુગલમાં રત્નથી

* કવિએ અહીં પરિસંખ્યા અલંકાર પ્રયોજી નગરીનું વર્ણન કર્યું છે.

( મીઠાઈઓ ) અને પીણાંઓ છે; કેટલીક મરાઠી સ્ત્રી જેવી એકદમ પીળા રંગવાળી હળ-દરની રજથી પ્રગટ રીતે પીળા કરવામાં આવ્યા છે સ્તન ( દુકાનના અર્થમાં પયોધર એટલે માટલાં ) એવી મનોહર છે; કેટલીક નંદનભૂમિની જેમ દેવતાઓવાળી ( દુકાનના અર્થમાં સસુરાઓ એટલે મદિરાવાળી ) અને જ્યાં હંમેશા વસંતઋતુ છે ( દુકાનના અર્થમાં મધુમાસ એટલે મધ અને માંસ વેચાય છે તેવી ) એવી છે.

* ૧૬. વળી—

પૃથ્વીમાં જે કોઈ વસ્તુ સંભળાય છે, દેખાય છે અને હૃદયથી ચિંતવાય છે તે સર્વ વસ્તુઓ જો માંગવામાં આવે તો આ દુકાનમાર્ગમાં મળી શકે છે. વળી જ્યાં આગળ—

યુવતીવર્ગના નિર્મળ મુખચંદ્રના જ્યોત્સ્નાપ્રવાહ વહેવાથી ઘરવાવડીનાં કુમુદો હંમેશાં ખીલેલાં રહે છે.

નિર્મળ માણિક્યની શિખામાંથી સ્ફુરતાં, સંક્રાન્ત થતાં સૂર્યનાં જેવાં કિરણોને લીધે કમળો રાત્રિ-દિવસના ફરક વગર હંમેશાં ખીલેલાં રહે છે.

જલયંત્ર (રેંટ) ની ઘટિકાઓના ઉત્પન્ન થતા આકાશનાં વાદળાંઓના જેવા અવાજથી હંમેશાં ઠગાતા રહેતા ઘરના હંસો, ખરેખર ચોમાસાનો સમય હોવા છતાં માનસ સરો-વરે જતા નથી. ( અર્થાત્ વાદળાંઓના અવાજને રેંટનો અવાજ સમજી માનસ સરોવરે જતા નથી. )

હાથ ઠોકી વગાડતાં ઢોલના અવાજના ઊઠતા પડઘા સાંભળી મેઘગર્જારવમાં ઉત્કંઠા-વાળા ઘરના મોર ગ્રીષ્મ ઋતુમાં પણ એકીસાથે કેકારવ કરવા માંડે છે.

નૂપુરના રવના રસથી ચાલતા માર્ગમાંના સુંદર હંસો જાણે કે બાળકને જેમ ગતિ-માર્ગ શીખવાય છે તેમ યુવતીઓ દ્વારા ચાલતાં શીખે છે.

વિલાસી સ્ત્રીઓ વિલાસનાં મંજુલ વચનો બોલે તે પણ ઘરના પાંજરાની સારિકાનો સમુદાય આવર્તન કરવાની ટેવને લીધે ફરીથી સ્પષ્ટ બોલી જાય છે.

જ્યાં એકએક પુરુષ કામદેવ જેવો છે અને સ્ત્રીઓમાં પ્રત્યેક સ્ત્રી રતિ જેવી છે તેવા આ નગરમાં, તેથી કરીને જણાય છે કે રતિ અને કામદેવને સ્થાન મળ્યું નથી.

જે આ નગરમાં જોવા મળતું નથી તે આખા જગતમાં નથી, અને કથાઓમાં જે આશ્ચર્યયુક્ત બાબતો સંભળાય છે તે સર્વ આ નગરમાં રહેલી છે.

આ નગરીમાં દોષ હોય તો માત્ર એક જ છે કે રજા લઈને નીકળતી વખતે પોતાની દયિતાના આંસુથી બનેલા મલિન અને દીન વદનને પથિકો અહીં સંભારતા નથી. (અર્થાત્ આ નગરી એટલી બધી સુંદર છે કે અહીં આવતાં જ પથિકો બીજી બધી વાત ભૂલી જાય છે.)

* ૧૭. અહીં દુર્જન અને નિર્ધન દેખાતા નથી, દેખાય છે ફક્ત સજ્જન અને

નિતંબ પર લટકતી, ચળકતી, આમતેમ ફરતી એવી કટારીયુક્ત અને ડાબી બાજુ કોમળ બાહુલતિકા વડે નેતરની સોટીનો ટેકો લેતી એક પ્રતિહારી એકદમ દાખલ થઇ. દાખલ થઇને કોમળ હાથની આંગળી રૂપી દળની બનેલી કમળની કળીરૂપ અંજલિ મસ્તકે કરીને અને મોટા નિતંબબિંબને કારણે ધીમી ગતિવાળી અને ઊંચા, મોટા પયોધરના ભારથી નમેલી એવી તેણે રાજાના નિર્મળ ચરણકમળયુગલમાં કંઇક નમીને વિનંતી કરી, "હે દેવ! આ ભીલ સેનાપતિનો સુષેણ નામનો પુત્ર છે. આપની આજ્ઞાથી માલવદેશના રાજાને જીતવા માટે ગયો હતો. અત્યારે તે દ્વાર પાસે આપના ચરણદર્શનના સુખની પ્રાર્થના કરે છે; માટે એ વિશે આપની આજ્ઞા સાંભળવા હું ઇચ્છું છું." આ સાંભળી મંત્રીવર્ગ સામે નજર કરી રાજાએ કહ્યું કે "પ્રવેશ કરાવો." "જેવી આપની આજ્ઞા" એમ કહેતી ઉતાવળી ઉતાવળી ઊભી થઇને ઉતાવળે પગલે દ્વારપાલિકા દોડીને ત્યાં પહોંચી અને કહ્યું કે "હે આર્ય! તમે અંદર પધારો."

**સુષેણનો પ્રવેશ**

* ૨૧. ત્યાર પછી સુષેણે પ્રવેશ કર્યો. છાતીમાં તરવાર વાગવાથી પડેલા મોટા ઘા ઉપર સફેદ વસ્ત્રનો પાટો જેણે બાંધેલો છે અને કમળ જેવા વદન વડે ઇન્દ્રની જેમ જે શોભે છે તથા હર્ષને કારણે ખીલેલા વદનકમળ વડે સ્વામીની જયલક્ષ્મીને કહેતો હોય તેવા આ સેનાપતિ–પુત્રે આગળ જઇને રાજાને પ્રણામ કર્યા. "આસન લાવો, આસન લાવો" એમ આજ્ઞા કરતાં કરતાં રાજાએ પોતાના લાંબા ભુજાદંડની કોમળ હથેળીથી મસ્તકે સ્પર્શ કરી તેનું સન્માન કર્યું. પછી સુષેણ દેવીને પ્રણામ કરી તથા ત્યાં બેઠેલા મંત્રીવર્ગ આદિનો પણ યથોચિત આદર કરી આસન પર બેઠો. સુખાસન પર બેઠેલા સુષેણ તરફ જાણે હૃદયરૂપી ઘરમાં ભરેલા અને ઊભરાઇ જતાં હર્ષામૃત રસબિન્દુનો સમુદાય છોડતાં ન હોય તેમ સ્નેહવાળા, ધવલ અને ચપલ પાંપણવાળા નયનયુગલથી જોઇને રાજાએ પૂછ્યું, "કુમાર! કુશળ છો ને?" વિનયપૂર્વક મસ્તકવડે પ્રણામ કરીને કુમારે ઉત્તર આપ્યો કે "આપના ચરણકમળનાં દર્શનથી અત્યારે ક્ષેમકુશળ વર્તે છે."

* ૨૨. રાજાએ પૂછ્યું કે "માલવ નરેન્દ્રની સાથે તમારે શી હકીકત બની?" સુષેણે કહ્યું, "આપનો જય હો દેવ! અહીંથી આપની આજ્ઞા થવાના દિવસે જ મદોન્મત્ત મોટા હાથી, ઘોડા, રથ તથા લાખો માણસોના સૈન્યના ઘોંઘાટથી આકાશ ગર્જી ઊઠ્યું; સૈન્યના મહાભારથી પૃથ્વીતલ દબાઇ ગયું; સેંકડો લોકો એકઠા થવાથી દિશામાર્ગો રોકાઇ ગયા. આવું ઊંચા દંડવાળું અને છત્રયુક્ત આપનું લશ્કર રણભૂમિમાં પહોંચી ગયું. યુદ્ધ શરૂ થયું. પછી હે દેવ! જ્યાં એક પછી એક એમ સેંકડો બાણ નિરંતર ફેંકાયાં તથા તલવારના ખડખડાટથી આકાશ બહેરું બની ગયું અને પહેરેલા બખ્તરમાં અથડાતા હથિયારથી ઊડતા તણખાની જ્વાળાથી ભયંકર એવું મહાયુદ્ધ શરૂ થયું. ત્યાર પછી હે દેવ! આપણા સૈન્યના પરાક્રમથી દુશ્મન રાજાનું છત્ર નમી ગયું, ધ્વજા પડી ગઇ, ભાલાઓ કંપવા લાગ્યા, બાણો સરી ગયાં, રથો ભાંગી ગયા અને એ રીતે શત્રુઓનું સૈન્ય ભાગી ગયું. ત્યાર પછી આપણા સૈન્યે નગરમાં પેસીને ઉત્તમ વસ્તુઓ લૂંટી લીધી. તેમાં બાળ

જડેલા મોટા અને મનોહર મુગટનો જાણે પાદપીઠ ન બનાવ્યો હોય એવો; ચંદ્રવંશમાં જન્મેલો હોવા છતાં મુગ્ધ મનોહર વિલાસિનીઓનાં હૃદયને હરણ કરવામાં ચોર જેવો; પારકી સ્ત્રીઓમાં રત એવા મદોન્મત્ત શત્રુની લક્ષ્મીને બળાત્કારથી ખૂંચવી લેનારો; શત્રુ પક્ષના રાજાના સમુદાયને કેદ કરવામાં વાડ જેવો; દુર્ભાગ્યરૂપી ઠંડીથી સંતાપ પામેલા માટે અગ્નિ સરખો, પરંતુ બાળનારો નહિ એવો; પોતાના આશ્રિતવર્ગના વદનરૂપી કમળોના સમુદાય માટે ચંદ્ર જેવો, પરંતુ અહંકારના દોષ વગરનો; સમગ્ર પુરુષોના રૂપને જીતવામાં અનંગ (કામદેવ) જેવો, પરંતુ શરીર વગરનો (અનંગ) નહિ એવો; શત્રુ રાજાની સેનાના મોટા સમુદાયને જેણે મહાત કરેલી છે એવો સમુદ્ર જેવો, પરંતુ ખારા જળના રાશિ જેવો નહિ; સજ્જનના વદનકમળનાં સમુદાયને ખીલવવામાં સૂર્યના સરખો, પરંતુ તાપ આપનાર નહિ એવો; પોતાનાં બંધુજનરૂપી કદંબપુષ્પને માટે વર્ષાઋતુ સરખો; આશ્રિતજનોરૂપી કુમુદના વનને માટે શરદઋતુ જેવો; શત્રુની સ્ત્રીરૂપી કમલિની માટે હેમંતઋતુ જેવો; પોતાની સ્ત્રીરૂપી કુંદલતિકાને માટે શિશિરઋતુ જેવો; મિત્રજનરૂપી ઉપવન માટે વસંતઋતુ જેવો, શત્રુરૂપી જલાશયો માટે ગ્રીષ્મઋતુના તાપ જેવો; પોતાના રાજ્યમંડલ માટે કૃતયુગ જેવો; અને વૈરી રાજાના રાજ્ય માટે કળિકાળ જેવો; વળી—

સરળ, મધુર, પ્રિય બોલનાર, દક્ષ, દાક્ષિણ્યવાળો, દયાળુ, શરણાગતવત્સલ, સુપાત્રને દાન આપનાર, આવનારને 'આવો' એમ કહી પ્રથમ આવકાર આપનાર (પૂર્વાભિભાષી).

પોતાની સ્ત્રીઓમા સંતોષી, પણ કીર્તિમાં નહિ; ગુણોની બાબતમાં લોભી, પણ ધનમાં નહિ; સુભાષિતોમાં રસ ધરાવનાર, પણ અકાર્યમાં નહિ; કળા સારી રીતે શીખેલો, પણ મીઠાં કપટ-વચનવાળો નહિ; કડવાં વચનનો અનભ્યાસી, પણ સ્નેહી વર્ગના સન્માનનો અનભ્યાસી નહિ; અથવા—

જ્યાં પાંદડીઓ ચૂંટી લેવામા આવે છે છતાં વૃક્ષો અગટપણે અખંડિત રહે છે એવા નંદનવનમાં જેમ કુસુમોનો પાર નથી તેમ આ રાજાના ગુણોનો પણ અંત નથી.

જેણે પોતાના સાહસ અને ખડ્ગ માત્રના પરિવારથી સામંતોને નમાવ્યા છે અને વક્ષસ્થળ એજ જેનું દૃઢ બખ્તર છે એવો દૃઢવર્મ નામનો રાજા ત્યાં રાજ્ય કરી રહ્યો છે.

### પ્રિયંગુશ્યામા રાણી

§ ૧૯. વિષ્ણુને જેમ લક્ષ્મી, મહાદેવને પાર્વતી, ચંદ્રને કૌમુદી, ઐરાવણને મદલેખા, કૌસ્તુભરત્નને પ્રભા, મેરુને ચૂલિકા, કલ્પવૃક્ષને પુષ્પ-ફળથી સમૃદ્ધ તરુણ શાખા, તેમ તે રાજાને અંતઃપુરની સ્ત્રીઓમાં પ્રિયંગુશ્યામા નામની. લોકોની પ્રશંસા પામેલી અને જેણે પોતાના લાવણ્ય-સૌભાગ્યાતિશયથી દેવાંગનાઓના રૂપને પણ હસી કાઢેલું છે એવી ભાર્યા છે. ઇન્દ્ર જેમ ઇન્દ્રાણી સાથે સુખ ભોગવે છે તેમ આ રાણી સાથે વિષયસુખ ભોગવતાં રાજાના દિવસો પસાર થઇ રહ્યા છે.

§ ૨૦. હવે કોઇક દિવસે અંદરના સભાગંડપમાં કેટલાક મિત્ર, મંત્રી, પુરુષો, પરિવાર સાથે રાજા બેઠો છે તથા શંકરની જેમ ડાબે પડખે રાણી બેઠેલી છે. તે સમયે વિશાળ

નિતંબ પર લટકતી, ચળકતી, આમતેમ ફરતી એવી કટારીયુક્ત અને ડાબી બાજુ કોમળ બાહુલતિકા વડે નેતરની સોટીનો ટેકો લેતી એક પ્રતિહારી એકદમ દાખલ થઈ દાખલ થઈને કોમળ હાથની આંગળી રૂપી દળની બનેલી કમળની કળીરૂપ અંજલિ મસ્તકે કરીને અને મોટા નિતંબબિંબને કારણે ધીમી ગતિવાળી અને ઊંચા, મોટા પયોધરના ભારથી નમેલી એવી તેણે રાજાના નિર્મળ ચરણકમળયુગલમા કંઈક નમીને વિનંતી કરી, "હે દેવ! આ ભીલ સેનાપતિનો સુષેણ નામનો પુત્ર છે. આપની આજ્ઞાથી માલવદેશના રાજાને જીતવા માટે ગયો હતો. અત્યારે તે દ્વાર પાસે આપના ચરણદર્શનના સુખની પ્રાર્થના કરે છે, માટે એ વિશે આપની આજ્ઞા સાભળવા હું ઇચ્છુ છું." આ સાભળી મંત્રી-વર્ગ સામે નજર કરી રાજાએ કહ્યુ કે "પ્રવેશ કરાવો." "જેવી આપની આજ્ઞા" એમ કહેતી ઉતાવળી ઉતાવળી ઊભી થઈને ઉતાવળે પગલે દ્વારપાલિકા દોડીને ત્યા પહોંચી અને કહ્યુ કે "હે આર્ય! તમે અંદર પધારો."

### સુષેણનો પ્રવેશ

૨૧. ત્યાર પછી સુષેણે પ્રવેશ કર્યો. છાતીમા તરવાર વાગવાથી પડેલા મોટા ઘા ઉપર સફેદ વસ્ત્રનો પાટો જેણે બાધેલો છે અને કમળ જેવા વદન વડે ઇન્દ્રની જેમ જે શોભે છે તથા હર્ષને કારણે ખીલેલા વદનકમળ વડે સ્વામીની જયલક્ષ્મીને કહેતો હોય તેવા આ સેનાપતિ-પુત્રે આગળ જઈને રાજાને પ્રણામ કર્યા. "આસન લાવો, આસન લાવો" એમ આજ્ઞા કરતાં કરતા રાજાએ પોતાના લાબા ભુજાદંડની કોમળ હથેળીથી મસ્તકે સ્પર્શ કરી તેનુ સન્માન કર્યું. પછી સુષેણ દેવીને પ્રણામ કરી તથા ત્યા બેઠેલા મંત્રીવર્ગ આદિનો પણ યથોચિત આદર કરી આસન પર બેઠો. સુખાસન પર બેઠેલા સુષેણ તરફ જાણે હૃદયરૂપી ઘરમા ભરેલા અને ઊભરાઈ જતા હર્ષામૃત રસબિન્દુનો સમુદાય છોડતા ન હોય તેમ સ્નેહવાળા, ધવલ અને ચપલ પાપણવાળા નયનયુગલથી જોઈને રાજાએ પૂછ્યુ, "કુમાર! કુશળ છો ને?" વિનયપૂર્વક મસ્તકવડે પ્રણામ કરીને કુમારે ઉત્તર આપ્યો કે "આપના ચરણકમળના દર્શનથી અત્યારે ક્ષેમકુશળ વર્તે છે."

૨૨. રાજાએ પૂછ્યુ કે "માલવ નરેન્દ્રની સાથે તમારે શી હકીકત બની?" સુષેણે કહ્યુ, "આપનો જય હો દેવ! અહીંથી આપની આજ્ઞા થવાના દિવસે જ મદોન્મત્ત મોટા હાથી, ઘોડા, રથ તથા લાખો માણસોના સૈન્યના ઘોઘાટથી આકાશ ગર્જી ઊઠ્યું, સૈન્યના મહાભારથી પૃથ્વીતલ દબાઈ ગયુ; સેંકડો લોકો એકઠા થવાથી દિશામાર્ગો રોકાઈ ગયા. આવું ઊંચા દંડવાળું અને છત્રયુક્ત આપનુ લશ્કર રણભૂમિમા પહોચી ગયુ. યુદ્ધ શરૂ થયુ. પછી હે દેવ! જ્યા એક પછી એક એમ સેંકડો બાણ નિરંતર ફેંકાયા તથા તલવારના ખડખડાટથી આકાશ બહેરુ બની ગયુ અને પહેરેલા બખ્તરમા અથડાતા હથિયારથી ઊડતા તણખાની જ્વાળાથી ભયંકર એવું મહાયુદ્ધ શરૂ થયુ. ત્યાર પછી હે દેવ! આપણા સૈન્યના પરાક્રમથી દુશ્મન રાજાનુ છત્ર નમી ગયુ, ધ્વજા પડી ગઈ, ભાલાઓ કંપવા લાગ્યા, બાણો સરી ગયા, રથો ભાગી ગયા અને એ રીતે શત્રુઓનુ સૈન્ય ભાગી ગયુ. ત્યાર પછી આપણા સૈન્યે નગરમા પેસીને ઉત્તમ વસ્તુઓ લૂંટી લીધી. તેમાં બાળ

હોવા છતા વર્તનથી અબાલ અને પોતાના પરાક્રમથી યુદ્ધ કરતો એવો તે રાજાનો માત્ર પાચ વરસનો પુત્ર અમે ગ્રહણ કર્યો તેને અત્યારે, હે દેવ, અમે દરવાજા પાસે રાખેલો છે." રાજાએ કહ્યું, "ક્યા છે? પ્રવેશ કરાવો." "જેવી આપની આજ્ઞા" એમ કહેતો સુષેણ નીકળ્યો અને તેને પ્રવેશ કરાવી કહ્યું, "હે દેવ! આ જ તે બાળક છે"

રાજપુત્રનું આગમન

૨૩. ભવિષ્યરૂપી મહાગંધ પારખતો હોય તેવો, બાળકુમાર અદીન પણ ઉદાસ પણે સમગ્ર સભામંડપ ઉપર દૃષ્ટિ નાખતો રાજા પાસે આવી પહોંચ્યો. જેના હૃદયમા સ્નેહ ઊભરાઇ રહ્યો છે એવા રાજાએ પોતાના બે લાબા ભુજાદંડ લંબાવી તેને પોતાના ખોળામા બેસાડ્યો અને આલિંગન કર્યું. રાજાએ કહ્યું: "અહો, વજ્ર જેવા કઠણ હૃદયવાળા આ બાળકના પિતા જણાય છે, કારણ કે આવા બાળકના વિરહમા પણ તે જીવે છે." રાણીએ પણ પુત્રસ્નેહથી જોઈને કહ્યુ: "ખરેખર તે ભાગ્યશાળી યુવતી છે કે જેનો આ પુત્ર છે. તેની માતા પણ જબરી કે આવા પુત્રના વિરહમાં પણ આત્માને ધારણ કરી રહી છે." મંત્રીઓએ કહ્યું· "હે દેવ, શું થાય? દૈવના પરિણામ આવા જ પ્રકારના હોય છે. અત્યારે તમારું પુણ્ય બળવાન છે. વળી લોકોને વિશે આ સંપત્તિઓ પુણ્યના યોગથી પ્રાપ્ત થાય છે. કોઇકને હોય છે, કોઇકને હોતી નથી, કોઈકને ન હોય અને મળે છે અને કોઇકને ચાલી ગયેલી ફરીથી પણ મળે છે."

૨૪. એ વખતે બાળકુમાર રડવા લાગ્યો, જાણે હૃદયમાં ભારે દુઃખરૂપી અગ્નિની જ્વાળાઓથી ઊના અશ્રુજળ નીકળી રહ્યા હતા. બરાબર એ જ વખતે, મૂઝવણમાં પડેલા રાજાએ બાળક તરફ નજર કરી તો જેમ પાણીની છાલક વાગવાથી શતપત્ર કમળ ભિંજાય તેમ બાળકનું અશ્રુભીનું મલિન મુખ દેખાયુ. એટલે "અહો, જરૂર આ બાળકને મોટું દુઃખ થયુ જણાય છે," એમ બોલતા બોલતા રાજાની બને આખ પણ આસુથી ભરાઈ ગઈ. રાણીની આખમાંથી પણ આસુ વહેવા લાગ્યા, અને મંત્રીવર્ગને પણ તેવુ જ થયુ. રાજાએ બાળકુમારને કહ્યું: "હે પુત્ર–કુમાર, તુ જરા પણ મનમાં ઓછું ન લાવ." આમ કહીને પોતાના વસ્ત્રના છેડાથી રાજાએ બાળકનુ વદનકમળ લૂછી નાખ્યુ. પછી સેવક પાણી લાવ્યો તે વડે બાળકના, રાજાના, પોતાના, રાણીના અને મંત્રીઓના નયન ધોવાયા.

૨૫. પછી રાજાએ કહ્યું. "હે બૃહસ્પતિ વગેરે મંત્રીઓ! કહો કે ખોળામાં રહેલા બાળકે શા કારણે રુદન કર્યું?" ત્યારે એક મંત્રીએ જવાબ આપ્યો, "એમા શું જાણવા જેવુ છે? સ્પષ્ટ છે કે આ બાળક છે અને માતા–પિતાથી વિખૂટો પડવાને લીધે વિષાદ પામ્યો છે. માટે એ દુઃખથી રડે છે." વળી બીજાએ કહ્યુ· "હે દેવ, આપને દેખી એને પોતાના માતા–પિતા સાંભરી આવ્યા એ કારણે તે રોયો." વળી ત્રીજાએ કહ્યું "હે દેવ, એને અહીં આણવામા આવ્યો માટે પોતાના પિતા ક્યા હશે, માતા ક્યા હશે અને તેઓ કેવી અવસ્થા અનુભવી રહ્યા હશે?–આ દુઃખથી તે રોયો." રાજાએ કહ્યું· "એ વિશે આપણે વિચાર કરીએ તેના કરતા બાળકને જ પૂછીએ."

રાજાએ બાળકને પૂછ્યું, "પુત્ર મહેન્દ્રકુમાર! તારું રોવાનું કારણ શું છે તે મને જણાવ." ત્યારે કંઈક લલિત, મધુર, ગંભીર સ્વરે કુમારે કહ્યું: "જુઓ, દૈવની ગતિ તો જુઓ કે વાસુદેવ અને ઇન્દ્રના સરખા પરાક્રમી એવા પિતાનો પુત્ર અત્યારે શત્રુના ખોળામાં બેઠો છે એ કેટલું શોચનીય છે! એટલે આ મારા ક્રોધથી હું આંસુ રોકવા શક્તિમાન ન બન્યો." ત્યાર પછી વિસ્મય રસના પ્રસારથી આકર્ષાયેલા હૃદયવાળા રાજાએ કહ્યું: "અહો, આ બાળકનું અભિમાન, અહો નિર્ભયતા, અહો વચન બોલવાની છટા, અહો સ્પષ્ટ શબ્દોચ્ચાર, અહો કાર્યાકાર્યની વિચારણા! ખરેખર, આ બાળક સર્વથા આશ્ચર્યકારી છે. આવી નાની વયમાં આવો સુંદર બુદ્ધિવિકાસ અને વચન-વિન્યાસ!" આમ બોલતાં બોલતાં રાજાએ મંત્રીઓનાં મુખ સામે જોયુ. ત્યારે મંત્રીઓએ કહ્યું: "હે દેવ, એમાં આશ્ચર્ય શું છે? ચણોઠી જેટલો હોય તો પણ અગ્નિ બાળવાના સ્વભાવવાળો હોય છે; સરસવના દાણા જેટલું હોય તો પણ વજ્રરત્ન વજનદાર હોય છે; તેમ મહાવંશના કુળમાં જન્મેલા રાજપુત્રો સત્ત્વ, પૌરુષ, માન જેવા આત્મભૂત ગુણો વડે વૃદ્ધિ પામેલા એવા શરીરવાળા હોય છે. બીજું, હે દેવ! આવી પ્રકૃતિવાળા પુરુષો દેવલોકમાંથી ચ્યવીને કંઈક પુણ્યકર્મ ભોગવવાનું બાકી રહેલું હોય છે તે પૂરું કરવા અહીં જન્મ લે છે." ત્યારે રાજાએ કહ્યું: "એ વાત બરાબર જ છે. એમાં કંઈ સંદેહ નથી."

### મહેન્દ્રકુમારને સાન્ત્વન

* ૨૬. પછી રાજાએ કુમારને વિનયપૂર્વક કહ્યું: "હે પુત્ર મહેન્દ્રકુમાર! એવું મનમાં જરા પણ ન લાવીશ કે હું તમારો શત્રુ છું. એ વાત ભૂતકાળમાં સાચી હતી, પણ અત્યારે તેમ નથી. જ્યારથી તું અમારે ઘેર આવ્યો છે અને તારાં દર્શન થયાં છે ત્યારથી તે રાજા મારો મિત્ર બન્યો છે. તું મારો પુત્ર છે. માટે એ પ્રમાણે જાણીને હવે અધૃતિ ન કરીશ. શત્રુપણાની બુદ્ધિનો હવે સર્વથા ત્યાગ કર. આ તારું પોતાનુ ઘર છે એમ જાણી આનંદ કર. વળી જે પ્રમાણે સર્વથા સુંદર થાય તે પ્રમાણે હું કરીશ." એમ કહી રાજાએ તેના ગળામા રત્નનો હાર પહેરાવ્યો અને પોતાના હાથે તેના હાથમાં પાનનું બીડું આપ્યુ. "આપની કૃપા" એમ કહી બાળકે તે સ્વીકાર્યું. પછી આ પુત્ર દેવ-ગુરુને સમર્પણ કરાયો. ('અર્થાત્ કુમારે દેવ-ગુરુ અને વડીલોને પ્રણામ કર્યા.) મંત્રીઓને કહેવામાં આવ્યું કે "આની એવી સંભાળ રાખવી કે જેથી તે પોતાના પિતાના ઘરને યાદ ન કરે. સર્વથા એવું કરવું કે જેથી પુત્ર વિનાના એવા મારા માટે આ પુત્રરૂપ બને." ત્યાર પછી કેટલોક સમય પસાર કરી રાજા આસન પરથી ઊઠ્યો અને દૈનિક કાર્યો કરી તે દિવસ પસાર કર્યો.

### રાણીનો શોક

* ૨૭. હવે, એક દિવસ રાજા બહારના સભામંડપમાં બેઠેલો હતો ત્યારે બીજા પણ અનેક રાજાઓ ત્યાં આવીને બેઠા હતા. જેમ કુલપર્વતો વચ્ચે મેરુપર્વત શોભે તેમ બીજા મદોન્મત્ત મોટા રાજાઓના વૃંદની મંડળીમાં વચ્ચે આ રાજા શોભતો હતો. તે સમયે ધોએલા ઉજ્જ્વળ વસ્ત્રની જોડી પહેરેલી, મંગળ ગ્રીવાસૂત્રના એકમાત્ર આભૂષણથી

શોભતી, મનોહર, ઉજ્જવળ, ધવલ મૃણાલ જેવા કેશકલાપવાળી, શરદઋતુની પૂર્ણિમાની રાત્રિએ ઊગેલા ચંદ્રના પ્રવાહના પૂરથી ઉજ્જવળ એવી ક્ષણરાત્રિ જેવી સુમંગલા નામની રાજાના અંતઃપુરની મુખ્ય દાસી સભાખંડમાં આવી. પ્રૌઢ રાજહંસીની જેમ મનોહર ગતિથી ચાલતી રાજાએ એને જોઈ. રાજા પાસે આવી વિનય સહિત ઉપરના વસ્ત્રાર્ધથી મુખ ઢાંકી, શ્રેષ્ઠ રત્નજડિત કુંડળથી અલંકૃત અને વિવિધ શાસ્ત્રના અર્થ શ્રવણ કરનાર એવા જમણા કાનમા રાજાને કંઈક કહ્યું અને કહીને તરત ચાલી ગઈ. એટલે રાજા પણ હૃદયમાં કંઈક વિચારતાં અને વૃદ્ધિ પામતા વિકલ્પોને કારણે શૂન્ય નયનયુગલવાળો બની ક્ષણવાર બેસી રહી, રાજસભ્યોને વિદાય આપી આસનથી ઊઠી પ્રિયંગુશ્યામાના વાસભવન તરફ ચાલ્યો.

## સ્ત્રીઓને કોપનાં કારણો

૨૮. રાજા મનમાં ચિંતવવા લાગ્યો: "સુમંગલા દાસી કહી ગઈ કે આજે રુદન કરતી પ્રિયંગુશ્યામાદેવીએ અલંકાર છોડી દીધા છે; ભોજન પણ લીધું નથી; અતિશય ચિંતાભારમાં ડૂબી ગઈ છે; કરમાયેલ પત્રલેખાની જેમ વદનકમળની કાંતિ ઊડી ગઈ છે; માનસિક દુઃખની જેમ મૌન અંગીકાર કર્યું છે. તો દેવીના કોપનું કારણ શું હશે? અથવા તો હું જ વિચારું. સ્ત્રીઓને પાંચ કારણથી કોપ થાય છે તે આ પ્રમાણે: પ્રેમમાં સ્ખલના થાય, ગોત્રનું કોઈક વાંકું બોલે, નોકરચાકર તરફથી અવિનય થાય, પ્રતિપક્ષ અર્થાત્ શોક તરફથી કંકાસ થાય, અને સાસુ તરફથી ઠપકો મળ્યો હોય. તેમાં મારા સ્નેહમાં ભંગ પડ્યો સંભવતો નથી, કારણ કે મારા જીવનની પણ એ સ્વામિની છે, તો પછી ધનની વાત તો દૂર રહી; ગોત્રનું કોઈ વાંકું બોલે તેમ નથી, કારણ કે એના ગોત્રના નામથી જ સમગ્ર અંતઃપુરને હું બોલાવું છું, પરિવાર કદાચ મારું વચન ઉથાપશે, પણ દેવીની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરે; શોકના કલહનો તો સંભવ જ નથી, કારણ કે મારી સર્વ રાણીઓ દેવી તરફ દેવની જેમ આદરભાવ રાખે છે; હવે બાકી રહ્યો સાસુનો ઠપકો. પરંતુ એ તો ઘણા સમયથી નથી જ, કારણ કે અમારા માતાજી મહારાજાની આજ્ઞા પામી દેવત્વ પામ્યાં છે. તો પછી હવે એને શું કારણ હશે?"—આમ વિચારતો રાજા દેવીના વાસભવનમાં પહોંચ્યો. પરંતુ ત્યાં દેવી ન દેખાઈ. એક વિલાસિનીને પૂછ્યું, "દેવી ક્યાં છે?" ત્યારે તેણે સંભ્રમપૂર્વક કહ્યું, "દેવ, તે તો કોપગૃહમાં પ્રવેશી છે." રાજાએ ત્યાં જઈને જોયુ તો સ્થલકમલિની જાણે મૂળમાંથી ઉખેડી નાખી હોય, વનલતા મરડી નાખી હોય, પુષ્પની મંજરી તોડી નાખી હોય એવી સ્થિતિમાં બેઠેલી દેવી દેખાઈ. એ જોઈને રાજા તેની પાસે ગયો. એટલે રેશમી વસ્ત્રના બનાવેલા સુંદર ઓશીકા પર મંદ રીતે કોમળ હથેળી ટેકવી મોટા જઘનના ભારને વહન કરવાથી થયેલ ખેદવાળી દેવી, મંદ નિઃશ્વાસપૂર્વક ધીમેધીમે આળસ મરડતી આસન ઉપરથી ઊભી થઈ, અને રાજાને બેસવા માટે પોતાનુ આસન આપ્યું. પછી રાજા અને રાણી બંને બેઠાં.

૨૯. પછી રાજાએ કહ્યું, "હે પ્રિયે, કોપ પ્રિય નથી એવી હે પ્રિયે, શરદ સમયની ક્ષીણ થઈ ગયેલી વારિધારાથી હણાયેલી એવી કોમળ બાહુલતારૂપી કમળનાળમાં

સ્થાપન કરેલા વદનકમળને નિષ્કારણ કેમ વહન કરે છે? (અર્થાત્ તું શોકસાગરમાં શા કારણે ડૂબી ગઇ છે?) સતત અશ્રુજળના પ્રવાહવાળી આંખરૂપી નીકમાં ભીંજવેલાં સ્તન-વસ્ત્ર શા માટે વહન કરે છે? મેં કોઇ તારો અપરાધ કર્યો હોય તેવું સાંભરતું નથી. હે પ્રિય! પ્રસન્ન થા અને કહે, શા કારણે બંધુવર્ગનુ સન્માન, ગુરુવર્ગની પૂજા, દેવનુ અર્ચન અને સ્નેહી તથા આશ્રિતવર્ગને સંતોષવાનું કાર્ય હજુ કર્યું નથી? અથવા તો શું નોકરચાકરો અવિનીત બન્યા છે? શોક-સમુદાય પ્રતિકૂળ થયો છે? હું તારો પ્રિય એવો દાસ સમર્થ હોવા છતા તું શા માટે કોપનુ અવલંબન લઇને બેઠી છે? અથવા તો શું કોઇ પ્રગટ દાઢવાળા એવા ભયંકર યમરાજના મુખમાં પ્રવેશ કરવાને ઇચ્છે છે? અથવા, નહિ નહિ, જેણે તને કોપ કરાવ્યો તેને પાંચસો સોનામહોર આપીશ, કારણ કે કોપથી રાતાં થયેલ નયનયુગલે સો પાંખડીવાળા કમળની શોભા પ્રાપ્ત કરી છે કેમકે ક્રોધથી હોઠ કંઇક સ્ફુરા-યમાન થવાથી દાંતના કિરણોરૂપી પુકેસરવાળું, કાજળ સરખા શ્યામ ભવાંને લીધે ભ્રમરની શ્રેણિ માફક શોભતું, મનોહર નયનરૂપી કળીમાથી અશ્રુજળબિન્દુ ઝરતું એવું, પહેલાં ક્યારેય ન જોયેલુ એવું અપૂર્વ વદનકમળ દેખાડનારે અપકાર કર્યો હોવા છતા ખરેખર મારા ઉપર ઉપકાર કર્યો છે.

### રાણીના શોકનું કારણ

૩૦. ત્યાર પછી કંઇક વિકસિત થયેલા બે હોઠ વચ્ચેથી નીકળતા તેજસ્વી દંત-કિરણોથી શોભતી દેવીએ હસીને કહ્યુ: "હે દેવ! તમારી કૃપાથી મને સર્વ મળ્યુ છે, પરંતુ સમગ્ર પૃથ્વીમંડળના રાજાઓના સમુદાયના મુગટમણિ ઘસાવાથી જેમનાં ચરણ કર્કશ બન્યાં છે એવા મહારાજાની હું પ્રિય પત્ની હોવા છતાં આ કારણથી ઝૂરું છું. તે ધન્ય યુવતીને સ્નેહના ભાજન જેવો પ્રિય પુત્ર મહેન્દ્રકુમાર છે. તેવો પુત્ર તમારા સરખા પતિ હોવા છતાં મંદભાગ્યવાળી એવી મને નથી. આમ વિચારતાં મને પોતાના ઉપર નિર્વેદ થયો અને તમારા ઉપર કોપ થયો." આ સાંભળી રાજાએ હસીને હૃદયમાં વિચાર્યું, "અહો, અવિવેકી સ્ત્રીવર્ગનો અસંબદ્ધ પ્રલાપ તો જુઓ. અથવા—

ખરેખર, ખોટા અને મેળ વગરના અસંબદ્ધ પ્રલાપોથી કામીજનના હૃદયને કામિ-નીઓ હરે છે."–એમ વિચારીને રાજાએ કહ્યુ: "હે દેવી! તારા કોપનુ કારણ આ હોય તો તેનો શો ઉપાય? આ તો ભાગ્યાધીન વાત છે. આમાં પુરુષાર્થ કે પ્રયત્ન કે બીજાનો અવકાશ નથી. કહ્યું છે કે—

ધન અને વિદ્યા પુરુષાર્થ કરવાથી મળે છે; બીજા હજારો ગુણો પણ પુરુષાર્થથી મળે છે, પરંતુ ભાગ્યાધીન સર્વ કાર્યો માણસના ધાર્યા પ્રમાણે થતા નથી.

જગતની આવી વ્યવસ્થા છે છતાં તું શા માટે અકારણ કોપનો આશ્રય લે છે?"

૩૧. ત્યાર પછી દેવીએ કહ્યું, "હે નાથ, હું નિષ્કારણ કોપ નથી કરતી; પરંતુ સકારણ કર્યો છે. જુઓ, સમગ્ર ધરામંડળમાં જોગ, જોગણી, સિદ્ધપુરુષ તંત્ર મંત્રથી જેની સાધના કરવામાં આવે છે એવા મહાકાલની જેમ દેવ-દેવતાઓ તમારી આજ્ઞા સ્વીકારે છે, છતાં

પણ તમને આટલી ચિંતા નથી. જો મહારાજ ઉદ્યમ કરી કોઇ પણ દેવને આરાધી વરદાન માગે તો મારો મનોરથ કેમ પૂર્ણ ન થાય? માટે કૃપા કરી અભાગી એવી મારા ઉપર મહેરબાની કરો," એમ બોલતી બોલતી રાજાના ચરણયુગલમાં તે પડી. રાજાએ પોતાના બંને લાંબા બાહુદંડ વડે તેના પુષ્ટ ભુજાશિખર (કોણીથી ઉપરનો હાથનો ભાગ) પકડીને તેને પગમાં પડતાં અટકાવી. પછી વનહાથી સૂંઢની કમલિની ઉખેડે તેમ રાજાએ પોતાના બાહુથી દેવીને ઊંચકીને ડાબા સાથળ પર બેસાડી, ત્યાર પછી ભયથી કંપતી અને લજ્જાથી નીચા નમી ગયેલા વદનકમળવાળી રાણીને રાજાએ કહ્યું, "હે પ્રિયા! તું જે કહે છે તે કાર્ય મારે અવશ્ય કરવું. માટે વિષાદ દૂર કર; હવે અધીરાઇ ન રાખતી; શોક છોડી દે; સંતાપનો પરિહાર કર; ઇચ્છા પ્રમાણે આનંદ અને ભોજન કર.

**કુલદેવતાની આરાધનાનો નિર્ણય**

⁂ ૩૨. સર્વથા હે પ્રિયા—

જો તિક્ષ્ણ ધારવાળી તરવારથી છીમછીમ થતું, લોહીનાં બિન્દુ ટપકી રહેલાં હોય તેવું મારી ભુજામાંથી માંસ કાપીને મહાદેવ પાસે બલિ ધરવો પડે, જો કદાચ ત્રિશૂલ ધારણ કરનારી, ભેંસ ઉપર મનોહર ચરણ સ્થાપન કરનારી કાત્યાયની દેવી આગળ મસ્તકનો પણ બળિ આપવો પડે, જો કદાચ કંઇક દાઝેલા મનુષ્યને દેખી હર્ષથી કિલકિલાટ કરતા વેતાલ જ્યાં ફરી રહ્યા હોય તેવા સ્મશાનમાં જઇ મહામાંસ કાપીને આપવો પડે, જો કદાચ અગ્નિમા બળવાથી નીકળતી અને આખા મસ્તકને તરબોળ કરી દે એવી સુગંધી ગુગ્ગુલની ધૂપશ્રેણી જલી રહી હોય એવી ભક્તિથી, હે સુંદરાંગી, સાધના કરવી પડે, જો કદાચ મારા પુષ્કળ લોહીથી તર્પણા કરી ભૂત અને દેવસમૂહને તુષ્ટ કરવા પડે અથવા રૌદ્રાકાર દેવી-માતાઓની આરાધના કરવી પડે અથવા, હે સુતનુ, તારા માટે ઇન્દ્રની પણ આરાધના કરવી પડે તોપણ તારા એક પ્રિય પુત્ર માટે એટલું હું કરીશ."—આમ રાજાએ કહ્યું ત્યારે તે સાંભળી હર્ષનિર્ભર દેવી 'મહાકૃપા' એમ કહી ચરણયુગલમાં પડી.

⁂ ૩૩. ત્યાર પછી રાજા અને રાણીએ આસન પરથી ઊભા થઇ સ્નાન અને ભોજન કર્યાં. રાજાએ મંત્રીઓને આજ્ઞા કરી, "જલદી આવો." રાજાની આજ્ઞા મળતાં મંત્રીઓ આવ્યા અને દર્શાવેલા સુખાસન પર બેઠા. રાજાએ કહ્યું, "હે બૃહસ્પતિ વગેરે મંત્રીઓ! આજે આમ....આમ....વૃત્તાંત બન્યું." એમ કહી દેવીના કોપનું કારણ તથા પોતે કરેલી પ્રતિજ્ઞાની સર્વ હકીકત જણાવી અને કહ્યું: "હવે આવા આ વૃત્તાંતમાં આગળ શું કરવું તે તમે સર્વ મળીને વિચાર કરીને કહો." ત્યારે મંત્રીઓએ કહ્યું: "હે દેવ!—

અશક્તિવાળાને તૃણ જેટલું કાર્ય મેરુ સમાન લાગે છે અને વશીકરણ મંત્ર-તંત્ર કરનાર કઠોર પુરુષને મેરુ જેવડું મહાન કાર્ય તણખલા તુલ્ય થાય છે. માટે હે દેવ! તમે જે વિચાર્યું—

તે કોપાયમાન યમરાજા વડે પણ અન્યથા કરી શકાતું નથી. શિયાળ ગમે તેટલો કોપાયમાન થાય તેથી સિંહને જીતી શકવાનો છે ખરો? માટે હે દેવ! કહેવાય છે કે—

માણસો હૃદયપૂર્વક કાર્ય ન કરે તો નિષ્ફળતા મેળવે છે. ગમે તેટલું મોટું કાર્ય હોય તોપણ હૃદયપૂર્વક કરાય તો તે સિદ્ધ થાય છે.

માટે હે દેવ ! આપે જે વિચાર્યું તે બરાબર છે. આપનો આવો વિચાર સુંદર છે. ઋષિઓએ લોકશાસ્ત્રમાં કહેલું છે કે 'પુત્ર વગરનાની ગતિ નથી.' વળી હે દેવ, પિતૃ-પિંડ આપવો, પાણી મૂકવું અર્થાત્ અંજલિ આપવી એ સર્વ કાર્યો પુત્ર વગર પુરુષોથી બની શકતાં નથી. પ્રલયકાળમાં નીકળેલા પવન વડે જેમ તમાલ શાલ વગેરે વૃક્ષોની શ્રેણી અને મેરુશિખર ઉપર ઊગેલાં ઊંચાં મોટાં વાંસનાં વૃક્ષો સુદ્ધાં ઊખેડી નંખાય છે, તેમ જો દૃઢ–મૂલ–બંધનવાળો પુત્ર ન હોય તો શત્રુવર્ગ મહાવંશવાળા રાજાને પણ વિવિધ પ્રકારે નમાવી, કદર્થના વગેરે કરી રાજ્ય પરથી ઉઠાડી મૂકે છે. કહ્યું છે કે—

વિદ્યા, પરાક્રમ અને ધનવાળા પુરુષને જો પુત્ર ન હોય તો તેને પુષ્પથી સમૃદ્ધ છતાં નિષ્ફળ વૃક્ષ જેવો સમજવો.

માટે હે દેવ ! આપનો પ્રયત્ન સુંદર છે. પરંતુ આપને એક વિનંતી કરવાની છે. આ મહાદેવ, કાર્તિકસ્વામી, મોટું માંસ કાપનારી કાત્યાયની વગેરે દેવતાની આરાધનામાં પ્રાણસંદેહ કરનારા ઉપાયો છે માટે તે રહેવા દો. આપના પૂર્વના વડવાઓએ જેનું સાનિધ્ય કર્યું હતું એ આપના વંશની કુલદેવી ભગવતી રાજ્યશ્રીની આરાધના કરી ઉત્તમ પુત્રની પ્રાર્થના કરો." ત્યારે રાજાએ કહ્યું, "ભલે, વાહ તમારી નિર્મળ બુદ્ધિ; ખરેખર તમે સુંદર વાત કરી. કારણ કે કહ્યું છે કે—

પૂર્વના મહાપુરુષોએ આચર્યું હોય અને લોકોમાં અનિંદિત હોય તેવું કાર્ય પુત્રે પણ કરવું એવો આ જગતનો નિયમ છે.

વળી સકલ ત્રિલોકમાં નરેન્દ્રોને પ્રાર્થના કરવા યોગ્ય એવી દર્શનીય ભગવતી રાજ્યશ્રી દેવીનું દર્શન પણ દુર્લભ છે તો વરદાનની તો વાત જ ક્યાં રહી ? કુળદેવીના દર્શનથી સર્વ સુંદર થશે," એમ કહી મહાઆસન પરથી રાજા તથા મંત્રીઓ ઊભા થયા.

### પુત્ર માટે દેવીની ઉપાસના

૩૪. હવે પુષ્ય નક્ષત્રયુક્ત શુભ દિવસે, સમગ્ર ત્રણમાર્ગ, ચારમાર્ગ, ચૌટા, શૃંગાટક (શિંગોડાના આકારે જ્યાં ત્રિકોણ માર્ગ થતા હોય તે) માર્ગમાં શિવ, સ્કંદ, રુદ્ર, ગોવિંદ, ચંદ્ર, ઇન્દ્ર, ગણપતિ, નાગેન્દ્ર, સૂર્ય તથા યક્ષ, રાક્ષસ, ભૂત, પિશાચ, કિન્નર કિંપુરુષ, મહોરગ આદિ દેવોને બલિ આપીને તથા ચરક, પરિવ્રાજક, ભિક્ષુક, નિર્ગ્રંથ, શાક્ય, તાપસ વગેરેને યથાયોગ્ય ભોજન, પાણી, વસ્ત્રનું દાન કરીને તથા દુર્ભાગી, દુઃખી વટેમાર્ગુના મનોરથ પૂર્ણ કરીને તથા કૂતરા અને કોયલ વગેરે પક્ષીને પૂર્ણમુખ કરીને (એમની ભૂખ સંતોષીને) સર્વથા સ્નાનાદિક કરી પવિત્ર થઇને ધોયેલાં ઉજ્જ્વળ વસ્ત્ર પહેરી શ્વેત ચંદન તથા પુષ્પમાળા ધારણ કરીને, ઉત્તર સાધક (ક્રિયા વગેરેમાં મદદગાર) પાસે પુષ્પ અને બલિથી ભરેલા થાળ રખાવી રાજાએ દેવગૃહમાં પ્રવેશ કર્યો.

ત્યા યથાયોગ્ય દેવદેવીની પૂજા કરી અને મણિરત્નજડિત ભૂમિ ઉપર ચંદન, ગોરોચન દુર્વાંકુર, સિદ્ધાર્થ (સફેદ સરસવ) વગેરે મૂકી અક્ષત ચોખાનો સાથિયો કર્યો, સફેદ ફૂલોનો ઉપચાર કર્યો અને પાસે પાસે પરમ પવિત્ર એવા પુષ્પોનો સમૂહ તૈયાર કર્યો. પછી નોકરચાકરને વિદાય આપી રાજા ઘાસના આસન ઉપર બેઠો. બેસીને કમળની કળી જેવા કોમળ, પરંતુ વારંવાર મોટા ધનુષ્યની દોરી ખેંચવાના ઘસારાની નિશાનીવાળા અને કઠણ એવા બે હાથની અંજલિ કરી રાજા આ પ્રમાણે સ્તુતિ–કુલક ભણવા લાગ્યો·

) ૩૫. કૃષ્ણના હૃદયસ્થાન પર રહેલા હારનુ અનુકરણ કરવાના સ્વભાવવાળી (અર્થાત્ લક્ષ્મી જેવી) હે દેવી, તમારો જય હો! *કૌસ્તુભ રત્નમાથી નીકળતા સ્પષ્ટ કિરણોથી* વ્યાપ્ત, ક્ષીરસમુદ્રના તરંગના વર્ણ જેવી ઉજ્જવળ કાયા અને વસ્ત્ર ધારણ કરનારી, કમળ સમૂહ આગળ ભમતા ભમરાના ગુંજારવ જેવી મધુર શબ્દવાળી ઘૂઘરીયુક્ત કાચળી ધારણ કરનારી, તરવારના અગ્રભાગ પર વાસ કરનારી, હજારો રાજાના હૃદયમાં જેને માટે ઝંખના રહ્યા કરે છે, કોમળ હસ્તકમળની સુગંધથી આકર્ષાઈને આવેલા ભમરાઓ જેની પાસે ભમી રહ્યા છે એવી હે દેવી! મારી વાત સાભળો. કમલા, લક્ષ્મી, શ્રી, હ્રી, કીર્તિ, રિદ્ધિ, નિર્વાણી, નિવૃત્તિ, સંપત્તિરૂપ તમે છો. માટે ત્રણ રાત્રિમા મને દર્શન આપો, અથવા આ તરવારથી મારું મસ્તક ગ્રહણ કરો. એમ કહી મસ્તક નમાવી પ્રણામ કર્યાં. પ્રણામ કરી ઘાસના સંથારા પર બેઠો. રાજ્યશ્રી દેવીના ગુણ ગ્રહણ કરવામાં એકાગ્ર હૃદયવાળા તેને બેઠા બેઠા એક, બે અને ત્રણ રાત્રિ પસાર થઈ. ત્રીજા દિવસે દર્શન ન થવાથી ક્રોધથી જેના ભવા ઉગ્ર બન્યા છે, ભવાં ચઢાવવાથી જેનું વદન ભયંકર બન્યું છે, સુંદર વિલાસિનીના કમળપત્ર જેવી કોમળ હથેળીને સ્પર્શ કરવાની ટેવવાળા, પોતાના લાબા, શ્યામ વર્ણવાળા, વાકા અને ચળકતા કેશકલાપ જેણે મૂઠીમા પકડ્યા છે એવા આ રાજાએ જે વડે ઘણા શત્રુ રાજાઓના હાથીઓના કુંભસ્થળના મોતી મેળવ્યા છે એવું ખડ્ગરત્ન જમણા હાથે પકડ્યું અને કહ્યુ કે "વધારે શું કહેવું ?—

સ્વર્ગ, પાતાળ અથવા ક્ષીરસમુદ્ર કે કમળવનમા તમે જ્યા હો ત્યાથી હે દેવી! તરવારથી મારું મસ્તક સ્વીકારો."—

એમ કહી પોતાના ખભા ઉપર પ્રહાર કરવા માટે તરવાર ખેંચી તેટલામા 'હા....હા' એવા ગંભીર અવાજ સાથે રાજાના જમણા હાથને કોઈકે થંભાવ્યો. મો ઊચું કરીને જ્યા નજર કરે છે ત્યા તે જુએ છે—

જેના મુખચંદ્રથી કમળો નીચા મુખવાળા બની ગયાં છે, કમળ જેવા લાલ અને પીળા વર્ણવાળા સ્તન જે ધારણ કરે છે, સ્તનભારથી જેનો મધ્યભાગ (કટિ) અતિશય નમી ગયો છે, મધ્યભાગમાં અત્યંત લાલ અને વિશાળ જેને નિતંબ છે, વિશાળ નિતંબ હોવાથી જેના સાથળ ધીમી ગતિવાળા છે, સાથળ ભરાવદાર હોવાથી જેની ચાલ શોભાયમાન છે, ચાલતી વખતે જેના નૂપુર અને કડાની ઘૂઘરીઓ રણકાર કરી રહેલી છે, નૂપુર અને કડાથી જેના ચરણ શોભી રહ્યા છે, વળી—

ભ્રમરોના એકી સાથે ગુંજારવ કરવાથી અને ઊડવાથી જેમાં કેસરાઓ ઊડેલા છે એવા કમળ ઉપર નજર કરતી લક્ષ્મીદેવીને રાજા જુએ છે અને જોઈને પોતાનું મસ્તક નમાવી પ્રણામ કરે છે.

**વરદાનપ્રાપ્તિ**

* ૩૬. રાજ્યલક્ષ્મીએ કહ્યું, "હે રાજા! અનેક શત્રુપક્ષના રથને ચૂર્ણ કરનાર, શત્રુઓની ઘણી સુંદરીઓને વૈધવ્ય આપવામાં દક્ષ, એવા તેં જયલક્ષ્મીની કોમળ ભુજ-લતાના આલિંગનના સુખસ્પર્શની ઝંખના કરવાવાળી તારી તરવારને ગળા પર પ્રહાર માટે કેમ ઉગામી?" રાજાએ કહ્યું, "હે દેવી! મારા ત્રણ ઉપવાસ પૂર્ણ થવા છતાં પણ દર્શન ન આપ્યાં તેથી." ત્યારે કંઈક ચળકતા શ્વેત દંતકિરણથી ખૂલતા હોઠવાળી રાજ્યશ્રીએ રાજાને કહ્યું. "અહો મહારાજ દેઢવર્મ! માત્ર ત્રણ રાત્રિની તપસ્યાથી, આટલા તપસ્વી છતાં અકળાઈ ગયા?" એટલે રાજાએ કહ્યું, "હે દેવી–

કોઈ અહંકારી પુરુષને તણખલા જેટલો પરાભવ પણ મેરુ પર્વત જેટલો લાગે છે અને તેથી વિપરીત સ્વભાવવાળા રાંક પુરુષને તેથી વિપરીત અનુભવ થાય છે. (અર્થાત્ તેને મેરુ જેવડું અપમાન તણખલા જેટલુ લાગે છે.)

ત્યારે રાજ્યશ્રીએ કહ્યુંઃ "જે કંઈ કાર્ય હોય તે સર્વ મને જણાવો." રાજાએ કહ્યું, "હે દેવી—

સર્વ કળા અને શાસ્ત્રોમાં નિષ્ણાત અને રાજ્યધુરા ધારણ કરવા માટે સમર્થ, પોતાના કુળના માન અને કીર્તિ જાળવનાર એવો એક પુત્ર મને આપો."

ત્યારે પરિહાસ કરતાં દેવીએ કહ્યું, "મહારાજ! શું પહેલાં તમે મને એક પણ પુત્ર સમર્પણ કર્યો છે કે જેથી આમ પુત્ર માટે પ્રાર્થના કરો છો?" રાજાએ કહ્યું, "સમર્પણ નથી કર્યો. પોતાનો જ આપો." દેવીએ કહ્યું, "મારી પાસે પુત્ર ક્યાંથી?" ત્યારે રાજાએ કંઈક હસીને કહ્યું, "દેવી! ભરત, સગર, કૃષ્ણ, નલ, નહુષ, અંધક, દિલીપ, વગેરે પૃથ્વીમંડપના સર્વ રાજાઓના વિશાળ વક્ષસ્થળને સેવનારી તથા તેના પલંગ, સુખશય્યામાં સૂનારી એવી તારી પાસે શું એક પણ પુત્ર નથી?" દેવીએ કહ્યું, "મહારાજ, મેં તો મશ્કરીમાં કહ્યું.

રૂપમાં કામદેવ જેવો, દાનમા કુબેર જેવો, યુદ્ધમાં ઇન્દ્ર જેવો, વિશાળ છાતીવાળો, મારા વચનથી, તમને એક પુત્ર હો." એમ કહી દેવી અદૃશ્ય થયાં.

* ૩૭. રાજા પણ દેવી પાસેથી વરદાન મળ્યા પછી દેવગૃહમાથી બહાર નીકળ્યો. પછી સ્નાન કરી, પવિત્ર બની, દેવોની પૂજા કરી, ગુરુવર્ગને પ્રણામ કરી. વિપ્રજનને દક્ષિણા આપી, સગાં સંબંધીઓનું સન્માન કરી, નોકરચાકરને યાદ કરી, કોઈકને પ્રણામથી, કોઈકને પૂજાથી, કોઈકને વિનય કરી, કોઈકને માન આપી, કોઈકને દાન આપી, કોઈકને આલિંગન આપી. કોઈકને વચનથી, કોઈકને દૃષ્ટિથી–એમ સર્વને હર્ષનિર્ભર ચહેરાવાળા

કરીને ભોજનમંડપમાં બેઠો. ત્યાં ઇચ્છા પ્રમાણે ભોજન કરી, હાથ વગેરે ધોઇ પવિત્ર બની, અંદરના બેસવાના સભામંડપમાં તે ગયો. ત્યા મંત્રીઓને બોલાવ્યા. મંત્રીઓ આવી, પ્રણામ કરી આસન પર બેઠા. પછી જે પ્રમાણે શ્રીદેવી સાથે વાર્તાલાપ થયો હતો તે સર્વ કહ્યો. ત્યારે મંત્રીઓએ કહ્યું, "દેવ, અમે પણ એમ જ કહ્યું હતું કે—

જ્યાં સુધી કાર્યમાં હૃદયસમર્પણ કરવામાં આવતું નથી ત્યાં સુધી માણસને કાર્ય સિદ્ધ થતું નથી. પરંતુ જો હૃદયસમર્પણ કરાય તો ગમે તેવું મોટું કાર્ય હોય તોપણ તે પૂર્ણ થાય છે. માટે રાજ્યશ્રીએ જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે સર્વથા હો."

* ૩૮. ત્યાર પછી રાજા ઊભો થયો, પ્રિયંગુશ્યામાના મંદિરમા ગયો. નિયમથી અતિ દુર્બલ શરીરવાળી દેવીને જોઇ. દેવીએ ઊભા થઇ બેસવા માટે આસન આપ્યુ. રાજા આસન ઉપર બેઠો. રાજ્યશ્રીએ જે વરદાન આપ્યુ તેની સર્વ હકીકત જણાવી. એટલે એકદમ હર્ષમાં આવી દેવીએ કહ્યું, "ઘણી મોટી કૃપા થઇ." પછી વધામણીનો હુકમ કર્યો. નગરમાં મહોત્સવ આરંભાયો. એવી રીતે ખાવાપીવાના આનંદમાં લોકોએ તે દિવસ પસાર કર્યો. તેટલામાં–

કેસરના રસ જેવા લાલ અંગવાળો સૂર્ય કઇ તરફ જાય છે તે જાણવા માટે રાત્રિએ સૂર્યના માર્ગે સંધ્યાદૂતીને મોકલી. જેણે પોતાના કિરણરૂપી હાથ હંમેશાં પ્રસારેલા છે એવા સૂર્ય વિશે સંધ્યા અનુરાગવાળી છે એમ વિચારીને રાત્રિ સંધ્યાની પાછળ પાછળ ગઇ. લાલ સૂર્યને સંધ્યામાં આસક્ત દેખી રાત્રિ ઘણી ઇર્ષ્યાથી શ્યામ મુખ ધારણ કરવા લાગી. પ્રત્યક્ષ વનિતા (શૉકરૂપી) દેખવાથી મહાકોપાનલ રૂપી સંતાપ પ્રગટ થવાને લીધે રાત્રિરૂપી દેહમાં પ્રસ્વેદબિંદુ જેવા તારાઓ દેખાવા લાગ્યા. તેજસ્વી તારા રૂપી આંખની કીકી જેની ચમકી રહી છે, વિખરાયેલ અંધકાર રૂપી જેના કાળા કેશ છે, ચંદ્રકિરણ જેવા ચળકતા જેના દાંત દેખાય છે એવી રાત્રિએ ઇર્ષ્યાથી હાસ્ય કર્યું. પૂર્વ દિશારૂપી સખીએ સૂર્યવિરહાગ્નિથી તપી રહેલા રાત્રિના વદન વિશે નવીન ચંદ્રરૂપી ચંદન રસની લલાટિકા આપી. ચંદ્રકિરણ જેવા ફીક્કા દેહવાળી અને ઘુવડના હુંકાર શબ્દ થવાથી નિર્બળ એવી રાત્રિ સૂર્ય વગર વેગથી ક્ષીણ થવા લાગી. લાલ અરુણોદય રૂપી ઓષ્ઠનુ પાન થયુ છે જેનુ અને તારાઓ રૂપી કીકીઓ લાલ થઇ છે તથા સૂરત-ક્રીડાથી ક્ષીણ બનેલી એવી પૂર્વની સંધ્યાને દેખીને રોષથી રાત્રિ અદૃશ્ય બની ગઇ. આ પ્રમાણે રાત્રિ, સૂર્ય અને સંધ્યા એ ત્રણેનું આ ચરિત્ર દેખી બહાર નીકળેલી દૂધ જેવી ઉજ્જવળ દિવસરૂપી લક્ષ્મીએ હાસ્ય કર્યું, અર્થાત્ અરુણોદય થવા લાગ્યો.

### રાણીને સ્વપ્નદર્શન

* ૩૯. ત્યાર પછી આ પ્રમાણે આવા સમયે દૂધ જેવા ધોળા પાણીના ચપળ મોજાઓના સમૂહથી વ્યાપ્ત એવા ક્ષીરસમુદ્રના ખોળામાં જેમ લક્ષ્મી તેમ ધોએલાં ઉજ્જવળ વસ્ત્ર બિછાવેલા મોટા વિશાળ પલંગમાં સૂતેલી પ્રિયંગુશ્યામા રાણીએ સ્વપ્ન જોયું અને તે પણ કેવું?—

ચંદ્રની જ્યોત્સ્નાના પ્રવાહરૂપી જળ ફેલાવાથી ભરાઇ ગયેલી દિશાઓ તથા કુમુદને આનંદ આપનાર કલંકરહિત એવા ચંદ્રને તેણે જોયો. વળી પુષ્કળ સુગંધથી ખેંચાયેલા ભમરાઓએ એકી સાથે કરેલા ગુંજારવથી નિર્ભર એવી કુવલયમાળાએ ચંદ્રનું દૃઢ આલિંગન કર્યું.

આમ બે સ્વપ્ન જુએ છે તેટલામા, વગાડેલ સુંદર પટહના પડઘાથી ક્ષોભિત બની જાગી ગયેલા મહેલના ઉદ્યાનની વાવડીના મધુર સ્વરવાળા હંસોના કલકલારવથી સવિશેષ શ્રવણસુખ પૂર્વક રાણી જાગી ગઇ. પ્રાતઃકાળના મંગળ વાજિંત્રના શબ્દથી જાગીને, પોતાની ઇચ્છાનુસાર સ્વપ્ન જોવાના રસાનંદથી રોમાંચ કંચુક ધારણ કરનારી દેવીએ મહારાજા પાસે આવી વિનયથી મસ્તક નમાવતાં દીઠેલા મહાસ્વપ્નની વાત કરી. એટલે રાજા પણ હૃદયમાં જે ઇચ્છા હતી તેને સત્ય કરનાર કુળદેવીએ આપેલા વરદાનથી અમૃતના મહાસાગરમાં જાણે સ્નાન કરતો હોય તેમ બોલવા લાગ્યો, " હે પ્રિયા ! ભગવતી રાજ્યશ્રીએ તને પુત્રનું વરદાન આપ્યુ છે તે નક્કી આજે તારા ઉદરમાં આવ્યો. " ત્યારે દેવીએ કહ્યું, " હે મહારાજ ! દેવતાના અનુગ્રહથી, લક્ષ્મીદેવીના વરદાનથી, ગ્રહોની સાનુકૂળતાથી, ગુરુવર્ગના આશીર્વાદથી, આપના પ્રભાવથી એમ જ થયુ છે; એ ઇચ્છેલું જ મેં પ્રાપ્ત કર્યું છે; મને અનુમત છે; મારા ઉપર ઘણી કૃપા થઇ." આમ બોલતાં બોલતાં તે રાજાના ચરણયુગલમાં પડી.

**સ્વપ્નફળપ્રશ્ન**

* ૪૦. ત્યાર પછી રાજા આવશ્યક કાર્યો પતાવી, દેવસંઘની પૂજા કરી, દક્ષિણા આપવા યોગ્યને દક્ષિણા આપી, પૂજા કરવા યોગ્યની પૂજા કરી, સન્માન કરવા યોગ્યનું સન્માન કરી, વંદન કરવા યોગ્યને વંદન કરી, બાહ્ય બેઠકની જગ્યા તરફ ગયો; અને ત્યાં વિશુદ્ધ સુવર્ણના મહામૂલ્યવાન રત્નજડિત સિંહાસન પર બેઠો. એટલામાં બૃહસ્પતિ સરખા મંત્રીઓ આવ્યા, કર્ણ જેવા બીજા મોટા રાજવીઓ પણ આવી પહોંચ્યા. ત્યાં મહાવીરો આવી દરિદ્રની જેમ પ્રણામ કરે છે, ધન્વંતરિ જેવા મહાવૈદ્યો આયુશાસ્ત્રની અવગાહના કરે છે, ચાર વદનવાળા બ્રહ્મા જેવા મહાબ્રાહ્મણો શાંતિપાઠ કરે છે, વ્યાસ મહર્ષિ જેવા કવિઓ સુખાસન પર બેઠેલા છે, કાર્તિકસ્વામી જેવા મહાસેનાપતિઓ વિનંતિ કરે છે અને શુક્ર જેવા મોટા પુરોહિતો પ્રવેશ કરે છે, દેવાંગનાઓના લાવણ્યને પણ હસી કાઢનારી વારાંગનાઓ પોતપોતાના કાર્યમાં મગ્ન બની ગઈ છે; ત્યાં કેટલાક પ્રાકૃત ભાષાના પંડિતો છે, કેટલાક સંસ્કૃતના પંડિતો છે, બીજા કેટલાક અપભ્રંશના જાણનારા છે, કેટલાક ભારતશાસ્ત્રમાં નિષ્ણાત છે, કેટલાક વૈશેષિક મતમાં નિપુણ પંડિતો છે, કેટલાક ધનુર્વિદ્યાના જાણનારા છે, કેટલાક લક્ષ્યવેધના અધ્યાપકો છે, કેટલાક કટારી ખોસવામાં નિષ્ણાત છે, કેટલાક બાણ, તરવાર, ચક્ર, ભિંડિમાલ, ફાંસો વગેરેના યુદ્ધમાં નિપુણ છે, કેટલાક પત્ર છેદવામાં દક્ષ છે, કેટલાક ચિત્રકાર્યમાં કુશળ છે, કેટલાક ઘોડાનાં લક્ષણ જાણનારા છે, કેટલાક હાથીનાં લક્ષણ જાણનારા છે, કેટલાક મંત્રીઓ છે, કેટલાક ધાતુ-

વિદ્યાના જાણકાર છે, કેટલાક જ્યોતિષ શાસ્ત્રના જાણકાર છે, કેટલાક શકુનશાસ્ત્રના પંડિતો છે, કેટલાક સ્વપ્નફળાદેશ કહેનાર છે અને કેટલાક નિમિત્ત કહેનાર પંડિતો છે. વળી—

એવી કોઈ કળા નથી, એવું કોઇ કૌતુક નથી અને એવું કોઈ વિજ્ઞાન નથી જે આ સભા મળી ત્યારે તેમાં ન દેખાતાં હોય.

**સ્વપ્નફળનિર્ણય**

* ૪૧. આવી ઇન્દ્રસભા જેવી મોટી રાજ્યસભા મળી છે ત્યારે રાજાએ કહ્યું, "અરે મંત્રીઓ, આજે રાત્રિના પાછલા પહોરે રાણીએ આવા આવા પ્રકારનું સ્વપ્ન જોયુ તો તેનું શું ફળ હોય?" એટલે સ્વપ્નશાસ્ત્ર જાણનાર પંડિતોએ કહ્યું," દેવ, સ્વપ્નશાસ્ત્રમાં કહેલું છે કે મહાપુરુષોની માતાઓને સ્વપ્નમાં ચંદ્ર, સૂર્ય, વૃષભ, સિંહ, હાથી વગેરે દેખાય છે, માટે આવા પૂર્ણ ચન્દ્રના દર્શનથી મહાપુરુષનો જન્મ થશે. રાજાએ કહ્યું, "પુત્રજન્મ ફળ તો ભગવતી રાજ્યશ્રી દેવીએ કહેલું જ છે. હવે, એ ચંદ્રે કુવલયમાળાનુ આલિંગન કર્યું તેનું ફળ પૂછીએ છીએ." એટલે સ્વપ્નશાસ્ત્રના પાઠકોએ કહ્યું, "દેવ, એનો અર્થ એ કે તમને પુત્રી પણ થશે." ત્યારે બૃહસ્પતિએ કહ્યું, "દેવ, એ જુદું છે; જો કુવલયમાલા ચંદ્રથી ભિન્ન એવી એકલી દેખાય તો તે પ્રમાણે થાય, પરંતુ આ તો ચંદ્રને આલિંગન કરીને રહેલી છે. માટે એ રાજપુત્રના પૂર્વજન્મના સ્નેહવાળી, કમળની માળા જેવી, સર્વ-જનને મનોહર એવી પ્રિયતમા થશે. માટે જ એનાથી આલિંગન કરાયેલો એ દેખાયો." રાજાએ કહ્યું, "હા, એવી જ સંભાવના છે." ત્યાર પછી રાજાએ કેટલોક કાળ વિવિધ રાજકેસરીઓના કળાકલાપ, શાસ્ત્ર, વિજ્ઞાન, વિદ્યાની કથામાં પસાર કર્યો. પછી રાજા ઊભો થયો અને દિવસનાં કાર્યો અને રાત્રિનાં કાર્યો પૂરાં કરી વિચરવા લાગ્યો.

**ગર્ભપાલન**

* ૪૨. હવે રાણી તે દિવસથી લાવણ્યજળથી વૃદ્ધિ પામેલી કમલિનીની જેમ અધિકતર સૌન્દર્ય પામવા લાગી. દિનપ્રતિદિન તે વૃદ્ધિ પામતી કળીઓવાળી અને કલંકરહિત ચંદ્રરેખાની જેમ સર્વ લોકોને મનોહર બની; તેમ વૃદ્ધિ પામતા દાન, દયા, દાક્ષિણ્ય, વિદ્યા, વિજ્ઞાન, વિનય વગેરે ગુણો વડે વડીલોમાં માનવાળી, રાજાને અતિ પ્રિય, પરિજનોમાં કૃપાનું પાત્ર, શોકવર્ગને બહુમાન્ય, બંધુ વર્ગને દાન આપવામાં તત્પર, પૌર-જનોને સારી રીતે બોલાવનારી, સાધુજનો માટે અનુકૂળ, તપસ્વીઓ માટે વિનયવાળી, સર્વ પ્રાણીઓ પ્રત્યે અનુકંપાવાળી એવી તે ગર્ભને સુખપૂર્વક વહન કરવા લાગી.

એમ કરતાં કેટલાક સમય પછી રાણીના ચિત્તમાં દોહદ ઉત્પન્ન થયો કે જે કોઇ મારી પાસે જે કંઇ માગે તેને તે સર્વ હું આપુ. એનો દોહદ સંપૂર્ણ થયો અને આશ્રિત-વર્ગને માગ્યા કરતાં ઘણું વધારે ધન આપીને આનંદ મેળવતી તે ઉત્તમ પુરુષના ગર્ભને વહન કરવા લાગી.

**કુમારનો જન્મ**

* ૪૩. આમ સર્વ રીતે મહાપુરુષના ગર્ભને તે વહન કરી રહી છે. કઇ રીતે?—

ગર્ભની અંદરના સુપુરુષનો ખીલતા સફેદ કમળ જેવો યશસમૂહ જાણે ગર્ભ વહન કરવાથી ફીક્કા પડી ગયેલા તેના ગંડસ્થળને ઉજ્જવળ ન કરતો હોય ! મેરુ પર્વત જેવા વજનદાર ગર્ભને વહન કરતી, ભારથી ખેદ પામેલી તે કમળની નાળના જેવા કોમળ અંગનું આલંબન કરતી આળસ મરડે છે. ઊંચા અત્યંત ઉદ્ભટ પોતાના ગર્ભને વહન કરનારી દેવીના સ્તનમુખ શ્યામ પડી ગયા છે. દિનપ્રતિદિન જેમ ગર્ભ વૃદ્ધિ પામતો જાય છે તેમ દેવી પણ શરદઋતુની મેઘમાલા જેમ પૂર્ણચન્દ્રથી શોભે તેમ શોભવા લાગી. ફળ સ્થાપન કરી સ્તુતિ પૂર્વક ગુરુજનોનું સુંદર સન્માન થઇ રહ્યું છે, વિલાસિની સ્ત્રીઓનો સમુદાય નૃત્ય કરી રહ્યો છે અને જનસમુદાય મોટા શબ્દથી આકાશ ગજાવી રહ્યો છે. તેમજ શુભ તિથિ. કરણ, નક્ષત્રવાળા સુંદર લગ્નમાં, હોરા ઊર્ધ્વમુખી હતી અને ગ્રહ. ચક્ર, ઉચ્ચ સ્થાનમાં હતા, ત્યારે વિકસેલા કમળના જેવા મુખવાળા, કમળની કળી જેવા દીર્ઘ નયનયુગલવાળા. શરદ ઋતુમાં સરોવર હોય છે તેવા મનોહર શ્રેષ્ઠ કુમારનો જન્મ થયો.

* ૪૪. હવે તે રાજપુત્રનો જન્મ થયો ત્યારે હર્ષથી વિકસેલાં વદનકમળવાળી અંતઃપુરની વનિતાઓની શી શી પ્રવૃત્તિ હતી ?

સખી, સખી પદ્મિની, મરકતમણિના ભિત્તિસ્થળમાં ઊછળતા શ્યામ કિરણોના પ્રતિબિંબને કારણે ગાઢ અંધકારનાં વિસ્તારમાં શોભતા મણિદીપકોની રચના કર. પ્રિય સખી પુરંદરદત્તા, સકલ ભવનની ભીંતમાં જે મનોહર ચિત્રામણો છે તેનાં પ્રતિબિંબો શોભે તેવી, પૂર્ણિમાના ચંદ્ર જેવી સુંદર મંગળ દર્પણમાળાઓની ગોઠવણી કરવાની ચિંતા તું જાતે કેમ નથી કરતી ? અરે સખી જયશ્રી, શરદ ઋતુના ચંદ્રની જ્યોત્સ્નાનાં કિરણો સાથે તુલના થઇ શકે તેવી અને મહાનીલ રત્નોની ફરસબંધીમાં રચેલા નલિની પત્રોમાં ઉજ્જવળ નાળતંતુના સમુદાય જેવી ભૂતિરક્ષાની રચના તું કેમ કરતી નથી ? પ્રિય સખી હંસિકા, હંસોની પાંખની શ્રેણીની રૂંવાટી જેવા સુંવાળા, કોમળ ઉજ્જવળ ચામર કેમ પકડતી નથી ? સખી સિદ્ધાર્થિકા, ઉજ્જવળ સિદ્ધાર્થ મિશ્રિત નવીન અક્ષતના નંદાવર્ત (સાથિયા) અને સો પાંખડીવાળા કમળની શોભા બનાવ; અને સુભટિકા, તું પણ શત્રુના સુભટોને અને હાથીઓનાં કુંભસ્થળોને વિદારવામાં ચપળ એવી અને બાળક તથા દેવીનુ રક્ષણ કરનારી આ તરવાર ગ્રહણ કર.

**પુત્રની વધામણી**

* ૪૫. આ પ્રમાણે વિલાસિનીઓનો સમુદાય પ્રતિહારીએ બતાવેલા સ્થાને ઉતાવળથી વધામણી આપવા માટે ગયો. કેવી રીતે ?—

ઉતાવળ અને વ્યાકુળતાથી ગમન કરે છે. ગમન કરતાં કરતાં સ્ખલના પામવાથી નૂપુર ચરણમાં અથડાય છે, ચરણ ચાલતા હોવા છતાં હૃદય ઉતાવળ કરે છે, હૃદયની ઉતાવળથી નિતંબ સ્ફુરાયમાન થાય છે, નિતંબ સ્ફુરાયમાન થવાથી કંદોરાની ઘૂઘરીઓ રણકાર કરે છે, કંદોરામાં સ્તન પરનુ વસ્ત્ર ભરાઇ જાય છે, વસ્ત્ર સરી પડવાથી વદન લજ્જા પામે છે, અને વદનચંદ્રથી ભવનમાં અજવાળું થાય છે. વળી—

વિશાળ નિતંબના ભારથી ધીમી ગતિએ ચાલતી છતાં માર્ગના થાકથી થાકેલી એક વિલાસિની રાજાને વધામણી આપવા જાય છે. કેવી રીતે ?—

પછી તે રાજાના વાસભવનમાં પહોંચી અને રાજાને કહ્યું, " દેવ ! આપને એક અત્યંત પ્રિય સમાચાર આપુ છું કે દેવીએ સુખપૂર્વક કુમારને જન્મ આપ્યો છે." એટલે રાજાએ પ્રિય બોલનારી વનિતાનાં વચનથી હર્ષરસના વશથી, રોમાંચકંચુક વહન કરવાથી ભુજાઓ ફૂલી ગઇ છે તેથી પહેરેલાં આભૂષણ ઉતારતાં જોર કરવું પડે છે, છતાં પણ જાતે જ પ્રિયંવદાને કડાં, કુંડળ, કંઠાભૂષણ વગેરે આભૂષણોનો સમૂહ આપી દીધાં. રાજાએ વધામણાં કરવાનો હુકમ કર્યો. હુકમ થતાંની સાથે જ—

પવન અથડાવાથી ભયંકર મોજાવાળા, વેગથી ચાલતા મચ્છોના છટાઘાતથી ભેદાતા ગંભીરધીર ઊછળતા શબ્દો વડે લોકાંત પુરાઇ ગયા છે એવા સમુદ્રના ગંભીર શબ્દો જેવાં વાજિંત્રો વાગી રહેલાં છે. સુંદર વનિતાના હસ્તથી ફેંકાયેલ સુગંધયુક્ત ઊડતા કર્પૂરના સમૂહ વડે અને તે ક્ષણે ઉડાડેલા કસ્તુરીના ચૂર્ણના રંગ વડે સૂર્ય અને દિશાઓ છવાઇ જવાને લીધે રાજમંદિર શોભવા લાગ્યુ છે. મદ–રસ–વશ ઘૂમતી અને નૃત્ય કરતી કામિનીઓના પુષ્ટ સ્તનભાગ પર રહેલા અને અથડાતા હારમાંથી તૂટતા મુક્તાહારના ચળકતાં મોતી સરી પડતાં હતાં ત્યારે જાણે લાવણ્યનાં બિન્દુઓ જેમ વેરાતાં હોય તેમ કામિનીઓ નૃત્ય કરતી હતી. ઉતાવળી સ્ત્રીઓના શરીર–મરોડ થતા માણિક્યનાં શ્રેષ્ઠ નૂપુર અને અતિ તીવ્ર રણકાર કરતી કંદોરાની ઘૂઘરીઓ અને હાથથી વગાડાતાં મંજીરાં તથા ગીતોના શબ્દો વડે દિશામંડળો પુરાઇ ગયાં છે. નૃત્ય કરતી વારાંગનાઓથી જે શોભી રહ્યું છે, આનંદથી મહાલતા વામનવર્ગનું જ્યા હાસ્ય થઇ રહ્યું છે, અને જ્યાં સુંદર અને મનોહર સંગીત ગૂંજી રહ્યું છે એવાં વધામણા ત્યાં થઇ રહ્યાં છે.

૪૬. તે સમયે તરવારની અગ્રધારારૂપ અગ્નિજ્વાળામાં હોમાયેલાં વૈરીવંશના સૂક્ષ્માંકુરો સમગ્ર બળી ગયાં. તેથી કોઇ બંધનમાં નથી. પાંજરામાં રહેલા પોપટ, મેના, સારિકા અને પક્ષીઓના સમૂહને ઉડાડી મૂકવામાં આવ્યાં. મદજળ ઝરતું હોવાથી તેની અતિ સુગંધથી આકર્ષાયેલા ભમરાઓ ગુંજારવ કરી રહેલા છે તેથી કોપવાળા ગુલગુલ શબ્દ કરતા અને ફરતા એવા મોટા હાથીઓનુ દાન કરવામાં આવ્યુ. જળપૂર્ણ મેઘના ગંભીર શબ્દ જેવા હેષારવ કરતા ઘોડાઓ અશ્વશાળામાંથી ઇનામ તરીકે અપાય છે. મહાસામંતોને મોટા ચક્રની નેમિના અવાજથી દિશામાર્ગો વ્યાપી ગયા છે એવા મનોહર શ્રેષ્ઠ રથોના સમૂહનું દાન અપાય છે. સેવકવર્ગને મોટા પ્રાતિહાર્યો દ્વારા ગામ, નગર, ખેટક, કર્બટ અને પટ્ટણના કર ઉઘરાવી સમર્પણ કરાય છે. વળી—

તેવો કોઈ નથી કે જેને લાખથી ઓછું દાન અપાયું હોય. રાજાએ એવી રીતે દાન આપ્યુ કે હવે કોઇ દાન ગ્રહણ કરનાર રહ્યું નથી.

તોપણ મોટાં મણિરત્નો અપાય છે, મોટાં મોતીઓ વેરાય છે, ઉત્તમ વસ્ત્રો ધારણ કરાય છે, વસ્ત્રયુગલની અવગણના કરાય છે, પ્રિયંગુ-રાયણના ભક્ષણનો ત્યાગ કરાય છે, કોમળ નેત્રપટ્ટ ફેંડાય છે, ચીતરેલી પીઠિકાઓ ગોઠવાય છે, સુવર્ણ કળશો સ્થપાય છે, કડાંકુંડલ પહેરાય છે, સુવર્ણ અને રત્નના થાળ આંગળીઓના ટેરવે ફેરવાય છે, સોનાના અને રૂપાના જુદાજુદા સિક્કાઓના ઢગલા ગોઠવાતાં તેના શબ્દો સંભળાય છે અને ડાબી અરધી આંખથી કટાક્ષપૂર્વક તે તરફ નજર કરાય છે. વળી—

ત્યાં એવી કોઇ વસ્તુ નથી જે દેવાતી ન હોય. માત્ર એક અભાવ મળતો નથી. તેમજ ત્યાં માત્ર એક દુર્વચન અપાતું નથી કે મળતું નથી. નગરલોકો નૃત્ય કરે છે; હર્ષપૂર્વક ઉપરનું વસ્ત્ર ખેંચે છે; અન્યોન્ય સ્નેહવાળી વનિતાઓ રાજ્યાંગણમાં આનંદ-વિનોદ કરે છે.



# પ્રકરણ ત્રીજું

## રાશિફળાદેશ

### સાંવત્સરિકને તેડું

* ૪૭. જ્યારે આ પ્રમાણે થઈ રહ્યું હતું ત્યારે રાજાએ સિદ્ધાર્થ નામના સાંવત્સરિક અર્થાત્ જોષીને બોલાવ્યો. આજ્ઞા થતાંની સાથે જ ઉજ્જ્વળ વસ્ત્રો પહેરેલો, સિદ્ધાર્થ અને ગોરોચનને વંદન કરતો, ઉજ્જ્વળ કાંતિવાળા મુખચન્દ્રવાળો, લીલા દુર્વાંકુરથી પવિત્ર મસ્તકવાળો તે આવી પહોંચ્યો. આવીને જમણો હાથ નમાવીને રાજાને સ્વસ્થ કર્યા, પુત્ર જન્મના અભ્યુદય વડે રાજાને વધાવ્યા અને સેવકે આણેલા આસન પર બેઠો. પછી રાજાએ કહ્યું, "હે મહા સાંવત્સરિક ! કુમારના જન્મનક્ષત્ર અને ગ્રહોની દૃષ્ટિ કેવી છે તે કહો." જોશીએ કહ્યું, "જેવી દેવની આજ્ઞા. સાંભળો, આ આનંદ નામનું સંવત્સર છે, ઋતુ શરદ છે, માસ કાર્તિક, તિથિ વિજયા, વાર બુધ, નક્ષત્ર હસ્ત, રાશિ કન્યા, સુકર્મ યોગ, સૌમ્ય ગ્રહથી નિરીક્ષણ કરાતું લગ્ન, સર્વે ગ્રહો ઊંચાં સ્થાનમાં રહેલા છે; હોરા ઊર્ધ્વમુખવાળી છે અને અગિયાર સ્થાનમાં રહેલા ગ્રહો સુખ કરનાર છે. વળી–

ગ્રહ, રાશિના ગુણ જોતાં આવા શુભ યોગમાં કુમાર જન્મ્યો છે માટે તે ચક્રવર્તી અથવા ચક્રવર્તી જેવો રાજા થશે.

### રાશિફળાદેશ

* ૪૮. પછી રાજાએ કહ્યું, "અરે જોશી મહારાજ ! આવા ગુણવાળી રાશિમાં કુમાર જન્મ્યો એમ તમે કહો છો તો રાશિઓ કેટલી છે અને તેના ગુણો ક્યા છે ?" જોશીએ ઉત્તર આપ્યો, "દેવ ! મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એમ બાર રાશિઓ કહેલી છે. *આ રાશિમાં જન્મેલ પુરુષ કે સ્ત્રીના ગુણો સાંભળો." પ્રથમ મેષ રાશિ વિશે તે કહે છેઃ–

જેનો જન્મ મેષ રાશિમાં થયો હોય તે હંમેશાં રોગી, રાજા અને સ્વજનોમાં પૂજ્ય, ચપળ આંખવાળો. ધર્મ અને અર્થમાં ઉદ્યમ કરનાર, બળવાન, મિત્રવર્ગવાળો, શ્રેષ્ઠ જાંઘવાળો, કરેલાનો જાણકાર, શૂરવીર, કામ કરવામાં આકરો પણ કામિની પ્રત્યે કોમળ

---

* રાશિના અક્ષર આ પ્રમાણે છે.–૧ મેષ ( અ, લ, ચ ), ૨ વૃષભ (બ, વ, ઉ), ૩ મિથુન ( ક, છ, ઘ, હ ), ૪ કર્ક ( ડ, હી ), ૫ સિંહ (મ, ટ), ૬ કન્યા ( પ, ઠ, ણ ), ૭ તુલા (ર, ત), ૮ વૃશ્ચિક (ન, ય), ૯ ધન (ભ, ધ, ફ, ઢ), ૧૦ મકર (ખ, જ), ૧૧ કુંભ (ગ, સ), મીન (દ, ચ, ઝ, થ).

અને વલ્લભ, બધા ભાઇઓમા મોટો અને જળાશયથી ડરનારો હોય છે અઢારમે કે પચીસમે વર્ષે ચૂકયો અર્થાત્ ઘાત ગઇ તો સો વર્ષ જીવે. કાર્તિક મહિનાની અંગાર ચતુર્દશીએ મધ્યરાત્રિએ મૃત્યુ પામે. (૧)

વૃષભ રાશિમા જન્મેલ ભોગી, ધનદાતાર, પહોળા ગાલ તથા મોટા લમણાવાળો, સારા મિત્રવાળો, ચતુર, સત્યવાદી, પવિત્ર, લલિત ગતિવાળો, દુષ્ટ પુત્ર અને પત્નીવાળો, તેજસ્વી, નોકરવાળો, પારકી યુવતીઓમા ખૂબ પ્રેમથી આસકત, લમણા ઉપર કે ખાધમા ચિહ્નવાળો, દુર્જન વર્ગને પ્રિય, કંઠના રોગવાળો, ચોપગા જાનવરથી પચીસમે વરમે બચી ગયો તો સો વર્ષ જીવે અને પુણ્યક્ષેત્ર (તીર્થસ્થાન) મા માગશર મહિને, ત્રીજે પહોરે, રોહિણી નક્ષત્ર અને બુધવારે મૃત્યુ પામે. (૨).

મિથુન રાશિમા જન્મેલ મિથુનજ્ઞ, ચપળ નયનવાળો, ઉત્તર સહન કરનાર, મૈથુનાસક્ત ચિત્તવાળો, દયાળુ, કાનના વ્યાધિવાળો, લોકોના નયન હરનારો, મધ્યમ કીર્તિવાળો, ગાવામા તથા નૃત્યમા કુશળ, યુવતી ખાતર કીર્તિ ઓછી કરનાર, ધનાઢ્ય, ગૌર વર્ણવાળો, લાબા અંગવાળો, સેંકડો ગુણયુક્ત, જો સોળમે વરમે પાણીની ઘાતથી ચૂકયો તો એંસીમા વરસે, પોષ મહિને, મૃગશીર્ષ નક્ષત્રમા બુધવારે અગ્નિમા કે પાણીમા મૃત્યુ પામે. (૩)

કર્ક રાશિમા જન્મ થયો હોય તે મસ્તકરોગી, સુબુદ્ધિવાળો, ધનસુવર્ણયુક્ત, સત્કાર્ય કરનાર, કૃતજ્ઞ, શૂરવીર, ધર્મયુક્ત, જ્ઞાની, વડીલ વર્ગ ઉપર ભક્તિવાળો, પાતળા શરીર વાળો, બાળકપણામા દુ ખી, મુસાફરી કરવાની ઇચ્છાવાળો, સેવકયોગ્ય કાર્યોમા તત્પર, શીઘ્રકોપી, ધર્મી, બીજના ચંદ્ર માફક વૃદ્ધિ પામનારો, મિત્રવાળો, જો પડવાની ઘાતથી વીસમે વરસે બચી ગયો તો એસીમા વર્ષે, પોષ મહિને, મૃગશીર્ષ નક્ષત્રમા, શુક્રવારે રાત્રે અર્ધ પહોરના સમયે મૃત્યુ પામે (૪)

સિંહ રાશિમા જન્મેલ માની,-સુખશીલ, ગુરુ, વડીલ પ્રત્યે વિનયી, મદ્યમાસપ્રિય, દેશ-વિદેશે ભ્રમણ કરવાવાળો, વ્યસની, ઠંડીભીરુ, કૃપાળુ, શીઘ્રકોપી, સુપુત્રવાળો, માતા-પિતાને પ્રિય, સર્વલોકમા પ્રસિદ્ધ, મેરુ પર્વત જેવો અડોલ, જ્ઞાનવિજ્ઞાનને વરેલો જો પચાસ વરસ જીવ્યો તો સો વર્ષ પછી વસંતઋતુમા મઘા નક્ષત્રમા શનિવારે પુણ્યક્ષેત્રમા મૃત્યુ પામે (૫)

કન્યા રાશિમા જન્મેલ ધર્મિષ્ઠ, વૃદ્ધપણામા ધનસુવર્ણવાળો, સર્વલોકને ઇષ્ટ, ગાવામા, કવિતારચનામા અને નાટ્યકળામા વ્યસની, કામિનીના ચિત્તને ચોરનાર, દાતા, દક્ષ, કવિ, સ્ત્રી ખાતર છાયા ગુમાવનાર, ઇષ્ટદેવપૂજક, મુસાફરી કરવાના મનવાળો, ત્રીસમે વરસે શસ્ત્ર કે જળથી બચ્યો તો ૮૦ મે વરસે, વૈશાખ મહિને, ચિત્રા નક્ષત્રમા, બુધવારે, પુણ્ય-ક્ષેત્રમા મૃત્યુ પામે (૬)

તેથી હે દેવ! આવો ગુણયુક્ત રાજપુત્ર છે તેને કોઇ પાપગ્રહે જોયો નથી તેથી તે રાશિના કહેલા ગુણવિસ્તારને પામશે. શુભ ગુણવાળા ગ્રહની દૃષ્ટિ પડી હોવાથી અત્યંત શુભ ફલોદય થશે"

* ૪૯. રાજાએ કહ્યું, "આ રાશિના ગુણ અને ફળાદેશનો વિસ્તાર કોણે કહેલો છે ?" જોષીએ કહ્યું, "દેવ, પૂર્વે કોઇ સર્વજ્ઞ ભગવાન દિવ્યજ્ઞાની હતા, તેમણે સુશિષ્યોને કહ્યું. તેમણે બીજાને કહ્યું અને એમ વંગાલ ઋષિ સુધી થયુ. અત્યારે તેમણે કહેલુ આ છે, માટે તે 'વંગાલજાતક' કહેવાય છે." રાજાએ કહ્યું, "આ સુંદર છે, તો બાકીનુ ઉદાહરણ પણ સાભળું." જોષીએ કહ્યુ, "તો હે દેવ, સાભળોઃ—

તુલા રાશિમા જન્મેલ અસ્થાને રોષ કરનાર, સ્પષ્ટ વચન કહેનાર, શોક દુ:ખને ભજનાર, વેપારમા અતિ કુશળ, પોતાના ઘરની મહિલા પ્રત્યે દેવસ્વરૂપ ચિત્તવાળો, વેરાગી, દેવની ભક્તિવાળો, દૂરના સગા તરફ પણ મહામિત્ર વત્સલતાથી યુક્ત, નિત્ય સહનશીલ, પ્રવાસી, ચપળ નયન અને ધનવાળો, બાળ સ્વભાવવાળો, વીસમે વરસે ભીંત વગેરેની ઘાતથી બચી ગયો તો એંસીમા વરસે નિરુપદ્રવક્ષેત્રમા જેઠ મહિને અનુરાધા નક્ષત્રમાં મંગળવારના દિવસે મૃત્યુ પામે. (૭)

વૃશ્ચિક રાશિમાં જન્મેલ ક્રૂર, પીળી આંખવાળો, પરઘર–મનવાળો, સાહસ કરી ધન મેળવનાર, શૂરવીર, માની, સ્વજન અને દેશ માટે નિષ્ઠુર, ચોરીના ચિત્તવાળો, બાળકાળમાં માતાપિતાથી છૂટો પડેલો, અને માતાપિતા તથા કુટુંબ પરિવાર ઉપર દુષ્ટ બુદ્ધિવાળો, ધનવાળો છતા નિર્ધન જેવો અઢાર કે પચીસમે વર્ષે ચોર, શસ્ત્ર કે સર્પથી ચૂક્યો તો સિત્તેરમા વર્ષે જેઠ મહિને, મંગળવારે, સારા નક્ષત્રમાં મૃત્યુ પામે. (૮)

ધન રાશિમાં જન્મેલ શૂરવીર, બુદ્ધિવાળો, લોકોના નયનને હરનાર, સત્ત્વવાળો, સત્યવાદી, શિલ્પી, કળાવાળો, ચતુર, ધનરત્નવાળો, સુંદર ભાર્યાવાળો, માની, સદ્‌ગુણી, મનોહર વચન બોલનાર, આકાશચક્ર જાણનાર, તેજસ્વી, જાડા શરીરવાળો, પોતાના કુળમાં પૂજનિક, પ્રથમ અઢાર દિવસમાં કોઇ ઘાત ગઈ તો સિત્યોતેરમા વરસે, શ્રાવણ માસમાં શ્રવણ નક્ષત્રમાં શુક્રવારે અનશનપૂર્વક દેહ છોડે. (૯)

મકર રાશિમા જન્મેલો શિયળવાળો, દેખાવડો, માતાપિતાને પ્રિય, પ્રીતિ કરનારો, દાસભૂત, ત્યાગી, પુત્રવંત, પરદેશમાં સુખી, પંડિત, દીર્ઘજીવી, મનસ્વી, કુતૂહલી, પરસ્ત્રીમાં રાગી, ગુપ્ત ભાગમાં લંછનવાળો, સંગીતમાં રસવાળો, ઘણા સંબંધીઓવાળો, અને ધનવાળો, વીસમા વરસે બચી ગયો તો સિત્તેરમા વરસે શૂલથી, ભાદરવા મહિનામાં શતભિષગ્ નક્ષત્રમા, શનિવારે મૃત્યુ પામે. (૧૦)

કુંભ રાશિમા જન્મેલો મનુષ્ય દાતાર, દૃષ્ટિમાં ચપળ, હાથી–ઘોડા પર બેસનાર, સ્તબ્ધ દૃષ્ટિવાળો, કૃતઘ્ન, આળસુ, ધનિક, ચપળ હથેળીવાળો, માની, વિદ્વાન, પુણ્યશાળી, પાતળી કુખવાળો, બીજાને ધન આપનાર, હંમેશા નિર્ભય, વેપારમા પ્રીતિ ઉત્પન્ન કરનાર, શક્તિશાળી જો અઢારમા વર્ષે વાઘના ભયથી મુક્ત બન્યો તો ચોર્યાસીમા વરસે આસો માસે રેવતી નક્ષત્રમા રવિવારે પાણીમાં મૃત્યુ પામે. (૧૧)

મીન રાશિમા જન્મેલો મનુષ્ય શૂર, ગંભીર ચેષ્ટાવાળો, અતિ પટુવચની, સજ્જનોમાં

મુખ્ય, બુદ્ધિમાં આગળ વધેલો, અતિ ચપળ ગતિવાળો, કોપ, યુદ્ધ, ગર્વ કરવામાં મુખ્ય, પરદેશ સેવનાર, બંધુવર્ગને હંમેશ સુખ કરનાર થાય છે. (૧૨)

હે દેવ ! આ ગુણો સ્થિર છે. આયુષ્યપ્રમાણ કાળના ભેદથી જે સાંભળ્યુ છે તે કહ્યું છે. ત્રણ પલ્યોપમ, બે પલ્યોપમ, એક પલ્યોપમ, પૂર્વ કોટિ વર્ષ, લાખપૂર્વ, કરોડ વર્ષ, લાખ વર્ષ, હજાર વર્ષ, સો વર્ષ–નિયત કાળાનુભવથી જે કહ્યું હોય તે પ્રમાણે હોય છે. આ પ્રમાણે, હે દેવ ! વંગાલ ઋષિએ નિર્દેશેલુ છે. જો રાશિ બળવાન હોય અને રાશિનો સ્વામી ગ્રહ પણ બળવાન હોય ત્યારે આ બધું સાચું પડે છે. જો તે બળવાન ન હોય અને ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો કેટલુક સાચું અને કેટલુક મિથ્યા સમજવું.”

**કુમારનું નામકરણ**

* ૫૦. રાજાએ કહ્યું: “બરોબર છે. એમાં સંદેહ નથી, માટે હવે બસ.” પછી રાજાએ જોષીને સાત હજાર રૂપિયા આપવાનો હુકમ કર્યો. પછી ત્યાંથી રાજા ઊભો થયો, સ્નાન કર્યું અને મદિરાપાન કરવાની જગ્યાએ બેઠો. મદિરાપાનની જગ્યા વિવિધ વર્ણ-વાળાં પુષ્પોની ગોઠવણીથી સજ્જ કરવામાં આવી હતી. નવા નીલકમળની રજવાળા મદિરાવિશેષ તૈયાર કરવામાં આવ્યા. કપૂર અને કેસરમિશ્રિત, ઉજ્જવળ, સ્વચ્છ આસવ-વિશેષો પીરસાયા. જ્યાં નવા જાતિ પુષ્પોની સુગંધથી આકર્ષાયેલા ભમરાઓનો ગુંજારવ થઈ રહ્યો છે ત્યાં નિર્ભરરસમાં ઉત્કંઠિત બની સુરાપાન કરાય છે. તે ઇચ્છા પ્રમાણે પાન કરીને પછી ભોજનમંડપમાં જઇ અભિરુચિ પ્રમાણે ભોજન કરી રાજા બેઠકના મંડપમા આવ્યો. એ પ્રમાણે પરિવાર સાથે વિવિધ ખાદ્ય, પેય, દાન, વિજ્ઞાન, કથા વગેરેમાં તે દિવસ પસાર કર્યો. એવી જ રીતે બાકીના દિવસો પણ પસાર કરતા બારમો દિવસ પૂર્ણ થયો. ત્યારે રાજાએ વ્યાસ ઋષિ જેવા મોટા બ્રાહ્મણોને બોલાવ્યા. તેમની પૂજા કરી રાજાએ પૂછ્યું: “આ બાળકનું નામ શું પાડવું ?” તેઓએ કહ્યુ “જે મહારાજને ગમે તે.” એટલે રાજાએ કહ્યું: “જો એમ છે તો હે બ્રાહ્મણો, સાભળો—

દેવીને કુવલયમાલા અને ચંદ્ર એ બંને સ્વપ્નમાં દેખાયા છે. તો કુમારનુ નામ પણ ‘કુવલયચંદ્ર’ હો. વળી, મહાસાહસથી તુષ્ટ થયેલી રાજ્યશ્રી દેવીએ જલ્દીથી આ પુત્ર અપાવ્યો છે માટે એનુ બીજું નામ ‘શ્રીદત્ત’ હો.”

**કળાભ્યાસ**

* ૫૧. આ પ્રમાણે નામકરણ થયા પછી, પાચ ધાવમાતાથી પાલન કરાતો, અનેક રાજાઓની રાણીઓનાં હજારો ઉજ્જવળ નયનમાળા રૂપી કુમુદવનખંડને ખીલવનાર બીજના ચંદ્રની જેમ તે વૃદ્ધિ પામવા લાગ્યો. વળી—

વિધાતાએ જાણે અમૃતમય કળશ ઘડયા હોય તેમ એક હાથમાંથી બીજાના હાથમાં તે ગ્રહણ કરાય છે, નયનથી પાન કરાય છે અને હૃદયમાં વાસ કરાય છે. હવે કુમારના મુખ-માંથી જ્યારે લલિતમધુર અક્ષર નીકળે છે, ત્યારે સુકવિની રચનાની જેમ તે લોકમાં પ્રસરે છે. વધારે શું કહેવું ?—

એના ચાલવાથી, પુલકિત થવાથી, હર્ષિત થવાથી, લલિત વર્તનથી, રાજલોકોનો સમય ક્યાં પસાર થઇ જાય છે તેની પણ ખબર પડતી નથી. દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો, લાવણ્યના સમુદ્રના તત્ત્વામૃત જેવો; આઠ કળાયુક્ત જાણે ચંદ્ર ન હોય તેમ કુમાર આઠ વર્ષનો થયો. ત્યાર પછી શુભ તિથિકરણ, નક્ષત્ર અને શુભ લગ્નમાં શીતળ ચંદનના વાસગૃહ જેવા કુમારને લેખાચાર્ય-વિદ્યાગુરુ પાસે લઇ ગયા. જ્યાં સૂર્ય-ચંદ્ર કે પરિવાર ન દેખાય એવા પ્રદેશમાં કુમાર માટે વિદ્યાગૃહ તૈયાર કરવામા આવ્યુ. માતાપિતાદિ વડીલવર્ગની ગેરહાજરીમાં લેખાચાર્યની સાથે કુમાર તે વિદ્યાલયમાં બાર વરસ કળાભ્યાસ માટે રહ્યો. કળાગ્રહણ કરીને અને સમગ્ર શાસ્ત્રમા નિષ્ણાત થઇને, પિતાને મળવાની ઉત્કંઠાવાળો તે બારમે વરસે પિતૃગૃહે જવા નીકળ્યો.

ત્યાર પછી સ્નાનાદિ ઉપચાર કરી, હંસનાં પીછાં જેવાં, ધોયેલાં શ્વેત વસ્ત્ર પહેરી, શીતળ ચંદન શરીરે લગાડી, સુપ્રશસ્ત પુષ્પની માળા ધારણ કરી, પોતાના વેષને અનુરૂપ શોભા કરી, પિતાના ઘર તરફના માર્ગે પ્રયાણ કરી તે કુમાર પિતાના ચરણયુગલ પાસે આવી પહોંચ્યો. ઘણા સ્નેહ અને ઉત્કંઠાથી પૂર્ણ હોવાને લીધે ભારે હૃદય છતાં પાસે જઇને એણે રાજાને પ્રણામ કર્યા. એટલે રાજાએ પણ અસાધારણ સ્નેહ અને લાંબા કાળના વિરહથી વૃદ્ધિ પામતા અશ્રુજલવાળા નયનયુગલ સહિત જમણો હાથ લંબાવીને કહ્યું, "ઉપાધ્યાયજી! કુમારે કળાઓનો અભ્યાસ કર્યો કે?" ઉપાધ્યાયજીએ કહ્યું, "હે દેવ, સાચું કહું તો કુમારે હજુ કળાઓ જાણી નથી." એટલે ભારે વજ્રના પ્રહારથી કુંભસ્થળ વિદારવામાં આવતા દિશાગજ જેમ સૂંઢ લંબાવે તેમ પોતાનો પુષ્ટ, લાંબો હાથ લંબાવી રાજાએ કહ્યું, "કેમ કળાભ્યાસ ન કર્યો?" ઉપાધ્યાયજીએ કહ્યું; "દેવ, એનો ખેદ ન કરો. શાથી અભ્યાસ ન કર્યો તે હું તમને કહું છું.

* પર. ધર્માધર્મની વ્યવસ્થા કરનાર, સૌ પ્રથમ રાજા એવા ભગવાન પ્રજાપતિ (શ્રી ઋષભદેવ) થઇ ગયા. તેમણે ભરત મહારાજા વગેરે પોતાના સો પુત્રોને આ કળાઓ શીખવી હતી. તેઓ સર્વે મહાબુદ્ધિવાળાઓએ તે ગ્રહણ કરી. તે દરેકે પોતાના પુત્રપૌત્રોને શીખવી. એવી રીતે, હે દેવ, ક્રમે ક્રમે હજારો રાજાના વંશવારસોના મહાબુદ્ધિવાળા પુત્રાદિક પાસે સંચરતી સંચરતી તે કળાઓ પરંપરાથી કાળાન્તરને પામી. તેથી પ્રતિદિન કાળની હાનિ થવાની સાથે સાથે કળાગ્રહણ-ધારણ સમર્થ એવો કોઇ પૃથ્વી મંડળમાં ન રહ્યો. તેથી જેના કુળવંશનાથ વિનાશ પામ્યા છે એવી અશરણ દુશ્ચારિણી સ્ત્રીઓની જેમ કળાઓએ અત્યારે કુમારને સ્વયંવરમાં ગ્રહણ કર્યો છે. માટે હે નાથ! હું એમ કહું છું કે કુમારે કળાઓ ગ્રહણ નથી કરી." આથી સવિશેષ હર્ષ થવાથી રાજાએ કુમારને પકડીને ખોળામાં બેસાડયો, સ્નેહથી આલિંગન કર્યું, મસ્તકે ચુંબન કર્યું અને પૂછયુ, "પુત્ર કુમાર! તું શરીરે કુશળ છે?" એટલે કુમારે વિનયપૂર્વક મસ્તક નમાવી કહ્યું, "દેવનાં ચરણયુગલનાં દર્શનથી અત્યારે કુશળ છે." રાજાએ કહ્યું, "ઉપાધ્યાયજી, કઇ કઇ કળાઓ કુમારે ગ્રહણ કરી છે?" ઉપાધ્યાયજીએ કહ્યું, "દેવ, એ કઇ છે તે સાભળોઃ-

૧ લખવાની કળા. ૨ નાટય. ૩ જ્યોતિષ. ૪ ગણિત. ૫ રત્નોની ગુણપરીક્ષા.

૬ વ્યાકરણ. ૭ વેદ–શ્રુતિ. ૮ ગંધર્વકળા. ૯ ગંધયુક્તિ. ૧૦ સાંખ્ય. ૧૧ યોગ. ૧૨ વરસાદના ગુણો (અથવા વર્ષના ગુણો). ૧૩ હોરા. ૧૪ ન્યાયશાસ્ત્ર. ૧૫ છંદજ્ઞાન. ૧૬ વૃત્તિ. ૧૭ નિરુકત. ૧૮ સ્વપ્નશાસ્ત્ર. ૧૯ શકુનજ્ઞાન. ૨૦ આયુધ. ૨૧ અશ્વલક્ષણ. ૨૨ ગજલક્ષણ. ૨૩ વસ્તુપરીક્ષા. ૨૪ પટ્ટા. ૨૫ ક્રીડા. ૨૬ પાતાલસિદ્ધિ. ૨૭ ઇન્દ્રજાળ. ૨૮ હાથીદાંત કોતરવાની કળા. ૨૯ તાંબાની કળા. ૩૦ લેપ કરવાની કળા. ૩૧ વિનિયોગ. ૩૨ કાવ્યકળા. ૩૩ પત્ર છેદવાની કળા. ૩૪ ફૂલો ઉગાડવાની કળા. ૩૫ નમસ્કારની કળા. ૩૬ ધાતુવાદ. ૩૭ પાસા રમવાની કળા. ૩૮ તંત્રાદિ. ૩૯ પુષ્પકળા. ૪૦ શકટી. ૪૧ શબ્દશાસ્ત્ર. ૪૨ નિઘંટુ. ૪૩ રામાયણ. ૪૪ ભારત. ૪૫ કાળલોહે કર્મ. ૪૬. સુવર્ણના ઘાટ બનાવવાની કળા. ૪૭ ચિત્રકળા. ૪૮ દ્યૂત રમવાની કળા. ૪૯ યંત્રપ્રયોગ. ૫૦ વેપાર. ૫૧ માળી. ૫૨ વસ્ત્ર બનાવવાની કળા. ૫૩ આભૂષણોની કળા. ૫૪ મુગટની કળા. ૫૫ પ્રશ્નોત્તર તંત્ર. ૫૬ સર્વે નાટક. ૫૭ યોગ. ૫૮ કથાપ્રબંધ. ૫૯ ધનુર્વેદ. ૬૦ દેશીઓ. ૬૧ પાકશાસ્ત્ર. ૬૨ આરોહણ. ૬૩ લોકવાર્તા. ૬૪ અવસ્વાપિની નિદ્રા. ૬૫ તાળુ ઉઘાડવાની કળા. ૬૬ માયાકપટ. ૬૭ મૂળકર્મ. ૬૮ લાવક પક્ષી, કુકડાનું યુદ્ધ કરાવવાની કળા. ૬૯ શયન. ૭૦ આસનો. ૭૧ કાળે દાન દક્ષિણા આપવાની કળા. ૭૨ મધુર કોમળ બોલવાની કળા. આમ આ બોતેર કળા સમય પ્રમાણે કુમારમાં વસે છે. *

---

* કલ્પસૂત્રમાં પુરુષોની બોતેર કળાઓ નીચે પ્રમાણે બતાવવામાં આવી છેઃ—

૧ લેખન, ૨ ગણિત, ૩ ગીત, ૪ નૃત્ય, ૫ વાદ્ય, ૬ પઠન, ૭ શિક્ષા, ૮ જ્યોતિષ, ૯ છંદ, ૧૦ અલંકાર, ૧૧ વ્યાકરણ, ૧૨ નિરુક્તિ, ૧૩ કાવ્ય, ૧૪ કાત્યાયન, ૧૫ નિઘંટુ, ૧૬ ગજારોહણ, ૧૭ તુરગારોહણ, ૧૮ ગજ અને ઘોડા કેળવવાની કળા, ૧૯ શસ્ત્રાભ્યાસ, ૨૦ રસ, ૨૧ મંત્ર, ૨૨ યંત્ર, ૨૩ વિષ, ૨૪ ખન્ય, ૨૫ ગંધવાદ, ૨૬ પ્રાકૃત, ૨૭ સંસ્કૃત, ૨૮ પૈશાચિક, ૨૯ અપભ્રંશ, ૩૦ સ્મૃતિ, ૩૧ પુરાણ, ૩૨ વિધિ, ૩૩ સિદ્ધાન્ત, ૩૪ તર્ક, ૩૫ વૈદ્યક, ૩૬ વેદ, ૩૭ આગમ, ૩૮ સંહિતા, ૩૯ ઇતિહાસ, ૪૦ સામુદ્રિક, ૪૧ વિજ્ઞાન, ૪૨ આચાર્યકવિદ્યા, ૪૩ રસાયન, ૪૪ કપટ, ૪૫, વિદ્યાનુવાદ, ૪૬ દર્શનસંસ્કાર, ૪૭ ધૂર્તશંબલક, ૪૮ મણિકર્મ, ૪૯ તરુચિકિત્સા, ૫૦ ખેચરીકલા, ૫૧ અમરીકલા, ૫૨ ઇન્દ્રજાલ, ૫૩ પાતાલસિદ્ધિ, ૫૪ યંત્રક, ૫૫ રસવતી, ૫૬ સર્વકરણી, ૫૭ પ્રાસાદ-લક્ષણ, ૫૮ પણ, ૫૯ ચિત્રોપલ, ૬૦ લેપ, ૬૧ ચર્મકર્મ, ૬૨ પત્રચ્છેદ્ય, ૬૩ નખચ્છેદ્ય, ૬૪ પત્ર-પરીક્ષા, ૬૫ વશીકરણ, ૬૬ કાષ્ટઘન, ૬૭ દેશભાષા, ૬૮ ગારુડ, ૬૯ યોગાગ, ૭૦ ધાતુકર્મ, ૭૧ કેવલિવિધિ, ૭૨ શકુનરુત.

પુરુષોની બોતેર કળા 'પૃથ્વીચંદ્ર ચરિત' (શ્રી માણિક્યસુંદરસૂરિ વિરચિત) નામના ગ્રંથમાં નીચે પ્રમાણે આપવામાં આવી છે —

૧ લિખિતકલા, ૨ પઠિત, ૩ ગણિત, ૪ ગીત, ૫ નૃત્ય, ૬ વાદ્ય, ૭ વ્યાકરણ, ૮ કાવ્ય, ૯ છંદ, ૧૦ અલંકાર, ૧૧, નાટક, ૧૨ સાટક, ૧૩ નખચ્છેદ્ય, ૧૪ પત્રચ્છેદ્ય, ૧૫ આયુધાભ્યાસ, ૧૬ ગજારોહણ, ૧૭ તુરગારોહણું, ૧૮ ગજશિક્ષા, ૧૯ તુરંગમશિક્ષા, ૨૦ રત્નપરીક્ષા, ૨૧ પુરુષલક્ષણ, ૨૨ સ્ત્રીલક્ષણ, ૨૩ પશુલક્ષણ, ૨૪ મંત્રવાદ, ૨૫ યંત્રવાદ–તંત્રવાદ, ૨૬ રસવાદ, ૨૭ વિષવાદ, ૨૮ ગંધવાદ, ૨૯ વિદ્યાનુવાદ, ૩૦ યુદ્ધ, ૩૧ નિયુદ્ધ, ૩૨ તર્કવાદ, ૩૩ સંસ્કૃત, ૩૪ પ્રાકૃત, ૩૫ ઉત્તર, ૩૬ પ્રત્યુત્તર, ૩૭ દેશભાષા, ૩૮ કપટ, ૩૯ ચિત્તજ્ઞાન, ૪૦ વિજ્ઞાન, ૪૧ સિદ્ધાંત, ૪૨ વેદાંત,

ક્ર ૫૩. પછી રાજાએ કહ્યું, "ઉપાધ્યાયજી! આટલી કળાઓમાં કઇ કળા રાજપુત્રે વિશેષ પ્રકારે ગ્રહણ કરી છે? અથવા કઇ કળા તેનામાં પરિણમી છે? અથવા કઇ કળાનો વધારે અભ્યાસ કર્યો છે?" ઉપાધ્યાયજીએ કહ્યું, "દેવ!—

જે જે કળાઓ અપાતી હતી તે રાજપુત્ર કોઇ પણ પ્રકારે રમત માત્રમાં તે જાણી લેતો હતો અને તે દરેકમાં તે અધિકપણે નિષ્ણાત બનતો હતો. તોપણ, સૌભાગ્યના પ્રથમ ચિહ્નરૂપ, સકળ કળારૂપી કામિનીઓના મનને વલ્લભ અને સજ્જન પુરુષોના સ્વભાવને સુલભ એવું, વડીલોની અનુવૃત્તિએ વર્તન કરવારૂપ દાક્ષિણ્ય તે પ્રથમ શીખ્યો. પોતાના કુળનુ પ્રમાણ બતાવી દેનાર, ગુરુકુળવાસના પ્રગટ કાર્ય અને લક્ષ્મીના મોટા આવાસરૂપ, અદ્વિતીય એવો બીજો વિનય ગુણ તે શીખ્યો. કાળે દાન કરવું અને કોમળ મધુર વચન બોલવું એ તે જાણે છે, પરંતુ શત્રુને પણ અપ્રિય કે દ્વેષવાળું લાગે એવું વચન. કહેવાનું તે જાણતો નથી. સર્વ કળામાં નિષ્ણાત હોવા છતાં રાજકુમારમાં એક દોષ રહેલો છે તે એ કે સ્નેહીવર્ગને આપીને તે પછી યાદ નથી કરતો અને શત્રુઓને પીઠ બતાવતો નથી."

ત્યારે રાજાએ 'સુંદર, સુંદર' એમ બોલતાં બોલતાં, પ્રલયકાળમાં મેઘમાંથી ગળતાં જલબિન્દુ યુક્ત કમળના પત્ર જેવી લાવણ્ય દૃષ્ટિ રાજપુત્રના દેહ ઉપર લંબાવી. સતત વીણા વગાડવાને લીધે ઘસારો પડવાથી જ્યાં નિશાની થઇ ગઈ છે એવો, મોટા પહાડનુ જાણે શિખર ન હોય તેવો ઊંચો, ડાબા ખભાનો ભાગ રાજાએ જોયો. વળી, હંમેશા બાહુયુદ્ધ–યોગ્ય એવી ભુજા અફાળવાથી ઘર્ષણ–ચિહ્નવાળું, લક્ષ્મીના મંદિર જેવું વક્ષસ્થળ જોયુ, તથા સતત ધનુર્વેદ કરતાં ખેંચેલી દોરીના ઘાતથી કઠણ બનેલી ડાબી ભુજા તથા તરવાર, ધનુષ વગેરે વિવિધ હથિયારના બંધનોના આંકા જેમાં પડેલા છે એવી જમણી ભુજા પણ દેખી. વળી મૃદંગ વગેરે વાજિંત્રો ઉપર તાલ મારવાથી લાંબી અને કઠણ બનેલી આંગળીઓ ઉપર દૃષ્ટિ પડી; અનેક નાટકનાં હાવભાવ અંગમરોડ કરનારા કોમળ અંગો અને શરીરના બીજાં અંગો ઉપર દૃષ્ટિ પડી; શૃંગાર, વીર, બીભત્સ, કરુણ, હાસ્ય વગેરે રસ સૂચવનારાં નયનોનું પણ તેણે નિરીક્ષણ કર્યું અને અનેક શાસ્ત્રોના અર્થવિસ્તાર, હેતુ, ઉદાહરણ, યુક્તિમાં સહાયક એવું વદન પણ નિહાળ્યુ. વળી—

કળાકૌશલ્યને યોગ્ય પ્રગટ ચિહ્નો જેમાં ઉત્પન્ન થયાં છે એવાં, મૃણાલ જેવાં કોમળ કુમારનાં અંગો રાજાએ નિહાળ્યા.

---

૪૩ ગારુડ, ૪૪ ઇન્દ્રજાલ, ૪૫ વિનયકલા, ૪૬ આચાર્યવિદ્યા, ૪૭ આગમ, ૪૮ દાન, ૪૯ ધ્યાન, ૫૦ પુરાણ, ૫૧ ઇતિહાસ, ૫૨ દર્શનસંસ્કાર, ૫૩ ખેચરી, ૫૪ અમરી, ૫૫ વાદ, ૫૬ પાતાલસિદ્ધિ, ૫૭ ધૂર્તશંબલ, ૫૮ વૃક્ષચિકિત્સા, ૫૯ સર્વકરણી, ૬૦ કાષ્ઠઘટન, ૬૧ કૃત્રિમ મણિકર્મ, ૬૨ વાણિજ્ય, ૬૩ વૈશ્યકર્મ, ૬૪ ચિત્રકર્મ, ૬૫ પાષાણકર્મ, ૬૬ નેપથ્યકર્મ, ૬૭ ધર્મકર્મ, ૬૮ ધાતુકર્મ, ૬૯ યંત્રરસવતીકર્મ, ૭૦ હસિત, ૭૧ પ્રયોગોપાય, ૭૨ કેવલીવિધિકલા.

* ૫૪. પુત્રને જોઇ સ્નેહનિર્ભર રાજાએ કહ્યુ· "પુત્ર કુમાર ! તારા લાબા કાળના વિયોગથી દુર્બળ બનેલી માતા, હવે પુત્રનુ મુખ જોવા મળશે કે કેમ એ વિચારે મૂઝાતી, કોઇ પણ રીતે હૃદયને દૃઢ કરી પ્રાણ ધારણ કરી ઝૂર્યા કરે છે માટે તેની પાસે જઇ તેને મળ" રાજાએ આમ કહેતાની સાથે 'જેવી આજ્ઞા' એમ બોલતો કુમાર રાજાના ખોળામાથી ઊઠ્યો અને માતાના ભવન તરફ ચાલ્યો. તેટલામા કેશ ઓળવામા રોકાએલી કુબ્જા-વામન દાસીઓએ જઇને દેવીને વધામણી આપી તેટલામા તે ક્રમે ક્રમે દેવીના ભવનમા આવી પહોચ્યો અને એણે માતાને જોઈ રાણીએ પણ લાબા વિયોગ પછી જોવાના આનંદને લીધે અશ્રુપૂર્ણ આખે એને નિહાળ્યો સન્મુખ આગળ વધીને રાજપુત્ર માતાના ચરણયુગલમા પડ્યો. રાણીએ પણ શુભ સ્નેહપૂર્ણ હૃદયથી એને નિહાળ્યો, મસ્તકે ચુબન કર્યું અને બાકીના કૌતુક (નજર વગેરે ન લાગે તે માટે) કર્યા ઓવા રણા લઇ દહીં, શ્રીફળ, અક્ષત વગેરે વડે પગ આગળ મગળ કર્યું. ત્યાર પછી તમામ મંગળકાર્ય પૂર્ણ કરી, બીજી બધી માતાને ક્રમસર વિનયપૂર્વક પ્રણામ કરાવી માતાએ તેને પોતાના ખોળામા બેસાડ્યો અને કહ્યું. "હે પુત્ર ! દૃઢ વજ્રશૃખલાથી જાણે બનાવેલુ હોય તેવુ તારું હૃદય સજ્જન પુરુષના સ્વભાવ જેવુ છે, માટે તુ દીર્ઘાયુ થઇશ' "માતાઓ, સતીઓ, ઋષિઓ, ગાયમાતાઓ, દેવતાઓ અને બ્રાહ્મણોના પ્રભાવથી તુ પિતાના જેવો જ થજે," એમ કહી માતૃવર્ગે પણ તેનુ અભિનંદન કર્યું.





# પ્રકરણ ચોથું

## અશ્વ સાથે કુમારનું દિવ્ય હરણ

૫૫. એવામા રાજાનો પ્રતિહારી આવી પહોંચ્યો. આવીને પગમા પડી મહાપ્રતિહારીએ વિનંતિ કરી, "કુમાર, તમને રાજાએ આજ્ઞા કરી છે કે ઘોડાઓને યુદ્ધસમય માટે દોડવામા, વહન કરવામા, કૂદાવવામા, ચલાવવામા યોગ્ય કરવા માટે થોડે થોડે દિવસે જુદા જુદા પ્રકારનો અભ્યાસ કરાવવો જોઇએ. માટે આજે અશ્વારૂઢ થઈ બહાર જઈએ, તે સમયે કુમાર પણ સાથે આવે." એટલે "જેવી પિતાજીની આજ્ઞા" એમ બોલતા કુમારે કમળપત્ર જેવી લાંબી નજર માતાના વદનકમળ તરફ કરી, એટલે માતાએ કહ્યુ, "હે પુત્ર! જે પ્રમાણે બુદ્ધિશાળીઓ આજ્ઞા કરે તેમ કરવુ." આમ કહી એને રજા આપી એટલે તે રાજા પાસે આવ્યો. રાજાએ હુકમ કર્યો, "હે મહાઅશ્વપતિ! જવા માટે ઘોડાઓ તૈયાર કરો. તેમાથી મહેન્દ્રકુમારને 'ગરુડવાહન' આપો, વૈપ્પર રાજાને 'રાજહંસ' આપો, શૂરસેનને 'રાજશુક,' દેવરાજને 'શશ,' રણસાહસને 'લંગુર,' શિલાદિત્યને 'હૂણ,' ચારુદત્તને 'ચંચલ,' બલિરાજાને 'ચપલ,' ભીમને 'પવનવેગ,' અને બાકીના ઘોડાઓ બાકીના રાજપુત્રોને આપો. મને 'પવનાવર્ત' અશ્વ આપો. વળી—

સુવર્ણનુ ઘડાવેલુ ચોકઠું પહેરાવી તથા રત્નનુ બનાવેલુ મનોહર પલાણ નાખી 'ઉદધિકલ્લોલ' ઘોડો કુમાર પાસે લઇ જાવ."

એટલે આજ્ઞા થતાંની સાથે જ કુમારને તે ઘોડો આપવામા આવ્યો. અને તે પણ કેવો? વાયુ જેવો ગમન કરવામા એકમાત્ર ચિત્તવાળો, મનની જેમ ક્ષણવારમા દૂરના દેશાવરમા પહોચી જનારો, યુવતીના સ્વભાવ જેવો અત્યંત ચંચળ, ખલપુરુષની સંગતિ જેવો અસ્થિર, ચોર જેવો હંમેશા ઉદ્વિગ્ન, રાજાની જેમ હંમેશા ઊંચા બે કાનવાળો, પીપળાની નવી કૂંપળોની જેમ ચલચલ થતા મસ્તકના ચામરોવાળો, મહામૂર્ખની જેમ ઊંચીનીચી થતી ડોકવાળો, પરાભવથી કોપિત મહામુનિની જેમ ફૂલેલી નાસિકાવાળો, મહાદ્રહની જેમ ગંભીર આવર્તમંડલોવાળા ઉરસ્થળવાળો, દુકાનમાર્ગની જેમ માનપ્રમાણ યુક્તમુખવાળો, સત્પુરુષની બુદ્ધિની જેમ સ્થિર–વિશાળ પીઠભાગવાળો, વેશ્યા સ્ત્રીના પ્રેમની જેમ અનવસ્થિત ચાર પગવાળો, વળી—

સમુદ્રના તરંગની જેમ અસ્થિર, વીજળીલતાના વિલાસની જેમ દુર્લક્ષ્ય અને હેષારવ કરતો એવો અશ્વ કુમારે પોતાની આગળ આણેલો જોયો.

ઘોડાની જાતિઓ

* ૫૬. અશ્વ જોઈને રાજાએ કહ્યું. "કુમાર! શું તું અશ્વનાં લક્ષણો જાણે છે?" ત્યારે કુમારે કહ્યું, "ગુરુનાં ચરણની સેવાના ફળરૂપે કંઈક જાણું છું." રાજાએ પૂછ્યું, "ઘોડાની જાતિઓ કેટલી? તેનું માપ શું? લક્ષણ શું? અપલક્ષણ શું?" કુમારે કહ્યું, દેવ! સાંભળો. ઘોડાની અઢાર જાતિઓ છે. તે આ પ્રમાણે :– (૧) માલા, (૨) હાયણા, (૩) કલયા, (૪) ખસા, (૫) કર્કશા, (૬) ટંકા (૭) ટંકણા, (૮) શારીરા, (૯) સહજાણા, (૧૦) હૂણા, (૧૧) સૈંધવા, (૧૨) ચિત્તચલા, (૧૩) ચંચલા, (૧૪) પારા, (૧૫) પારાપતા, (૧૬) હંસા, (૧૭) હંસગમણા, (૧૮) વાસ્તવ્યા–આટલી ઘોડાની જાતિઓ છે. આ ઉપરાંત વોલ્લહા, કયાહા અને સેરાહાઇણ જાતિના ઘોડાઓ તેમનાં વર્ણલક્ષણથી વિશેષ પ્રકારે ઓળખાય છે. વળી—

ઉત્કૃષ્ટ વયવાળા પુરુષની આંગળીઓના પ્રમાણના આધારે બનાવેલું ઘોડાનું પ્રમાણ લક્ષણશાસ્ત્ર જાણનારા ઋષિઓએ કહેલું છે. મુખ બત્રીસ આંગળ પ્રમાણ હોય છે; કપાળ તેર, મસ્તક અને કેશ આઠ આઠ આંગળ લાંબાં હોય છે; ઘોડાની છાતી ચોવીસ આંગળ પ્રમાણ કહેલી છે; ઊંચાઈ એંસી આંગળ અને પરિઘ ઊંચાઈથી ત્રણગણો કહેલો છે. તેથી હે દેવ, આ પ્રમાણયુક્ત અશ્વો સર્વ જાતિના હોય છે અને તે અશ્વનો માલિક રાજા હોય તો તે રાજ્ય કરે છે અને બીજા હોય તો તેમને લાભ થાય છે. બીજું વળી, છિદ્રમાં અને છિદ્ર પાસે તેને નિશ્ચિત ચાર આવર્તો હોય છે, તથા પ્રમાણયુક્ત લલાટમાં બે, છાતી ઉપર બે અને મસ્તક ઉપર બે આવર્તો હોય છે, એમ બધાં મળી નિશ્ચિત દસ આવર્તો હોય છે. દેવ, એથી વધારે કે ઓછાં આવર્તો હોય તો તે શુભાશુભ ફળ દેનાર સમજવાં. પેટમાં, આંખમાં કે નાસિકામાં આવર્ત હોય તે ઘોડાનો સ્વામી અથવા બંધુવર્ગ અકારણ અવશ્ય ગુસ્સે થાય છે. જે ઘોડાની ભુજામાં અને નયનમાં આવર્ત હોય તેનો માલિક અથવા અશ્વપાલક પોતાનું ભોજન પણ ઉપાર્જન કરી શકતો નથી. જે ઘોડાને નાસિકાની પાસે આવર્ત હોય તે પોતાના સ્વામીને સ્ખલન થયે પડી જવાથી વિનાશ પમાડે તેમાં સંદેહ નથી. જે ઘોડાના બે જાનુ વિશે બે પ્રગટ આવર્તો હોય તે રણસંગ્રામમાં પોતાના સ્વામીને સ્ખલન થયે પડી જવાથી મૃત્યુ પમાડે. જે ઘોડાને બે કાન વચ્ચે છીપ સવળી હોય તે પોતાના માલિકની સ્ત્રીને દુભવે છે એમાં સંદેહ નથી. હે દેવ, આ અશુભ લક્ષણો કહ્યાં. હવે શુભ લક્ષણો સાંભળો:–

જો કપાળનાં ત્રણે શિખરોમાં રોમરાજી રહેલી હોય તો તેનો માલિક યત્નો વડે હંમેશાં જય મેળવે. છિદ્ર નજીક ઉપરના ભાગમાં જો ઘોડાને આવર્ત હોય તો તે પોતાના માલિકને કોઠાર અને ધનથી વૃદ્ધિ પમાડે છે તેમાં સંદેહ નથી. બાહુ (આગળના બે પગ)માં જે ઘોડાને બે સ્પષ્ટ આવર્તો હોય તે મેહલી અશ્વ સ્વામીને આભૂષણોથી શોભિત કરે."

અશ્વક્રીડા માટે નિર્ગમન

* ૫૭. જ્યારે કુમાર કુવલયચંદ્ર આ પ્રમાણે અશ્વનાં લક્ષણો કહી રહ્યો હતો ત્યારે રાજાએ કહ્યું, "કુમાર! ફરીથી તે બધાં નિરાંતે સાંભળીશું." એમ કહીને રાજા

'પવનાવર્ત' અશ્વ ઉપર આરૂઢ થયો. કુમાર પણ તે 'સમુદ્રકલ્લોલ' અશ્વ પર આરૂઢ થયો. બીજા પણ મોટા સામંતોમાંથી કેટલાક અશ્વ ઉપર, કેટલાક શ્રેષ્ઠ રથમાં, કેટલાક ઉત્તમ હાથી ઉપર, કેટલાક ડોળીમાં, કેટલાક મેનામાં, કેટલાક ઝોળીમાં, કેટલાક ખાટલામાં બેઠા. વળી હાથી, ઘોડા, રથ, યોદ્ધા, ઘણાં યાન અને હજારો વાહનોથી વ્યાપ્ત રાજ્યાંગણ મોટું હતું તે નાનું બની શોભવા લાગ્યું.

ત્યાર પછી ઊંચા શ્રેષ્ઠ કમળથી શોભિત, વિંઝાતા શ્વેત મનોહર ચામરરૂપી હંસથી યુક્ત, મનોહર હાર, શંખ અને ફીણ સરખો ઉજ્જવળ વસ્ત્રરૂપી જળવિસ્તાર જેમાં હોય તેવા શરદ ઋતુના સરોવર જેવો રાજા જવા માટે તૈયાર થયો. તેની પાછળ પાછળ કુમાર કુવલયચંદ્ર પણ નીકળ્યો. તેઓ નીકળ્યા એટલે બાકીનું સૈન્ય પણ જવા માટે પ્રવૃત્ત થયું. તેમાં નિર્દયપણે પગ ઠોકાતાં કદર્થનાથી ભય પામતા મનુષ્યોથી મનુષ્યો, ગધેડાંથી ગધેડાં, ખચ્ચરથી ખચ્ચર, અશ્વથી અશ્વ, ઊંટથી ઊંટ, રથથી રથ, હાથીથી હાથી ભય પામી દોડાદોડી કરવા લાગ્યાં. મહાવતો પણ ભય પામ્યા. તે વખતે સૈન્ય કેવું દેખાવા લાગ્યું ? વળી–

ઊંચા મોટા હાથીરૂપી પર્વતવાળું અને ચાલતા મહાઅશ્વોરૂપી વાવાઝોડાના કંઈક ઉત્પાદવાળું પૃથ્વીમંડલ જાણે ચાલતું ન હોય તેમ જણાય છે. ચમકતી તરવારો, ચાલતા હાથીઓ, ઊંચી ધ્વજાઓવાળા ઘોડાની શ્રેણીઓ, અતિ શ્વેત છત્રથી વ્યાપ્ત અટકતા રથો, અને તૂટતા હારવાળા જેમના કંઠ છે એવા સૈનિકો પણ દોડે છે. 'અરે બાજુ પર ખસી જા,' 'માર્ગ આપ,' 'અરે આટલો નિષ્ઠુર કેમ થાય છે ?' 'ઉતાવળ ન કર, રાજા મારા પર કોપે ભરાશે. માટે કૃપા કરી મને જલદી માર્ગ આપ, 'ઠીક, ઠીક, જા, જા, ઉતાવળ કર,' આવા કલકલ કોલાહલના શબ્દ ઊછળી રહ્યા છે જેમાં એવું માર્ગમાં પહોંચેલું સૈન્ય ચાલવા લાગ્યું.

આ પ્રમાણે હજારો રથ, હાથી, ઘોડા અને મનુષ્યોથી સંકીર્ણ એવા રાજમાર્ગે તે સૈન્ય પહોંચ્યું. ત્યાર પછી મહાનદીના પૂરની જેમ રાજમાર્ગેથી મોટા રાજમાર્ગે તે આગળ વધ્યું.

સમુદ્રના નિર્ઘોષની જેમ નગરીમાં સૈન્યનો કોલાહલ વ્યાપી ગયો. ચંદ્ર જેમ આકાશમાં નીકળે તેમ કુમાર કુવલયચંદ્ર નીકળ્યો. 'કુમાર નીકળ્યો' આટલું જ માત્ર વચન સાંભળતાં ગાય પકડવાને માણસો દોડે તેમ તે તરફ દોડવા લાગ્યા. અત્યંત કૌતુકવાળી અને ઉતાવળા હૃદયવાળી તેમજ લજ્જા–ભયવાળી નગરની કુલબાલિકાનો સમુદાય દર્શનોત્સુક બની દોડવા લાગ્યો.

એટલામાં કુમાર સેંકડો અટારીથી શોભતા નગરના મધ્યભાગમાં આવી પહોંચ્યો.

**કુમારનાં દર્શન માટે સ્ત્રીઓનું ઔત્સુક્ય**

* ૫૮. તે સમયે માર્ગમાં નગરની સ્ત્રીઓનો શો વૃત્તાંત બન્યો ?

એક સ્ત્રી નિતંબ મોટા હોવાથી દ્વાર સુધી પણ પહોંચી શકતી નથી અને દ્વાર સુધી પહેલાં પહોંચી ગયેલી સખી પર રોષે ભરાય છે. બીજી મોટા સ્તનભારથી થાકી ગયેલી, પ્રિયતમના લાંબા વિરહથી જાણે બળતી ન હોય તેમ નિઃશ્વાસ મૂકે છે. એક સ્ત્રી કૌતુકથી દ્વાર તરફ જાય છે, અને પાછી લજ્જાથી ઘરમાં જાય છે. જેમ નાની બાળા હીંચકા ખાય તેમ લોકો સમક્ષ તે આવજા કરે છે. બીજી વળી એક પોતાનાં વડીલો (સાસુ, જેઠાણી વગેરે) થી આગળ નીકળી ગઇ અને બૂમ પાડીને બોલાવવા છતાં જાણે લેપની પ્રતિમા ન હોય તેમ જવાબ આપતી નથી. વડીલ વર્ગને છેતરીને જલદી શેરીના નાકે ઊભા રહી જોવાની ઉત્કંઠાવાળી એક નારી ઊંઘમાંથી જાગી હોય તેમ આંખ ચોળવા લાગી. વળી, કોઇકનો જવાની ઉતાવળમાં તૂટેલો મોતીનો હાર સ્તનપટ પરથી સરી પડે છે અને તેમાંથી છૂટાં પડતાં મોતીઓ જાણે લાવણ્યનાં બિંદુઓ ઝરતાં ન હોય તેમ લાગે છે. લાંબા પગલાં ભરી ચાલતી કોઇક સ્ત્રીનો ઘૂઘરીવાળો કંદોરો કમર પરથી પગ સુધી સરી પડે છે. ત્યારે 'જરા લાજ તો રાખ' એમ કહી બીજી સખી એને રોકે છે. નીચે ઊતરી ગયેલો કંદોરો એના ચાલવાના માર્ગમાં સ્ખલના કરે છે, ત્યારે તે હાથણીના પગમાં સુવર્ણની મોટી સાંકળ હોય તેમ શોભે છે. આમ, નાગરિક કુળબાળાઓ હૃદયથી ઘણી ઉતાવળી બની છે, એટલામાં કુવલયચંદ્ર નગરના રાજમાર્ગે આવી પહોંચ્યો.

તે સમયે કોઇક શેરીના નાકે ઊભી રહી, કેટલીક દ્વારના અર્ધ ભાગમાં, કેટલીક ગોખમાં, બીજી કેટલીક માળ ઉપરથી, કેટલીક ચોકમાં, કેટલીક રાજ્યાંગણમાં, કેટલીક છાપરા ઉપર ચડીને, કોઇક વેદિકા ઉપર ઊભી રહી, કેટલીક ચબૂતરા પર, કેટલીક મકાનના તળભાગમાંથી, કોઇક મકાનની અગાસી પરથી અને કોઇક ધ્વજાના અગ્રભાગ પર ચડી કુવલયચંદ્રને જોવા લાગી. વળી નગરની સુંદરીઓ જ્યાં સુધી પોતાની નજર પહોંચે ત્યાં સુધી કુમારને જોઇ રહી. તેમના વદનરૂપી ચંદ્રબિંબોથી ભુવન જાણે વ્યાપી ગયું હોય તેમ દેખાવા લાગ્યુ.

તે સમયે કેવી કેવી વાતો સંભળાતી હતી ? 'અરે સખી ! દિગ્ગજના કુંભસ્થળ જેવા મોટા પયોધરથી મને કેમ હડસેલે છે?' 'હે સખી ! પીઠભાગમાં મોરની કળા માફક વિસ્તાર પામેલા મારા સુંદર કેશસમુદાયને છોડ.' 'અરે સુસ્થિતે ! સુવર્ણના બે ઢાંકણાવાળા કબાટ જેવા તારા નિતંબભાગને નમાવ. અરે, કૃપા કરી મને જગ્યા આપ. શું તને એકલીને જ કૌતુક છે?' 'અરે અભવ્યે ! મારી હારલતાનાં નીચેના કનકપત્રો ખૂબ જોરથી ખેંચી મરડી ન નાંખ.' 'અલી, મને છોડ, આ મારું કુંડળ ભાંગી ગયું.' અરે હું ખેદ પામું છે, હે કૃપા વગરની, કુમારનો જય હો !' 'અરે લજ્જા વગરની ! તારું ખસી ગયેલું સ્તનવસ્ત્ર સરખું કર.'

"અરે, માર્ગમાં આગળ જે દેખાય છે તે જ આ કુમાર,' 'અરે, હજુ સુધી કુમાર કેમ ન આવ્યો.' આમ મહિલાઓ પરસ્પર ઉતાવળ કરતી બોલતી હતી એટલામાં શ્રીદત્તકુમાર યુવતીઓની દૃષ્ટિએ પડ્યો. તે સમયે જેમ એક ખારા સમુદ્રમાં અનેક નદીઓ પડે તેમ અનેક યુવતીઓની લાંબી ઉજ્જવળ દૃષ્ટિ કુમાર ઉપર પડી.

* ૫૯. ત્યારે કુમાર કુવલયચંદ્ર યુવતીવર્ગની કેવી કેવી દૃષ્ટિથી જોવાયો ?

નિર્દય સુરતસમાગમને કારણે રાત્રિના ઉજાગરાથી દુખતી અને ખીલેલા પાટલવૃક્ષના પુષ્પ જેવી લાલ અને વિકારયુક્ત આંખો વડે તે જોવાયો; પતિએ અનુરાગપૂર્ણ બની મદિરાનો કોગળો છાંટ્યો તેના મદવડે મત્ત અને લાલકમળના પત્ર જેવી રક્ત આંખો વડે લજ્જાપૂર્વક જોવાયો; પતિએ આપેલ સંકેત ખંડિત થવાને કારણે સંતાપ પામેલી હોવાથી ગળતાં અશ્રુવાળી કેટલીકની પદ્મની પાંખડી જેવી લાલ, કંપતી અને દીન દૃષ્ટિ વડે જોવાયો; સ્વાધીન પતિનો સમાગમ થવાથી વિકાર ઓસરી જવાને કારણે શ્યામ કાંતિવાળી બનેલી, નીલકમળ જેવી નેત્રમાળા વડે કેટલીકથી મનોહર રીતે જોવાયો; કંઇક ઉત્પન્ન થયેલ કુતૂહલને લીધે અને મદનના રસાસ્વાદથી ઘૂમતી, નવવિકસિત ચંદ્રદ્યોતની પાંખડીની માળા જેવી કેટલીકની દૃષ્ટિ વડે તે જોવાયો; વેગથી ઘૂમતી અને ત્વરિત નિમેષવાળી હોય તેવી ધવલ, ચપળ પાંપણવાળી, નવવિકસિત મોગરાના પુષ્પની કાંતિવાળી દૃષ્ટિ વડે કેટલીક શ્યામ યુવતીઓથી તે જોવાયો. બાળકના જેવી દૃષ્ટિથી–જેમાં થોડીવાર પહેલાં જ કૌતુક ઉત્પન્ન થયું છે તેવી, પૂર્ણ ઉદય પામેલા તારા જેવી સ્વચ્છ, તાપિચ્છ પુષ્પ જેવી દૃષ્ટિ વડે કેટલીકથી તે જોવાયો.

આ પ્રમાણે, જુદા જુદા રંગનાં પુષ્પોની ખાસ બનાવેલી માળા વડે જેમ ભગવાનની પૂજા કરાય તેમ પૂર્વે કોઇ વખત ન જોયેલ એવા સુંદર રૂપવાળો કુમાર અનેક દૃષ્ટિમાળા વડે જોવાયો.+ વળી—

તે કુમારરૂપી કામદેવની નીલકમળની માળા, કમળપત્રો, વિકસેલાં સુગંધી શ્વેત પુષ્પો, નવીન શોભતાં પાટલ પુષ્પો, રક્તકમળ તથા મોગરાનાં પુષ્પોથી શોભિત એવી નયનમાળારૂપી પુષ્પમાળા વડે પૂજા થઇ.

કુમારના અંગમાં વાળ જેટલો ભાગ પણ બાકી રહ્યો નહિ કે જ્યાં ભામિનીઓના ભ્રમરરૂપી ધનુષ્યથી છૂટેલાં નયનરૂપી બાણો પડ્યાં ન હોય.

**કુમાર કોના જેવો ?**

ત્યાર પછી કુમાર કુવલયચંદ્રને ઉદ્દેશીને યુવતીવર્ગ માંહોમાંહે શું બોલવા લાગ્યો ? એકે કહ્યું: "સખી ! રૂપથી તો કુમાર કામદેવ જેવો જણાય છે." બીજીએ કહ્યું: "ભોળી, એમ ન બોલ;

જો તે દીન યુવતીઓના સમુદાય પર પ્રહાર કરે તો કામદેવ હોય, પરંતુ આ તો શત્રુઓના મોટા હાથીઓના દાંત તોડે છે."

વળી એક યુવતીએ કહ્યું, "સખી ! જો, જો, વક્ષસ્થળ જોવાથી તો એ નારાયણ જણાય છે." ત્યારે બીજીએ કહ્યું,

+ ઉપરની કડીઓમાં કવિએ યુવતીઓની આંખોને પાટલ, રક્ત કમળ, પદ્મ, નીલ કમળ, ચંદ્રદ્યોત, મોગરો અને તાપિચ્છના પુષ્પ સાથે સરખાવી છે.

"જો તે શ્યામ કાજળની જેવી કાંતિવાળો હોય તો પ્રગટ નારાયણ જેવો હોય, પણ આ તો તપાવેલા સુવર્ણની કાંતિવાળો છે. એનો તેની સાથે શી રીતે મેળ ખાય?"

વળી એક યુવતીએ કહ્યું, "સખી! કાંતિથી તો તે પૂર્ણિમાના ચંદ્ર જેવો તે જણાય છે." ત્યારે બીજીએ કહ્યું,

"હાં, હાં, ચંદ્ર તરીકે એ ઘટી શકે, પરંતુ જો ચંદ્રની અંદરથી મૃગલાનું શ્યામ કલંક નીકળી જાય તો. આ તો સકલ કલંક રહિત સંપૂર્ણ કળાવાળો છે."

વળી એક યુવતીએ કહ્યું, "શક્તિમાં તો એ ઇન્દ્ર જેવો જણાય છે." ત્યારે બીજીએ કહ્યું,

"જો તે ઇન્દ્ર હોય તો તેને હજાર આંખ હોવી જોઇએ, પરંતુ આ તો કઠોર, કસાયેલ, પુષ્ટ, દૃઢ અને મનોહર શરીરવાળો છે."

વળી એક યુવતીએ કહ્યું, "શરીરે તો તે મહાદેવ જેવો જણાય છે." ત્યારે બીજીએ કહ્યું, "સખી! એમ ખોટો પ્રલાપ ન કર.

જો મહાદેવ જેવો હોય તો એનું ડાબું અડધું અંગ સ્ત્રીનુ અને નીચું હોવું જોઇએ. પરંતુ આ તો સમગ્ર રીતે પૂર્ણ અને ચતુરસ્ર સંસ્થાનવાળો છે."

વળી એક યુવતીએ કહ્યું, "તેજમાં તો તે સૂર્ય જેવો છે." ત્યારે બીજીએ કહ્યું,

"જો ખરેખર તે સૂર્ય હોય તો તે પ્રચંડ અને ભુવનતલને તપાવનાર હોય. આ તો લોકોના મન અને નયનને શીતળતા આપનાર અમૃતમય છે."

વળી એક યુવતીએ કહ્યું, "મુગ્ધપણામાં તે કાર્તિકસ્વામી જણાય છે." ત્યારે બીજીએ કહ્યું,

"જો તે ખરેખર કાર્તિકસ્વામી હોય તો ઘણા ટુકડાથી સાંધેલા શરીરવાળો જણાય. પરંતુ રૂપમાં પણ ચઢિયાતા રૂપવાળો આ તો ઘણો જ શોભી રહેલો છે."

ખરેખર, જેણે ઘણો અભ્યાસ કર્યો હશે એવી દેવતાઓની મુગ્ધ દેવીઓએ થોડો થોડો કરીને આ કુમારને ઘડ્યો હશે.

**તરુણીઓની ચેષ્ટા**

* ૬૦. તે સમયે કુમાર કુવલયચંદ્રનાં રૂપ, યૌવન, વિલાસ અને લાવણ્યથી હણાચેલ હૃદયવાળી નગરની તરુણીઓ શું શું કરવા લાગી?

એક વીણા વગાડવા લાગી. એક વવ્વીસગ (અથવા વચ્ચીસગ–એક વાદ્યવિશેષ) ને જરાક સ્પર્શ કરે છે. એક મધુર સ્વરે ગાવા લાગી. બીજી એક ગાથાની પંક્તિ ભણવા લાગી; એક નરવાં પર હાથથી પ્રહાર કરવા લાગી; એક વળી સારંગી (ત્રણ તારવાળી) વગાડવા લાગી; કોઇક વાંસળી વગાડવા લાગી; કોઇક વળી મૃદંગ વગાડવા લાગી; કોઇક ઊંચેથી બોલવા લાગી; કોઇક સખીને બૂમ પાડી બોલાવવા લાગી; કોઇક હાસ્ય કરવા લાગી; કોઇક કોકિલ જેવો શબ્દ કરવા લાગી; એવા આશયથી કે કોઇ પણ પ્રકારે કમળ

સરખા નેત્રવાળો કુવલયચંદ્ર પોતાનો શબ્દ સાંભળી એકદમ ચપળ પાંપણવાળી મનોહર આંખ વડે પોતાને જુએ.

તે સમયે કુમાર કુવલયચંદ્રે પણ ચંદ્રલેખાની જેમ પોતાની ધીમી ઉજ્જ્વળ દૃષ્ટિ ફેંકી કે જેથી યુવતીઓનાં નયનરૂપ કુમુદ વિકાસ પામ્યાં.

તે સમયે કુમાર કુવલયચંદ્રને જોનાર નગરની સ્ત્રીઓ કઇ અવસ્થાને પામી ?

કેટલીક અંગમરોડ કરે છે; કેટલીક લાંબા ઉચ્છ્વાસ–નિશ્વાસ નાખે છે; કેટલીક લજ્જા પામે છે; કેટલીક હસે છે; કેટલીક દાંતથી હોઠ કરડે છે; કેટલીક શરમાતી નિતંબભાગ બતાવે છે; કેટલીક શરીર કંપાવે છે; કેટલીક કાન ખોતરવાનું કાર્ય થાકયા વગર ચાલુ રાખે છે; બીજી કેટલીક સખીઓને આલિંગન કરે છે; કેટલીક બાળકને ચુંબન કરે છે, કેટલીક નાભિસ્થાન બતાવે છે; કેટલીક 'એ જ આ કુમાર' એમ કહી તેના તરફ જુએ છે.

આ પ્રમાણે સુંદરી સમૂહ મદનના મહા મોહથી મોહિત અંતઃકરણવાળો બની ગયો. ત્યાર પછી કુમાર રાજમાર્ગથી આગળ વધ્યો.

**અશ્વ સાથે કુમારનું આકાશમાં ઊડવું**

આગળ જતાં જ્યાં અનેક પરદેશી વેપારીઓએ વેચવા માટેની અનેક જાતની ચીજ-વસ્તુઓ ગોઠવેલી છે અને જ્યાં વેપાર માટે કોલાહલ થઇ રહ્યો છે, એવા દુકાનવાળા માર્ગે તે આવી પહોંચ્યો, અને તે માર્ગ કાપી વેગથી ઘોડા ખેલવાની ભૂમિ તરફ પહોંચ્યો. વળી—

જ્યાં ચોકડા પહેરાવેલ ઘોડાનો સમૂહ છે તેવો અને સજ્જનની મૈત્રી જેવો સપાટ, તદ્દન શુદ્ધ અને લાંબો ક્રીડાપ્રદેશ તે જુએ છે.

ઘોડા ખેલાવવાની ભૂમિ દેખીને, જે જગ્યામાં એક બાજુ સમગ્ર સૈન્ય થંભાવ્યું છે ત્યાં 'પવનાવર્ત' પર આરૂઢ થઇને રાજા અને 'સમુદ્રકલ્લોલ' પર આરૂઢ થઇને કુમાર આવી પહોંચ્યા. ત્યાં—

પ્રલયકાળના પવન અને સમુદ્ર જેવા, પૃથ્વી ઓળંગવા માટે સમર્થ એવા બંને ઘોડાઓ દૂર દોડી જવા લાગ્યા, પાછા વળવા લાગ્યા, ઊંચે કૂદવા લાગ્યા, નીચા થવા લાગ્યા અને નિમજ્જન કરવા લાગ્યા.

ત્યાર પછી રાજાએ વેગથી દોડતા ઘોડાને છોડી દીધો. પરંતુ કુમારનો ઘોડો કેવી રીતે દોડી રહ્યો ?–

—પવનની જેમ ત્વરિત ગતિવાળો અને દૃઢ ધનુષ્યમાંથી છૂટેલા બાણ જેવો; 'પવનાવર્ત' પણ દોડવા લાગ્યો અને 'સમુદ્રકલ્લોલે' તેને જીતી લીધો. આવું જોઇને સૈન્યમાં મોટો કોલાહલ ઊઠ્યો, 'સમુદ્રકલ્લોલ પર આરૂઢ થયેલ કુમાર કુવલયચંદ્રનો જય હો ! જય હો ! જય હો ! લક્ષ્મીના સહોદર (સમુદ્રકલ્લોલ) એવા અશ્વ પર ઇન્દ્રની જેમ આરૂઢ થયેલ કુમારનો જય હો !'

* ૬૧. જેટલી વારમાં લોકો જય જય ગર્ભિત શબ્દ પોકારે છે તેટલી વારમાં જોતજોતામાં તે જ ક્ષણે તમાલ વૃક્ષનાં પાંદડાં જેવા શ્યામ આકાશ તરફ તે અશ્વ ઊડ્યો.

'અરે દોડ્યો,' 'ઊડ્યો,' 'ખરેખર આ અશ્વ ગયો,' 'એ આ દેખાય,' 'અદૃશ્ય થઇ ગયો.' આમ બોલતા નગરના લોકોનો ઘોંઘાટ ઊછળી રહ્યો. દેવની જેમ અશ્વ તત્કાળ કુંવરને ખેંચી લઇ ગયો. ગરુડ જેમ ચક્રીને પીઠ પર બેસાડે તેમ કુમાર સાથે આ અશ્વ પણ આકાશલંઘન કરવાની ઉતાવળ કરતો દક્ષિણ દિશાભાગમાં ઊંચે ઊડ્યો. દોડતા અશ્વની પાછળ પૃથ્વી પરનાં વૃક્ષો જાણે દોડતાં હોય તેવાં અને પર્વતો ઊંધાં મૂકેલાં કોડિયાં જેવા દેખાવા લાગ્યાં. ઉપરથી પુરુષો કીડી જેવડા, નગરો ગામડાં જેવડાં અને સરોવરો અરીસા જેવા દેખાવા લાગ્યાં. વળી કુમારને લાંબી, ઉજ્જવળ, ત્રાંબી, વાંકી એવી મહાનદીઓ વાસુકીની કાંચળી જેવી દેખાવા લાગી.

આ પ્રમાણે હરણ કરાયેલો કુવલયચંદ્ર વિચારવા લાગ્યો:—

અરે આ ઘોડો કેમ આકાશમાં ઊડ્યો? જરૂર આ કોઇ દેવ હોવો જોઇએ, નહીંતર ઉતાવળ કેમ મૂકતો નથી? માટે આ અશ્વ સ્વરૂપવાળો દેવ સમુદ્રમાં વેગથી પહોંચે તે પહેલાં એને તલવાર કે ધનુષ્યના પ્રહારથી વિહ્વલ કરીને જોઉં કે આ કોણ છે. જો ખરેખર ઘોડો હશે તો પ્રહારથી ઘાયલ થઇ ભૂમિ પર પડશે; અને જો કોઇ બીજો હશે તો ઘાયલ થતાં પોતાનું સ્વરૂપ પ્રગટ કરશે.

એમ વિચારીને કુમારે યમજિહ્વા સરખી છૂરિકા હાથથી ઉગામીને ઘોડાના કુક્ષિપ્રદેશમાં નિર્દય પ્રહાર કર્યો. એટલે ઘોડાના શરીરમાંથી લોહી વહેવા લાગ્યું, મસ્તક પર રહેલ ચામર ડોલવા લાગ્યું, શિથિલ શરીરવાળો, અને મૂર્છાથી બીડેલી આંખવાળો ઘોડો આકાશમાંથી નીચે પડવા લાગ્યો. ઘોડો ભૂમિતલ સુધી પહોંચ્યો તેટલામાં તેની સાથે કુમાર પણ તેના મૃત્યુની માફક પડ્યો. હાડકાં ભાંગી જવાથી નિબળ અંગવાળા ઘવાયેલ ઘોડાએ ધરણીતલ પ્રાપ્ત કરીને પોતાના જીવનનો ત્યાગ કર્યો. મૃત્યુ પામેલ હોય તેવા ઘોડાને દેખી કુમારે વિચાર્યું કે ખરેખર એ આશ્ચર્ય છે કે જો આ ઘોડો હોય તો તેણે આકાશમાં કેવી રીતે ગમન કર્યું? અથવા ઘોડો નથી તો છૂરિકાના પ્રહારથી કેમ મૃત્યુ પામ્યો?

### વિંધ્યાટવીનું વર્ણન

* ૬૨. જ્યારે વિસ્મયથી ચકિત ચિત્તવાળો તે વિચારવા લાગ્યો ત્યાં તો નવીન વર્ષાઋતુના જળયુક્ત મેઘના શબ્દ સરખા ગંભીર, ભયંકર છતાં મધુર એવા અદૃશ્ય કોઇકના શબ્દો કાને પડ્યા: "અરે નિર્મલ ચંદ્રવંશના વિભૂષણ, કુમાર કુવલયચંદ્ર! મારું વચન સાંભળ:—

હજુ તારે દક્ષિણ દિશામાં એક ગાઉ દૂર જવાનું છે. ત્યાં આગળ તારે પૂર્વે કોઇ વખત ન જોયેલું કંઇક જોવાનું છે."

એ સાંભળી કુમાર કુવલયચંદ્રે વિચાર્યું, "અહો, આ કોઇક મારું નામ અને ગોત્ર કેવી રીતે જાણતો હશે? ખરેખર, દેવતાઓ દિવ્યજ્ઞાની હોય છે. એણે કહ્યું કે આગળ જવાનું છે અને પૂર્વે નહિ જોયેલું જોવાનું છે. તો તે એવું શું અપૂર્વ જોવાનું હશે? ભલે, દક્ષિણ દિશા તરફ જાઉં. દેવતાઓ અને મહર્ષિઓનાં વચનોનો ઉલ્લંઘ કરાય નહિ." આમ વિચારી કુમારે ચારે દિશા-વિદિશાઓ તરફ નજર કરી એટલે અનેક પર્વતો, વૃક્ષો, વેલી, લતાઓ, ગુલ્મોથી વ્યાપ્ત અને કષ્ટે કરી ચાલી શકાય તેવી મહાવિંધ્યાટવી જોઇ. તે કેવી છે?+ પાંડવસેના જેવી, અર્જુન-ભીમ સરખા યોદ્ધાયુક્ત (અટવી પક્ષે અર્જુન નામનાં અતિ ભંયકર વૃક્ષથી અલંકૃત); રણભૂમિ જેવી, સેંકડો બાણોથી ભરચક અને જ્યાં તરવારનો સમૂહ છે (અટવી પક્ષે સેંકડો સરોવરવાળી અને પક્ષી-સમુદાયયુક્ત); નિશાચરી જેવી, ભંયકર અશુભ શબ્દવાળી અને મેશ સરખી કાળા અંગવાળી (અટવી પક્ષે શિયાળના ભંયકર શબ્દવાળી અને કાળા કાદવથી મલિન); લક્ષ્મી જેવી, મહાગજેન્દ્રયુક્ત અને દિવ્ય પદ્મના આસનવાળી (અટવી પક્ષે મોટા હાથીઓવાળી અને જ્યાં દિવ્ય પદ્મનું અશન કરાય છે તેવી); જિનેશ્વરની આજ્ઞા જેવી, મહાવ્રતો કષ્ટે કરી આચરી શકાય તેવી અને સેંકડો શ્રાવકોથી સેવિત (અટવી પક્ષે મહાવતો પણ જ્યાં કષ્ટે કરી સંચરી શકે તેવી અને સેંકડો શ્વાપદોથી વ્યાપ્ત); રાજાની સભામંડળી જેવી, રાજપુત્રોથી અધિષ્ઠિત અને અનેક સામંતો જેમાં હોય છે એવી (અટવી પક્ષે મોટા રાજપોપટોથી અધિષ્ઠિત અને અનેક સપાટ મેદાનોવાળી); મહાનગરી જેવી, ઊંચા કિલ્લાથી અલંકૃત અને સર્પાકાર શિખરોથી દુર્લંધ્ય (અટવી પક્ષે ઊંચાં શાલવૃક્ષથી શોભિત અને સર્પની આકૃતિ જેવા પર્વતોથી દુર્લંધ્ય); મહાસ્મશાન ભૂમિ જેવી, સેંકડો મૃતદેહોથી વ્યાપ્ત અને સળગતા ઘોર અગ્નિવાળી (અટવી પક્ષે સેંકડો મૃગલાઓવાળી અને જ્યાં ઘોર દાવાનળ સળગી રહ્યા છે એવી); લંકાપુરી જેવી, વાંદરાના ટોળાઓથી ભગ્ન મોટા કિલ્લાઓવાળી અને માંસથી વ્યાપ્ત (અટવી પક્ષે પર્વત સમુદાયથી યુક્ત અને મોટા શાલ અને ખાખરાનાં વૃક્ષોથી વ્યાપેલી).

વળી તે અટવીમાં કોઇ કોઇ જગ્યાએ મદોન્મત્ત હાથીએ ભાંગેલા ચંદનના વનમાંથી અતિશય સુગંધ નીકળી રહી છે, કોઇ જગ્યાએ ભયંકર વાઘે કરેલ શિકારથી હણાયેલ જંગલી ભેંસોના લોહીથી તે લાલ બનેલ છે, કોઇ જગ્યાએ પરાક્રમી સિંહના અણિયાળા નખથી ચીરેલા હાથીના મસ્તકમાંથી નીકળેલાં ચળકતાં મોતીઓ નજીક નજીક વેરાયેલાં પડેલાં હોવાથી તે શોભી રહી છે, કોઇ જગ્યાએ વરાહની દાઢના અભિઘાતથી વનના મદોન્મત્ત પાડાઓ ઘાયલ કરાયા છે, કોઇ જગ્યાએ મદોન્મત્ત મોટી ભેંસો લડતી હોય છે અને તેનાં ગળાં ઘસાવાથી ભયંકર ચીસો નીકળી રહી છે, કોઇ જગ્યાએ ભીલડીઓનો

+ કવિએ અહીં વિંધ્યાટવી માટે જે જુદી જુદી ઉપમાઓ યોજી છે તે શ્લેષમૂલક છે. ઉપમાન અને ઉપમેય વચ્ચે જે સમાન તત્ત્વ બતાવવામાં આવ્યું છે તેનો એક અર્થ ઉપમેયને લાગુ પડે છે અને શ્લેષથી બીજો અર્થ ઉપમાનને લાગુ પડે છે. અહીં ઉપમેય અટવી પક્ષે જે અર્થ થાય છે તે કૌંસમાં આપેલો છે.

સમુદાય ચણોઠીઓ એકઠી કરી રહ્યો છે, કોઈ જગ્યાએ દાવાનળ સળગવાને લીધે વાંસનાં વન ફાટવાથી તેમાંથી નીકળેલાં ઉજ્જવલ મોતીઓથી તે ઉજ્જવળ બની છે, કોઈ જગ્યાએ ભીલો અને શિકારીઓ વડે મૃગલાંઓ હણાઈ રહ્યાં છે, કોઈ જગ્યાએ હવામાં પ્રસરેલી મોટી ભૂમરાણથી ભયંકર બનેલી, કોઈ જગ્યાએ કઠોર તાપસોના મંત્રાક્ષરમય શબ્દોવાળી. કોઈક જગ્યાએ આનંદથી કળા કરેલા મોરના સમુદાયથી શોભતી, કોઈક જગ્યાએ મધુથી મત્ત અને હર્ષિત ભ્રમર અને ભ્રમરી ગણના ઝંકાર–શબ્દથી મનોહર, કોઈક જગ્યાએ ફળ-સમૃદ્ધિથી આનંદિત થયેલા મેનાપોપટે કરેલા કિલકિલાટના શબ્દોથી સુંદર, કોઈક જગ્યાએ એક માત્ર વાળના લોભથી ચમર–ચામરી પશુગણો હણાઈ રહ્યાં છે, કોઈક જગ્યાએ ઉદ્ધત-પણે ફરતા વનના ઘોડાઓના હેષારવ થઈ રહ્યા છે, કોઈક જગ્યાએ જંગલી મનુષ્યોનાં બાળકો મધમાખીઓને મારી રહ્યા છે અને કોઈક જગ્યાએ કિંનર યુગલના સંગીતમધુર ગીતશ્રવણથી રસાધીન બની એકઠાં થઈ નિશ્ચલપણે હાથી. ગાય, મૃગસમુદાય અને બીજા પશુઓ બેઠેલાં છે. વળી—

મનોહર વનકેસુડાં, સલ્લકી, વાંસ, હિંતાલ, તાડનાં વૃક્ષોથી વ્યાપ્ત. સાલ, અર્જુન લીંબડો, બાવળ, બોરડી, કેરડો, આંબો, જાંબુ, ખાખરા, અશોક, સોપારી, ચંદ્રનવૃક્ષો અને નાગવૃક્ષો વાળી, ખીલેલાં અને ન ખીલેલાં પુષ્પોવાળી ડાળીઓ, સપ્તચ્છદની સુગંધમાં લીન થતાં વિવિધ પક્ષીઓ, સારંગ જાતિનાં મૃગોના કોલાહલ, સ્વચ્છંદ ઝંકાર કરતી ચામરી ગાયો અને ઉત્તમ પ્રકારનાં બળદોના સમૂહ વડે મનોહર દેખાવવાળી, વળી પ્રસરેલી શોભાવાળાં ચંદનવૃક્ષોની સુગંધમાં લુબ્ધ ભમરાઓના ગુંજારવથી જાગી ગયેલાં સિંહનાં બચ્ચાં વડે ઘાયલ કરાતાં હાથીના કુંભસ્થળમાંથી ઊછળતાં મુક્તાફળથી શોભિત, ભીલોના સમુદાયના શબ્દથી અને ગધેડાના ભૂંકવાના અવાજથી ભય પામેલાં હરણોના દોડવાથી ઊડેલા પવનને લીધે ખીલેલાં વૃક્ષોની શાખાએ લાગેલાં જે પુષ્પો પડતાં હતાં તેનાથી શોભિત અને ઘણા શ્વાપદોથી સેવિત હોવાથી ભીષણ, ઘણાં હજારો વૃક્ષોથી ખીચોખીચ, ઘણા પહાડો અને સેંકડો નદીઓ હોવાથી દુર્ગમ એવી વિંધ્યાટવીને કુમાર કુવલયચંદ્રે જોઈ.

## જાતિ વૈરવાળાં તિર્યંચોનું વનમાં સાથે રહેવું

✧ ૬૩. આવું ભીષણ વન જોતો જોતો કુમાર કુવલયચંદ્ર ગભરાયા વિના સિંહના બચ્ચાની જેમ જરાક આગળ વધ્યો તો ત્યાં એણે જોયું કે—

હર્ષિત થયેલા વાઘ અને વૃષભ, કેસરી અને ગજેન્દ્ર, મૃગ અને દીપડો નિઃશંકપણે સાથે ફરી રહ્યા હતા. ભેંસોના શિંગડાની અણીને સુખપૂર્વક આખ મીંચીને ચાટતા ઘોડાને તેમજ પરસ્પર ક્રીડાથી હર્ષ ઉત્પન્ન કરીને સુવર અને વરાહને સાથે ફરતાં જોયાં. ઘોડો અને શિકારી પશુ, ઉંદર અને બિલાડી, સાપ અને નોળિયો અને વૃક્ષની ટોચ પર ઘુવડ અને કાગડો સાથે જોયાં. આમ અન્યોન્ય જાતિ વૈરવાળાં પરસ્પર વિરોધી પ્રાણીઓને, વિશ્વાસનિર્ભર રસમા તરબોળ થઈને સમગ્ર વનમાં સાથે ફરતાં રાજકુમારે જોયાં.

એ સાંભળી કુમાર કુવલયચંદ્રે વિચાર્યું, "અહો, આ કોઈક મારું નામ અને ગોત્ર કેવી રીતે જાણતો હશે? ખરેખર, દેવતાઓ દિવ્યજ્ઞાની હોય છે. એણે કહ્યું કે આગળ જવાનું છે અને પૂર્વે નહિ જોયેલું જોવાનું છે. તો તે એવું શું અપૂર્વ જોવાનું હશે? ભલે, દક્ષિણ દિશા તરફ જાઉં. દેવતાઓ અને મહર્ષિઓનાં વચનોનો ઉલ્લંઘ કરાય નહિ." આમ વિચારી કુમારે ચારે દિશા–વિદિશાઓ તરફ નજર કરી એટલે અનેક પર્વતો, વૃક્ષો, વેલી, લતાઓ, ગુલ્મોથી વ્યાપ્ત અને કષ્ટે કરી ચાલી શકાય તેવી મહાવિંધ્યાટવી જોઈ. તે કેવી છે?+ પાંડવસેના જેવી, અર્જુન–ભીમ સરખા યોદ્ધાયુક્ત (અટવી પક્ષે અર્જુન નામનાં અતિ ભયંકર વૃક્ષથી અલંકૃત); રણભૂમિ જેવી, સેંકડો બાણોથી ભરચક અને જ્યાં તરવારનો સમૂહ છે (અટવી પક્ષે સેંકડો સરોવરવાળી અને પક્ષી–સમુદાયયુક્ત); નિશાચરી જેવી, ભયંકર અશુભ શબ્દવાળી અને મેશ સરખી કાળા અંગવાળી (અટવી પક્ષે શિયાળના ભયંકર શબ્દવાળી અને કાળા કાદવથી મલિન); લક્ષ્મી જેવી, મહાગજેન્દ્રયુક્ત અને દિવ્ય પદ્મના આસનવાળી (અટવી પક્ષે મોટા હાથીઓવાળી અને જ્યાં દિવ્ય પદ્મનું અશન કરાય છે તેવી); જિનેશ્વરની આજ્ઞા જેવી, મહાવ્રતો કષ્ટે કરી આચરી શકાય તેવી અને સેંકડો શ્રાવકોથી સેવિત (અટવી પક્ષે મહાવતો પણ જ્યાં કષ્ટે કરી સંચરી શકે તેવી અને સેંકડો શ્વાપદોથી વ્યાપ્ત); રાજાની સભામંડળી જેવી, રાજપુત્રોથી અધિષ્ઠિત અને અનેક સામંતો જેમાં હોય છે એવી (અટવી પક્ષે મોટા રાજપોપટોથી અધિષ્ઠિત અને અનેક સપાટ મેદાનોવાળી); મહાનગરી જેવી, ઊંચા કિલ્લાથી અલંકૃત અને સર્પાકાર શિખરોથી દુર્લંઘ્ય (અટવી પક્ષે ઊંચાં શાલવૃક્ષથી શોભિત અને સર્પની આકૃતિ જેવા પર્વતોથી દુર્લંઘ્ય); મહાસ્મશાન ભૂમિ જેવી, સેંકડો મૃતદેહોથી વ્યાપ્ત અને સળગતા ઘોર અગ્નિવાળી (અટવી પક્ષે સેંકડો મૃગલાઓવાળી અને જ્યાં ઘોર દાવાનળ સળગી રહ્યા છે એવી); લંકાપુરી જેવી, વાંદરાના ટોળાઓથી ભગ્ન મોટા કિલ્લાઓવાળી અને માંસથી વ્યાપ્ત (અટવી પક્ષે પર્વત સમુદાયથી યુક્ત અને મોટા શાલ અને ખાખરાનાં વૃક્ષોથી વ્યાપેલી).

વળી તે અટવીમાં કોઈ કોઈ જગ્યાએ મદોન્મત્ત હાથીએ ભાંગેલા ચંદનના વનમાંથી અતિશય સુગંધ નીકળી રહી છે, કોઈ જગ્યાએ ભયંકર વાઘે કરેલ શિકારથી હણાયેલ જંગલી ભેંસોના લોહીથી તે લાલ બનેલ છે, કોઈ જગ્યાએ પરાક્રમી સિંહના અણિયાળા નખથી ચીરેલા હાથીના મસ્તકમાંથી નીકળેલાં ચળકતાં મોતીઓ નજીક નજીક વેરાયેલાં પડેલાં હોવાથી તે શોભી રહી છે, કોઈ જગ્યાએ વરાહની દાઢના અભિઘાતથી વનના મદોન્મત્ત પાડાઓ ઘાયલ કરાયા છે, કોઈ જગ્યાએ મદોન્મત્ત મોટી ભેંસો લડતી હોય છે અને તેનાં ગળાં ઘસાવાથી ભયંકર ચીસો નીકળી રહી છે, કોઈ જગ્યાએ ભીલડીઓનો

+ કવિએ અહીં વિંધ્યાટવી માટે જે જુદી જુદી ઉપમાઓ યોજી છે તે શ્લેષમૂલક છે. ઉપમાન અને ઉપમેય વચ્ચે જે સમાન તત્ત્વ બતાવવામાં આવ્યું છે તેનો એક અર્થ ઉપમેયને લાગુ પડે છે અને શ્લેષથી બીજો અર્થ ઉપમાનને લાગુ પડે છે. અહીં ઉપમેય અટવી પક્ષે જે અર્થ થાય છે તે કૌંસમાં આપેલો છે.

સમુદાય ચણોઠીઓ એકઠી કરી રહ્યો છે, કોઈ જગ્યાએ દાવાનળ સળગવાને લીધે વાસનાં વન ફાટવાથી તેમાંથી નીકળેલાં ઉજ્જવલ મોતીઓથી તે ઉજ્જવળ બની છે, કોઈ જગ્યાએ ભીલો અને શિકારીઓ વડે મૃગલાંઓ હણાઈ રહ્યાં છે, કોઈ જગ્યાએ હવામાં પ્રસરેલી મોટી ભૂમરાણથી ભયંકર બનેલી, કોઈ જગ્યાએ કઠોર તાપસોના મંત્રાક્ષરમય શબ્દોવાળી, કોઈક જગ્યાએ આનંદથી કળા કરેલા મોરના સમુદાયથી શોભતી, કોઈક જગ્યાએ મધુથી મત્ત અને હર્ષિત ભ્રમર અને ભ્રમરી ગણના ઝંકાર-શબ્દથી મનોહર, કોઈક જગ્યાએ ફળ-સમૃદ્ધિથી આનંદિત થયેલા મેનાપોપટે કરેલા કિલકિલાટના શબ્દોથી સુંદર, કોઈક જગ્યાએ એક માત્ર વાળના લોભથી ચમર-ચામરી પશુગણો હણાઈ રહ્યાં છે, કોઈક જગ્યાએ ઉદ્ધત-પણે ફરતા વનના ઘોડાઓના હેષારવ થઈ રહ્યા છે, કોઈક જગ્યાએ જંગલી મનુષ્યોનાં બાળકો મધમાખીઓને મારી રહ્યા છે અને કોઈક જગ્યાએ કિંનર યુગલના સંગીતમધુર ગીતશ્રવણથી રસાધીન બની એકઠાં થઈ નિશ્ચલપણે હાથી, ગાય, મૃગસમુદાય અને બીજા પશુઓ બેઠેલા છે. વળી—

મનોહર વનકેસુડાં, સલ્લકી, વાંસ, હિંતાલ, તાડનાં વૃક્ષોથી વ્યાપ્ત, સાલ, અર્જુન લીંબડો, બાવળ, બોરડી, કેરડો, આંબો, જાંબુ, ખાખરા, અશોક, સોપારી, ચંદનવૃક્ષો અને નાગવૃક્ષો વાળી, ખીલેલા અને ન ખીલેલા પુષ્પોવાળી ડાળીઓ, સપ્તચ્છદની સુગંધમાં લીન થતાં વિવિધ પક્ષીઓ, સારંગ જાતિનાં મૃગોના કોલાહલ, સ્વચ્છંદ ઝંકાર કરતી ચામરી ગાયો અને ઉત્તમ પ્રકારનાં બળદોના સમૂહ વડે મનોહર દેખાવવાળી, વળી પ્રસરેલી શોભાવાળાં ચંદનવૃક્ષોની સુગંધમાં લુબ્ધ ભમરાઓના ગુંજારવથી જાગી ગયેલાં સિંહના બચ્ચા વડે ઘાયલ કરાતાં હાથીના કુંભસ્થળમાંથી ઊછળતાં મુક્તાફળથી શોભિત, ભીલોના સમુદાયના શબ્દથી અને ગધેડાના ભૂંકવાના અવાજથી ભય પામેલાં હરણોના દોડવાથી ઊડેલા પવનને લીધે ખીલેલાં વૃક્ષોની શાખાએ લાગેલાં જે પુષ્પો પડતાં હતાં તેનાથી શોભિત અને ઘણા શ્વાપદોથી સેવિત હોવાથી ભીષણ, ઘણાં હજારો વૃક્ષોથી ખીચોખીચ, ઘણા પહાડો અને સેંકડો નદીઓ હોવાથી દુર્ગમ એવી વિંધ્યાટવીને કુમાર કુવલયચંદ્રે જોઈ.

## જાતિ વૈરવાળાં તિર્યંચોનું વનમાં સાથે રહેવું

૬૩. આવું ભીષણ વન જોતો જોતો કુમાર કુવલયચંદ્ર ગભરાયા વિના સિંહના બચ્ચાની જેમ જરાક આગળ વધ્યો તો ત્યાં એણે જોયુ કે—

હર્ષિત થયેલા વાઘ અને વૃષભ, કેસરી અને ગજેન્દ્ર, મૃગ અને દીપડો નિઃશંકપણે સાથે ફરી રહ્યા હતા. ભેંસોના શિંગડાની અણીને સુખપૂર્વક આંખ મીંચીને ચાટતા ઘોડાને તેમજ પરસ્પર ક્રીડાથી હર્ષ ઉત્પન્ન કરીને સુવર અને વરાહને સાથે ફરતાં જોયાં. ઘોડો અને શિકારી પશુ, ઊંદર અને બિલાડી, સાપ અને નોળિયો અને વૃક્ષની ટોચ પર ઘુવડ અને કાગડો સાથે જોયા. આમ અન્યોન્ય જાતિ વૈરવાળાં પરસ્પર વિરોધી પ્રાણીઓને. વિશ્વાસનિર્ભર રસમાં તરબોળ થઈને સમગ્ર વનમાં સાથે ફરતાં રાજકુમારે જોયા.

એ સાંભળી કુમાર કુવલયચંદ્રે વિચાર્યું, "અહો, આ કોઇક મારું નામ અને ગોત્ર કેવી રીતે જાણતો હશે? ખરેખર, દેવતાઓ દિવ્યજ્ઞાની હોય છે. એણે કહ્યું કે આગળ જવાનું છે અને પૂર્વે નહિ જોયેલું જોવાનું છે. તો તે એવું શું અપૂર્વ જોવાનું હશે? ભલે, દક્ષિણ દિશા તરફ જાઉં. દેવતાઓ અને મહર્ષિઓનાં વચનોનો ઉલ્લંઘ કરાય નહિ." આમ વિચારી કુમારે ચારે દિશા–વિદિશાઓ તરફ નજર કરી એટલે અનેક પર્વતો, વૃક્ષો, વેલી, લતાઓ, ગુલ્મોથી વ્યાપ્ત અને કષ્ટે કરી ચાલી શકાય તેવી મહાવિંધ્યાટવી જોઇ. તે કેવી છે?+ પાંડવસેના જેવી, અર્જુન–ભીમ સરખા યોદ્ધાયુક્ત (અટવી પક્ષે અર્જુન નામનાં અતિ ભયંકર વૃક્ષથી અલંકૃત); રણભૂમિ જેવી, સેંકડો બાણોથી ભરચક અને જ્યાં તરવારનો સમૂહ છે (અટવી પક્ષે સેંકડો સરોવરવાળી અને પક્ષી–સમુદાયયુક્ત); નિશાચરી જેવી, ભયંકર અશુભ શબ્દવાળી અને મેશ સરખી કાળા અંગવાળી (અટવી પક્ષે શિયાળના ભયંકર શબ્દવાળી અને કાળા કાદવથી મલિન); લક્ષ્મી જેવી, મહાગજેન્દ્રયુક્ત અને દિવ્ય પદ્મના આસનવાળી (અટવી પક્ષે મોટા હાથીઓવાળી અને જ્યાં દિવ્ય પદ્મનું અશન કરાય છે તેવી); જિનેશ્વરની આજ્ઞા જેવી, મહાવ્રતો કષ્ટે કરી આચરી શકાય તેવી અને સેંકડો શ્રાવકોથી સેવિત (અટવી પક્ષે મહાવતો પણ જ્યાં કષ્ટે કરી સંચરી શકે તેવી અને સેંકડો શ્વાપદોથી વ્યાપ્ત); રાજાની સભામંડળી જેવી, રાજપુત્રોથી અધિષ્ઠિત અને અનેક સામંતો જેમાં હોય છે એવી (અટવી પક્ષે મોટા રાજપોપટોથી અધિષ્ઠિત અને અનેક સપાટ મેદાનોવાળી); મહાનગરી જેવી, ઊંચા કિલ્લાથી અલંકૃત અને સર્પાકાર શિખરોથી દુર્લંઘ્ય (અટવી પક્ષે ઊંચાં શાલવૃક્ષથી શોભિત અને સર્પની આકૃતિ જેવા પર્વતોથી દુર્લંઘ્ય); મહાસ્મશાન ભૂમિ જેવી, સેંકડો મૃતદેહોથી વ્યાપ્ત અને સળગતા ઘોર અગ્નિવાળી (અટવી પક્ષે સેંકડો મૃગલાઓવાળી અને જ્યાં ઘોર દાવાનળ સળગી રહ્યા છે એવી); લંકાપુરી જેવી, વાંદરાના ટોળાઓથી ભગ્ન મોટા કિલ્લાઓવાળી અને માંસથી વ્યાપ્ત (અટવી પક્ષે પર્વત સમુદાયથી યુક્ત અને મોટા શાલ અને ખાખરાનાં વૃક્ષોથી વ્યાપેલી).

વળી તે અટવીમાં કોઇ કોઇ જગ્યાએ મદોન્મત્ત હાથીએ ભાંગેલા ચંદનના વનમાંથી અતિશય સુગંધ નીકળી રહી છે, કોઇ જગ્યાએ ભયંકર વાઘે કરેલ શિકારથી હણાયેલ જંગલી ભેંસોના લોહીથી તે લાલ બનેલ છે, કોઇ જગ્યાએ પરાક્રમી સિંહના અણિયાળા નખથી ચીરેલા હાથીના મસ્તકમાંથી નીકળેલાં ચળકતાં મોતીઓ નજીક નજીક વેરાયેલાં પડેલાં હોવાથી તે શોભી રહી છે, કોઇ જગ્યાએ વરાહની દાઢના અભિઘાતથી વનનાં મદોન્મત્ત પાડાઓ ઘાયલ કરાયા છે, કોઇ જગ્યાએ મદોન્મત્ત મોટી ભેંસો લડતી હોય છે અને તેનાં ગળાં ઘસાવાથી ભયંકર ચીસો નીકળી રહી છે, કોઇ જગ્યાએ ભીલડીઓનો

+ કવિએ અહીં વિંધ્યાટવી માટે જે જુદી જુદી ઉપમાઓ યોજી છે તે શ્લેષમૂલક છે. ઉપમાન અને ઉપમેય વચ્ચે જે સમાન તત્ત્વ બતાવવામાં આવ્યું છે તેનો એક અર્થ ઉપમેયને લાગુ પડે છે અને શ્લેષથી બીજો અર્થ ઉપમાનને લાગુ પડે છે. અહીં ઉપમેય અટવી પક્ષે જે અર્થ થાય છે તે કૌંસમાં આપેલો છે.

સમુદાય ચણોઠીઓ એકઠી કરી રહ્યો છે, કોઇ જગ્યાએ દાવાનળ સળગવાને લીધે વાંસનાં વન ફાટવાથી તેમાંથી નીકળેલાં ઉજ્જવલ મોતીઓથી તે ઉજ્જવળ બની છે, કોઇ જગ્યાએ ભીલો અને શિકારીઓ વડે મૃગલાઓ હણાઈ રહ્યાં છે, કોઇ જગ્યાએ હવામાં પ્રસરેલી મોટી ખૂમરાણથી ભયંકર બનેલી, કોઇ જગ્યાએ કઠોર તાપસોના મંત્રાક્ષરમય શબ્દોવાળી. કોઇક જગ્યાએ આનંદથી કળા કરેલા મોરના સમુદાયથી શોભતી, કોઇક જગ્યાએ મધુથી મત્ત અને હર્ષિત ભ્રમર અને ભ્રમરી ગણના ઝંકાર–શબ્દથી મનોહર, કોઇક જગ્યાએ ફળ-સમૃદ્ધિથી આનંદિત થયેલા મેનાપોપટે કરેલા કિલકિલાટના શબ્દોથી સુંદર, કોઇક જગ્યાએ એક માત્ર વાળના લોભથી ચમર–ચામરી પશુગણો હણાઇ રહ્યા છે, કોઇક જગ્યાએ ઉદ્ધત-પણે ફરતા વનના ઘોડાઓના હેષારવ થઇ રહ્યા છે, કોઇક જગ્યાએ જંગલી મનુષ્યોનાં બાળકો મધમાખીઓને મારી રહ્યા છે અને કોઇક જગ્યાએ કિંનર યુગલના સંગીતમધુર ગીતશ્રવણથી રસાધીન બની એકઠાં થઇ નિશ્ચલપણે હાથી. ગાય, મૃગસમુદાય અને બીજા પશુઓ બેઠેલાં છે. વળી—

મનોહર વનકેસુડાં, સલ્લકી. વાંસ, હિંતાલ, તાડનાં વૃક્ષોથી વ્યાપ્ત, સાલ, અર્જુન લીંબડો, બાવળ, બોરડી, કેરડો, આંબો, જાંબુ, ખાખરા, અશોક, સોપારી, ચંદનવૃક્ષો અને નાગવૃક્ષો વાળી. ખીલેલા અને ન ખીલેલાં પુષ્પોવાળી ડાળીઓ, સપ્તચ્છદની સુગંધમાં લીન થતાં વિવિધ પક્ષીઓ, સારંગ જાતિનાં મૃગોના કોલાહલ, સ્વચ્છંદ ઝંકાર કરતી ચામરી ગાયો અને ઉત્તમ પ્રકારનાં બળદોના સમૂહ વડે મનોહર દેખાવવાળી. વળી પ્રસરેલી શોભાવાળાં ચંદનવૃક્ષોની સુગંધમાં લુબ્ધ ભમરાઓના ગુંજારવથી જાગી ગયેલાં સિંહના બચ્ચા વડે ઘાયલ કરાતાં હાથીના કુંભસ્થળમાંથી ઊછળતાં મુક્તાફળથી શોભિત, ભીલોના સમુદાયના શબ્દથી અને ગધેડાના ભૂંકવાના અવાજથી ભય પામેલાં હરણોના દોડવાથી ઊડેલા પવનને લીધે ખીલેલાં વૃક્ષોની શાખાએ લાગેલાં જે પુષ્પો પડતાં હતા તેનાથી શોભિત અને ઘણા શ્વાપદોથી સેવિત હોવાથી ભીષણ, ઘણાં હજારો વૃક્ષોથી ખીચોખીચ, ઘણા પહાડો અને સેંકડો નદીઓ હોવાથી દુર્ગમ એવી વિંધ્યાટવીને કુમાર કુવલયચંદ્રે જોઈ.

### જાતિ વૈરવાળાં તિર્યંચોનું વનમાં સાથે રહેવું

૬૩. આવું ભીષણ વન જોતો જોતો કુમાર કુવલયચંદ્ર ગભરાયા વિના સિંહના બચ્ચાની જેમ જરાક આગળ વધ્યો તો ત્યાં એણે જોયુ કે—

હર્ષિત થયેલા વાઘ અને વૃષભ. કેસરી અને ગજેન્દ્ર, મૃગ અને દીપડો નિઃશંકપણે સાથે ફરી રહ્યા હતા. ભેંસોના શિંગડાની અણીને સુખપૂર્વક આંખ મીંચીને ચાટતા ઘોડાને તેમજ પરસ્પર ક્રીડાથી હર્ષ ઉત્પન્ન કરીને સુવર અને વરાહને સાથે ફરતા જોયાં. ઘોડો અને શિકારી પશુ, ઊંદર અને બિલાડી, સાપ અને નોળિયો અને વૃક્ષની ટોચ પર ઘુવડ અને કાગડો સાથે જોયા. આમ અન્યોન્ય જાતિ વૈરવાળાં પરસ્પર વિરોધી પ્રાણીઓને. વિશ્વાસનિર્ભર રસમા તરબોળ થઇને સમગ્ર વનમા સાથે ફરતાં રાજકુમારે જોયા.

આવા પ્રકારનું વૃત્તાન્ત જોઈ કુમાર કુવલયચંદ્રે વિચાર્યું, "જરૂર, આ વન વિસ્મય-કારક જણાય છે. કારણ કે સકલ શાસ્ત્રોમાં અન્યોન્ય વિરુદ્ધ જાતિવાળાં જે પ્રાણીઓ વિશે ભણીએ છીએ તે તો અહીં સાથે રહીને આનંદ કરે છે. ખરેખર આ એક આશ્ચર્ય છે. તો કયા કારણથી આમ બન્યું હશે? અથવા હું વિચારી જોઉં. હં....ઉત્પાતકાળમાં કોઈક વખત વિરોધીઓ વચ્ચે પણ પ્રેમ થાય ખરો, જેમ બીજી બાજુ પ્રેમાધીન બનેલા વચ્ચે પણ ઉત્પાતકાળમાં કલહ થાય તેમ. પરંતુ અહીં તો ઉત્પાત જણાતો નથી, કારણ કે સ્નેહ-યુક્ત સ્વરવાળાં તેઓ ક્રીડાથી ખુશ થયેલાં અને માંહોમાંહે શાન્તરૂપે દિશાસ્થાનમાં રહેલાં છે; જો ઉત્પાત હોય તો પક્ષીઓ અને પશુઓ અભિમાની શબ્દ કરતાં હોય, ઉગ્રસ્થાનમાં રહેલાં હોય અને કાનને અપ્રિય એવો સતત કર્કશ અવાજ કરતાં હોય. પરંતુ આ તો બધાં શાન્ત છે. તેથી જણાય છે કે ઉત્પાત નથી. તો પછી શું હશે? અથવા....હાં મને સમજાયું. જરૂર નજીકમાં કોઈ મહર્ષિ મહાત્મા પુરુષ વસતા હોવા જોઈએ. તે ભગવાનના ઉપશમ પ્રભાવથી વિરુદ્ધ સ્વભાવવાળાં પક્ષીઓ અને પશુઓ પરસ્પર પ્રેમવાળાં બન્યાં છે. આ પ્રમાણે વિચાર કરતો કુમાર કુવલયચંદ્ર જેટલામાં થોડે દૂર ગયો તેટલામાં—

અતિ સ્નિગ્ધ, લીલાં ઘણાં નવાં પાંદડાંઓ અને કુંપળોવાળું, મેઘવૃંદ જેવું વડનું મોટું વૃક્ષ કુવલયચંદ્રે જોયુ. આ વડનું વૃક્ષ વૃદ્ધ તાપસ જેવું છે. જેમ તાપસ જટાના સમૂહને બાંધે છે તેમ વડની વડવાઈઓ જટા જેવી લાંબી લટકે છે; તાપસ પાસે કમંડળ હોય છે તેમ વડની નીચે કુંડી-ક્યારો હોય છે; તાપસ વૃદ્ધ હોવાને લીધે કંપે છે તેમ પવનને લીધે વડની ડાળીઓ થરથર કંપે છે. આ વૃક્ષ ઉપર ઘણાં પક્ષીઓ કોલાહલ કરી રહ્યાં હતાં અને તેથી સ્ફુરાયમાન થતી એની શાખાપ્રશાખા વડે તે શોભી રહ્યો છે. બ્રાહ્મ-ણને પ્રથમ કલ્પનું જેમ પારાયણ કરાવવામાં આવે તેમ આ વૃક્ષને નવી કુંપળો ઊગી છે. આ વૃક્ષને જોઈને સ્તબ્ધ અને ચપળ લોચનવાળો રાજકુમાર તે દિશા તરફ ચાલ્યો.

**મુનિસમાગમ×**

+ ૬૪. કુમારે વિચાર્યું કે 'આ વડલાનું આડ રમણીય અને નયન-મનોહર છે, માટે એ જ જોઉં.' એમ વિચારી તે વડલાની જટા પાસે પહોંચ્યો. ત્યાં જોયુ તો—

તપ અને નિયમથી સુકાયેલા શરીરવાળા હોવા છતાં પણ તેજથી દીપતા, ધર્મનું મૂર્ત સ્વરૂપ હોય તેવા શાન્ત મુનિને જોયા. વળી તે લક્ષ્મીના આવાસ જેવા, શ્રીના ઘર જેવા, કાંતિના સ્થાન જેવા, ગુણોના ભંડાર જેવા, ક્ષમાની ખાણ જેવા, બુદ્ધિના મંદિર જેવા, સૌમ્યતાના આલય જેવા, સ્વરૂપના નિકેતન જેવા, દાક્ષિણ્યના મહેલ જેવા, તપલક્ષ્મીના ઘર જેવા હતા. વધારે શું કહેવું?

મૃગલંછન અને વાંકા પણાથી રહિત (મુનિપક્ષે મદ અને માયાથી રહિત) હોવાથી અપૂર્વચંદ્ર જેવા. મુનિને જોવાથી ચંદ્રકાન્ત મણિમાંથી જેમ પાણી ઝરે તેમ જીવોની કર્મ રજ ક્ષીણ થતી હતી. જેટલામાં કુવલયચંદ્રે તે મુનિને જોયા તેટલામાં તેમની ડાબી

× આ સાગરદત્ત મુનિનો સંબંધ આગળ ૧૯૬ મી કંડિકામાં આવશે.

બાજુએ ચંદ્રથી અધિક સૌમ્ય અને સૂર્ય જેવી કાંતિવાળા દિવ્યાકારધારી બીજા મહાપુરુષને પણ જોયા.

તે દિવ્ય પુરુષની ચરણાંગુલિનાં નિર્મળ નખકિરણોથી ઝાંખો પડી ગયેલો ચંદ્ર નક્કી શરમાઈને રાત્રે બહાર નીકળવાવાળો બન્યો લાગે છે; એમનાં મનોહર, ઉન્નત, નિર્મળ, નિષ્કલંક શોભાવાળાં ચરણયુગલે જરૂર કાચબાને હરાવ્યો લાગે છે જેથી તે પોતાનું મોઢું છુપાવે છે; એમની દીર્ઘ, પુષ્ટ, સુકોમળ જંઘાએ હાથીની સૂંઢને હરાવી દીધી લાગે છે અને તેથી તે લાંબા, અસ્પષ્ટ સીસકારા રૂપે પોતાનો શોક વ્યક્ત કરે છે; એમના અતિ કર્કશ, પુષ્ટ, બરાબર ગોળ નિતંબથી શરમાઈ જઈને સિંહે વનવાસ સ્વીકાર્યો લાગે છે; એમના અતિપુષ્ટ, પહોળા, કઠણ, સુવર્ણ શિલાતલની કાંતિવાળા મનોહર વત્સપ્રદેશને જોઈને પોતાની ઊણપથી શરમાઈ જઈને કૃષ્ણ શ્યામ બની ગયા છે; એમનું મોટી અને લાંબી આંખોવાળું, તેજસ્વી, સ્ફુરાયમાન સૂર્યકિરણોથી કેસરાવાળું મુખ જોઈને કમળ લજ્જાથી બિડાઈ ગયું લાગે છે; અત્યંત સુંવાળા, ચળકતા, સરખા ઓળેલા, મનોહર, શોભાયુક્ત કેશસમુદાયથી નક્કી હારેલા ભમરાઓ આકાશમાં ગુંજારવ કરવા લાગ્યા છે; આમ, વનમાં અને સકલ લોકમાં જે જે કંઈ સુંદર હતું તેમાંથી વીણી વીણીને જરૂર તેનું નિર્માણ થયું હશે!

આમ વિચારી કુમાર કુવલયચંદ્રે મુનિની જમણી બાજુએ કમળપત્ર જેવી પોતાની શ્યામ દૃષ્ટિ લંબાવી. ત્યાં એણે લાંબું પૂછડું વાળવાથી જેના શરીરનો મધ્યભાગ શોભી રહ્યો છે અને જેનો કેશવાળીનો જથ્થો ઊડી રહ્યો છે એવા એક સિંહને જોયો. ગજેન્દ્રના કુંભસ્થળમાંથી જેના નખાગ્ર લાગવાથી મોતી બહાર નીકળી પડેલાં છે એવા, જેની તેજસ્વી મુખરૂપી ગુફામાં ચપળ, પાતળી, લાંબી જિહ્વા છે એવા, જેણે ભયંકર કઠોર, શ્વેત દાંતરૂપી કરવતથી ગજેન્દ્રને કાપી નાખ્યો છે, નખરૂપી અંકુશનો ઘાત કરવાને સમર્થ, જેણે વનની ભેંસને ગબડાવી દીધી છે, વિકરાળ મુખવાળા અને સ્વભાવથી ભયંકર છતાં ઋષિના ચરણપ્રભાવ વડે કરીને પ્રશાન્ત મન અને મુખવાળા સિંહને કુમારે તે ક્ષણે જોયો.

* ૬૫. ત્યાર પછી આ પ્રમાણે જોઈ રાજપુત્રે વિચાર્યું, અહો!—

ધર્મ, અર્થ અને કામ આ ત્રણે આ રૂપે જ શું હશે? અથવા ત્રણે લોકના ઉદ્ધરેલા સાર એવા આ હશે? જે પ્રમાણે કોઈક દેવે પહેલાં કહ્યું હતું તેવું જ હું જોઉં છું:

'આજે તારે દક્ષિણ દિશામાં એક ગાઉ માત્ર જવાનું છે અને ત્યાં જઈને પૂર્વે નહિ જોયેલું એવું કંઈક તારે જોવાનું છે.'

અહીં નરેન્દ્ર અને મૃગેન્દ્ર એ બેની વચ્ચે બેઠેલા, તપતેજથી દીપતા, પોતાનું મુનિપણું સાધતા કોઈ મહર્ષિ દેખાય છે. શાસ્ત્રોમાં સંભળાય છે કે દેવતાઓ અને મહર્ષિઓ અવશ્ય દિવ્યજ્ઞાની હોય છે. માટે સકલ ત્રૈલોક્યને વંદન કરવા યોગ્ય એવા તેમની પાસે જઈ, ચરણયુગલમાં વંદન કરીને અશ્વ-અપહરણ વિશે પૂછું. શા માટે મારું અપહરણ

થયું? અથવા તેનું કારણ શું? આ અશ્વ તે કોણ? આમ વિચારતો વિશાળ શિલાપટ્ટ ઉપર બિરાજમાન મહામુનિની પાસે તે કુમાર પહોંચ્યો. એટલે જળથી ભરેલા મેઘના ગંભીર શબ્દની શંકાથી આનંદમાં આવી ગયેલો મોર જેમ ટહુકાર કરે તેમ ધીર-મધુર સ્વરથી સાધુએ કહ્યું, "હે ચંદ્રવંશના મુખ્યચંદ્રના તિલક સમાન કુવલયચંદ્ર કુમાર! તને સ્વાગત હો; આવ." આમ પોતાનાં નામ અને ગોત્ર ઉચ્ચારનાર તે સંભાવિત અતિશયોવાળા મુનિને જોઇ વિકસિત રોમરાજીવાળો, શોભિત અંગવાળો, વિનયથી નમેલ એવા રાજકુમારે સકલ સંસારના સ્વભાવને જાણનાર મહામુનિના ચરણયુગલમાં નમસ્કાર કર્યો. ભગવંતે પણ સમગ્ર ભવભય દૂર કરનાર, સિદ્ધિસુખ કરનાર એવા 'ધર્મલાભ' મહારત્નથી આવકાર્યો. તે દિવ્ય પુરુષે પણ સંભ્રમપૂર્વક કલ્પવૃક્ષની નવી કુંપળ જેવો કોમળ, માણિક્યના કડા-આભૂષણથી શોભતો જમણો હાથ લંબાવ્યો. એટલે રાજપુત્રે પણ પોતાની ભૂજા લાંબી કરી હથેળી વડે સંભ્રમપૂર્વક તેની હથેળી ગ્રહી, કંઇ નમીને મસ્તકથી પ્રણામ કર્યા. મહાવનના મદોન્મત હાથીના ગંડસ્થળથી ગળતા મદજળ વડે જેની કેશવાળીના વાળ કડક થયા છે અને જેણે લાંબું પૂછડું ગોળ વાળેલું છે, એવા સિંહે પણ કર્ણયુગલ પ્રશાન્ત કરી, આંખો જરાક મીંચીને રાજપુત્રનો સત્કાર કર્યો. હર્ષથી વિકસિત થતા અને હૃદયનો સ્નેહ પ્રગટ કરવાથી રોમાંચિત બનેલા કુમારે પણ પોતાની ઉજ્જ્વળ અને સ્નેહવાળી દૃષ્ટિથી સિંહને જોયો. પછી મુનિ જે ચંદ્રમણિ શિલાતલ પર બિરાજમાન થયા હતા, તેનાથી બહુ દૂર નહિ એવી રીતે તે મુનિની પાસે બેઠો. તે સુખપૂર્વક બેઠો એટલે ભગવંતે કહ્યું, "હે કુમાર! તે એમ વિચાર્યું હતું કે આ મુનિને એ વાત પૂછું કે મારું અપહરણ કોણે કર્યું? તેનું શું કારણ? અને તે ઘોડો તે કોણ? આ વાત હું તને વિસ્તારપૂર્વક કહીશ માટે તે સાવધાન થઈને સાંભળ." એટલે કુમારે વિનયપૂર્વક કહ્યું, "હે ભગવંત, આપે મોટી કૃપા કરી. મારા હૃદયમાં ઇચ્છેલી વસ્તુ આપ કહો છો." એમ કહી રાજપુત્રે હાથની આંગળીનાં નખરત્નનાં કિરણોથી રંગાયેલી અંજલિ કરી. ભગવંતે પણ વિલંબરહિતપણે અને ઉતાવળ વિના ભવ્યોનાં હૃદયને શાંતિ આપનાર, આ પ્રમાણે કહેવાનું શરૂ કર્યું:

**સંસારસ્વરૂપ**

* ૬૬. અનંત એવા સંસારમાં નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચાર ગતિને વિશે એક માત્ર સિદ્ધિ સિવાય એવી વસ્તુ નથી કે જે જીવ નથી પામતો. હે સુંદર! જેના વિયોગમાં મોહથી મૂઢ મનવાળા બની જીવને પણ ધારણ કરી શકતા નથી તેઓ દેશને પણ જોવા સમર્થ થઇ શકતા નથી. મૂઢ મનવાળાએ સેંકડો મનોરથ કરવા પૂર્વક જેને વૃદ્ધિ પમાડયો, પાછળથી તેને જ ખેરના ઝાડ માફક છેદે છે. જે જીવે પોતે પોતાના જીવિતથી, સ્વશક્તિથી રક્ષણ કર્યું, તેને જ મૂઢ બની તલવારના પ્રહાર કરી તેઓ ચીરી નાખે છે; કોમળ હથેલીથી જેનાં અંગો પંપાળ્યાં, દબાવ્યાં તેને જ વળી મૂઢ બની કરવત યંત્ર વડે ફાડે છે. આશાના નચાવ્યાથી તૃષ્ણાવાળો બની જેને

કાળમાં જે માતાનું સ્તનપાન કર્યું તેનું જ, વિષમ એવા ભવારણ્યમાં લોહી પીધું. જે ગુરુના ચરણકમળમાં ભક્તિથી નમસ્કાર તથા સ્તુતિ કર્યાં તેને જ નિર્દય રીતે લાત મારી બિચારા ગુરુને પણ ચૂરી નાખ્યા. જેના મરણ વખતે આંસું સુકાય નહિ એવું રુદન કર્યું અને પછી ( મહેશ્વર બ્રાહ્મણની જેમ ) તેના જ માંસ વડે મરણોત્તર ક્રિયા કરી. ભક્તિ બહુમાનપૂર્વક જે માતાની પૂજા કરી તેની સાથે જ મદનમોહ જન્મતાં પોતાની મહિલાની જેમ વિષયક્રીડા કરી. પુત્ર પણ પતિ બને છે અને પતિ પણ પુત્ર બને છે; પત્ની માતા બને છે અને માતા પત્ની બને છે; વળી પિતા મૃત્યુ પામીને અર્થાત્ બીજા જન્મમાં દાસ બને છે અને દાસ પિતા બને છે; ભાઈ શત્રુ બને છે અને શત્રુ સગો ભાઈ બને છે; સેવક શેઠ બને છે અને માલિક મરીને વળી પાછો સેવક થાય છે. અસાર એવા આ સંસારમાં જીવોની આવી ગતિ બને છે.

હે કુમાર ! બીજું શું કહેવું ?–

જેમ સખત વાયરાથી ઊડેલું પાંદડું પહાડની ખીણમાં આમતેમ અથડાય છે તેમ પાપરૂપી પવનથી પ્રેરાયેલ જીવ પણ ચારે ગતિમાં અથડાયા કરે છે.

તેથી હે કુમાર ! આમ વિચારવું કે–

કોઈ કોઈનો પિતા નથી, માતા નથી, પુત્ર કે પત્ની નથી, તેમ કોઈ કોઈનો મિત્ર નથી, શત્રુ નથી, કોઈ બંધુ નથી કે કોઈ સ્વામી કે સેવક નથી. પરંતુ અધન્ય જીવો મોહથી પોતે પૂર્વે કરેલા કર્માનુસાર સુખ કે દુઃખ ભોગવે છે. વળી તે પાપ ભોગવતાં મૂઢ મનવાળા જીવો ફરી નવાં પાપકર્મ બાંધે છે અને પાપ બુદ્ધિથી બાંધેલાં તે કર્મો લાખો ભવ સુધી ભોગવવાં પડે છે. અથવા–

નદીકિનારે રેતીમાં બાળકો ખોટાં ઘર બનાવી રમે છે તેમ મૂઢાત્માઓ યથાર્થ નહિ એવાં માતા-પિતા-પુત્રની પરંપરા માને છે. આ સંસારરૂપી નદીકિનારે બાળક સરખા મૂઢ અને અજ્ઞાની આત્માઓ ઘડીકમાં લડે છે, ઘડીકમાં સાથે બેસી ઉજાણી કરે છે અને એકબીજાના ઘરે જાય છે. તેથી હે કુમાર કુવલયચંદ્ર ! આવા પ્રકારના આ સંસારવાસમાં ક્રોધ, માન, માયા, લોભ અને મોહથી બનેલા મૂઢ મનવાળાં એવા આપણા વડે જે અનુભવ થયો છે તે હું તને, ઘોડાએ અપહરણ કર્યું ત્યાં સુધી, કહું છું તે એકાગ્રચિત્તથી સાંભળ–



## પ્રકરણ પાંચમું

### મુનિનો આત્મવૃત્તાન્ત અને કુમારહરણનું કારણ

* ૬૭. ઘણા યજ્ઞસ્તંભોથી વ્યાપેલો, નિરંતર હવનના ધૂમાડાથી ઝાંખા પીળા રંગના આકાશવાળો, ભેંસોનાં સેંકડો ટોળાંઓ સંચરતાં હોવાથી કાળી કાન્તિવાળો, હજારો ફરતી ગાયોને લીધે સફેદ અને ત્રાંબાવર્ણવાળો, લીલા ઘાસ અને પુષ્કળ ધાન્યની સંપત્તિ રૂપી પાંપણવાળા લોચનયુગલ જેવો પૃથ્વીરૂપી મહિલાને વત્સ નામનો દેશ છે. જ્યાં—

પવનથી ડોલી રહેલા સફેદ શેરડીના પત્રના સલસલ શબ્દથી અતિ ગભરાયેલ, પૂર્ણ ચંચળ આંખોવાળી મૃગલીઓનાં ટોળાં રણપ્રદેશમાં ફરે છે; પૂર્ણ ચંચળ આંખવાળી મૃગલીઓને જોવાથી પોતાની પ્રિયાની આંખો જેણે યાદ કરી છે એવો મુસાફર લેપની પ્રતિમા જાણે ન હોય તેવો શૂન્ય મનવાળો બની ગયેલો છે; મુસાફરોને દીન બનેલા જોવાના વિસ્મય રસથી પોતાનાં કરવાનાં કાર્ય જેઓ ભૂલી ગયા છે એવા ગામડિયાઓ ચલનિશ્ચલ નયન યુગલવાળા બની ગયા છે; ગામડિયાઓનાં નિશ્ચલ બનેલાં નયનને કમળ સમજીને, કેતકીની ગંધની દરકાર વગર ભ્રમરની શ્રેણી એની વારંવાર અભિલાષા કરે છે; ભ્રમરોની શ્રેણી એકઠી થવાથી ભ્રમરોના રુણુરુણુ શબ્દથી ઉત્પન્ન થયેલ મદનને લીધે યુવાન વર્ગ ઉત્કંઠા પૂર્વક વાણી ઉચ્ચારે છે; જે વત્સદેશમાં કંઇક નાના કાર્યનાં કારણોની પરંપરાથી વિસ્મયરસગર્ભિત કાર્યની શ્રેણી પૂર્ણ થતી નથી. જ્યાં આગળ ડાંગર તથા ઘાસ અને મોટા ખળાઓ કલમ જાતિના ચોખાની રિદ્ધિ જણાવે છે; દેવમંદિરના મંડપો અને શિખરોથી લોકોની ધર્મપ્રવૃત્તિ જણાય છે; એઠાં ભોજનવાળા શકોરાં વડે કરી ગામમાં મોટા ભોજનસમારંભોની ખબર પડે છે; ઊંચાં ભુજદંડયુગલ જેવા કોલુ (શેરડી પીલવાનું યંત્ર) વડે શેરડીના વનની સામગ્રી સૂચવાય છે; મહાસમુદ્ર જેવાં તળાવના બંધો વડે દેશનો વૈભવ માપી શકાય છે; જ્યાં આગળ પાણીની પરબો, વિશ્રાંતિ લેવા માટે મંડપો, ધર્મશાળાઓ, દાનશાળાઓ, સદાવ્રત ખાતાંઓ લોકોના દાનપ્રવાહને સૂચવે છે; મોટી ઘંટડીઓનાં ખર મધુર અને કઠોર રણકારથી ગામની ગોધન સમૃદ્ધિ જણાય છે, જ્યાં આગળ હંસોએ ખંડિત કરેલા કમળોના કેસરાઓ તથા કામીજનોએ ખંડિત કરેલા વિલાસિનીઓના હોઠ નજરે પડે છે; જ્યાં આગળ રાજહંસોના પરિવારવાળી વાવડીઓ અને મોટી રાજસભાઓ દેખાય છે; જ્યાં આગળ રાજ્યાંગણમાં જેમ રાજપુત્રો તેમ પાંજરામાં રાજશુકો ક્રીડા કરે છે; જ્યાં આગળ ઉત્તમ રથમાં ચક્રોના પાટા તેમ નદી કિનારે

ચક્રવાકમિથુનો દેખાય છે; જ્યાં આગળ જિન ભવનમાં જેમ શ્રાવકો સેવા કરે છે તેમ શ્વાપદો મહાઅરણ્યને સેવતાં દેખાય છે. વળી—

નદીના પાણીમાં નાહીને તરલ અને સ્વચ્છ થયેલા, ચંદનના તિલકવાળા અને તમાલના જેવા કાળા ચોટલાવાળા શુદ્ધ બ્રાહ્મણ જેવા, મનોહર શોભાવાળા તે દેશને પૃથ્વી ધારણ કરી રહી છે.+

## કૌશાંબીનગરી

૬૮. તે વત્સદેશમાં જાણે દેવમંદિરની શોભા ધારણ કરતા હોય તેવા મનોહર, ઊંચી અટારીવાળા મહેલોની હારથી શોભતી, જાણે અમરાપુરીનું પ્રતિબિંબ હોય તેવી કૌશાંબી નગરી છે. ઉજ્જવળ ગૃહનાં શિખરો, બગીચાઓ, ભમતા વાંદરાઓએ ઉત્પન્ન કરેલી શોભા અને ક્રીડા–પર્વતોને લીધે આ નગરીની પ્રસિદ્ધિ વિદ્યાધરોમાં સંભળાય છે. ચારે પાસ ઊંડા પાણીની ખાઇ હોવાથી દેવતાઓ અચાનક જ્યારે એને જુએ છે ત્યારે આ નગરીને સમુદ્રથી વીંટળાયેલ અને વેદિકાવાળો જંબૂદ્વીપ માને છે. સૂર્યના ઘોડાઓના મુખમાંથી દોડવાના થાકને લીધે નીકળેલા ફીણ જેવી ઉજ્જવળ અને પવનથી લહેરાતી કોટિ ધજાઓનો સમૂહ આ નગરી ધરાવે છે. આ નગરીમાં ભવનની ટોચ પર લાગેલા, આકાશલંઘન કરવામાં મંદ એવા ચંદ્રને અભિસારિકાઓ પ્રેમગર્ભિત રીતે ઉપાલંભ આપે છે. આ નગરીની હવેલીઓની અગાસીઓમાં મણિરત્નની ફરસભૂમિ હોવાથી તેજસ્વી પ્રતિબિંબોમાં શત્રુ મોરની શંકા થવાથી મોર એકદમ ત્યાં આવતા નથી. આ નગરીનું આથી વિશેષ શું વર્ણન કરીએ? જે જે કંઇ આ નગરીમાં દેખાય છે તે અન્ય નગરીમાં નક્કી સર્વ ક્વચિત્ હોય છે.

ત્યાં એવી કોઇ ખાઇ નથી જે નિર્મળ જળથી ભરેલી ન હોય, અને નિર્મળ જળાશયો એવાં કોઇ નથી કે જેમાં તાજા રસવાળાં લાલ કમળ શોભી રહ્યાં ન હોય; રસવાળાં લાલ કમળો એવાં કોઇ નથી જેનું હંસકુળોએ ચાંચથી ભક્ષણ કર્યું ન હોય; હંસકુળવાળું એવું કોઇ સ્થળ નથી કે જ્યાં નીલકમળદલ શોભતાં ન હોય અને એવાં કોઇ નીલકમળદલ નથી કે જેને ભ્રમણ કરવાવાળા ભ્રમરકુળોએ ચુંબન કર્યું ન હોય; ભ્રમરકુળવાળું એવું કોઇ સ્થળ નથી જ્યાં પુષ્પની રજ કેસરી રંગવાળી બની ન હોય અને ત્યાં એવી કોઇ પુષ્પની રજ નથી કે જે ખૂબ પ્રસરતી એવી સુગંધરસ બહેલાવતી ન હોય. વળી–

મધુદૈત્યને મથન કરનાર કૃષ્ણની પ્રિયા લક્ષ્મી સમુદ્રના મધ્ય ભાગમાં શોભે છે તેવી, અથવા ત્રિકુટ પર્વતના શિખર ઉપર લંકા નગરી શોભે છે તેવી, અથવા ઇન્દ્રની અલકા નગરી જેવી આ નગરી રત્નસુવર્ણથી શોભે છે. એવી આ નગરીને દેવતાઓ પણ આશ્ચર્યથી જુએ છે.

+ અહીં બ્રાહ્મણને માટે પ્રયોજેલાં વિશેષણો શ્લેષથી દેશને પણ લાગુ પડે છે.

રાજા પુરંદરદત્ત

→ ૬૯. આવા પ્રકારની આ મહાનગરીને પુરંદરદત્ત નામનો રાજા પ્રિય પત્નીની જેમ ભોગવે છે.

ઊંચા કુલપર્વતના શિખર પર કલ્પવૃક્ષ જેમ પ્રિય પક્ષીગણ માટે વિશ્રામસ્થાન, ચિંતિત પદાર્થને આપનાર તથા દૃઢમૂલ હોય છે તેવો આ રાજા છે. ( અર્થાત્ તે વિનીત, પ્રજા પ્રત્યે વત્સલતાવાળો, ચિંતિત મનોરથ પૂરા કરનાર તથા ઊંડાં વંશ-મૂળવાળો છે. )

વળી તે રાજા પતિવિયોગમાં શત્રુપત્નીઓ પ્રત્યે ખેંચેલી તલવારની કિરણશ્રેણી જેવો કઠોર અને મેઘ જેવો દુઃસહ, પોતાની પ્રિય કામિની વર્ગ પ્રત્યે અભિમાનયુક્ત ઐરાવતના કુંભસ્થળ જેવા સ્તનકળશ ઉપર કમળ જેવી કોમળ બાહુલતાનો ટેકો આપનાર, માની પત્નીઓ પ્રત્યે પ્રત્યક્ષ કૃત્રિમ કોપ કરનારની કૃપા મેળવવા પગે પડનાર, સ્વજન-વર્ગ પ્રત્યે હંમેશાં દાન આપવા માટે લાંબો હાથ કરનાર, મિત્રવર્ગ પ્રત્યે સદ્‌ભાવ સ્નેહ અને ગમ્મત સાથે હસીને તાળી આપનાર, સેવકવર્ગ સાથે સર્વ કૃપાની નજરવાળો, વડીલ-વર્ગ પ્રત્યે વિનયપૂર્વક ભક્તિથી નમસ્કાર કરનાર હતો. તેના ગુણસમુદ્ર માટે પ્રયત્ન અને ખેદથી શ્રાન્ત બની ઊંઘી ગયેલાઓને સ્વપ્નાંતરમાં પણ 'એવો એવો રાજા' એમ દેખાય છે. એ રાજાને પોતાના જેવા મંત્રીઓ હતા, મંત્રીઓ માફક મિત્રવર્ગ હતો, મિત્રવર્ગ માફક મહિલાવર્ગ હતો, મહિલાવર્ગ માફક વિલાસિનીવર્ગ હતો, વિલાસિની વર્ગ જેવો પરિવાર હતો, પરિવાર જેવો નરેન્દ્રલોક હતો, નરેન્દ્રલોક જેવો દેવસમુદાય હતો, દેવલોક જેવો સર્વગત ગુણસાગર હતો, અને ગુણસાગર જેવો યશપ્રભાવ હતો.

ગુણસમૃદ્ધ તે રાજામાં માત્ર એક દોષ હતો કે સુખરૂપી વૃક્ષના મૂળ સમાન જિન-વચનમાં તેને શ્રદ્ધા ન હતી.

તે રાજાને પરંપરાથી પૂર્વપુરુષ-ક્રમાગત એક મહામંત્રી હતો. ચારે પ્રકારની બુદ્ધિએ એના મનને આલિંગન કર્યું હતું, અને બૃહસ્પતિની જેમ વડીલ તથા સર્વ મંત્રી અને સામંતોએ વાસવ મહામંત્રી એવું નામ બોલી તેનો જય બોલાવ્યો હતો. રાજા તે મંત્રીને દેવ, ગુરુ, પિતા, મિત્ર, બંધુ અને સ્નેહીની જેમ માનતો હતો. વળી—

વિદ્યા, વિજ્ઞાન, ગુણાધિકતા અને દાનાદિ ગુણરૂપી ભૂષણોના સમુદાય સાથે જો સમ્યક્ત્વ હોય તો તે મુગટમાં ચુડામણિ જેવું છે. જિનવચનથી બહાર ( અર્થાત્ જિનાજ્ઞારૂપી સમ્યક્ત્વથી રહિત ) જે કંઇ પણ ગુણો અંગીકાર કરે તે કાસ પુષ્પથી પણ તુચ્છ છે. સમકિત દૃષ્ટિ મેરુ પર્વતના ભારથી પણ વધારે વજનદાર અર્થાત્ મહાન મનાય છે.

પોતાના મંત્રી સાથે તે રાજા સર્વ પૃથ્વી મંડળને કંઇક બુદ્ધિ વડે, કંઇક દાન વડે. કંઇક પરાક્રમથી, કોઇ વખત શાંતિથી, કોઇ વખત ભેદનીતિથી, કોઇ વખત વિજ્ઞાનથી, કોઇક વખત દાક્ષિણ્યથી, કોઇક વખત ઉપકારથી અને કોઇક વખત મીઠાશથી સ્વાધીન કરી તેનું પાલન કરી રહ્યો હતો.

* ૭૦. હવે, એક દિવસે આવશ્યક કાર્યો પતાવીને મહામંત્રી વાસવ સ્નાન કરી. પવિત્ર થઇ અરિહંત ભવગંત, ત્રિલોકના બંધુની પૂજા માટે દેવગૃહમાં પ્રવેશ કરી રહ્યો હતો. ત્યારે દ્વારભાગમાં જુદાં જુદાં પુષ્પોની ગંધથી આકર્ષાયેલ ભમરાની શ્રેણીના ગુંજારવ વડે મનોહર લાગતો પુષ્પપૂર્ણ કરંડિયો ખભા પર રાખીને બહારનાં બગીચાનો સ્થાવર નામનો પાલક આવી પહોંચ્યો. આવીને તેણે ચરણમા પડી ઊભા થઇ પુષ્પનો કરંડિયો ઉઘાડી કહ્યું, "હે દેવ! આપને સારી વધામણી આપવા આવ્યો છું." મંત્રીએ પૂછયું, "શી?" "સકલ દેવદાનવો અને નર તથા કિન્નરોને રમણીય અને મનોહર, કામદેવનો પ્રિય બંધુ વસંતસમય આવી પહોંચ્યો છે." એમ કહેતાં કહેતાં મકરંદ રસથી મત્ત ભમરાભમરીની શ્રેણી રૂપી પંખાની પંકિતના પવનથી ઊડેલી રજવાળી આંબાની પુષ્પમંજરી મહામંત્રીને અર્પણ કરી. વળી કહ્યું, "દેવ! આપને બીજા એ પણ સમાચાર આપવાના છે કે તે ઉદ્યાનના ચૈત્યમાં ઘણા શિષ્યસમુદાયથી પરિવરેલા ધર્મનંદન આચાર્ય આવીને ઊતર્યા છે." આ સાંભળી ક્રોધવશ વિલસતી ભ્રૂલતાવાળું ભવાં ચડાવવાથી ભયંકર અને લાલચોળ મુખ કરી, "અરે હે અનાર્ય!" એમ બૂમ પાડી, મંત્રીએ મકરંદનાં બિન્દુનો રસ જેમાંથી ઝરે છે એવી આંબાની પુષ્પમંજરી અફાળી, જેથી તે શ્વેત લતા પર પડીને કંઇક ધૂળવાળી થઇ. મંત્રીએ કહ્યું, "અરે દુરાચારી! મૂર્ખ! અવિવેકી! તારું સ્થાવર એવું નામ યથાર્થ છે. પ્રથમ આદરપૂર્વક મુખ્ય સમાચાર તરીકે વસંતના સમાચાર આપે છે અને પછી અનાદરથી ગૌણ સમાચાર તરીકે ભગવાન ધર્મનંદન આચાર્યના સમાચાર આપે છે.? ક્યાં વસંતઋતુ અને ક્યાં ભગવંત ધર્મનંદન?

વસંતઋતુ સુગંધી પુષ્પોના મકરંદમાં લુબ્ધ અને ઝંકાર શબ્દ વડે મનોહર ભમરાઓની શ્રેણીથી હૃદયને મદનાગ્નિપૂર્ણ બનાવે છે. જ્યારે ભગવાન ધર્મનંદન આચાર્ય કામાગ્નિની જ્વાળામાં બળતા હૃદયને જિનવચન–સુભાષિત રૂપી જળ વડે શાન્ત કરે છે. માટે અહીંથી જા અને તારી દુર્બુદ્ધિનું ફળ ભોગવ ...અરે અરે દરવાજે કોણ છે?" ત્યારે દ્વારપાળે કહ્યું, "દેવનો જય હો!" એટલે મંત્રીએ હુકમ કર્યો, "આ સ્થાવરને ચર્મવૃક્ષના અડધો લાખ દીનાર આપો, જેથી ફરી તે આવું ન કરે." એમ કહી મહામંત્રી દેવપૂજા કરી. આંબાની મંજરી લઈ, અશ્વારૂઢ થઇ પુરંદરદત્ત રાજાના મહેલ તરફ જવા નીકળ્યો અને કંઈ કંઈ કાર્ય માટે સેંકડો–હજારો માણસો વડે અનુસરાતો તે રાજમહેલના સિંહદ્વારે પહોંચ્યો. ત્યાં ઘોડા પરથી તે ઊતરી ગયો અને પુરંદરદત્ત રાજાની પાસે જઇને કહ્યું:

"કુસુમ–પરાગથી પીળી, મધુકરના ઝંકારને લીધે જાણે મધુર બોલતી હોય તેવી. દૂતી જેવી, વસંતલક્ષ્મીએ આ મંજરી આપને માટે મોકલાવી છે."

એમ કહેતાં કહેતાં આંબાની પુષ્પમંજરી રાજાને આપી. રાજાએ તે હર્ષપૂર્વક સ્વીકારી અને કહ્યું, "અહો—

સર્વ જીવને સુખ કરનાર, કામદેવનો પ્રિય ઋતુરાજ, મધુકર અને યુવતીઓને મનોહર ખરેખર વસંત સમય આવી ગયો છે."

એટલે મંત્રીએ કહ્યું, "જો આપ આજ્ઞા કરો તો, હે દેવ! આપણે બહારના ઉદ્યાન-વનમાં જઈએ અને ત્યાં બાલવસંતલક્ષ્મી નીરખીએ." રાજાએ કહ્યું, "ભલે, એમ થાવ." એમ કહી તે ઊભો થયો અને જલદી તૈયાર કરેલી એક હાથણી પર આરૂઢ થયો. પછી અનેક પરિવાર સાથે અને સેંકડો-હજારોના સૈન્ય સાથે રાજમાર્ગ ઝડપથી કાપતો ઉદ્યાનમાં પહોંચ્યો. તે ઉદ્યાન કેવું છે?

ઉદ્યાનવર્ણન

હર્ષપૂર્વક રાજાએ લાંબા સમયે આપેલ દર્શનરૂપી પ્રસાદથી ગૌરવવાળું અને ઉદ્યાન-લક્ષ્મી સાથે એકદમ જાણે હૃદયશ્વાસ લેતું હોય તેવું એ ઉદ્યાન છે.

વળી, પવનથી કંપતી કોમળ લતારૂપી ભુજાઓ વડે જાણે નૃત્ય કરતું, અનેક જુદાં જુદાં પક્ષીઓના મધુર કલરવ વડે જાણે ગીત ગાતું, મત્ત કોયલના કંઠ વડે જોરપૂર્વક કરાતા ટહુકાર રૂપી 'જય' 'જય' શબ્દ કરતું, ખીલેલી આમ્રવૃક્ષની કલિકા રૂપી તર્જની વડે તર્જના કરતું, લાલ અશોકવૃક્ષના નવીન પત્રના અગ્રભાગ રૂપી હાથ વડે બોલાવતું, પવન અથડાવાથી ટોચ નમવાને લીધે મહાવૃક્ષોના મસ્તકથી નમન કરાતું, નવીન વિકસિત કુસુમો વડે જાણે અટ્ટહાસ્ય કરતું, ડીટાનાં બંધન તૂટી જવાથી નીચે પડેલાં પુષ્પો રૂપી અશ્રુધારા વડે રુદન કરતું, પોપટ, મેના, સારિકાના સ્પષ્ટાક્ષર શબ્દો વડે ભણાતું, પવને ઉડાડેલ પુષ્પરજના સમૂહથી જાણે ધૂપ સળગતો હોય તેવું, લાક્ષારસના રંગ જેવા, સલસલ શબ્દ કરતા નવીન લાલ પલ્લવથી સળગતું, વસંતમાં મદોન્મત્ત અને ખીલેલી માધવી લતાના મકરંદની સુગંધથી હર્ષિત બની રુણરુણ શબ્દ કરતા ભમરા રૂપી યુવાનો વડે દર્શનોત્સુક બનેલું તે ઉદ્યાન હતું. આમ ઊંચા સ્વરથી ગીત ગાતું, હસતું, નાચતું, રુદન કરતું, ધૂપવાળું, સળગતું, ભણતું ઇત્યાદિ ઉન્મત્ત ચેષ્ટા યુક્ત ઉદ્યાન રાજાએ જોયુ.

* ૭૧. એ પ્રમાણે ઉદ્યાનને જોતો જોતો રાજા તેમાં દાખલ થયો. કમળપત્ર જેવી લાંબી દૃષ્ટિ તેણે ઉદ્યાનની ચારે બાજુ ફેલાવી. તેની દૃષ્ટિ માધવી લતાના મંડપમાં મુંઝાય છે, બકુલવૃક્ષ પર દોડે છે, લાલ અશોકવૃક્ષ પર આરોહણ કરે છે, આંબાની ટોચ પર ચોંટી જાય છે, લાંબા તાડવૃક્ષ પર ચડવા લાગે છે, સિંદુર પર ખિજાય છે, ચંદનવૃક્ષ પર પડે છે, અને એલચીની વનલતા પર ક્ષણવાર વિસામો લે છે.

એ પ્રમાણે રાજાની દૃષ્ટિ, વસંતમાં મદોન્મત્ત મધુકરોની શ્રેણીની જેમ, ભિન્નભિન્ન જાતિનાં હજારો વૃક્ષોથી ગહન એવી ઝાડી તરફ અસ્ખલિત ખેંચાય છે.

નવીન કુસુમની પુષ્કળ રજ તથા પુષ્પના રસના બિન્દુઓમાં લુબ્ધ બની ટોચ પર રહેલા ભમરાના એકી સાથે થતા ગુંજારવ વડે વ્યાકુળ, પૂર્ણ ખીલેલાં હોવાથી શોભતાં એવાં વૃક્ષોને રાજા જોઈ રહ્યો હતો ત્યારે વાસવ મહામંત્રીએ કહ્યું, "હે દેવ! મદોન્મત્ત શત્રુની સ્ત્રીઓને વૈધવ્ય આપવામાં અદ્વિતીય વીર! જુઓ, જુઓ પુષ્પરસ અને મદિરારસના વ્યસનથી પટકાઈને ભિન્નભિન્ન અવસ્થાને પામેલા આ ભમરાઓને જુઓ —

આ માધવી લતાના પુષ્પ પર ભમરો વારંવાર આવી લીન બની જાય છે, અથવા ગરજ પડે ત્યારે માણસો દુર્જનની પણ સેવા કરે છે; પત્રોથી ઢંકાયેલ કુબ્જય વૃક્ષના પુષ્પમાં ભમરો લીન બની જાય છે, જેમ કે દુર્જન સમુદાયથી વ્યાપ્ત હોય ત્યારે પણ સત્પુરુષો પોતાના ગુણથી ઓળખાય છે. મકરંદ રહિત ચંપાની કળીને ભમરો સેવે છે, કારણ કે આશા બાંધેલી હોય ત્યાં કોણ ખેંચાતું નથી તે કહો. ધોળું એક જ મોગરાનું ફૂલ માત્ર બાકી રહેલું છે, જેને યુવાન ભમરો છોડતો નથી, જેમ કે નિર્મળ ગુણવાળી એકમાત્ર યુવતી હોય તો પણ ગુણજ્ઞ પુરુષો તેને છોડતા નથી. આશ્રિત ભમરીને પણ પવનથી કંપાયમાન પાંદડાથી હણે છે, અથવા અતિ નિર્દય અશોક હોય ત્યારે આ કેટલું માત્ર કહેવાય ? આંબાની કળી પર રહેલ ભમરાને પવનનો ઝપાટો વિમુખ કરે છે, જેમકે કચ કચ કરનાર માણસ યુવતીને પ્રિય થતો નથી; પ્રિયંગુલતા છોડીને ભમરા બકુલ તરફ દોડે છે, કારણ કે જેમાં કંઇ કસ રહેલો ન હોય અને જે મલિન અને તુચ્છ હોય તે છોડી દેવાય છે. તું ભમ્યા કર, ભટક્યા કર, અતિ ભમવાના સ્વભાવવાળા હે ભમરા ! ભમરીના સુરતરસમાં લુબ્ધ બનીને ભમ્યા કર, એમ પ્રણયકોપથી કહેતી ભમરી ભ્રમરને આલિંગન કરે છે," આ પ્રમાણે વાસવ મહામંત્રીએ રાજાને ભ્રમરભ્રમરીના વિલાસદ્વારા લોકસ્વભાવના ઘણા પ્રકાર સૂચવ્યા.

આ પ્રમાણે ઉદ્યાનમાં પરિભ્રમણ કરતાં કરતાં મહામંત્રીએ ચારે બાજુ નિરીક્ષણ કરવા માટે પોતાની દૃષ્ટિ ફેલાવી. પછી વાસવે વિચાર્યું: આ આખા ઉદ્યાનમાં ફરી વળ્યો, પણ જેના માટે હૃદયમાં નક્કી કરીને આ રાજાને અહીં લાવ્યો છું તે ધર્મનંદન આચાર્ય કેમ દેખાતા નથી ? જંગમ કલ્પવૃક્ષ સરખા તે ભગવંત ક્યાં બિરાજતા હશે ? અથવા તો શું સૂત્ર અર્થ, પોરિસિ કરીને બીજી જગ્યા પર ગયા હશે ? જો તેમ હોય તો તે ભગવંતે ઠીક ન કર્યું.

કાનને અમૃતરસ આપીને દૃષ્ટિને દર્શન આપ્યા વગર તો શ્રેષ્ઠ નિધાન આપી આંખ ઉપાડી લીધી એમ મને લાગે છે.

અથવા હવે મેં જાણ્યું. અહીં ઘાસ, છોડ, ગુલ્મ, વેલા, લતાસમૂહ યુક્ત, પુષ્પ, ફળ, કોમળપત્ર, નવાં પાંદડાં તથા અંકુરવાળા અને ઘણા કીડા, પતંગિયાં, કીડી, કુંથુ, ઇત્યાદિ ત્રસસ્થાવર જીવોથી વ્યાપ્ત એવા આ સ્થાનમાં સાધુને વાસ કરવો યોગ્ય નથી, તેથી સર્વ વિઘ્નરહિત, જીવરહિત પ્રદેશમાં, સિંદુરવાળી બેસવાની ફરસબંધી છે ત્યાં શિષ્યસમુદાય સાથે ભગવંત બિરાજમાન હશે. એમ વિચારી મહામંત્રીએ રાજાને પૂછ્યું "હે દેવ ! આપે કુમારાવસ્થામાં સિંદુરવાળી ફરસબંધી આગળ જાતે રોપેલું અશોકવૃક્ષ પુષ્પોથી ખીલ્યું છે કે નહિ ?" રાજાએ કહ્યું, "ઠીક વાત કરી. ચાલો ત્યાં જઇએ." એમ કહી મંત્રીનો હાથ પોતાના હાથમાં પકડી રાજા સિંદુરવાળી ફરસબંધી તરફ ગયો. જ્યાં થોડું આગળ ગયો ત્યાં સાધુઓ દેખાયા. એ સાધુઓ કેવા હતા ?

મુનિ-ગુણ-ચર્યા-વર્ણન

§ ૭૨. ધર્મ કરવામાં સમુદ્ર જેવા, કર્મરૂપી મહાપર્વતને ચૂર્ણ કરવા માટે વજ્ર જેવા, ક્ષમાનો ગુણ મુખ્યત્વે ધારણ કરનાર, ઉપસર્ગ સહન કરવામાં વૃક્ષ સમાન, પંચ મહાવ્રતરૂપી ફળસમુદાયથી શોભતા, ગુપ્તિપુષ્પથી સુશોભિત, શીલાંગોરૂપી પત્રોથી યુક્ત, કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન જેવા તે મુનિઓ છે. કેટલાક જીવ અજીવના ભેદો, કાર્યા-કાર્યના ફળવિચારો, સાધુની સમાચારી અને આચારોના વિચાર કરી રહ્યા છે; કેટલાક સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રનો પરમાર્થ સૂચવતા સૂત્રકૃતાંગ સૂત્રનું અનુગુણન કરે છે; કેટલાક અહીં સંયમમાં સારી રીતે રહેલા ઠાણાંગસૂત્રનું શ્રવણ કરે છે; કેટલાક બીજા ભાગ્યશાળી સાધુઓ સમવાયાંગ સૂત્ર અને સર્વ વિદ્યાઓ ભણે છે; સંસારસ્વરૂપ સમજનાર બીજા કેટલાક મુનિઓ વિવાહપ્રજ્ઞપ્તિ અથવા ભગવતીસૂત્રનાં અમૃતરસ મિશ્રિત વચનોને મુખ-દ્વારા પાન કરી હૃદયમાં ધારણ કરે છે; કેટલાક જ્ઞાતાધર્મકથાનું અને બીજા કેટલાક ઉપાશક દશા-અંતકૃત, દશા-અનુત્તર દશા સૂત્રોનું પરાવર્તન કરે છે; કેટલાક જાણકારને પ્રશ્ન પૂછે છે અને ત્રણ લોકના ગુરુ આચાર્ય સ્પષ્ટ પૂછેલા પ્રશ્નોના ઉત્તરસ્વરૂપ પ્રશ્ન-વ્યાકરણ સૂત્ર ભણાવે છે; સકલ ત્રિભુવનનો જેમાં વિસ્તૃત અર્થ કહેલ છે, પ્રશસ્ત શાસ્ત્રોના અર્થ જેમાં છે એવાં સેંકડો શાસ્ત્રવાળા દૃષ્ટિવાદ (બારમું અંગ) નો કેટલાક કૃતાર્થ સાધુઓ અભ્યાસ કરે છે; જીવોની પ્રજ્ઞાપના-સમજણ જેમાં આપી છે એવા પ્રજ્ઞાપના સૂત્રનું, સૂર્યપ્રજ્ઞપ્તિ તેમજ ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રનું પરાવર્તન કેટલાક કરે છે; તેમજ બીજા કેટલાક મહર્ષિઓ ગણધરોએ રચેલાં, સામાન્ય કેવળીએ કરેલાં, પ્રત્યેક બુદ્ધોએ વિરચેલાં શાસ્ત્રોનો અભ્યાસ કરે છે; કોઈક જગ્યાએ કેટલાક સાધુઓ પાંચ અવયવ, દસ હેતુઓ, પ્રત્યક્ષ-પરોક્ષ અનુમાન-પ્રમાણ એ ચારેનો વિચાર કરે છે; વળી કેટલાક ભવસમુદ્રમાં વહાણ જેવા, રાગમોહની બેડીને તોડનાર, આઠ કર્મની ગાંઠને ભેદવામાં વજ્ર સમાન ધર્મોપદેશ આપે છે. વળી, મોહાંધકાર દૂર કરનાર સૂર્ય જેવા, પર-વાદીરૂપી હરણને મારવામાં સિંહ જેવા, નયવાદરૂપી તીક્ષ્ણ નખવાળા વાદીઓ પણ ત્યાં છે; લોકાલોક પ્રકાશિત કરનાર, અતિ સૂક્ષ્મ પદાર્થને પ્રગટ કરનાર, કેવળીઓએ સૂત્રરૂપે જેની રચના કરેલી છે એવા નિમિત્તશાસ્ત્રનો કેટલાક વિચાર કરે છે; જુદા જુદા જીવની ઉત્પત્તિ અને સુવર્ણ-મણિ-રત્ન-ધાતુના સંયોગ જેમાં કહેલાં છે તે યોનિપ્રાભૃતનો કેટલાક અભ્યાસ કરે છે; જેમનાં લોહી અને માંસ તપસ્યાથી સુકાઈ જવાને કારણે હાડકાંના બનાવેલા પાંજરા જેવા દેખાતા અને જેઓ ચાલે ત્યારે હાડકાંના કડકડ શબ્દો થાય છે તેવા સેંકડો તપસ્વીઓને રાજા જુએ છે. મનોહર વચનયુક્ત, અર્થગંભીર અને સર્વ અલંકારયુક્ત હોવાથી સુંદર અને અમૃતના પ્રવાહ જેવાં મધુર કાવ્યોની રચના કેટલાક કરે છે; કેટલાક બહુ મંત્ર-તંત્ર-વિદ્યાના જાણકાર, કેટલાક યોગસિદ્ધિવાળા, કેટલાક જ્યોતિષીઓએ ભણાવેલું પરાવર્તન કરતા, કેટલાક સિદ્ધાંતના સારને યાદ કરતા, કેટલાક મન, વચન અને કાયાને ગોપવતા, કેટલાક શ્વાસોચ્છવાસને રોકતા, કેટલાક આંખને સ્થિર કરતા, કેટલાક જિનવચનનું ધ્યાન ધરતા, કેટલાક પ્રતિમાને વહન કરતા એવા અનેક મુનિવરોને રાજાએ જોયા.

કોઇ જગ્યાએ પ્રતિમાની જેમ સ્થિર બેઠેલા, કોઇ જગ્યાએ નિયમ લઇને રહેલા, કોઇ જગ્યાએ વીરાસન કરીને બેઠેલા, કોઇ જગ્યાએ ઉત્કુટાસને રહેલા, કોઇ ગાય દોહ-વાની જેમ આસને રહેલા, અને કોઇ જગ્યાએ પદ્માસને રહેલા સાધુઓને જોયાં.

આ પ્રમાણે તે રાજાએ સ્વાધ્યાયમાં રક્ત, તપસ્વી, ધીર, જિનેશ્વરરૂપી મહાનાવિકથી ભવસમુદ્ર તરી ગયેલા મુનિઓને જોયા.

* ૭૩. તે સાધુઓના મધ્યભાગમાં નક્ષત્રો વચ્ચે જેમ પૂર્ણિમાનો ચન્દ્ર, રત્નોની કાન્તિમાં જેમ કૌસ્તુભ, દેવોની શક્તિમાં જેમ ઇન્દ્ર, ફળવાળાં વૃક્ષોમાં જેમ કલ્પવૃક્ષ, તેમ સર્વ ગુણો વડે કરી સમાલિંગિત, ચાર જ્ઞાની, ભૂત–ભવિષ્ય જાણનાર ધર્મનંદન આચાર્ય ભગવંતને રાજાએ જોયા. જોઇને રાજાએ પૂછ્યું: "હે વાસવ ! આવા પ્રકારના પુરુષો કોણ છે ?" વાસવ મંત્રીએ કહ્યું: "આ સમગ્ર ત્રૈલોક્યપૂજિત, ચરણકમળ વંદન કરવા યોગ્ય, મહાનુભાવ, મહાજ્ઞાની, મોક્ષ માર્ગને જાણનાર સાધુ ભગવંતો છે." રાજાએ પૂછ્યું: "આ બધા વચ્ચે રાજા જેવી શોભાવાળા આ કોણ દેખાય છે ?" મંત્રીએ કહ્યું: "એ રાજા જેવા જ છે, કેમકે સંસારરૂપી મોટા જંગલમાં વૃદ્ધાવસ્થા, મરણ, રોગો, મલ, દુર્ભાગીપણું, ઇત્યાદિ રૂપી મહાગહન વનમાં સદ્ગતિરૂપી સાચી દિશા જાણવામાં મૂઢ અને નિર્દય કુતીર્થિઓના પાપોપદેશથી કુમાર્ગે પ્રવર્તેલા ભવ્ય જીવો રૂપી મુસાફરોને સાચો મોક્ષનગરીનો માર્ગ બતાવનાર ભગવાન ધર્મનંદન આચાર્ય છે. માટે હે દેવ ! દેવતાઓને પણ જેમનાં ચરણયુગલ વંદન કરવા યોગ્ય છે એવા તેમને આપણે વંદન કરીએ અને ધર્મ–અધર્મ વિશે પૂછીએ." "ભલે, એમ થાવ" એમ કહીને રાજા પુરંદરદત્ત વાસવ મંત્રીનો હાથ પકડી જવા લાગ્યો. મંત્રીએ ગુરુ પાસે પહોંચી કોમળ હથેળી એકઠી કરી હાથ જોડી સ્તુતિ કરી:—

"ઊંચાં આઠ મહા કર્મરૂપી પર્વતને ચૂર્ણ કરવામાં વજ્ર સમાન આપનો જય હો ! સંસાર સમુદ્ર પાર કરવા માટે શ્રેષ્ઠ યાનપાત્ર સરખા તમારો જય હો ! દુર્જય કામદેવ જીતનારા, પૃથ્વી માફક સર્વ સહન કરનારા તમારો જય હો ! ઘોર પરિસહ રૂપી સૈન્યનો પરાભવ કરીને જય શબ્દ પામનારા એવા આપનો જય હો ! ભવ્ય જીવોરૂપી ચંદ્ર વિકાસી કમળના ગહન વનને પ્રફુલ્લ કરનાર પૂર્ણિમાના ચંદ્ર જેવી શોભાવાળા આપનો જય હો ! અજ્ઞાનરૂપી મહા અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન આપનો જય હો ! હે દેવ ! તમે જ શરણ છો, તમે જ નાથ છો, તમે જ બંધુ છો, સર્વ સુખના મૂળ એવાં જિન-વચન ભવ્ય જીવોને તમે જ આપો છો" એ પ્રમાણે બોલતાં બોલતાં ત્રણ પ્રદક્ષિણા કરી, ભગવાનના ચરણકમળમાં વાસવ મંત્રીએ પ્રણામ કર્યાં. રાજા પુરંદરદત્તે પણ—

"દર્શન માત્રથી લોકોનાં મનનું અવશ્ય હરણ કરનારા. સૌમ્ય વદનવાળા, શુભ રૂપવાળા, અનેક લોકોએ વારંવાર ચરણકમળમાં વંદન કર્યું છે એવા હે ધીર ! આપને નમસ્કાર હો !" એ પ્રમાણે સ્તુતિ કરી. ત્યાર પછી ભગવાન ધર્મનંદને પણ સમગ્ર સંસારનાં દુઃખનો ક્ષય કરનાર એવું ધર્મલાભ રૂપી મહારત્ન આપ્યુ.

# પ્રકરણ છઠ્ઠું

## ચાર ગતિ-સ્વરૂપ એકાંત દુઃખરૂપ સંસાર

* ૭૪. ત્યાર પછી ભગવંતે કહ્યું, "તમારું સ્વાગત હો, બેસો." એટલે 'જેવી આજ્ઞા' એમ બોલી મસ્તક નમાવી રાજા ત્યાં નજીકમાં જ પદ્મરાગમણિ જેવાં તેજસ્વી કિરણોવાળા સિંદુર રંગના ભૂમિતલ વિશે બેઠો. વાસવમંત્રી પણ ભગવાનની આજ્ઞા લઈ ત્યાં જ બેઠો. એ વખતે બીજા શ્રેષ્ઠ મનુષ્યો, મુસાફરો વગેરે આવ્યા હતા તે પણ ભગવાનને પ્રણામ કરી સુખપૂર્વક ત્યાં બેઠા. ગુરુમહારાજે સકલ ત્રિભુવનના લોકોનાં મનોગત સુખ-દુઃખ જાણતા હોવા છતાં લોકાચાર પ્રમાણે "શરીરે સુખ વર્તે છે ને?" એવા કુશળ સમાચાર રાજાને પૂછ્યા. વિનયથી મસ્તક નમાવી કહ્યું, "હે ભગવંત! આજે આપનાં ચરણનાં દર્શનથી કુશળ છે. પછી રાજાએ વિચાર્યું કે આ ભગવંત મુનીન્દ્રને અસામાન્ય રૂપ, અનન્ય લાવણ્ય, અપૂર્વ કીર્તિ, અસાધારણ તેજ, અસમાન શોભા, સવિશેષ દાક્ષિણ્ય, ઉદ્દામ તારુણ્ય, મોટી વિદ્યા, વિજ્ઞાનની અધિકતા, અતિશય સહિત જ્ઞાન-આવા સર્વ પ્રકારના ગુણો મળી રહેલા હોવા છતાં અને સફળ મનુષ્યપણું પ્રાપ્ત કરવા છતાં પણ વૈરાગ્યનું કારણ શું બન્યું હશે જેથી એકાંત દુઃખવાળી દીક્ષા અંગીકાર કરી હશે? તો પૂછું કે ન પૂછું? અથવા આટલા લોકો વચ્ચે ગામડિયાની જેમ પૂછવું તે મારે માટે ખરેખર મશ્કરી ગણાય. આ પ્રમાણે રાજા વિચાર કરી રહ્યો હતો ત્યાં ગુરુએ કહ્યું:

"હે રાજા! આ ચાર ગતિરૂપ ઘોર સંસાર તે જ પરમાર્થથી સુલભ વૈરાગ્યનું કારણ છે. આ જગતમાં રાગમોહિત લોકો જેને જેને સુખરૂપ માને છે તેને તેને સમગ્ર સંસાર સુખને પરમાર્થ જાણવાવાળા દુઃખરૂપ માને છે. તૃષ્ણા અને ક્ષુધાથી ત્રાસીને તથા વિષયસુખની આશાથી મોહિત થઈને બીજાઓ જે જે પાપ આચરે છે તે વિશે જ્ઞાનીને અવશ્ય વૈરાગ્ય છે.

તેથી હે રાજા! જુઓ:—

દયા વગરના શિકારીઓ, માછીમારો, ક્રૂર કર્મ કરનાર, પશુ કાપનાર કસાઈઓ, મધ માટે મધપુડાની પાંખો મારનાર, ગામનો નાશ કરનાર નરપતિ, સેનાપતિ, ગામ મહાનગરના સાર્થોના ઘાત કરનાર, ચોરો, માંસાહારીઓ, ભયંકર પાપો કરનાર, વનમાં દવાગ્નિ સળગાવનાર, પૃથ્વી ખોદનાર, પર્વતો સુરંગથી ફોડનાર, પાણીના બંધ બાંધનાર,

ધાતુઓ ગાળનાર, જંગલો કપાવનાર, વનસ્પતિ છેદનાર; બીજા પણ મહારંભ કરનાર, પંચેન્દ્રિય જીવોનો ઘાત કરનાર, મૂઢો, વિપુલ પરિગ્રહવાળા, બહુ પાપ કીચડમાં ખૂંચેલા, બહુ ક્રોધવાળા, બહુ લોભ-કપટવાળા, માન-મોહવાળા, પાપની નિંદા-ગર્હા ન કરનારા, આલોયણ-નિયમ રહિત, આવાં આવાં પાપો કરે છે. વળી 'આ તો અમારા કુળનો રિવાજ છે, માટે તે કરવું જ જોઇએ;' એવી નિશ્ચય બુદ્ધિવાળા, વળી કેટલાક તો 'બ્રહ્માએ અમારા માટે આ જ આજીવિકાનું નિર્માણ કરેલુ છે;' વળી કેટલાક વ્રત રહિત, કેટલાક આ જ નક્કી ધર્મ છે' એવી બુદ્ધિવાળા, વળી બીજા અજ્ઞાની મૂઢ મનવાળા અણસમજુ મૂર્ખાઓને આવો જ માર્ગ દેખાડે છે. આમ જીવિત કારણે તેઓ પાપ કરે છે, અને એમ માને છે કે 'એથી આપણને સુખ થશે.' પરંતુ તેઓ બિચારા સમજતા નથી કે આવાં પાપકાર્ય કરવાથી નરકમાં અસાધારણ દુઃખ ભોગવવાં પડે છે. વહાલા પુત્ર, ભાઇ, બહેન, માતા, ભાર્યા જેને માટે તે પાપ કરે છે તે તો શરીર બાળી નદી કિનારે સ્નાન કરી ચાલ્યા જશે. તે એકલો જ ભવાંતરમાં દુઃખ ભોગવશે. સમગ્ર બંધુવર્ગ સમક્ષ મોટી વેદનાથી દુઃખાર્ત બની મોટાં પાપ કરવાને યોગે મરીને નરકમાં જશે.

**નારકીમાં વેદના કેવી હોય છે?**

* ૭૫. વળી તે નારકી કેવી છે?

નક્ષત્ર-સૂર્યરહિત, ભયંકર, દુઃખે કરી દેખી શકાય તેવા ઘોર અંધકારવાળી, અતિ-શીતળ એવી સાતે નરક ઘણા પ્રકારની હોય છે. કોઇ જગ્યા પર મેદ, ચરબી, મજ્જા, ફેફસાં આદિથી વ્યાપ્ત; કોઇ જગ્યા પર લોહી, પિત્ત, પરુના પ્રવાહ વહેતી નદીવાળી, કોઇ જગ્યા પર માંસ-બળખો પરુથી પૂર્ણ, કોઇ જગ્યા પર વજ્ર સરખી ચાંચવાળાં પક્ષીઓથી વ્યાપ્ત, કોઇ જગ્યા પર કુંભીપાકથી રંધાતા જંતુ વાળી, કોઇ જગ્યા પર ફરતા કાગડા, ઘોર સિંહ, શિકારી કૂતરાવાળી, ફરતા કંક પક્ષી ચાંચ ભોંકે તેવી ભયંકર, કોઇ જગ્યા પર ઉપરથી પડતા શસ્ત્રોના સમુદાયવાળી, કોઇ જગ્યા પર ઉકાળેલા સીસાના અને તાંબાના પ્રવાહી રસ હોય તેવી, કોઇ જગ્યા પર દુર્ગંધી, સડી ગયેલાં કલેવરની દુર્ગંધવાળી, કોઇ જગ્યા પર કરવત કે યંત્રથી ચિરાતાં શરીરોવાળી, કોઇ જગ્યાએ શિલાઓનો સમુદાય ઉપરથી પડી ચૂરી નાખે તેવી, કોઇક જગ્યાએ પરમાધામીઓ નરકપાલો પકડી પકડીને સળગતી જ્વાળાવાળા અગ્નિમાં ફેંકે એવી સેંકડો પ્રકારની વિવિધ વેદનાઓ નરકમાં છે.

આ જગતમાં જીવોને દુઃખ કે દુઃખનાં સ્થાનકો છે તેને અહીં નરક કહે છે. તો પછી જે નરક છે તેની તો વાત જ શી કરવી? તેવા નરકાવાસમાં ક્ષણવારમાં જીવો ઉત્પન્ન થઇ સાંકડા કુટિલ નિષ્કૂટમાં દુઃખથી પ્રવેશ કરે છે. હવે ત્યાં ભવનમાં મોટાં દ્વાર અને ભીંતવાળું ઘટિકાલય હોય છે. નરકમાં વીર ભગવંતે નિષ્કૂટો કહેલા છે. તે મૂત્રજળો, લોહીવાળાં પરુ, ચરબી, વિષ્ટા, બળખા વગેરેથી બીભત્સ, દુઃખે કરીને દેખી શકાય, ભય આપનારી દુર્ગંધી, અશુચિ હોય છે. હવે તે નિષ્કૂટોમાં-અંતરમુહૂર્તમાં કર્મવશથી દુઃખના આવાસરૂપ શરીર ગ્રહણ કરે છે, જે અતિભયંકર કાળા રંગવાળું, હાથ, આંખ, કાન,

નાસિકા રહિત શરીરવાળું, નપુંસક સ્વરૂપ, અને જેની કોઇ પણ પ્રકારે ઇંદ્રિયો ઓળખી શકાતી નથી એવું હોય છે. જેમ જેમ શરીર પુરાય, પુષ્ટ થાય તેમ તેમ નિષ્કૂટ (કુંભી)-માં તે સમાતો નથી, અને જેમ અંદર સમાતો નથી તેમ વેદનાતુર વધારે બને છે. કોઈ પણ પ્રકારે વેદનાવાળા ચીત્કાર શબ્દ કરતો તે તુચ્છ કુંભીમાંથી બહાર નીકળવા પ્રયત્ન કરે છે, તેટલામાં બીજા નરકપાળ પરમાધામીઓ તેને જોઇને કોલાહલ શબ્દ કરતા તેના તરફ હર્ષ પામતા દોડે છે. મારો, છોલો, છેદો, કાઢો, ફાડો, બાણથી ભેદો, પકડો પકડો, પગમાં ફાંસો નાખો, એમ બોલતા કોઇક ભાલાથી વીંધે છે, બીજા વળી બાણથી, ત્રીજાઓ ખડ્ગથી છેદે છે. એ પ્રમાણે કાલપાસથી ખેંચાતો, વજ્ર શિલાતલમાં પડતો, તેના સો ટુકડા થાય છે. કોઇક લોઢાની તીક્ષ્ણ શૂળાઓ પર પડતો ભેદાય છે, વળી બીજો પાપી ઘોર અગ્નિમાં પડે છે. પડતાંની સાથે વળી કોઇક અણધાર્યો તીક્ષ્ણ તરવારથી છેદે છે. બીજા પરમાધામીઓ વળી બાણથી, કોઇક ભાલાથી ભેદે છે, બીજા વજ્રથી ભાંગે છે, કોઇક ચૂરે છે, કોઇક દૃઢ ગોફણ, પત્થર, લાકડાના ઘા મારી મરણતોલ કરી નાખે છે. કોઈ પરમાધામી યંત્રમાં ઘાણીમાં પીલે છે, કેટલાક અણીદાર શૂલાઓમાં પરોવે છે, કેટલાક કરકર શબ્દ કરતી કરવત-યંત્રોથી છેદે છે. બીજા કેટલાક કુંભીપાકમાં છમછમ કરતાં રાંધે છે. કેટલાક વિલાપ કરી રહેલાની ચડચડ શબ્દ કરતી ચામડી ઉતારે છે.

* ૭૬. એવી રીતે દુઃખ પામતા હા હા વિલાપ કરતાં મહાદુઃખમાં ડૂબેલા કોઇ પ્રકારે નદીમાં બુડાડે ત્યારે ધીમેથી આમ બોલે છે, " હે સ્વામી ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. દુઃખી હું આપને વિનંતિ કરું છું. મેં આપનો શો અપરાધ કર્યો અથવા તો શું પાપ કર્યું ? " ત્યારે મસ્તક ઉપર પ્રહાર કરી નિષ્ઠુર સ્વરથી તે કહે છે, " રે રે ! નથી સમજતો કે તે વખતે નકામો એ રાંકને માર્યો. તું તે વખતે નિર્દય બની જીવોને મારી નાખતો હતો, ત્યારે ન પૂછયું કે 'મેં શો અપરાધ કર્યો છે ?' જીવોનું ચડચડ ફાડીને માંસ ખાતો હતો ત્યારે તેં ન પૂછ્યુ કે 'મેં શો અપરાધ કર્યો છે ?' પાપી હૃદયથી જ્યારે તું જૂઠું બોલ્યો ત્યારે હે મુગ્ધ ! તું ન સમજ્યો, અને પૂછે છે કે 'મેં શો અપરાધ કર્યો ?' વળી નિર્ઘૃણ બની જ્યારે વગર આપેલું ગ્રહણ કર્યું, ત્યારે કેમ પૂછતો નહોતો કે 'મેં શો અપરાધ કર્યો ?' પરદારામાં મોહિત બની અન્ય યુવતીઓ સાથે ભોગ ભોગવતો હતો ત્યારે હે મૂઢ ! જાણતો ન હતો કે આજે પૂછવા તૈયાર થયો છે કે 'મેં શો અપરાધ કર્યો ?' લોભ મમતાવાળો બની જ્યારે તું પરિગ્રહમાં મૂર્ચ્છાવાળો બન્યો ત્યારે હે મૂઢ ! નહોતો જાણતો અને હવે કહે છે કે 'મેં શું પાપ કર્યાં ?' રે રે રાગવાળો બની લુબ્ધ થઇ જ્યારે શિકાર ખેલતો હતો ત્યારે હે મૂઢ ! ન જાણ્યુ કે એક જીવ ખાતર બહુ ચૂક્યો ? જ્યારે સ્વજનોની આળ-પંપાળમાં પ્રસક્ત બન્યો ત્યારે પોતાની જાતિમાં મદોન્મત્ત બની બીજાની નિંદા કરતો હતો, ત્યારે કેમ ન સમજાયું કે એક જીવ ખાતર બહુ ચૂકી ગયો ? રૌદ્રધ્યાનથી 'હું આને મારુ' તેવા પરિણામવાળો જ્યારે બન્યો હતો, ત્યારે બધું સમજતો હતો; અત્યારે તું મુગ્ધ કેમ બની જાય છે ? 'હરિહરાદિને છોડી બીજો કોણ સર્વજ્ઞ છે ?' એમ કહેતો ત્યારે બધું સમજતો હતો; અત્યારે તું અજાણ બની જાય

છે. વેદ-વિધાન કરવામાં ઉદ્યમવાળો તું હતો અને બીજા ધર્મ નથી તેમ કહેતો હતો ત્યારે સર્વ જાણતો હતો. અત્યારે હવે અજાણુ બની ગયો.

જ્યારે પાપારંભથી વિરમેલા સાધુને નિંદતો હતો ત્યારે તું સમજણો હતો. બીજા બધા તારા મનથી અજ્ઞાની હતા. જ્યારે તું એમ બોલતો હતો કે દેવો નથી, ધર્મ નથી, તે વખતે એમ વિચારતો હતો કે મારા સિવાય બીજો કોઈ જાણકાર નથી. પશુને મારો, ભેંસને ફાડો, તેમાં પાપ સંબંધ નથી, ત્યારે તું વિચારતો હતો કે મારા જેવો બીજો કોઈ જાણકાર નથી. એમ બોલતો ચડચડ સર્વાંગ ફાડીને લોહીવાળું માંસ કાપી તેમાંથી બળી ફેંકતો હતો. તે પાપી જીવ પણ બહુ પાપવશથી ખેરકાષ્ઠ માફક ટુકડે ટુકડારૂપે છેદાયો અને પારાના રસ માફક પરિવર્તન થઈ ગયુ છે શરીર જેનું એવો તે ઓગળી ગયો. 'હા હા' એમ વિલાપ કરતો જેની જ્વાળાઓ નીકળી રહેલી છે, તેવા અગ્નિમાં તે ફેંકાયો. કઠોર તાપઅગ્નિથી તપેલો, 'હે સ્વામી ! હું તરસ્યો થયો છું' એમ બોલે છે. અહીં તે પરમાધામીઓ કહે છે કે 'હું પાણી લાવું છું, લાવું છું.' એમ કહી ઊકળતા સ્ફુલિંગ દુષ્પ્રેક્ષ એવા ત્રાંબાસીસાના રસ લાવે છે. હવે તે માત્ર અપાતાંની સાથે અતિઉષ્ણ હોવાથી ગળું અને જીહ્વા દાઝી જવાથી તે કહે છે, 'બસ, બસ, મારી તૃષ્ણા છીપી ગઈ.' હવે દયા વગરના તે પરમાધામીઓ તેને કહે છે કે ત્યારે માંસનો રસ પ્રિય લાગ્યો હતો. પછી ગળુ દબાવીને સાંડસા વડે હોઠો પહોળા કરીને લાલચોળ અગ્નિથી તપાવેલ લોહ ગળામાં ઘાલે છે, ત્યારે તે તેનાથી ઓગળી જતાં ભય પામી દરેક દિશામાં દોડી જાય છે. કઠોર અગ્નિથી ઓગળી ગએલ, તાંબા-સીસાથી વીજળી જેવી વહેતી વૈતરણી નામની નદીને શીતળ જળાશય તે માને છે. પરમાધામીઓ નારકીઓની પાછળ યમપુરુષ માફક દોડે છે. ત્યાં 'હણો, મારી નાખો, ભેદો, મારું, મારું છું,' એમ સાંભળતાં દૂર દોડતાં દોડતાં વૈતરણી નદી પાસે પહોંચી અંદર કૂદકો મારે છે. તેમાં શરીર ઓગળી જાય છે. ઓગળી ગયા બાદ ફરી શરીર બાંધે છે.

વળી તેના પ્રવાહમાં ખેંચાતાં દાઝે છે, કરુણ વિલાપ કરે છે; કોઈ પ્રકારે બહાર નીકળી જાય, પણ શરીર પરિશાટન બની સર્વ અંગો ઢીલાં પડી જાય છે, હવે અગ્નિના તાપથી શેકાઈ જઈને કલંબવાલુકાનો (જેમાં અણી ખૂંચી જાય અને પગમાં ભોંકાય તેવા કાંકરા કિનારે હોય તેવી નરકની નદીનો) કિનારો દેખે છે. અહીં ઠંડક થશે તેમ માની તે તરફ દોડે છે, પરતુ ત્યાં ઉદ્વર્તન થતી જુવારની ધાણી માફક ભુંજાય છે; સીમિ સીમિ કરતાં ગરમ રેતીમાં ચામડાના ટુકડાની માફક દાઝે છે; તલવાર, ચક્ર, બરછી, ભાલા, ઘાણ સરખા પાંદડાવાળા સિલ સિલ શબ્દ કરતા અસિપત્રવનમાં છાયાની આશાએ દોડે છે; જેટલામાં બીચારા ઓચિંતા ત્યાં દોડે છે ત્યાં એકદમ મહાવાયરો વાવાથી કઠોર તીણા કાંકરા, વેગવાળા અહાર, પત્થર ઘાતથી મિશ્રિત એવા વાયરાથી, ગરમ લુ સરખા પવન અથડાવાથી અસિપત્રવનની ડાળીઓ કંપવા લાગી, અને શસ્ત્રસમુદાય અંગે અંગને ભેદવા લાગ્યો.

જેમના બે હાથ પગ છેદાઈ ગયા છે, મસ્તક અને કપાળના બે ટુકડા થઈ ગયા છે, ભાલાથી પેટ ભેદાઈ ગયું છે, અંદરનાં આંતરડાંઓ લટકવા લાગે છે તે મહાદાહથી દાઝતા તમાલ પત્ર સરખા શ્યામ જળાશયને દેખે છે અને સમજે છે કે આથી કંઈક ગરમીની શાંતિ થશે. એમાં ઠંડું પાણી ભરેલું છે, તે તાપપીડા દૂર કરશે, એમ વિચારે છે તેટલામાં તલવાર, ચક્ર, ઘાણસમુદાય પરુ, ચરબી, લોહી, મૂત્રથી મિશ્રિત, અગ્નિ અંગારા મુર્મુરસમુદાયરૂપ અગ્નિ વરસે છે, તેવી રીતે પીડા પામેલા વેતાલની ગુફા સન્મુખ દોડે છે. દીન બની કાંટા કાંકરારૂપી શલ્યથી ભોંકાતા દોડે છે. ત્યાં પહોંચીને પણ કોઈક વજનદાર વજ્રશિલા અથડાવાથી શરીરના ટુકડે ટુકડા થઈ ગયા છે. બીજી નરકમાં જાણે પેઠા ન હોય તેમ ગુફામાં મુખપ્રવેશ કરાવે છે.

+ ૭૭. હવે પ્રલયકાળના મેઘની ગર્જનાનો અતિ દુસ્સહ શબ્દ સાંભળીને અતિભય પામેલા ઊલટી દિશામાં પલાયન કરે છે. ત્યાંથી ભાગતાં ભયંકર ગુફાના તોડેલા પથરાની ભિત્તિભાગોથી ચૂરેચૂરા થઈ ગયા હોય તેમ ડાંગરના લોટ માફક પીસાય છે. કોઈ પણ પ્રકારે ત્યાંથી છૂટી ગયા અને પૂર્વ વૈરી જાણી વૈક્રિય, સિંહ, શિયાળ, કૂતરાં, પક્ષીવડે પકડાય છે. તેનાથી ભક્ષણ કરાતાં, એકબીજા જાનવર આમ તેમ શરીર ખેંચતાં, ન સાંભળી શકાય તેવા વિરસપણે ચીસ પાડતા, કોઈ પણ પ્રકારે બાકી રહેલા શરીરથી વજ્રના કુડંગમાં પ્રવેશ કરે છે. વેદનાથી પરાધીન બની ક્ષણમાત્ર તે ચિંતવે છે, " હા હા, અંધ મૂઢ બની મેં અકાર્યો કર્યાં. તે વખતે મને ગુરુ મહારાજે કહેલુ હતું, કે નરકમા આવી ભયંકર વેદનાઓ છે, પણ મૂઢ એવા મેં તે વખતે શ્રદ્ધા ન કરી, આજે પ્રત્યક્ષ અનુભવું છું. હા હા તે વખતે મને કહ્યું હતું કે પ્રાણી માત્રને ન મારો, પણ અધન્ય એવો હું તે વખતે બંધ ન કરી શક્યો, કારણ કે વિષયમાં હું મોહિત બનેલો હતો. અરે જૂઠું ન બોલશો એમ ઉપદેશ આપતા સાધુને મૂઢ મનવાળા મેં કહ્યું કે ' જૂઠું કોણ નથી બોલતા ? '

" મારા ગુરુ કહેતા હતા કે પારકુ દ્રવ્ય લગીર પણ ન લેવું. ત્યારે ઉત્તર આપતો કે મારી પાસે દ્રવ્ય જ ક્યાં છે ? સાધુ મહારાજ કહેતા કે પારકી સ્ત્રી સાથે પરલોક વિરુદ્ધ આચરણ ન કરાય, તો ત્યાં હા હા કરતો પૂછતો કે 'પરલોક કેવો હોય છે ?' વળી ગુરુ મહારાજ કહે કે મોટો પરિગ્રહ એકઠો કરશો નહીં, તો હું પૂછતો કે ' એના વગર અમને કેમ ચાલે ?' જ્યારે સાધુઓ કહેતા કે 'આટલો આરંભ ન કરો' તો હું કહેતો કે 'આ મારા કુટુંબને કેવી રીતે જિવાડવું ?' હવે અત્યારે જે કુટુંબનુ તેં પાપારંભ કરી પોષણ કર્યું હતું, તે તારા પાપના ભોગવટા વખતે ક્યાં ગયુ ? કે જેના માટે આવું દુઃખ તેં ઉપાર્જન કર્યું હતું. તે વખતે ગુરુ મહારાજ કહેતા હતા કે આ સાબર અને હરણનો ઘાત ન કર. તેને મેં મૂઢે જવાબ આપ્યો કે 'આ પશુઓ ઝાડનાં ફળ અને ડાળી સરખાં છે.' આમ જ્યારે ત્યાં કંઈક ચિંતવે છે ત્યારે કેટલાક ક્ષણમાત્રમાં સમ્યક્ત્વ પામે છે. જ્યારે બીજા મહા દુઃખથી સતત આચ્છાદિત આ પાપ ત્યાગ કરી શકતા નથી. હવે તેઓને ધમધમ કરતો પવનથી વ્યાપ્ત દવાગ્નિ પ્રગટ થાય છે, અને કુડંગને બાળી નાખવાની શરૂઆત કરે છે. ત્યાં દુઃસહ જ્વાલાવલિથી દાઝી ગયેલા અંગવાળા નારકી જીવો દુઃખીપણે

નરકાવાસમાં ગાંડા માફક ભ્રમણ કરે છે. વળી, બાણ-ભાલા ભોંકાવાથી ભયંકર, દુઃસહ અગ્નિ જ્વાળાથી ચારે બાજુ વ્યાપ્ત, લાલ લોહી, પરુ, ચરબીથી યુક્ત એવી નારકીમાં હંમેશાં વિચરે છે. આ પ્રમાણે દુઃખની પરંપરાથી દુઃસહ, ક્ષણમાત્ર પણ તે સુખ મેળવી શકતા નથી. કરેલા દુષ્કૃતથી વિમોહિત હવે સુખવર્જિત જીવનથી ભ્રમણ કરે છે. સર્વથી ઓછું આયુષ્ય પ્રથમ નરકમાં દસ હજાર વર્ષનું હોય છે. અને સર્વથી વધારે ૩૩ સાગરોપમનું આયુષ્ય સાતમી નારકીમાં હોય છે. આ સર્વ કહેલ દુઃખ કેવળજ્ઞાનીએ દેખેલું છે. તેને વળી કેટલાક અજ્ઞાનીઓ ખોટું કહે છે.

* ૭૮. કેટલાક મૂઢ અજ્ઞાની કહે છે કે સ્વર્ગ કે નરક કોણે દીઠાં? વળી બીજા એમ કહે છે કે નરક એ ભદ્રિકોએ કલ્પેલી વસ્તુ છે. જેઓ તેને જાણે છે તેઓ ત્યાં જાય છે. અમે જાણતા નથી તેથી હમો ત્યાં જતા પણ નથી. અજ્ઞાન! અજ્ઞાન! ખબર પડતી નથી કે નરક શી ચીજ છે? વળી કેટલાક એમ બોલે છે કે જે દુઃખ ત્યાં પડશે તે સહી લઇશું, કેમકે સંસારરૂપી નગરના ગંધાતા કાદવમાં જીવરૂપી ડુક્કરને ઉદ્વેગ થતો નથી. શું ઢોલીના બાળકને ઢોલના શબ્દથી કંટાળો આવે ખરો? નરકગતિનાં કર્મ કેટલાક બાંધે છે, પણ જાણતા નથી. મૂઢ એવા બીજાઓ જેના ઉપર રોષ હોય તેને બતાવે છે.

વળી બીજા ચિંતવે છે કે આ પાપોથી આજે વિરમું, આવતી કાલે વિરમીશ; પરંતુ નિષ્પુણ્યક એટલામાં સારભૂત ધર્મ-વ્યવસાયથી રહિત મૃત્યુ પામે છે. હવે તું દુર્ગતિના માર્ગરૂપ પાપારંભથી અટક અટક! એમ બોલતા સાધુ હાજર હોવા છતાં નરકમાં જાય છે. માટે હે રાજન્! સમજુ અને વિવેકી જે કોઇ પુણ્ય-પાપ જાણે છે, જે સુંદર કે ખરાબને જાણે છે તે આમ ભાવના ભાવે. નારકીમાં રહેલા નારકીઓ અનુભવ કરીને દુઃખ જાણે છે. તેને અરિહંતો જ વર્ણવી શકે. અમારા સરખા અલ્પજ્ઞને તે કહેવાની શક્તિ ક્યાંથી હોય?

## તિર્યંચગતિનાં દુઃખો

* ૭૯. હવે કોઈપણ પ્રકારે ત્યાંનાં દુઃખો ભોગવીને, આયુ અંતે કંઇક કર્મમલ બાકી રહેલ છે, ત્યારે તિર્યંચયોનિ કે મનુષ્યગતિમાં તે જીવ પ્રવેશ કરે અને આવાં આવાં કાર્યો કરે:-તપનો, શીલનો ભંગ કરે, કામરાગ, રતિરાગ, લોભ, કૂટપણું, ખોટાં તોલ-માપ, ખોટા ચલણ સિક્કા પાડવા વગેરે પાપાચરણ આચરે, પશુ, ભેંસ, દાસ, નોકર થઇ દુઃખમાં કલેશ પામે, પરલોકનિરપેક્ષ બની દુઃશીલ બની લોકોને ભરખી જાય છે. આવા સર્વે મરીને તપ ત્યાગ કર્યા વગરના તિર્યંચયોનિમા જાય છે. દોરડાથી જેમ બળદ ખેંચાય છે તેમ તિર્યંચાનુપૂર્વીકર્મથી તિર્યંચગતિમાં જાય છે. તિર્યંચયોનિમાં ત્રસ, સ્થાવર, પર્યાપ્તા, અપર્યાપ્તા, સ્થૂલ, સૂક્ષ્મ, વિકલેન્દ્રિય, પંચેન્દ્રિયયોનિઓ ઘણા ભેદ-વિકલ્પવાળી છે. સ્થાવરો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ એમ પાચ છે. બે, ત્રણ, ચાર, પાંચ ઇન્દ્રિયવાળા જંગમ અર્થાત્ ત્રસ જીવો સમજવા. બે પગ, ચાર પગ, પગ વગરના, પગવાળા એમ તિર્યંચના ચાર વિકલ્પો છે. પશુ-પંખી, સરીસિવ-પેટથી ચાલનાર, ભ્રમર મધુકરાદિ ઘણા પ્રકારો

છે. જળ-સ્થળ બંનેમાં ચાલનારા, આકાશમાં ઊડનારા આ દરેક તિર્યંચગતિના જીવોને અલ્પમાત્ર સુખ, ઘણું દુઃખ હોય છે. પૃથ્વી ખોદવી, ખણવું, વિદારણ, તપાવવું, સળગાવવું, ધમવું, બાંધવું, મરડવું, પરસ્પર એક બીજાના શસ્ત્ર બની અગ્નિમાં પાણી, ખારા પાણીમાં મીઠાં પાણી, કૂવાના પાણીમાં તળાવનાં પાણી પડે, વનસ્પતિને છરી ચપ્પુથી કાપે, તે વગેરેથી સ્થાવર જીવોને દુઃખ થાય છે. નિર્દય મનુષ્યો વાંકા કુહાડાથી વનસ્પતિઓને છેદે છે. સુવાનો દુઃખી થઇ અનાજ લણે છે. પાણીના જીવો બીજયોનિમાં સિંચાય છે, વળી બીજા યંત્ર-પ્રયોગથી નાશ કરાય છે. નિર્દય સમર્થ દૃઢ બાહુદંડથી ભંગાયેલ તલવાર કુહાડાથી કપાઇ, હે રાજન્! વનસ્પતિપણામાં જંગલમાં ઘણી વખત ભૂમિપર રગદોળાયો, સખત પવનના વેગથી ભાંગી ગયેલી, ભારથી નમી પડેલી ડાળી, કડકડ શબ્દ કરતી વનમાં ઘણી વખત ભાંગી ગઈ, ધગધગ સળગતા અગ્નિની ભયંકર જ્વાળાથી એના પાંદડાં સળગી ગયાં; તડતડ કરતા તે વનદવ વડે કરીને હે રાજા તું ઘણી વખત બળી ગયો. કોઇ જગા પર વીજળી પડવાથી, કોઈ જગા પર પાણીના વેગથી, કોઈ જગા પર હાથીની સૂંઢથી વૃક્ષપણામાં, હે રાજન્! તું ભગ્ન બન્યો હશે!

ઃ ૮૦. બેઇન્દ્રિયપણામાં હતો ત્યારે કઠણ પૃથ્વી વિશે આળોટતો અને ચાલી શકવા માટે અસમર્થ થએલો કોઇક વખતે પક્ષીઓ વડે ટસ કરીને ખવાયો. તેઇન્દ્રિયપણામાં આંખ વગરનો હું ઘણી વખત કઠોર મનુષ્ય, ઊંટ અને પશુઓ વડે રથ, ગાડાં તથા ઘોડાના મજબૂત પગ વડે કરી છૂંદાયો. સર્પ-ભુજંગ, કૂકડા, મોર વગેરે પક્ષીઓ ભક્ષણ સમયે ભયથી ખેદ પામેલા વિલાપ કરતાં મને એકદમ આરોગી ગયાં. મત્સ્યપણામાં હતો ત્યારે સખત સૂર્યકિરણોના તાપથી સુકાઇ ગએલ અને થોડા કાદવવાળા જળાશયમાં કાગડાઓ વડે ઘણી વખત ખવાયો; ઘણી વખત શૂળામાં કાંટાથી ભોંકાયો, જાળમાં જકડાયો, સેંકડો મોટા જળચરો વડે ગળાયો અને પાપકર્મથી લેપાયો.

મગરમચ્છના કઠણ નહોરથી ચીરાએલો, અણિયાળા, વિકરાળ દાંતરૂપી કરવત વડે મારા પોતાના કર્મથી સંતાપ પામેલો કોઇ વખત વિષમ દુઃખી અવસ્થાને પામ્યો. સર્પના ભવમાં કોઇ વખતે મને દેખીને 'આ સર્પ છે, મારો, મારો' એમ પાપી પુરુષોએ નિરપરાધી મને કઠણ પત્થર, લાકડી, ઢેફાં કે હથિયારના પ્રહાર કરી મારી નાખ્યો. કોઈ જગ્યા પર મોર મને ખાઇ ગયા અને નોળિયાએ મારા શરીરના ટુકડે ટુકડા કરી નાખ્યા, વળી ગારુડીઓએ ગંધવાળી ઔષધી અને મંત્રોથી સર્પના ભવમાં મને પકડી બાંધી લીધો. પાડાના ભવમાં હતો ત્યારે કોઇ વખત દુસ્સહ અતિ ભાર ઊંચકવાથી દુઃખી થએલો તેમ જ નિર્દય વાઘે જંગલમાં થાપો મારી નહોરથી વિદારણ કરી મારી નાખેલ. દુર્બળ વૃદ્ધ તાપસ સરખો ઘરડો હાથી હતો ત્યારે સિંહના કઠોર નખ વડે ચિરાયેલા કુંભસ્થળમાંથી ગળી રહેલા લોહીના પ્રવાહવાળો વનમાં ઢળી પડ્યો; ત્યાં પક્ષીઓ વડે ફોલી ખવાયો, અને કોઇ વખત ઊંડા કાદવવાળા સરોવરના મધ્યભાગમાં સૂર્યના તાપથી શેકાતો ત્યાં જ સુકાઇ મરી ગયો. કોઇ વખત વારિબંધ (હાથી પકડવા માટે કરેલ ઉપાય) થી

પકડાયેલો તથા લોઢાની મજબૂત સાંકળથી બંધાયો તથા અણીદાર અંકુશ, સુશળ કે ભાલાના પ્રહારો ઘણી વખત સહન કર્યા.

બળદના ભવમાં હતો ત્યારે હદ ઉપરાંતનો ભાર ઊંચકવાથી થાકી જતો હતો. કોઈ વખત જંગલમાં મારા જીવતા શરીરમાંથી શિયાળોએ માંસ કાપીને ખાધું. કોઈ વખત વિષમ માર્ગમાં પડી ગયો અને હાડકાંના સાંધા તૂટી ગયા અને દુઃખ પામ્યો. પુણ્ય વગરનો એવો હું તૃષા અને ભૂખથી હેરાનગતિ પામેલો શોષાઈને મરી ગયો. ક્યાંક હળમાં જોડાએલો, ક્યાંક ગાડાંની ધૂસરી ગળે ધારણ કરી ઝૂરાતો, ચાબુકના માર અને આરથી વીંધાએલો નીચે બેસી ગયો અને ત્યાંથી ખસ્યો નહીં. કેટલીક વખત નિશાની માટે તપાવેલા લોઢાના સળિયાના ડામની વેદના, નિર્લાંછન બંધન, તાડન, વધ, છેદન, નાક વીંધવાની વેદના ઈત્યાદિક અનેક પ્રકારનાં દુઃખો હે રાજન્! પશુ જન્મમાં ઘણી વખત સહન કર્યાં. હરણના ભવમાં હજારો શ્વાપદોથી વ્યાપ્ત વનમાં બચ્ચાંને જન્મ આપી તરત જ છોડીને અનેક વખત પલાયન થઈ ગયેલ. કયાંક જન્મતાં સાથે જ માતા વગરનો થયો અને મુગ્ધપણાથી મજબૂત લાંબા ખેંચાયેલા બાણવાળા પારધીનો ભેટો થયો. ગાયન શ્રવણ કરવામાં લીન બનેલો હું કોઈક વખત તીક્ષ્ણ બાણથી હણાયો. કોઈક વખત પલાયન થતો હતો ત્યારે પત્થરના પ્રહારથી ભેદાયો. ક્યાંક દોડતો હતો ત્યારે ઊંચી-નીચી પર્વતની ખીણમાં અફળાયો. કોઈક વખતે દાવાનળની જ્વાળાઓમાં દીનપણે બળી ગયો.

હે રાજા! મૃગપણામાં નિર્ભયપણે મેં ઘાસ ન ચર્યું, કે પાણી ન પીધું, તેમ નિર્ભયપણે મારાથી ન ઊંઘાયું. સસલાં, સાબર, પાડા આદિના પશુભવમાં કોઈક નિર્દય માણસોએ માંસ ખાવાના લોભથી મારા અંગોપાંગો કાપીને ઘણી વખત માંસ ખાધું. જંગલમાં બાણ, તરવાર, પત્થર, ગોફણ કે ભાલા વડે કરી નિર્દય પ્રહારો વડે ઘણી વખત હું પ્રાણમુક્ત બન્યો. પોપટ, મેના, સારિકા, લાવક, તેતર કે મોરના ભવમાં પાંજરામાં પુરાયો તથા પાશબંધમાં ઘણી વખત બંધાયો. તૃષા અને ભૂખથી પીડાતાં હું ઘણી વખત વિષ્ટા પણ આરોગી ગયો; ગર્ભવાસમાં રહેલાને તે જ આહાર કરવો પડે છે.

હે નરપતિ! ભવમાં ભટકતા એવા મેં કાર્યાકાર્ય, ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્યની સમજ ન હોવાથી તેનો ઘણી વખત ત્યાગ ન કર્યો. બહુ પ્રકારનાં મહાઘોર દુઃખો નારકીઓને હોય છે, તેવા પ્રકારનાં દુઃખ કેટલાક તિર્યંચગતિ પામેલાઓને પણ હોય છે. આ સંસારવાસમાં હંમેશાં છેદન, બંધન, ઘાત, વૃદ્ધાવસ્થા, મરણ, મહાવ્યાધિ, શોકનાં દુઃખોથી હેરાનગતિ ભોગવી રહેલા આ જીવને કોઈપણ પ્રકારે સુખ હોય તો મને કહો. કોઈક તિર્યંચ અંતર મુહૂર્ત અહીં જીવે છે, બીજો વળી કોઈક સેંકડો દુઃખથી યુક્ત અનંતકાળ પણ તે તિર્યંચગતિમાં પસાર કરે છે. કોઈ પણ પ્રકારે તિર્યંચપણાથી છૂટનાર મનુષ્ય જન્મ પામે છે. મનુષ્ય સરખો તે મનુષ્યપણામાં આવા પ્રકારનાં કર્તવ્યો કરે છે.

**મનુષ્યગતિનાં કારણો**

મોહથી મૂઢ મનવાળો, જો કે જીવોની હિંસા કરતો નથી, છતાં પણ વિરતિ

કરતો નથી, તે સ્વભાવથી કોમળ, નમ્રતાવાળો, અંતઃકરણથી વિનયવાળો તેમજ દયાળુ, ઓછાં ક્રોધ, માન, માયા, લોભવાળો, જે ઉગ્ર કષાયોથી વિરમેલો વળી તે અજ્ઞાન તપ અને નિયાણા વડે કરી પાપપરિણતિવાળો હોય છે, તે સાધુવર્ગને દેખી ન વંદન કરે, ન તો નિંદા કરે. અને રંડા–દુર્ભગ–ત્યક્તા દુઃખપૂર્વક બ્રહ્મચર્યને ધારણ કરે, તેમ પરાધીનતાથી ઠંડી, તાપ, તડકો, ક્ષુધા–તૃષાદિક અનિચ્છાએ સહન કરી અકામ નિર્જરા કરે. એવા કેટલાક તિર્યંચો અનિચ્છાએ આવી પડેલાં દુઃખ પરાધીનતાથી સહન કરે તોપણ મનુષ્યપણું મેળવે. ત્યાં પણ દરિદ્રતા, પરાધીનતા, જડતાથી ઘેરાએલા, દુઃખથી કંટાળી નિયાણું કરી અગ્નિ કે પાણીમા આપઘાત કરી મરે છે. જેઓ પારકી ચિંતાથી મુક્ત હોય, અભિમાની કે પારકા દોષ ગ્રહણ કરનાર ન હોય, મહારંભ મહાપરિગ્રહી ન હોય, દંભી ન હોય, જેઓ ચોર ન હોય, છેતરવાપણું ન હોય, ન લુબ્ધ હોય, શુદ્ધ–સરળ હોય, દુઃશીલ ન હોય તેઓ મરીને સમૃદ્ધિવાળા ઉત્તમ કુળમાં જન્મ પામે છે. ફરી વળી પાછા નારકી તિર્યંચગતિ યોગ્ય પાપકર્મ કરે છે, તેમાજ રમણતા કરી વળી પાછા દુર્ભાગી મનુષ્યપણે જન્મે છે. પૂર્વે મનુષ્યાયુ બાંધી પાછળથી જેઓ પાપ કરે છે, તેઓ પુરુષાર્થહીન નારકી તિર્યંચ સમાન સમજવા. હે રાજન્! આવા કર્મવાળા પુરુષો કે તિર્યંચો, દેવ કે નારકી હોય તેઓ મરીને મનુષ્યો થાય. કેટલાક કર્મભૂમિમાં, કેટલાક અધમ ભૂમિમાં, કેટલાક આર્યક્ષેત્રમા, કેટલાક મ્લેચ્છ ભૂમિમા જન્મે છે. શક, યવન, સબર, બર્બર, કાય, મુરુડ, ઉડ્ડ, ગોંડ, કપ્પણિય, આરબ, અરવાગ, હૂણ, રોમ, પારસ, ખસ, ખાસિયા, ડોંબિલક, લઉસ, બોક્કસ, ભિલ્લ, પુલિંદંધ, કોત્થ, ભરરૂયા, કોચ, ચીન, ચંચુયા, માલવ, દ્રવિડ, કુડાક્ષ, કિક્કય, કિરાત, અશ્વમુખ, હસ્તિમુખ, ખરમુખ, ખચ્ચરમુખ, મેંઢકમુખ, હયકર્ણ, ગજકર્ણ અને બીજા ઘણા અનાર્યો પ્રચંડ પાપ કરનારા, ક્રૂર અને દયા વગરના હોય છે. સ્વપ્નમાં પણ તેઓ ધર્મ એવા અક્ષરો જાણતા નથી હોતા. ચંડાલ, ભિલ્લ, ડોંબ, કસાઇઓ, માછીમારો, શિકારીઓ, લૂંટારા, ધાડપાડુ, વગેરે અને બીજા પણ અનાર્યો જિનેશ્વરોએ કહેલા છે, જેઓને, હે રાજન્! મેરુ જેટલું દુઃખ અને તૃણ જેટલું માત્ર સુખ છે. તેઓ ધર્મ, અર્થ, કામ અને પુરુષાર્થરહિત સુખ વગરના ઉપર જણાવેલા મ્લેચ્છો જેવા જ છે.

૮૨. આર્યકુળમા જન્મ્યા છતાં કેટલાક આંધળા, બહેરા, બોબડા, મૂંગા, સમજ ન પડે તેવા શબ્દ બોલનાર, લૂલા, લંગડા, પગ વગરના, રોગી હોય છે. કેટલાક કોઈ શ્રીમંત–ધનપતિને દેખે છે તો મનમાં અતિશય દુભાય છે, દુઃખી થાય છે. મંદ રૂપવાળા સ્વરૂપવાનને દેખી, દુઃખીઓ સુખીને દેખી દુભાય છે, ઇર્ષ્યા કરે છે. હે રાજા! કોઇક કોઇક પુરુષપણાને, કોઇક સ્ત્રીપણાને, મોહાગ્નિથી બળતા એવા નપુસકભાવને પણ કોઇક પામે છે, કોઈક લાંબુ આયુષ્યવાળા, કોઈક અલ્પાયુવાળા, કોઇક આરોગ્ય સુખવાળા, કોઈક સૌભાગ્યવંત, કોઈક દુર્ભાગી, કોઇક અપયશને પામનારા હોય છે, કેટલાક કુબડા, લંગડા, ખરાબ અંગવાળા, ઠીંગણા, મૂંગા, બહેરા. આંધળા, વ્યાધિ–રોગથી પરાભવિત, ઇષ્ટ વિયોગવાળા, અનિષ્ટ સંયોગવાળા એવા અનેક પ્રકારના સુખ–દુઃખનો અનુભવ કરનારા, ઘણા જન્મ–મરણો ઘણાને પ્રાપ્ત થાય છે.

## ગર્ભાવાસનાં દુ.ખો

નવ મહિના અશુચિ ગર્ભાવાસમાં જે વસવું પડે છે, એટલુ જ માત્ર વૈરાગ્યનું પ્રથમ કારણ બનવા બસ છે. પાપકર્મયોગે ઉદરમાં અશુચિ મલ–મૂત્ર જ્યાં પ્રચુર છે, ત્યાં પાતળી માંસપેશી થઈ તે સમયે હું તેમા ઘણી વખત પીગળી ગયો; ઘણી વખત પતિ પરદેશ ગયો હોય અગર વિધવા સ્ત્રી હોય તેના ગર્ભમાં ઉત્પન્ન થયો, ત્યારે જલદ ક્ષાર-ઔષધિના મૂળિયાં વડે બળીને રુધિર માફક બહાર નીકળી ગયો; બીજી કોઈક વેળા માતા મરી ગઈ એટલે ગર્ભમાં જીવવા છતાં દુઃસહ અગ્નિની જ્વાળામાં તઠફડતો બળી ભસ્મ થઈ ગયો. બીજા કોઈ ભવમાં નિષ્પુણ્યક સંપૂર્ણ અંગો હોવા છતાં ગર્ભમાં જ મરી ગયો, જેથી માતાની યોનિમાંથી અંગોપાંગ છેદીને બહાર કાઢવામા આવ્યો. કોઈ ભવમાં ગર્ભમાં સંતોષના શ્વાસરહિત ભયભીત બનેલો બહાર નીકળતો હતો, ત્યારે પુણ્ય વગરનો હું મરણ પામ્યો. મને જન્મ આપતી, મહાવેદનાવાળી ઊંચી–નીચી ઊછળતી, પહોળી થતી શલ્યવાળી મારી માતાને અનંત વાર મેં મરણ પમાડી. કોઈ કોઈ વખત વ્યભિચારી, દુરાચારી, કુલટા અથવા પાખંડી શ્રમણીએ કે કન્યાએ કુંવારાપણામાં ગર્ભ ધારણ કરી જન્મતાં સાથે જ ખાઈ, શેરી, સ્મશાન કે ઉકરડામાં માગે ત્યાગ કર્યો. ત્યાં પણ રુદન–આક્રંદન કરતો ઘણા શ્વાન, શિયાળ આદિ વડે ભક્ષણ કરાયો, અથવા સ્તનપાન ન મળવાથી કોઈક વખત ત્યા જ શોષાઈ ગયો. કોઈ વખત જન્મ્યા છતાં ભયંકર બાલહત્યા કરનારના હાથમાં ગયો, ત્યાં હું અને માતા રોકકળાટ કરતાં હતાં તોપણ મારી હત્યા કરી.

## મનુષ્યગતિનાં દુઃખો

કોઇ જગા પર કુમારભાવ, પૂર્ણ લક્ષણ અને અવયવ પામેલો હોવા છતાં પણ સ્વજનો તરફથી સેંકડો દુઃખો મળવાથી દેવે જન્માતરમાં પહોચાડ્યો. સ્ત્રી સાથે ઘણી વખત લગ્ન કર્યાં; ઘણાં સ્વજનોને પહેલાં હું મનગમતો હતો, પણ દરિદ્રના મનોરથ માફક સેંકડો વખત મૃત્યુ પામ્યો. મજબૂત પુષ્ટ સુદર શરીરવાળો હોવાથી યુવવતીગર્ના મનને હરણ કરનાર હું ઘણી વખત હતો, તોપણ યમરાજાએ સરસવની કંદલી માફક ટસ કરી તોડી નાખ્યો, અર્થાત્ મૃત્યુ પમાડયો; પરદારા લંપટ, ચોરી આદિ રાજાના અપરાધ કરવા વડે કરી શરીરછેદન, ડામ, માર ખાવો, લંછન, કેદખાનુ આદિ અનેક કષ્ટો ભોગવ્યાં, દુકાળ રૂપી રાક્ષસી લોકોનુ ભક્ષણ કરવા લાગી, ત્યારે ક્ષુધાને લીધે સેંકડો મનુષ્યોથી નિંદિત મનુષ્યમાંસ મેં એક વખત ખાધું. ઘણા ટુકડા સાંધી બનાવેલ વસ્ત્ર પહેરી હાથમાં એક રામપાતર કે ખપ્પર–ઠીબડીમાં લોકોએ છાંડેલુ એઠું અનિષ્ટ ભોજન માગી લેતો ત્યારે ઘણા બાળકો પાછળ ટોળે વળી 'ગાંડો, ગાંડો' શબ્દ કરતા હતા, હું એવી રીતે ગાંડપણમા ઘણીવાર ભમ્યો. કેટલીક વાર હથિયારના પ્રહારથી હણાએલ, દીનતાને ન છોડતો, શરણ પણ નહીં મેળવી શકતો લોકોના પગમાં પડતો હતો.

કોઇ વખત સ્ત્રીપણામાં દુઃસહ વૈધવ્ય દુર્ભાગ્ય, શોક, દરિદ્રતા, કંકાસ. ચિન્તાગ્નિથી

બળી રહેલી, પતિસ્મરણ કરતી, રુદન કરતી પ્રિયપતિનો વિયોગ, અદર્શન, ઈર્ષ્યાવશ-રોષથી મૂંઝાએલ મનવાળી બની હે રાજન્! આત્માને ધબાક કરતો કૂવામાં ફેંક્યો; દુઃશીલપણાનાં પાપોનું ફળફૂલ-પલ્લવરૂપ નાસિકા, હોઠ, કાનનું છેદાવું, ભેદવું વગેરે દુઃખ સહ્યું. વિચિત્ર સ્વભાવવાળી, શોકથી સંતાપ પામેલી અને પતિ ગણિકામાં આસકત બનેલો હોવાથી હે રાજન્! મેં આત્માને દીનવદનથી ફાંસે લટકાવ્યો. કપટ ભરેલી હું શિયાળામાં જૂની કંથા જેવું વસ્ત્ર પહેરી દુઃખી દરિદ્રની પત્નીની માફક ઘણી વખત ઘાસ પાથરીને સૂઇ રહી હતી.

મત્સ્ય મગરમચ્છ કાચબા આદિ ભ્રમણ કરી રહ્યા છે, વળી વિષમ ભમરીવાળા આવર્તો છે અને મોજાંના ઉછાળા પુષ્કળ છે જેમાં એવા સમુદ્રમાં વસવું પડેલું. આ કહેલાં અને તે સિવાયનાં બીજાં અનંત દુઃખો આ વિષમ સંસારઅટવિમાં મનુષ્યપણામાં હે રાજન્! પ્રાપ્ત કર્યાં. મસ્તકનો દુઃખાવો, જ્વર, વ્યાધિ, ભગંદર, શ્વાસ, જલોદર, હરસ, લૂતી નામનો વા, વિસ્ફોટક, ફોલ્લા આદિનાં દુઃખથી પરાભવિત, તિરસ્કાર, અપમાન, તર્જના, દુર્વચન, બંધ, ઘાત, વિનાશ, ફાડવું, ફોડવું, રોળાવું, સજ્જડ ઘસાવું, શસ્ત્રથી ફોડાણ-તોડન, સંકોચાવું, દાઝવું, આડવું, શૂલારોપણ, બંધન, મર્દન, હાથીના પગ નીચે ચગદાવું, મસ્તકછેદન, ભેદન, દોરડું બાંધી લટકાવું, નદીમાં પડવું, છોલાવું, ખાલ-ચામડી ઉતારવી, ખોડાવું, બૂડવું, અગ્નિમાં બળવું, ઇત્યાદિ નરક સરખાં અનેક દુઃસહ દુઃખો જન્મમરણની રેંટમાળા રૂપ મનુષ્યપણામાં જીવે સહ્યાં. વળી પણ-

* ૮૩. પ્રિય મનુષ્યોના દુઃસહ વિયોગના સંતાપાગ્નિની જ્વાળાથી શેકાવું, અપ્રિયજનના સંગમ વડે કરી મહાવજ્ર સરખી વીજળી જાણે પડી હોય તેવું થવું, અતિ દારિદ્રય, શોક, ચિંતાના ભારથી ભગ્ન, ભયંકર ખાંસી, શ્વાસ, સેંકડો વેદના અને દુઃખ પ્રચુરતા છે જેમાં એવું મનુષ્યપણું, હે રાજન્! આવાં આવાં દુઃખવાળું છે. સમુદ્ર વચ્ચે કાગડાને જેમ, તેમ જીવોએ ક્યાં વિશ્રામ કરવો? અહીં મનુષ્યપણામાં સર્વથી થોડું આયુ અંતર મુહૂર્ત માત્ર છે. ઉત્કૃષ્ટ આયુ ત્રણ પલ્યોપમનું હોય છે.

**દેવત્વનાં કારણો**

આટલા કારણથી મનુષ્ય કે તિર્યંચ દેવપણું પામે છે; સમકિત દેવ અને નારકી દેવપણું પામતા નથી. મૂઢમનવાળાઓ પાણી કે અગ્નિમાં પડવું, ફાંસો ખાવો, ઝેર ભક્ષણ કરવું વગેરે વિવિધ અજ્ઞાન તપો કરે છે. ઠંડી, ગરમી, ભૂખ, તરસ, વગર ઇચ્છાએ આવી પડેલું દુઃખ પરાધીનતાથી સહેવું તે રૂપી અકામ નિર્જરા, અને ઉદયમાં આવેલ દુઃખ સમભાવથી, આર્તધ્યાન કર્યા વગર સ્વેચ્છાએ ભોગવી પાપકર્મનો નાશ કરવો તે રૂપી સકામ નિર્જરા જો ભાવથી શુદ્ધ હોય તો તે મરીને દેવ થાય છે. પરંતુ જેઓ માયા શલ્ય, નિદાન શલ્ય, મિથ્યાત્વ શલ્યવાળા હોય તો આર્તધ્યાનમાં વર્તતાં મરીને તિર્યંચગતિમાં જાય છે. તેમાં વળી કેટલાક વ્યંતર દેવો, ભૂત, પિશાચ, વળી કોઇક રાક્ષસ દેવો બની પુણ્યશાળી મનુષ્યોની પણ સેવા કરે છે.

સમ્યકત્વ સાથે જેઓએ પાંચ અણુવ્રત કે મહાવ્રત ધારણ કર્યાં છે, તેમજ કર્મમલથી

મુક્ત બનેલા જેઓ સિદ્ધોને નમસ્કાર કરે છે, અરિહંતની પૂજા અને નમસ્કાર કરે છે, પંચાચારમાં રક્ત આચાર્યને શરણે ગયા છે, સૂત્રાર્થ ભણાવનાર ઉપાધ્યાયને પ્રણામ કરે છે, અને સિદ્ધિ નગરીને સાધી આપનાર એવી સંયમ યોગો વડે સુંદર ક્રિયાને સાધનાર, સ્વભાવે જેઓ સાધુ છે અને સાધુના શરણને પામેલા છે તે કમળ સરખા પુરુષો ખરાબ મલના આવાસસ્થાન રૂપ દેહનો ત્યાગ કરી દેવલોકના વિમાન વિષે મનોહર રૂપવાળા ઉત્પન્ન થાય છે. દેવવિમાનમાં તેઓ હાલતાં ચાલતાં કુંડળ ધારણ કરનારા, લટકતી લાંબી વનમાળાથી શોભાયમાન શરીરવાળા, શ્રેષ્ઠ રત્નાભરણ ધારણ કરનાર દેવો હોય છે.

**દેવગતિનાં દુઃખો**

હે નરનાથ! તે દેવતાઓને નિરંતર સુખ જ હોય એમ તું ન માનતો. કામભોગની ઇચ્છાવાળા દેવોને પણ દેવલોકમાં મહાદુઃખ હોય છે. નાટક કરનારા, ગાયન કરનારા, સેવક, પ્રતિહાર, ભૃત્ય, સૈનિક વગેરે હુકમ ઉઠાવનારા દેવતાઓને આ દુઃખ હોય છે. અતિ તીક્ષ્ણ, અનેક ધારાવાળા, જ્વાળાવલિથી જલતા એવા વજ્રને અને ઇંદ્રને દેખી આ અલ્પ રિદ્ધિવાળા આભિયોગિક દેવો મનમાં પશ્ચાત્તાપપૂર્વક આમ વિચારે છેઃ "હા હા.... વિષયોની આશાથી મૂંઝાઇને મેં ઘણું અકાર્ય કર્યું. જો ત્યાં મેં સંયમમાં વિરાધના ન કરી હોત તો અહીં ઇદ્ર સરખો અગર તેના સરખી ઋદ્ધિવાળો સામાનિક દેવ પણ થાત. અત્યારે આ ઇંદ્ર થયો અને હું એનો સેવક થયો. ખરેખર સાધુઓ સત્ય જ ઉપદેશ આપે છે કે પૂર્વભવમાં જેવા પ્રકારનું તપ કર્યું હોય તેવા ભોગફળની પ્રાપ્તિ થાય છે. સમ્યક્ત્વ, સાધુપણું અમે બંનેએ સરખું સેવવા છતાં અધ્યવસાય, ભાવના, પરિણામ, ગુણ, તરતમતાના યોગે તેઓ ઇદ્ર થયા અને હું સેવક થયો. વિષયાભિલાષામાં મૂંઝાએલ મન હોવાથી મેં જિનેશ્વરનાં વચનમાં આદરભાવ ન કર્યો, અને વિષય સુખથી પણ ચૂક્યો. ઘણા કાળ સંયમ પાળી એકઠું કરેલ ફળ મૂઢ એવા મેં નિષ્કારણ કોપ કરી વિનાશ કર્યું. લોકમાં પૂજાવા માટે, દાન મેળવવા નિમિત્તે જે તપનું સેવન કર્યું તે દાણા વગરના ફોતરા માફક નિઃસાર ધર્મ થયો. ભૃગુપાત, અગ્નિપ્રવેશ, જળપ્રવેશ કરી અકામ નિર્જરા થવા-રૂપ મરણ કર્યું, અજ્ઞાન તપ કરી જે ધર્મોપાર્જન કર્યું, ફળ-પુષ્પ તેનું ઘાસપુષ્પ સરખું અલ્પફળ પણ મોહરૂપી વાયરાએ અપહરણ કર્યું. ભાવ વગરની સંયમક્રિયા અને શીલ-ચારિત્ર-તપ એ કીડાથી ખવાઇ ગએલ ચણા માફક (ઉપરથી ફોતરું આખું દેખાય પણ અંદર ખાલી હોય) નિઃસાર કેમ નહિ? ડાહ્યા પુરુષોથી નિંદિત સાર વગરના તુચ્છ, અશુચિ-પ્રચુરતાવાળા, ક્ષણમાં નાશ પામવાના સ્વભાવવાળા, વિડંબના સરખા ભોગોમાં મોહાધીન આત્મા રક્ત બને છે. તે વખતે મનુષ્યપણામાં વિષયમાં મૂંઝાએલ મનવાળો હું સમજતો ન હતો; જો આ જાણતો હોત તો હૃદયથી વિષયની અભિલાષા કેમ ચિંતવું? આ પ્રમાણે કિંકર દેવતાઓ મહર્દ્ધિક દેવોને દેખી ચિંતાગ્નિથી બળતા અભ્યંતર વિકલ્પોની જાળથી શેકાયા કરે છે.

**ચ્યવનસમયનો કલ્પાંત**

* ૮૪. હવે ઇદ્ર સરખી રદ્ધિવાળા મહર્દ્ધિક દેવો જેમણે આગલા ભવમાં સારું

પુણ્ય કર્યું છે, તેઓ પણ છ મહિના આયુ બાકી રહે તે સમયે દુઃખી બને છે. તેઓની પુષ્પમાળા ( નિરંતર તાજી હોવા છતાં ) કરમાવા માંડે છે, દેહની કાન્તિ ઘટતી જાય છે, આસન ચલાયમાન થાય છે, હાથી વગેરે નજીકનો પરિવાર અનાદર મનવાળો બની આજ્ઞા ઉલ્લંઘે છે. આવા નિમિત્તોથી પોતાનો કાળ નજીક જાણી ભયભીત અને દીન વદન-વાળા તેઓ મનથી આમ વિચારે છે, " અરેરે ! હંસગર્ભ સરખા કોમળ શયનમાં દેવ-તાઈ શરીરની ઉત્પત્તિ થઇ હતી; હવે તે છોડીને અશુચિ ગર્ભાવાસમાં ઉત્પત્તિ થશે. ખીલેલાં શતપત્ર કમળ સરખાં દેવાંગનાનાં મુખ જોયાં હતાં; હવે હલકા વર્ગનાં ગુસ્સાવાળાં મોં જોવાં પડશે. લાલ અને સરસ સૂર્યવિકાસી કમળ યુક્ત વાવડીજળમાં અહીં સ્નાન કરતો હતો; હવે કેવી રીતે ગામડાંના અપવિત્ર તળાવમાં સ્નાન કરીશ ? કલ્પવૃક્ષ અને દેવતાઇ વૃક્ષોના વિકસિત પુષ્પગુચ્છથી શોભાયમાન દિવ્ય સુગંધમાં વાસ કર્યો; હવે અશુચિ દુર્ગંધમાં કેવી રીતે રહીશ ? સ્ફટિક મણિરત્નના બનાવેલ ઝગઝગાયમાન વૈડુર્યરત્નજડિત ભવનોમાં વાસ કર્યા પછી હવે જૂના વાંસની ભીંતથી બનાવેલ ઝૂંપડીમાં કેવી રીતે વાસ કરવો ? ત્રણ લોકમાં શ્રેષ્ઠ એવા કલ્પવૃક્ષ સમાન અહીં જિનેશ્વરને નમસ્કાર કરી હવે મૂઢ એવા મારે અન્ય પુરુષોને નમવું પડશે. દેવાંગનાના વિસ્તીર્ણ નિતંબરૂપી નદીકિનારે હંસની જેમ ક્રીડા કર્યા પછી હવે અરેરે, મનુષ્યપણામાં ખરાબ મહિલા અગર તેવી કુભાર્યા સાથે સહવાસ ભોગવવો પડશે. શ્રેષ્ઠ પદ્મરાગ, મરકત, કર્કેતન વગેરે રત્નના ઢગલા અહીં પડેલા હોવા છતાં નક્કી હવે દુર્ભાગી મારે ભૂમિ પરથી કોડીઓ ગ્રહણ કરવી પડશે. ગંધર્વોએ વગાડેલ વાજિંત્રોના તાલબદ્ધ તંત્રીના શબ્દ સાથે મળી નીકળેલ મધુર શબ્દથી સાવધાન થતો હતો; હવે અપ્રિય નિષ્ઠુર શબ્દો સાંભળી જાગવું પડશે. મેરુ પર્વત ઉપર જિનેશ્વરના જન્મોત્સવ સમયે પ્રગટપણે ત્યાં નૃત્ય કર્યું હતું. તેની બહુ વખત કોણે પ્રશંસા ન કરી ? હા, સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી વિકસ્વર થએલ કમળ સરખી મુખશોભાવાળા અને મેરુના શિખરના મુગટ સમાન જિનેશ્વરનું મુખ ફરી હવે ક્યારે જોઇશ ? લગીર દબાવાથી ખંડિત થએલ રાત્રિવિકાસી અને દિવસવિકાસી કમળમાંથી ઝરતાં મકરંદબિન્દુથી દીપતા દેવાંગ-નાના સ્તનયુગલ ફરી ક્યારે દેખીશ ? પદ્મદ્રહ–મહાપદ્મદ્રહાદિક દ્રહોમાં દેવાંગનાઓના સ્નેહ–કલહ પ્રેરિત અને કમલશ્રેણિયુક્ત એવું સ્નાન મને ક્યારે મળશે ? એ વાત હજી હૃદયમાં રમ્યા કરે છે કે નંદીશ્વરમાં જિનમહોત્સવમાં, અતિ સુંદર સેંકડો દેવોથી વ્યાપ્ત રંગમંડપમાં નૃત્ય કરતી અને જેના ઉપર સખીઓ નજર કરી રહેલ છે, એવી દેવીએ ઉજ્વળ ચપળ કટાક્ષદૃષ્ટિથી મને જોયો. વિવિધ વિનિર્મિત આભૂષણવાળો જ્યારે સમવ-વસરણમાં પહોંચ્યો ત્યારે દેવો ઉજ્વળ પાંપણવાળી દૃષ્ટિથી મને તાકીને જોઇ રહેલા; અરેરે, દેવતાઓ, નરેન્દ્રોને આનંદ આપનાર નંદનવન, પંડકવન, મોટું ભદ્રશાલવન, હા વક્ષાર મહાગિરિ, હિમવંત પર્વત હવે તું ક્યાં જોઇશ ? જેના કિનારા કંચન, મણિ અને વૃક્ષોની ઘટાવાળા છે તેવી શીતા–સીતોદા નદીઓ તેમજ સ્ફુરાયમાન મણિ–સુવર્ણ ધારણ કરનાર રમ્યક્પર્વત, દેવકુરુ–ઉત્તરકુરુ, તથા હે ગંગાનદી તમારું સ્મરણ કરું છું. તારા કિનારે રત્નાકર દ્વીપો વગેરે સ્થળોમાં મેં ઘણી વખત ક્રીડાઓ કરી." એ પ્રમાણે વિલાપ કરતો અને થોડી થોડી ઓછી ઓછી થતી કાંતિવાળો દેવતા પવન ફુંકાવાથી જેમ દીવો તરત

ઓલવાઈ જાય, તેમ ક્યાં અદશ્ય થયો તે જાણી શકાયું નહીં (અર્થાત્ ચ્યવી ગયો). વળી એ પ્રમાણે પ્રલાપોથી વિલાપ કરીને નજીક રહેલા બીજા દેવતાઓને નિત્ય દુઃખ ઉત્પન્ન કરતો; વજ્રાસણીના ઘાથી જેમ વૃક્ષ વિનાશ પામે તેમ પુણ્ય ખવાઇ જાય ત્યારે તે મૃત્યુને આધીન થાય છે. દેવતાનું ઓછામાં ઓછું આયુષ્ય દસ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટાયુ સર્વાર્થસિદ્ધમાં તેત્રીશ સાગરોપમનું હોય છે.

* ૮૫. તેથી હે પુરંદર રાજા! તમે જે વિચાર્યું કે 'સમગ્ર રૂપ, યૌવન, વિજ્ઞાન, લાવણ્યસંપન્ન સફળ મનુષ્યભવવાળા આ મુનિને પણ વૈરાગ્ય શાથી થયો કે જેથી આવા પ્રકારની દુઃખવાળી પ્રવ્રજ્યા અંગીકાર કરી? શું એમણે પણ આવા પ્રકારનું સંસારદુઃખ અનુભવ્યું હશે અગર વૈરાગ્યનું બીજું કંઇ કારણ હશે? હે રાજન્! બહુ કર્મપરંપરાથી મૂઢ સર્વ જીવો અનંત વખત સર્વ જાતિ અને યોનિ વિષે જન્મ્યા અને મર્યા. હે રાજા! આ સેંકડો દુઃખરૂપી જળચર જીવો અને ઊંચા ઊછળતા મોટા તરંગ વડે કરી ભયંકર આવર્તવાળો સંસારસમુદ્ર જો તરવાની ઇચ્છા હોય તો હું તને જણાવું છું કે જે સર્વ મેં તને કહ્યું તેમાં શ્રદ્ધા રાખી આ મારો ઉપદેશ તારે સાંભળવો.

**રાજાને હિતશિક્ષા**

કોઇ પણ જીવને મારવો નહીં; સજ્જન પુરુષનો પરાભવ કરવો નહિ; જીવો વિષે દયા કરવી; કોપ ન કરવો; દુર્જનો સાથે મૈત્રી ન કરવી; જૂઠું બોલવાનું બંધ કર; સત્ય બોલવામાં રમણતા કર; તપ અને સંયમમાં રાગ કર; વગર આપેલું ગ્રહણ ન કર; પરસ્ત્રીમાં રાગ ન કર; પોતાની જાતિનો ગર્વ ન કર; પાપી ધનનો અહંકાર દૂરથી ત્યજ; જ્ઞાનમાં અભિમાન તેમજ રૂપમાં માન ન કરીશ; બીજાનાં દુઃખની મશ્કરી ન કરીશ; દીન અપંગની સદા અનુકંપા કરજે; હંમેશાં ગુરુની પૂજા, તેમજ ઇષ્ટદેવને વંદન કર; કુટુંબ-પરિવારનું સન્માન કર; સગા-સંબંધીનો આદર કર; નોકર-ચાકર પ્રત્યે વિમુખ ન બનીશ; મિત્રવર્ગનો સત્કાર કર—આ સત્પુરુષોનો પ્રગટ માર્ગ છે. અનુકંપા-દયા વગરનો ન થઇશ; કોઇને ઠગતો નહીં; સંતોષ કરજે; અભિમાની અને જડ ન થતો; કંજુસ ન બનતાં દાન દેવામાં ઉત્સાહવાળો થજે; કોઇની નિંદા ન કરીશ; કોઇના પણ ગુણ ગ્રહણ કરવામાં જરૂર ઉદ્યમવાળો બનજે; જો ઉજ્વળ યશની ઇચ્છા રાખતો હોય તો આત્મપ્રશંસા ન કરીશ; કોઇના પણ ગુણરત્નનું બહુમાન કરજે; એક પણ લાભ આપણો કોઇએ કર્યો હોય તો સો ગણો કર્યો છે એમ વિચારજે; જો સજ્જન સાથે મૈત્રી ઇચ્છતો હોય તો પ્રથમ તારે તેમને આદરથી બોલાવવા; બીજાની સંકટ સમયે નિંદા ન કરીશ; પોતા પર સંકટ આવે ત્યારે તે સહન કરવામાં વજ્ર-કઠોર બનજે; ઋદ્ધિ-સમૃદ્ધિ જેમ વધે તેમ નમ્ર બનજે; જો પોતાની લક્ષ્મીને ઇચ્છતો હોય તો ધર્મ અને શિયળનું સેવન કરજે; તું તારા ગુણો અંગે મત્સર કે અભિમાન ન કરીશ; ઘણાઓ શિખામણ આપતા હોય ત્યારે લોકમાં જે સુંદર હોય તેનું જ સેવન કરજે; કદાપી લોકમાં કડવું વચન ન બોલીશ; જો સૌભાગ્યપણાની પતાકા મેળવવા ઇચ્છતો હોય તો કદાચ કોઇ કડવાં વચન કહે તોપણ મધુર વાણીથી જ ઉત્તર આપવો. એક વાત તને સત્ય જણાવી દઉં છું કે

મશ્કરીમાં પણ મર્મવેધક વચન તું કોઈને ન કહીશ. કેમકે આ લોકમાં આના કરતાં બીજું કોઈ દુર્ભાગ્ય નથી; કોઈ વ્યસન તો કરતો જ નહીં, એમ છતાં કરવું જ પડે તો ધર્મનું કરજે; નિપુણ પુરુષોએ કહેલાં શાસ્ત્રો વિષે રાગ કરજે; કળાનો વારંવાર અભ્યાસ કરીશ તો સજ્જનો વચ્ચે તારી ગણતરી થશે; હે રાજન્ ! આ લોકમાં આ પ્રમાણે કરાતું હોય તો નક્કી તેનાથી ધર્મ-અર્થ-કામ અને મોક્ષરૂપ ચારે પુરુષાર્થ કાર્ય-સાધક બને છે; તો આ જે વાતો જણાવી તેમાં પ્રથમ આદર કર; ત્યાર પછી શ્રાવકધર્મ, પછી શ્રમણધર્મ કર; તો જ સમગ્ર ક્લેશકર્મના કલંકથી રહિત બની, નિર્મળ કેવળજ્ઞાનની કાંતિવાળો બની, સમગ્ર દુઃખ-ક્લેશ રહિત સિદ્ધિસ્થાનમાં પહોંચીશ. ત્યાં નથી વૃદ્ધત્વ, નથી મૃત્યુ, નથી રોગ, નથી કોઈ પ્રકારનાં દુઃખો; ત્રણે ભુવનના સુખ કરતાં પણ ચડિયાતું અનુપમ સિદ્ધિ-સુખ ત્યાં છે.

ભયંકર આવર્તોરૂપી દુઃખો છે જેમાં અને જેનો છેડો ઘણો દૂર છે તથા જે અત્યંત વ્યાધિ, પીડા, જરા, મરણ, એવાં સેંકડો દુઃખોથી ભરપૂર છે એવા સંસારસાગરના જળમાં ડૂબતા મોહી મૂઢાત્માને એક માત્ર જિનવચન સિવાય બીજું કોઈ પણ બચાવ કરનાર નથી.



# પ્રકરણ સાતમું

## કષાયસ્વરૂપ-૧

* ૮૬. આ સમયે વિષયાન્તર થતો જાણી બે હાથ જોડી અંજલિપૂર્વક વાસવ મહામંત્રીએ ધર્મનંદન આચાર્યને પૂછ્યું, "હે ભગવંત! આપે અમને સમજાવ્યું કે ચારગતિ સ્વરૂપ સંસાર આવી રીતે દુઃખથી ભરેલો છે, તો તેનું પ્રથમ કયું કારણ છે કે જેથી જીવો એમાં પરિભ્રમણ કર્યા કરે છે?" ધર્મનંદન આચાર્યે કહ્યું, "હે મહામંત્રી અને હે પુરંદરદત્ત રાજા! ત્રણલોકના બંધુ સમાન જિનેશ્વરોએ સંસારપરિભ્રમણનું જે કારણ કહ્યું છે તે સાંભળો:—

વશ ન કરેલાં ક્રોધ અને માન, વૃદ્ધિ પામતાં માયા અને લોભ—આ ચારે કષાયો પુનર્ભવ રૂપી વૃક્ષના મૂળને સિંચે છે. અજ્ઞાનાંધ, કાર્યાકાર્ય વિશે વિવેકશૂન્ય, મૂઢાત્મા, અને જે વિષમ દુર્ગતિમાર્ગ અંગીકાર કરે છે, તેને માટે પાંચમો મોહ પણ સંસાર-પરિભ્રમણનું કારણ છે.

તેમાં જે કોઇ અપરાધી કે અનપરાધીને વિષે ખોટા વિચારો કરવા, પારકાને બાંધવાના, ઘાત કરવાના, ચાબુકથી મારવાના, અંગચ્છેદ કરવાના, તર્જના કરવાના, મારવાના વિચારો—વિકલ્પો મનમાં ઉત્પન્ન થાય તે ક્રોધ કહેવાય. જાતિ—કુળ—બળ—વિદ્યા—ધન વગેરે વડે કરી હું ચડિયાતો, મારા કરતાં તે દરેકમાં ઊતરતી કક્ષાનો હોય એનું હું શું સહન કરી લઉં? આવા પ્રકારનો વિચાર કરવો તે માન કહેવાય.

વળી આવા પ્રકારના પ્રયોગથી અને વચનચાતુરીથી એને બરાબર ઠગું, પછી તે સકારણ કે નિષ્કારણ હોય, એવા છેતરવાના પરિણામ રૂપ આ સર્વ સંસારમાં જ હોય છે તે માયા કહેવાય છે. વળી આ સુંદર છે, આ વધારે સુંદર છે, આ લઉં, આ રાખી મૂકું, આ સાચવી રાખું, આનું રક્ષણ કરું, આવા મમતા—મૂર્છાના પરિણામ રૂપ જે હોય છે તેને લોભ કહેવાય છે. તેમાં ક્રોધ ચાર પ્રકારનો સર્વજ્ઞ ભગવંતોએ કહેલ છે. તે આ પ્રમાણે: અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ, અને સંજ્વલન.

તેમાં પર્વતની ફાટ (તડ), પૃથ્વીની ફાટ, રેતીની રેખા અને પાણીની રેખા સમાન અનુક્રમે ક્રોધ હોય છે. જેમ પર્વતની ફાટ કોઇ દિવસ પુરાતી નથી તેમ જિંદગીના છેડા સુધી કૃષ્ણ લેશ્યાવાળા તે ક્રોધિત આત્માનો અનંતાબંધી ક્રોધ શમતો નથી, તેથી હે રાજન્ તેવી લેશ્યા અને ક્રોધના પરિણામયોગે જીવ નારકીગતિમાં જાય છે. કઠણ પૃથ્વીની

ફાટ સરખો અપ્રત્યાખ્યાની ક્રોધ એક વરસ સુધી ટકે છે. તે ક્રોધ પરિણામવાળો અને નીલલેશ્યા યુક્ત મૃત્યુ પામી તિર્યંચગતિમાં જાય છે. રેતીમાં પડેલી રેખા સરખો પ્રત્યાખ્યાની ક્રોધ ચાર મહિના ટકનારો હોય છે. એવા ક્રોધ પરિણામવાળો કાપોત લેશ્યાયુક્ત મનુષ્યગતિ પામે છે.

પાણીમાં પડેલી રેખા સરખા સંજ્વલન ક્રોધ સાથે તેજોલેશ્યા હોય તેવા પરિણામવાળો ક્રોધ પંદર દિવસ સુધી જ ટકે છે. પછી જેમ પાણીની રેખાને પુરાતાં વાર ન લાગે, તેમ આ કક્ષાના ક્રોધને શાન્ત થતાં વધારે વખત ન લાગે. તેવા પરિણામવાળો મરીને દેવલોકે જાય છે. જેવી રીતે ક્રોધના ચાર પ્રકાર સમજાવ્યા, તેવી જ રીતે માન પણ ચાર ભેદવાળું જિનેશ્વરોએ શાસ્ત્રમાં પ્રરૂપેલ છે. તે આ પ્રમાણે છેઃ—પત્થરનો થાંભલો લગીર પણ નમતો નથી; હાડકાંનો સ્થંભ કંઇક નમે છે; લાકડાનો કેટલીક મહેનતે નમે અને નેતરનો સ્તંભ સ્વવશ છે, અર્થાત્ જેમ વાળીએ તેમ વળી શકે છે. તેવી રીતે પત્થરના સ્તંભ જેવા અનંતાનુબંધી માનવાળા મરીને નરકમાં જાય છે. હાડકાના સ્તંભ જેવા માનવાળા તિર્યંચગતિમાં જાય છે. લાકડાના સ્તંભ સરખા પ્રત્યાખ્યાની માનવાળા મનુષ્યગતિમાં, અને નેતર સરખા કોમળ–નમ્રતાવાળા દેવગતિમાં જાય છે. ચાર પ્રકારની માયા પણ વાંસની ગાંઠ, મેંઢાનુ શિંગડું, ધનુષની છાલ અને માટી સરખી વક્ર સમજવી. વાંસના મૂળ સરખી બહુ જ વાંકીચૂકી માયાથી નરકમાં, મેંઢાના શિંગડા સરખી માયાથી તિર્યંચમાં, ધનુષની છાલ સરખી વાંકી માયાથી મનુષ્યગતિમાં અને માટી જેવી લગીર વક્રતા હોય તો તેવી અલ્પમાયાથી દેવલોકે જાય છે. તે જ પ્રમાણે લોભ પણ ચાર વિકલ્પવાળો, અનુક્રમે કીરમજી રંગ, નીલી રંગ, અંજન રંગ અને હળદર રંગ સરખો છે. પહેલા અનંતાબંધી લોભથી નરક, બીજા અપ્રત્યાખ્યાની લોભથી તિર્યંચ, ત્રીજા પ્રત્યાખ્યાની લોભથી મનુષ્ય અને ચોથા સંજ્વલન લોભથી દેવલોક મળે છે. આ ચાર કષાયોમાં ક્રોધ ઉદ્વેગ ઉત્પન્ન કરનાર, પ્રિય બંધુઓનો વિનાશ કરાવનાર, સંતાપ કરનાર, સદ્ગતિના માર્ગમાં આડો આવનાર છે.

૮૭. વળી કોપાયમાન માણસ જરૂરી કે બિનજરૂરી, ધર્મ કે અધર્મ, કર્મ કે અકર્મ, યશ કે અપયશ, કીર્તિ કે અપકીર્તિ, કાર્ય કે અકાર્ય, ભક્ષ્ય કે અભક્ષ્ય, ગમ્ય કે અગમ્ય, વાચ્ય કે અવાચ્ય, પીવા લાયક કે ન પીવા લાયક, બલ કે અબલ, સદ્ગતિ કે દુર્ગતિ, સુંદર કે અસુંદર, પથ્ય કે અપથ્યનો વિવેક કરતો નથી. વળી—

હજારો ડાહ્યા પુરુષોથી નિન્દિત, સ્વભાવથી પાપ–પ્રકૃતિવાળા ક્રોધને સાધુ ભગવંતો આધીન થતા નથી. ખોટા વિકલ્પોથી કોપાયમાન થએલ મહાપાપસમૂહથી ભરેલો મનુષ્ય સગા ભાઇ અને બહેનોને પણ મારી નાખે છે, જેમ આ પુરુષે બહેન અને ભાઇને માર્યા તેમ."

રાજાએ પૂછયું, "હે ભગવંત ! નથી સમજી શકતો કે આ પુરુષ કોણ છે ? કેવો છે ? એણે શું કર્યું ?" એટલે ગુરુએ કહ્યું, "આ તારી ડાબી બાજુએ અને મારી જમણી બાજુ પર બેઠેલ, ભ્રમર અને અંજન સરખી કાળી કાન્તિવાળો, અને ચણોઠીના ફૂળ સરખી લાલ આંખવાળો, કપાળમાં કરચલીવાળો, ભયંકર ભૃકુટી વડે યમરાજા સરખો,

આંખની ભ્રમરશ્રેણિની ભંગીયુક્ત, ક્રોધથી કંપાયમાન થયેલા બંને હોઠવાળો, મજબૂત, કઠણ નિષ્ઠુર અંગવાળો, જાણે બીજો કોપ ન હોય તેમ કોપાધીન બનેલા આ પુરુષે જે અનર્થ કાર્યો કર્યાં છે તે સાંભળો:—

ચંડસોમનો કોપ

૮૮. ઘણા સુવર્ણથી ઘડેલ, કિરણોથી તેજસ્વી, નિર્મળ કાંતિવાળાં રત્નોથી શોભાયમાન, પૃથ્વીના એક કુંડળ સરખો દ્રમિલાણ નામનો દેશ હતો. તેમા તપાવેલ સુવર્ણમય રત્ન જેવી ફરતી પરિખા, તેમજ કિલ્લા વડે શોભતી જાણે પૃથ્વીની કંચી ન હોય, તેવી કંચી નામની નગરી હતી.

તે મહાનગરીની અગ્નિ દિશામા ત્રણ ગાઉ દૂર રગડા નામનો સંનિવેષ હતો. તે કેવો હતો? વિંધ્યાટવી જેવો મદોન્મત્ત ભેંસોથી વ્યાસ; મહાદેવના મંદિર જેવો, જ્યાં બળવાન બળદ ઢેંકારવ કરતા શોભી રહેલ છે; મલયપર્વત જેવો, લાંબી ડાળવાળા સેંકડો વૃક્ષોથી વ્યાસ; આકાશસ્થળ જેવો, પ્રગટ ચંદ્ર જેવા આલ્હાદક ગ્રહ-સ્વામીથી શોભિતો. વળી—

ધન, ધાન્ય, શાલિ, ડાંગરવાળો, સેંકડો લોકો જેમા ક્રીડા કરી રહેલ છે એવા બગીચાથી મનોહર, સેંકડો ગોકુળો એકઠા થયાં છે જ્યાં એવા ગાયના વાડાઓવાળા તે સંનિવેષમાં જન્મથી દરિદ્ર, ઘણાં દુઃખ પામેલો, ચંડ-ક્રોધી, કજિયા-કંકાસ કરનાર સુશર્મદેવ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને ભદ્રશર્મા નામનો મોટો પુત્ર હતો. તે પુત્ર બાળપણથી ચંડ, ચપલ, સહન ન કરનાર, ગર્વિત, જડ, નિષ્ઠુર, આકરાં વચન બોલનાર, સર્વ બાળકોથી અપરાભવિત, નિરપરાધી બાળકોને મારતો રખડતો હતો. તેને તેવા પ્રકારનો અને તેવી પ્રકૃતિવાળો દેખીને બાળકોએ તેના ગુણ પ્રમાણે ચંડસોમ એવું બીજું નામ પાડી દીધું.

હે રાજા! એ ચંડસોમ તે જ આ. આના માતા-પિતાએ યોગ્ય ગુણ, કુલ, શીલ, માન, વૈભવ, વિજ્ઞાન અને વિદ્યાવાળી બ્રાહ્મણકુળની બ્રાહ્મણ બાલિકા સાથે વિવાહ કર્યો. પછી તે માતા-પિતા પણ કુટુંબનો ભાર તેઓના ઉપર નાખી, મૂર્ખલોકની વાણીપરંપરાથી મૂઢ બનીને, દુઃસહ દરિદ્રપણાથી કંટાળી ગંગા તરફ તીર્થયાત્રા નિમિત્તે નીકળ્યાં.

આ ચંડસોમ પોતાની આજીવિકા ચલાવતો અનુક્રમે યૌવનવયારૂઢ થયો. ચંડસોમની નંદિની નામની ભાર્યાને ખાવા-પીવાનુ અને પહેરવા-ઓઢવાનાં કપડાં પૂરતા ન મળવા છતાં અને જુદા જુદા વિલાસો પ્રાપ્ત ન થવા છતાં પણ, યૌવન વધવા સાથે તેનુ લાવણ્ય શોભવા લાગ્યુ. વળી કહ્યુ છે કે:—

ગમે તે ખાવ-પીવો, ગમે તેવાં મલિન વસ્ત્ર પહેરો, પરંતુ લાવણ્યપૂર્ણ તારુણ્ય સર્વથા રમ્ય જ લાગે છે.

તેવા પ્રકારની, તેવા યૌવનવયમા આવેલી નંદિની કેવી થઇ?

તે જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં ગામલોકના યુવાનોનાં શ્યામ અને ઉજ્જવળ ચક્ષુકમળથી પૂજાપાત્ર બને છે, અર્થાત્ સહુ કોઈ તેના તરફ એકી નજરથી જોયા કરે છે.

* ૮૯. પછી અખંડિત કુલશીલવાળી પત્નીને તે પ્રમાણે જોતો ચંડસોમ તેના પ્રત્યે ઈર્ષ્યા–મત્સર વહન કરવા લાગ્યો. કહ્યું છે કે—

ખરેખર, ધનવાનોને દરિદ્રો જુએ તો ઈર્ષ્યાવાળા થાય છે; પોતાના કરતાં ચડિયાતાને દેખે તો દુર્જન ભાવવાળા ઈર્ષ્યાથી મરી જાય છે. વળી હે રાજન્ ! અધમ સ્ત્રીપુરુષોને અધિક ઈર્ષ્યા–મત્સર હોય છે. વળી અસ્થાને અહંકાર, ગુણસમૃદ્ધિવાળા ઉપર ઈર્ષ્યા અને મત્સર તથા પોતાનામાં ગુણો ન હોવા છતાં પ્રશંસા એ દુર્જનનો માર્ગ પ્રગટ છે. આમ હે રાજા ! નંદિની ઉપર ઈર્ષ્યા વહન કરતાં કેટલોક કાળ પસાર થયો.

પછી કાસજાતિના ઘાસનાં પુષ્પ સરખો ઉજ્જવળ, નિર્મળ જળથી શોભતા તરંગવાળો, સ્ફટિક રત્નમય હોય તેવો, શરદઋતુએ જીવલોક બનાવ્યો. જાણે પ્રલયકાળના સમયે ક્ષીર-સમુદ્રના તરંગો હોય તેમ ચંદ્રની જ્યોત્સ્નાનાં જળવડે ભુવનના ભાગો ભીંજાવા લાગ્યા; કેટલીક જગ્યા પર કમલ ડાંગર લણી લીધાં છે; કંઈક ખીલેલાં પુષ્પોનો મકરંદ બહેકી રહેલો છે; કોઈક લીંબડાઓ નવપલ્લવિત થયા છે; એવાં ગામડાઓ શરદઋતુમાં મનોહર લાગે છે. અનાજ ઊગીને તૈયાર થએલ છે; દરિદ્ર ખેડૂતો ઘેર અનાજ આવવાની આશાથી સંતુષ્ટ થયા છે; બળદો ઢીંકારવ કરી રહેલ છે. અને શરદાગમથી પૃથ્વી પણ હર્ષિત બની છે.

ત્યાર પછી આવી પૃથ્વી દેખીને નટો, ભવાઈ કરનારા, મુષ્ટીયુદ્ધ કરનારા, તથા ચારણ-સમુદાય ગામડે ગામડે ભમવા લાગ્યા. તે જ ગામમાં એક નટની ટોળી ગામેગામ ફરતી આવી પહોંચી. ત્યાં આગળ હરદત્ત નામનો ગામનો મુખી હતો. તેણે નાટક કરવા નક્કી કર્યું, અને આખા ગામને જોવા નિમંત્રણ કર્યું. ગામડામાં દિવસે તો ખેતર ખેડવા, બળદ જોડવા, ગાય ભેંસ પશુ ચરાવવા લોકો રોકાએલા હોવાથી જોવાનો વખત નહીં મળે એમ ધારી, તેણે રાત્રીનો પ્રથમ પહોર નક્કી કર્યો. તે સમયે કોલાહલ શાન્ત થઈ ગયો હતો. ગાય ભેંસ વગેરેને ખીલે બાંધી દીધાં હતાં. વાછરડાં–વાછડી, પાડી, બાળકો સૂઈ ગયાં હતાં, સર્વે ઘરકાર્યથી પરવારી ગયા હતા. તે સમયે ગીત, ઢોલ, નગારાના શબ્દ સાંભળી ગામ લોકો જોવા માટે નીકળ્યા. જેમ કે કેટલાકો દીવા હાથમાં લઈને, વળી કોઈ માંચડો હાથમાં લઈ, કોઈક જોડા પહેરી, વળી કેટલાક હાથમાં ડાંગ લઈ નટમંડળી જોવા નીકળ્યા.

* ૯૦. આ ચંડસોમ પોતાની પત્નીનું રક્ષણ કરતો કુતૂહલથી આમ વિચારવા લાગ્યો, “અરે, હું જો નટ જોવા જાઉં તો મારી ભાર્યાનું રક્ષણ કેમ થાય ? માટે જોવા ન જવું; એને સાથે લઈને પણ જોવા ન જવું. કારણ કે નાટકસભામાં સેંકડો યુવાનોની નજર તેના ઉપર પડે. મારો ભાઈ છે તે પણ નટ જોવા માટે ગયો છે. એટલે જે થવાનું હશે તે થશે. માટે મારી બેન શ્રીસોમાને સોંપીને હું નાટક જોવા જઉં.” બેનને સોંપી હાથમાં શસ્ત્ર લઈ ચંડસોમ નાટક જોવા ગયો. ગયાને ઘણો વખત થયા પછી શ્રીસોમાએ કહ્યું,

"અરે નંદિની! કોઇક ચતુર નટ આવ્યો છે, તો પછી તે નાટક જોવા કેમ ન જવું?" અરે શ્રીસોમા! તું તારા ભાઈનો સ્વભાવ જાણતી નથી કે આમ બોલે છે? હું હજુ મારા જીવિતથી કંટાળી નથી. તને ઠીક લાગે તેમ કર." એમ કહી તે મૌન રહી. શ્રીસોમા નાટક જોવા ગઇ.

હવે ચંડસોમ જ્યાં નાટક જોવા બેઠેલો, તેની પાછળ એક યુવાન દંપતી વાત કરવા લાગ્યું અને યુવાને કહ્યું,

"હે સુંદરી! તું સ્વપ્નમાં દેખાય છે, મારા હૃદયમાં વાસ કરે છે, દિશાઓમાં તું ઘોળાયા કરે છે, તોપણ હું જે મનોરથો કરતો હતો તે પ્રમાણે આજે તને પ્રત્યક્ષ દેખી. હે સુતનુ! તારા સૌભાગ્યગુણરૂપી ઇંધનથી વૃદ્ધિ પામેલ મારો કામાગ્નિ તારા સંભોગ-જળથી શાન્ત થાય એવું તું કંઇક કર."

નજીક બેઠેલ ચંડસોમે આ ગુપ્ત મંત્રણા સાંભળી. બરાબર કાન દઇને સાંભળે છે, એટલામાં પેલી તરુણીએ તે યુવાનને જવાબ આપ્યો કે "હે બાળક! હું જાણું છું કે તું ચતુર, ત્યાગી, પ્રિય બોલનાર, સશક્ત, શોભાયમાન, કરેલા ગુણનો જાણનાર છે. પરંતુ મારો પતિ ચંડ (ઉગ્ર) છે."

✻ ૯૧. આ 'ચંડ' શબ્દ સાંભળી ચંડસોમને શંકા ઉત્પન્ન થઇ. તેણે વિચાર્યું, 'નક્કી આ મારી દુરાચારી ભાર્યા છે. મને અહીં આવેલ જાણી એ કોઇ જાર પુરુષ સાથે ગુપ્ત મંત્રણા કરતી મને જોતી નથી. માટે હજુ ફરીથી તેમની વાત સાંભળું કે દુરાચારી-ઓએ શું શું કર્યું છે.' યુવાને જવાબ આપ્યો.

"હે સુંદરી! પતિ ચંડ હોય કે સૌમ્ય હોય, ઇંદ્ર હોય કે યમરાજા હોય, આજે તારે મળવું જ પડશે, નહીંતર પુરુષહત્યા સ્વીકારવી પડશે." (અર્થાત્ તારો મેળાપ નહિ થાય તો અવશ્ય મારું મૃત્યુ થશે.) ત્યારે તરુણીએ કહ્યું, "જો તારો આવો નિશ્ચય જ છે તો મારો પતિ અહીં ક્યાંક બેસીને નાટક જુવે છે, માટે હું મારે ઘેર જઉં છું. ત્યાં તારે મારી પાછળ પાછળ આવવું." એમ કહી નીકળી તે તરુણી ઘેર ગઇ. આ સમયે ચંડસોમે વિચાર્યું કે આ તે જ દુશ્ચારિણી છે જેથી કહ્યું કે 'મારો પતિ ચંડ છે.' વળી બીજું કહ્યું કે 'અહીં જ ક્યાંક બેસીને આ નાટક જુએ છે.' તેણે અહીં મને દેખ્યો નથી. માટે દુરાચારી દુઃશીલ મહિલા કેવી હોય છે તે જુઓ. એણે આ જ ક્ષણે આ મોટું આળજાળ બોલવાનું શરૂ કર્યું. હવે અહીં મારે શું કરવું? જેટલામાં ચંડસોમ આમ વિચારે છે, તેટલામાં ગામ નટીએ આ ગીત ગાયું:—

"જે કોઇ જેને વલ્લભ હોય તેની સાથે બીજો ક્રીડા કરે, જો તે તેને જીવતો જાણે તો તેના પ્રાણ લે."

✻ ૯૨. આ નાટકીનું ગીત સાંભળી, કપાળમાં ત્રણ કરચલીઓની રચના કરી, ભૃકુટી ચડાવી, રોષથી જેના હોઠ ફરકી રહેલા છે, ક્રોધથી ભવાં ઊંચાં ચડી ગયાં છે, એવો મહાકોપાધીન થએલો ચંડસોમ વિચારે છે કે 'દુરાચારી દુઃશીલ તે જશે ક્યાં?

અવશ્ય તેનું મસ્તક લઈશ.' એમ વિચારતો તે ઊઠ્યો, શસ્ત્ર હાથમાં લઈ જવા લાગ્યો. મહાકોપથી ધમપછાડા કરતા હૃદય સાથે ઘર નજીક આવી, ગાઢ અંધકારવાળી જગ્યામાં ઘરની ભીંતના પાછલા ભાગમાં, હથિયારનો પ્રહાર કરવા તૈયાર થઈને ઊભો રહ્યો. આ બાજુ નાટક જોવાનુ પૂર્ણ થયુ એટલે ચંડસોમનાં ભાઈ અને બહેન ઘરની ખડકીના દ્વારમાથી પ્રવેશ કરતાં ચંડસોમે જોયાં. દેખતાં સાથે પરલોકનો વિચાર કર્યા વગર, લોકાપવાદ ગણ્યા વગર, પુરુષ વિશેષને ઓળખ્યા વગર, નીતિનો ખ્યાલ કર્યા વગર, ઉત્તમ પુરુષના માર્ગની અવગણના કરી, સર્વથા કોપરૂપી ઝેરના વેગથી અંધ બનેલો હોય તેમ ભાઈ અને શ્રીસોમા બેન એ બંનેને તેણે હથિયારથી હણી નાખ્યાં. બંને ધરણી પર ઢળી પડ્યાં. 'નક્કી આ તે જ પુરુષ અને આ મારી ભાર્યા હે અનાર્યો! તમારું મસ્તક છેદું' એમ કરી હથિયાર ઉગામી જેવો તે દોડ્યો તેટલામાં બારણાના પાટિયા સાથે હથિયાર અથડાયુ. તેના શબ્દથી ઝુંપડીના ખૂણામાં સૂતેલી ચંડસોમની ભાર્યા નંદિની જાગી ઊઠી. ગભરાઈને તેણે કહ્યું, "હે દુરાચારી! આ તમે શું કર્યું? તમારા ભાઇ અને બેનનો ઘાત કર્યો?" તે સાંભળી સંભ્રમપૂર્વક બરાબર ઓળખી, તેમને ત્યાં પડેલા જોઇ તેણે મહાપશ્ચાત્તાપ કરતાં વિચાર્યું:–

"નિરપરાધિ પ્રિય પ્રિયા માટે ખોટા વિકલ્પોની કલ્પના કરી. અરેરે, દુષ્ટ કોપાધીન બની મેં કેવું અકાર્ય કરી નાખ્યું? અરેરે માતાપિતાએ મને અર્પણ કરેલી હે નાની વહાલી બેન! અરે ભાઇ થઈને અંતે અત્યારે મારે હાથે કેવા પ્રકારનું અકાર્ય થયું?" એમ વિચારી 'અરેરે હું મરી ગયો' એમ બોલતો મૂર્છા પામી ધરણી પર પડ્યો. નંદિની પણ ખેદ પામી રડવા લાગી. 'હા મારા દિયર, હા મારા પ્રિય બાળક! હા મારી સખી નણંદ! તું ક્યાં ગઇ? હે દૈવ, હવે મને છોડ. ખરેખર તેં મને પાપ આપ્યુ.'

### ચંડસોમનો વિલાપ

÷ ૯૩. થોડીવારમાં મૂર્છા વળી, સાવધાન થયો એટલે ચંડસોમ વિલાપ કરવા લાગ્યો:–

હા બાળક! હે વત્સ! હે વહાલા ભાઇ! વિવેકશૂન્ય બની મેં નિર્દય પાપીએ ભોળા ભાઇને મારી નાંખ્યો. હે ભાઇ! જેને સ્નેહપૂર્વક કેડે બેસાડી રમાડ્યો તે તરફડતા ભાઇને નિર્દયપણે હથિયારથી છેદ્યો. હે વહાલા બન્ધુ! હે વત્સલ બહેન! પિતાનો વિનય કરનારી, માતૃભક્તા, હે બાળા, હે સરલાશયા! સેંકડો ગુણોવાળી! જ્યારે પિતા સાથે તીર્થયાત્રા કરવા ગયા હતા ત્યારે પિતાજીએ તને મને સોંપી હતી. માતાજીએ તો મને કહ્યું હતું કે મારા જીવિતથી અધિક પ્રિય એવા આ સુંદર સ્નેહાળ પુત્રની ખબર સંભાળ રાખજે. આવી રીતે સમર્પણ કરાયેલાંની હવે કેવી રીતે કોપરૂપી રાક્ષસથી ઘેરાએલા મારી પાસે ગતિ કરાવી? વત્સલ બાળકોના હવે વિવાહ કરવાના મનોરથ હું કરી રહ્યો હતો. પરંતુ નિષ્પુણ્યકના ચિંતવેલા મનોરથો સફળ થતા નથી. ખરેખર નાના ભાઇના વિવાહ–લગ્ન સમયે નવા રંગેલા વસ્ત્રની કસબી પાઘડી પહેરી હર્ષથી હું નૃત્ય કરીશ, ઇત્યાદિક જેટલામાં વિચારું છું, તેટલામાં કુપિત કૃતાંતે કેવું ન કરવાનું કર્યું,

તે મારું કર્મ જુઓ ! ચિંતવ્યુ કંઈક, અને ઘટના બીજી જ બની. જો કદાપિ હું સમુદ્રમાં પડું, અગર પહાડ પરથી ખીણમાં ગબડું કે પાતાલમાં પ્રવેશ કરું, અગ્નિ પર ચડી બેસું, તોપણ ક્યાંય મારી શુદ્ધિ નથી. ભાઈ અને બહેનની હત્યા કરનાર નિર્ભાગી હવે હું સવારના પહોરમાં ક્યા ખેડૂતને મારું મુખ બતાવીશ ! હવે આ કાળે મારા માટે આ જ યોગ્ય છે કે ચિતાગ્નિમાં આત્માને હોમવો. આ પ્રમાણે દુસ્સહ કરુણ શબ્દથી અતિ દીન બનેલો તે વિલાપ કરી રહ્યો હતો તે સમયે ચંદ્ર જળાવતરણ કરી પશ્ચિમ સમુદ્રમાં ગયો. રુદનશબ્દ સાંભળી અલ્પ કોમળ હૃદયવાળી રાત્રિરૂપી મહિલાના અશ્રુજળ સરખા તારાઓ ખરવા લાગ્યા. તેવામાં જેના લાલ કોપથી દુર્જન પ્રતિપક્ષનો પ્રતાપ હણાઈ ગયો છે, અને જેનાં અતિ પ્રચંડ કિરણો પ્રગટ થયાં છે, એવા રાજા સરખા સૂર્યનો ઉદય થયો.

૯૪. અરુણોદય થયા પછી થોડીવારે કમળવનનો પ્રિય બંધુ, ચક્રવાકીના હૃદયમાં હર્ષ ઉત્પન્ન કરનાર સૂર્ય ઉદય પામ્યો તે સમયે, ચંડસોમને મૂર્ચ્છાની શાંતિ થયા બાદ લોકોએ કહ્યું, "મરનાર મરી ગયાં, તું હવે નકામો શોક છોડી દે." તોપણ ખૂબ પશ્ચાત્તાપ કરતો, અગ્નિમાં પ્રવેશ કરવો એવા નિશ્ચયપૂર્વક દીનમનવાળો ચંડસોમ મરવા માટે તૈયારી કરતો, મહાપાપના પ્રહારથી અપરાધી માફક ગામબહાર નીકળી ગયો અને સ્મશાનભૂમિમાં પહોંચ્યો. મોટા લાકડાની મહાચિતા તૈયાર કરી. તલ, ઘી, કપાસ અને કુસુંભ પુષ્પોનો સમુદાય એકઠો કરી તેણે અગ્નિ સળગાવ્યો. તેમાંથી ભડકા નીકળવા લાગ્યા. આ વખતે બરાબર અંગો બાંધીને ચંડસોમ અગ્નિમાં પ્રવેશ કરવા દોડ્યો. તેટલામાં 'અરે એને પકડી લો, પકડી લો, અરે રોકો રોકો,' આ પ્રમાણે લોકોની બૂમો સાંભળી બળવાન યુવાનોએ તેને પકડી લીધો. ચંડસોમે તેઓને કહ્યું, "અરે ભાઈઓ ! પાપી એવા મારે હવે જીવવાથી શું ? તેમ જ ધર્મ-અર્થ-કામરહિત, પંડિત પુરુષોએ નિંદેલા, નિર્ગુણ એવા જીવતા પુરુષો મરેલા સરખા જ છે. માટે પ્રિય બંધુ-બહેનની હત્યા કરનારો, ડાહ્યા પુરુષો વડે નિંદાયેલો હું આત્મારહિત થયો છું. મારે હવે જીવવાનું કંઈ પ્રયોજન નથી."

### પાપશુદ્ધિનો ઉપાય

હવે મનુ મુનિ, વ્યાસ મુનિ, વાલ્મીકિ ઋષિ, માર્કંડ મહર્ષિ, ભારત, પુરાણ, ગીતા, શ્લોક, વૃત્ત વગેરેના, પિતા-પિતામહની પરંપરાથી ચાલ્યા આવતા અસંબદ્ધ ખંડોને એકઠા કરનાર, તે ગોકુળ, હળ, ખેતર દ્વારા આજીવિકા મેળવનાર ગ્રામપંડિતોએ કહ્યું કે, "આનું અહીં શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્ત જણાવેલું છે, તે આચરી પાપરહિત થા." એટલે ચંડસોમે કહ્યું, "હે ભટ્ટારક ! જો એમ છે તો મને પ્રાયશ્ચિત્ત આપો, જેથી આ મહાપાપથી શુદ્ધ થઉં." ત્યારે એકે કહ્યું કે 'વગર ઇચ્છાએ કરેલું પાપ ઇચ્છા વગર જ શુદ્ધ થઈ જાય છે.' અસંબદ્ધ પ્રલાપ કરનાર બીજાએ કહ્યું, "મારવાની ઇચ્છા કરનારને મારી નાખે તેથી બ્રહ્મહત્યા લાગતી નથી." વળી ત્રીજાએ કહ્યું, "કોપથી કરેલ પાપમાં

કોપ એ જ અપરાધી છે." ચોથાએ કહ્યું, "બ્રાહ્મણો પાસે પાપ પ્રગટ કરી શુદ્ધ બની શકાય છે." વળી કોઇકે કહ્યું, "અજ્ઞાનથી કરેલ પાપમાં દોષ લાગતો નથી."

* ૯૫ એ પ્રમાણે પૂર્વાપર સંબંધ વગર અને પરસ્પર વિરોધવાળાં વચનાનુસારી મહામૂર્ખ ભટ્ટોએ પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું તે વિશે જણાવતાં કહ્યું કે 'ઘરનુ સર્વ દ્રવ્ય, ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર, ખાટલા, દંડ, ભંડાર, બે પગવાળા તથા ચાર પગવાળા વગેરે સર્વ પદાર્થો બ્રાહ્મણોને આપી, ભિક્ષાપાત્ર હાથમાં લઇ, વિસામા વગર ભિક્ષાભ્રમણ કરતો, મસ્તકમુંડન કરાવી, ગંગા, દ્વારકા, હિમાલય, લલિત, ભદ્રેશ્વર, વીરભદ્ર, સોમનાથ, પ્રભાસ, પુષ્કર વગેરે તીર્થોમાં શરીરસ્નાન કરતો પરિભ્રમણ કર કે જેથી તારાં પાપની શુદ્ધિ થાય. જે કોઇ મહાપાપવાળો આત્મા અનંતકાળે પણ પાપથી ન છૂટી શકે તે આ પ્રમાણે કરવાથી અલ્પકાળમાં પાપમુક્ત બને છે.'

પછી ધર્મનંદન ગુરુએ કહ્યું:—

"પરંતુ પાપમનવાળા આત્માનો પાપમળ બાહ્ય જળ વડે ધોવાથી દૂર થતો નથી. કુંભારની સ્ત્રીને પ્રસૂતિ હોય ત્યારે લુહારની સ્ત્રી ઘી પીએ તેથી શું વળે?

હે રાજન્! શરીરમળ ભલે તીર્થજળથી શુદ્ધ થાય, પણ પાપકર્મ જળથી કેવી રીતે શુદ્ધ થાય? ત્યારે પવિત્ર મનનું અર્થાત્ વિશુદ્ધિ કરનાર પરિણામનું સેંકડો વખત સેવન કરાય તો પાપસમૂહની શુદ્ધિ થાય છે. તીર્થજળ માત્રથી તેનો (પાપકર્મનો) ભાર કેવી રીતે ધોવાય?

વળી તીર્થજળ કેવા સ્વભાવવાળું છે? જો પાપ દૂર કરવાના સ્વભાવવાળું તીર્થજળ હોય તો બે પક્ષ પડે છે. શું અંગના સંગમથી કે ચિંતવન કરવાથી તે પાપહરણ કરે છે?

જો અંગસ્પર્શથી પાપહરણ થતું હોય તો જળમાં રહેલ મત્સ્યો, મગરમચ્છો, માછીમારો અનંત સ્વર્ગમાં પ્રથમ જવા જોઇએ. હવે ચિંતવવા માત્રથી પાપહરણ થતું હોય તો દૂર દક્ષિણમાં રહેનાર લોક અહીં સુધી શા માટે આવે? પોતાના સ્થાનમાં રહી ચિંતવીને સ્વર્ગારોહણ કરે. આ જળ પવિત્ર કરનાર છે, પણ સાથે વિશેષ પ્રકારની બુદ્ધિ હોય તો; તેમાં પણ વિશિષ્ટ બુદ્ધિનો સ્વીકાર કરી કૂવાનું જળ લઇ શુદ્ધિ કરે, તો તીર્થે જવું નિરર્થક બને, કારણ કે કૂવાનું જળ તીર્થજળ નથી, પણ તીર્થજળ શુદ્ધ કરનાર થશે તેમાં શું કારણ? માટે ડાહ્યા–પંડિત પુરુષોને યુક્તિ–વિચારણા યોગ્ય આ વાત નથી. મૂઢ જનોની વચનપરંપરાથી આ વાતો આવેલી છે. જે વળી મરેલાના અવશેષો અને હાડકાં ગંગાના જળમાં નંખાય છે તેથી મરનારને ધર્મ થાય છે, આવી સમજણ તને કોણે આપી? તેથી, હે રાજન્! આ બીચારા અજાણ મુગ્ધ પાપીને મંદબુદ્ધિવાળા ભરમાવે છે."

આમ પોતાનું પૂર્વે બનેલું અને અનુભવેલું સત્ય વૃત્તાન્ત સાંભળી વિનયથી અંજલિપુટની રચના કરી, ભક્તિથી પૂર્ણ સદ્ભાવવાળો, સંવેગપ્રાપ્ત બુદ્ધિવાળો ચંડસોમ ફરીથી વૈરાગ્યનું સેવન કરવા લાગ્યો, અને ભગવંતના ચરણકમળ પાસે જઇ હાથ વડે તેમના ચરણયુગલને સ્પર્શ કરવા લાગ્યો.

અશ્રુજળ ટપકવાથી ગુરુનાં ચરણ ભીનાં કરતો સંવેગ બુદ્ધિવાળો તે આમ બોલવા લાગ્યો, "હે ભગવંત! નિર્ભાગી મારું દુશ્ચારિત્ર આપે જે કહ્યું, તેમાં અક્ષર માત્ર પણ ફરક નથી. આ જેમ જાણો છો તેમ નિષ્પુણ્યક મારા પાપની શુદ્ધિ કેવી રીતે થાય તે પણ આપ સ્પષ્ટ જાણો છો. માટે મોટા પાપરૂપી સમુદ્રમાં પડેલા મારા ઉપર આપ કૃપા કરો. સત્પુરુષો હંમેશાં દીન મનુષ્યો ઉપર, નમતા પુરુષ પ્રત્યે વત્સલતાવાળા હોય છે." એ પ્રમાણે પગમાં પડેલ વિલાપ કરતો હતો ત્યારે ગુરુએ કહ્યું:-

ચંડસોમને દીક્ષા

"હે ભદ્રમુખવાળા! મારી વાત સાંભળ. સર્વજ્ઞ સર્વ તીર્થંકર ભગવંતોએ આ પ્રમાણે પ્રરૂપણા અને પ્રજ્ઞાપના કરેલી છે:—

નિશ્ચે કરીને પૂર્વે કરેલાં દુષ્પ્રતિકાન્ત કર્મોનો ભોગવવાથી જ છૂટકારો છે; ભોગવ્યા સિવાય છૂટકો નથી; અથવા તપસ્યા દ્વારા એ કર્મો ખપાવાય.

તેથી તું તપ કર, દીક્ષા સ્વીકાર; કોપ કરવો બંધ કર; સંયમમાં રમણતા કર; માયાને છોડી દે; હવે લોભનો વિચાર ન કર; અભિમાનનો અનાદર કર; વિનયવાળો બન. તેમજ એ પ્રમાણે કરનારનું અહીં આ ભવનું તેમજ પહેલાંના લાખો ભવોનું કરેલું સર્વ પાપ ક્ષણવારમાં વિનાશ પામે છે." એ સાંભળી ચંડસોમે કહ્યું, "હે ભગવંત! જો હું દીક્ષાયોગ્ય હોઉં તો મને દીક્ષા આપો." ગુરુએ પણ જ્ઞાનાતિશયથી ચંડસોમને ઉપશાન્ત અને ક્ષપિત કર્મવાળો જાણી પ્રવચનમાં જણાવેલ સામાચારીપૂર્વક તેને દીક્ષા આપી.

માનનું સ્વરૂપ

* ૯૬. ધર્મનંદન ગુરુએ પછી કહ્યું:—

"અભિમાન સંતાપ કરાવનાર અને ધનનો નાશ કરનાર છે. પરાભવનું મૂલ માન છે. પ્રિય બન્ધુનો નાશ કરનાર માન છે.

અભિમાનમાં જડ બનેલ પુરુષ પોતાનું કે પારકું જાણતો નથી. પ્રિય કે અપ્રિય, બંધુ કે અબંધુ, શત્રુ કે અશત્રુ તે જાણતો નથી. તેને નથી મિત્ર કે અમિત્ર, ન સજ્જન કે ન દુર્જન, ન સ્વામી કે ન સેવક, ન ભૃત્ય કે ન અભૃત્ય, ન ઉપકારી કે ન અનુપકારી, ન પ્રિયંવદ કે ન અપ્રિયંવદ, ન સ્નેહ કે ન અસ્નેહ. તેમજ—

માન લઘુતાનું મૂળ, સદ્ગતિ-માર્ગનાશક અને અનર્થ કરનાર હોવાથી સાધુ પુરુષોએ તેનો દૂરથી જ ત્યાગ કરેલો છે. માનરૂપી મહાગ્રહથી ઘેરાએલો માતા, પિતા અને ભાર્યાને મરણ પામતાં સાક્ષાત્ દેખવા છતાં માનના લીધે આ પુરુષની જેમ અટકાવતો નથી અને મરવા દે છે."

ત્યારે રાજાએ પૂછ્યું, "હે ભગવંત! અહીં સભામાં ઘણા પુરુષો બેઠેલા છે. અમે નથી સમજી શકતા કે એ માન કરનાર પુરુષ કોણ છે?" એટલે ધર્મનંદન આચાર્ય ભગવંતે કહ્યું:-

"જે મારી ડાબી અને તમારી જમણી બાજુ પર બેઠેલ છે તે આ પુરુષ. એણે

એક ભ્રમર ચડાવેલી છે, પોતાનું વક્ષસ્થલ પહોળું કરેલ છે, ગર્વથી આંખ મીચી દીધેલી છે, પગ પર પગ ચડાવેલા છે અને મોટા આડંબરવાળો દેખાવ કર્યો છે. વારંવાર ડાબા પગથી ધરણિતલનું તાડન કરતો, તપેલા સુવર્ણની કાંતિવાળો, લાલાશવાળી લાંબી આંખની પાંપણવાળો, અભિમાનવાળી નજરથી તમને પણ જોઇ રહેલો છે. એના સ્વરૂપે જાણે માન પોતે અહીં આવ્યું હશે ! અને આ માનમૂઢે જે કર્યું છે તે સાંભળો:—

" ૯૭. ઉપવન, આરામ, પદ્મખંડ વડે મનોહર, નર–નારી જ્યાં ઘણાં છે, એક એક ગાઉના આંતરે જ્યાં ગામો વસેલાં છે, અને ગામ નજીક તળાવો રહેલાં છે, અને જે સુષમા આરાના પ્રથમ રાજાના પુત્રના નામથી પ્રસિદ્ધ પામેલ છ ખંડ–રૂપ ભરતભૂમિમાં સારભૂત છે એવો અવંતિ નામનો દેશ છે.

તે અવંતિ દેશ કેવો છે ?

એ સમગ્ર દેશમાં પરિભ્રમણ કરતાં મુસાફરોએ એક કે બે જ એવા તળાવો દેખ્યાં હશે, જેને કસોટીના કાળા પથ્થરની પાળ કરીને બાંધ્યાં નહીં હોય; બે કે ત્રણ એવાં વૃક્ષો દેખ્યાં હશે જેને રસવાળાં સ્વાદિષ્ટ મોટાં પાકેલાં ઘણાં ફળો નહિ હોય; ત્રણ કે ચાર એવાં ગામો દીઠાં હશે જ્યાં અલ્પ ડાંગરની ગણના કરાતી નથી; ચાર કે પાંચ એવાં દેવકૂલો જોયાં હશે જ્યાં સુંદર વિલાસિની સ્ત્રીઓ એકઠી મળી સંગીત સાથે ગીતો ગાતી ન હોય; પાંચ કે છ એવી વિલાસિની સ્ત્રીઓ દેખાઇ હશે જેણે મોરપીંછનો તથા ઉજ્વળ છત્ર અને ચામરનો આડંબર ન કર્યો હોય, તેમજ—

ઘણાં રત્નોથી ભરેલો, ફરતા મોટા દક્ષિણાવર્ત શંખો જેના કિનારે છે, નિર્મળ મોતીની પ્રચુરતા જ્યાં છે એવા સમુદ્રની ઉપમાવાળો માલવ દેશ છે.

### ઉજ્જયિની નગરીનું વર્ણન

તે માલવ દેશના મધ્ય ભાગમાં ઉજ્જવળ ઘરરૂપી નિર્મળ આકાશવાળી, સ્ફુરાયમાન મણિરત્નના નિર્મળ કિરણ રૂપ તારાઓવાળી, જાણે શરદઋતુની ગગન–લક્ષ્મી હોય તેવી ઉજ્જયિની નામની નગરી શોભે છે. ત્યાં ગ્રીષ્મ ઋતુમાં જળયંત્ર (રેંટ) રૂપી મેઘના ગર્જારવ સાંભળી હર્ષિત થયેલા ગૃહમોરોને લીધે અને પદ્મરાગમણિ વડે કરી ઇંદ્રધનુષ્યને લીધે જાણે વર્ષા–લક્ષ્મી શોભતી હોય તેમ લાગે છે. વર્ષાઋતુ કાળે વળી સ્ફટિક મણિથી બનાવેલ ગૃહશિખરો શરદકાળના સફેદ વાદળાં સરખા ઉજ્જવળ અને નિર્મળ લાગતાં હોવાથી અને ઇંદ્ર-નીલમણિ વડે શોભતી હોવાથી જાણે નીલકમળથી વ્યાપ્ત હોય તેમ શરદકાળની શોભા પામતી હતી. શરદકાળમાં વળી ગ્રીષ્મલક્ષ્મીની શોભાનું તે નગરીમાં અનુકરણ થાય છે. કેવી રીતે ? દુઃસહ સૂર્યકિરણોના સમુદાયથી સંતાપિત અને પ્રજ્વલિત સૂર્યકાન્તમણિથી ઉત્પન્ન થયેલ તાપવાળી અને ફુવારાની જળધારાથી ધોવાએલ નિર્મલ, શ્વેત અને શ્યામ કિરણ મિશ્રિત શિરીષ પુષ્પોના ગુચ્છાઓવાળી ગ્રીષ્મલક્ષ્મી શરદકાળમાં તે નગરીમાં અનુભવાતી હતી.

ત્યાં આગળ નગરનાં યુવાન દંપતીઓ શરીર ઉપર આભૂષણ આદિની શોભા કરતા નથી. શા કારણથી ? કારણ કે સ્વભાવથી જ લાવણ્યવાળા હોવાથી પોતાની કાંતિથી

ચંદ્ર કલંકિત દેખાય તે ભયથી. તે નગરીમાં કામિનીઓ જુદાજુદા પ્રકારના આસવો કે મદિરા પીતી નથી. શા કારણથી? કારણ કે સંભોગવિલાસ રૂપ રંગમાં પડવાના ભયથી. ત્યાં આગળ વિપરીત ક્રીડા કરનારી વિલાસિની સ્ત્રીઓ ઘૂઘરીવાળા કંદોરા પહેરતી નથી. શા કારણથી? કારણ કે કામીવર્ગ સ્વભાવથી મધુર કંઠવાળી સ્ત્રીઓના કુપિત શબ્દના શ્રવણની આશામાં લુબ્ધ હોવાથી. વળી—

તે નગરીમાં ઊંચા મોટા મોટા દરવાજાવાળા, ઉદ્યાનવાળા, શિખરયુક્ત ભવનો હતાં, અને દરેક ભવન નગર જેવા મોટાં જણાતાં હતાં.

* ૯૮. તે ઉજ્જયિની મહાનગરીની ઇશાન દિશામાં એક યોજન દૂર, જેમાં અનેક ધનધાન્યની સમૃદ્ધિવાળા હોવાથી ગર્વિત બનેલ ખેડૂતો વસેલા છે, અને મહાનગરીનું જે અનુકરણ કરી રહેલ છે, એવું કૂપવૃન્દ નામનું ગામ છે. ત્યાં આગળ પહેલાંના કોઇ એક રાજાના વંશમાં જન્મેલ, પણ કોઈ પણ પ્રકારે અત્યારે ભાગ્યહીન તથા સ્વજન સંપત્તિ રહિત બનેલ ક્ષેત્રભટ્ટ નામનો એક વૃદ્ધ જૂનો ઠાકોર રહેતો હતો. ખરેખર લાલ કમળના પત્ર પર જળબિન્દુની ચંચળતા સરખી લક્ષ્મી પુરુષોને માટે ચંચળ હોય છે.

પુણ્યરૂપી અંકુશથી આકર્ષિત લક્ષ્મી કેટલાકને પ્રથમ હોય અને પછી પણ કેટલાકને હોય અને ટકી રહે છે. કોઇક મનુષ્યને પ્રથમ હોય અને પાછળથી ચાલી જાય છે. કોઇકને પ્રથમ ન હોય પણ પછી હોય છે.

## માનભટ્ટે ભીલપુત્રની કરેલી હત્યા

પોતાના જીવિતથી પણ અધિક વલ્લભ તેને વીરભટ્ટ નામનો એક જ પુત્ર હતો. તે ઠાકોર તે પુત્રને સાથે લઇ ઉજ્જયિની નગરીના રાજાની સેવા કરવા લાગ્યો. સેવા કરતાં આ ઠાકોરને રાજાએ તે કૂપવૃન્દ ગામ બક્ષીસ કર્યું. અનેક યુદ્ધોમાં જેને ઘણા ઘા વાગેલા છે, વૃદ્ધપણાના યોગે શરીર પણ જીર્ણ થએલ છે, ચાલવા માટે પણ અસમર્થ થયો છે એવો ક્ષેત્રભટ્ટ વરસો જતાં પોતાના પુત્ર વીરભટ્ટને રાજકુલમાં પોતાના અનુગામી તરીકે સોંપી પોતે ઘેર રહેવા લાગ્યો. રાજકુલમાં તેનો પુત્ર રહેવા લાગ્યો. તેને શક્તિભટ્ટ નામનો પુત્ર હતો. તે સ્વભાવથી જડ, અભિમાની, અહંકારી, ક્રોધી, વૈભવથી ઉન્મત્ત, યૌવનથી ગર્વિત, રૂપમાં અહંકાર કરનારો, વિલાસ-બુદ્ધિવાળો અને 'હું બહાદુર પુરુષ છું' તેવા અભિમાનવાળો હતો. આવા પ્રકારના સ્વભાવવાળો હોવાથી ઉજ્જયિની નગરીના લોકોએ અને રાજપુત્રોએ શક્તિભટ્ટ નામનો અનાદર કરી માનભટ્ટ એવું નવું બીજું નામ પાડયું. હે નરનાથ! તે જ આ માનભટ્ટ છે. કોઈક દિવસે મહારાજનું રાજમંડળ સભામાં પોતપોતાના સ્થાને બેઠેલું હતું. તે વખતે માનભટ્ટ ત્યાં આવી પહોંચ્યો. ત્યારપછી અવંતિવર્દ્ધન રાજાને લગીર નમી નમસ્કાર કરી પોતાના આસનસ્થાન તરફ નજર ફેંકી જેટલામાં જુવે છે, તો ત્યાં આગળ તે સ્થાનમાં ભીલ્લરાજપુત્રને બેઠેલો જોયો. તે જ દિશામાં જઇ તેણે કહ્યું.

"અરે પુલિંદ! આ મારું આસન છે માટે તું ઊઠી જા." પુલિંદે કહ્યું, "મને ખબર

ન હોવાથી બેઠો માટે ક્ષમા કરો. ફરી નહીં બેસું." ત્યારે બીજાએ કહ્યું, "આ બીચારાનું આમ અપમાન કરાય છે." તે વખતે માનભટ્ટે વિચાર્યું, "આ પુલિંદે મારો પરાભવ કર્યો. હું જીવતાં આનો પરાભવ સહન કરી લઉં ? ત્યાં સુધી જ મેરુ સરખો પુરુષ મોટો છે, કે જ્યાં સુધી તે પરાભવ નથી પામતો. પણ પરાભવ રૂપી ત્રાજવાથી તોલાયો તો તે નાનામાં નાના તણખલા સરખો છે." આવું વિચારી યમજિહ્વા સરખી છરી ઉગામી અને કાર્યાકાર્યનો વિચાર કર્યા વગર, સુંદરાસુંદર જાણ્યા વગર, પોતાનું મૃત્યુ કે બચાવનો વિચાર કર્યા વગર, સર્વથા જે થવાનું હશે તે થશે એમ વિચારી, છાતીના સ્થાનમાં પુલિન્દ રાજપુત્રને હણ્યો. મદોન્મત્ત હાથી માફક અભિમાનથી ઉન્મત્ત બનેલ પુરુષ બીજાની કે પોતાની ગણતરી કરતો નથી. છતી વસ્તુને પણ તે નથી તેમ માને છે. તેનો વિનિપાત કરી સભામંડપમાંથી તે જલદી બહાર નીકળી ગયો. 'અરે, પકડો, પકડો ! કોણ છે ? કોણે માર્યો ? લો, મારો, મારો, દોડો,' એ પ્રમાણે સભા ક્ષોભાયમાન બની. સમુદ્ર માફક ત્યાં ઘોંઘાટ શરૂ થયો.

* ૯૯. આ વખતે અપરાધી સર્પ માફક માનભટ્ટ પોતાના ગામ તરફ દોડી ગયો. પોતાને ઘેર પહોંચી પિતાને કહ્યું, "બાપા, બાપા ! મારાથી આમ બની ગયું છે. હવે તમે કહો તેમ કરું નહીંતર હવે જીવતો નહીં રહું." વીરભટ્ટે કહ્યું, "હે પુત્ર ! જે બનવાનું હતું તે બની ગયુ. હવે એમાં શું કહેવું ? વળી—

ઉત્સુકતાથી અને ઉતાવળથી કાર્ય કરતી વખતે તેને પ્રથમ ન રોકવું અને પાછળથી લાખ વખત તે દરગુજર કરવા કહેવું તે યોગ્ય નથી.

હવે આ બાબતમાં અત્યારે વિદેશગમન અથવા વેશપલટો ધારણ કરાય. પરંતુ વેશપલટો તરત બની શકે તેમ નથી; માટે વિદેશગમન કરવું યોગ્ય છે; નહીંતર હવે મોતનો ભય છે, માટે જલ્દી બેસવાનું વાહન તૈયાર કર." તે પ્રમાણે વાહન તૈયાર કરી તેમાં બધી જરૂરી સામગ્રી ભરવામાં આવી. પછી તેઓ નર્મદા નદીના કિનારે ઘણા વાંસ, વૃક્ષ, ગુલ્મ વગેરેથી ગીચ જંગલમાં પહોંચ્યા. ત્યાં કેટલાક પુરુષ પરિવારવાળો અને પિતાએ નિવારણ કરવા છતાં પુરુષાભિમાનથી ગ્રસ્ત થયેલો માનભટ્ટ એજ ગામમાં ગયો કે જ્યાં શત્રુસૈન્યે પડાવ નાખ્યો હતો.

શૂરવીર પુરુષોને રણાંગણમાં બંને પ્રકારે લાભ થાય છે. જો મૃત્યુ પામે તો અપ્સરાઓ મળે છે અને જીવે તો લક્ષ્મીનો લાભ થાય છે.

આમ તે વિચારે છે એટલામાં ભીલ રાજાનું સૈન્ય આવી પહોંચ્યું. તે વખતે શું થયુ ?

"આ એ જ ખૂની છે. પકડો, દુરાચારીને મારો. એણે જ આપણા નિરપરાધી સ્વામીને મારી નાખ્યા છે."—એમ બૂમ પાડતા સર્વે શત્રુસૈનિકો દોડી આવ્યા. માનભટ્ટ તરવાર કાઢી તેમની સાથે લડવા લાગ્યો. કેવી રીતે ?—

ઘડીકમાં સમુદ્રની છોળ માફક ઊડતો હોય, વળી પાતાળમાં વેલની જેમ પેસતો હોય, કોઈક વાર ઝડપથી દોડતો હોય અને કોઈક વાર ચકર ચકર ભમતો હોય તેમ તે લડતો હતો.

* ૧૦૦. હવે જ્યારે માત્ર થોડું સૈન્ય બાકી રહ્યું, તેમજ દુસ્સહ પ્રહારના મોટા ઘા સહન ન થયા ત્યારે તે નીચે પડ્યો. પોતાના પરિવારના મનુષ્યો તેને ઊંચકીને પિતા પાસે લઈ ગયા. પછી તેઓ કેટકેટલી જગ્યાએ નાસતા નાસતા, નર્મદા નદીના કિનારે આવેલા, અનેક વૃક્ષ, વેલા, છોડ, ગુલ્મથી વ્યાપ્ત, જંગલી ભેંસોના શિંગડાં વડે ભંગાતી કાંટાળી વાડવાળા, ઉદ્દામપણે ફરતા ભીલોવાળા, છેવાડે આવેલા એવા એક ગામના કિલ્લાનો આશ્રય લઈને રહ્યા.

મોટા પ્રહારથી ઘવાએલ માનભટ્ટનો ઘા કોઇ પણ પ્રકારે પાછો રુઝાઇ ગયો. તે ગામમાં રહેતાં કેટલોક કાળ પસાર થયો. તેટલામાં ઋતુરાજા વસંત આમ્રવૃક્ષરૂપી ગજેન્દ્ર પર આરૂઢ થયો. કોકિલાના મધુર શબ્દો સંભળાઇ રહેલા છે એવો, ભમરાના ગુંજારવથી વાચાલ, કામબાણથી દુષ્પ્રેક્ષ્ય, નવીન પુષ્પોની કળીરૂપ અંજલિરચના કરીને ઘણા પુષ્પોના સમૂહથી નમ્ર બનેલા સામંતો માફક વસંતકાળ આવ્યો.

કેસૂડાંનું ગહન વન શોભી રહેલુ છે; કોકિલ-સમુદાય સુંદર શબ્દોથી ગાઈ રહેલ છે; નવીન લાલ વસ્ત્ર ધારણ કરનાર નવા વર સરખો વનાભોગ પ્રદેશ શોભે છે; વસંત-લક્ષ્મી વડે સ્વાધીન પતિવાળી સ્ત્રીઓ હર્ષથી પ્રફુલ્લ બને છે, અને પરદેશ ગયેલા પતિવાળી યુવતીઓ પોતાનાં મુખ દીનતાવાળાં કરે છે, ગામેગામ બાળકો એકઠાં થઇ પડઘા પડે તેવા મોટા શબ્દો કરે છે; તેમજ મંડળીઓ એકઠી બની વિવિધ રસવાળા રાસડા ગાય છે; મદિરાપાન કરાય છે; તાલબદ્ધ કલકલ શબ્દોવાળાં ગીત ગવાય છે; પ્રિય પાસે દૂતી મોકલાય છે. આ પ્રમાણે મદનઉત્સવ પ્રવર્તી રહેલ છે.

* ૧૦૧. આવા પ્રકારની વસંતઋતુના સમયે, વૃક્ષોની ડાળીએ સજ્જડ બાંધેલા દોરડા ઉપર ગામના યુવાનો હીંચકા ખાતા હતા અને વિલાસિનીઓ વિલાસ અને હાવભાવ-પૂર્વક ગીત ગાઈ રહી હતી. મહામહિને માધવી લતામાંથી સુગંધી મકરંદ બહેકી રહ્યો હતો, ભમરા-ભમરીના ગુંજારવ સંભળાઇ રહ્યા હતા, ત્યારે ગામના યુવાનો સાથે માનભટ્ટ પણ હીંચકા ખાવા લાગ્યો. તેમાંથી એક યુવાને તાલ દઇને કહ્યું, "અરે તરુણ યુવાનો! એક વાત સાંભળોઃ—

જે કોઇ જે યુવતીનો હૃદયસ્વામી હોય, નિશંકપણે આજે તેનુ ગોત્રનામ અવશ્ય ગાવું; સોગન ખાવા કે બીજું ગોત્ર ન ગાવું."

ગામના દરેક યુવાને આ વાત સ્વીકારી. તાલી આપી હાસ્ય કરતાં તેઓએ કહ્યું- "સત્ય, સત્ય. સુંદર વાત કરી. હીંચકા ખાતાંખાતાં જે જેને પ્રિય હોય તેનું જ ગોત્ર ગાવું. બીજાનું નહીં. જે સૌભાગ્ય મદોન્મત્ત સુંદરી હશે તેમજ જેઓ દુભાયેલી સ્રીઓ હશે. તેમાંથી તેમનુ સૌભાગ્ય પ્રગટ થશે." એમ કહી તેઓ હીંચકા પર ચડી પોતાની પ્રિયાઓના ગોત્ર મિત્રો આગળ ગાવા લાગ્યા. કોઇક ગોરીને, કોઇક શ્યામાને, કોઈક પાતળા શરીરવાળીને, કોઇક નીલકમળ સરખી આખવાળીને, કોઇક પદ્મદલાક્ષીને ગાવા લાગ્યા.

* ૧૦૨. એમ કરતાં હવે માનભટ્ટનો વારો આવ્યો. યુવાનો તેને પણ અહીં સુધી

ખેંચી લાવ્યા. એટલે પોતાની પ્રિયા, મૃગલીનાં બચ્ચાંની જેવી આંખવાળી ગોરી આગળ આ દુપદી-(બે પદવાળું કાવ્ય) ખંડ તે ગાવા લાગ્યોઃ-

**સ્વપત્ની-ગોત્ર-સ્ખલન**

"કોયલના મધુર ટહુકાર સમગ્ર વનમાં જ્યારે વ્યાપી ગયા છે, અને પુષ્પોની સુગંધથી હર્ષિત તથા મત્ત બનેલા ભ્રમરકુળોથી સનાથ, ઘણા પુષ્પરસ અને ચંદનરસથી વ્યાપ્ત દિશા-વિભાગો છે, ત્યારે યુવતી-યુવકનાં યુગલોના હીંડોળાનાં ગીતના રવમય એવા વસંતકાળમાં નીલકમળ સરખા નેત્રવાળી ચતુર શ્યામા પ્રિયાને જો વિરહ ઉત્કંઠિત અંગોવડે આલિંગન કરાય—"

—એમ શ્યામાનું ગોત્ર ગવાતું સાંભળીને તેની પત્નીની, જૂના સુરાપાનથી મદોન્મત્ત-પણે વગર સંબંધે કે વગર પ્રસંગે બોલવાના સ્વભાવવાળી, સમાન વયવાળી તરુણ સખી-ઓમાંથી કેટલીકે મશ્કરી કરી, કોઇકે પ્રેરી, કોઇથી વિચારાઇ, કોઇકે નિંદા કરી, કોઇકે તર્જના કરી, કોઇકે શોક કર્યો, અને કહ્યું, "અરે સખી! અમે તો આજ સુધી એ ભ્રમમાં હતા કે તારું યૌવન, રૂપ, લાવણ્ય, વર્ણ, વિજ્ઞાન, જ્ઞાન, વિલાસ, વનય, વગેરે ગુણથી આકર્ષિત થએલ તારો પતિ મનથી પણ બીજી સ્ત્રીને જોતો નહીં હોય; પરંતુ અમારો ભ્રમ આજે ભાંગી ગયો, કેમ કે તારા સરખી મૃગનયની ગોરીનો ત્યાગ કરી બીજી કોઇક કમળપત્ર નયનવાળી શ્યામ સુંદરીને તે ગાવા લાગ્યો. માટે હવે તારે મરવું જ યોગ્ય છે." એમ બોલતી અને ચીડવતી તેઓ હાસ્ય કરવા લાગી. એ સાંભળી હૃદયમાં શલ્ય ભોંકાયું હોય એવી રીતે માનભટ્ટની બિચારી પ્રિયા વિચારવા લાગી, "અરે મારા પ્રિય પતિએ સખીવર્ગ આગળ મારી કીર્તિનું પણ રક્ષણ ન કર્યું! અરે રે! નિર્દાક્ષિણ્ય; અહો નિર્લ-જ્જતા; અહો નિઃસ્નેહ; અહો નિઃસ્પૃહતા; અહો નિર્ભયતા; એણે મારા વિરુદ્ધ વર્ણ દ્વારા સ્ખલના કરી મને હલકી પાડી મહાદુઃખમાં નાખી. હવે મારે આવું સૌભાગ્ય જાણ્યા પછી જીવવું યોગ્ય નથી."

"પ્રતિપક્ષ ગોત્રકીર્તનરૂપ વજ્રશલ્યના ઘાતથી ઘવાએલ, દુર્ભાગ્યથી દુભાયેલ સ્ત્રીને જીવવાથી શું?" એમ વિચારી તે સ્ત્રીસમૂહ વચ્ચેથી નીકળી જવા ઇચ્છતી હતી, પણ નીકળવાનો માર્ગ મળ્યો નહિ. તેટલામાં સૂર્ય બીજા સમુદ્રરૂપી દ્રહમાં સ્નાન માટે ગયો અર્થાત્ સૂર્યાસ્ત સમય થયો. જેમજેમ સૂર્ય ઊંચા અસ્તાચલ તરફ જલદી જઇ રહ્યો હતો તેમ તેમ અંધકારસમૂહ રૂપી શત્રુસૈન્ય તેની પાછળ દોડવા લાગ્યુ અને કાજળશ્યામ રાક્ષસના ટોળા સરખો અંધકારસમૂહ સર્વત્ર વ્યાપી ગયો.

* ૧૦૩. આવા ગાઢ અંધકાર સમયે માનભટ્ટની પ્રિયા યુવતીઓના સમુદાયમાંથી બહાર નીકળી ગઇ. તે વિચારવા લાગી કે "દુર્ભાગ્ય-કલંકથી દૂષિત બનેલી હું આત્મહત્યા કરી શાંતિ અનુભવું. આ વનખંડમાં પ્રવેશ કરી મૃત્યુ પામું, અથવા તો આજે આ ઉદ્યાનમાં ઘણા લોકોની હાજરી છે, અહીં કરેલા મનોરથ સિદ્ધ ન થતાં વચ્ચે વિઘ્ન નડશે, માટે ઘેર જઇ આ યુવતીવર્ગનો પરિવાર ન જાણે તેવી રીતે વાસગૃહમાં પ્રવેશી

મૃત્યુ પામું." એમ વિચારતી ઘેર આવી એટલે સાસુએ પૂછ્યું કે "હે પુત્રી ! તારો પતિ ક્યાં છે ?" તેણે જવાબ આપ્યો કે "મારી પાછળ આવે છે." એમ બોલતી પોતાના શયનખંડમાં તે પ્રવેશી. ત્યાં દુસ્સહ પ્રતિપક્ષગોત્ર શ્રવણ કરેલ તેના વજ્રઘાતથી દુઃખી થયેલીએ એક ફાંસો તૈયાર કર્યો, અને ઉપર ખીલે બાંધ્યો. પછી ઊંચા આસન પર આરૂઢ થઈ, ગળે ફાંસો નાખી બોલવા લાગી, "અરે લોકપાલો ! તમે અહીં સાંભળો કે મારા પતિને છોડીને મનથી પણ બીજાની મેં પ્રાર્થના કરી નથી. તમે જ અહીં સ્પષ્ટ કહો કે મેં યુવાનોની ઉજ્જવળ, ખુલ્લી પાંપણોવાળી હજારો આંખોને જો સ્ખલના ન કરી હોય તો મારા પ્રત્યે પતિએ મને કેવો છેહ આપ્યો છે, કે પ્રિય સખીવર્ગ વચ્ચે જ મારા સૌભાગ્યને મૂળમાંથી જ છેદી નાખ્યુ. તેથી કરી મારા સૌભાગ્યછેદનના વૃદ્ધિ પામતા સંતાપાગ્નિથી બળી રહેલી હું નિર્ભાગી આ સાહસ કરું છું, તે સમાચાર મારા પતિને આપશો." એમ બોલી પગના તળિયાથી ઠેસ મારી આસન દૂર કર્યું, ફાંસો પૂર્ણ કર્યો, લંબાવા લાગી, આંખો બહાર નીકળી ગઇ, શ્વાસ રોકાઇ ગયો, ડોક વાંકી વળી ગઇ, નસો ઢીલી પડી ગઇ, અંગો શિથિલ બની ગયાં, મુખ કરમાઈ ગયુ.

એ સમયે આ માનભટ્ટ યુવતીસમુદાયમાં પોતાની પ્રિયાને ન દેખાવાથી શંકિત થએલો ઘેર આવ્યો. માતાને પૂછ્યું "મારી પત્ની આવી ગઇ છે કે નહી ?" "આવી ગઇ છે, હમણાં જ માળ પર ગઇ છે." માળ પર જઇ દીવાના તેજમાં જ્યાં જુવે છે ત્યાં વીણા સરખા મધુર શબ્દ બોલનારી, પોતાના ખોળાના સંગની વ્યસની એવી તેને ખીલે લટકતી દેખી. તેવી અવસ્થામાં પ્રિયાને દેખીને ઉતાવળો તે તરફ દોડી ગયો. જઇને ફાંસો છરીથી કાપી નાખ્યો. એટલે ભૂમિ પર તે નીચે પડી. પછી પાણી છાંટ્યું; વસ્ત્રથી વાયરો નાખ્યો. હાથ વડે કરી શરીર પંપાળ્યુ ત્યારે કંઇક શ્વાસ ખેંચાયો; આંખો બંધ થઇ; અંગ ચાલવા લાગ્યું; બાહુલતા વાળી; હૃદય સ્ફુરાયમાન થયું; એટલે તે જીવતી છે એમ જાણ્યુ. કોઈ પણ પ્રકારે જીવમાં જીવ આવ્યો એટલે માનભટ્ટ પ્રિયાને કહેવા લાગ્યોઃ—

✻ ૧૦૪. "હે સુંદરી ! કોણે અપરાધ કરી તને કોપ કરાવ્યો ? કઇ જગ્યાએ, કોણે તને શું કર્યું કે જેથી હે સુતનુ ! તેં કોપથી ફાંસે લટકીને નિર્ભાગી મારું જીવિત હોડમાં મૂક્યુ." આ પ્રમાણે પ્રિયતમે કહ્યું એટલે કંઇક કમળ સરખી કોમળ બાહુલતા વાળતી, લગીર ઊઘડેલા લાલ ઉજ્જવળ ચપળ નયનથી પતિને દેખતી, ફરી તેજ ક્ષણે ભૃકુટિ ચડાવી લાલ આંખ બતાવતી, રોષથી કંપતા હોઠવાળી પ્રિયાએ કહ્યું, "હે નિર્લજ્જ ! કમળપત્ર સરખા લાંબા ચપળ નેત્રવાળી અને શ્યામાંગી જ્યાં વસતી હોય ત્યાં જ તું જા." આ સાંભળી માનભટ્ટે કહ્યું, "હે સુંદરી ! આ શ્યામસુંદરી યુવતી કોણ છે, ક્યાં રહે છે ? તને આવી વાત કોણે ક્યાં કરી એ મને સમજ પડતી નથી." આ સાંભળી રોષાગ્નિથી બળી રહેલા હૃદયવાળી તે કહેવા લાગી, "અરે હીંડોળા પર હીંચકા ખાતી વખતે પહોળું મુખ કરીને જેનું ગોત્ર તેં ગાયું તેને નથી જાણતો કેમ ?" એમ કહીને મહાશૂન્ય અરણ્યમાં વાસ કરતા મુનિ માફક મૌન ધારણ કરીને રહી. "અરેરે, મારા પર કુપિત થઇ છે; હવે શું કરવું ? અથવા તો ખૂબ કોપ પામેલી હોવા છતાં યુવતીના

સો વખત, પાણીમાં વીસ વખત, પર્વતની ખીણમાં સો વખત નાખવા છતાં મારા આત્માની શુદ્ધિ નથી."

* ૧૦૭. "અહીં હવે કાળયોગ્ય આ છે કે કૂવામાંથી મૃતકો બહાર કાઢી, અગ્નિ-સંસ્કાર તથા મૃતકાર્યો કરી, વૈરાગ્ય માર્ગ અંગીકાર કરી, એક દેશમાંથી બીજા દેશમાં, નગરથી નગર, નાના ગામડેથી બીજે ગામ, મંડપથી મંડપ, મઠથી મઠ, વિહારથી બીજે વિહાર ભ્રમણ કરું કે જેથી કોઇક જગ્યાએ કાકતાલીય ન્યાયથી ગુરુનાં દર્શન થશે. તેઓ મને આ પાપની શુદ્ધિ આપશે." એમ વિચારી તે જ સ્થળથી તીર્થેતીર્થ ભ્રમણ કરતો સમગ્ર પૃથ્વીમંડળ ભ્રમણ કરી તે મથુરાપુરીમાં પહોંચ્યો.

**અનાથાશ્રમ**

ત્યાં માલિક વગરના મનુષ્યો માટે કોઇ અનાથાશ્રમ મંડપ હતો ત્યાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ સફેદ કુષ્ઠીઓ, ક્ષયરોગીઓ, દીન, દુર્ગત, અંધ, લંગડા, ધીમી ગતિવાળા, વૃદ્ધ, વામન, નાસિકા છેદાએલી હોય, કાન તૂટી ગયા હોય, હોઠ છેદાયો હોય એવા, પરદેશી મુસાફર, તીર્થયાત્રા કરનારા, દૂતો, પત્ર પહોંચાડનાર ખેપિયાઓ–કેટલા વર્ણવીએ? જેનાં માતાપિતા રોષે થયાં હોય તેવાં સર્વ શરણ વગરનાં ત્યાં એકઠાં થતાં હતાં. ત્યાં આગળ બધાં એકઠાં મળેલાં હતાં ત્યારે એકએકને પરસ્પર વાર્તાલાપ થયો.+

"અરે ભાઇઓ, તમે ક્યાં તીર્થ કરીને આવો છો? કયા કયા વ્યાધિ મટી ગયા?" એક કોઢિયો કહેવા લાગ્યો કે "વાણારસી જનારનો કોઢરોગ મટી જાય છે." ત્યારે એકે કહ્યું કે "વાણારસી પણ કોઢિયાઓથી મુક્ત નથી, કે જેથી વાણારસી ગએલાનો કોઢ મટી જાય." બીજાએ કહ્યું કે "તેં આ હકીકત તો કહી પણ એ તો કહે કે કોઢ ક્યો? અને વાણારસી ક્યાં? ત્યાંના મૂળભટ્ટારક (દેવ) લોકના કોઢને દૂર કરે છે." બીજા એકે કહ્યું, "રે રે, જો મૂળમાંથી કોઢને દૂર કરે છે, તો પછી શા માટે આપણે કુષ્ઠપણામાં રહેવું?" બીજા એકે કહ્યું, "જો કોઢિયાપણામાં ન રહેવું હોય તો કાંઇ ખાસ કાર્ય કરવાનું નથી. પણ મહાકાલ ભટ્ટારકની છ માસ સેવા જો કરવામાં આવે તો મૂળમાંથી તે ચાલ્યો જાય." બીજા એકે કહ્યું કે "અરે આમ શા માટે કરવું? જ્યાં લાંબા વખતનું પાપ હઠી જાય તેવું તીર્થ મને કહો." એકે કહ્યું કે "પ્રયાગમાં જે વડ છે તેનાથી લાંબા કાળનું પાપ જલદી વિનાશ પામે છે." બીજાએ કહ્યું, "પાપ પૂછીને પગ મૂકવો." બીજા એકે કહ્યું, "જો માતા–પિતાનો વધ કર્યો હોય અને મહાપાપ કર્યાં હોય તો ગંગાના સંગમસ્થળે સ્નાન કરવું. ભૈરવભટ્ટારક જરૂર તેના રોગ-પાપનો વિનાશ કરે છે."

* ૧૦૮. માનભટ્ટે આ બધી વાતો સાંભળી. તે સાંભળી મનથી વિચાર્યું કે આમણે સુંદર વાત કરી. તો હું માતા–પિતાના વધના મહાપાપથી તપી રહેલો ગંગાના સંગમ સ્થાનમાં સ્નાન કરી ભૈરવની ભક્તિ કરું જેથી આ મહાપાપની શુદ્ધિ થાય. એમ વિચારી મથુરા નગરીથી એ કૌશાંબી પહોંચ્યો. ત્યાર પછી—

+ અહીં આ વાર્તાલાપ મૂળ ગ્રંથમાં ગામઠી પ્રાકૃત ભાષામાં મૂકવામાં આવ્યો છે.

"હે રાજન્ ! મૂઢ મનવાળો આ બીચારો જાણતો નથી કે મૂર્ખ લોકોના વચન-વિસ્તારની પરંપરાથી લોક અવળું ભમી રહ્યું છે. પર્વત-શિખર પર ચડીને પડવાથી હાડકાંનો સમૂહ તૂટી જાય છે, પરંતુ પાપ તો જીવની સાથે જ જાય છે. હે રાજા ! પડનારનું પાપ પીગળી જાય છે એમ કહે તેમાં શું પ્રમાણ કારણ ? હવે જો 'સ્વભાવ' એજ તેનો જવાબ હોય તો પૂછું છું કે કોણે તે દેખ્યુ ? પ્રત્યક્ષથી આત્મા પકડી શકાતો નથી, કારણ કે તે અમૂર્ત છે; પ્રત્યક્ષ વગર અનુમાન કે ઉપમાન હોય નહિ. હવે જો આગમ કહે તો હોય, તે આગમ તે સર્વજ્ઞે કહેલું હોય, તેનું વચનપ્રમાણ માનતો હોય તો આ સાંભળઃ પહાડ પરથી પડવું તે ધર્મ હોતો નથી, અને ચિત્ત મલિન થાય છે. શુદ્ધ મનવાળો પુરુષ ઘરમાં પણ કર્મક્ષય કરે છે. માટે તપ, નિયમ, શિયળ, યોગો વડે કરી ચિત્તવિશુદ્ધિ કરવી, કેમકે અંતરના ભાવ વગર ફોતરાં ખાંડવા કે વાવવા જેવી એ વાત છે."

### માનભટ્ટની દીક્ષા

* ૧૦૯. એ સાંભળી માનભટ્ટે અભિમાન બંધનને દૂર કરી, ભગવાન ધર્મનંદન આચાર્યના ચરણયુગલમાં પડીને કહ્યું કે "હે ભગવંત ! સેંકડો દુઃખરૂપી જળથી પૂર્ણ મોજાંવાળા ભયંકર સંસારરૂપી સમુદ્રમાં ભવ્ય જીવોને તરવા માટે જહાજ સમાન તમારા ચરણયુગલમાં હું લીન બન્યો છું. આપે નિર્ભાગી એવા મારું બનેલું સમગ્ર વૃત્તાન્ત જે કહ્યું તે બરાબર જ છે. તેમાંથી તણખલા જેટલી વાતમાં પણ ફેરફાર નથી. હે મુનિવર ! શ્રેષ્ઠ જ્ઞાન તથા મહાતપથી દીપતા આપ મારા પર કૃપા કરો, અને પાપના મહાકાદવરૂપ સમુદ્રમાં ફેંકાતાં મને આલંબનરૂપ થાવ." ત્યારે ધર્મનંદન ગુરુમહારાજે કહ્યું, "સમ્યક્ત્વ, જ્ઞાન, તપ, સંયમ એ ચારે સંયુક્ત હોય ત્યારે મોક્ષમાર્ગ પામેલા માટે તે ચારે તેનાં અંગો છે. ગુરુમહારાજે ઉપદેશેલું સમ્યક્ત્વ અંગીકાર કરે અને નિર્મલ જ્ઞાનપ્રદીપથી કાર્યાકાર્યને જાણે, પૂર્વે કરેલું હોય તે સમગ્ર પાપ તપકર્મથી તપાવે, અને સંયમમાં રહે તેવા મુનિ અન્ય નવીન કર્મ ન બાંધે. તેથી કરી સકલ પાપકલિમલ-કલેશરહિત શુદ્ધ આત્મા સિદ્ધિ-સ્થાનમાં પહોંચે, જ્યાં નથી દુઃખ, નથી વ્યાધિ, નથી જન્મ, કે મરણ." આ સાંભળી માનભટ્ટે કહ્યું, "હે ભગવંત ! કૃપા કરી મને કહો કે આ સમ્યક્ત્વ, જ્ઞાન, તપ અને સંયમને યોગ્ય હું છું કે કેમ ?" પછી ગુરુએ પણ જ્ઞાનાતિશયથી તેને ઉપશાંત કષાયવાળો જાણી જિનવચનમાં કહેલી વિધિપૂર્વક દીક્ષા આપી.

# પ્રકરણ આઠમું

## કષાયસ્વરૂપ-૨

૬ ૧૧૦. પછી ધર્મનંદન ગુરુએ કહ્યું, "કપટ, પ્રપંચ, બનાવટ, છેતરવું તે સ્વરૂપ માયા ઉદ્વેગ કરાવનારી, સજ્જન સમુદાયમાં નિંદાયેલી, વાંકીચૂંકી નાગણ સરખી છે. માયાનુ પરિણામ પામેલા પુરુષને અંધ માફક, લંગડા માફક, બહેરા માફક, સૂતેલા માફક, અજાણ્યા માફક, બાલક માફક, ગાંડા માફક, ભૂત વળગેલ હોય તેની માફક સર્વ પ્રકારનાં કપટ અને નાટક કરતાં આવડે છે. સજ્જન સરલ પુરુષનો સમાગમ કરનાર માયાવી પુરુષ ઠગવાના પરિણામવાળો હોવાથી મુનિઓ તે માયાને અલ્પ પણ અવકાશ આપતા નથી. માયારાક્ષસીથી ગ્રસ્ત થએલ પુરુષ યશ, ધન અને મિત્રોનો નાશ કરે છે. હે રાજન્! જીવને પણ તે આ પુરુષની જેમ મહામુશ્કેલીમાં મૂકે છે." ત્યારે રાજાએ પૂછ્યુ કે "હે ભગવંત! અમે આ પુરુષને ઓળખતા નથી, અને એણે શું કર્યું તે જાણતા નથી." એટલે ધર્મનંદન ગુરુએ કહ્યું, "તારી ડાબી બાજુ અને મારા પાછલા ભાગમાં બેઠેલો, સંકોચેલા મોટા શરીરવાળો, મંદ, કંઇક કાળી કાંતિવાળો, પાપી, પાણીના પરપોટા જેવા નયનવાળો, તું તેના તરફ નજર કરે તો કાયર બની જાય તેવો, બગલા માફક સંકુચિત ગ્રીવાવાળો બની જાય તેવો, જ્યારે તેના તરફ નજર કરીએ ત્યારે તે વિચારમાં પડી જાય, બિલાડી જેમ દોડવા માટે પગ તૈયાર રાખે તેવા આપુરુષે માયાથી જે કર્યું તે સાંભળોઃ-

માયાદિત્ય

૬ ૧૧૧. નજીક નજીક ગામો ઘણાં રહેલાં હોવાથી અને વચ્ચેવચ્ચે વનો હોવાથી રમણીય, અનેક મહાભોગો અનુભવી રહેલા છે એવા ભોગીઓ અને સંગીત કરનારા ગવૈયાઓ જ્યાં છે, એવો કાશી નામનો દેશનો છે. ઊંચા દેવમંદિરોથી ગામો શોભી રહેલાં છે, દેવમંદિરો પાસે ઉજ્જવળ તળાવો હોવાથી દેવમંદિરો પણ શોભા પામી રહેલાં છે, તળાવો મોટાં પત્રવાળા પદ્મિની કમળના સમૂહવડે શોભે છે, પદ્મિની-ખંડો વિકસેલા પત્રવાળાં અરવિંદ કમળવડે શોભે છે, અરવિંદ કમળો પુષ્પરસપાન કરવાથી હર્ષિત અને મત્ત યુવાન ભમરાઓ વડે શોભે છે, આ એકએક શોભા એકઠી કરી તેની પરંપરાવાળી શ્રેણિ કરવામાં આવે તોપણ પૂર્ણ ન થાય તેવો કાશી નામનો દેશ છે. તે દેશમાં વાણારસી નામની નગરી છે. તે નગરીમાં ઘણા ઊંચા દરવાજા છે; સુવર્ણનાં ઘડેલા શ્રેષ્ઠ ભવનો છે; દેવમંદિરો પાસે પાસે આવેલાં હોવાથી તથા કિલ્લા હોવાથી તે જાણે અમરાપુરીનું અનુકરણ કરતી હોય તેમ લાગે છે. એ નગરીના લોકો અર્થસંગ્રહ કરનાર તેમ જ દાન

દેનાર છે. વિલાસિની સ્ત્રીઓ શરીરશોભા કરે છે, પરંતુ અહંકાર વિકાર ન થાય તેમ આભૂષણ અને વસ્ત્રો પહેરે છે. કુટુંબવર્ગને લજ્જા આવે તેવું શીખવાતું નથી, પણ વડીલોની સેવાભક્તિ શીખવાય છે. યુવાનોને કળાસમુદાય તથા ચાણક્ય પંડિતે બનાવેલું અર્થશાસ્ત્ર ભણાવાય છે. હર્ષથી નમેલા ઈંદ્રના મુગટમણિની રચના યુક્ત ચરણયુગલ છે જેમનું એવા વામાસુત શ્રી પાર્શ્વનાથ ભગવંતના જન્મકલ્યાણકની નગરી તરીકે પ્રસિદ્ધિ પામેલી એ વાણારસી નામની નગરી હતી.

* ૧૧૨. તે મહાનગરીના નૈઋત્ય દિશાવિભાગમાં શાલિગ્રામ નામનું ગામ છે. ત્યાં ગંગાદિત્ય નામનો વૈશ્ય જાતિનો દરિદ્ર પુરુષ રહેતો હતો. તે ગામમાં અનેક ધન–ધાન્ય, હિરણ્ય–સુવર્ણની સમૃદ્ધિવાળા લોકો હોવા છતાં આ ગંગાદિત્ય જન્મથી દરિદ્ર હતો. નગરીમાં બીજા લોકો કામદેવ સરખા રૂપવાળા હોવા છતાં એકલો આ જ વિરૂપ હતો. સાકર સરખા મધુર બોલનારા લોકો હોવા છતાં આ જ એક ઝેર સરખાં દુર્વચન બોલનાર હતો. શરદઋતુના પૂર્ણચંદ્રની શોભા સરખું સુખ આપનાર દર્શન દરેકનું હોવા છતાં આ એક જ એવો હતો કે જેને જોવાથી જોનારને ઉદ્વેગ થાય. સરળતાથી સર્વ રસવાળા બોલનારા હોવા છતાં આ એક જ નીરસ અને હરણનાં શિંગડાં માફક વાંકાં વચન બોલનાર હતો. તણખલા જેટલા ઉપકારના બદલામાં જીવિતદાન આપનાર લોકો હોવા છતાં બધામાં આ એક જ કૃતઘ્ન હતો. આખું ગામ સેંકડો સજ્જનોથી વસેલું હતું છતાં તે ગામમાં આ એક જ દુર્જન હતો. તેવા પ્રકારના સંબંધ વગરના, વાંકા, નિર્દય, દાક્ષિણ્ય વગરના, કૃપા વગરના, તુચ્છ, એકની એક વાત વારંવાર બોલવા વડે કરી સજ્જન પુરુષોને ઠગનારી વાણી બોલનાર અને પ્રવર્તનાર તે હોવાથી તથા કપટ કરવાના તેના સ્વભાવને ગામના યુવાનોએ ઓળખેલ હોવાથી તેઓએ ગંગાદિત્ય નામ બદલાવી તેનું 'માયાદિત્ય' એવું નવું નામ પાડયુ. એને હવે આખા ગામમાં હાસ્યપૂર્વક ઘણા લોકો "માયાદિત્ય, માયાદિત્ય" કહીને બોલાવતા. હે રાજન્! જેની વાત મેં તને કહી તે જ આ માયાદિત્ય.

**સરળ મિત્ર થાણુ**

હવે તે જ ગામમાં એક થાણુ નામનો વણિક પુરુષ હતો. તેનો વૈભવ પહેલાં ઘણો હતો, પણ પછી ચાલ્યો ગયો હતો. માયાદિત્ય સાથે તેને કોઈ પ્રકારે મિત્રસ્નેહ થયો. થાણુ જો કે સરળ, નમ્ર, દયાળુ, કૃતજ્ઞ, ચતુર, ન ઠગનાર, કુળવાન, દીનવત્સલ હતો. વિપરીત સ્વભાવ અને બોલનાર હોવા છતાં દૈવયોગે બંનેને, ઘણા સજ્જન પુરુષોએ ના પાડવા છતાં, પરસ્પર પોતાના ચિત્તની સરળતાથી મૈત્રી થઈ. સજ્જન પુરુષો દુર્જનના વિષમ હૈયાને જાણતા નથી. પોતાના નિર્મળ ભોળપણથી દુર્જનને હૃદય અર્પણ કરે છે. તેઓ દુર્જન રૂપી મહાવૃક્ષની ટોચ પર સદ્ભાવપૂર્ણ ઊંઘી જાય છે. પછી જ્યારે ટોચ પરથી નીચે ગબડી પડે છે અને જાગે છે, ત્યારે ખબર પડે છે કે આ દુર્જન છે.

* ૧૧૩. એ પ્રમાણે તે સજ્જન અને દુર્જનની એકના સદ્ભાવથી અને બીજાના કપટથી નિરંતર પ્રીતિ વધવા લાગી. કોઈક દિવસે વિશ્વાસપૂર્વક તેઓ વાતચીત કરી રહ્યા હતા, ત્યારે થાણુએ કહ્યું, "હે મિત્ર! ધર્મ, અર્થ અને કામ એમ ત્રણ પુરુષાર્થો

લોકમાં નક્કી કરાયા છે. તેમાંથી જેને એક પણ પુરુષાર્થ નથી તે જીવ જડ સરખો છે. દાનશીલરહિત આપણે હોવાથી આપણી પાસે નથી ધર્મ, અર્થ કે કામ. અર્થ તો આપણે દેખવા પણ પામતા નથી. તેથી હે મિત્ર ! ખરું કહું તો આપણું કાકતાલીય જીવિત છે, તો અર્થોપાર્જન કરીએ જેથી અર્થથી બાકીના પુરુષાર્થો પણ સિદ્ધ થાય." એટલે માયાદિત્યે કહ્યું, " હે મિત્ર ! જો એમ જ છે, તો તૈયાર થા. વાણારસી નગરી જઈએ. ત્યાં જુગાર રમીશું, ખાતર પાડીશું, તાળાં તોડીશું, મુસાફરોને લૂંટીશું, ગાંઠો છોડી નાખીશું, કૂડકપટ રમીશું, લોકોને ઠગીશું, સર્વ પ્રકારની એવી યોજનાપૂર્વક કાર્ય કરીશું જેથી ધનપ્રાપ્તિ થાય." આ પ્રમાણે દુર્જન માયાદિત્યની વાત સાંભળી થાણુ મિત્ર ઐરાવણ હાથીએ બે દંતુશળ વડે કંપાવેલ વૃક્ષના પાંદડા માફક હાથ હલાવવા લાગ્યો. એ કહેવા લાગ્યો, " હે મિત્ર ! મનથી આ વિચારવા યોગ્ય નથી, તો મારી પાસે નિઃશંકપણે બોલવાની વાત તો ક્યાં રહી ?" આમ કહ્યું એટલે માયાદિત્યે ચિંતવ્યું કે અરે આ અયોગ્ય છે. તેણે ફેરવી તોળ્યું કે મારા કહેવાનો પરમાર્થ ન સમજ્યો, માટે હવે એને આમ કહું. હસતાં હસતાં વાત ફેરવતાં તેણે કહ્યું, " કે ના, ના. આ તો તારી મશ્કરી કરી. આ વાત સાચી ન માનતો. ધનઉપાર્જનની બાબતમાં જેમ તું કહીશ તેમ જ કરીશું." એટલે સજ્જન થાણુએ કહ્યું:–

**અર્થોપાર્જનના અનિંદિત ઉપાયો**

" અરે મિત્ર ! હાસ્યમાં પણ આવું કદાપિ ન બોલીશ. પૂર્વેના ઋષિઓએ તેમ બોલવામાં પણ દોષો કહેલા છે. અર્થોપાર્જનના ઉપાયો આ પ્રમાણે છે:– દેશાવર–ગમન, મિત્ર–ભાગીદાર કરવા, રાજસેવા, માન–અપમાનમાં કુશળપણું, ધાતુવાદ, સુવર્ણસિદ્ધિ, મંત્ર, કોઈક દેવતાનું આરાધન, સમુદ્રતરણ, પર્વત–ખાણ ખોદાવવાં, વેપાર, જુદાં જુદાં કર્મ, વિદ્યા, અનેક પ્રકારની શિલ્પકળા–આ અર્થ મેળવવાના અનિંદિત ઉપાયો જણાવ્યા છે.

**મિત્રવંચના**

* ૧૧૪. તેથી દક્ષિણાપથ દેશ તરફ જઈએ. ત્યાં પહોંચ્યા પછી દેશકાળવેષ યોગ્ય જે કાંઈ હશે તે કરીશું." એમ બરાબર મંત્રણા કરી બીજે દિવસે મંગળ અને શુકનવંતાં કાર્યો પતાવી, સ્વજન, સ્નેહીવર્ગની રજા લઈ, માર્ગમાં ખાવા માટે ભાથું લઈ બંને નીકળ્યા. ચાલતાં ચાલતાં અનેક પહાડ, નદીથી સંકીર્ણ અટવીઓનું ઉલ્લંઘન કરી કોઈ પ્રકારે તેઓ પેઠાણ નામના નગરે પહોંચ્યા. અનેક ધન, ધાન્ય, રત્નોથી ભરપૂર, મહાસ્વર્ગ સરખા તે નગરમાં જુદા જુદા પ્રકારના વેપાર ને મજૂરી કરતાં કરતાં તેમણે બંનેએ પાંચ પાંચ હજાર સોનામહોર ઉપાર્જન કરી. પછી પરસ્પર વાતો કરવા લાગ્યા કે " ઇચ્છાસુજબ ધન ઉપાર્જન કર્યું, પણ સ્વદેશ લઈ જવા માટે માર્ગમાં ચોર આદિના ઉપદ્રવ નડશે, માટે હજાર–હજાર સુવર્ણમહોરનાં પાંચ કિંમતી રત્ન ખરીદ કરીએ. સ્વદેશમાં જઈને નફો મળશે તો ઠીક, નહીંતર લાગટ કિંમતથી વેચી નાખીશું." એમ કહી તે પ્રમાણે દરેકે પાંચ પાંચ રત્નો એમ બંનેનાં મળી દસ રત્નો ખરીદ કરી, એક મલિન, ધૂળવાળા ચીંથરામાં સારી રીતે બાંધ્યાં. બંનેએ વેષ પરિવર્તન કર્યો; મસ્તક મુંડાવી નાખ્યાં; છત્રી

ગ્રહણ કરી; દંડના અગ્રભાગે તુંબડું લટકાવ્યું; ગેરુથી ભગવાં વસ્ત્ર રંગી પહેર્યાં; કાવડ બનાવી અને દૂર તીર્થયાત્રા કરવાનો વેષ તૈયાર કર્યો. આ પ્રમાણે વેષ પરિવર્તન કરતાં ચોરોથી નહિ ઓળખાતા, ભિક્ષાભ્રમણ કરતા તેઓ જઈ રહ્યા હતા. કોઈક જગા પર પૈસા ખરચી, કોઈક જગ્યા પર સદાવ્રતોમાંથી, કોઈક વખત માર્ગમાં ભોજન કરતાં એક સંનિવેષ ધર્મશાળાવાળા નાના ગામડામાં પહોંચ્યા. ત્યાં થાણુ કહેવા લાગ્યો, "અરે મિત્ર! થાક બહુ લાગ્યો છે. ભિક્ષા માટે રખડવાની તાકાત આજે નથી. માટે આજે રોટલા કરાવીને ભોજન કરશું." માયાદિત્યે કહ્યું, "જો એમ છે તો તું નગરમાં જા. મને માલ લેવાની કે ભાવતાલ કરવાની સમજ ન પડે. તું તો બધામાં કુશળ છે. પરંતુ પાછો જલદી આવી જજે." થાણુએ કહ્યું, "ઠીક. પણ રત્નની પોટલીનું શું કરીશું?" માયાદિત્યે કહ્યું, "પારકા નગરની સ્થિતિ કેવી છે તેની શી ખબર પડે? માટે રસ્તામાં સાથે કંઈ જોખમ હોય તે કરતાં મારી પાસે જ ભલે અહીં રહે." સરળ થાણુએ પણ 'ભલે, એમ હો' એમ કહી રત્નોની પોટલી માયાદિત્યને આપી અને પોતે નગરમાં ગયો. માયાદિત્યના હાથમાં સર્વ રત્નોની પોટલી આવી એટલે તે વિચારવા લાગ્યો કે "આ દસ રત્નો છે. તેમાંથી પાંચ તો મારાં છે જ. જો કોઈપણ પ્રકારે તેને ઠગું તો દસે રત્ન મારાં થાય. એમ વિચારતાં બુદ્ધિ ઉત્પન્ન થઈ કે 'આ પોટલી લઈને પલાયન થઈ જાઉં; હજુ તેને ગયાંને બહુ સમય થયો નથી. કદાચ જલદી આવી જશે તો? માટે એ ન જાણે તેવી રીતે પલાયન થઈ જાઉં." એમ ચિંતવી ત્યાં ધૂળમાં રખડતો મેલો કપડાનો ટુકડો લીધો. પેલાં રત્નો તેમાં બાંધ્યાં. પેલા જૂના કપડામાં તેવડા જ ગોળ દસ પથ્થરો બાંધ્યા. તેવા પ્રકારનું કૂડ–કપટ કરી રહ્યો હતો, તેટલામાં થાણુ આવી પહોંચ્યો. ઉતાવળા અને પાપ મનવાળા માયાદિત્યને એ ધ્યાન ન રહ્યું કે રત્નનું ખરું વસ્ત્ર કયું? અને બીજું વસ્ત્ર કયું? થાણુએ પૂછ્યું કે "મને દેખીને આટલો ગભરાયો કેમ?" માયાદિત્યે કહ્યું, "હે મિત્ર! આ અર્થ એ ખરેખર પ્રત્યક્ષ ભય છે, જેથી તને દેખી એકદમ આ ચોર આવે છે એમ શંકા થઈ. એવા ભયથી હું ગભરાઈ ગયો." થાણુએ કહ્યું "ગભરા નહિ." પેલાએ કહ્યું, "હે મિત્ર! આ રત્નની પોટલી પકડ. મને તો બીક લાગે છે. ભય લાગવાથી હું મારી પાસે નહીં રાખું. એમ બોલતાં બોલતાં પથરાની પોટલી છે તેમ ધારી સાચાં રત્નની પોટલી તેણે ઠગવાની બુદ્ધિથી થાણુને આપી. તેણે પણ સરળ મનથી તે પોટલી સ્વીકારી. કહ્યું છે કે–

હું આને ઠગું એમ ધારી અભિલાષાપૂર્વક વાઘણ મૃગબચ્ચા પાસે જાય છે. મુગ્ધ મૃગબાળક પણ સ્તનપાન ખોળતું તેની પાછળ જાય છે.

### પોતે જ ઠગાયો

* ૧૧૫. અતિ સરળ પરિણામી થાણુને પાપી હૃદયવાળાએ ઠગી કહ્યું, "હે મિત્ર! હું આંબલી માગીને પાછો આવું છું." એમ કહીને તે ગયો તે ગયો જ, પાછો ન ફર્યો. રાત દિવસ જોયા વગર ચાલ્યા જ કર્યું. એમ કરતાં કરતાં બાર જોજન દૂર પહોંચી જેટલામાં રત્નપોટલી ખોલી નજર કરી, તેટલામાં જે કપડામાં પથ્થરો પોતે ઠગવા માટે બાંધેલા તે જ આ બનાવટી પથ્થરવાળું કપડું દેખી પોતે જ ઠગાયો, લૂંટાયો, હણાયો,

ત્રાસ પામ્યો, ગાંડો થયો, અને સૂતેલો છે કે મરી ગયો તે ન કહી શકાય તેવી મોટી મૂર્છાને પામ્યો. ક્ષણવારમાં વળી સ્વસ્થ થયો અને વિચારવા લાગ્યો કે હું આટલો નિર્ભાગી કે મેં વિચાર્યું કે હું એને ઠગું, પરંતુ હું જ ઠગાયો. વળી "જે કોઇ મૂઢમનવાળો મનમાં જેને માટે ખરાબ વિચાર કરે ત્યારે તેથી પોતે જ તેનાથી હેરાન થાય છે, જેમ પાછા ફરેલ બાણથી પોતે જ હણાય તેમ." ઠગારાએ ફરી વિચાર્યું કે સરળ મનવાળાને હજુ પાછો ઠગું. એવું કરું કે પાછા માર્ગમાં મળી જઈએ. એમ વિચારતો તેને ખોળવા લાગ્યો. કુલપુત્ર થાણુ તો ત્યાં જ હમણાં ઘડી, બે ઘડી, પ્રહર, દિવસમાં આવશે એમ તેની રાહ જોતો રહ્યો. અત્યાર સુધી ન આવ્યો એટલે તે વિચાર કરવા લાગ્યો, "અરેરે, પ્રાણાધિક મારો મિત્ર ક્યાં ગયો હશે? જીવતો હશે કે મરી ગયો હશે? દૈવે એનું અપહરણ કર્યું હશે?" એમ વિચારતો તે ખોળવા નીકળ્યો. ક્યાં? શેરી, ચૌટે, ત્રણ–ચાર રસ્તે, દેવકુલોમાં, તળાવ પર, આવાવરા શૂન્ય ગૃહોમાં, પાણીની પરબોના સ્થાનકોમાં, બગીચા, ધરમશાળા, ગોકુળો, વગેરે સ્થળે ખોળવા છતાં પત્તો ન લાગ્યો ત્યારે તે વિલાપ કરવા લાગ્યોઃ—

### મિત્ર માટે થાણુનો વિલાપ

"હા મિત્ર! હે મિત્રવત્સલ! હે નિષ્કપટ! તું સો વરસ જીવતો રહે! તું ક્યાં ગયો? ક્યાં ગયો? જલદી મને પ્રત્યુત્તર આપ. અરે કોઇએ સરળ સ્વભાવી અને ગુણોના સ્થાનરૂપ મારા મિત્રને જોયો છે? જે કોઇએ મારા મિત્રને દેખ્યો હોય તે મને કહો." એમ વિલાપ કરતાં આખી રાત અને દિવસ પૂરો થયો. રાત્રે કોઇક દેવકુલિકામાં જગ્યા મેળવી તે સૂઇ ગયો. કોઇક ગુર્જર મુસાફરે એક મંગળ દોહરો ગાયોઃ–

"જે વિષમ સંકટસમયમાં હિંમત હારી જતો નથી અને ભારને બહાર ખેંચી કાઢે છે એવો સમર્થ ધવલ બળદ ગોષ્ઠાંગણની શોભારૂપ છે અને તે પછી આરામ લે તોપણ સારું છે."

આ ગવાતો દોહરો સાંભળી થાણુને આ ગાથાઓ સાંભરી આવી. પ્રિયના વિરહમાં, અપ્રિયના મેળાપમાં, અર્થનાશમાં, વિપત્તિમાં જેઓ મુંઝાયા નથી તે પુરુષો છે, તે સિવાયનાને મહિલા જાણવી. માટે અહીં વિષાદ ન કરવો. સર્વથા ગમે ત્યાં જીવતો હશે તો ઘેર નક્કી આવશે. જો જીવતો નહીં હશે તો તેનાં સગાં–સંબંધી મનુષ્યોને રત્નો આપી દઇશ, એમ વિચારતો પોતાના નગર તરફ જવા લાગ્યો. જતાં જતાં નર્મદા નદીના કિનારે પહોંચ્યો. તેટલામાં પડી ગયેલા ચહેરાવાળો, દીન, શોકસાગરમાં ડૂબેલ, ઊડી ગયેલી દેહની શોભાવાળો માયાદિત્ય મિત્ર પાછળ દેખાયો. દેખીને બંને બાહુ લાંબા કરી તેને બાથમાં લેટી કંઠે વળગી તે રોવા લાગ્યોઃ–

"હે સરળ સજ્જન, ગુણભૂષણ, મારા જીવ કરતાં અધિક, વાહલા મિત્ર! તું મને એકાકી મૂકીને ક્યાં ગયો હતો? અને તેં શું અનુભવ્યું તે કહે."

માયાદિત્યનો જવાબ

* ૧૧૬. ગંગાદિત્ય (માયાદિત્ય) પણ કપટથી, બનાવટી શબ્દોમાં રોઇને, ગાઢ આલિંગન કરીને આગળ બેઠો. થાણુએ પૂછ્યું, "હે મિત્ર! તું ક્યાં ગયો હતો તે વાત તો કર. અત્યાર સુધી ક્યાં રહ્યો? તેં શું કર્યું? મારાથી છૂટો કેમ પડ્યો? મેં આટલો તને ખોળ્યો છતાં તારો ક્યાંય પત્તો ન લાગ્યો."

એટલે નટ માફક કૃત્રિમ મુખ કરી માયાદિત્યે કહ્યું, "હે શ્રેષ્ઠ મિત્ર! જે પ્રકારનું વિયોગદુ:ખ મેં પ્રાપ્ત કર્યું તે તું સાંભળ. તે વખતે તારા પાસેથી છૂટો પડી હું ઘેર ઘેર ભટકતો એક મોટા મહેલમાં પેઠો. ત્યાંથી મને કંઇ ન મળ્યું. થોડીવાર થોભીને બહાર જવા લાગ્યો; તેટલામાં રોષાગ્નિ ઠાલવતા ધૂમઅંધકાર સરખા શ્યામ, ભયંકર આકૃતિવાળા યમદૂત સરખા પ્રહાર કરનારાઓએ પાછળથી મારા પર ક્ષુદ્ર પ્રહાર, તમાચા, લાકડીના પ્રહાર કર્યા. હું બોલી રહ્યો કે 'શું છે? શું છે? મેં તમારો શો અપરાધ કર્યો?' એમ બોલતો બોલતો 'હા મિત્ર! હા મિત્ર! તું ક્યાં ગયો? મારી આવી સ્થિતિ થઇ છે.' એમ વિલાપ કરવા લાગ્યો. 'આ ચોર છે, ચોર છે' એમ બોલતાં બોલતાં તેઓ મકાનમાં શેઠ પાસે પકડી લઇ ગયા. શેઠે કહ્યું, "ઠીક પકડી લાવ્યા. જેણે આપણું કુંડળ અપહરણ કર્યું છે તે જ આ ચોર. માટે જ્યાં સુધી રાજદરબારમાં ફરિયાદ ન કરું ત્યાં સુધી સર્વ પ્રકારે ઉપરના માળ ઉપર ઓરડામાં ગોંધી પૂરી રાખો." ત્યારે હું વિચારવા લાગ્યો, 'વિધિનાં પરિણામો તો જુઓ! મેં કાર્ય જુદું વિચાર્યું. અને સર્પગતિ સરખા વાંકા હૃદયવાળા દૈવે જુદું જ કર્યું.'

ત્યાર પછી, હે મિત્ર! ચોરનુ કલંક આવવાથી મરવાની બીકથી જેટલું હૃદય નથી બળ્યું તેટલું તારા નિર્ધૂમ વિરહાગ્નિથી હૃદય બળી રહ્યું.

ત્યાર પછી 'મેં અપરાધ કર્યો નથી, હું નિરપરાધી માર્યો જાઉં છું.' એમ વિલાપ કરવા છતાં એક કોઠારઘરમાં મને પૂર્યો. કોઇ બીજાએ મને ઓળખ્યો નહિ. હું તારા સોગન પૂર્વક કહું છું કે આ બનાવ બન્યો. એટલુ જ વિચારતો હતો કે જો મારું મરણ નક્કી જ છે તો યમરાજા હજુ વિલંબ કેમ કરે છે? પ્રિય મિત્રના વિયોગી મને મરણ પણ રમણીય છે.

* ૧૧૭. એમ વિચારતાં તે દિવસ પસાર થયો. રાત પડી. રાત પણ તારા સમાગમની ચિંતાના સ્વપ્નની પરંપરાનાં સુખમાં જલદી પૂર્ણ થઇ. બીજો દિવસ આવ્યો. મધ્યાહ્ન સમયે મારા માટે ભોજન લઇને એક વેશ્યા સ્ત્રી આવી. સુંદર રૂપવાળો મને દેખી અનુરાગ થયો અને મારા ઉપર દયા આવી. મેં એને પૂછ્યું "હે સુંદરી! સાચો જવાબ આપે તો એક વાત પૂછું." તેણે કહ્યું કે "હે શ્યામસુંદર! વિશ્વાસ રાખી પૂછો. હું જવાબ આપીશ." મેં પૂછ્યું કે "નિરપરાધી મને કેમ પકડ્યો?" તેણે જવાબ આપ્યો, "હે સુભગ! આ હવે નવમી તિથિએ અમને રોકીને દેવતા-આરાધન કરાશે, તેમાં તમારું બલિ કરાશે. ચોરીનું કારણ આગળ કરી ખોટો આરોપ મૂકી તને પકડ્યો છે." ત્યાર પછી વિશેષ પ્રકારે જીવિતભયવાળા મેં પૂછ્યું, "હે સુંદરી! હવે મારા જીવિતનો શો ઉપાય?" પેલીએ કહ્યું કે "તારે હવે જીવવાની આશા ન રાખવી. 27524

હું સ્વામીનો દ્રોહ નહિ કરું. તો પણ તારા ઉપર મને ઘણો સ્નેહ થાય છે, માટે મારી એક વાત સાંભળ. જો તું કરે તો એક ઉપાય છે." મેં કહ્યું, "કહે, જરૂર તે ઉપાય કરીશ." વેશ્યાએ કહ્યું, "આવતી નવમીના દિવસે આખો પરિવાર સ્નાન કરી સ્વામી સાથે જશે. તે વખતે માત્ર એકલી રખેવાળ હશે. જો તે વખતે બારણાં તોડીને નીકળી જઇશ તો બચ્યો, અને જો તે દિવસ ચૂક્યો તો પછી બચવાનો આરો નથી." એમ બોલતી તે ચાલી ગઇ. મેં વિચાર્યું કે નીકળતી વખતે જો કોઇ ન દેખે તો બચ્યો. જો કોઇ દેખી જશે તો નક્કી મરણ થવાનું. તે દિવસ આવ્યો એટલે બહાર નીકળી ગયો. કોઇએ ન દેખ્યો.

ત્યાર બાદ હે મિત્ર! તને ખોળવા લાગ્યો. તે વખતે એક દેશના માણસે કહ્યું કે આવો આવો ફલાણો તારા દેશનો માણસ આ માર્ગેથી ગયો છે. તે સાંભળી તારી પાછળ પાછળ ચાલી આવ્યો. એટલામાં નર્મદાના કિનારે તને દેખ્યો. હે મિત્ર! આટલું દુઃખ અનુભવ્યું. હવે તને દેખી કંઇક શાંતિ વળી. આ જીવલોકમાં સજ્જનના સુખ–દુઃખના સમાચાર જ્યાં સુધી સાંભળ્યા ન હોય ત્યાં સુધી મિત્રોને તીક્ષ્ણ શલ્ય માફક હૃદયમાં સંતાપ થાય છે." મિત્રના દુઃખની હકીકત સાંભળી અશ્રુજળથી ભીંજાએલ પાપણવાળા થાણુ મિત્રે કહ્યું:—

"ખરેખર આજે નવું જીવતર મળ્યું. આજે રત્નો પ્રાપ્ત થયાં. સર્વસુખનું મૂળ એક તું જીવતો મળ્યો."

* ૧૧૮. એમ કહી મુખ ધોઇ ભોજનક્રિયા પૂર્ણ કરી, મદોન્મત્ત હાથીઓના સ્નાનથી કસ્તુરીની રેખા ધોવાઇ જવાથી, મદના રસબિન્દુઓ ભળવાથી રંગીન બનેલા જળપ્રવાહવાળી નર્મદા નદી તેઓએ ઓળંગી. પછી ચાલીને થોડું ગયા તેટલામાં અનેક લતા, વેલડી, નાના છોડવાળી દુઃસંચાર મહાઅટવીમાં તેમનો માર્ગ અટવાઇ ગયો. લાખો ભવવડે કરી ગહન એવા સંસારરૂપી અરણ્યમાં અભવ્ય જીવને નિર્મલ પ્રભુમાર્ગ પ્રાપ્ત થવો મુશ્કેલ પડે તેમ, એમને પણ સીધો માર્ગ મળ્યો નહિ. ભૂલા પડેલા, મૂંઝાઇ ગયેલા, ભયથી કંપી રહેલાં ગાત્રોવાળા, ગાંડા માફક ક્યાં જવું ક્યાં ન જવું તે સમજ્યા વગર મહાઅટવિમાં પ્રવેશ કરવા તૈયાર થયા. તે અટવિ કેવી છે?

**અટવીવર્ણન**

જ્યાં ઘણા પ્રકારનાં કુસુમિત ઉત્તમ વૃક્ષોના પુષ્પરસમાં લુબ્ધ ભમતા ભ્રમરસમૂહો છે, ભમતા ભ્રમરાવલિના ગુંજારવના મધુર શબ્દના ગીતથી એકઠાં મળ્યાં છે હરિણકુલો, હરિણકુલો નિશ્ચલ બેઠેલાં દેખીને દોડતા મદોન્મત્ત જંગલી વાઘો છે, જંગલી વાઘ દેખવાથી ત્રસ્ત થયેલ હાથી અને નાસતી વનભેંસો છે, વનમહિષના વેગથી ભાંગતાં શિંગડાં અને પડી જતા વૃક્ષસમુદાયો છે, વૃક્ષસમૂહના કંપના મોટા શબ્દથી સૂતેલા સિંહો જાગી ગયા છે, વનના સિંહોના મુક્ત સિંહનાદથી કોપાયમાન મધુર શબ્દ કરતા લજ્જિત હસ્તિસમુદાયો છે, હાથીઓએ સંભ્રમથી કરેલા ભયંકર સુંકારથી કુપિત બન્યા છે વનશરભો, અને વનશરભના ભય વડે કરી ભ્રમણ કરતાં બાકીનાં વનપશુના સૈન્યથી બનેલી બીભત્સ અટવીમાં સેંકડો પક્ષીઓના રવ અને જંગલી શ્વાપદોની ચીસોના પડઘા સંભળાઇ રહેલા છે.

વળી એ અટવીમાં કાગડા કાકા કરે છે, પક્ષીસમૂહો કલરવ કરે છે, રાની પશુઓ રણરણ કરે છે, વાનરો ચિલિચિલિ કરે છે, મધુકરો ગુણગુણ કરે છે, વાઘો ઘુઘુરવ કરે છે, પવન સમસમ થઇ રહેલ છે, અગ્નિ ધમધમ કરે છે, વૃક્ષો કડકડ કરે છે એવાં સ્થાનો રણમાં તેમણે જોયાં. જ્યાં ઘણા વૃતાન્તો પ્રવર્ત્યા હોય તેવી, સેંકડો ભવની પીડાથી ભયંકર, દુઃખે કરી પાર પામી શકાય તેની, સંસાર અટવી જેવી, જેમાં અભવ્ય જીવ ભમ્યા જ કરે તોપણ તેનો છેડો ન આવે તેવી આ અટવી હતી.

ગ્રીષ્મકાળ

* ૧૧૯. તેઓ બંને જ્યારે આ અટવીમાં ભમી રહ્યા હતા ત્યારે કયો કાળ વર્તી રહ્યો હતો ? વિસ્તીર્ણ ભુવનકોઠના મધ્ય ભાગમાં તપેલ પર્વત રૂપ અંગારા અથવા લૂ અગર ઘામવાળા પવને ધમેલ સૂર્યબિંબ કે લોહપિંડ હોય તેમ સમગ્ર લોકોના કાર્યનો સાક્ષી, ભુવનની અંદર વ્યાપાર પ્રવર્તાવનાર સૂર્ય ગ્રીષ્મઋતુ વિષે કુપિત યમરાજા માફક સર્વને તપાવે છે.

આવા ગ્રીષ્મ સમયે કઈ વેળા વર્તી રહી છે ? પશ્ચિમ સમુદ્રની ભરતીનાં મોજાના જળસમૂહનાં ઝીણાં શીતળ બિન્દુયુક્ત સૂર્યરથના અશ્વો આકાશરૂપી પર્વતના શિખરથી નીચે ઊતરે છે. શિશિર-રાજા (શિયાળો) ગયે છતે દુસ્સહ સજ્જડ શિશિર-ઠંડીના બંધનથી સર્વથા મુક્ત એવો સૂર્ય શૂરવીર રાજા જેમ શત્રુસમૂહને પીડે તેની માફક અત્યારે સર્વ પદાર્થસમૂહને તપાવે છે.

સૂર્ય અને શૂરવીર બાલ્યકાળમાં સુભગ લાગે, અને વૃદ્ધિ પામતાં તપાવે છે. 'વનમાં અને યૌવનકાળમાં સર્વે નક્કી દુપ્રેક્ષ્ય બને છે.'

ભૂલા પડ્યા

આવા સખત ઉનાળાના સમયમાં દુઃસહ સૂર્ય-કિરણોથી તપેલી જમીન પરની રેતીથી દાઝતા, ખૂબ તરસથી સુકાઇ ગયેલાં તાળવાં અને જીભવાળા, લાંબા માર્ગના થાકવાળા, ક્ષુધાથી દુબળા થઇ ગયેલા પેટવાળા બંને મિત્રોને માર્ગની સૂઝ પડતી નથી. ભૂલા પડેલા, લૂંટારાના ભયથી ધ્રૂજતા, સિંહ-વાઘની બીકવાળા, ઝાંઝવાના જળતરંગો જોઇ રહેલા, જે કોઇ નીચાણ પ્રદેશ દેખે ત્યાં પાણી હશે એમ ધારી દોડતા, અનેક દુઃખથી વ્યાપ્ત એવા તેઓ તે જંગલમાં નથી સમજી શકતા કે પોતે કઈ તરફ ચાલી રહ્યા છે. ક્યાં આવ્યા ? ક્યાં જવું છે ? આવા સમયે ઘણા દુઃખથી કાયર બની ગયેલા હૈયાવાળા થાણુએ કહ્યું કે–

દુર્જનની દુર્જનતા

"હે મિત્ર ! ક્ષુધાથી પેટમાં ખાડો પડેલો છે. કેડે સખત વસ્ત્ર બાંધવા છતાં પણ સરી જાય છે, માટે રત્નપોટલી તું સાચવ. રખેને મારી પાસેથી માર્ગમાં પડી જશે. માટે તું લે જેથી હું નિરાંતે માર્ગમાં ચાલું." માયાદિત્યે વિચાર્યું કે "જોઇતું હતું અને વૈદ્યે કહ્યું. જે મારે માગવું હતું તેને બદલે તે જાતે જ આપે છે. મને સર્વરત્ન સમર્પણ કર્યાં. ઠીક કર્યું. હવે એના માટે ઉપાય વિચારું." એમ કરી ચારે પડખે નજર ફેરવી તો અનેક

વર્ષોનો હજારો શાખા-પ્રશાખાથી વિસ્તીર્ણ મોટો વડલો દેખ્યો. તે દિશા તરફ વળ્યો. ત્યાં પાણી હોવું જોઈએ એમ કરી જોયુ તો ત્યાં એક કૂવો જોયો. ઊગેલા તૃણસમૂહથી ઢંકાઈ ગએલ મુખવાળો, કંઈક બાંધેલ ભાગ હોવાથી ઓળખાતો, વિષમ તટ ઉપર ઊગેલાં વૃક્ષોવાળો તેમજ ઊંડો એવો જીર્ણકૂપ હતો. કૂવો જોઈને લાંબા સમયથી ખોવાઈ ગયેલ બંધુ મળે, ગુણસમૃદ્ધ રાજ્ય મળે, અમૃતરસ મળે, તેમ તે માનવા લાગ્યો. ચારે બાજુ નજર કરી પણ દોરડું કે તેવું અન્ય જળ ખેંચવાનું ભાજન ન દેખ્યુ, કે જેનાથી કૂવામાંથી પાણી ખેંચી શકાય. ત્યારે દુષ્ટબુદ્ધિવાળા માયાદિત્યે વિચાર્યું કે આ સુંદર સમય છે. આવા વખતે એનો વિનાશ ન કરું તો આ કરતાં બીજો સારો વખત ક્યારે મળવાનો છે? માટે હમણાં જ એને કૂવામા પાડી દઉં. જેથી દસે રત્નોનો હું એકલો જ માલિક બનું. એમ વિચારતા માયાદિત્યે થાણુને કહ્યુ, "હે મિત્ર! નજર તો કર કે આ જીર્ણ કૂપમાં પાણી કેટલું ઊંડું છે? જેથી તેનુ પ્રમાણ વિચારી વેલડી-લતાનું એક દોરડું તૈયાર કરું." એ પ્રમાણે કહ્યું એટલે તપસ્વી થાણુ સરળ હોવાથી જીર્ણ કૂવાના મધ્ય ભાગમાં નજર કરવા તૈયાર થયો. પાપી હૃદયવાળા, મૂઢમનવાળા માયાદિત્યે લજ્જાની અપેક્ષા રાખ્યા વગર, પ્રીતિની અવજ્ઞા કરી, દાક્ષિણ્યનો લોપ કરી, પ્રેમનો તિરસ્કાર કરી, કૃતજ્ઞતાને જાણ્યા વગર, પરલોક તરફ નજર કર્યા સિવાય, સજ્જનનો માર્ગ લોપ કરીને, સર્વથા ધનના રાગવાળા હૃદયથી નિર્દયપણે બીચારા થાણુને કૂવામાં ધક્કો માર્યો. ધમ્મ કરીને તે કૂવામાં પડ્યો. ઘણાં જૂના પાંદડાં અને ડાખળાં તથા કાષ્ઠથી પૂર્ણ, કાદવ ઘણો અને પાણી થોડું છે જેમાં એવા કૂવાના મધ્ય ભાગમાં થાણુ પડ્યો. તેવા કાદવ-કચરાવાળા કૂવામાં પડ્યો પણ શરીરે પીડા કાંઈ ન થઈ. કંઈક શુદ્ધિમાં આવ્યો ત્યારે થાણુએ વિચાર્યું. અરે-

**સજ્જનની સરળતા**

૬ ૧૨૦. પ્રથમ દરિદ્રતા, પછી પરદેશભ્રમણ અને અટવીભ્રમણ તથા પ્રિય મિત્રનો વિયોગ, એટલુ જાણે ઓછું રહી ગેયુ હતું જેથી દૈવે આ કર્યું. આ વિષયમાં મારું હૃદય એમ કહે છે કે કોઈ નિર્દય મનુષ્યે મને ધક્કો માર્યો, જેથી હું અહીં પડ્યો. તો કોણે મને ધક્કો માર્યો હશે? અથવા તો બીજા વિકલ્પો શા માટે કરવા? માયાદિત્ય નજીકમાં હતો જ. બીજા કોઈની સંભાવના નથી. શું આ મહાસાહસ માયાદિત્યે કર્યું હશે? અથવા ના ના, મારા પાપી હૃદયે દુષ્ટ વિચાર કર્યો. અરે મેરુચૂલા ચલાયમાન થાય, સમુદ્ર જળ વગરનો બની જાય, સૂર્ય પશ્ચિમમાં ઊગે તોપણ મારો મિત્ર આવું અકાર્ય કરે નહિ. સજ્જન મિત્ર માટે આવું અસંભાવ્ય વિચારે તેવા મારા પાપી હૃદયને ધિક્કાર હો. કોઈક રાક્ષસ, ભૂત, પિશાચ કે દૈવે મને અહીં ફેંક્યો હશે." એમ તે વિચાર કરવા લાગ્યો. સજ્જનનો આવો જ સ્વભાવ હોય છે.

દુર્જન સજ્જનને જે નુકસાન કરે છે તે સજ્જન કોઈને જાણવા દેતો નથી. સજ્જન જાણી મૂંઝવણમાં પડે છે કે આવું અકાર્ય કોણે કર્યું હશે? અપરાધ કર્યો છે એમ જાણે છે તોપણ સજ્જન તેના બદલામાં ઉપકાર કરે છે. માત્ર એક વસ્તુ સજ્જન જાણતો નથી કે દાક્ષિણ્યનું કેમ ઉલ્લંઘન કરવું. મિત્ર આ જાણતો હોવા છતાં મૂઢ તેની ચિંતા

કરવા લાગ્યો, "હે મિત્ર ! જંગલમાં તું આપત્તિમાં આવી પડયો. તારું શું થશે ? જેમ મૃગ પોતાના જૂથથી છૂટું પડી જાય તેમ પ્રિય મિત્રના વિયોગથી મરણ પામ્યો છું."

**દુર્જનતાનું પરિણામ**

* ૧૨૧. આ પ્રમાણે સજ્જન થાણુ વિચારી રહ્યો હતો ત્યારે, હે રાજન્ ! આ માયાદિત્ય શું કરવા લાગ્યો, કે અહો કરવા ધારેલું તે થઇ ગયું. હવે નિઃશંક આ દસે રત્નોનો હું એકલો જ માલિક બન્યો, અને ફળ પણ હું જ ભોગવીશ. આમ હજુ વિચારી રહેલ છે ત્યાં તો, 'ઠોકો ઠોકો, મારો મારો, પકડો પકડો,' એવો મોટો કોલાહલ સંભળાયો. સાંભળી જ્યાં આગળ નજર કરી તો ભયથી કંપતા હૃદયવાળાએ અનેક ભીલ પરિવારવાળા સબરસેન નામના પલ્લિપતિને જોયો. તેમને જોઇ તે પલાયન થવા લાગ્યો. દોડવા ગયો પણ તેની પાછળ ધનુષબાણ ફેંકી ઘાયલ કરી પાડયો અને પકડયો. શરીર તથા કપડાં તપાસ્યાં તો અંદરથી રત્નની પોટલી મળી, તે ચોરે સેનાપતિને આપી. સેનાપતિએ ખોલીને જોયુ તો ઘણાં કિંમતી દસ રત્નો હતાં. "અરે આણે તો આપણને ન્યાલ કરી નાખ્યા. માટે એને મારતા નહિ પણ એકાદ કુડંગ વાંસની જાળીમાં પૂરો." આમ આજ્ઞા પ્રમાણે ચોરોએ એક સ્થાનમાં બાંધીને તેને કેદ કર્યો.

**કૂવામાંથી નિર્ગમન**

* ૧૨૨. તે ચોર–સેનાપતિ પોતાની પલ્લી સન્મુખ જતો તે પ્રદેશમાં પહોંચ્યો. પરિવારને કહ્યું, "અરે તરસ બહુ લાગી છે. તો અહીં ક્યાંય પાણી હોય તો તપાસ કરો." એક ચોરે કહ્યું, "અહીં એક જૂનો કૂવો છે. પણ ખબર નથી કે અંદર કેટલું પાણી છે." સેનાપતિએ કહ્યું, "તે જ બાજુ ચાલીએ." એમ બોલતાં તે સ્થળમાં પહોંચ્યા. સેનાપતિ વડવૃક્ષ નીચે બેઠો અને કહ્યું કે "પાણી કાઢો એટલે પીએ." હુકમ થતાંની સાથે જ મોટા ખાખરાના પાંદડાનો સીવીને એક મોટો પડિયો તૈયાર કર્યો. લાંબી મજબૂત લતાઓ એકઠી કરી લાંબુ દોરડું તૈયાર કર્યું. પડિયામાં વચ્ચે પથ્થર મૂકી કૂવામાં ઉતાર્યો એટલે થાણુએ દેખ્યો. થાણુ બોલ્યો, "અહો કોણે આ ઉતાર્યું ? દુર્દૈવયોગે હું પડી ગયો છું, તો મને બહાર કાઢો." એ વાત સેનાપતિને કરવામાં આવી. કોઇક દેશવાસી આ કૂવામા પડી ગયેલો છે. અંદરથી તે કહે છે કે "મને કાઢો." સેનાપતિએ કહ્યું, "પાણી રહેવા દો, પહેલાં બીચારા તેને કાઢો." તેઓએ તેને કૂવાની બહાર ખેંચી કાઢ્યો. સેનાપતિએ જોયો એટલે પૂછયું કે "અરે તું ક્યાંથી આવ્યો ? અંદર કેવી રીતે પડ્યો ?" ત્યારે થાણુએ કહ્યું, "હે દેવ ! પૂર્વ દેશથી અમે બે મિત્રો દક્ષિણ પથ તરફ ગયા. ત્યાં અમે બંનેએ પાંચ પાંચ રત્નો ઉપાર્જન કર્યા. આવતાં આવતાં આ અટવીમાં ભૂલા પડ્યા. ક્ષુધા–તૃષાથી પીડાએલા આ પ્રદેશમાં આવી પહોંચ્યા. તૃષાવાળા અમે આ જીર્ણ કૂવો જોયો. અંદર પાણી કેટલું ઊંડું છે તે જોવા ગયો તેટલામાં કોઇ પ્રેત, પિશાચ કે રાક્ષસે નિર્દયપણે આ કૂવામાં મને ધક્કો મારી પાડ્યો. અત્યારે તમે બહાર કાઢ્યો." એ સાંભળી સેનાપતિએ કહ્યું કે "સાથેવાળા બીજાએ જ કૂવામાં નાખ્યો હશે !" થાણુ બોલવા લાગ્યો "શાન્તં પાપં, શાન્તં પાપં. અરે મારો જીવિતાધિક વહાલો તે મિત્ર આવું શા માટે કરે ?" સેનાપતિએ

પૂછ્યું, "અત્યારે તે ક્યાં હશે?" તેણે કહ્યું, "મને ખબર નથી." એટલે ચોર-પરિવાર હસવા લાગ્યો. અહો આ બીચારો રાંકડો ભોળો બ્રાહ્મણ દુર્જનનો દુર્ભાવ જાણતો નથી. પોતા જેવા બીજાને પણ સરળ સમજે છે. સેનાપતિએ કહ્યું, "તે જ આનો સુમિત્ર હોવો જોઇએ, જેનાં આ રત્નો આપણે પડાવી લીધાં છે." બીજાઓ પણ સાક્ષી પૂરવા લાગ્યા કે એ વાત સંભવિત છે. પછી બ્રાહ્મણને પૂછ્યું કે "તારો મિત્ર કેવો છે?" થાણુએ જવાબ આપ્યો, "શ્યામ વર્ણવાળો, માંજરી આંખવાળો, સુંદર રૂપવાળો, ઠીંગણો, નાના વક્ષસ્થળ-વાળો, નિરોગી, દાઢીમૂછ વગરના મુખવાળો, એવો મારો શ્રેષ્ઠ મિત્ર છે." હા હા કરતાં સર્વે ચોર-પુરુષો આ વાત સાંભળી હસવા લાગ્યા. સેનાપતિએ કહ્યું, "અરે હે બ્રાહ્મણ, સુભગ દર્શનવાળો, સર્વ લક્ષણથી સંપૂર્ણ તેં મિત્ર મેળવ્યો. આવો જ મિત્ર કરવો જોઇએ. હે બ્રાહ્મણ, તેણે જ તને કૂવામાં ફેંક્યો છે. તારાં રત્નો દેખવાથી તું ઓળખી શકે ખરો કે?" થાણુએ કહ્યું, "હે દેવ! બરાબર ઓળખી શકું." સેનાપતિએ તે બતાવ્યાં અને બરાબર ઓળખ્યાં અને કહ્યું કે "આ પાંચ રત્નો મારાં છે અને આ પાંચ તેનાં છે. તમને ક્યાંથી અને કોની પાસેથી મળ્યાં? મારો મિત્ર મને કૂવામાં ન નાખે." ચોરોએ કહ્યું, "અમે તેની પાસેથી ઝૂંટવી લીધાં છે, અને તેને એક જાળીમાં પૂર્યો છે. માટે તેમાંથી તારાં પોતાનાં પાંચ રત્નો લઇ લે. દુરાચારીનાં જે પાંચ રત્નો છે તે તને નહિ આપીએ." એમ બોલતાં પાંચ રત્નો થાણુને આપ્યાં. પછી કહ્યું. "આ કેડીએથી જ જજે; એક વાત તને કહીએ છીએ કે જેવો આ મિત્ર છે તેવો બીજો કદાચ થાય તો ઉગ્ર ઝેરવાળા સર્પ માફક દૂરથી ત્યાગ કરજે." એમ કહી થાણુને રજા આપી.

## મિત્રપ્રાપ્તિ

* ૧૨૩. તે થાણુ મિત્રને ઝૂંપડે ઝૂંપડે ખોળતો રખડતો હતો. તેટલામાં એક વાંસની જાળીમાં માયાદિત્યને દેખ્યો. કેવી સ્થિતિમાં દેખ્યો? વેલડીથી એના બે હાથ મજબૂત રીતે બાંધેલા છે. બંને પગને નિયંત્રિત કરેલા છે. નીચા મુખવાળો અને પોટલું બાંધે તેમ બાંધેલો એક વાંસના ઝૂંપડામાં પૂરેલો દેખ્યો. તેને જોઇ "અરેરે મિત્ર! તારી આવી અવસ્થા કેમ?" એમ કહેતાં, એનાં બંધન ઢીલાં કર્યાં. અંગ પંપાળ્યું. ઉઝરડા અને ઘા ઉપર જૂના ચીંથરાં બાંધ્યાં તથા પોતાની બનેલી હકીકત જણાવી.

"હે મિત્ર! મને મારાં પાંચ રત્ન પાછાં મળી ગયા, તેમાંથી અઢી રત્ન તારાં અને અઢી રત્ન મારાં. તેટલાં પણ મને બસ છે. જરા પણ અસંતોષ ન કરવો." એમ કહેતાં કહેતાં તેને અટવીના છેવાડાના ગામે લઈ ગયો. ત્યાં એની બરદાસ કરાવી, ઘા પર રૂઝ આવી ગઇ. તે સમયે માયાદિત્યે વિચાર્યું:—

## પાપનો પશ્ચાતાપ

"અહો, બરફ જેટલો ઠંડો, ચંદ્ર સરખો નિર્મળ, ડગલે પગલે આપત્તિ પમાડવા છતાં લાલકમળ સરખો કોમળ સજ્જન પુરુષ સ્નેહતંતુને તોડતો નથી. આવા સજ્જન માણસને મેં ન કરવાનાં કાર્યો કર્યાં. મારા જીવિતને ધિક્કાર થાઓ. પ્રિય મિત્રને ઠગવાથી ઉત્પન્ન થએલા દોષને લીધે જેમાંથી ધર્મનો સાર ચાલ્યો ગયો છે એવા કપટ-પ્રપંચથી

મૂઢ બનેલા મારે હવે જીવીને શું કામ છે? માટે અત્યારે અહીં શું કરું? અથવા અગ્નિમાં પ્રવેશ કરું?" એમ વિચારી ગામના મુખીઓને એકઠા કર્યા. કૌતુકરસપૂર્વક સમગ્ર ગામ-લોક એકઠા થયા. ત્યાં આગળ શરૂથી માંડી આજ સુધીમાં જે કંઇક વૃતાન્ત બન્યો તે આખા ગામને કહ્યો, જેમ કે ઘેરથી દેશાવર નીકળ્યા, રત્નો ઉપાર્જન કર્યાં, પ્રથમ થાણુને ઠગ્યો, વળી કૂવામાં નાખ્યો, ચોરોથી પકડાયો, છેવટે થાણુએ અર્ધાં રત્નો આપવાની સજ્જનતા બતાવી, વગેરે.

૧૨૪. એ કહીને પછી માયાદિત્યે કહ્યું, "અરે ગામના આગેવાનો! મિત્રદ્રોહ કરીને મેં મહાપાપ કરેલુ છે, માટે હું સળગતા અગ્નિમાં પ્રવેશ કરીશ. કૃપા કરી મને કાષ્ઠ અને અગ્નિ આપો." ત્યારે એક ગામમુખીએ કહ્યું કે "અરે ભાઇ! આ સર્વ મિત્રદ્રોહનું પાપ મનથી કરાયેલું છે. તારા વર્તનનો વાંક નથી. પ્રારબ્ધ-દૈવ હોય તેમ મતિ અને તેને અનુસરતી ગતિ થાય છે." તે સમયે બીજાએ કહ્યું, "જે અલ્પધન મેળવવાની આશાએ જે કંઈ કર્યું તે સુખ મેળવવાના લોભને કારણે તને આ બુદ્ધિ સૂઝી."

વળી બીજા અતિજીર્ણ દેહવાળા વૃદ્ધે કહ્યું કે "અરે, અગ્નિમાં સુવર્ણ પણ શુદ્ધ થાય છે, પણ મિત્રને ઠગનારાની શુદ્ધિ કઇ? કાપાલિક વ્રતપાલનમાં પ્રાયઃ શુદ્ધિ થાય છે, પણ અગ્નિથી શુદ્ધિ નથી." પછી આખી સભાના મોટા આગેવાને કહ્યું, "બળદ-વાહનવાળા, ઉજ્જવળ દેહવાળા મહાદેવના મસ્તકે નિર્મળ જળ સ્વરૂપ વહન થતી પૂજ્ય ગંગા નદીમાં પ્રવેશ કરે તો મિત્રદ્રોહના પાપની શુદ્ધિ થાય." આમ કહ્યું એટલે સર્વે બોલી ઉઠ્યા, "અરે આ સુંદર વાત કરી. માટે અગ્નિપ્રવેશ કરવાનો નિશ્ચય છોડી દે. અને ગંગા નદી તરફ જા. ત્યાં અનશન કરી સ્નાન કરતો મૃત્યુ પામીશ, ત્યારે તારું પાપ શુદ્ધ થશે." એ પ્રમાણે ગામના વડેરાઓએ રજા આપી. સ્નેહથી રુદન કરતો થાણુની રજા લઇ તે પ્રયાણ કરવા લાગ્યો. પ્રયાણ કરતાં કરતાં અહીં આવી પહોંચ્યો છે અને બેઠો છે."

આ પ્રમાણે કહેલું સાંભળી ભગવાન ધર્મનંદનના ચરણયુગલમાં તે પડ્યો. માયાદિત્યે કહ્યું, "માયાથી મૂંઝાયેલ મતિવાળા મેં આ સર્વ કર્યું છે. તમારા સરખા જ્ઞાની સિવાય બીજો કોણ આ વાત જાણી શકે?"

માયા, અને મદરૂપી શત્રુનો નાશ કરનાર, મહાકોપને વીંધવામાં ભાલા સરખા, સર્વ જીવના ભાવ જાણનાર, એવા તમારું શરણુ સર્વથા અંગીકાર કરું છું. તો કૃપા કરી મેં કરેલા પાપનુ પ્રાયશ્ચિત આપો. નહિતર હું આત્મા કે પાપકર્મને ધારણ કરી શકતો નથી."

૧૨૫. આ સાંભળી ધર્મનંદન ગુરુએ કહ્યું:—

**પ્રભુઆજ્ઞા સિવાય કોઇ શરણ નથી**

"જેઓ અતિ પ્રિય ગુરુમહારાજના વિરહાનલના તાપથી તપેલા અંગવાળા છે તેઓને જિનેશ્વરોની આજ્ઞા સિવાય બીજું ક્યુ શરણ છે?

જે દુસ્સહ મહાદારિદ્રથી પરાભવ પામેલા છે, જેનો ધનવૈભવ ચાલ્યો ગયો છે તેઓને તે જિનેન્દ્રની આજ્ઞા સિવાય શુ શરણ હોઇ શકે?

દુર્ભગપણારૂપી કાદવ, શંકારૂપી કલંકમલથી કલુષિત ડુબાએલ છે આત્મા જેઓનો તેઓને પ્રભુની આજ્ઞા સિવાય કયુ રક્ષણ છે?

સર્વ લોકથી નિંદિત, બંધુવર્ગના તિરસ્કારરૂપી દુઃખથી તપેલા તેઓને જિનેન્દ્રની આજ્ઞા છોડી કોણ રક્ષણ કરનાર છે?

જન્મ–જરા–મરણનાં સેંકડો દુઃખથી ભયંકર એવા જગતમાં જીવોને જિનેશ્વરની આજ્ઞા છોડીને કયુ શરણુ છે?

બળવું, ડામ ખાવા, માર ખાવો, વાહન બનવું, અગર વાહનમાં જોડાવું, વજન ઊંચકવું, આવાં દુઃખવાળા સમુદ્રમાં ડૂબેલાઓને જિનેશ્વરની આજ્ઞા સિવાય બીજું કોઈ શરણુ નથી.

અસાર સંસારમાં સેંકડો દુઃખ–પીડાથી પીડાયેલા જીવોને જિનેશ્વરના વચન સિવાય કયુ રક્ષણ છે? તેથી સર્વ દુઃખથી દુઃખિત જીવોને કલ્પવૃક્ષ સમાન જિનેશ્વરની આજ્ઞા છોડીને ત્રણે લોકને વિષે અન્ય શરણુ નથી. પ્રભુનું આ વચન આરાધન કરીને ફરી જ્યાં વૃદ્ધપણું નથી, મૃત્યુ નથી, વ્યાધિ નથી, સર્વ દુઃખો નથી, અને શાશ્વતું કલ્યાણસુખ છે એવો મોક્ષ જલદી પ્રાપ્ત કરીશ.” આ પ્રમાણે ગુરુમહારાજે કહેલુ સાભળી બે હાથ જોડી અંજલિ કરી માયાદિત્ય કહેવા લાગ્યો, “હે ભગવંત! જો એમ જ છે તો, અને હું યોગ્ય હોઉં તો જિનેશ્વરનું વચન મને આપો.” ધર્મનંદન ભગવંતે જ્ઞાનાતિશયથી જાણી ઉપશાંત કષાયવાળા માયાદિત્ય(ગંગાદિત્ય)ને વિધિપૂર્વક દીક્ષા આપી.

## લોભનું સ્વરૂપ

૧૨૬. પછી ધર્મનંદન ગુરુમહારાજે કહ્યું, “લોભ ભેદ કરાવનાર, પ્રિય મિત્રતાનો નાશ કરાવનાર અને કાર્યવિનાશક છે. સર્વ વિનાશ કરનાર હોય તો તે લોભ છે. વળી લોભને વશ થયેલો માણસ અંધ માફક ઊંચું, નીચું, સરખું કે વિષમ દેખતો નથી; બહેરા માફક હિત કે અહિત સાંભળતો નથી, ગાંડા માફક સંબંધ વગરના પ્રલાપ કરે છે; બાળક માફક પૂછે કંઈ ત્યારે જવાબ જુદો જ આપે છે; પતંગિયા માફક સળગતા અગ્નિમાં પ્રવેશ કરે છે અને મત્સ્ય માફક સમુદ્રમાં વિચરે છે. એ પ્રમાણે ખરાબ ઘટના કરનાર, સજ્જનને છોડવા યોગ્ય, પ્રગટ દોષરૂપ એવા લોભને આ કારણે મુનિઓ જરા પણ સ્થાન આપતા નથી. હે નરેન્દ્ર! લોભાધીન મનવાળો, આ પુરુષની જેમ દ્રવ્યનો નાશ કરે છે, મિત્રનો ઘાત કરે છે, અને પોતાને દુઃખની ખાણમાં ફેંકે છે.”

એટલે પુરંદરદત્ત રાજાએ પૂછ્યું, “હે ભગવંત! ઘણા પુરુષો આ પર્ષદામાં બેઠેલા છે. તેમાં આપે જણાવ્યો તે પુરુષ કોણ? અને તેણે શું કર્યું?” ત્યારે આચાર્ય મહારાજે કહ્યું:—

“જે તારા પૃષ્ઠભાગમાં અને ઇન્દ્રની ડાબી બાજુ બેઠો છે, તે માંસરહિત દેહવાળો, તાડના વૃક્ષ માફક ઊંચો અને સૂકા શરીરવાળો, હાડકાંમય પાંજરા જેવો, ઉપર જરા ચામડું વળગેલુ છે, તથા શરીરે ધૂળ લાગેલી છે તેવો, નાની લાંબી ચપળ ડોકવાળો,

ખોળ માફક ચામડાના વદનવાળો, મારવાડના કૂવા સરખા ઊંડાં નયનવાળો, વેતાલ માફક માંસખંડના પગ તૈયાર કર્યા હોય તેવો, જાણે એના સ્વરૂપે, હે રાજન્ ! સાક્ષાત આ લોભ જ અહીં આવી પહોંચેલ છે. એણે લોભમાં મૂઢ બની જે કંઇ અકાર્ય કર્યું તે સાંભળોઃ—

### તક્ષશિલા નગરી

* ૧૨૭. આ લોકમાં જંબુદ્વીપના ભરતમાં વૈતાઢ્ય પર્વતની દક્ષિણે મધ્ય ખંડમાં ઉત્તરાપથ નામનો દેશ છે. ત્યાં તક્ષશિલા નામે નગરી છે. પ્રજાના પ્રથમ રાજાના પુત્ર ભરત-રાજાના પ્રતાપના ઊછળતા યશભાર જેવાં ઉજ્જવળ ગૃહનાં શિખરોને આ નગરી વહન કરી રહી છે. એ નગરીમાં મેલાં કપડાંવાળો કે કુવેષવાળો એક પણ દેખાતો નથી; સુંદર વસ્ત્ર પહેરેલાં એકેએક દેખાય છે. કાયર અને લોભી તે બંને આ નગરીમાં નથી, શૂરવીર અને દાન દેનાર એ બંને ત્યાં છે. ખલ, મૂર્ખ, ઈર્ષ્યાળુ એ ત્રણ આ નગરીમાંથી ખોળતાં પણ મળી શકે નહિ, પરંતુ ત્રણ વ્યક્તિઓ મળી શકે-સજ્જન, ચતુર અને વિશ્વાસુ. એ નગરીમાં કિલ્લાની બહારની ખાઇ સજ્જન તથા દુર્જનનુ અનુકરણ કરે છે, ગંભીરતાના ગુણ વડે કરી સજ્જનનું અને ન તરી શકાય તેવા ગુણ વડે દુર્જનનુ. સજ્જન-દુર્જન સરખો કિલ્લો અતિ ઉન્નત અને વાંકા વળીને ગમન કરવા યોગ્ય છે. ત્યાં વસ્તી દ્વીપસમુદ્ર સરખી છે, દ્વીપસમુદ્રો અસંખ્યાતા પ્રવર્ધમાન વિસ્તારવાળા હોય છે તેમ. પ્રથમ જિનેશ્વરના સમવસરણ વડે શોભતી, ધર્મચક્રના ચિહ્નવાળી, સુવર્ણના ઘડેલા કિલ્લાવાળી, વિસ્તારવાળી, એવી તે નગરી કેમ ન વર્ણવવી ? તે નગરીની નૈઋત્ય દિશામાં ઉચ્ચસ્થલ નામનું ગામ હતું. તે દેવમંદિરો વડે દેવનગર જેવું, વિવિધ રત્નો વડે પાતાલ જેવું, ગાય-સંપત્તિથી ગોષ્ઠાંગણ જેવું, અને ધન-સંપદાથી કુબેરનગરી જેવું જણાતું હતું.

### અર્થોપાર્જનની અભિલાષા

તે ગામમાં શૂદ્ર જાતિનો ધનદેવ નામનો સાર્થવાહપુત્ર હતો. ત્યાં તે પોતાના જેવા સાર્થવાહ-પુત્રો સાથે ક્રીડા કરતાં કાલ પસાર કરતો હતો. ધનદેવ લોભી, પૈસાની તૃષ્ણા-વાળો, માયાવી, ઠગનારો, જૂઠું બોલનારો અને પરદ્રવ્ય હરણ કરનારો હોવાથી તેની જેટલી વયવાળા સાર્થવાહ યુવાનોએ તેનું ધનદેવ એ નામ દૂર કરી 'લોભદેવ' એવું નામ સ્થાપન કર્યું. લોભદેવ નામ પડ્યા પછી દિવસો જતાં તે યૌવનમાં વધવા લાગ્યો. એને લોભ પીડા કરવા લાગ્યો, એટલે એણે પિતાને કહ્યું, "હે પિતાજી! હું ઘોડા લઇને દક્ષિણાપથમાં જાઉં, ત્યાં જઇ ઘણું ધન ઉપાર્જન કરું, જેથી પછી સુખપૂર્વક ભોગવટો કરી શકાય." પિતાએ તેને કહ્યું, "તારે ધન કેટલુ જોઇએ ? તારા અને મારા પુત્રો-પ્રપૌત્રોને પહોંચે તેટલા વિપુલ પ્રમાણમાં આપણી પાસે ધન છે. માટે દીનદુઃખીઓને આપ, અપંગ માગનારાને દાન દે, બ્રાહ્મણોને દક્ષિણા દે, દેવકુલિકાઓ કરાવ, તળાવ-બંધ ખોદાવ, વાવડી અને પાણીની પરબ બંધાવ, સદાવ્રતો ખોલ, આરોગ્યશાળાઓ (હૉસ્પિતાલ) બંધાવ, દીન અને નિર્ધનનો ઉદ્ધાર કર, અને ધન માટે દેશાન્તર જવાની વાત છોડી દે." એટલે લોભદેવે કહ્યું, "હે પિતાજી ! જે ધન અહીં છે તે તો સ્વાધીન છે જ, પણ બાહુબળથી અપૂર્વ અર્થઉપાર્જન કરી લાવું." એટલે સાર્થવાહે વિચાર્યું કે "આનો આ

વિચાર સુંદર છે, કરવા યોગ્ય છે અને તેને ઘટતી આ વાત છે. આવું અપૂર્વ અર્થોપાર્જન કરવું તે આપણા સરખા ગૃહસ્થોને યોગ્ય જ છે. માટે તેની ઇચ્છાનો ભંગ ન કરવો. ઠીક ભલે જતો." એમ વિચારી પિતાએ કહ્યું, "હે પુત્ર ! જો તારે હવે નથી રહેવું તો ભલે જા."

## પિતાની હિત-શિક્ષા

§ ૧૨૮. એ પ્રમાણે પિતાએ રજા આપી એટલે તે તૈયારી કરવા લાગ્યો. ઘોડાઓ સજ્જ કર્યા, વાહનો તૈયાર કર્યાં, પહેરવાના વસ્ત્રો, પાથરવાનાં બીછાનાં ગ્રહણ કર્યાં, આડતિયાને ખબર આપ્યા, કાર્ય કરનાર નોકરવર્ગ નક્કી કર્યો, ગુરુવર્ગની રજા લીધી તથા મંગળ માટે ગોરોચનને નમ્યો. સાર્થ ચાલ્યો. સીમાડા સુધી વળાવવા ગયાં, ત્યારે પિતાએ, શિખામણ આપી, "હે પુત્ર ! માર્ગો વિષમ હોય છે, લોક નિષ્ઠુર હોય છે; દુર્જનોનો તોટો નથી, સજ્જન ગણ્યા-ગાંઠ્યા હોય છે, ભાંડ ન સમજાય તેવા હોય છે; પણ્ય-ખરીદ કરવા યોગ્ય ચીજોની પરીક્ષા મુશ્કેલીવાળી હોય છે, યૌવન દુર્ધર છે; તું ખોટાં લાડમા ઊછરેલો છે; કાર્યગતિ વિષમ છે; અનર્થ-રુચિવાળો યમરાજા છે; વગર અપરાધે ક્રોધ કરનાર ચોરો છે. તેથી સર્વથા કોઇક વખત પંડિત બની, કોઈક વખત મૂર્ખ બની, કોઈક વખત દાક્ષિણ્યથી, કોઇક વખત નિષ્ઠુરતાથી, કોઈક વખત દયાળુતાથી, કોઈક વખત નબળાઇથી, કોઇક વખત શૂરવીરતાથી, કોઇક વખત બાયલાપણાથી, કોઇક વખત અભિમાનથી, કોઇક વખત ત્યાગી બની, કોઇક વખત લાચારીથી, કોઇક વખત દીનતાથી, કોઈક વખત ચતુરાઇથી, કોઇક વખત જડતાથી કામ કાઢી લેવું. સર્વથા, હે પુત્ર ! નિષ્ઠુર દંડથી મસ્તકમાં હણાએલ ભુજંગના કુટિલ અંગ સરખા વક્ર હૃદયવાળા તેમજ સજ્જન-દુર્જનના ચારિત્ર સરખા વર્તનવાળા કોઇ વખત બનવું." એમ હિતશિક્ષા આપી પિતા પાછા વળ્યા. આ લોભદેવ કેટલાક સમય પછી દક્ષિણાપથ દેશમાં પહોંચ્યો. સોપારક નગરમાં ભદ્રશેઠ નામના એક જૂના શેઠિયાના ઘરમાં મુકામ નાખ્યો. કેટલાક સમય પછી મોટી કિંમતવાળા ઘોડા વેચ્યા. ઘણું દ્રવ્ય વેપારમાં મેળવ્યુ. તે દ્રવ્ય લઇને સાર્થવાહપુત્ર સ્વદેશ ગમન કરવાની ઇચ્છાવાળો થયો.

તે સોપારક નગરમાં સ્થાનિક વેપારીઓનું મંડળ હતું. તેનો એવો રિવાજ નક્કી કરેલો હતો કે જે દેશાન્તરથી આવેલો કે સ્થાનિક વેપારી હોય એણે જે દેશ કે દિશામાં પોતે ગયો હોય, જે વેપારની ચીજવસ્તુ વેચાતી લીધી હોય, અગર વેચી હોય, તે સ્થાનિક વેપારીઓના મંડળમાં જઇ સર્વ હકીકત કહી જણાવવી જોઇએ, અને ગંધ-તંબોલ, પુષ્પમાળા મંડળ તરફથી સ્વીકારવાં જોઇએ અને પછી જવું જોઇએ. આ રિવાજ પૂર્વના પુરુષોએ પ્રવર્તાવેલો હતો, જે હજુ સુધી પ્રવર્તે હતો. હવે જ્યારે આ લોભદેવ અહીંથી જવાની ઇચ્છાવાળો થયો ત્યારે તે ભદ્રશેઠ સાથે દેશી વેપારી મંડળીમાં ગયો અને બેઠો. તેને ગંધ, પુષ્પમાળા, પાન-સોપારી વગેરે મુખવાસ આપ્યાં.

§ ૧૨૯. ત્યાં આગળ સ્થાનિક વેપારીઓ સાથે પરસ્પર વાતચીત થઇ કે હે વેપા-

! તમો ક્યા દેશથી આવો છો ? ક્યાં ગયા હતા ? કઇ વેપારની વસ્તુ લાવ્યા છો ? શું ખરીદ કર્યું ? પાછું શું લઇ જાવ છો ? ત્યારે તેમાંથી એકે જવાબ આપ્યો, ઘોડા લઇને કોશલ દેશ ગયો હતો. કોશલ દેશના રાજાએ મને મોટા ભાઇલ ના અશ્વો સાથે હાથીનાં બચ્ચાઓ આપ્યાં, તેથી તમારા પ્રભાવથી સારો લાભ મેળવી ો." બીજા વેપારીએ કહ્યું, "હું ઉત્તરાપથમાં સોપારી ફલાદિક કરિયાણું લઇને હતો. ત્યાં સારો નફો થયો એટલે ઘોડા લઇને આવ્યો." ત્રીજા વેપારીએ કહ્યું, મોતી લઇને પૂર્વ દેશમાં ગયો. ત્યાંથી ચામર લાવ્યો." ચોથા વેપારીએ કહ્યું, દ્વારિકા ગયો હતો. ત્યાંથી શંખો લાવ્યો." પાચમાએ કહ્યું, "બબ્બરકુલ કાપડ-વસ્ત્ર ગયો હતો. ત્યાંથી હાથીદાંત અને મોતી લઇને પાછો આવ્યો." બીજા એક વેપારીએ "હું નાની ચીન અને મોટી ચીનમાં ગયો હતો. સાથે ભેંસ-ગાયો લઇ ગયો હતો. ાડાની લગામ અને આંખના પટ્ટાની ખરીદ કરી. તેમાં સારો નફો મેળવીને પાછો . " બીજા એકે કહ્યું, "હું પુરુષોને લઈ સ્ત્રીરાજ્યમાં ગયો હતો. પુરુષોને ી જોખીને આપ્યા, અને ખૂબ કમાઇ આવ્યો." એકે કહ્યું, "હું લીંબડાનાં પાંદડાં ત્નદ્વીપે ગયો હતો. ત્યાં તે વેચી રત્નો ખરીદી પાછો આવ્યો."

ા સાંભળી દરેક બોલી ઊઠ્યા, "આ વેપાર સુંદર કે લીંબડાના પાંદડાથી રત્ન . બીજો વેપાર શા માટે કરવો પડે ?" તેણે કહ્યું, "સુદર, પણ જેને જીવ વહાલો તેને." પેલાઓએ પૂછ્યુ, "શા કારણે ?" "શા કારણે એમ તમે પૂછ્યુ ? કારણ કે સમુદ્રમાં લાંબી મુસાફરી કરવી પડે. રત્નદ્વીપ બહુ દૂર છે. પવનના મોટા હોય છે. મોજાં ચપળ હોય છે. મોટાં મત્સ્યો, મોટા મગરમચ્છ, મોટા ગ્રાહો, ંતુ' નામનાં જળજંતું, ગળી જવાવાળાં તિમિંગલમત્સ્ય, રૌદ્ર રાક્ષસો, ઊંચે વેતાલો, ખબર ન પડે તેવા સમુદ્રમાં પહાડો, કુશલ ચોરો, ભયંકર તોફાની ૬, દુર્ગમ માર્ગ વગેરેનો ભય હોય છે. સર્વથા રત્નદ્વીપ જવું કઠિન છે માટે કે સુંદર, પણ જેને જીવ વહાલો ન હોય તેને." એટલે બધાએ કહ્યું, "અહો, જવું કઠિન છે, તોપણ દુઃખ વગર સુખ નથી." એમ કહી બધા વેપારીઓ ા.

**ધનતૃષ્ણા**

૩૦. આ રત્નદ્વીપની વાત લોભદેવના મનમાં બરાબર વસી ગઇ. ઘેર આવી ભોજનાદિક આવશ્યક કાર્યો પતાવી, પોતાની સાથે રહેલાને લોભદેવે કહ્યું, "હે ષ્ઠ ! લીંબડાનાં પાંદડાંથી રત્નો મેળવાય છે. આ મોટા નફાનો ધંધો છે. ત્યાં આમ કેમ કરતા નથી ?" ભદ્રશેઠે કહ્યું, "હે મિત્ર ! અર્થ અને કામના વિષ તે *પ્રમાણમાં મનોરથો વધારીશું તેટલા વધશે, અને જો ઘટાડશું તો ઘટશે.* તો ાન એકઠું કર્યું છે. સંતોષપૂર્વક તે લઇને સ્વદેશ પાછો જા; તારી ઇચ્છા વર્તવ; સ્વજનોને આપ; બંધુઓનુ સન્માન કર; દીન-દરિદ્રનો ઉદ્ધાર કર; દ્રવ્ય ા શ્રેષ્ઠ કાર્યો કર. તારે માટે આટલુ દ્રવ્ય પૂરતું છે."

જેના ભાગ્યમાં આવું દૈવનિર્મિત થયુ છે તેવા પુરુષોએ આવો રોષ ન કરવો જોઈએ અને ખોટો દાખલો ન બેસાડવો જોઈએ."

એમ સમજાવીને એને રોકયો. વહાણુ આગળ વધતું ગયુ. તે પાપહૃદયવાળા લોભદેવે ધક્કો મારેલ ભદ્રશેઠ સમુદ્રમાં અધોમુખ પડ્યા. તરત ડૂબી ગયા; ક્ષણવારમા ઉપર આવ્યા; પછી પાણીના મોજાંથી આગળ વધવા લાગ્યા. જલતરંગથી ધકેલાતા, મોજાંથી ઊછળેલા તેમને મોટા મગરમચ્છે પકડ્યો. વિકરાળ દાઢવાળા મોટા મગરમચ્છના મુખ રૂપી ગુફામાં પ્રવેશ કરતા તે અદશ્ય થયા. દુર્જનના હાથમા ગયેલ થાપણુ માફક તેમનો વિનાશ કર્યો. અકામ નિર્જરા યોગે સમુદ્રમાં મોટા મગરમચ્છના વદનગુફામાં દાઢથી ચુરાતાં તેમણે અત્યંત વેદના સહી. ત્યાથી મરી તે ક્યાં ઉત્પન્ન થયા તે હવે જણાવવામાં આવે છે.

* ૧૩૩. રત્નાપ્રભા નામની પ્રથમ નરક–પૃથ્વીમાં એક હજાર જોજનમા વ્યંતર દેવોનાં ભવનો છે. તેમાં તે અલ્પ સ્થિતિવાળો રાક્ષસ થયો. વિભંગ જ્ઞાનનો ઉપયોગ મૂકયો: "અરે કયા તપથી, દાનથી કે શીલવ્રત પાળીને આ દેવની રિદ્ધિ મેં મેળવી?" એટલે પોતાને મગરમચ્છ ગળી ગયો તે સર્વ હકીકત જોઇ. વહાણ પણ જોયુ. "અરે, લોભમાં મૂઢ મનવાળાએ મને આ સમુદ્રમાં જાણી જોઈને ફેંકયો." એમ વિચારી, "અરે દુરાચારીનુ સાહસ તો જુઓ. તેણે સ્નેહને પણુ ન ગણ્યો, ઉપકારી તરીકે પણુ ન ગણ્યો, સજ્જનની પરીક્ષા ન કરી, સુકૃત ન વિચાર્યું, પ્રિય મિત્ર છે તેમ પણુ ન ઇચ્છયો, ઉપકાર વગર પણુ વત્સલતા રાખનાર તરીકે પણુ મને ગણ્યો નહિ." સર્વથા:

જો દુર્જન સજ્જન સાથે કાકતાલીય ન્યાયે કદાચ જોડાઈ જાય તોપણુ જેમ સૂર્યના તાપથી હળદરનો રંગ ઊડી જાય છે તેમ દુર્જન તરત વિરક્ત થાય છે.

એમ વિચારતાં રાક્ષસનો કોપાનલ સળગ્યો. "અરે એણે વિચાર્યું કે મિત્રનો વિનિપાત કરીને પોતે એકલો જ એ ધનનો માલિક બને." પરંતુ તે દુરાચારી કેમ તે ધન ગ્રહણ કરે છે તે તો જોઉં! એવું કરુ કે જેથી તે ગ્રહણ કરી શકે નહિ, પણ બીજો જ તે ધન ગ્રહણ કરે." એમ ચિંતવી તે સમુદ્રમા આવ્યો. અને શું કરવા લાગ્યો?

**સમુદ્રમાં તોફાન**

અણધાર્યો ઓચિંતો કઠોર સ્પર્શવાળો ઘમઘમતો વાયુ વાવા લાગ્યો અને સમુદ્રમાં મોજાં ઊછળવા લાગ્યાં. મોજાં રૂપી હાથ ઊંચા કરીને જાણે સમુદ્ર નૃત્ય ન કરતો હોય! પછી શું થયુ? આકાશમાં વાદળાં છવાઈ ગયાં, મોજાં જોરથી ઊછળવા લાગ્યાં, પવન સુસવાટાથી ફૂંકાવા લાગ્યો, મત્સ્યો ઊછળવા લાગ્યાં, કાચબા ઊંચા મુખવાળા થયા, મગરમચ્છ ડૂબકી મારવા લાગ્યા, વહાણુ હીંચકા ખાવા લાગ્યુ, કૂપસ્તંભો ભાંગવા લાગ્યા, આકાશમાંથી કરા પડવા લાગ્યા, ઉત્પાત થવા લાગ્યા, વીજળી ચમકવા લાગી, ઉલ્કાપાત થવા લાગ્યા, ભયંકર ગર્જના થવા લાગી, આકાશ ફાટવા લાગ્યુ, વડવાગ્નિ સમુદ્ર સળગાવવા લાગ્યો. સર્વથા પ્રલયકાળ જેવો ભયંકર મહાઅનર્થ વ્યાપી ગયો, જેથી સાર્થવાહ

ખેદ પામ્યો. નોકરો દીન બની ગયા. લોકો શરણ વગરના થઈ ગયા. વહાણ ચલાવનાર ખલાસીઓ મૂઢ બની ગયા. તે વખતે કોઈ નારાયણની સ્તુતિ કરવા લાગ્યા. ચંડિકાને પશુની માનતા માનવા લાગ્યા. કોઈ મહાદેવની યાત્રાની, કોઈક બ્રાહ્મણ જમાડવાની, કોઈ માતાજીની, કોઈ સૂર્યની, કોઈ ગણપતિની, કોઈ સ્કંદની, કોઈ યક્ષની, કોઈ રહેમાનની, કોઈ બુદ્ધની અને એમ બીજા પણ ઘણા જુદા જુદા પ્રકારની હજારો માનતાઓ માનવા લાગ્યા. સાર્થવાહ લોભદેવ વ્યાકુળ બની, ભીંજાએલાં કપડાં પહેરેલો ધૂપનો કડછો હાથમાં લઈ વિનંતિ કરવા લાગ્યો, "અરે દેવો, દાનવો, યક્ષો, રાક્ષસો! અમે શું પાપ કર્યું છે કે જેથી કોપાયમાન થયા છો? સર્વથા કોપ અમે દેખ્યો, હવે કૃપા દેખવા ઈચ્છીએ છ." ત્યાર પછી પ્રલયકાળમાં ક્ષોભાયમાન થએલ સમુદ્ર સરખો ભયંકર મહાશબ્દનો ગર્જારવ થયો. વેતાલો કીલકીલ કરવા લાગ્યા, જોગણીઓ નૃત્ય કરવા લાગી, ભય લાગે તેવા દેખાવો પ્રવર્તવા લાગ્યા. ત્યાર પછીઃ—

**રાક્ષસવર્ણન**

મુખ રૂપી ગુફામાથી નીકળેલ અને ઓકેલ ભયંકર જ્વાળાના સમૂહયુક્ત, નજીક ભાગમાથી નીકળતી ઉત્કટ ગંધવાળો, દાંતની લાંબી શ્રેણી વડે પકડેલા રુદન કરતાં બાળકોવાળો, શિયાળ સરખાં ભયંકર શબ્દ બરાડતો, ભયથી સર્વને ઉદ્વેગ કરાવનારો મહા-ડાકિણી માફક નૃત્યબદ્ધ હાસ્ય કરતો, વળી મનુષ્યોનાં મસ્તકોની હારમાળા ધારણ કરેલો રાક્ષસ એ પ્રમાણે તાંડવ-નૃત્ય કરતો હતો. તે સમયે વેગવાળા વાયુ અથડાવાથી ખડખડ અટ્ટહાસ્ય સરખા શબ્દથી પુરાઈ ગયેલુ અને વેતાલાગ્નિની જ્વાળા-શ્રેણીથી માર્ગ રોકાઈ ગયેલુ એવું આકાશ દેખાતું હતું. સૂર્ય પણ એકદમ ત્યાંથી અદૃશ્ય થવાથી ગાઢ અંધકાર ચારે બાજુ ફરી વળેલો હતો. કંઠપક્ષીઓની શ્રેણીના મહામાંસમાં લુબ્ધ એવા ગીધડાઓની શ્રેણીથી સેવાતો પોતાના તીક્ષ્ણ-કઠોર નહોરના પ્રહારથી હણાતા-ચીરાતા અને ભક્ષણ કરાતા એવા સર્વ જંતુના શબ્દો અને ચીસો વડે ભયંકર, મહા હાસ્યના શબ્દ અને ગધેડા સરખા ખડખડાટ અવાજથી આકાશને પૂરતો બીભત્સ દેખાવવાળો મહારાક્ષસ તેણે જોયો.

**વહાણનો વિનાશ**

૧૩૪. તે રાક્ષસે મુખકુહરમાંથી નીકળતી અગ્નિજ્વાળા સાથે મળેલા અક્ષરોવાળા પ્રલયકાળના મેઘસરખા શબ્દથી ગર્જના કરતાં કહ્યું, "રે રે દુરાચારી, પાપી, ક્રૂર કર્મ કરનાર, નિર્દય, કરુણા વગરના! નિરપરાધી બીચારા ભદ્રશેઠને મારી નાખી આમ નિરાંતે જઈ રહ્યો છે." એમ બોલતાં જમણા હાથ વડે વહાણ ઊંચક્યુ અને આકાશ તરફ ઊડ્યો. ઊડતું વહાણ કેવું દેખાતું હતું? પાતાલતલમાં રહેલું આકાશમા ઊડ્યું ત્યારે અસુરવિમાન સરખું વહાણ દેખાતું હતું. ઊડતું ઊડતું ઊંચે સો યોજન સુધી ઊડ્યું. ત્યાર પછી રોષવશ સિમિ સિમિ શબ્દ કરતાં ક્રૂર હૃદયથી અફાળ્યું. ત્યારે તે કેવું દેખાતું હતું? જાણે રત્નોની વૃષ્ટિ થતી હોય, ઉજ્જ્વળ મોતી વડે શોભતી તથા ફરકતી ધજાવાળી ટોચવાળો ક્રીડાપર્વત હોય તેવા પ્રકારનુ, નિર્દય અસુરના હસ્તથી ફેંકાએલુ વહાણ

વિસ્તીર્ણ મહાસમુદ્રના મધ્ય ભાગમાં આવીને પડયું. સમુદ્ર મધ્યે વેગથી આવીને પડેલું શ્રેષ્ઠ વહાણ જ્યારે પડતું હતું ત્યારે દેખાયું, પણ પછી ક્યાં ગયુ તે ન જણાયુ. જુઓ, મણિરત્ન સરખા નિર્મળ ગુણવાળા સમુદ્રને વિષે કયાંક તે છુપાઈ ગયુ અથવા ગુણવિભૂષિતોનો સંબંધ સમુદ્રમાં નથી. વહાણ ભાંગી ગયુ. નિર્યામક અને ખલાસીઓ મૃત્યુ પામ્યા. નોકરો પણ વિનાશ પામ્યા અને વહાણના ચૂરેચૂરા થઈ ગયા. તે વખતે નાકે જેનો જીવ આવી ગયો છે એવો વહાણનો માલિક સમુદ્રનાં મોજાથી ધકેલાતો કોઇ પણ પ્રકારે પાણીમાં બહાર આવ્યો. કોઇ પણ પ્રકારે તે ચપળ જળમાં ઊંચો–નીચો થતો અને ફેંકાતો તૂટેલા વહાણના એક પાટિયાને વળગી ગયો. પાટિયું કેવી રીતે પકડયું ?—

કોમળ શરીરવાળી પ્રિયાને આલિંગનના સ્પર્શસુખાસ્વાદથી ઉત્પન્ન થયેલા સુખવાળી બે ભુજાઓ વડે પ્રિયાના દેહની માફક પાટિયાને આલિંગન કર્યું. ત્યારબાદ કંઈક જીવમાં જીવ આવ્યો અને શાંતિ વળી. તેણે વિચાર્યું, 'અહો મોહાધીન પુરુષો જ્યારે કંઇક પાપ આચરે છે ત્યારે દૈવ તે પુરુષોને હજારગણું કરી પાછું આપે છે. નહિતર સમુદ્રમાં ફેંકી દઇને ભદ્રશેઠનો કેમ વિનાશ કર્યો ? રાક્ષસ સરખો યમરાજા કેમ દોડી આવ્યો ? હજુ સમજી શકાતું નથી કે હજુ શું પ્રાપ્ત થશે ?" એમ ચિંતવતો પાણીના ચપળ મોજાંની પંક્તિ રૂપી હલેસાંથી ઊંચો–નીચો થતો પાટિયાની મદદથી આગળ વધવા લાગ્યો. કોઈક જગ્યાએ મચ્છના પુચ્છથી અફળાયેલો, કોઈક જગ્યા પર મગર વગેરે જાતિનાં જલચરોથી શંકિત બનેલો, કોઈક જગ્યા પર પાતળા તંતુથી બંધાઈ જતો, કોઈક જગ્યા પર ઉજ્જવળ શંખોથી અફળાતો, કોઇક જગ્યા પર ઘણાં પરવાળાંના વૃક્ષસમૂહમાં મૂંઝાતો, કોઈક જગ્યા પર વિષધરના ઝેર રૂપી અગ્નિમાં સંતાપ પામતો, કોઈક જગ્યા પર મહાકર્મઠ તીક્ષ્ણ મત્સ્યોની શ્રેણીથી ચટાતો, આવા મહાભયંકર સમુદ્રમાં શરણ વગરનો, બળ વગરનો, માન વગરનો, જીવ ચાલ્યો ગયો હોય તેવો, ભાવીને અર્પણ કરેલ હૃદયવાળો આ લોભદેવ સાત રાત્રિ–દિવસ પછી તારદ્વીપ નામના દ્વીપે પહોંચ્યો.

* ૧૩૫. સમુદ્રવેલાના શીતળ પવનથી સ્વસ્થ થયો. ઊભો થઈને દિશાઓ તરફ નજર કરે છે, તેટલામાં કાળી કાંતિવાળા, લાલ માંજરી આંખવાળા, ઊંચા બાંધેલા કેશવાળા યમદૂત સરખા પુરુષોએ તેને પકડ્યો. એટલે લોભદેવે પૂછ્યુ, "મને કેમ પકડો છો ?" તેઓએ કહ્યું, "ધીરજ ધારણ કર. અમારો એવો રિવાજ છે કે જે કોઇ આવો હોય તેને ઘેર લઇ જઈ સ્નાન કરાવી ભોજન કરાવવું." એમ કહેતાં કહેતાં પોતાને ઘેર લઇ ગયા, તેલથી અભ્યંગન કર્યું. સ્નાન કરાવ્યું અને ઇચ્છા પ્રમાણે ભોજન કરાવ્યું. સ્વસ્થ બની સુખાસને બેઠો. લોભદેવ મનમાં વિચારવા લાગ્યો કે 'આ દ્વીપના મનુષ્યો નિષ્કારણ વત્સલતાવાળા છે. ખરેખર મારું ભાગ્ય ઊઘડયું જણાય છે.' એ હજુ વિચારે છે તેટલામાં એકદમ અણધાર્યો તેને ઘણા પુરુષોએ જકડીને બાંધ્યો અને જ્યાં માંસ, લોહી વધારે છે તેવા ભાગમાં અંગ છેદવા લાગ્યા. ચડચડ કરતું માંસ કાપવામાં આવ્યું. લોહી નીચોવવામાં આવ્યુ. વેદનાતુર, ઊંચા નીચા ફેંકાતા લોભદેવને કોઇક ઔષધ–દ્રવ્ય વડે વિલેપન કરવામાં આવ્યું. એથી વેદના શાંત થઇ ગઇ. અંગ ઉપર રૂઝ આવી ગઇ.

આ વખતે વાસવ મંત્રીએ ભગવાન ધર્મનંદન આચાર્યને પૂછયુ "હે ભગવંત ! એ પ્રમાણે બધુ માંસ અને રુધિર લઈને તે પુરુષો તેનો શો ઉપયોગ કરે.?" ધર્મનંદન ગુરુમહારાજે જવાબ આપ્યો, "તેઓ સમુદ્રની અંદર રહેનારા, સાથળથી ચાલનારા, સાથળના આકારવાળા અગ્નિયક નામના મહાવિટ દરિયા કિનારા ઉપર જોવા મળે છે. તેની પરીક્ષા એ કે મધ સાથે ધાન્ય અને ગંધવાળી પાળ મસ્તકે કરે એટલે તે ઓગળવા માંડે. પછી તેને ગ્રહણ કરી તે પુરુષો પુષ્કળ લોહી તથા પુષ્કળ માંસ તેમજ વિષ વડે કરી પોષણ કરે છે. ત્યાર પછી એક મહાવિટ હજારગણુ તાંબું હોય તેને સુવર્ણ બનાવે છે. તેથી હે મહામંત્રી ! તે પુરુષોએ તેને પકડ્યો. ફરી વળી ભક્ષ્ય ભોજન સેંકડો ખાદ્ય પદાર્થ ખવરાવે એટલે છ મહિને શરીરવૃદ્ધિ થાય. આમ દર છ મહિને એ પ્રમાણે માંસ કાપે અને લોહી કાઢે અને વેદનાવાળાને ફરી ઔષધ-દ્રવ્ય વડે વિલેપન કરવામાં આવે. એટલે તે ફરી સાજો થઈ જાય. આમ હાડપિંજર જેવો બની જાય ત્યાં સુધી દરેક છ છ મહિને કરે. આવી રીતે મહાદુઃખરૂપી સમુદ્રમાં ડૂબેલા લોભદેવને અહીં બાર વરસ રહેવું પડયું.

## ભારંડપક્ષીએ કરેલું હરણ

* ૧૩૬. હવે કોઈક દિવસે જ્યારે તેનું શરીર કાપેલુ હતું ત્યારે લોભદેવે ચિંતવ્યું કે 'શરણ વગરનો હું અહીં છું. અહીંથી મારો છૂટકારો નથી. તો હવે મરણ પામું તો જ આ દુઃખનો છેડો આવે.' એમ વિચારતાં આકાશ તરફ નજર કરી. ત્યાં રુધિર અને માંસની ગંધથી ખેંચાયેલુ, ચક્રાકારે ઊડતું ભારંડ મહાપક્ષી દેખાયુ. ભારંડપક્ષી દેખી આકુલ-વ્યાકુલ પરિવારે બહાર ખુલ્લામાં લોભદેવને રાખ્યો. તાજા કાપેલા અંગવાળો અને વહેતા લોહીવાળો લોભદેવ ભારંડની નજરે પડ્યો. તરત નીચે આવી ઝાપટ મારી તેને ચાંચમાં પકડ્યો. પરિવાર હોહા કરતો રહ્યો અને તે આકાશમાર્ગે ઇશાન દિશામાં ઉતાવળે ઊડી ગયુ. ત્યાં શું કરવા લાગ્યુ ? ભારંડ પક્ષીએ થોડીવાર રુધિર પીધું, વળી ચાંચથી માંસ ખાધું. ઘડીકમાં હાડકાં તોડવા લાગ્યુ અને ઘડીકમાં મર્મસ્થાન ભેદવા લાગ્યું. આ પ્રમાણે તે પારાવાર દુઃખ સહન કરતો હતો, ત્યારે સમુદ્રના મધ્ય ભાગમાં બીજા ભારંડપક્ષીએ તેને જોયો અને જોઈને એ તરફ આવવા લાગ્યુ. આથી લોભદેવને લઈને પ્રથમ ભારંડપક્ષી પલાયન થવા લાગ્યુ, એટલે બીજું ભારંડ પછી તેની પાછળ પડયું. બનેનું યુદ્ધ જામ્યુ. ચાંચના નિષ્ઠુર પ્રહાર, તીક્ષ્ણ નહોર અને મુખથી કાપાકાપી અને યુદ્ધ કરતાં બંને પક્ષીઓની ચાંચમાંથી લોભદેવ નીચે સરી પડ્યો. નિર્દય ચાંચ વાગેલી હોવાથી, જીવવાની આશા રહી ન હોવાથી મૂંઝાયેલ લોભદેવ આકાશના શીતળ પવનથી કંઇક શાંતિ પામતો ધબ કરતો સમુદ્રના જળમાં પડ્યો. હથિયારના તાજા ઘા પડેલા હતા તથા ચાંચોના ઘા વાગેલા હતા. તે ઉપર સમુદ્રનું ખારું પાણી લાગ્યુ. એ કારણે કેવા પ્રકારની વેદના તે અનુભવતો હતો ? દુર્જનનાં દુર્વચન રૂપી ઝેર જેમ સજ્જનના હૃદયમાં પીડા કરે, તેમ સમુદ્રનું ખારું પાણી શરીરે લાગતાં અંગ નિર્ધૂમ બળવા લાગ્યુ. સમુદ્રમાં ખારા પાણીથી વેદના પામતા, જળચર જીવોથી ખવાતા, પાણીનાં મોજાંઓથી

હડસેલાતા, મિત્રવધના મહાપાપથી કાળા હૃદયવાળા લોભદેવને સમુદ્ર પણ બહાર ફેંકી દેતો હતો. અનુક્રમે તે કિનારે પહોંચ્યો. પછી શીતળ પવનની લહેરો અથડાવાથી સ્વસ્થ બન્યો. ત્યાં કિનારા ઉપર એક સુંદર વન જોયુ. તે કેવું હતું? એલચી, લવિંગનાં વૃક્ષો ઘણાં પુષ્પો ખીલેલાં હોવાથી નમી ગયેલાં હતાં, અને તેથી ચાલવાનો માર્ગ રોકાઇ ગયો હતો. ત્યાં કપૂરની ગંધ મહેકી રહેલી હતી. પતિ સ્વાધીન હોવા છતાં વગર કારણે ઉત્કંઠાવાળી બનેલી કિન્નર દેવીઓ ચંદનલતાના મંડપમાં આવી સુમધુર ગીતો ગાતી હતી. સમુદ્રના કોમળ પવનથી હાલતા પાંદડાવાળા કેળના વનમાં નિઃશંકપણે મીંચેલી આંખવાળાં સુવર્ણમૃગો નજીકમાં બેઠેલાં હતાં.

### પાપનો પશ્ચાત્તાપ

* ૧૩૭. ઘણાં પાકેલાં ફળો અને વિવિધ સુગંધી પુષ્પોનો મરકંદ વહન કરી બગીચામાંથી બહાર આવતા પવન વડે આશ્વાસન પામેલો સમુદ્ર–કિનારેથી ઊભો થઇ તે બગીચામાં જ ફરવા લાગ્યો. હથેળીમાં ચંદનની કળી મસળી તેનો રસ શરીરે લગાડ્યો. પાકેલાં સુગંધી સુલભ સ્વાદિષ્ટ ફળોનો આહાર કર્યો. પછી બગીચામાં હરતાં ફરતાં મધ્યભાગમાં વડવૃક્ષ દેખ્યું. ત્યાં ગયો એટલે શરદઋતુના કૃષ્ણપક્ષના આકાશ જેવા મરકત મણિરત્ન જડિત ભૂમિતલ અને તેના ઉપર ગોઠવેલા વિવિધ પચરંગી પુષ્પસમૂહ શોભી રહ્યાં હતાં. તે જોઇને વિચાર્યું કે "શાસ્ત્રોમાં સાંભળ્યુ છે કે દેવો સ્વર્ગમાં વસે છે તેથી સારાનરસાનો ફરક જાણતા નથી; નહીંતર ત્રણે લોકમાં સુંદર એવા આ પ્રદેશને છોડી તેઓ શા માટે સ્વર્ગમાં વાસ કરે?" એમ વિચારતો તે વડવૃક્ષ નીચે બેઠો. ત્યાં બેઠાંબેઠાં દેવ નામ યાદ કરવાથી અને આત્મસંજ્ઞાના વિજ્ઞાનથી લોભદેવે વિચાર્યું, "અહો, જરૂર ધર્મ એ એવી કોઇ વસ્તુ છે, કે જેના પ્રભાવથી દિવ્ય ભોગ કરનાર દેવો સ્વર્ગમાં વાસ કરે છે અને પાપ જેવી વસ્તુ છે કે જેથી નરકમાં નારકી જીવો મારા કરતાં પણ અધિક દુઃખ ભોગવે છે. મેં જીવતાં શું પાપ કર્યાં જેથી આવું દુઃખ પામ્યો?" એમ વિચારતાં તીક્ષ્ણ બાણશલ્ય સરખો ભદ્રશેઠ હૃદયમાં ભોંકાવા માફક યાદ આવ્યો. એટલે તે વિચારવા લાગ્યો, "અહો મારુ તે કાંઈ જીવન છે? ઉપકારી પ્રિય મિત્રના વિનાશથી ખુશ થયેલ મારા સરખાનુ જીવવું હવે શું કામનું? કૃતઘ્ન મેં ભદ્રશેઠને મારી નાંખ્યા. માટે મારા જીવિતને ધિક્કાર હો. હવે અત્યારે તેવું કંઇક કરું કે પ્રિય મિત્રના વધના પાપવાળા મારા આત્માનું તીર્થસ્થાનમાં વિસર્જન કરું જેથી સર્વ પાપની શુદ્ધિ થાય.' એમ વિચારતો તે આડે પડ્યો. ત્યાર પછી સુગંધી પુષ્પની ખુશબોવાળા પવનથી આશ્વાસન પામતો, સમુદ્રના જળના યોગે દક્ષિણ દિશાનો ઠંડો પવન ખાતો, વડવૃક્ષ નીચે ભૂમિ પર ઊંઘી ગયો. થોડીવાર પછી કઠોર મધુર બારીક શબ્દ બોલાતો હતો તેથી જાગી ગયો. પછી કાન બરાબર સાવધાન કરી તે સાંભળવા લાગ્યો.

### ભાષાભેદો અને લક્ષણ

* ૧૩૮. સાંભળી તે વિચારવા લાગ્યો કે "આ કઈ ભાષામાં કોઇએ વાર્તાલાપ કર્યો? અરે...હા....સંસ્કૃત ભાષા તો ન હોય કારણ કે તેમાં અનેક પદ, સમાસ, નિપાત,

ઉપસર્ગ, વિભક્તિ, લિંગ, પરિકલ્પના, કુવિકલ્પ વગેરે સેંકડો હોવાથી દુર્જનના મન માફક દુઃખે કરીને જાણી શકાય તેવી તે છે. આ એવી ભાષા નથી. તો શું પ્રાકૃત ભાષા હશે? અરે....હાં તે પણ નથી, કારણ કે તે સકલ કલાસમૂહની માળા રૂપ જળકલ્લોલથી વ્યાપ્ત છે; લોકના વૃત્તાંતો રૂપી મહાસમુદ્રનુ મહાપુરુષ વડે મંથન કરવાથી નીકળેલ અમૃત રસના બિન્દુ સમુદાય તેમાં છે, તથા યોજેલા એકેક વર્ણ, પદ તથા જુદાંજુદાં પદોની વિરચના સજ્જનના વચન માફક સારી રીતે સંગત હોય છે. માટે એ પણ નથી. તો શું અપભ્રંશ હશે? અરે....હાં તે પણ નથી, કારણ કે તે સંસ્કૃત અને પ્રાકૃત ઉભયના શુદ્ધાશુદ્ધ પદથી સમવિષમ તરંગના વાંકવળાંકયુક્ત વિશેષ ગતિવાળી, નવી વર્ષાઋતુના મેઘના પ્રવાહપૂરના જળથી ધોવાયેલાં પર્વત અને નદી સરખી સમવિષમ અને પ્રણયકુપિત પ્રિય પત્નીના વચન સરખી મનોહર હોય છે. માટે એ અપભ્રંશ પણ નથી. ત્યારે કઈ ભાષા હશે?" એમ વિચારવા લાગ્યો. એટલે યાદ આવ્યું, "અરે, ચોથી ભાષા પૈશાચી છે. માટે તે પૈશાચી ભાષા હશે. આ વડવૃક્ષની અંદર પિશાચોનો વાર્તાલાપ સંભવી શકે.

**પિશાચોનો વાર્તાવિનોદ**

– ૧૩૯. "તો હવે તેમનો શો વાર્તાલાપ ચાલતો હશે?" એમ વિચારતો તે ત્યાં ઊભો રહ્યો. એક પિશાચે બીજા પિશાચને પોતાની ભાષામાં કહ્યું, "અરે, તું એ કહી શકે છે કે આ પર્વત, નદી, તીર, રમ્ય, વન, કાનન, ઉદ્યાન, પુર, નગર, પત્તન વગેરે સેંકડોથી ખીચોખીચ આ પૃથ્વીમંડળમાં ભમતાં ભમતાં તેં ક્યાં રમણીય પ્રદેશનું નિરીક્ષણ કર્યું?" "એમાં શું કહેવા જેવું છે? નવીન ફૂટેલ આમ્રમંજરીમાં લીન અને પવનથી સંચાલિત મંદમંદ ડોલતાં નજીક રહેલાં વૃક્ષો અને વચલી શાખાઓના સંઘટ્ટ થવાથી વિત્રાસિત ભ્રમરોના રણરણાટ શબ્દ અને અત્યંત પાતળી પાંખશ્રેણિના અથડાવાથી ઊડેલી તેમજ ચારે બાજુ પથરાએલી રજથી ઉત્કંઠિત હૃદયવાળી રિસાયેલી માનિનીએ પોતે જ પકડીને ગ્રહણ કરેલ છે વિદ્યાધર યુવાન જ્યાં, એવું વિદ્યાધરોનુ ઉપવન સ્થળ અત્યંત રમણીય છે." ત્યારે વળી બીજાએ કહ્યું, "નહિ, નહિ, યથેચ્છ વિહાર કરતી દેવાંગનાના પ્રશંસા કરાતા પ્રિયગોત્રકીર્તનથી ઉલ્લાસ પામતા અને રોમાંચિત થવાથી તથા પરસેવો ટપકવાને લીધે પાદાલંકાર રૂપ લાલકમળથી વ્યાપ્ત વિશાળ સુવર્ણતલયુક્ત ત્રિદશ ગિરિવર મેરુ–પર્વતાધિરાજનો પ્રદેશ વધારે રમણીય છે." બીજા એકે કહ્યું, "આ તમે જે કહ્યું તે સુવચન કેમ ગણાય? વિવિધ કલ્પવૃક્ષ અને કલ્પલતાથી બાંધેલા હીંચકા ઉપર ચડીને દેવતાઓ, સિદ્ધ પુરુષો, વિદ્યાધરો, પતિઓ, કામિનીઓ હીંચકતાં–હીંચકતાં જે ગીત ગાતા હતા તેના મધુર ગીતશ્રવણના સુખમાં નિર્ભર બની ઊંઘી ગયેલ સુવર્ણમૃગયુગલોવાળું નંદનવન વિશેષ રમણીય છે." કોઈક બીજાએ કહ્યું, "સ્વૈરવિહાર કરી રહેલ મહાદેવના વાહન વૃષભના ઢેંકારવ શબ્દથી વ્યાકુળ બની જાગી ગયેલ ગૌરીના વાહન સિંહે રોષવશ બની કરેલા પાદપ્રહારથી પડેલી ઊંચી હિમની શિલાઓવાળાં શિખરો જેમાં છે એવો હિમાલય પર્વત બધાં કરતાં વધારે રમણીય છે." બીજા એકે કહ્યું, "નહિ, નહિ, સમુદ્રની ભરતીનાં મોજાંઓ નૃત્ય કરતાં જળ ઊછળવાથી ઠંડો વાયુ ચારે બાજુ વ્યાપેલો છે તથા એલચી, લવંગ તથા કક્કોલકનાં પુષ્પોના સુગંધી બહ-

લાતા મકરંદથી હર્ષિત થએલ મધુકરનું કલરવયુક્ત સંગીત એક એક વૃક્ષના પુષ્પ-સમૂહોમાં થઈ રહેલું છે, તેવો સમુદ્ર-કિનારાનો વન પ્રદેશ વધારે રમણીય છે." ત્રીજા એકે કહ્યું, "અરે, આ સર્વ રમણીયની વાત પતી. પરંતુ જે પરમ-રમણીય હોય તેની વાત ન કરી. સ્વર્ગમાંથી નીચે ઊતરતા ત્રણ નેત્રવાળા મહાદેવની જટાની અંદર નિવાસ કરનારી ચંદ્ર-કળામાંથી વહન થતા અમૃત સરખા મધુર ઉજ્જવળ તરંગોની હાસ્યયુક્ત ભગવતી ભાગીરથી ગંગાને છોડીને કોઇ રમણીય પ્રદેશ નથી. વધારે શું કહેવું? મિત્રનો વધ કરી બાંધેલાં પાપો એમાં સ્નાન માત્ર કરવાથી સો ટુકડા થઈને વિનાશ પામે છે. માટે તે ગંગા જ રમણીય છે." ત્યારે સર્વેએ કહ્યું, "જો એમ જ છે તો તે તરફ જઇએ." એમ બોલતાં સ્વચ્છ ઉજ્જવળ ગગનતલમાં પિશાચો ઊડ્યા. પછી હે રાજન્! દેવતાઓને પૂજ્ય, સર્વ પાપ હરણ કરનાર ભગવતી ગંગા નદી છે ત્યાં હું પણ જાઉં, જેથી મિત્ર-વધ કરવાના પાપથી આત્માની શુદ્ધિ કરું." એમ હૃદયમાં વિચારતો લોભદેવ ગંગા નદી તરફ જવા માટે ઊભો થયો. પછી અનુક્રમે આવતો તે અહીં આવી પહોંચ્યો અને અનેક જનસમુદાયથી સાંકડા બનેલ સમવસરણમાં બેઠો."

આ કહેવાતું વૃત્તાન્ત સાંભળી લજ્જા, હર્ષ, વિષાદમાં મૂંઝાતો તે ઊભો થયો અને ભગવાન ધર્મનંદનના ચરણયુગલમાં મસ્તક નમાવ્યું. લોભદેવે કહ્યું, "હે શ્રેષ્ઠ યશવાળા! આપે જે વૃત્તાન્ત નિવેદન કર્યું તે સર્વ બરાબર જ છે. તેમાં તલના ફોતરા જેટલું પણ ખોટું નથી. હે ભગવંત! હે નાથ! કૃપા કરી આજ્ઞા ફરમાવો કે મારે શું કરવા યોગ્ય છે? ગંગા નદી સિવાય બીજું કંઇ શુદ્ધિ મેળવવાનું સ્થાન છે?"

**લોભદેવની દીક્ષા**

* ૧૪૦. ધર્મનંદન ગુરુમહારાજે લોભદેવને કહ્યું, "અગ્નિ શરીરને બાળે છે, પાણી પણ તે જ શરીરની માત્ર મેલ-શુદ્ધિ કરે છે. પર્વત પરથી પડતું મૂકવું તે અંગના હાડકાં ખોખરાં કરે છે. હે દેવાનાંપ્રિય! જે પહેલાં સજ્જડ પાપકર્મ કર્યું હોય તે સમ્યક્ત્વ-યુક્ત શ્રેષ્ઠ તપ વડે કરીને તપાવાય છે, બળાય છે, માટે લોભનો ત્યાગ કરી હવે સદા-કાળ ગુરુનો વિનય કરનાર થા. સ્વાધ્યાયમાં ઉદ્યમવાળો બની વૈયાવચ્ચ કરનારો બન. ઉપશમમાં ચિત્ત પરોવ, ઉગ્ર કાઉસગ્ગ કર, વિગઇનો ત્યાગ કર અને ખાવાની વાનગીઓ ઓછી કરવા રૂપ વૃત્તિસંક્ષેપ કર. મહાશબ્દથી યુક્ત મોટા પાંચ મહાવ્રતો પાલન કરીને ગુરુની આજ્ઞાપૂર્વક છેવટે અનશન સ્વીકારી દેહત્યાગ કર. જ્યાં વૃદ્ધાવસ્થા નથી, મૃત્યુ, વ્યાધિ, સર્વ દુઃખો નથી, પરંતુ શાશ્વત કલ્યાણસુખ છે એવો મોક્ષ વગર વિલંબે આ પ્રમાણે કરવાથી પ્રાપ્ત કરીશ." આ સાંભળી હર્ષથી વિકસેલા વદનવાળા લોભદેવે કહ્યું, "તો હે ભગવંત! જે કરવાથી મિત્રવધના પાપની શુદ્ધિ થાય અને તેને યોગ્ય હું હોઉં તો મને તે તપ-સંયમ આપો." એમ કહીને પગમાં પડેલ લોભદેવનાં દીર્ઘકાળ સુધી આંસુ વડે ધર્મનંદન ગુરુના પગ ભિંજાયા, તેથી મલિન થયેલ ગંડસ્થળવાળા અર્થાત્ પાપનો સાચો પશ્ચાત્તાપ કરનાર અને તીવ્ર લોભ જેનો ઉપશાંત થયો છે તેવા લોભ-દેવને ધર્મનંદન ગુરુએ શ્રમણપણું આપ્યું. આ પ્રમાણે જ્ઞાનાતિશયથી ઉપશાંત કષાય-વાળો જાણી લોભદેવને દીક્ષા આપી.

# પ્રકરણ નવમું

## કષાયસ્વરૂપ-૩

**મોહનું સ્વરૂપ**

* ૧૪૧. પછી ધર્મનંદન આચાર્યે કહ્યું:—

"મોહ કાર્યનો વિનાશ કરનાર છે; મોહ મિત્રનો ક્ષણવારમાં વિનાશ કરે છે; મોહ સદ્‌ગતિને રોકે છે; મોહ સર્વનો વિનાશ કરે છે. મોહથી મૂઢ બનેલા માણસો અકાર્ય કરે અને કરવાયોગ્ય ન કરે; ન જવાયોગ્ય સ્થાનમાં જાય અને જવાના સ્થાનમાં ન જાય; અભક્ષ્યનું ભક્ષણ કરે અને ભક્ષ્યનું ભક્ષણ ન કરે; ન પીવાયોગ્યનું પાન કરે અને પીવાયોગ્યનું પાન ન કરે; હિતયોગ્ય ન આચરે અને અહિતયોગ્યનું આચરણ કરે. મોહાધીન થયેલા આત્માને ગમ્યાગમ્ય, હિતાહિત, ભક્ષ્યાભક્ષ્યનો બાળકની જેમ વિવેક હોતો નથી. એક માત્ર સાધુઓ મોહને આધીન થતા નથી. હે રાજન્, મોહાધીન પુરુષો આ મોહમૂર્છિત ચિત્તવાળા પુરુષની જેમ ભગિનીને પણ ભાર્યા કરે છે અને ઇર્ષ્યાથી પિતાને પણ મારી નાખે છે."

એટલે રાજાએ પૂછયું, "હે ભગવંત ! પર્ષદામાં ઘણા પુરુષો છે, જેથી અમે સમજી શકતા નથી કે આ પુરુષ તે કોણ છે." એટલે ગુરુ મહારાજે કહ્યું, "જે તારાથી દૂર અને વાસવમંત્રીની જમણી બાજુ છે, જે કહેલું વચન સાંભળતો નથી અને સાંભળ્યુ હોય તો સમજતો નથી, જે કંઇક બીડેલી આંખવાળો તથા પોતાની આગળ રહેલાં કાર્યને દેખતો નથી, જે જુગારમાં હારી ગયેલા જુગારીની જેમ કંઇક વિચારી રહ્યો છે અને જે બહારથી સુંદર અવયવવાળો છે તે લેપમય પ્રતિમા બનાવેલી હોય તેમ કાર્યાકાર્ય વિચારશૂન્ય બની ઠૂંઠાની જેમ બેઠેલો છે. હે રાજન્ ! મોહ વિશે જે સાંભળીએ છીએ તેના સાક્ષાત્ સ્વરૂપ જેવા એને જો અને એણે મોહમૂઢ જે કર્યું તે સાંભળ:—

**કોશલા નગરીનો રાજા**

* ૧૪૨. કોશલ રાજાના પુત્રના ગોત્રનામવાળો, લોકોમાં કૌશલ્ય ઉત્પન્ન કરનાર અને કોશળવાસીઓના નિર્વાહ માટેની સામગ્રી પૂરી પાડનાર કોશલ નામનો દેશ આ ભુવનમાં પ્રસિદ્ધ છે. [1]ત્યાં શાળાઓ પોપટયુક્ત હોય છે અને કુટુંબની સ્ત્રીઓ પુત્રવતી હોય છે; ગામો વેપારીઓથી (અથવા જળાશયોથી) યુક્ત હોય છે અને પાણી પીવા

---

૧. અહીં કર્તાએ શ્લેષયુક્ત રચના કરી છે.

સાથે તંબોલ પણ હોય છે; પરદેશ પતિ ગયેલો હોય તેવી સ્ત્રીઓનાં મુખ શ્વાસથી આકુળ હોય છે અને ખેતરો ધાન્યથી ભરપૂર હોય છે; વનો અસન નામનાં વૃક્ષોથી ખીચોખીચ હોય છે અને ભોજન ખાદ્ય પદાર્થોથી ભરપૂર હોય છે; શાળાઓ બ્રાહ્મણોથી અને વાવડીઓ હંસોથી અધિષ્ઠિત હોય છે; વૃક્ષોની ટોચ ફળવાળી હોય છે અને ગામની સીમ હળયુક્ત હોય છે; યુવાનો સદાચાર અને વ્યવહાર ( અથવા ધનુષવિદ્યા )ની સાધનામાં અને મહામુનિઓ ધર્મસાધનામાં મોટા ઉદ્યમવાળા હોય છે.

તે દેશમાં ડાંગર અને શેરડીના વનવાળી, પૃથ્વીમાં ચડિયાતી અને શત્રુઓને દુર્લંઘ્ય એવી કોશલા નામની નગરી છે. ત્યાં ધવલગૃહો ઊંચા છે, પણ ગુરુને પ્રણામ કરવામાં મોટાઈ નથી. પ્રેમબંધનો લાંબા સમય સુધી ટકનારાં છે, પણ ક્રોધાવેશો તેવા નથી; કામિનીઓના કેશકલાપ વાંકાચૂકા છે, પણ ચારિત્ર્ય તેવાં નથી; કામિનીઓનાં નેત્ર લાંબાં છે, પણ ખલ પુરુષની સંગતિ તેવી નથી. કામિની વર્ગના મુખચંદ્રની જ્યોત્સ્ના વડે ઊંચાં ધવલગૃહો જ્યાં ઉજ્જવળ કરાયાં છે એવી પ્રથમ, પુરાણી અને પ્રસિદ્ધ કોશલા ( અયોધ્યા ) નામની નગરી છે.

તે નગરીમાં ઉગ્ર સ્વભાવવાળો કોશલ નામનો રાજા છે. તેના હુકમો પણ તેના સ્વભાવ જેવા ઉગ્ર છે. જેને સામંતો વિનયથી નમેલા છે, સામંતો વડે જેનાં ચરણ નમન કરાયાં છે, ચરણ વડે જેણે સ્થિર પૃથ્વીપીઠ ચલિત કરી છે અને પૃથ્વીપીઠ વિશે જેણે ઇન્દ્રની જેમ [2]સર્વ રાજાઓને સ્થાપિત કર્યા છે એવો તે રાજા હતો. ગભરાયેલાં અને ભાગીને વનમાં રુદન કરતાં બાળકોને તૂર્ય વાદ્યનો શબ્દ સાંભળી ભયભીત અને ઉદ્વેગવાળી બનેલી શત્રુસ્ત્રીઓ તે રાજાનું નામ આપીને શાંત કરતી હતી.

તે કોશલરાજા સામાન્યથી ઉગ્ર અને પારદારિકો તરફ વિશેષ રોષ કરનારો હતો. તેનો તોસલ નામનો પુત્ર વિદ્યા અને વિજ્ઞાનવાળો, અતિથિદાન કરનારો, પરાક્રમ, નીતિ, રૂપ, યૌવન, વિલાસ અને તેજ આદિ ગુણોને ધારણ કરનારો અને પોતાની નગરીમાં કોઈના પણ અટકાવ્યા વિના ગમે ત્યાં નિરંકુશ રીતે ફરનારો હતો. એમ ફરતાં ફરતાં એક દિવસ એક મોટા નગરશેઠના ઉજ્જવળ ઘર આગળથી પસાર થયો. જતાં જતાં એણે મેઘની વચ્ચેથી ચંદ્રબિંબ બહાર નીકળે તેમ ગોખની જાળીના બાકોરામાંથી કોઈ બાલિકાનું વદનકમળ જોયું, એટલે રાજપુત્રે કમળપત્ર જેવી લાંબી પોતાની નજર ત્યાં ફેંકી. બાલિકાએ પણ ઉજ્જવળ, તામ્રવર્ણી, અંજન લગાડેલ હોવાથી શોભતી, અને પ્રફુલ્લ એવી કમળ-માળની જેવી પોતાની દૃષ્ટિ સામી ફેંકી. એ સમયે પરદારાને જોવાને લીધે કોપથી કામદેવે પાંચ બાણો કુમારના હૃદયમાં ફેંક્યાં. નિર્દય બાણપ્રહારની વેદના તરફ વિમુખ બનેલા કુમારે જમણા હાથથી વૃક્ષસ્થલનું પરિમર્દન કર્યું અને ડાબા હાથથી ન સમજી શકાય તેમ તર્જની ઊંચી કરી. એટલે બાલિકાએ જમણા હાથથી તલવારનું મુખ બતાવ્યું. પછી

૨. પુરાણમાં એવી વાત આવે છે કે પહેલાં પર્વતો પાંખવાળા હતા અને ઊડતા હતા. પછી ઇન્દ્રે વજ્રથી પર્વતોની પાંખો કાપી નાંખી અને તેમને પૃથ્વી પર સ્થિર કર્યા. માટે અહીં ઇન્દ્રની સરખામણી આપી છે.

રાજપુત્ર ત્યાંથી ચાલ્યો અને વિચારવા લાગ્યો, "અહો ! આનું રૂપ કેટલું ચઢિયાતું છે ! વણિકપુત્રી છતાં એની ચતુરાઇ કેવી છે ! " આમ વિચારતો તે પોતાના ધવલગૃહમાં ગયો. ત્યાં બાલિકાનાં ચાતુર્ય, રૂપ, ગુણ, વિજ્ઞાન, વિલાસથી હરાયેલા ચિત્તવાળો તે તેના સમાગમના ઉપાયો વિચારવા લાગ્યો. એટલામાં, કુસુંભ પુષ્પમાંથી નીકળેલા લાલ રંગ જેવા વસ્ત્રવાળો, મદિરાનું સેવન કરનાર નવા પરણેલા વર જેવો અને લાલ આકાશયુક્ત અને લાલ કાંતિવાળો સૂર્ય પશ્ચિમ દિશાનું સેવન કરવા લાગ્યો. ( અર્થાત્ અસ્ત પામવા લાગ્યો. ) મદિરાપાનના સંગથી પ્રમાદી બની મનોહર કમળ જેવો મદિરાનો પ્યાલો અવળો કરી નાખનારના જેવો સૂર્ય અસ્તગિરિ-પીઠ ઉપરથી કોઇ પણ પ્રકારે સમુદ્રમાં પડ્યો. સજ્જન પુરુષના પ્રભાવની ગેરહાજરીમાં દુર્જન પુરુષોનો પ્રગટ પ્રચાર થાય છે તેમ કલિયુગ જેવી રાત્રીની શરૂઆતમાં અંધકાર ફેલાવા લાગ્યો.

**રાજપુત્ર અને બાલિકાનું મિલન**

* ૧૪૩. ત્યાર પછી, રાત્રિરૂપી મહિલાના કાળા અંજન જેવા અને ભ્રમર સરખા શ્યામ લાંબા વિસ્તારવાળા વાળ અને તેમાં તારા રૂપી છૂટાં છૂટાં પુષ્પો છે એવી શોભા-વાળા ગગનાંગણમાં ઘણો અંધકાર ફેલાયો. તે સમયે કુમાર વિચારવા લાગ્યો, "રાત્રિ ઘણા અંધકારવાળી છે, માર્ગ પણ વિષમ છે, એવો વિચાર આવે છે, પણ 'દુઃખ વગર સુખ નથી' એ વિચાર વધારે સારો છે." આમ વિચારતો તે ઊભો થયો. વસ્ત્ર બરાબર બાંધ્યું. કમળપત્ર જેવી શ્યામ છુરિકા પણ બાંધી. જમણા હાથમાં ખડ્ગ લીધું. પીઠ પાછળ ઢાલ બાંધી, એમ સર્વથા રાત્રિયોગ્ય છૂપો વેશ પહેર્યો ધવલગૃહ પાસે આવ્યો. ઉપર દોરડું નાખી ભરાવ્યું અને ટોડલે વળગી મહેલ પર ચડી ગયો. ત્યાં નિર્મળ દીવાના અજવાળાવાળા અંદરના એક ખંડમાં સકલ પરિવાર રહિત, દીન મનવાળી, કંઇક વિચારમાં પડેલી કુળબાળાને દેખી. બાલિકાને જોઇ રાજપુત્રે જમીન પર ઢાલ મૂકી અને તેના પર ખડ્ગ ગોઠવ્યું. પછી અવાજ ન થાય તેમ ડગલા માંડીને પોતાના લાંબા હાથ વડે એણે બાલિકાની આંખો ઢાંકી દીધી. એટલે સ્પર્શયોગે ઊંચા રૂવાડાં રૂપી કંચુક ધારણ કરતી બાલિકાએ વિચાર્યું કે "મારું અંગ પુલકિત થયું છે. પરંતુ સખી વર્ગ નજીકમાં નથી. તેથી જણાય છે કે લાલ કમળની પાંખડી જેવી કોમળ અને દૃઢ હથેલીઓવાળો મારા હૃદયને ચોરનાર તે જ હોવો જોઇએ." એમ વિચારી બાલિકાએ કહ્યું, "તારા સ્પર્શના આનંદ અને રસથી રોમાંચ ખડાં થવાને લીધે મને નક્કી ખબર પડી ગઇ છે. માટે, હે મનમોહન ! અત્યારે મને છોડ."

એમ કહેવાથી હસતાં હસતાં રાજપુત્રે નયનબંધન ઢીલું કર્યું. ઉતાવળથી કુલબાલિકા ઊભી થઇ. રાજપુત્ર બેઠો અને એણે કહ્યું, "હે સ્વામિની ! તને મારા જીવના સમ છે કે સ્પષ્ટ કહે કે શો વિચાર કરે છે ?" "હે સુભગ ! હું આમ વિચારું છું. હે રાજપુત્ર ! શિયળ વખાણવા યોગ્ય છે. શીલથી બેવડો લાભ છે. શિયળથી ધર્મ થાય છે અને તેના ફળરૂપે વળી તે જ પાછું પ્રાપ્ત થાય છે, માટે શિયળ વગરનું જીવન શા કામનું ? વળી, બીજી બાજુ એવો વિચાર આવે છે કે તારા વગર જીવવાથી શું ? શ્રેષ્ઠ યશવાળા આ વિચારમાં

હૈયું હિંડોળે હીંચકા ખાય છે.” એ સાંભળી રાજપુત્રે કહ્યું, “હે સુંદરી! તું શીલવતી છે, શિયળભંગથી વિમુખ છે. માટે તું રહે. હું જાઉં છું.” એમ કહી તે ખડ્ગ લઇને ઊઠયો. પરંતુ સંભ્રમપૂર્વક ઉપરનું વસ્ત્ર પકડીને કુલબાલિકાએ તેને રોકયો. તેણે કહ્યું, “અરે, મારું હૃદય હરણ કરીને, હે ચોર! તું કયાં ચાલ્યો જાય છે? હું મૃણાલ જેવી કઠણ બાહુલતાનો ફાંસો તારા ગળામાં નાખીશ.”

બાલિકાનું વૃત્તાન્ત

* ૧૪૪ એમ કહ્યું એટલે રાજપુત્ર આસન પર બેઠો. પછી કુલબાલિકા કહેવા લાગી, “હે રાજપુત્ર! હવે જે સાચી હકીકત છે તે સાંભળો અને પછી યથાયોગ્ય કરજો. આ કોશલા નગરીમાં નંદ નામના મોટા શેઠ છે. તેમની ભાર્યાનું નામ રત્નરેખા છે. તેના ઉદરમાં હું ઉત્પન્ન થયેલી છું. સુવર્ણદેવા એવું મારું નામ પાડવામાં આવેલું છે. માતાપિતાને હું ઘણી વહાલી છું. તેમણે મને વિષ્ણુદત્તના પુત્ર હરિદત્તને આપી હતી. મારી સાથે લગ્ન કરી તે દેશવિદેશ વેપાર કરવાને અર્થે વહાણ ભરીને લંકાપુરી તરફ ગયો છે. તેને ગયાને બાર વર્ષ કરતાં વધારે થયાં છે. ગયા પછી તેના કોઇ સમાચાર આવ્યા નથી.

“આ સેંકડો કુવિકલ્પો રૂપી મોજાંવાળા, વિષય રૂપી મત્સ્યો અને કાચબાઓને લીધે ઉગ્ર, ઇન્દ્રિયો રૂપી મગરમચ્છથી વ્યાકુળ અને કામ રૂપી મોટા આવર્તોને લીધે સહેલાઇથી પાર ન પામી શકાય એવા યૌવન રૂપી મહાસાગરમાં હું તરતી હતી. મારું જ્ઞાન ચાલ્યું ગયું; વડીલોનો વિનય ભુલાઇ ગયો; વિવેકરત્ન ચોરાઇ ગયું; ગુરુનું વચન ભુલાઇ ગયું; ધર્મોપદેશ યાદ ન રહ્યો; કુલાભિમાન ઊંચું મૂકયું; લજ્જા ચાલી ગઇ; દાક્ષિણ્ય દૂર થયું; શીલ નષ્ટ થયું. સર્વથા, અનેક નરેન્દ્રો અને દેવોની સુંદર સ્ત્રીઓના નિતંબતટ પર નિવાસ કરવાનું વ્યસન સેવનાર ભગવાન કામદેવ મને હેરાન કરવા લાગ્યો. તેથી નિરંતર પીડા પામતી મનમાં વિકલ્પો કરવા લાગી, ‘અહો! વૃદ્ધાવસ્થા, મરણ, શોક, કર્મકલેશ, રજ, મલ વગેરેથી પૂર્ણ આ સંસારમાં પ્રિય સમાગમ વગર બીજું સુખ કયાં છે? મંદ ભાગ્યવાળી એવી મને તો તે પણ સુખ નથી. નિરર્થક મૃતપ્રાય જીવન અને યૌવન ધારણ કરું છું.’ આવો વિચાર કરતી મરણ માટે હું ઉપાય શોધી રહી હતી.”

* ૧૪૫. “આમ, આ જીવલોકને તિલાંજલિ આપવાના વિચારે હું ગોખની જાળી પર આરૂઢ થઇ. પરંતુ ભાગ્યયોગે તે સમયે મેં તમને જોયા. હે રાજપુત્ર! તમને જોયા ત્યારે મને ન શંકા, ન ભય, ન લજ્જા, ન માન, ન અહંકાર, ન સુખ, ન દુઃખ, ન રાત્રિ, ન દિવસની ખબર રહી; સર્વથા મૂઢની જેમ, સુષુપ્તની જેમ, ઉન્મત્તની જેમ, પરાધીનની જેમ, મરેલાની જેમ હું નહોતી જાણતી, નહોતી સાંભળતી, નહોતી બોલતી, નહોતી હાલતી, નહોતી અનુભવતી, નહોતી વિચારતી તે એટલે સુધી કે મારી અવસ્થા કઇ છે, તે પણ હું નહોતી જાણતી. આવી મારી સ્થિતિ હતી. તે વખતે તમે જે તમારું વક્ષસ્થળ પંપાળ્યું હતું, અને તમારી એક અંગુલિ ઊંચી કરી હતી, તે તમારી વાતનો મેં સ્વીકાર

કર્યો. હૃદય પંપાળવા દ્વારા તમે એમ જણાવ્યુ, કે તમારા હૃદયમાં મારે માટે પ્રીતિ છે અને અંગુલિ ઊંચી કરીને એમ જણાવ્યું, કે એક વખત સંગમ આપ. મેં પણ, ગુપ્ત વાત ફૂટી જશે તેના ડરવાળી હોવા છતાં, તમને તરવાર સાથે આવવા સંજ્ઞા કરી. તો જ સ્વાગત થાય, અન્યથા નહિ. ત્યાર પછી હે રાજપુત્ર ! તમારા સમાગમની આશામાં હું નૃત્ય કરી રહું છું. મરણનો નિશ્ચય મેં દોડી દીધો હતો. શિયળભંગ થશે તેથી દુભાયેલા મનવાળી, ભયથી કંપતી સ્વપ્નવૃત્તાન્ત માફક માનતી રહેલી છું તેટલામાં તમે અહીં આવ્યા. હવે એટલું જોવાનું કે મારા ઉત્તમ કુળની અંદર હું દુઃશીલ છું એવી મારી અપકીર્તિ ન થાય તેનો ખ્યાલ રાખવો. બીજી વાત એ કે તેવા પ્રકારના અપરાધથી જો રાજા તમારો ત્યાગ કરે અને પાછળથી તમે લોકનિંદા પામો તો તમારી પાછળ હું મરણને જ શ્રેષ્ઠ માનીશ." આમ બોલતી બાલિકાને, વનહાથી સૂંઢથી વનલતાને જેમ પકડે તેમ, રાજપુત્રે આલિંગન કર્યું. એ સમયે સેંકડો સુજ્ઞ પુરુષોએ જેની નિંદા કરી છે તેવી, તરુણીઓના મનને મોહ પમાડનાર કામક્રીડા પ્રવર્તી ત્યારે તેવા સદ્‌ભાવવાળા સાચા અંતઃકરણના સ્નેહવાળાં બંનેને પરસ્પર અનુરાગ થયો હોય તેમ પૂર્વદિશા રક્તવર્ણી બની. ગુરુના ઉપદેશ માફક તારાઓ ગળવા લાગ્યા; ચક્રવાકયુગલોનાં હૃદય પરસ્પર એક થવા લાગ્યાં. લજ્જા માફક રાત્રિ થોડી બાકી રહી. એ વખતે રાજપુત્ર દોરડા વડે મહેલમાંથી નીચે ઊતર્યો. જેવો આવ્યો હતો તેવો પાછો ફર્યો. આ પ્રમાણે પ્રતિદિન રહેતાં આઠ મહિના થવા આવ્યા. ત્યાં કોઈ પણ પ્રકારે, તેવા પ્રકારનાં કર્મ, ધર્મ અને ભવિતવ્યતાના યોગે તે બાલિકાના ઉદરમાં ગર્ભ રહ્યો.

## રાજપુત્રને શિક્ષા

ગર્ભ ધારણ કરવાના લક્ષણથી સખીસમૂહ અને કુલઘરમાં ગર્ભની વાત પ્રગટ થઈ ગઈ. બંધુવર્ગને ખબર પડી. કાનપરંપરાએ નંદશેઠે પણ આ વાત જાણી. તેને ક્રોધ ઉત્પન્ન થયો કે પોતાનો આ પરાભવ કોણે કર્યો ? કોસલ રાજાને એણે નિવેદન કર્યું કે "મારી પુત્રીનો પતિ પરદેશ ગયેલો છે. એનું રક્ષણ કરવા છતાં હંમેશાં કોઈ તેની સાથે સમાગમ કરે છે. માટે આપ 'દિવ્યદૃષ્ટિ'થી ગુનેગારને શોધી કઢાવો." રાજાએ કહ્યું, "ભલે તું જા. હું શોધી કઢાવું છું." મંત્રીને હુકમ કર્યો. મંત્રીએ શોધી કઢાવ્યો તો રાજપુત્ર તોસલ ગુનેગાર તરીકે મળી આવ્યો. રાજાને તે વાત નિવેદન કરવામાં આવી. તે સાંભળી રાજાએ ઘણા ક્રોધ અને કંપતા હોઠ સાથે હુકમ કર્યો, "જાવ, જલદી તોસલને મારી નાંખો." મંત્રીએ કહ્યું, "જેવી આજ્ઞા". એમ કહી મંત્રી રાજપુત્રને પકડી સ્મશાન ભૂમિમાં ગયો. કાર્યાકાર્યનો વિચાર કરવાપૂર્વક મંત્રીએ કુમારને કહ્યું, "હે કુમાર ! તારા પર રાજા ગુસ્સે થયા છે. વધની આજ્ઞા થઈ છે. પરંતુ તું મારો સ્વામી છો, તને શી રીતે મારી નંખાય ? તારું હજુ ઘણું કામ પડશે, માટે તું અહીંથી એવી જગ્યાએ ચાલ્યો જા કે જ્યાંથી તારા સમાચારની કોઈને ખબર ન પડે. તું તોસલ રાજપુત્ર છે એવું કોઈને કહેવું પણ નહિ." રાજપુત્ર પણ પોતે અપરાધી હોવાથી અને મરણનો ભય હોવાથી પલાયન

થઈ ગયો. નાસતાં નાસતાં જ્યાં જયવર્મ રાજા પોતે રહે છે તે પાટલીપુત્ર નામના મોટા નગરમાં પહોંચ્યો. ત્યાં સામાન્ય પુરુષની માફક સેવા કરવા લાગ્યો.

* ૧૪૬. આ બાજુ કોસલાપુરીમાં પતિ પરદેશ ગયેલો છતાં ગર્ભવાળી બનેલી, દુઃશીલ, બંધુવર્ગથી તિરસ્કાર પામતી, લોકો વડે નિંદાતી, રાજપુત્રના વિરહથી ઉદ્વેગ પામતી, ગર્ભભારથી વેદના ભોગવતી તે સુવર્ણદેવા નામની બાલિકા વિચારવા લાગી કે 'રાજપુત્ર ક્યાં હશે'? તેને કોઇ પણ પ્રકારે સમાચાર મળ્યા કે પોતાના દોષથી મંત્રીએ રાજપુત્રને મારી નાખ્યો છે. એ જાણી તે કોઇ પણ છળ શોધી ઘર બહાર નીકળી ગઈ. પછી નગરમાંથી પણ બહાર નીકળી ગઇ. રાત્રિના પાછલા પહોરમાં પાટલીપુત્ર નગર તરફ જતો સાર્થ મળી આવ્યો. તેની સાથે જવા તે તૈયાર થઇ. ગર્ભભાર સહન કરતી, ધીમે ધીમે ચાલતી સાર્થથી પણ તે છૂટી પડી ગઇ અને તાલ, હિંતાલ, તમાલ, અર્જુન, કુડગ, આંબા, જાંબુ વગેરેનાં અનેક વૃક્ષોવાળા ગાઢ જંગલમાં એકલી અટૂલી થઇ ગઇ. ત્યાર પછી ધીમે ધીમે આગળ ચાલતી તેને કઇ દિશામાં જવું તેની ખબર પડતી નહોતી. તેનો માર્ગ ભુલાઇ ગયો; તરસ ઘણી લાગી; ભૂખથી મુખ મ્લાન બની ગયું. ગર્ભથી ધીમી ગતિવાળી, માર્ગશ્રમથી થાકી ગયેલી, સિંહની ગર્જનાથી ગભરાયેલી, વાઘની ત્રાડથી કંપતી, ભીલના શબ્દથી ભયભીત બનેલી, ગ્રીષ્મના તાપથી તપેલી રેતીમાં ચાલતી, ઉપરથી પડતાં સૂર્યનાં કિરણોથી સંતાપ પામતી–કેટલું દુઃખ વર્ણવવું? સેંકડો દુઃખ રૂપી સમુદ્રમાં ડૂબેલી સ્ત્રી સ્વભાવથી કાયર હૃદયવાળી હોય છે. તેથી થરથરતી, ઠૂંઠાને દેખી ચોરની ધારણા કરતી, વૃક્ષને દેખી હાથી માનતી, હરણને વાઘ, સસલાને સિંહ, મોર કે કુકડાને દીપડો માનતી, ઘાસનું તણખલું હાલતું દેખે તો પોતે મરી ગઇ હોય અને પાંદડું હાલે તો પોતે ગળી જવાઇ હોય એવા ભયથી કંપતા સ્તનવાળી તે વિલાપ કરવા લાગી:

"હે પિતાજી! બાલ્યકાળમાં હું તમને બહુ વહાલી હતી. અત્યારે શા કારણે નિર્ભાગિણી મારા પર સ્નેહ વગરના બની ગયા? હે માતાજી! હું તમને જીવ કરતાં પણ વધારે વહાલી હતી. હવે આ અરણ્યમાં અટવાતી મારું રક્ષણ કરો. હે મારા પ્રિયતમ! તમે ક્યાં છો? તમારે કારણે શિયળ, કુલ, પિતાનું ઘર, લજ્જા અને સખીઓનો મેં ત્યાગ કર્યો. હે માતા, હે ભાઇ, હે પ્રિયતમ, હે સખીઓ, હે દેવતાઓ, હે ગિરિનદી, હે વિંધ્યપર્વત, હે વૃક્ષ! હવે હું મૃત્યુ પામું છું." આમ બોલતી તે મૂર્છા પામી અને ધસ કરતી ધરતી પર ઢળી પડી.

એ સમયે મોટા દુઃખવાળો અને ઘટતાં કિરણોવાળો સૂર્ય પણ 'આ મૃત્યુ પામી છે' એમ જાણી પશ્ચિમ સમુદ્રના દ્રહમાં પહોંચ્યો. લાલ વસ્ત્રવાળી નવવધૂ પાછળ જેમ વર જાય તેમ વૃદ્ધા જેવી દિવસ રૂપી લક્ષ્મીના માર્ગે લાગેલો, કિરણ રૂપી રચેલા પગ ઉપાડતો સૂર્ય લાલ આકાશવાળી સંધ્યા પાછળ ગયો. તે સંધ્યાના માર્ગે લાગેલી, કાળું વસ્ત્ર પહેરેલી પ્રિય સખી માફક અંધકાર રૂપી અંજનથી આંજેલી આંખવાળી રાત્રિ રૂપી રમણી આવી પહોંચી.

યુગલનો જન્મ

* ૧૪૭. ત્યાર પછી વિંધ્ય પર્વતના શિખરોની ખીણો વચ્ચે નાનાં તમાલવૃક્ષોની શ્રેણી સરખા કાળા અંધકાર રૂપી મોટા હાથીઓના ટોળા જેવી રાત્રિના વખતે વિવિધ વૃક્ષોનાં પુષ્પોની પરાગની સુગંધવાળા સુખદાયક શીતલ પવન વડે તે બાલિકા આશ્વાસન પામી. તેની ચેતનામાં શુદ્ધિ આવી ત્યારે તે જાણતી નહોતી કે 'ક્યાં જાઉં છું' અને ક્યાં નથી જતી ? શું સુંદર છે અને શું ખરાબ છે ? અને શું કરવાથી સારું થશે ?' આ સમયે ગર્ભનો નવમો મહિનો પૂરો થયો ને ઉપર આઠ દિવસ થયા. નવમી રાત્રિનો પ્રથમ પહોર જ્યારે વર્તતો હતો ત્યારે નિતંબ પહોળા થયા, નાભિમંડળમાં વેદના થવા લાગી, પેટે શૂળ ઊપડયું, બંને સાથળ થંભી ગયા, અંગો ચલાયમાન થવા લાગ્યાં, હૈયું ઊછળ્યું, આંખો મીંચાઈ ગઈ અને તરત પ્રસૂતિ થવાની હોય તેવાં ચિહ્નો પ્રવર્તવા લાગ્યાં. ત્યારે તે મહાભયંકર વનમાં અને રાત્રિમાં શણગાર વગરની, ચાલી ન શકતી, ભય પામતી, ખેદ પામેલી, જીવવાની આશા છોડી દીધેલી અને ભવિતવ્યતાએ જેના માનસને ચીરી નાંખેલું છે એવી, પ્રથમ વખત જ જેણે પ્રસૂતિ થયેલી છે તેવી એણે કોઈ પણ પ્રકારે કર્મ અને ધર્મનો સંયોગ હોય તેમ યુગલને જન્મ આપ્યો. પછીથી જ્યારે એણે જોયુ ત્યારે એક પુત્રી અને એક પુત્ર હતો. તેને જોઈ હર્ષ અને ખેદવાળી તે પ્રલાપ કરવા લાગી:

"હે પુત્ર ! તું ગર્ભમાં હતો તેથી હું આ વનવાસમાં મૃત્યુ ન પામી. નહીંતર અબળા એ બળ વગરની જ છે તે વાત સ્પષ્ટ છે. હે પુત્ર ! તું મારો માલિક, તું જ શરણ, તું જ ગતિ છે. પતિ, માતા, પિતાથી વિયોગ પામેલીને તું જ બંધુ છે અને તું જ સર્વસ્વ છે. કુમારી અવસ્થામાં પિતા, યૌવન કાળમાં ભર્તાર અને વૃદ્ધાવસ્થામાં પુત્ર સ્ત્રીનું રક્ષણ કરનાર હોય છે. સ્ત્રી ક્યારેય રક્ષણ વગરની હોતી નથી. ત્યાં સુધી જ પિતા ઉપર સ્નેહ હોય છે જ્યાં સુધી સ્ત્રીને વહાલો પતિ નથી મળ્યો. પુત્ર જન્મે છે એટલે બધાંનો પ્રેમ પુત્રમાં સંક્રાન્ત થાય છે."

આ પ્રમાણે જ્યારે તે પ્રલાપ કરતી હતી ત્યારે કાગડા કા કા કરતા હતા; ઘૂવડો ઘૂ ઘૂ કરતાં હતાં; પક્ષીઓ ચિ ચિ કરતાં હતાં; વાંદરાંઓ બુક્કારવ કરતાં હતાં; ભયંકર શિયાળો ખરાબ અવાજ કરતાં હતાં; તારાઓ ગળવા લાગ્યા હતા; અંધકાર ઓછો થતો હતો; પૂર્વ દિશા રક્તવર્ણી અરુણપ્રભાવાળી દેખાતી હતી; રાત્રે ફરનારા પાછા વળતા હતા; પથિકો ચાલવા લાગ્યા હતા. એ સમયે એણે વિચાર્યું કે "હવે મારે શું કરવું ? હવે મરવું યોગ્ય નથી. આ પુત્રનું પાલનપોષણ કરવું જ પડશે, નહીંતર બાળહત્યા લાગશે. આવા પ્રકારના દુઃખનો અંત ક્યારે આવશે ? હવે ક્યાંક નજીકના ગામમાં કે ગોકુળમાં જઈને આ યુગલનું પાલન કરવું જોઈએ." એમ વિચારી તોસલ રાજપુત્રના નામની નિશાનીવાળી મુદ્રા પુત્રના કંઠમાં પહેરાવી અને પુત્રીના કંઠમાં પોતાના નામની મુદ્રા પહેરાવી. એમ કર્યા પછી પોતાના ઉપરના મજબૂત વસ્ત્રના અડધા ભાગમાં પુત્રને બાંધ્યો અને વસ્ત્રના બીજા છેડે પુત્રીને બાંધી અને એવી રીતે બે બાજુવાળું પોટલું કર્યું.

થઈ ગયો. નાસતાં નાસતાં જ્યાં જયવર્મ રાજા પોતે રહે છે તે પાટલીપુત્ર નામના મોટા નગરમાં પહોંચ્યો. ત્યાં સામાન્ય પુરુષની માફક સેવા કરવા લાગ્યો.

* ૧૪૯. આ બાજુ કોસલાપુરીમાં પતિ પરદેશ ગયેલો છતાં ગર્ભવાળી બનેલી, દુઃશીલ, બંધુવર્ગથી તિરસ્કાર પામતી, લોકો વડે નિંદાતી, રાજપુત્રના વિરહથી ઉદ્વેગ પામતી, ગર્ભભારથી વેદના ભોગવતી તે સુવર્ણદેવા નામની બાલિકા વિચારવા લાગી કે 'રાજપુત્ર ક્યાં હશે'? તેને કોઈ પણ પ્રકારે સમાચાર મળ્યા કે પોતાના દોષથી મંત્રીએ રાજપુત્રને મારી નાખ્યો છે. એ જાણી તે કોઈ પણ છળ શોધી ઘર બહાર નીકળી ગઈ. પછી નગરમાંથી પણ બહાર નીકળી ગઈ. રાત્રિના પાછલા પહોરમાં પાટલીપુત્ર નગર તરફ જતો સાર્થ મળી આવ્યો. તેની સાથે જવા તે તૈયાર થઈ. ગર્ભભાર સહન કરતી, ધીમે ધીમે ચાલતી સાર્થથી પણ તે છૂટી પડી ગઈ અને તાલ, હિંતાલ, તમાલ, અર્જુન, કુડગ, આંબા, જાંબુ વગેરેનાં અનેક વૃક્ષોવાળા ગાઢ જંગલમાં એકલી અટૂલી થઈ ગઈ. ત્યાર પછી ધીમે ધીમે આગળ ચાલતી તેને કઈ દિશામાં જવું તેની ખબર પડતી નહોતી. તેનો માર્ગ ભુલાઈ ગયો; તરસ ઘણી લાગી; ભૂખથી મુખ મ્લાન બની ગયું. ગર્ભથી ધીમી ગતિવાળી, માર્ગશ્રમથી થાકી ગયેલી, સિંહની ગર્જનાથી ગભરાયેલી, વાઘની ત્રાડથી કંપતી, ભીલના શબ્દથી ભયભીત બનેલી, ગ્રીષ્મના તાપથી તપેલી રેતીમાં ચાલતી, ઉપરથી પડતાં સૂર્યનાં કિરણોથી સંતાપ પામતી–કેટલું દુઃખ વર્ણવવું? સેંકડો દુઃખ રૂપી સમુદ્રમાં ડૂબેલી સ્ત્રી સ્વભાવથી કાયર હૃદયવાળી હોય છે. તેથી થરથરતી, ઠૂંઠાને દેખી ચોરની ધારણા કરતી, વૃક્ષને દેખી હાથી માનતી, હરણને વાઘ, સસલાને સિંહ, મોર કે કુકડાને દીપડો માનતી, ઘાસનું તણખલું હાલતું દેખે તો પોતે મરી ગઈ હોય અને પાંદડું હાલે તો પોતે ગળી જવાઈ હોય એવા ભયથી કંપતા સ્તનવાળી તે વિલાપ કરવા લાગી:

"હે પિતાજી! બાલ્યકાળમાં હું તમને બહુ વહાલી હતી. અત્યારે શા કારણે નિર્ભાગિણી મારા પર સ્નેહ વગરના બની ગયા? હે માતાજી! હું તમને જીવ કરતાં પણ વધારે વહાલી હતી. હવે આ અરણ્યમાં અટવાતી મારું રક્ષણ કરો. હે મારા પ્રિયતમ! તમે ક્યાં છો? તમારે કારણે શિયળ, કુલ, પિતાનું ઘર, લજ્જા અને સખીઓનો મેં ત્યાગ કર્યો. હે માતા, હે ભાઈ, હે પ્રિયતમ, હે સખીઓ, હે દેવતાઓ, હે ગિરિનદી, હે વિંધ્યપર્વત, હે વૃક્ષ! હવે હું મૃત્યુ પામું છું." આમ બોલતી તે મૂર્છા પામી અને ધસ કરતી ધરતી પર ઢળી પડી.

એ સમયે મોટા દુઃખવાળો અને ઘટતાં કિરણોવાળો સૂર્ય પણ 'આ મૃત્યુ પામી છે' એમ જાણી પશ્ચિમ સમુદ્રના દ્રહમાં પહોંચ્યો. લાલ વસ્ત્રવાળી નવવધૂ પાછળ જેમ વર જાય તેમ વૃદ્ધા જેવી દિવસ રૂપી લક્ષ્મીના માર્ગે લાગેલો, કિરણ રૂપી રચેલા પગ ઉપાડતો સૂર્ય લાલ આકાશવાળી સંધ્યા પાછળ ગયો. તે સંધ્યાના માર્ગે લાગેલી, કાળું વસ્ત્ર પહેરેલી પ્રિય સખી માફક અંધકાર રૂપી અંજનથી આંજેલી આંખવાળી રાત્રિ રૂપી રમણી આવી પહોંચી.

યુગલનો જન્મ

* ૧૪૭. ત્યાર પછી વિંધ્ય પર્વતના શિખરોની ખીણો વચ્ચે નાનાં તમાલવૃક્ષોની શ્રેણી સરખા કાળા અંધકાર રૂપી મોટા હાથીઓના ટોળા જેવી રાત્રિના વખતે વિવિધ વૃક્ષોનાં પુષ્પોની પરાગની સુગંધવાળા સુખદાયક શીતલ પવન વડે તે બાલિકા આશ્વાસન પામી. તેની ચેતનામાં શુદ્ધિ આવી ત્યારે તે જાણતી નહોતી કે 'ક્યાં જાઉં છું' અને ક્યાં નથી જતી ? શું સુંદર છે અને શું ખરાબ છે ? અને શું કરવાથી સારું થશે ?' આ સમયે ગર્ભનો નવમો મહિનો પૂરો થયો ને ઉપર આઠ દિવસ થયા. નવમી રાત્રિનો પ્રથમ પહોર જ્યારે વર્તતો હતો ત્યારે નિતંબ પહોળા થયા, નાભિમંડળમાં વેદના થવા લાગી, પેટે શૂળ ઊપડ્યું, બંને સાથળ થંભી ગયા, અંગો ચલાયમાન થવા લાગ્યાં, હૈયું ઊછળ્યું, આંખો મીંચાઈ ગઈ અને તરત પ્રસૂતિ થવાની હોય તેવાં ચિહ્નો પ્રવર્તવા લાગ્યાં. ત્યારે તે મહાભયંકર વનમાં અને રાત્રિમાં શણગાર વગરની, ચાલી ન શકતી, ભય પામતી, ખેદ પામેલી, જીવવાની આશા છોડી દીધેલી અને ભવિતવ્યતાએ જેના માનસને ચીરી નાંખેલું છે એવી, પ્રથમ વખત જ જેણે પ્રસૂતિ થયેલી છે તેવી એણે કોઈ પણ પ્રકારે કર્મ અને ધર્મનો સંયોગ હોય તેમ યુગલને જન્મ આપ્યો. પછીથી જ્યારે એણે જોયુ ત્યારે એક પુત્રી અને એક પુત્ર હતો. તેને જોઈ હર્ષ અને ખેદવાળી તે પ્રલાપ કરવા લાગી:

"હે પુત્ર ! તું ગર્ભમાં હતો તેથી હું આ વનવાસમાં મૃત્યુ ન પામી. નહીંતર અબળા એ બળ વગરની જ છે તે વાત સ્પષ્ટ છે. હે પુત્ર ! તું મારો માલિક, તું જ શરણ, તું જ ગતિ છે. પતિ, માતા, પિતાથી વિયોગ પામેલીને તું જ બંધુ છે અને તું જ સર્વસ્વ છે. કુમારી અવસ્થામાં પિતા, યૌવન કાળમાં ભર્તાર અને વૃદ્ધાવસ્થામાં પુત્ર સ્ત્રીનું રક્ષણ કરનાર હોય છે. સ્ત્રી ક્યારેય રક્ષણ વગરની હોતી નથી. ત્યાં સુધી જ પિતા ઉપર સ્નેહ હોય છે જ્યાં સુધી સ્ત્રીને વહાલો પતિ નથી મળ્યો. પુત્ર જન્મે છે એટલે બધાંનો પ્રેમ પુત્રમાં સંક્રાન્ત થાય છે."

આ પ્રમાણે જ્યારે તે પ્રલાપ કરતી હતી ત્યારે કાગડા કા કા કરતા હતા; ઘૂવડો ઘૂ ઘૂ કરતાં હતાં; પક્ષીઓ ચિ ચિ કરતાં હતાં; વાંદરાંઓ બુક્કારવ કરતાં હતાં; ભયંકર શિયાળો ખરાબ અવાજ કરતાં હતાં; તારાઓ ગળવા લાગ્યા હતા; અંધકાર ઓછો થતો હતો; પૂર્વ દિશા રક્તવર્ણી અરુણપ્રભાવાળી દેખાતી હતી; રાત્રે ફરનારા પાછા વળતા હતા; પથિકો ચાલવા લાગ્યા હતા. એ સમયે એણે વિચાર્યું કે "હવે મારે શું કરવું ? હવે મરવું યોગ્ય નથી. આ પુત્રનું પાલનપોષણ કરવું જ પડશે, નહીંતર બાળહત્યા લાગશે. આવા પ્રકારના દુઃખનો અંત ક્યારે આવશે ? હવે ક્યાંક નજીકના ગામમાં કે ગોકુળમાં જઈને આ યુગલનું પાલન કરવું જોઈએ." એમ વિચારી તોસલ રાજપુત્રના નામની નિશાનીવાળી મુદ્રા પુત્રના કંઠમાં પહેરાવી અને પુત્રીના કંઠમાં પોતાના નામની મુદ્રા પહેરાવી. એમ કર્યા પછી પોતાના ઉપરના મજબૂત વસ્ત્રના અડધા ભાગમાં પુત્રને બાંધ્યો અને વસ્ત્રના બીજા છેડે પુત્રીને બાંધી અને એવી રીતે બે બાજુવાળું પોટલું કર્યું.

[1]એમ કરી એણે વિચાર્યું, "આ નજીક આવેલા પર્વતના ઝરણામાં રુધિર, પરુ, ચરબી વગેરેથી ખરડાયેલ શરીર સાફ કરી પછી આગળ ચાલું." એમ વિચારી તે વસ્ત્રના અડધા અડધા ભાગમાં બાંધેલા બાળયુગલને એક જગ્યાએ મૂકીને ઝરણા તરફ ગઇ.

**બાળયુગલનું હરણ**

* ૧૪૮. એ સમયે તરત વિયાએલી, વનમાં ભમતી, ભૂખી, માંસ માટે આખી રાત ભમવાથી વ્યાકુળ બનેલી, પ્રસવના લોહીની ગંધથી ખેંચાયેલા ચિત્તવાળી એક વાઘણ આ બાળકના પોટલા પાસે આવી. તેણે વસ્ત્રના બંને છેડે બાંધેલા બાળયુગલને લીધું. બંને બાજુ બાળકોની પોટલી લટકે તેવી રીતે વસ્ત્ર પકડીને તે જેવી આવી હતી તેવી ચાલતી થઇ. જતાં જતાં વનમાં,ઉજ્જયિની અને પાટલીપુત્ર નગર વચ્ચેના મોટા માર્ગનું ઉલ્લંઘન કરતાં કોઇ પણ પ્રકારે ઢીલી ગાંઠ થયેલી તેથી બાલિકાની પોટલી છૂટી ગઇ અને બાલિકા માર્ગ વચ્ચે પડી ગઇ. પોતાનાં તાજાં જન્મેલાં બચ્ચાં પ્રત્યેના સ્નેહથી પૂર્ણ હૃદયવાળી વાઘણને ખબર ન પડી કે એમાંથી બાળક પડી ગયું છે, અને તે આગળ ચાલી ગઇ. તે જ મોટા માર્ગેથી જયવર્મ રાજાનો દૂત આવતો હતો. તેણે માર્ગમાં પડેલી બાલિકાને જોઈ. તેણે તેને ઉપાડી લીધી અને પોતાની ભાર્યાને આપી. તે પણ જાણે પોતાનું જન્મેલું બાળક હોય તેમ પાલનપોષણ કરવા લાગી. અનુક્રમે તેઓ પાટલીપુત્ર પહોંચ્યાં. બાલિકાનું નામ 'વનદત્તા' પાડયું. બાલિકા મોટી થવા લાગી. આ બાજુ વાઘણ પોતાની ગુફા નજીક પહોંચવા આવી. જ્યારે થોડુંક અંતર બાકી રહ્યું ત્યારે જયવર્મ રાજાના શિકાર કરવા નીકળેલા રાજપુત્ર સબરસિંહે વાઘણને જોઇ. જોતાંની સાથે જ એણે મોટા પથ્થરના પ્રહારથી ઘાયલ કરી એને મારી નાંખી. પછી જમીન પર પડેલી એક પોટલી જોઇ. રાજપુત્રે એ પોટલી ખોલી તો તેમાં કમળ જેવા કોમળ દેહવાળું, રક્ત-કમળ જેવા હાથપગવાળું અને શ્રેષ્ઠ નીલકમળ જેવી આંખોવાળું બાળક જોયું. તેને જોઇને હર્ષપૂર્ણ હૃદયથી રાજપુત્રે તે લીધું અને ઘેર જઇ પ્રિયાને કહ્યું. "હે પ્રિયા! તારે માટે મેં પુત્ર મેળવ્યો છે." એમ કહી આપ્યો. પત્નીએ તે સ્વીકાર્યો. ત્યાર પછી વધામણીના એવા સમાચાર ફેલાવ્યા કે ગુપ્ત ગર્ભવાળી દેવીને પુત્રજન્મ થયો છે. બારમે દિવસે ગુણ પ્રમાણે 'વ્યાઘ્રદત્ત' એવું નામ પાડયું. ત્યાર પછી કેટલેક સમયે સબરસિંહ તે બાળક સાથે પાટલીપુત્ર ગયો. ત્યાં આગળ પોતાના જેવા રાજપુત્રો સાથે રમતાં તેનામાં મોહ ઘણો હોવાથી તેઓએ તેનું 'મોહદત્ત' એવું બીજું નામ પાડયું. મોહદત્ત નામ પાડયા પછી તે વૃદ્ધિ પામવા લાગ્યો.

**માતાનો વિલાપ**

* ૧૪૯. આ બાજુ તે વનમાં ઝરણાંમાં સ્નાન કરી માતા પાછી ફરી તો બાળકયુગલ ન જોયું. ન જોવાયાથી તે મૂર્છા પામી જમીન પર ઢળી પડી. પછી કંઇક શુદ્ધિ આવતાં તે વિલાપ કરવા લાગી:

૧ ખભે બંને બાજુ પોટલી રહે અને ઊંચકીને સહેલાઇથી ચલાય તેવી રીતે વસ્ત્રના બંને છેડે એકેક બાળકને બાંધીને પોટલું કર્યું.

"હે પુત્ર ! તું ક્યાં ગયો ? હે બાલા ! તું ક્યાં ગઈ ? મને નિર્ભાગીને તું જવાબ આપ. હું જ્યારે દુઃખ અને શોકમાં તપતી હતી ત્યારે તું પ્રાપ્ત થયો. હવે નિષ્કરુણ બની મને અહીં જ છોડી દે છે ? જુઓ તો ખરા કે દૈવે પહેલાં મહાનિધિ બતાવીને પછીથી એકદમ બંને આંખો જ કાઢી લીધી. જુઓ, પ્રિયતમે છોડી. વનમાં પહોંચી ત્યાં પણ હું દુઃખી બની, પુત્રનો વિયોગ પામી. અરે, યમરાજાએ આ શું માંડયુ છે ?" આમ વિલાપ કરતી તેણે વાઘણના પગલા જોયાં. માટે વાઘણ બાળકોને લઈ ગઈ હશે એમ જાણી 'બાળકોની ગતિ જેવી મારી પણ ગતિ હો' એમ ધારી વાઘણનાં પગલાંને અનુસરતી કોઈક જગ્યા પર આવી પહોંચી. ત્યાં એક સ્થળે ગોકુળ દેખાયું. ત્યાં એક ભરવાડણના ઘરનો આશ્રય લીધો. ભરવાડણે તેને પુત્રી તરીકે સ્વીકારી તેની બરદાસ કરી. ત્યાંથી એક ગામથી બીજે ગામ જતી તે પાટલીપુત્ર નગરે પહોંચી. ત્યાં કર્મ અને ધર્મના સંયોગ વડે તથા તેવા પ્રકારની ભવિતવ્યતાને યોગે તે જ દત્તને ઘેર આવી પહોંચી કે જ્યાં તેની પુત્રી રાખેલી હતી. તેને 'સુંદર પુત્રી છે' એમ કરીને સોંપવામાં આવી. તે તેને નવડાવતી, રમાડતી. પુત્રી યૌવનમાં આવી ત્યાં સુધી ત્યાં જ રહેવા લાગી. યૌવનમાં આવેલી તે પણ વળી કેવી લાગતી હતી ?–

જે જે પુરુષને અમસ્થી પણ ચકોર નયનયુગલથી જોતી તે તે સર્વને કામદેવના બાણના પ્રહારથી વીંધી નાખતી.

## મોહદત્તનો અનુરાગ

* ૧૫૦. આવા પ્રકારના યૌવનકાળમાં વનદત્તા વર્તતી હતી ત્યારે કઈ ઋતુ પ્રવર્તી રહી હતી ?–

તરુવરની શાખા રૂપી બાહુ, નવપલ્લવ રૂપી હસ્ત અને કુસુમ રૂપી નખની શોભાવાળો, પવનથી પ્રેરાયેલાં હાલતાં પાંદડાં રૂપી નૃત્ય કરતો વસંતકાળ વર્તી રહ્યો હતો. ત્યારે સુરવર, નર, કિન્નર રમણીઓને મનોહર એવા વસંત સમયમાં મદનત્રયોદશીનો મહોત્સવ ચાલી રહ્યો હતો. નગર બહાર સંકલ્પવેધી કામદેવના મંદિરની યાત્રા જોવા માટે ધાવમાતા સાથે આવેલી, સખીઓથી પરિવરેલી અને તે જ ઉદ્યાનમાં પરિભ્રમણ કરતી વનદત્તાને મદનોત્સવમાં આવેલા મોહદત્તે જોઈ. જોતાંની સાથે જ તેને તેના ઉપર અનુરાગ થયો. વનદત્તાએ પણ હર્ષપુલકિત મોહદત્તને જોયો. બગાસું ખાવાના કારણે ઊંચી કરેલી અને વાળેલી, નવસુવર્ણની કાંતિ જેવી પાતળી બાંયવાળી તેણે મોહદત્તને કટાક્ષથી એવી રીતે જોયો કે જેથી તે જાણે લેપમય ઘડેલો (પ્રતિમા) હોય તેમ સ્થિર થઈ ગયો. ક્ષણવાર શૂન્ય નયનયુગલવાળો તે ચિંતવવા લાગ્યો, "સર્વથા, જગતમાં તે યુવાન ધન્ય હશે જે આ કન્યાનું યૌવન અને એનાં ઉજ્જવળ વિશાળ નેત્ર પ્રાપ્ત કરશે." એમ વિચારી પોતાનો તેના પ્રત્યેનો સદ્ભાવ જણાવવા માટે મોહદત્તે એક ગાથા સંભળાવીઃ– "હે મિત્ર ! જો જો, આ ભમરીનુ દર્શન પામીને ભમરો સંગમસુખ પ્રાપ્ત કર્યા વગર ગુંજારવ કરતો જ મરી જશે."

આ સાંભળી વનદત્તાએ વિચાર્યું " અહો ! એણે તો પોતાનો અનુરાગ ગાથામાં જણાવ્યો. માટે હું પણ એને મારો ભાવ જણાવું." એમ વિચારતી બોલી:-

" કાંકતાલીય ન્યાયે કોઈ પણ પ્રકારે ભ્રમર જેવા યુવાનને પામીને વિયોગ-અગ્નિથી દાઝેલી તે ભમરીની જેમ રુણરુણ શબ્દ કરે છે."

**મિલનનો સંકેત**

હવે તે સુવર્ણદેવા, પોતાને પણ આગળ આવો અનુભવ થયેલો હોવાથી, તે બંનેનો અનુરાગ સમજી ગઇ. [1]એટલે તેણે કહ્યું, " હે પુત્રી ! અહીં આવ્યાંને ઘણો સમય થયો. તારા પિતાજી ચિંતા કરતા હશે. માટે હવે જલદી ઘર તરફ પ્રયાણ કરીએ. હવે જો તારે અહીં ઘણું જોવા જેવું બાકી રહી ગયુ હોય તો આ મદનોત્સવ પૂર્ણ થયા પછી ઉદ્યાન નિર્જન હોય ત્યારે ફરી આવી, ભગવાન્ કામદેવ અને ઉદ્યાનની શોભા જોજે." એમ કહી તે ઉદ્યાનમાંથી બહાર નીકળ્યાં. મોહદત્તે વિચાર્યું, " અહો, આને પણ મારા ઉપર સ્નેહ છે. એની ધાવમાતાએ મને સંકેત આપ્યો કે મદનોત્સવ પૂર્ણ થયા પછી ઉદ્યાનમાં એકાંત હોય ત્યારે કામદેવનાં નિરાંતે દર્શન કરવાં. માટે તે દિવસે મારે અવશ્ય આ ઉદ્યાનમાં આવવું." એમ વિચારતો તે પણ બહાર નીકળી ગયો. તે વનદત્તા પણ મહામુશ્કેલીથી પરાધીનતાવાળા શરીરથી ઘરે પહોંચી, હૈયાથી નહિ. ઘેર ગયાં પછી ત્યાં મોટા વિરહાગ્નિની જ્વાળામાં બળી રહેલા દેહવાળી તે કેવી થઈ?-

તે તેનું ધ્યાન ધરવા લાગતી, હસવા લાગતી, શોષાઈ જતી, અંદરથી પીડાતી, રોમાંચિત થતી, રુદન કરતી, દેહ પડતો મૂકતી, 'હું' 'હું' એવા મધુર અક્ષર બોલતી, મદન પિશાચના વળગાડથી તે બાળા ગાંડાની જેમ સ્ખલના પામતી, વળી જતી, ઝૂરતી, ગાયન કરતી અને વળી ગમે તે અર્ધી ગાથા બોલતી.

**તોસલનું આકર્ષણ**

૬ ૧૫૧. આવી અવસ્થામાં તે વનદત્તાએ મહાઅરણ્ય જેવો મદનમહોત્સવનો દિવસ પસાર કર્યો. મહાઉત્કંઠા અને ઉતાવળા સ્વભાવવાળી તે ઉદ્યાન તરફ જવા પ્રવૃત્ત બની અને માર્ગ પર આવી પહોંચી. થોડીવારે તેને રાજમાર્ગમાં આવેલી રાજપુત્ર તોસલે જોઇ. દેશાન્તર થવાથી, તથા રૂપ, લાવણ્ય, યૌવન ફરી જવાથી સુવર્ણદેવા( ધાવમાતા )એ તેને ન ઓળખ્યો. તોસલે પણ આ સુવર્ણદેવાને, દેશાન્તરમાં તેનુ મળવું અસંભવિત ગણાય એમ જાણી ન ઓળખી. માત્ર વનદત્તા ઉપર અતિ દૃઢ અનુરાગ હોવાથી અને તેની ઉપર જ માત્ર નજર હોવાથી તથા મહામદનમોહથી સપડાયેલો હોવાથી કાર્ય કે અકાર્ય, ગમ્ય કે અગમ્ય તે જાણતો નહોતો. વનદત્તાના સંગમ સુખની આશામાં નૃત્ય કરતો તે વિચારવા લાગ્યો, " અહો ! ખરેખર સકલ જગતમાં તે જ પુરુષ જીવે છે અને તે જ સૌભાગ્યવંત છે કે જેને પોતાનાં ઉજ્જવળ મોટાં નયનથી આ બાળાએ જોયો હોય.

૧. વનદત્તા અને મોહદત્ત ( વ્યાઘ્રદત્ત ) એ બંને સુવર્ણદેવાના જ સંતાન છે, પરંતુ એ ત્રણે વર્તમાન સંયોગોમાં એક બીજાનો સંબંધ જાણતાં નથી.

હવે, અમારા જેવા પુરુષે ક્યા ઉપાયથી તેને મેળવવી ? અથવા તો કામશાસ્ત્રમાં કન્યા-સંવરણ (વિવાહ-વિષય) માં કહેલું છે કે રૂપ, યૌવન, વિલાસ, નૃત્ય, જ્ઞાન, વિજ્ઞાન, સૌભાગ્ય, કલા, કલાવિન્યાસ, ધન, તેમ જ સમજાવટથી, ભેદનીતિથી, દાનથી કન્યાઓ મેળવાય છે. અને તેમ જો વશ ન થાય તો પરાક્રમ કરીને પણ પરણવી. પ્રપંચ, બળાત્કારથી વ્યાકુળ કરીને પણ વિવાહ કરવો; કારણ કે પાછળથી કુળમલિનતાના ભયથી તેના બંધુઓ સમર્પણ કરે છે. માટે-

કદાચ તણખા ઝરતું, અગ્નિની જ્વાળાની શ્રેણીથી તેજસ્વી એવું વજ્ર ધારણ કરનાર ઇન્દ્ર મહારાજાને શરણે તે જાય, ત્રિશૂલ ધારણ કરનાર મહાદેવના શરણે તે જાય, સૂર્ય-ચંદ્રના તેજથી રહિત અંધકારવાળા પાતાલમાં તે પેસી જાય તો પણ પુષ્ટ, ઊંચા, અણિ-યાળા સ્તનવાળી તેની સાથે આજે ક્રીડા કરીશ. આજે આ મારું મસ્તક તેના મનોહર બાહુનું ઓશીકું બનાવીને તેના ઉપર રાખીશ. અથવા તો નિર્દય ખડ્ગ પ્રહારથી હણી ધરણી પર ઢાળીશ. જો કોઇપણ પ્રકારે તે એકલી પ્રયાણ કરે તો બહુ સારુ. તો હું એની પાછળ લાગી ખબર ન પડે તેવી રીતે ચાલું." એમ વિચારતો તે માર્ગમાં ચાલવા લાગ્યો. તે વનદત્તા પણ હાથિણી માફક મનોહર ગતિથી ચાલતી અનુક્રમે ઉદ્યાનમાં આવી અને ચંદન તથા એલચીના લતાગૃહમાં વિચરવા લાગી. એ સમયે અનુરાગથી ઘવાયેલ હૃદયવાળાએ લોકાપવાદની પરવા કર્યા વગર, લજ્જાને છોડી, મૃત્યુનો ભય છોડી વિચાર્યું કે આ લાગ ઠીક છે. એમ વિચારી તરવાર ખેંચી તે તેની પાસે દોડયો. મોહમૂઢ ચિત્ત-વાળા તેણે કહ્યું, "જ્યાં સુધી અગ્નિ જેવી ભયંકર ધારવાળી આ તરવાર તારા કંઠ પર પડી નથી ત્યાં સુધી કાં તો મારી સાથે ક્રીડા કર અથવા જીવવા માગતી હોય તો મારું શરણ સ્વીકાર." એનું એવું વર્તન જોઇને હાહારવ કરતી સખીઓ અને સુવર્ણદેવા એકદમ દોડી આવ્યાં અને બૂમ પાડવા લાગ્યાં, "અરે, દોડો, દોડો. ટળવળતી હરિણીને શિકારી મારે તેમ કોઇક મારી પુત્રીને મારી નાખે છે." એ સમયે કેળના મંડળમાંથી વ્યાઘ્રદત્ત એકદમ તરવાર ખેંચી વાઘની જેમ બહાર નીકળ્યો.

**તોસલનું મરણ**

એણે એને કહ્યું, "મૃગલીનાં બચ્ચાંની જેમ ભયભીત બનીને ભાગી ક્યાં જાય છે?" એમ કહી તોસલ રાજપુત્રને બોલાવ્યો. ફરી કહ્યું, અરે પુરુષાધમ ! ભયભીત મૃગબચ્ચાંના નયન જેવી કાયર હૃદયવાળી મહિલા પર પ્રહાર કરનાર હે નિર્લજ્જ ! તારી લજ્જા ક્યાં પ્રવાસ કરવા નીકળી છે ? માટે મારી સન્મુખ આવ." એવું બોલતા વ્યાઘ્રદત્ત પાસે ક્રોધથી લાલ નયનવાળો, સિંહના બચ્ચા જેવો તોસલ રાજપુત્ર પાછો વળ્યો અને બોલ્યો, "સમગ્ર જગતનાં જન્તુનાં જન્મમરણના કાર્યમાં રોકાયેલા મનવાળો યમરાજા અત્યાર સુધી ભૂલી ગયેલો પરંતુ આજે તો તું તેને યાદ આવી ગયો છે." એમ કહી મોહદત્ત પર એણે પ્રહાર કર્યો. મોહદત્તે પણ ઘણા પ્રકારના કરણ, કળા, કૌશલથી તેનો પ્રહાર નિષ્ફળ કર્યો, અને સામો પ્રહાર કર્યો. બરાબર તોસલના ગળા ઉપર જ તરવારનો પ્રહાર થયો અને રુધિર નીકળવા લાગ્યુ. તે કેવું દેખાવા લાગ્યું ?-

તરવારના પ્રહારથી સતત નીકળતો રક્તપ્રવાહ હૃદય તરફ જતો હતો; જાણે પ્રિયાનો અનુરાગ ઊછળતો હોય તેમ રક્ત પ્રવાહપૂર્વક દેખાતો હતો.

૧૫૨. આમ તેને મારી નાંખી વ્યાઘ્રદત્ત વનદત્તા તરફ વળ્યો. વનદત્તાએ પણ તેને પોતાના પ્રાણદાતા તરીકે પ્રિયપણે સ્વીકાર્યો. સ્ત્રીઓને ખરાબ ભાજનવાળું શ્રી પણ મિષ્ટ અને ઔષધરૂપ બને છે. આથી સખીઓને શાંતિ થઇ. સુવર્ણદેવા પણ પ્રસન્ન થઈ. વનદત્તાને આશ્વાસન આપતાં વ્યાઘ્રદત્તે કહ્યું, "હે સુંદરી! હજુ સાથળો કંપે છે? હૃદય ધડકે છે? હજુ પણ શાંતિ ન થઈ? ચાલ, આ પવનથી હાલતી કેળના શીતળ પવનવાળા આળકેળ–ગૃહમાં પ્રવેશ કરી સ્વસ્થ બન." એમ બોલી હાથ પકડીને એણે લઇ ગયો, અને ત્યાં પ્રવેશ કરી, મોહમૂઢ બની આલિંગન કર્યું. પછી જ્યાં રતિક્રીડા કરવા લાગ્યો ત્યાં લાંબો મધુર અવાજ સંભળાયો, "પિતાને મારી નાખી, હે મૂઢ! જનની સમક્ષ સગી બહેન સાથે ક્રીડા કરવા ઇચ્છે છે?" એમ સાંભળી ચારે દિશા તરફ તે નજર કરવા લાગ્યો. વિચાર્યું કે 'અહીં કોઇ દૃષ્ટિગોચર થતું નથી તો આ અસંબદ્ધ વચન કોણે કહ્યું? અથવા તો મહાનિધિ ગ્રહણ કરીએ તો કંઇક ઉત્પાત તો થાય." ફરી પાછો તે ક્રીડા કરવા લાગ્યો. ત્યાં ફરી વળી અવાજ આવ્યો, "અરે, પિતૃહત્યા કરી માતા સામે આ અકાર્ય ન કર. મહામોહ પિશાચથી મૂઢ બનેલો તું સગી બહેન સાથે મોહચેષ્ટા ન કર." આ સાંભળી તેણે વિચાર્યું, "અહો, આ અસંબદ્ધ પ્રલાપ કરનાર કોણ છે? મારા પિતા ક્યાંથી? માતા ક્યાંથી? મેં શું કર્યું? કદાચ બીજા કોઇને માટે કહેવાતું હશે, મારે માટે નહિ," એમ બોલતો ફરી તે ક્રીડા કરવા લાગ્યો ત્યાં ફરી વળી અવાજ આવ્યો, "હે નિર્લજ્જ! એક તો પિતાને મારવાનું અકાર્ય કર્યું. હવે બહેનને ગ્રહણ કરી બીજું અકાર્ય કરવા ઇચ્છે છે?" આ સાંભળી તે શંકા સાથે, કોપ અને કુતૂહલવાળો બની ખડ્ગ લઇને શબ્દાનુસારે તપાસ કરવા લાગ્યો. એટલામાં થોડેક છેટે લાલ અશોકવૃક્ષની નીચે જાણે પ્રતિમા ધારણ કરી રહ્યા હોય તેવા, તપ–તેજથી ઝળહળતા એક મુનિવરને જોયા. જોઇને વિચાર્યું કે આ મુનિવર જ બોલ્યા હશે. આ ઉદ્યાનમાં બીજું કોઈ નથી. આવા પ્રકારના વીતરાગ જેવા દેખાતા મુનિવર જૂઠી વાત કહે નહિ. ખરેખર, મુનિવરો દિવ્યજ્ઞાની અને સત્ય વચન બોલનારા હોય છે." એમ વિચારતો મુનિવર પાસે ગયો. સ્તુતિ તથા અભિવાદન કરી મુનિવરના ચરણયુગલ પાસે થોડેક છેટે બેઠો. એ વખતે સુવર્ણદેવા, વનદત્તા અને સખીવર્ગ ત્યાં આવી પહોંચ્યાં. ચરણમાં નમસ્કાર કરી મુનિવરના ચરણ પાસે બેઠાં. મોહદત્તે કહ્યું, "હે ભગવંત! આપે કહ્યું કે પિતાને મારીને, માતા સમક્ષ બહેન સાથે ક્રીડા ન કર. તો પિતા કોણ? માતા કોણ? અને બહેન કેવી રીતે?"

૧૫૩. મુનિભગવંતે કહ્યું, "હે રાજપુત્ર! સાંભળ. કોસલા નામની નગરી છે. ત્યાં નંદન નામના મોટા શેઠ છે. તેને સુવર્ણદેવા નામની પુત્રી છે, જેનો પતિ લાંબા સમયથી પરદેશ ગયેલો છે. રાજપુત્ર તોસલે તેને જોઈ અને તેનો ઉપભોગ કર્યો. રાજાને ખબર પડી કે તેને ગર્ભ રહ્યો છે. મંત્રી દ્વારા તપાસ કરાવી તો તોસલ રાજપુત્ર ગુનેગાર નીકળ્યો. તોસલને નગર બહાર કાઢ્યો એટલે તે પાટલીપુત્ર નગરે પહોંચ્યો. બીજી બાજુ

ગર્ભવાળી સુવર્ણદેવા વનમાં ગઈ ત્યાં બાળકયુગલને જન્મ આપ્યો. વાઘણ બંને બાળકનું હરણ કરી ગઇ. માર્ગમાં બાળકી ભૂમિ પર પડી ગઇ. રાજદત્તે તેને લઇ લીધી. વનદત્તા એવું નામ પાડયું. પુત્રને સબરસિંહે પોતાના પુત્ર તરીકે મોટો કર્યો. વ્યાઘ્રદત્ત એવું નામ પાડયું." આ પ્રમાણે સુવર્ણદેવા પોતાની પુત્રીને મળી અને તોસલને મારી નાંખવામાં આવ્યો, ત્યાં સુધીની સર્વ હકીકત જણાવી કહ્યું, "હે રાજપુત્ર! આ તારી માતા સુવર્ણ-દેવા છે. અને આ તારી જ સાથે એક જ ઉદરમાથી જન્મેલી વનદત્તા બહેન છે. અને તે તારો પિતા છે. તારી પાસે તોસલ નામથી અંકિત આ મુદ્રા છે અને 'સુવર્ણદેવા' નામની નિશાનીવાળી તે મુદ્રા ઘરે રહેલી છે. તેં સર્વથા તારા પિતાને મારી નાખ્યો. હવે બહેનની અભિલાષા કરે છે, માટે મોહને સર્વથા ધિક્કાર હો." આ સાંભળી સુવર્ણદેવાએ કહ્યું, "હે ભગવંત! આપે જે વાત જણાવી તે બરાબર જ છે." વનદત્તા નીચું મુખ કરી ખૂબ શરમાઈ ગઇ. મોહદત્ત કામભોગથી વૈરાગ્ય પામ્યો. મનુષ્યપણું અશુચિ સરખું માનતો, વૈરાગ્યમાર્ગને પામેલો તે આમ કહેવા લાગ્યો, "આ અજ્ઞાનને ધિક્કાર હો! આ લોકમાં અજ્ઞાનનો પાર પામવો મુશ્કેલ છે. અજ્ઞાન એ જ ભય છે. અજ્ઞાન જ દુઃખ અને ભયનુ મૂળ કારણ છે. હે ભગવંત! હવે મને આપ ફરમાવો કે નિર્ભાગી એવા મારે શું કરવું કે જેથી મેં કરેલાં સમગ્ર પાપની શુદ્ધિ થાય."

૧૫૪. મુનિભગવંતે કહ્યું:—

"ગૃહવાસ છોડી, તેમ જ પુત્ર, સ્ત્રી, મિત્ર, બંધુવર્ગ વગેરે છોડી વૈરાગ્યમાર્ગ અંગીકાર કરી, સાવધાનતા પૂર્વક દીક્ષા અંગીકાર કર. જો કોઇ ચંદન વડે તારા બાહુ ઉપર લેપ કરે અથવા કોઇ તને વાંસથી છોલે, કોઇ તારી સ્તુતિ કરે કે નિંદા કરે તોપણ તે બંને તરફ રાગદ્વેષ ન કરતાં સમભાવવાળો બનજે. જીવો ઉપર દયા કરજે. પણ નિર્દય ન બનતો. સ્વભાવથી સરળ બનજે અને હંમેશાં મુક્તિનુ લક્ષણ રાખજે તપ કરજે કે જેથી સેંકડો ભવોમાં બાંધેલાં કર્મ બળીને ભસ્મીભૂત થાય. સંયમવાળો થજે કે જેથી તને પાપકર્મ ન લાગે. અસત્ય ન બોલતો પરંતુ જીવનો વધ થાય તેવા સત્યનો ત્યાગ કરજે. પાપવર્જન કરીને પવિત્ર બનજે. પશુ, નપુંસક અને સ્ત્રી ન હોય તેવા આવાસમાં વાસ કરજે. વળી દેશ, વેશ અને સ્ત્રી સંબંધી વિકથાનો ત્યાગ કરજે. સ્ત્રીઓ સાથે એક આસન અથવા શયન ઉપર ક્ષણવાર પણ ન બેસતો. તેમ જ સ્ત્રીઓના ઊંચા સ્તન અને મોટા નિતંબ પર દૃષ્ટિ ન કરતો. ભીંતના અંતરે દંપતી મૈથુનક્રીડા કરતાં હોય કે હસતાં હોય ત્યારે તેઓ આમ હસે છે, આમ ક્રીડા કરે છે એવો તારે વિચાર પણ ન કરવો. અતિ સ્નિગ્ધ આહાર તેમજ ગળા સુધી ઠાંસીને ન ખાતો. કામોત્તેજન કરનાર આભૂષણો અને વસ્ત્ર ન પહેરતો. આમ, નવ પ્રકારની બ્રહ્મચર્ય ગુપ્તિથી શોભતો દસ પ્રકારનો યતિધર્મ જો તું કરશે તો તે વડે તું તેવું સ્થાન પ્રાપ્ત કરીશ કે જ્યાં વૃદ્ધાવસ્થા નથી, મૃત્યુ નથી, વ્યાધિ નથી, માનસિક દુઃખ નથી. જ્યાં શાશ્વત કલ્યાણ સુખ છે, એવો મોક્ષ તું જલદીથી પ્રાપ્ત કરશે."

ત્યારે મોહદત્તે કહ્યું, "હે ભગવંત! જો હું યોગ્ય હોઉ તો મને દીક્ષા આપો."

ભગવંતે કહ્યું, "તું યોગ્ય છે, પણ હુ દીક્ષા નહિ આપુ." તેણે કહ્યું, "હે ભગવંત! આ કારણે?" ભગવંતે કહ્યુ, "હું ચારણ શ્રમણ છું. મારાથી ગચ્છનો પરિગ્રહ ન રખાય." તેણે કહ્યુ, "હે ભગવંત! ચારણ શ્રમણ કેવા હોય?" ભગવંતે કહ્યું, "હે ભદ્રમુખ! જે વિદ્યાધરો વૈરાગ્યવાળા બની સાધુધર્મ અંગીકાર કરે તેઓને પૂર્વે વિદ્યા સિદ્ધ થયેલી જ હોય અને તેઓ આકાશગમન કરનારા હોય. હુ શત્રુંજય મહાગિરિ પર સિદ્ધોને વંદન કરવા જાઉં છું. આકાશમાર્ગે જતા કંઇક ઉપયોગ ઉત્પન્ન થયો. એક પુરુષનો ઘાત કરતો તને મેં જોયો. અવધિ–જ્ઞાનથી જોયુ કે તારો અને એનો શો સંબંધ હશે તો પિતા તરીકેનો સંબંધ જાણ્યો. વિચાર્યું કે અરે કેવું કષ્ટ! આ પુરુષ પિતાની હત્યા કરીને માતા સમક્ષ મોહમત્ત મનવાળો બની બહેનને ગ્રહણ કરવા ઇચ્છે છે. એમ વિચારતો હતો તે દરમ્યાન એને તેં મારી નાખ્યો. એટલે થયુ કે આનાથી એક અકાર્ય થઇ ગયુ, પરંતુ હવે બીજુ અકાર્ય કરે તે પહેલા પ્રતિબોધ કરુ. આ ભવ્ય જીવ છે. હવે થોડા કર્મો બાકી રહેલાં છે. આજે બીચારાથી અકાર્ય થઇ ગયુ તેમા બીજો શો ઉપાય? ભવસમુદ્ર તરી ગયેલા, ચરમ શરીરવાળા તીર્થંકરો પણ મૂંઝાયેલા મનવાળા, કર્મ વડે પરાધીન બની ગૃહસ્થ ધર્મમા રહે છે." એમ વિચારી નીચે ઊતર્યો અને તને મેં પ્રતિબોધ કર્યો.

મોહદત્તે કહ્યું, "હે ભગવંત! તો મારે દીક્ષા કેવી રીતે પ્રાપ્ત કરવી?" ભગવતે કહ્યુ, "તુ કોસંબી નગરી જા. ત્યાં પુરંદરદત્ત રાજાના ઉદ્યાનમાં જમણી બાજુ ચૈત્ર સુદ સાતમીએ ધર્મનંદન નામના આચાર્ય બિરાજેલા જોઇશ. તે પોતે આ હકીકત જાણી તને દીક્ષા આપશે." એમ બોલી વિદ્યાધરમુનિ કુવલયપત્ર જેવા શ્યામ આકાશમાર્ગે ઊડી ગયા. ત્યાર બાદ, હે પુરંદરદત્ત રાજા! આ પુરુષ તે મુનિનુ વચન સાંભળી, ઘરવાસ ત્યાગ કરી મને શોધતો અહીં આવ્યો છે.

આ સર્વ વૃત્તાન્ત સાંભળી મોહદત્તે કહ્યું, "ભગવંત! બરાબર એમ જ છે. તણખલા જેટલુ અસત્ય પણ આ હકીકતમા નથી. માટે હવે કૃપા કરી મને દીક્ષા આપો." ભગવંતે પણ તેનો મોહ ઉપશાંત થયેલો જાણી વ્યાઘ્રદત્તને દીક્ષા આપી.



# પ્રકરણ દશમું

## રાજાની રાત્રિચર્યા

૧૫૫. પછી ધર્મનંદન ગુરુ મહારાજે કહ્યું, "હે વાસવ મહામંત્રી ! તેં જે આગળ પૂછ્યું હતું કે આ ચાર ગતિસ્વરૂપ સંસારનું પ્રથમ નિર્વેદકારણ કયું ? તો તેમાં ક્રોધ, માન, માયા, લોભ અને મોહ રૂપી આ પાંચ મહામલ્લો આ જીવને પરાધીન કરી દુર્ગતિને માર્ગે લઈ જાય છે. માટે આ કષાયોના ઉદય રોકવા અને ઉદયમાં આવેલાંને નિષ્ફળ કરવાં. હવે તે કેવી રીતે ?–

**ક્રોધજય**

જો કોઈ અજ્ઞાની આત્મા આક્રોશ કરે તો તેમાં લાભ છે એમ માનવું, કારણ કે મહામોહથી મૂઢ મનવાળો તે મને મારતો નથી એટલો તે ભલો છે. કદાચ મારે તો પણ મુનિએ તેને લાભ જ માનવો, કારણ કે એ દયા વગરનો મને કશાથી પ્રહાર તો નથી કરતો. કદાચ તે અજ્ઞાની બાળક જેવો કશાથી પ્રહાર કરે તોપણ લાભ જ માનવો, કારણ કે એ અવિવેકી મારો પ્રાણવિયોગ તો નથી કરતો. કદાચ પ્રાણવિયોગ કરે તો પણ લાભ જ માનવો, કારણ કે તે ભલે મારા દ્રવ્યપ્રાણનો વિયોગ કરે, પણ ભાવપ્રાણ રૂપી મહાવ્રતોનો તો નાશ કરતો નથી ને ? આમ ડાહ્યા પુરુષે પૂર્વાપર લાભ ચિંતવવા અને પ્રભુઆજ્ઞાથી ક્રોધ એ ભયંકર ફળ આપનાર છે એમ વિચારવું.

**માનજય**

એવી રીતે માન પણ ન કરવું અને સંસારમાં એવી ભાવના ભાવવી કે પહેલાં આ રિદ્ધિવાળો હતો ત્યારે હું લાંબા કાળ સુધી દુઃખી અને દરિદ્ર હતો. આ ચતુર હતો ત્યારે હું લોકમાં અજ્ઞાની હતો. આ જ્યારે સ્વરૂપવાન હતો ત્યારે હું દેખાવ વગરનો હતો. આ જ્યારે ઉત્તમ કુળમાં હતો ત્યારે હું ચંડાળકુળમાં હતો. આ જ્યારે બળવાન હતો ત્યારે હું નિર્બળ હતો. આ જ્યારે તપસ્વી હતો ત્યારે હું દીર્ઘ સંસારમાં ક્યાંક હોઈશ. આ ઘણું મેળવતો હતો ત્યારે હું બીજાથી ઠગાતો હતો.

સંસારમાં મનોહર કુંડળ, પુષ્પની માળા અને રત્નથી શોભાયમાન દેવ થયા પછી તે જ દેવ વળી અશુચિમાં કીડા રૂપે ઉત્પન્ન થાય છે. ભવ પરંપરામાં કર્મયોગે લાંબો કાળ કીડો થઈને તે જ વળી સ્વર્ગમાં વજ્ર ધારણ કરનાર ઇન્દ્ર પણ બને છે. સંસારમાં એવો કોઈ જીવ નથી કે જે દુઃખ નથી પામ્યો. પોતે કરેલાં કર્મોને યોગે દુઃખ ન પામ્યો

ભગવંતે કહ્યું, "તું યોગ્ય છે, પણ હું દીક્ષા નહિ આપુ." તેણે કહ્યું, "હે ભગવંત! શા કારણે?" ભગવંતે કહ્યું, "હું ચારણ શ્રમણ છું. મારાથી ગચ્છનો પરિગ્રહ ન રખાય." તેણે કહ્યું, "હે ભગવંત! ચારણ શ્રમણ કેવા હોય?" ભગવંતે કહ્યું, "હે ભદ્રમુખ! જે વિદ્યાધરો વૈરાગ્યવાળા બની સાધુધર્મ અંગીકાર કરે તેઓને પૂર્વે વિદ્યા સિદ્ધ થયેલી જ હોય અને તેઓ આકાશગમન કરનારા હોય. હું શત્રુંજય મહાગિરિ પર સિદ્ધોને વંદન કરવા જાઉં છું. આકાશમાર્ગે જતાં કંઇક ઉપયોગ ઉત્પન્ન થયો. એક પુરુષનો ઘાત કરતો તને મેં જોયો. અવધિ-જ્ઞાનથી જોયુ કે તારો અને એનો શો સંબંધ હશે તો પિતા તરીકેનો સંબંધ જાણ્યો. વિચાર્યું કે અરે કેવું કષ્ટ! આ પુરુષ પિતાની હત્યા કરીને માતા સમક્ષ મોહમત્ત મનવાળો બની બહેનને ગ્રહણ કરવા ઇચ્છે છે. એમ વિચારતો હતો તે દરમ્યાન એને તેં મારી નાખ્યો. એટલે થયુ કે આનાથી એક અકાર્ય થઇ ગયુ, પરંતુ હવે બીજુ અકાર્ય કરે તે પહેલાં પ્રતિબોધ કરું. આ ભવ્ય જીવ છે. હવે થોડા કર્મો બાકી રહેલાં છે. આજે બીચારાથી અકાર્ય થઇ ગયુ તેમાં બીજો શો ઉપાય? ભવસમુદ્ર તરી ગયેલા, ચરમ શરીરવાળા તીર્થંકરો પણ મૂંઝાયેલા મનવાળા, કર્મ વડે પરાધીન બની ગૃહસ્થ ધર્મમાં રહે છે." એમ વિચારી નીચે ઉતર્યો અને તને મેં પ્રતિબોધ કર્યો.

મોહદત્તે કહ્યું, "હે ભગવંત! તો મારે દીક્ષા કેવી રીતે પ્રાપ્ત કરવી?" ભગવંતે કહ્યું, "તું કોસંબી નગરી જા. ત્યાં પુરંદરદત્ત રાજાના ઉદ્યાનમાં જમણી બાજુ ચૈત્ર સુદ સાતમીએ ધર્મનંદન નામના આચાર્ય બિરાજેલા જોઇશ. તે પોતે આ હકીકત જાણી તને દીક્ષા આપશે." એમ બોલી વિદ્યાધરમુનિ કુવલયપત્ર જેવા શ્યામ આકાશમાર્ગે ઊડી ગયા. ત્યાર બાદ, હે પુરંદરદત્ત રાજા! આ પુરુષ તે મુનિનું વચન સાંભળી, ઘરવાસ ત્યાગ કરી મને શોધતો અહીં આવ્યો છે.

આ સર્વ વૃત્તાન્ત સાંભળી મોહદત્તે કહ્યું, "ભગવંત! બરાબર એમ જ છે. તણખલા જેટલું અસત્ય પણ આ હકીકતમાં નથી. માટે હવે કૃપા કરી મને દીક્ષા આપો." ભગવંતે પણ તેનો મોહ ઉપશાંત થયેલો જાણી વ્યાઘ્રદત્તને દીક્ષા આપી.



# પ્રકરણ દશમું

## રાજાની રાત્રિચર્યા

૧૫૫. પછી ધર્મનંદન ગુરુ મહારાજે કહ્યું, "હે વાસવ મહામંત્રી ! તેં જે આગળ પૂછ્યું હતું કે આ ચાર ગતિસ્વરૂપ સંસારનુ પ્રથમ નિર્વેદકારણુ કયુ ? તો તેમાં ક્રોધ, માન, માયા, લોભ અને મોહ રૂપી આ પાંચ મહામલ્લો આ જીવને પરાધીન કરી દુર્ગતિને માર્ગે લઇ જાય છે. માટે આ કષાયોના ઉદય રોકવા અને ઉદયમાં આવેલાંને નિષ્ફળ કરવાં. હવે તે કેવી રીતે ?–

**ક્રોધજય**

જો કોઈ અજ્ઞાની આત્મા આક્રોશ કરે તો તેમાં લાભ છે એમ માનવું, કારણુ કે મહામોહથી મૂઢ મનવાળો તે મને મારતો નથી એટલો તે ભલો છે. કદાચ મારે તો પણુ મુનિએ તેને લાભ જ માનવો, કારણુ કે એ દયા વગરનો મને કશાથી પ્રહાર તો નથી કરતો. કદાચ તે અજ્ઞાની બાળક જેવો કશાથી પ્રહાર કરે તોપણુ લાભ જ માનવો, કારણુ કે એ અવિવેકી મારો પ્રાણુવિયોગ તો નથી કરતો. કદાચ પ્રાણુવિયોગ કરે તો પણુ લાભ જ માનવો, કારણુ કે તે ભલે મારા દ્રવ્યપ્રાણુનો વિયોગ કરે, પણુ ભાવપ્રાણુ રૂપી મહાવ્રતોનો તો નાશ કરતો નથી ને ? આમ ડાહ્યા પુરુષે પૂર્વાપર લાભ ચિંતવવા અને પ્રભુઆજ્ઞાથી ક્રોધ એ ભયંકર ફળ આપનાર છે એમ વિચારવુ.

**માનજય**

એવી રીતે માન પણુ ન કરવું અને સંસારમાં એવી ભાવના ભાવવી કે પહેલાં આ રિદ્ધિવાળો હતો ત્યારે હું લાંબા કાળ સુધી દુઃખી અને દરિદ્ર હતો. આ ચતુર હતો ત્યારે હું લોકમાં અજ્ઞાની હતો. આ જ્યારે સ્વરૂપવાન હતો ત્યારે હું દેખાવ વગરનો હતો. આ જ્યારે ઉત્તમ કુળમાં હતો ત્યારે હું ચંડાળકુળમાં હતો. આ જ્યારે બળવાન હતો ત્યારે હું નિર્બળ હતો. આ જ્યારે તપસ્વી હતો ત્યારે હું દીર્ઘ સંસારમાં ક્યાંક હોઈશ. આ ઘણું મેળવતો હતો ત્યારે હું બીજાથી ઠગાતો હતો.

સંસારમાં મનોહર કુંડળ, પુષ્પની માળા અને રત્નથી શોભાયમાન દેવ થયા પછી તે જ દેવ વળી અશુચિમાં કીડા રૂપે ઉત્પન્ન થાય છે. ભવ પરંપરામાં કર્મયોગે લાંબો કાળ કીડો થઈને તે જ વળી સ્વર્ગમા વજ્ર ધારણુ કરનાર ઇન્દ્ર પણુ બને છે. સંસારમાં એવો કોઈ જીવ નથી કે જે દુઃખ નથી પામ્યો. પોતે કરેલાં કર્મોને યોગે દુઃખ ન પામ્યો

હોય તેવો કોઇ નથી. આ પ્રકારના અસાર, અસ્થિર ગુણસંયોગ જાણીને તારામાં તે એવા કયા વધારે ચડિયાતા ગુણો છે કે જેથી તું અભિમાન ધારણ કરે છે?

માયાજય

પંડિત પુરુષોએ નિંદેલી એવી માયા કરીને પોતાના જેવા બીજા આત્માને શા માટે પાપમાં મૂઢ બની ઠગવો જોઇએ? જેમ પોતાને કોઈ ઠગે તો ભયંકર દુઃખ થાય તેમ બીજા માટે પણ તારે વિચારવું જોઇએ અને ઠગવું તે પાપ છે એમ સમજવું જોઇએ. કદાચ તું ન ઠગે, પણ કપટ કરવાના સ્વભાવવાળો હોય તોપણ સર્પથી જેમ દરેકને બીક લાગે તેમ તારાથી પણ લોકો ભય પામે. માટે સર્વને દુઃખ કરનારી માયા તું ન કરતો આ પ્રમાણે માયાના દોષનો ખ્યાલ કરી સરળ ભાવની ભાવના કરવી.

લોભજય

એવી રીતે હૃદયમાં વિચારણા કરી લોભનો પણ ત્યાગ કરવો જોઇએ. પહેલાં મારી પાસે જુદા જુદા પ્રકારનું મોટા પ્રમાણમાં દ્રવ્ય હતું. વૈડુર્યરત્ન, પદ્મરાગરત્ન, કર્કેતન, મરકતમણિ મારી પાસે ઘણાં હતાં. પરંતુ અવશપણે મારે તે ત્યાગ કરવાં પડ્યાં. જો ફરી ધર્મ કરીશ તો તે રત્નો તને સ્વાધીન થશે. અને જો પાપમાં આનંદ પામીશ તો આ રત્નો તારા ભાગ્યમાં નથી. ચક્રવર્તિ નવનિધિવાળું સમગ્ર રાજ્ય ભોગવે છે તે દેખી તારું પાપચિત્ત કેમ દુભાય છે? તું પણ ધર્મ કર કે જેથી તેના જેવી રિદ્ધિ તને પણ મળે. પણ જો તું પારકાના વૈભવથી ઝંખવાણો પડી જશે તો તને રાત્રે નિદ્રા પણ નહિ આવે. મને વૈભવ પ્રાપ્ત થશે એવી આળપંપાળ ન કર. પૂર્વે કરેલાં કર્મનો નાશ થતો નથી અને પુણ્ય ન કર્યાં હોય તેને સંપત્તિ નથી. હવે તું એમ વિચારે કે ભોજન, વસ્ત્ર વગેરે કેવી રીતે મળે છે? તો તેમાં પણ પૂર્વે કરેલાં કર્મ અનુસાર સમગ્ર લોકને ફળ મળે છે. સ્રીવર્ગમાં પણ આવી કહેવત પ્રગટપણે સંભળાય છે કે 'જેણે કેડ આપી તે મને વસ્ત્ર પણ આપશે.' જેણે હંસોને શ્વેત કર્યા છે તેણે જ ચીતરેલાં સુંદર પીછાં બનાવ્યાં છે. તે જ મને ભોજન આપશે. અન્ન ખાનાર ઘાસ ચરવા જવાનો નથી. માટે નકામી વિચારણા કરી લોભ ન કર. જિનવચન અને સંતોષથી લોભને હણી નાખ.

મોહજય

મોહના પ્રતિપક્ષ માટે સુવિહિતોએ આમ વિચારવું જોઇએ કે અશુચિ અને મલમૂત્રની ક્યારી સરખી નારીમાં કોણ આનંદ પામે? અશુચિ, દુર્ગંધથી બીભત્સ અને ઘણા લોકોથી ત્યાગ કરાયેલી સ્રી સાથે જે સંગ કરે તે મૂર્ખ છે. હવે એને બીજે ક્યાં વૈરાગ્ય આવશે? જે જે ગુપ્ત સ્થાનો સ્રી દેહમાં છે તેને સુજ્ઞ લોકો અસુંદર ગણે છે, પરંતુ મૂઢને તે જ રમ્ય લાગે છે. ખરેખર, તેને ઝેર પણ મધુર લાગે છે. જે વારંવાર શ્વાસ શરૂ કરે, કંપે, નયન મીંચી દે, સહન ન થાય તેમ કરે, મરવાનાં બધાં ચિહ્નો બતાવે તોપણ મૂઢાત્માઓ તેનાથી વૈરાગ્ય પામતા નથી અને એને રમણીય માને છે. લોકોમાં લજ્જાસ્પદ તેમ જ ડાહ્યા પુરુષોએ નિંદેલી અને અશુચિ હોવા છતાં શૂરવીર

પુરુષો જે ક્રીડા કરે છે તે પાપાસક્તિથી સમજવી. જો સમુદ્રને બિન્દુઓની ગણતરીથી માપી શકાય તો જ કામરાગથી જગતમાં જીવોને તૃપ્તિ થાય, એમાં સંદેહ નથી. કાષ્ઠઇન્ધનો અને ઘાસથી અગ્નિને તૃપ્તિ થાય તો જ કામથી જીવોને તૃપ્તિ થાય એ નિઃસંદેહ વાત છે. ઊંચા, પુષ્ટ, કઠણ સ્તનભારથી નમી ગયેલા શરીરના મધ્યભાગવાળી દેવાંગના સાથે હું દેવલોકમાં ઘણું રમ્યો, છતાં સંતોષ ન થયો. મનુષ્યયોનિમાં પણ ઉત્તમ અને મધ્યમ સ્ત્રીઓ સાથે અનેક વખત રમ્યો છતાં આ રાંક જીવને સંતોષ નથી. આ પ્રમાણે હે જીવ ! આ અશુચિ સંબંધવાળા મોહને છોડ અને સુખપરંપરાના કારણભૂત જિનેશ્વર ભગવંતની આજ્ઞાનો વિચાર કર. અહીં ક્રોધ, માન, માયા, લોભ અને મોહ સેંકડો દુઃખના આવાસ રૂપ છે. તે માટે પ્રભુની આજ્ઞા છે કે સર્વથા તે સર્વનો ત્યાગ કરવો."

☆ ૧૫૬. આ સમયે ગુરુની ધર્મદેશના સાંભળી સૂર્ય પણ પશ્ચાત્તાપવાળો બની તાપ સંકેલવા લાગ્યો. સૂર્યના રથના અશ્વો અસ્તાચલ ગિરિશિખરના સંગમોત્સુક થયા ત્યારે (અર્થાત્ સંધ્યાસમય વર્તવા લાગ્યો ત્યારે) ભગવંતનાં ચરણમાં વંદન કરીને પુરંદરદત્ત રાજા અને વાસવ મહામંત્રીએ કોસાંબી નગરીમાં પ્રવેશ કર્યો. બીજા લોકો પણ જ્યાંથી આવ્યા હતા ત્યા ચાલ્યા ગયા. સાધુ ભગવંતો પણ પોતપોતાનાં કર્મ, ધર્મ. ક્રિયાકલાપમાં જોડાઈ ગયા. ત્યારે–

**સંધ્યાવર્ણન**

બાળક જળાશયમાં તરવા ફૂદકો મારે ત્યારે હાથ નીચા કરેલા હોય, મુખ નીચે હોય અને પગ ઊંચે ગયેલા હોય તથા મસ્તક ઊછળતું હોય તેવી રીતે સૂર્ય અસ્તગિરિ પર ફરવા લાગ્યો. [1]પોતાનાં કિરણ રૂપી દોરડાથી બાંધેલો સૂર્ય રૂપી ઘડો સંધ્યા રૂપી પત્ની વડે આકાશમાંથી સમુદ્ર રૂપી કૂવામાં ઉતારાયો. જેનો પ્રતાપ ઓછો થઇ ગયો છે, આંખમાં પડલ આવવાથી તેજ ઘટી ગયુ છે અને હાથ સંકોચાઇ ગયા છે એવા વૃદ્ધની જેમ સૂર્ય થયો હતો. જન્મેલાનું નક્કી મૃત્યુ હોય છે અને રિદ્ધિ પણ આપત્તિ રૂપ નક્કી થાય છે એ પ્રમાણે કહેતો હોય તેમ સૂર્ય અસ્તગિરિના શિખરથી નીચે પડયો. અત્યંત આકરા કર નાખીને અનુક્રમે સમગ્ર ભુવનને ખલ રાજા ત્રાસ પમાડી પછી એકદમ વિનાશ પામે તેમ સૂર્ય અસ્ત પામ્યો. સૂર્ય રૂપી નૃપતિ અસ્ત પામવાથી કમળ રૂપી મુગ્ધ રાણીઓ અશ્રુજળથી મલિન નીચું મુખ કરીને જાણે રુદન કરતી હતી અને રુદન કરતી માતાઓને દેખી બાળકો જેમ લાંબા સમય સુધી રુદનનું અનુકરણ કરે તેમ રુદન કરતાં કમળોને દેખી મુગ્ધ ભ્રમરો પણ ગુંજારવ દ્વારા રુદનનું અનુકરણ કરતા હતા. સૂર્ય રૂપી મિત્રના વિયોગમાં હંસોએ કરેલા શબ્દ રૂપી રુદનને લીધે કમળના હૃદય માફક ચક્રવાકનું યુગલ વિખૂટું પડયુ. જેમ પતિ પાછળ લાલ કસુંબો પહેરી કુલબાલિકા સતી થાય છે તેમ સૂર્ય રૂપી નરેન્દ્રનો અસ્ત થયેલો જાણી કુસુમ સરખું લાલ આકાશ ધારણ કરનારી સંધ્યા સૂર્ય પાછળ સમુદ્રમાં મૃત્યુ પામી. વળી, ખલ–ભોગી અને પત્નીનાં પિયરનાં

૧. સૂર્યાસ્તનું વર્ણન કરતાં કવિએ અહીં પ્રયોજેલી ઉપમાઓમાં શ્લેષથી એવી રચના કરી છે કે એનો એક અર્થ ઉપમેયને લાગુ પડે અને બીજો અર્થ ઉપમાનને લાગુ પડે.

માણસો યાચના કરે તે સમયે તેમનાં મુખ થોડાં ઝાંખાં પડે તેમ થોડા અંધકારસમૂહ વડે દિશાપત્નીઓનાં મુખ શ્યામ બની ગયાં. મિત્રવિયોગ રૂપી અગ્નિમાં બળતાં હૃદયોવાળાં પક્ષીઓ વ્યાકુળ બની વિલાપ કરવા લાગ્યાં અને ઇર્ષ્યાળુ રાજાની રાણીઓની જેમ દૂર નજર કરતી દૃષ્ટિઓ રોકાઇ ગઇ. વળી, ત્રિભુવનનો ગૃહસ્વામી કાળધર્મ પામે તેવી રીતે સૂર્ય અસ્ત થતાં સંધ્યા સમયે લોકોના શોરબકોરના ઉદ્દામ અવાજ રૂપી રુદન જાણે દિશાપત્નીઓ કરતી હતી.

**સંધ્યાસમયના વિવિધ અવાજો**

* ૧૫૭. તે સમયે ભુવનતલમાં કયો વૃત્તાન્ત પ્રવર્તી રહ્યો હતો ? જંગલમાંથી ગોધન ચરીને પાછું ઘર તરફ આવી રહ્યું હતું. ચોરનાં ટોળાં બહાર નીકળ્યાં હતાં. મુસાફરોના સમુદાય મુકામ નાખતા હતા; વ્યભિચારીઓ, વેશ્યા-વારાંગનાઓ ઉત્કંઠિત થયાં હતાં; મુનિવરો સંધ્યોપાસનાનાં કાર્યમાં રોકાઇ ગયા હતા; ચક્રવાકી વિરહદુઃખ અનુભવતી હતી; સ્ત્રીપુરુષોનાં હૃદય ઉચ્છવાસ લઇ રહ્યાં હતાં; બ્રાહ્મણોનાં ગૃહોમાં ગાયત્રીનો જાપ ચાલી રહ્યો હતો; કાકાકૌઆ મૌન બની ગયા હતા; ઘૂવડ ફરવા માંડ્યાં હતાં; પિંગલક પક્ષીઓ ચિલિચિલિ શબ્દ કરતાં હતાં; પક્ષીઓ કૂજન કરતાં હતાં; શ્વાપદો જંગલમાં વિચરવા લાગ્યાં હતાં; વેતાલો કિલકિલાટ કરવા લાગ્યા હતા; ડાકિણીઓ નાચવા લાગી હતી, ભૂતો ફરવા લાગ્યાં હતાં, શિયાળો રડવા લાગ્યાં હતાં. વળી, વૃક્ષોની અંદર પક્ષીઓ નિદ્રાધીન બન્યાં હતાં. અને બાળક જેમ માતાની સોડમાં સૂઇ જાય તેમ વનરાજિ સૂઇ ગઇ હતી.

આવા સંધ્યાસમયે કેવા કેવા શબ્દો કઇ કઇ જગ્યાએ સંભળાવા લાગ્યા ? મંત્રજાપ કરવાના મંડપોની અંદર હવનમાં ઘી, તલ, અને સમિધની આહુતિના તડતડ શબ્દો, બ્રાહ્મણોની પાઠશાળામાં ગંભીર વેદપઠનના શબ્દો, રુદ્રમંદિરમાં મનહર, ચિત્તાકર્ષક ગીતનાદો, ધાર્મિક મઠોમાં ગળું ફાટી જાય તેવા શબ્દો, કાપાલિકોના ઘરમા ઘંટા-ડમરૂકના શબ્દો, ચૌટા વચ્ચે આવેલા શિવમંદિરમાં વાજિત્ર અને પોકારના શબ્દો, મકાનોમાં ભગવદ્ગીતાનાં પારાયણ અને ધૂનના શબ્દો, જિનમંદિરોમાં સદ્ભૂત યથાર્થ ગુણની રચનાવાળાં સ્તુતિસ્તોત્રના શબ્દો, બુદ્ધમંદિરમાં એકાંત કરુણ રસવાળાં અર્થગર્ભિત વચનો, નગરગૃહોમાં વગાડેલા મોટા ઘંટનાદો, કાર્તિકસ્વામીના મંદિરમાં મોર, કૂકડા અને ચકલાના શબ્દો અને ઊંચાં દેવમંદિરોમાં મનોહર કામિનીઓનાં ગીતોના તેમ જ મૃદંગના મધુર સ્વરો સંભળાય છે. વળી–

કોઇ જગ્યાએ ગીતનો અવાજ, કોઈ જગ્યાએ તબલાંનો અવાજ તથા કોઇ જગ્યાએ એક સાથે બોલતાં ભજનઆરતીનો અવાજ રાત્રિ શરૂ થતી હતી તે સમયે સંભળાતો હતો.

વળી, કામિનીગૃહોમાં કેવા શબ્દો સંભળાતા હતા ? 'અરે પલ્લવિકા ! શયનગૃહ બરાબર તૈયાર કર, ચિત્રામણવાળી ભિત્તિઓ ઝાપટી નાખ, મદિરામા કપૂર નાખ, પુષ્પમાળાનુ ગૃહ તૈયાર કર, ભૂમિ ઉપર પત્રવેલની ભાત અને રંગોળીની રચના કરો,

પુષ્પોની પથારી બનાવ, ધૂપઘટિકાઓ સળગાવો, મધુર શબ્દ બોલનારાં પાળેલાં પક્ષીઓનો સંયોગ કરો, નાગરવેલનાં પાનનાં બીડાં તૈયાર કરો, કપૂર, એલચી વગેરેની પેટી મૂકો, કર્કોલક (સુગંધી ફળ) ની ગોળીઓ નાખો, ગવાક્ષમાં શય્યા તૈયાર કરો, શિંગોડાં આપો, ગળાનું આભૂષણ મૂકજો, ચાકળો નાખજો, દીપકો પ્રગટાવજો, મદિરા અંદર લાવજો, વાળ સરખા કરી વધારે વખત સુધી સ્નાનભાજનમાં સ્નાન કરજો, મદિરાની પ્યાલી પાછી માગી લો, દારૂ ભરેલા પ્યાલા હાથમાં આપ અને શયન પાસે જુદા જુદા મેવા, મિઠાઈ અને પીણાં ગોઠવજો.' વળી—

આમ, એક એક શ્રેષ્ઠ કામિનીઓના વિશાળ વાસગૃહમાં પતિસંગમ માટે કરવાનાં ગૌરવકાર્યો સંપૂર્ણ થતાં નથી.

કામિનીઓની ચેષ્ટાઓ

* ૧૫૮. એ સમયે નગરની સ્ત્રીઓનાં કેવાં કેવાં કાર્યો ચાલી રહ્યાં હતાં? જેમ કે—

"હે સખી! મારા પતિ હમણાં ઘેર આવશે માટે મને શણગારવા લાગ, અથવા રહેવા દે, મારે અંગભાર વધારવો નથી." "અરે પ્રિય સખી! જલ્દી મારા તિલકમાં ભાલની રચના કર" એમ અવળા શબ્દો બોલતી કોઈક બીજી સખીઓ વડે હાસ્ય પામે છે. કોઈક તુરતમાં મળનાર પતિસંગમસુખની ઉત્સુકતામાં હાંફળીફાંફળી બનીને દોડાદોડી કરી રહી છે, તો વળી બીજી કોઈક કંદોરો ગળામાં અને હાર કેડે પહેરે છે. 'મારા જીવનસ્વામીનો સમાગમ થશે.' એવા પ્રકારના મદનરસાસ્વાદમાં શૂન્ય હૃદયવાળી બનેલી કોઈક બીજીએ કપાળને બદલે જોવાના અરીસા ઉપર સુગંધી અને કેસરાદિના મિશ્રણનું તિલક કર્યું. વળી બીજી કોઈક દૂતીની લજ્જાથી 'મારા પ્રિયને બોલાવી લાવ' એમ કહી શકતી નથી, પરંતુ પ્રિયવચનગર્ભિત નયનપ્રદાન દ્વારા પોતાની ઈચ્છા પ્રગટ કરે છે. વળી કોઈક બીજીએ પ્રિયને સંદેશો કહેવા મોકલેલી દૂતી તે માર્ગે ન જતાં એકદમ પોતાના ઘરમાં પેસી જાય છે. કોઈક પોતાના પતિ આ માર્ગે જ આવશે એમ ધારી અંધકારમાં તેની જ વિચારણામાં યોગીની જેમ ધ્યાન ધરી રહે છે. વળી કોઈક બીજી કહે છે, જો તું કહેતી હોય તો આજે એક દિવસ હું જાઉં' એમ રોજ કહીને પ્રિયનો મેળાપ કરે છે. 'આજે પહેલાં પ્રિયના વાસસ્થાનમાં જ જવું છે.' એમ વિચારતી કોઈક મોટા ભય, સંતોષ, વિષાદવાળી બની જાય છે. 'શેરી તો અંધકારના પડદાવાળી છે' એવો જો કદાચ હૃદયમાં સંભ્રમ થઈ ગયો તો કોઈકનો પ્રિયસમાગમનો આનંદ ચાલ્યો જાય છે. 'અનુરાગ એ ઢાલ છે. અને તેના ગુણો એ નિર્મલ ખડ્ગ છે' એમ બોલીને બીજી એકે પ્રિયાના વાસગૃહ તરફ પ્રયાણ કર્યું. 'એ યુવાન પ્રૌઢ મહિલાઓનું વર્ણન કરે છે અને બહુ ભણેલો છે. પણ આજે તો તેને પણ જુદો પડાવું' એમ બોલતી એક નારી જવા લાગે છે. 'કુમારના કંઠમાં રહેલી જે માળાનું સ્ત્રીઓ વર્ણન કરતી હતી તે માળા મારા કંઠમાં જુઓ' એમ બોલતી બીજી સ્ત્રી ગઈ. વળી બીજી કોઈ સ્ત્રી કાળું વસ્ત્ર પહેરીને શેરીના મધ્યભાગમાંથી દીવાના પ્રકાશમાં અપરાધ કરીને જલ્દી દોડી જતી

સર્પિણીની જેમ પાછી ફરે છે. કોઈક બીજી ભયપૂર્ણ અંગવાળી પોતાનાં નીલકમળ જેવા નયનકટાક્ષથી માર્ગની દેવીઓની પૂજા કરતી જાય છે. બીજી એકને સખીવર્ગે કહ્યું કે 'શણગાર સજી પતિના વાસગૃહમાં જા' એટલે તે સૌભાગ્યગર્વિત થઈ પતિ પાસે ગઈ. પતિ પાસે જતી કોઈકે માર્ગમાં જ પોતાના પ્રિયતમને જોયા એટલે 'મને મારા પ્રિય મળી ગયા' એમ ગર્વ વહન કરતી તે પાછી વળી. તો વળી બીજી કોઈક પોતાના પ્રિયને કોઈક અન્ય પ્રિયા સાથે ગાઢ ઊંઘતા જોઈને આંસુ વડે ધોવાઈ ગયેલા કાજળવાળી એવી રાંકડી પાછે ડગલે ચાલી ગઈ. વળી બીજી કોઈક જેને પ્રિયના નામનો સંકેત મળેલો છે તે વાસગૃહ તૈયાર રાખી રાહ જુએ છે, પણ બીજીએ વચ્ચેથી જ વંશની ઘણી ઘણી ઓળખાણ આપી હરણ કરી લીધો. આમ, સંધ્યાસ્ત સમયે મદનના બાણના પ્રહારથી ઘવાયેલી અને નિર્બળ બનેલી યુવતીઓ મોટી સંખ્યામાં સંચરી રહી હતી.

## રાજાની વેશભૂષા

* ૧૫૯. તેટલામાં રાત્રિનો પ્રથમ પહોર પૂર્ણ થયો ત્યારે—

મદનમહાયુદ્ધની વેળાનો પ્રહર સમય જણાવતો હોય તેમ શ્રેષ્ઠ કામિનીઓના શૃંગાર-વિલાસના સ્વરથી મિશ્રિત શંખશબ્દ ઊછળ્યો.

એ સમયે 'આવતી કાલે ફરી મળીશું' એમ કહી વિવિધ રાજાઓની સમૂહમંડળીની સભા બરખાસ્ત કરી પુરંદરદત્ત રાજા ઊભો થયો. બધા રાજાઓને રજા આપી તે મહેલમાં અંદર ગયો. અંતઃપુરના વર્ગની ખબર પૂછી, સન્માન કરવા યોગ્યનુ સન્માન કરી, મળવા યોગ્યને મળીને, કરવાં યોગ્ય કાર્યો પતાવીને તે વાસગૃહમાં ગયો. ત્યાં ગયેલા રાજાના ચિત્તમાં વિકલ્પ ઉત્પન્ન થયો. "અહો, આટલી મારી સંપત્તિ હોવા છતાં તે ક્ષણભંગુર છે. ભગવાન ધર્મનંદનગુરુનાં ચરણકમળમાં આજે મેં ઘણું સાંભળ્યુ. અહો, ગુરુએ વૈરાગ્ય ઉત્પન્ન કર્યો, સંસાર અસાર છે અને ભોગો રસ વગરના છે એ બરાબર સમજાવ્યુ તથા સ્ત્રીપ્રસંગને પણ નિંદ્યો. તો હવે જોઉં કે મદનમહોત્સવમાં આવા પ્રદોષ સમયે સાધુઓ શું કરે છે? જેવું બોલનારા છે તેવું કરનારા છે કે અન્યથા કરનારા છે!" એમ વિચારી રાજા પુરંદરદત્તે રાત્રિચર્યા જોવા માટે જુદા પ્રકારનો રાત્રિવેષ ધારણ કર્યો.

અરધું વસ્ત્ર ચંદ્ર સરખું ઉજ્જવળ અને અરધું વસ્ત્ર મયૂરકંઠ અને જંગલી ભેંસના જેવું શ્યામ. એટલે કે કૃષ્ણ અને શુકલ પક્ષવાળા કાર્તિક મહિનાના જેવું રમણીય વસ્ત્ર ધારણ કર્યું. અડધું સફેદ વસ્ત્ર ચારે બાજુ કાળી કિનારવાળું હતું અને તેના ઉપર કાળું વસ્ત્ર ઓઢેલું હતું. સાથે છરી લીધી હતી. તે પણ કેવી હતી? જેમ કે—

સુવર્ણજડિત રત્નવાળી, કંઠલક્ષ્મીથી શોભતી, ખૂબ પાતળી હોવાથી સુખિગ્રાહ્ય, વૈરી રાજાના વક્ષસ્થળને પરિપૂર્ણ ચુંબન કરતી, શ્રેષ્ઠ સુંદર અંગ જેવી શોભાવાળી, નવીન કુવલય જેવી શ્યામ કાંતિવાળી, શત્રુરાજાની પ્રિયતમા સરખી તે છુરિકા કેડે લટકાવી હતી અને માણિક્યજડિત પટ્ટી વિશે બાંધેલી હોવાથી ચાલે ત્યારે ઊછળ્યા કરતી હતી.

પછી સુગંધી તેલ મસ્તકે લગાડયું. તેમ જ વાંકાચૂંકા અને પ્રકૃતિકાળા વર્ણવાળા કેશ, જાણે ક્રોધથી ઊંચો બાંધતો હોય તેમ બાંધ્યા પછી, વિવિધ પુષ્પમકરંદબિંદુઓ ટપકતી અને કપૂરની ચૂર્ણરજની સુગંધથી ખેંચાયેલા ભ્રમરોના ગુંજારવથી વાચાળ બનેલી પુષ્પમાળા મસ્તકે ધારણ કરી. ત્યાર પછી અત્યંત નિર્મળ મુખચંદ્રની પ્રસરેલી ચાંદનીમાં પ્રતિબિમ્બિત થતા બંને ગાલો પર પુષ્કળ કસ્તુરીનો લેપ કર્યો. એથી નિર્મળ કિરણો ફેલાવતાં રત્નો રંગીન બની ગયાં. પછી કપૂર, પૂર, કકોલક, લવંગ વગેરે સુગંધી પદાર્થોથી પ્રચુર તંબોલ મોઢામાં મૂકયુ. સમગ્ર સુર, અસુર, ગંધર્વ, યક્ષ, વિદ્યાસિદ્ધ, તંત્ર વગેરે જ્યાં વર્તી રહેલ છે એવા કપાળમાં તિલક કર્યું. ગાઢ અંધકારમાં રથથી ઊડેલી બારીક રજ દેખાડનાર અંજનયોગ વડે નેત્રો આંજ્યાં. ઘણાં વૈરી વીર પુરુષની તરવારના પ્રહાર ઝીલવામાં નિષ્ઠુર એવી ઢાલ પીઠ ઉપર ગોઠવી. જમણા હાથમાં ખડ્ગરત્ન ગ્રહણ કર્યું. તે વળી કેવું છે? જેમ કે—

વૈરી રાજાના ગજેન્દ્રના વિશાળ કુંભસ્થળ વિદારણ કરવામાં સમર્થ, હજારો રાજાના મુખકમળ રૂપી કમળવનને કાપનાર, જયશ્રી રૂપ ધવલ નેત્રના વિલાસને વશ કરનાર, એવું સુંદર લહેરાતું, ફરતું, માર્ગ કરતું ખડ્ગ જમણા હાથમાં ગ્રહણ કરી, ધીમા પગલે ચાલતો, પહેરેગીરને ખબર ન પડે તેમ નજર ચૂકવીને, અંગરક્ષકોને વિસામો આપીને, વામનોને ભમાવી, પંડિતોને ઠગી, કુબ્જ પુરુષોને જણાવી રાજા સર્વથા વાસગૃહમાંથી બહાર નીકળ્યો અને દાદરનાં પગથિયાંની પંક્તિએથી નીચે ઊતર્યો.

### રાગી અને ત્યાગીનો અવસ્થાભેદ

☆ ૧૬૦. આવા બીજા પહોરના રાત્રિસમયે ચતુર કામિનીજન અને ભગવાન સાધુવર્ગ કેવી અવસ્થામાં હતાં? જેમ કે—

કંદોરાની ઘૂઘરીઓ રણકાર કરતી હતી તેવો એક કામીપુરુષ વિપરીત અવસ્થા—વિશેષ સુરતક્રીડાથી થાકી ગયો હતો, જ્યારે વૈરાગ્યમાર્ગે લાગેલો બીજો (સાધુવર્ગ) કામવાસનાને નિંદતો હતો. એક મધુર બોલવાના સ્વભાવવાળો કાલુ કાલુ બોલી કામિનીના ચિત્તનુ હરણ કરતો હતો, ત્યારે સાધુપુરુષ સ્પષ્ટ વિચક્ષણ રીતે ધર્મોપદેશ આપતા હતા. એક પ્રિયતમાના મુખકમલથી એંઠી થયેલી મદિરા હોંશથી પીતો હતો, ત્યારે સાધુપુરુષ અનેક દોષ ઉત્પન્ન કરનાર મદિરાપાનની નિંદા કરતા હતા. એક પુરુષ નખ અને મુખના ક્ષત કરી ઉજ્જવળ દાંત અને મુખથી ચુંબન કરવામાં તલ્લીન બની ક્રીડા કરતો હતો, બીજો સાધુવર્ગ ધર્મધ્યાનમાં તલ્લીન બની કામનાં પરિણામ–દુઃખની વિચારણા કરતો હતો. એક પુરુષ પ્રિયાના હોઠ ઉપર દાંતથી ડંખ આપી વેદના કરતો હતો જેથી તેના સિત્કાર થવાથી આંખો મીંચાઇ ગઇ હતી, ત્યારે સાધુપુરુષ ધર્મધ્યાન કરતાં આંખની પાંપણ હલાવતા નહોતા. એક પ્રિયતમાના સંગમસુખના આનંદમાં નિર્ભર બની ગીત ગાતો હતો, જ્યારે સાધુપુરુષ સેંકડો દુઃખથી પ્રચુર ભયંકર નરકની વિચારણા કરતા હતા. એક પ્રિયાને ચુંબન કરી બંને બાહુથી વૃક્ષસ્થળ ગ્રહણ કરી આલિંગન કરતો હતો, ત્યારે સાધુપુરુષ સ્ત્રીદેહને અશુચિથી ભરેલી ક્યારી સમાન ચિંતવતો હતો.

આ પ્રમાણે કામીપુરુષો પ્રદોષ સમયે મોહાંધ બની જે કરતા હતા તેને જિનવચનની દૃષ્ટિવાળો મુનિવરવર્ગ નિંદતો હતો.

આવા સમયે રાજા પોતાના ભુવનમાંથી બહાર નીકળ્યો, રાજમાર્ગે આવ્યો, અને ચાલવા લાગ્યો. ચાલતા ચાલતાં રાજાએ એક તરુણીયુગલ જોયુ. જોઇને વિચાર્યું કે આ તરુણીયુગલ હાસ્યપૂર્વક શું વિચારતું હશે? માટે ચાલતાં ચાલતાં સાંભળું કે તેઓ બંને વિશ્વાસપૂર્વક શી વાતચીત કરે છે. એકે કહ્યું, "હે પ્રિય સખી! તું પ્રસ્વેદ, કંપ અને હાસ્યવશથી કંપાયમાન સ્તનવાળી શા કારણથી બની છે?" તેણે કહ્યું, "મારી પ્રિય સખીએ અપૂર્વ વૃત્તાન્ત કહ્યું છે તેથી." તેણે પૂછ્યું, "સખી, કેવું?"

**સખીનું વૃત્તાન્ત**

* ૧૬૧. તેણે કહ્યું, "હે પ્રિય સખી! એ પ્રિયતમ આ આવ્યો. તેની સાથે સર્વ સખીઓ મદિરાપાન કરવા લાગી. એમ થતાં અમર્યાદ પ્રેમબંધનમાં એકબીજાં પરસ્પર રમવા લાગ્યાં. તે વખતે મદિરાપાન કરી મદોન્મત્ત બનેલા તેના પ્રિયતમે ગોત્રસ્ખલન કર્યું. (અર્થાત્ પોતાની પત્નીનું નામ એકને બદલે બીજું દેવાઈ ગયુ.) તે સાંભળી પ્રિય સખી કેવી બની ગઈ?

ત્રણ કરચલીના તરંગયુક્ત કપાળવાળી, ખોંખારો કરતી, ચળકતી કાળી ભ્રમરવાળી, ચાલતી ત્યારે રણકાર કરતા કંદોરાવાળી, ફફડી રહેલા હોઠવાળી તે સુંદરાંગી ગુસ્સે થઈ ગઇ. એટલે સખીસમુદાય એકદમ શોકાતુર બની ગયો. આકુળવ્યાકુળ બનેલો પતિ મનાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પતિએ કહ્યું, "હે ચંદ્રમુખી! તું કોપ ન કર. કોઇએ તને કંઇ પણ કહ્યું હોય તો મને કહે. દોષ કે ગુણનો વિચાર કર્યા વગર કોપ કરવો તને યોગ્ય નથી." તે સાંભળીને રોષવશ ભવાં ચડાવીને પ્રિય સખીએ કહ્યું, "હે નિર્લજ્જ! તારા બોલવામાં જ ગુણદોષનો વિવેક નથી. (ગોત્રસ્ખલન થયુ માટે) નહિ તો તારા વચનથી આ સખીસમુદાય આમ વિલખાણો ન બની ગયો હોત."

ત્યાં અમે પણ કહેવાનું શરૂ કર્યું કે 'પ્રિય સખી? અમે તેવું કોઇ દુર્વચન સાંભળ્યુ નથી." ત્યારે તે કહેવા લાગી, "હવે ખોટી વાત ન કર. હું સમજું છું કે તું પણ એના પક્ષની છે." એમ કહીને વદનકમળ ઢાંકી તે રડવા લાગી. ત્યારે તેનો પતિ કહેવા લાગ્યો, "હે સુંદરી! તારી વાત તદ્દન સાચી છે. મેં અપરાધ કર્યો છે તે હું કબૂલ કરું છું માટે હવે આ રહી પરશુ અને આ રહ્યું મારું ગળું. તને યોગ્ય લાગે તે શિક્ષા કર." એમ બોલી પતિ રીસે ભરાયેલી પ્રિયાના પગમાં પડ્યો. એટલે પ્રિયા વધારે રુદન કરવા લાગી. તેથી અમે પતિના કાનમાં કંઈક કહ્યું એટલે તે પલંગની નીચે નિરાંતે છુપાઇને રહ્યો. પછી અમે કહ્યું, "અરે, પતિ પગમાં પડ્યો છતાં તું પ્રસન્ન થતી નથી? તું પ્રસન્ન ન થવાથી વિલખો થઇ તે ચાલ્યો ગયો. તો હવે તું એકલી અહીં રહે. અમે તો અમારે ઘેર જઇએ છીએ." એમ કહી અમે વાસભવનમાંથી બહાર નીકળી ગઈ અને તે એકલી શું કરે છે તે ગુપ્તપણે જોવા લાગી. શું શું કરે છે તે જોતી હતી એટલામાં વાતાવરણ

શાંત બની ગયુ. એક શબ્દ પણ સંભળાતો નહોતો એટલે ઢાંકેલુ મુખ ખોલીને તે જોવા લાગી, તો ત્યાં નહોતો પતિ, નહોતી સખીઓ. એટલે તે પશ્ચાત્તાપ કરતી વિચારવા લાગી, "અરેરે મેં નિર્ગુણી અને અવળચંડીએ કેવું ખોટું કર્યું કે પગે પડનાર પતિની આશા તોડી નાખી ને હું પ્રસન્ન ન થઇ. મારી સખીઓ હોત તો તેને પણ હું કહેત કે ગમે ત્યાથી પણ મારા પતિને શોધી લાવો. તેના વગર હું જીવી શકીશ નહિ." તો હવે શું કરવું ? અથવા આમાં બીજું વિચારવા જેવું છે શું ?' એમ કહી બારણાનો આગળો સખત બંધ કર્યો. અને એક ફાંસો તૈયાર કરી ઉપર ખીલા ઉપર બાંધ્યો. પછી આસન ઉપર ચડી કંઠમા ફાંસો નાખ્યો. પછી બોલવા લાગી, "દેવદાનવ સહિત કામિનીવર્ગના મનોભવનમાં અત્યંત દુર્લલિત અને ત્રિભુવન-સંગ્રામના મલ્લ હે કામદેવ ! હે ધીર ! તને નમસ્કાર હો, તારો જય થાઓ. પ્રિયતમે ગોત્રસ્ખલનરૂપ મોટો વજ્રપ્રહાર કર્યો તેથી હું મરી જાઉ છું તોપણ ભવાંતરમાં મને ફરી એ જ મારો પતિ મળજો," એમ બોલી ફાંસો સખત કર્યો; આત્મા નિઃશરણ બન્યો. એટલામાં "તારા ઉપર કામદેવ પ્રસન્ન થયા અને તારી ઇચ્છા પ્રમાણે તે જ પતિ તને આપ્યો." એમ બોલતા બોલતાં પતિએ બે બાહુથી તેને ઊંચકી લીધી.

ત્યાર પછી, "અરે, તું તો ખરેખર ભાગ્યશાળી કે ભગવાન કામદેવ તારા ઉપર પ્રસન્ન થયા." એમ બોલતી અમે સખીઓ મશ્કરી કરવા લાગી, એથી પ્રિય સખી ભોઠી પડી ગઇ. ગળામાંથી ફાંસો કાઢી નાંખ્યો. પછી એને શયનમાં સુવડાવી. તેથી પ્રિય સખી સારી રીતે શાતિ પામી. પછી, "તારા નિતંબ પર કંદોરો ઊછળતો રહે તેવી રીતે હે સખી ! તું સો વરસની અખંડ સૌભાગ્યવંતી થજે" એમ આશીર્વાદ આપવા લાગી. પછી 'સુખેથી રહેજે' એમ કહી અમે પોતાને ઘેર પહોંચી ગઈ."

**સ્તંભ કે પુરુષ ?**

૧૬૨. રાજા વિચારવા લાગ્યો, "અહો, અનુરાગ કેટલો તીવ્ર છે ! સખીવર્ગ પણ ચતુર છે; યુવાન પણ સમયજ્ઞ છે; પ્રેમ સર્વથા રમણીય છે." એમ વિચારતો તે આગળ જવા લાગ્યો. તે રાજમાર્ગમાં ગાઢ અંધકારમા રાજાએ એક નગરચોક જોયો. ત્યાં આગળ ચોકના સ્તંભ સરખું, કંઇક અંધકારમાં જણાયુ. તે જોઇ રાજા વિચારવા લાગ્યો, "અરે, નગરચોકમા આ શું જણાય છે ? આ કોઇક પુરુષ હશે કે સ્તંભ હશે ? તેનામાં પુરુષનાં લક્ષણ છે કે થાંભલાના તે જોઉં," એમ વિચારતો હતો એટલામાં નગર-સાંઢ ત્યાં આવ્યો. તે તેની પાસે જઇ તેની સાથે શરીર ઘસવા લાગ્યો અને શિંગડાની અણીથી છોલવા લાગ્યો. તે જોઇ રાજાએ વિચાર્યું કે "આ કોઇ પુરુષ નથી, કારણ કે તેની સાથે આ સાંઢ શરીર ઘસે છે. ત્યારે આ શું હશે ?" એમ વિચારી તે જરા આગળ ચાલ્યો એટલે શું જોયુ ? અગ્નિથી બળી ગયેલા ઠૂંઠાં જેવા, ચૌટામા પ્રતિમા-અભિગ્રહ ધારણ કરીને રહેલા, તપ નિયમથી સુકાઇ ગયેલા અંગવાળા, શ્યામ કાંતિવાળા, મળ-ધૂળને લીધે મલિન શરીરવાળા સાધુને જોયા. તેમને જોઇ રાજાએ વિચાર્યું કે "આ ધર્મનંદન ભગવાનના ચેલા જણાય છે. ત્યા આવા મુનિને પહેલાં મેં જોયા હતા. પણ કદાચ આ

કોઇ વેષધારી દુષ્ટ પુરુષ તો નહિ હોય ને? માટે લાવ પરીક્ષા કરુ." એમ વિચારી અકાળ મેઘની વીજળી જેવી ઉજ્જવળ ચમકતી તલવાર લઈ 'મારો, મારો' એમ બોલતો વેગથી સાધુ તરફ દોડ્યો. પણ સાધુભગવંત જરા પણ ચલિત થયા નહિ. ત્યારે રાજાએ જાણ્યુ કે જો આ દુષ્ટ હોત તો 'મારો, મારો' શબ્દ સાંભળીને પલાયન થઈ જાત અથવા ગભરાઈ જાત. પણ આ તો નિશ્ચલપણાથી મેરુ સરખા સ્થિર, અક્ષોભને લીધે સમુદ્ર જેવા ગંભીર, ક્ષમા વડે પૃથ્વીમંડળ જેવા, તપતેજથી સૂર્ય જેવા, સૌમ્યતાથી ચંદ્ર જેવા છે. માટે એ ભગવાન ધર્મનંદનના જ સાધુ હશે. આ મહાતપસ્વી ઉપર મેં તલવાર ખેંચી તે ઠીક ન કર્યું. માટે તેમને ખમાવું છું. એમ ચિંતવી કહ્યું:—

"જો કે તમે શરીરથી સુકાયેલા છો છતાં પણ ઘણા બળવાળા છો, તમારું બાહ્ય શરીર મલિન છે, છતાં જ્ઞાન વડે તમે ઉજ્જવળ છો. જો કે તમે સહાય વગરના છો તોપણ ઘણા ગુણોથી સેવાયેલા છો. જો કે તમે સુંદર રૂપવાળા નથી, તોપણ તમારા દર્શનથી સૌભાગ્ય પ્રગટ થાય છે. જો કે તમે હથિયાર વગરના છો, છતાં પણ તમે ધ્યાન રૂપી મોટું હથિયાર ધારણ કરનાર છો. જો કે તમે કોઇને હથિયારથી પ્રહાર કરતા નથી, તોપણ તમે સંસારનો તો નાશ કરો જ છો. જો કે તમે વૈદેશી વેષવાળા છો, છતા હે દેવ! તમે સર્વ જગતના નાથ છો. જો કે તમે બીજાનું આપેલું લેવાના આચારવાળા છો, તોપણ હે દેવ! તમે સત્પુરુષ જ છો. માટે હે દેવ! અજાણ્યા એવા મને અવિનયની ક્ષમા આપજો." એમ બોલી ત્રણ પ્રદક્ષિણા કરી રાજા મુનિવરના ચરણયુગલમાં પડ્યો.

ત્યાર પછી ફરી નગરીની શેરીમાં ચાલવા લાગ્યો. થોડે ગયો ત્યાં એક સ્ત્રીને દેખી. તે કેવી હતી? કાળાં કપડાં પહેરેલી, અવાજ વગરનાં નૂપુરવાળી, મનોહર દેહવાળી, કંદોરાની ઘૂઘરીઓનો શબ્દ થવાની બીકથી ધીમે ધીમે પગલાં માંડતી હતી.

* ૧૯૩. તેને જોઈ રાજાએ વિચાર્યું, "જોઉ તો ખરો કે આ ક્યાં જઈ રહી છે?" એમ વિચારી ત્યાં આગળ ઊભા રહી તેણે કહ્યું, "હે સુંદરી! ઘોર અંધારી રાત્રિ છે. હાથમાં પકડેલી વસ્તુ પણ દેખાતી નથી. માટે હે સુંદરાંગી! મને સાચું કહે કે તું ક્યાં જાય છે?" તેણે જવાબ આપ્યો, "હે સુંદર! જ્યાં મારો હૃદયવલ્લભ વસે છે ત્યાં જાઉ છું. હવે તારે જે કહેવું હોય તે કહે, નહીંતર માર્ગ આપ." એટલે રાજાએ કહ્યું, "હે સુંદરી! રાત્રે ભયંકર ચોરો, દુષ્ટ રાક્ષસો, શૂરવીરો ભ્રમણ કરતા હોય છે. તેથી મને પ્રશ્ન થાય છે કે તેઓની તને બીક કેમ લાગતી નથી?" તેણે જવાબ આપ્યો, "નયનમાં પતિ-દર્શન–સુખ છે, અંગમાં હર્ષ છે, હૃદયમાં તેના ગુણો છે. આ બધું પ્રિયતમ પ્રત્યેના અનુરાગથી ભરપૂર છે. તો હે ભાગ્યશાળી! હવે ભયને રહેવાનું સ્થાન કયુ?" રાજાએ વિચાર્યું, "અહો! આનો દૃઢ સ્નેહાનુરાગ સર્વથા પ્રશંસા કરવાને યોગ્ય છે. રખેને કોઇ દુષ્ટ પુરુષ તેનો પરાભવ ન કરે માટે એને ઘરે પહોંચાડું." એમ વિચારી કહ્યું, "હે સુંદરી! જા; તારે જ્યાં જવું હોય તે સ્થાને પહોંચાડું. હું તારો રખેવાળ છું. તું ભય ન રાખીશ." એમ કહ્યું એટલે તે સ્ત્રી જવા લાગી અને પાછળ રાજા ચાલવા લાગ્યો. થોડું ચાલી એટલામાં ઉતાવળો ઉતાવળો તેનો પતિ આવતો દેખાયો. તેણે કહ્યું, "હે પ્રિયા! આવ.

રાતના સમયે અનેક વિઘ્નવાળા માર્ગમાં મારે ઘેર આવવા માટે નીકળી તે ઠીક ન કર્યું. ઠીક, ચાલ તારું સ્વાગત કરું છું. તારા શરીરે તો કુશળ છે ને ?" તેણે કહ્યું, "આ મહાપુરુષ મહાનુભાવના પ્રતાપે કુશળ છે." એટલે પતિએ રાજાને જોયો. તેને થયુ કે "ગુપ્ત વેષે કોઇ મહાસત્ત્વશાળી પુરુષ પરિભ્રમણ કરતો લાગે છે." એમ વિચારી યુવાને કહ્યું, "હે સજ્જન પુરુષ! પધારો. તમારું સ્વાગત કરું છું. જેમણે આ મારી દયિતાને નિર્વિઘ્ને અહીં પહોંચાડી છે તેવા તમારે સ્વાધીન હું પણ છું." રાજાએ કહ્યું, "તું સૌભાગી, રૂપવાળો, યુવાનોમા સારી રીતે ભણેલો છે. તારી આ પતિપણાની લક્ષ્મી તારા ગુણરૂપી દોરડાથી બંધાયેલી પાછળ ચાલી આવે છે." એમ બોલી રાજા આગળ જવા લાગ્યો.

રાત્રે ગાઢ અંધકારવાળા નગરના મધ્યભાગમાં ઘણાં મુગ્ધ યુવાન યુગલો વાતચીત અને હાસ્ય, ગીત, વિનોદ કરી રહ્યાં હતાં તે સાંભળતો રાજા કિલ્લા પાસે પહોચ્યો. તે કિલ્લો કેવો હતો ? એટલો ઊંચો કે આકાશને અડી રહ્યો છે. દેવતાઓ પણ તેનુ ઉલ્લંઘન કરવાનું સાહસ કરતા નથી. તે કિલ્લાને પાતાળ જેટલી ઊંડી ફરતી ખાઇ છે. કિલ્લો જોઇ રાજાએ ઉપર દોરડું ફેંકી ચડવાનો પ્રયત્ન કર્યો. આકાશમાર્ગમા ઉપર ગયો. તે વખતે તે કેવો દેખાતો હતો ? દોરડા ઉપર ઊંચે આકાશમાં ચડવા લાગ્યો ત્યારે નવીન વિદ્યા સિદ્ધ થઇ હોય એવો, જાણે આકાશગામી વિદ્યાધર હોય એવો શોભવા લાગ્યો. પરંતુ ઊંચે આકાશ સુધી અડેલો કિલ્લો તે લંઘન કરી શકયો નહિ. ખાઇના બંધને ઓળંગીને સરખા પગે તે નીચે પડયો. પછી ધીમે ધીમે આગળ જવા તે પ્રયત્ન કરવા લાગ્યો.

રાત્રે મુનિચર્યા

૧૬૪. આગળ ચાલતાં જ્યાં ભગવાન ધર્મનંદન આચાર્ય બિરાજમાન છે તે ઉદ્યાનમાં પહોંચ્યો. ત્યાં અનેક તરુવર, વેલડી, લત્તા વગેરે પુષ્કળ હોવાથી વધારે અંધકારવાળા એવા ઉદ્યાનના મધ્યભાગમાં પહોંચ્યો. સિંદૂર રંગની ફરસવાળા ભૂમિતલ નજીક આવ્યો. ત્યાં જુદા જુદા ધર્મવ્યાપારમાં રક્ત સાધુ ભગવંતોને જોયા. કોઇ પુણ્યશાળી મુનિવરો અભ્યાસ કરે છે. વળી બીજા કોઈ ધર્મશાસ્ત્રો ભણાવે છે કોઇક પહેલાં ભણી ગયેલાનુ પરાવર્તન કરે છે. કોઇક સંશયો પૂછે છે. કોઇક ભણેલા ગીતાર્થ મુનિવરો શાસ્ત્રોની વ્યાખ્યા સંભળાવે છે. બીજા ગીતાર્થ મુનિઓ વ્યાખ્યા સાંભળે છે કોઇક કાવ્યોની રચના કરે છે. કોઇક ધ્યાનમાં રહેલા છે. કોઇક ગુરુમહારાજની શરીરસેવા કરે છે. કોઇક વૈયાવચ્ચ કરે છે. કોઇક નવા મુનિઓને સામાચારી શીખવે છે અને અસ્થિરને સ્થિર મનવાળા કરે છે. કોઇક દર્શનરત્નપૂર્વક ચારિત્ર્યપાલન કરે છે. કોઇક જિનેશ્વર ગણધરોએ રચેલાં શાસ્ત્રો અને શ્રુતજ્ઞાનની પ્રશંસા કરે છે. કોઇક તીર્થ વિશે સૂત્ર અને અર્થના સંશય પૂછે છે. કોઇક નય, નિક્ષેપ, ભંગી, યુક્તિ, ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરે છે. કોઇક ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયાદિ પદાર્થો હેતુ અને વાદથી નિરૂપણ કરે છે. વળી કોઇક સાધુઓ બંધ અને મોક્ષ પદ ભાવે છે. કોઇક ત્રૈલોકયને વંદનીય એવા શુકલ ધ્યાનમાં વર્તી રહેલા છે. કોઇક દુર્ગતિનો નાશ કરનાર ધર્મધ્યાનમાં લીન બની ગયા છે. કોઇક અહંકાર, કપટ, ક્રોધ, લોભના વિપાકો જાણનાર તેની નિંદા કરે છે. કોઇક સેંકડો દુઃખોથી

ભરપૂર એવા ભવસમુદ્રને નિંદે છે. એ પ્રમાણે દેશકથા, ભોજનકથા, સ્ત્રીકથા અને રાજકથા-વર્જિત અને સ્વાધ્યાય તથા ધ્યાનમાં રક્ત એવા સાધુઓને રાજાએ જોયા. તેમને જોઈ રાજાએ વિચાર્યું કે "અહો, આ સાધુ ભગવંતો મહાપ્રભાવવાળા અને જે પ્રમાણે શાસ્ત્રમાં કહ્યું છે બરાબર તે જ પ્રમાણે વર્તન કરવાવાળા છે. હવે ભગવાન ધર્મનંદનનાં દર્શન કરું. તેઓ શું કરે છે તે જોઉં." એમ તે વિચારે છે ત્યાં તો તેણે તેમને એકાંતમાં બેઠેલા જોયા. તેઓ તે જ દિવસે જે પાંચને દીક્ષિત કર્યા હતા તેમને ધર્મકથા કહી રહ્યા હતા. રાજાએ વિચાર્યું, "ઠીક ત્યારે, હું પણ સાંભળું કે તેઓને શું કહે છે." એમ વિચારી રાજા એક તરુણ તમાલવૃક્ષના મૂળમાં બેસી સાંભળવા લાગ્યો.

**જિનમાર્ગની દુર્લભતા**

૧૯૫. ભગવાન ધર્મનંદને કહ્યું, "હે દેવાનાંપ્રિય ! આ પ્રભુએ બતાવેલો મોક્ષ-માર્ગ પ્રગટ છે. જ્ઞાન અને દર્શન પ્રગટ છે. શાશ્વત સુખ પ્રગટ છે, તોપણ ઘણા તે મેળવી શકતા નથી. પૃથ્વી, પાણી, અગ્નિ, પવન, અનેક વનસ્પતિ, નારકી, તિર્યંચ વગેરે ભેદોમાં જીવો ભમે છે, પરંતુ મનુષ્યપણું મેળવી શકતા નથી. મનુષ્યપણું મળવા છતાં અંતરદ્વીપો અને અકર્મભૂમિઓ (અનાર્યક્ષેત્ર)માં જાય છે, પણ આર્યક્ષેત્ર મેળવતા નથી. કદાચ આર્યક્ષેત્રમાં જન્મ્યા તો નિંદિત અધમાદિક જાતિને વિશે જન્મે છે. કદાચ વિશુદ્ધ જાતિમાં જન્મ્યા તો તુચ્છ, હલકા કુળમાં જન્મે છે. કદાચ સુકુળમાં જન્મ થાય તો આંધળા, બહેરા, મૂંગા, લંગડા એમ સેંકડો વ્યાધિથી હેરાનગતિ ભોગવતા આરોગ્ય મેળવતા નથી. કદાચ આરોગ્ય મળી ગયુ તો બાળપણમાં કે કુમારાવસ્થામાં કાળ પામે છે. આમ આયુષ્ય દુર્લભ છે. આયુષ્ય મળે અને સો વર્ષ જીવે છતાં ધર્મમાં બુદ્ધિ કરતા નથી. વળી કેટલાક પરાધીન બુદ્ધિરહિત મૃત્યુ પામે છે. કદાચ કોઈકને કર્મક્ષયોપશમ યોગે બુદ્ધિ હોય તો જિનવચનામૃતપૂર્ણ એવા આચાર્યનો સમાગમ થતો નથી. કદાચ તેમનો સમાગમ થાય અને જિનોક્ત ધર્મ સંભળાવે તોપણ કર્માવરણયોગે ધર્મને ગ્રહણ કરતા નથી. કદાચ ગ્રહણ કરે તો પણ દર્શનાવરણ કર્મના યોગે કુશાસ્ત્રમાં મોહિતચિત્તવાળા હોવાને લીધે સાચા ધર્મની શ્રદ્ધા કરતા નથી. કદાચ શ્રદ્ધા કરે અને પાપને પાપ તરીકે જાણે અને વીર્યલબ્ધિથી યુક્ત હોવા છતાં સંયમયોગમાં પ્રવૃત્તિ કરતા નથી. માટે હે દેવાનાંપ્રિય ! આ લોકમાં ઉપર જણાવેલા પદાર્થો સર્વે દુર્લભ છે અને ત્રૈલોકયમાં પ્રગટ યશવાળો જૈન ધર્મ પ્રાપ્ત થવો અતિ દુર્લભ છે.

ભગવાન સુધર્માસ્વામીએ કહ્યું છે કે આ લોકમાં મનુષ્યક્ષેત્ર, જાતિ, કુલ, રૂપ, આરોગ્ય, આયુ, બુદ્ધિ, સાધુસમાગમ, શ્રદ્ધા, સંયમ ઉત્તરોત્તર અતિ દુર્લભ છે. કેટ-લાક જિનેશ્વર કથિત આ માર્ગ જાણતા નથી તથા મેળવતા નથી. કેટલાકને તે મળવા છતાં સંદેહ થાય છે. કેટલાકને શંકા થાય છે કે 'આપણે જાણતા નથી કે કયો ધર્મ મોટો હશે ?' બીજા કેટલાક મૂઢ એમ બોલે છે કે બધા ધર્મો સરખા છે. બીજા કેટલાક કુતીર્થ, કુમતમાં રક્ત અને આસક્ત બની બુદ્ધિ વગરના ચરક–પરિવ્રાજકની દીક્ષાઓને વખાણે છે. કેટલાક ધર્મ અને અધર્મનું ફળ જાણવા છતાં પૂર્વોપાર્જિત કર્મદોષથી પાપા-

ચરણ કરે છે. કેટલાક શ્રમણપણામાં વર્તતા છતાં રાગદ્વેષાધીન બની ભયંકર સ્વરૂપવાળા પૈશુન્ય, કપટ, કોપથી ગ્રસિત થાય છે. કેટલાક સેંકડો ભવે દુર્લભ એવો પ્રભુનો શ્રેષ્ઠ માર્ગ પામવા છતાં વિષયેચ્છામાં મૂઢ બની સંયમયોગમાં સાવધાન બનતા નથી. તેઓને નથી ભોગો મળતા અને નથી ધર્મ મળતો. ખોટી આશાવાળા તેઓ આ લોક અને પરલોકમાં ઉત્તમ કુળપ્રાપ્તિ અને સ્વર્ગસુખ બંનેથી વંચિત થાય છે. વળી કોઈક જ્ઞાન–સ્તબ્ધ કહે છે કે 'અમે બધું જાણીએ છીએ.' પરંતુ તેઓ વનમાં દવાગ્નિમાં લંગડો બળી જાય છે, તે નજર સમક્ષ જુએ (અર્થાત્ અગ્નિને જાણવા છતાં લંગડો બચી શકતો નથી.) છે. કેટલાક બીજા તપગારવ કરનારા અને ક્રિયા એ જ મોક્ષ સાધનારા છે એમ કહેનારા મૂઢ અંધની જેમ અગ્નિ તરફ દોડી જાય છે. એ પ્રમાણે, બહુ જાણવા છતાં મહામોહથી દબાયેલા અને મૂઢ બનેલા સુખપરંપરાના કારણભૂત પ્રભુની આજ્ઞાનું સેવન કરતા નથી."

આ વખતે તમાલવૃક્ષની પાછળ રહેલા રાજાએ વિચાર્યું કે અહો, ભગવંતે જિનેશ્વરના માર્ગનું અતિ દુર્લભપણું બરાબર સિદ્ધ કર્યું. માટે આ સર્વ સત્ય જ છે. આ રાજ્ય, સ્ત્રી, ઘર, પરિવારનુ સુખ પણ દુર્લભ છે. માટે આ સંસારવૈભવ ભોગવી પાછલી જિંદગીમાં ધર્મ કરીશું એમ વિચારતા રાજાના મનના ભાવ ભગવંતે જાણી લીધા એટલે ધર્મનંદન આચાર્યે ફરી કહ્યું, "ઘરનું સુખ, સ્ત્રીનું સુખ વગેરે સંસારનાં સર્વ સુખો અનિત્ય અને તુચ્છ છે, તે અલ્પકાળ પૂરતાં જ છે અને પછી તેમાં દુઃખ ભોગ–વવાનું હોય છે. પરંતુ શાશ્વત મોક્ષસુખ અનંત છે." જેમ કે—

**અલ્પ સુખનું દૃષ્ટાન્ત**

* ૧૬૬. પાટલીપુત્ર નામનું નગર છે. ત્યાં ધન નામનો વેપારી છે. તે કુબેર જેવી રિદ્ધિવાળો હોવા છતાં વહાણ લઈ રત્નદ્વીપે ચાલ્યો. સમુદ્ર વચ્ચે કોઈક દેવે પવનનું મોટું વાવાઝોડું કર્યું તેથી હિંડોળા માફક ઊંચાનીચાં ઝોલા ખાતું તેનું વહાણ એકદમ તૂટી ગયુ. પેલો વેપારી લાકડાના એક પાટિયાને વળગી ગયો. એમ કરતાં મોજાથી અફળાતો–ફેંકાતો તે કુડંગદ્વીપ નામના દ્વીપે પહોંચ્યો. ત્યાં ક્ષુધાતૃષા સહન કરતો ખાવાનું શોધવા લાગ્યો. એટલામાં એક બેટ જોયો. એ બેટ કેવા પ્રકારનો હતો? ખાવા યોગ્ય ફળ વગરનાં, કડવાં ફળવાળાં, કાંટા, ગોખરુ પગમાં પેસી જાય તેવા તીક્ષ્ણ સ્પર્શવાળાં સેંકડો વૃક્ષોથી વ્યાપ્ત, સિંહ, વાઘ, રીંછ, દીપડા, શિયાળ અને સેંકડો પક્ષીવાળો, દુર્ગંધની પ્રચુરતાવાળા કાદવકીચડવાળો, ભયંકર શિયાળના શબ્દો સંભળાતા હતા એવો સેંકડો દોષોથી ભરપૂર એવો કુડંગ નામનો દ્વીપ હતો. ભયંકર ઉદ્વેગ કરાવનાર, જ્યાં પીવાનું પાણી કે ખાવા માટે કંઈ ફળ મળતું નથી એવા દ્વીપમાં તે આમતેમ ભટકવા લાગ્યો. ભમતાં ભમતાં એણે અચાનક બીજા એક પુરુષને જોયો. તેણે તેને પૂછ્યું "અરે મહાનુભાવ! તું અહીં આ દ્વીપમાં ક્યાંથી?" પેલાએ કહ્યું, "સુવર્ણદ્વીપ જતાં મારું વહાણ ભાંગી ગયું. પાટિયું હાથ આવી ગયું. તેને વળગી દ્વીપે આવી પહોંચ્યો." તેણે કહ્યું, "ઠીક ત્યારે ચાલો આપણે સાથે જ ફરીએ." તે બંનેએ ભમતાં ભમતાં ત્રીજા એક

પુરુષને જોયો, એટલે તેઓએ પૂછ્યુ, "અરે, તું અહીં ક્યાંથી આવ્યો?" ત્રીજાએ કહ્યું, "લંકાપુરી જતા જતાં મારુ વહાણુ ભાંગી ગયુ. પાટિયુ પકડી અહીં આવ્યો." પછી તેઓએ પરસ્પર કહ્યુ, "સુખદુઃખમાં સહાયક આપણી મૈત્રી હો. હવે આપણે અહીં એક ઊંચા વૃક્ષ ઉપર, આપણા વહાણો અહીં ભાંગી ગયાં છે તે બતાવવા માટે કંઇક નિશાની રાખીએ." એમ નક્કી કરી મોટા વૃક્ષ પર ઝાડની છાલની ધજા ઊભી કરી. પછી ભૂખ્યા તરસ્યા હેરાન થતાં ખાવાનુ શોધવા લાગ્યા, પરંતુ એવું કોઇજ વૃક્ષ દેખાતું નહોતું કે જેને ખાવાલાયક ફળો થતાં હોય. એમ ભ્રમણ કરવાથી કંટાળેલા, સેંકડો દુઃખો ભોગવતા મહામુશીબતે ઘરના આકારવાળાં ત્રણ કોટર એમણે જોયાં. તે કોટર આગળ એક ઉંબરીનુ ઝાડ હતું. એ જોઇને તેમના હૈયામાં કંઇક શ્વાસ આવ્યો. તેઓ બોલવા લાગ્યા કે મેળવવા જેવું મળી ગયુ. હવે ઈચ્છા પ્રમાણે સુખ મળ્યુ. એમ બોલી તેમણે એ ત્રણે કોટરો પરસ્પર વહેંચી લીધાં. પછી ઝાડ ઉપર ફળની તપાસ કરી, પણ એક ફળ ન જોયુ એટલે દીન અને ઊંચા મનવાળા, કાગના બચ્ચા જેવા ફાટી ગયેલા મુખવાળા તેઓ તેમા રહેવા લાગ્યા.

કેટલાક સમય પછી સેંકડો મનોરથ સાથે ઉબરીને કાચાં, કઠણ ફળ આવ્યાં. તેથી તેમને કંઇક આશા બંધાઇ અને તે મેળવવાના મનવાળા તેની લેશ્યાવાળા તેઓ જીવથી પણ અધિક વહાલપૂર્વક તે ઉબરીનું કાગડા વગેરે પક્ષીઓના ઉપદ્રવથી રક્ષણ કરવા લાગ્યા. તેવી રીતે તેઓ ત્યાં રહેતા હતા ત્યારે, વહાણ ભાંગી ગયાના ચિહ્ન તરીકે વૃક્ષ ઉપર ધજા ઊંચી ફરકાવી હતી, તે જોઇ કોઇક કરુણાવાળા વેપારીએ નાનુ વહાણ લઇને નિર્યામક પુરુષો (ખલાસીઓ) ત્યાં મોકલ્યા. તેઓ દ્વીપમાં ઊતરીને ખોળવા લાગ્યા, અને એમ કરતા ઉબરીના ફળમાં જીવિતાશા બંધાઈ ગયેલી એવા એ ત્રણેને જોયા. ખલાસીઓએ તેઓને કહ્યું, "અરે ભાઇઓ! વહાણના માલિકે તમને તેડી લાવવા માટે અમને મોકલ્યા છે. અમે તમને પેલે કિનારે લઈ જઇશુ. અહીં સેંકડો દુઃખથી ભરપૂર આ કુડંગ દ્વીપમાં તમે રખે મરી જશો." એ સાંભળી એકે કહ્યું, "આ દ્વીપમા વળી દુઃખ શું છે? આ ઘર છે, આ ઉબરી ઉપર ફળ આવવા લાગ્યાં છે. અને હવે તો એ પાકશે. આ જ ભોજનપાણી. વખત થશે એટલે વરસાદ પણ વરસશે અને ભાગ્ય જાગશે. અહીં શું દુઃખ છે? અને પેલે કિનારે શુ સુખ છે? માટે હું તો નહીં આવું. વહાણમાં બેસી સમુદ્રમાં ગયા તો આટલું પણ નહી મળે." એમ કહી તે ત્યાં જ રહ્યો. પછી ખલાસીઓએ બીજાને પૂછ્યુ. તે પણ કહેવા લાગ્યો, "જો કે આ દ્વીપ સેંકડો દુઃખથી ભરપૂર છે. એવું સુંદર સુખ અહીં નથી. પરંતુ આ ઝૂંપડીઓ છે. આ બિચારી રાંકડી ઉંબરી છે. તે હવે ફળવાળી થઇ છે. હવે હું તેનો ત્યાગ કરું તો કાગડા વગેરે પક્ષીઓ તેને ઉપદ્રવ કરે. એટલે જ્યારે આનાં ફળ પરિપકવ થશે ત્યારે ફળ ખાઇને ફરી તમારા જેવા બીજા કોઇ દયાળુ ખલાસીઓ આવશે તેની સાથે હું ચાલ્યો આવીશ. અત્યારે તો નહિ આવી શકું." એમ કહી તે પણ ઉંબરીના મનવાળો ત્યાં જ રોકાયો. પછી ત્રીજાને કહ્યું, "તમે એક તો ચાલો." તેણે કહ્યું, "તમારુ સ્વાગત કરું છું. સારું થયુ કે તમે આવ્યા. અહીંનું

આ સુખ તુચ્છ અને અનિત્ય છે. અહીં બીજી ઘણી મુશ્કેલીઓ છે. ઠીક ત્યારે ચાલો." એમ કહી તે ખલાસીઓ સાથે ચાલ્યો. નાવડીમાં બેઠો. પેલા કિનારે પહોંચ્યો. ત્યાં પુત્ર, મિત્ર, કલત્ર, ધન, ધાન્યની સંપત્તિ મળવાથી સુખાનુભવ કરવા લાગ્યો.

હે મહાનુભાવ! આ દૃષ્ટાન્ત મેં તમને આપ્યુ છે. જેમ આ દૃષ્ટાન્ત છે તેમ તેનો ઉપનય પણ છે. તે સાંભળોઃ—

**દૃષ્ટાન્તનું રહસ્ય**

૧૬૭. જે આ મહાસાગર છે તે સંસાર સમજવો. જન્મ, જરા, મૃત્યુરૂપી આવર્તોથી તે સંસાર સંકુલ છે અને સહેલાઇથી પાર પામી ન શકાય એવો છે. જે કુડંગ દ્વીપ તે મનુષ્ય ભવ સમજવો. તે ભવ પણ શારીરિક અને માનસિક દુઃખથી ભરેલો છે. ત્યાં જે ત્રણ પુરુષો છે તે ત્રણ પ્રકારના જીવો છે. ચોર્યાસી લાખ યોનિમાંથી નીકળી મનુષ્ય જન્મને પામ્યા છે. ત્યાં પણ ઝુંપડી જેવા ત્રણ કોટરો છે. ત્યાં જે ઉબરીઓ થઇ છે તે તેમની સ્ત્રીઓ છે. તેના ઉપર જે ફળો છે તે તેમનાં બાળ-બચ્ચાં છે. તેમાં મોહિત બની તેમની ખોટી આશા બાંધીને મૂર્ખાઓ તેનું રક્ષણ કરે છે, દરિદ્રતા, વ્યાધિના સેંકડો દુઃખોરૂપી પક્ષીઓથી તે મૂઢ તેનું રક્ષણ કરે છે, તેનો દાસ બની જાય છે અને પોતાનું આત્મકલ્યાણનુ કાર્ય તે સમજતો નથી જે નિર્યામક પુરુષો હતા તે લોકમા ધર્માચાર્યો હોય છે. જે નાવડી તે દીક્ષા છે અને કિનારો તે મોક્ષ સમજવો. મહાસત્ત્વવાળા સંસારના દુઃખથી તપેલાઓને તે તારે છે. ચિંતામણિ રત્ન કે કલ્પવૃક્ષ સમાન, જંગમ તીર્થ જેવા તે આચાર્યો છે. મનુષ્ય જન્મમાં આ તુચ્છ ભોગો બહુ નિંદાપાત્ર છે. માટે મુક્તિસુખ પામવાનો ઉપદેશ મુનિભગવંતો આપે છે.

પેલા ત્રણ પુરુષોમાંથી એક એમ કહેતો કે આ મનુષ્યપણામાં જે સુખ છે તે જ સુખ છે. મોક્ષસુખમાં વધારે શું છે? આવો પુત્ર, પિતા, દાસ, બંધુ, માતાના સ્નેહપાશમાં ફસાયેલો તે પુરુષ ગૃહવાસ કરવારૂપ ધર્મને જ સુખ માને છે. તેને મોક્ષનું સુખ અને ધર્મનુ ફળ કહેવા છતાં મોહથી મૂઢાત્મ બનેલો તે પ્રિય પુત્રાદિકને છોડવા માટે સમર્થ બની શકતો નથી. વૃદ્ધાવસ્થા અને મરણભયની પ્રચુરતાવાળા સંસારરૂપી નગરની અંદર ઉકરડાના કુક્કર સરખો તે અભવ્ય જીવ તેની અંદર જ આનંદ માને છે.

બીજો કાળભવિક પુરુષ [મુનિવરો જે કહે છે તે સ્વીકારે છે. કિનારે જવા તે ઇચ્છે છે, પરંતુ તે વખતે તે કહે છે કે "હે ભગવંત! ઘેર વિનીત અને ધર્મિષ્ઠ પત્ની છે. એ બીચારી નાથ વગરની બની જાય. એને કોને આશ્રયે મૂકીને આવું? પુત્ર પણ તેવો જ છે. હવે જલદી તેનો વિવાહ કરી આપુ. પુત્રી તો પરણાવી દીધી છે. અને બીજો પણ એક બાળક જન્મ્યો છે. એ જ્યારે યોગ્ય થશે ત્યારે હું દીક્ષા અંગીકાર કરીશ." આમ, જિન વચન જાણવા છતાં ગમે તે બહાનાં આગળ કરીને કાળભવિ જીવો ગૃહવાસમાં રહે છે.

ત્રીજો પુરુષ ધર્મદેશના સાંભળી, એકદમ સંસારદુઃખથી ભય પામી વિચારવા લાગ્યો. વ્યાધિ, ભવ, પાપ, કલેશકંકાસ, દુર્ગંધ અને કાટા જેવા અનિષ્ટ સ્પર્શવાળા

મનુષ્યલોકમાં મોક્ષસુખનું સ્વરૂપ યથાર્થ સમજનારો કયો ડાહ્યો માણસ ક્ષણવાર પણ રહે? ગૃહવાસના ફાંસાથી બંધાયેલા, ખોટી આશાના આલંબનવાળા, પરમાર્થ કાર્યમાં સાહસ રહિત પુરુષો દીક્ષા લેતા નથી. "મારા પુણ્યયોગે આ સાધુઓનો યોગ મને મળ્યો. હવે દીક્ષા રૂપી નાવડીનું અવલંબન કરી સુખેથી અમે સંસાર કિનારાને (અર્થાત્ મોક્ષને) પ્રાપ્ત કરીશું. સુવર્ણ મેળવવું સહેલું છે. રત્નો પણ પ્રાપ્ત કરવાં સહેલાં છે. પરંતુ સમગ્ર સંસારમાં ધર્માચાર્ય મેળવવા તેના કરતાં મુશ્કેલ છે. માટે જન્મ, જરા, મરણના દુઃખસ્થાનરૂપ એવો આ સંસાર હવે બસ થયો. હવે મારે સિદ્ધિસ્થાન જ મેળવવું છે." તત્ક્ષણ ભવ્ય જીવો આમ બોલે છે. માટે એમ ન વિચારતા કે કિનારાના સુખ કરતાં ઉંબરી અને ઝૂંપડીના સરખું આ સંસારસુખ વધારે સુંદર છે.

### સોનું તે સોનું

* ૧૬૮. એ વખતે ચંડસોમ વગેરે પાંચે નવીન દીક્ષિતોએ કહ્યું, "હે ભગવંત! આપ જેવી આજ્ઞા કરશો તે પ્રમાણે જ અમે સર્વ કરીશું. પરંતુ અમારું દુશ્ચરિત્ર હૃદયમાં શલ્ય માફક ખટક્યા કરે છે. તે વખતે ધર્મનંદન આચાર્યે કહ્યું, 'તમે જે પહેલાં પાપ કર્મો કર્યાં છે તેને બહુ મોટાં પાપકર્મો તરીકે ન ગણવાં, કારણ કે તે જ પાપકર્મ ગણાય કે જેને માટે પશ્ચાત્તાપ ન કરવામાં આવ્યો હોય. આ સંસાર કારાવાસમાં એવો કોઈ જીવ નથી કે જેણે માતા, પિતા, ભાઈ, ભગિનીને અનંત વાર માર્યાં ન હોય. તેથી કોઈક જીવ એવી રીતે મારીને નિંદા–ગર્હા કરીને પાપ હલકું કરે છે, તો કોઈક જીવ તેવાં પાપકાર્યો કરી, તેની અનુમોદના કરી પાપ વધારે છે. તમે તો ખરેખર ઉત્તમ પુરુષ છો કે પ્રમાદથી પાપ કરીને ફરી પાછા સમજ્યા છો, એટલે પાપથી નિવૃત્ત થઈ ગૃહવાસથી વિરક્ત બન્યા છો. માટે તમારે એનું આવું પ્રાયશ્ચિત્ત કરવું." એમ કહી ધર્મનંદન આચાર્યે તે દરેકને ધીમેથી કાનમાં કંઈક કહ્યું. તે વાત રાજાએ ન સાંભળી. એટલામાં અર્ધરાત્રી સમયે યામશંખે (સમય બતાવનારે) પોકાર કર્યો કે ઇન્દ્રિય–ચોરો વડે આ લોક લુંટાઈ રહેલ છે એ વાત સ્વીકારો.

એટલે રાજાએ વિચાર્યું, "આ મદનમહોત્સવમાં સાધુઓ શું કરે છે એ મેં ખોટું વિચાર્યું. તેઓનો બીજો કયો વ્યાપાર હોઈ શકે? જે સોનું છે તે સોનું જ છે. કાળાન્તરે પણ સોનું લોઢું થવાનું નથી. એવી રીતે જ્ઞાનથી વિશુદ્ધ મનવાળા સાધુઓ તે સાધુઓ જ છે. માટે ગુરુઓ જે જે કહે છે તે આજે પ્રભાતમાં હું કરીશ જ. કયો ડાહ્યો સમજુ એમની આજ્ઞા પ્રમાણે ન કરે?" એમ વિચારતો રાજા જવા લાગ્યો. વળી વિચાર્યું કે "હું અહીં આવ્યો છું એ વાત ગુરુના જાણવામાં હશે કે નહિ? અથવા તો ત્રણ લોકમાં એવી કઈ હકીકત છે કે જે ધર્મનંદન ગુરુ જાણતા ન હોય. તો હવે પ્રગટ થઈ વંદન કરું. અથવા ના, ના. આવા ઉદ્ભટ વેષથી ભયંકર દેખાતા અને મુનિજન તથા ચારિત્ર્ય વ્યવહાર વિરુદ્ધ વેષ ગ્રહણ કરી સાધુ ભગવંતો પાસે જવું તે શરમાવા જેવું છે. માટે માનસિક પ્રણામ કરું.

સેંકડો દુઃખાવર્ત અને તરંગોવાળા સંસારસમુદ્રમાંથી મોક્ષરૂપી કિનારે પહોંચાડનાર નિર્યામક સરખા ! તમારો જય હો.! તમને નમસ્કાર થાઓ" એમ વિચારતો ઉદ્યાનમાંથી નીકળી કિલ્લા પાસે પહોંચ્યો. દોરડા વડે કિલ્લાનું ઉલ્લંઘન કરી રાજમાર્ગે પહોંચ્યો.ધવલગૃહે આવ્યો. સેડા ઉપર ચડ્યો. વાસગૃહમાં પ્રવેશ કરી પલંગ ઉપર સૂઈ ગયો.

# પ્રકરણ અગિયારમું

## પાંચે દીક્ષિતોની દેવોત્પત્તિ

* ૧૯૯. સાધુ ભગવંતો સ્વાધ્યાય વ્યાપાર કરી, આવશ્યક કાર્યો કરી, ક્ષણવાર નિદ્રા કરી, જાગી વૈરાત્રિક કાલગ્રહણ લેવા લાગ્યા. થોડીક રાત્રિ બાકી હતી ત્યારે અરુણની પ્રભાથી આકાશમંડળ રંગાઈ ગયું. તે સમયે મધ જેવા પીળાં મુક્તાફળના સરખું તારામંડળ હતું ત્યારે બંદિજન પ્રાભાતિક બે દોહરા બોલ્યો. જેમ કે—

પશ્ચિમ સમુદ્રના કિનારાની રેતીના તટમાં મંદ ગતિથી ચાલતી ચંદ્રરૂપી ચક્રવાકી વિરહના ઉદ્વેગદુઃખથી ફીક્કા શરીરવાળી બની ગઇ. ( અર્થાત્ સૂર્યોદય સમયે ચંદ્રપ્રકાશ ઝાંખો બની ગયો ) પૂર્વ સમુદ્રના કિનારે સમાગમના ઉત્કટ વેગથી ઊઠી રહેલો દેહવાળો સૂર્યરૂપી ચક્રવાક પ્રિયાની અભિલાષા કરતો હોય તેમ જણાય છે. જ્યોત્સ્ના રૂપી જળથી ભરેલા આકાશ રૂપી સરોવર જેવા નિર્મળ પ્રભાતમાં અરુણોદય થતાં તારાઓ અને ચંદ્રનો તેજસમૂહ સંકુચિત બનવા લાગ્યો.

### શ્રાવકધર્મનો સ્વીકાર

પહેરેગીરે આ પ્રમાણે કહ્યું તે સાંભળી બગાસુ ખાતો ખાતો, બાહુ વાળતો નિદ્રાથી ઘૂમતી બે આંખોવાળો રાજા શયનથી ઊભો થયો. કાયાનાં આવશ્યક કાર્યો પતાવ્યાં અને સભામંડપમાં આવ્યો. વાસવમંત્રીએ જુહાર કર્યો. રાજાએ કહ્યું, “ અરે વાસવ ! શું ધર્મનંદન ગુરુ પાસે નથી જવું ? ” વાસવે કહ્યું, “ જેવી આપની આજ્ઞા. ” એ પ્રમાણે જવા નીકળ્યા. હાથણી ઉપર આરૂઢ થયા. અને નગરીમાંથી નીકળી તે ઉદ્યાનમાં પહોંચ્યા. ભગવાન ધર્મનંદન અને સાધુઓને વંદના કરી. ભગવાને ખબર પૂછ્યા, અને કહેવા યોગ્ય સમાચાર કહ્યા. પછી ભગવાને કહ્યું, “ હે પુરંદરદત્ત રાજા ! તારા હૃદયમાં કંઈક પ્રશ્ન ઊઠેલો છે ! ” રાજાએ વિચાર્યું કે નક્કી પોતે રાત્રે આવ્યો હતો તે ભગવંત જાણી ગયા છે. એમ વિચારતાં કહ્યું, “ જે આપે ઉપદેશ આપ્યો તે સર્વ હું સ્વીકારું છું. પરંતુ ઝૂંપડી અને ઉદુંબરફળ છોડી શકું તેમ નથી. માટે અહીં ( ગૃહવાસમાં ) રહી કરી શકું અને સંસાર સમુદ્ર તરી શકાય તેવું હોડકું આપો. ” ભગવાને કહ્યું, “ જો એમ છે તો આ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત, એમ સમ્યક્ત્વપૂર્વક બાર વ્રતરૂપી શ્રાવકધર્મ અંગીકાર કર. ” રાજાએ કહ્યું, “ જેવી આપની આજ્ઞા. ” એમ કહી સમ્યક્ત્વ અંગીકાર કર્યું. અણુવ્રતો સ્વીકાર્યાં. સર્વથા અણુવ્રતો ગ્રહણ કરી અન્ય દેવ બન્યો. વાસવમંત્રીએ પણ સંતોષ પામી કહ્યું,

"હે ભગવંત ! આપનું વૃત્તાન્ત અમે જાણતા નથી." ભગવાને કહ્યું, "આ એ કહેશે. અમારી સૂત્ર-અર્થ પોરસી ઉલ્લંઘન થાય છે. વળી આજે અમારે વિહાર કરવાનો છે." એ સાંભળી દુઃખપૂર્ણ કંઠના ગદ્દગદ્દ સ્વરથી તેઓએ કહ્યું, "અમારા જેવા પામરોને હૃદયઇચ્છિત પ્રિય સંગમનું સુખ કયાંથી હોય ? તમારા ચરણયુગલનાં દર્શન એ પણ અમારે માટે મહાન ભાગ્યોદય ગણાય. માટે ફરીથી પણ આપ દર્શન આપવાની કૃપા કરશો." એમ કહી ભગવાનના ચરણયુગલમાં તેઓ નમી પડ્યા. સ્તુતિ કરી, ત્રણ પ્રદક્ષિણા કરી તેમણે કોસાંબી નગરીમાં પ્રવેશ કર્યો. ભગવાન પણ સૂત્ર, અર્થ, પોરસી વગેરે કરી કલ્યાણ સુખકારી સુકાળવાળા ક્ષેત્રમાં ગચ્છ-પરિવાર સાથે વિચરવા લાગ્યા. તે પાંચે દીક્ષિતો થોડા કાળમાં સૂત્ર-અર્થ ભણી ગીતાર્થ બન્યા. તેઓને એક જ દિવસે, એક જ સમયે પર્ષદામાં દીક્ષા અંગીકાર કરવાને લીધે માંહોમાંહે ધર્માનુરાગવાળો સ્નેહ થયો.

**ભવાંતરમાં સમ્યક્ત્વ આપવું**

✻ ૧૭૦. તેઓ પાંચે સુખપૂર્વક રહેલા હતા ત્યારે કોઇક સમયે વાર્તાલાપ થયો. "અરે, આ જિનવરમાર્ગ દુર્લભ છે. બીજા ભવમાં પણ એ કેવી રીતે પ્રાપ્ત થાય ? સર્વથા આ વિષયમાં શું કરવા યોગ્ય છે ?" એમ વિચારી બધામાં મોટા ચંડસોમના પગમાં પડી ઊભા થઈ બીજાઓએ કહ્યું. વળી કહ્યું, "કર્મઅલ્પતા થવા યોગે બીજા ભવમાં તમને તેવો અતિશય પ્રાપ્ત થાય તો અમે જ્યાં રહેલાં હોઇએ ત્યાં અમને સમ્યક્ત્વ આપવું. જો અમે ભારેકર્મી અને મિથ્યાત્વમાં હોઇએ તો સ્નેહ ઉપકારના પક્ષપાતી બની, હે સુવિહિત ! અમારી વાત આપની ઇચ્છાપૂર્વક અંગીકાર કરો." ત્યાં ચંડસોમે કહ્યું, "જો મારો તેવો અતિશય હશે અને તમે પણ મનુષ્યલોકમાં સંજ્ઞી પંચેન્દ્રિયપણામાં હશો તો તમારી વાત સ્વીકારું છું. પણ તે સિવાય નહિ." ત્યાર પછી માનભટ્ટને બાકીના ચારેએ તે પ્રમાણે કહ્યું. ત્યારે તેણે તે વાત બરાબર તે પ્રમાણે સ્વીકારી. પછી માયાદિત્યને તે જ પ્રમાણે ચારેએ કહ્યું. અને તેવી જ રીતે લોભદેવે અને મોહદત્તે પણ વાત સ્વીકારી. એ પ્રમાણે પરસ્પર કરેલા સંકેત પ્રમાણે સમ્યકત્વ અને જિનમાર્ગપ્રાપ્તિ ભવાંતરમાં થાય તેવી ઉત્કંઠાવાળા તેઓ રહેવા લાગ્યા. એ રીતે દીક્ષાનાં ક્રિયા, જ્ઞાન, ધ્યાનમાં મગ્ન બનેલા તેઓનો સમય પસાર થવા લાગ્યો. પરંતુ પેલો ચંડસોમ જરા કારણ ઉત્પન્ન થાય તો થોડો થોડો ક્રોધ કરવાના સ્વભાવવાળો હતો. માયાદિત્ય પણ જરા જરા કપટ, પ્રપંચ અને કુટિલ હૃદયવાળો હતો. બીજાઓ કષાયોને દબાવી ચારિત્ર્યપાલન કરી રહ્યા હતા. ત્યાર પછી કોઇક કાળે પોતાનુ આયુ પાલન કરી, સંલેખના કર્મની સાધના કરી. જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપયુક્ત ચાર સ્કંધવાળી આરાધના કરી, વિધિપૂર્વક પ્રાણત્યાગ કરી, તેને યોગ્ય પરિણામથી પરિણત બની, પૂર્વે બાંધેલા દેવપણાના ગોત્રવાળો લોભદેવ મરીને સૌધર્મકલ્પ પ્રથમ દેવલોકમા ઉત્પન્ન થયો.

દેવલોકનું વર્ણન

* ૧૭૧. મનોહર મણિકૂટથી રચેલો અને લક્ષ્મીના સ્થાન નંદનવન જેવો, નિર્મળ રત્નથી નિર્માણ કરેલાં ઊંચાં વિમાનોના સમૂહથી રોકાઇ ગયેલા આકાશમાર્ગવાળો, કોઇક જગ્યાએ દેવાંગનાના મધુર ગીતોથી મનોહર, કોઇક જગ્યાએ રત્નના ઢગલાના તેજથી ઉજ્જવળ, કોઇક જગ્યાએ વીણાના શબ્દ સંભળાતા હોવાથી ઉત્કંઠિત, કોઇક જગ્યાએ ચળકતા મોતીથી ઉજ્જવળ, કોઇક જગ્યાએ માણેકરત્નની ફરસબંધવાળો, કોઇક જગ્યાએ મણિરત્નનાં બનાવેલાં પ્રેક્ષણીય સ્થળવાળો, કોઇક જગ્યાએ પદ્મરાગમણિના વિકસિત કમળવાળો, કોઇક જગ્યાએ ફરતી દેવાંગનાઓનાં નૂપુરની ઘૂઘરીઓના સંભળાઇ રહેલા શબ્દવાળો, કોઇક જગ્યાએ હર્ષિત દેવકુમારના બાહુ અફળાવાને લીધે પડેલા પડઘાવાળો, કોઇક જગ્યાએ મૃદંગના શબ્દવાળો, કોઇક જગ્યાએ દેવીઓના નૃત્યના સમયે ફેંકાતી પુષ્પરજવાળો, કોઇક જગ્યાએ વજ્રદેવ નામનો દેવ સંચરતો હોવાથી વીજળીના તેજથી યુક્ત, કોઇક જગ્યાએ દેવયુવાનોએ કરેલા સિંહનાદથી યુક્ત, કોઇક જગ્યાએ દિવ્ય નાટક જોનારાઓએ કરેલા ઘોંઘાટવાળો, કોઇક જગ્યાએ ઇન્દ્ર મહારાજની ચાલી રહેલી સવારી વખતે સંભળાતા જયકારશબ્દના પડઘાવાળો, કોઇક જગ્યાએ કલ્પવૃક્ષના પુષ્પની સુગંધથી મહેકતો, કોઇક જગ્યાએ દિવ્ય સ્તુતિ વડે થતાં જિનેશ્વરોનાં સ્તવનવાળો, કોઇક જગ્યાએ પવનથી વેરાતાં પારિજાત પુષ્પની મંજરીની રજ વડે વ્યાપી ગયેલી દિશાઓવાળો એવો સૌધર્મ દેવલોક અત્યંત રમણીય છે.

મનુષ્યોનાં જે જે સુખો અને સુખનાં સ્થાનો લોકોમાં સંભળાય છે તેને સ્વર્ગ કહેવામાં આવે છે. તો જે ખુદ સ્વર્ગ છે તેને અમારે શું કહેવું ? બીજાને તો વચનવિષયમાં પણ ન આવી શકે તેવા અને શ્રવણસુભગ એવા આ સ્વર્ગનગરમાં 'પદ્મવર' નામનું શ્રેષ્ઠ વિમાન છે.

* ૧૭૨. એ વિમાન તે કેવું છે ? જેમ કે—

શ્રેષ્ઠ નિર્મળ પદ્મરાગરત્નના કિરણથી ઓસરી ગયેલા અંધકારવાળું, લટકી રહેલી ઉત્તમ મુક્તાફળની માળાથી ઉજ્જવળ, પવનથી પ્રેરાઇને ઊડેલી ફ્રૂજતી ધ્વજાઓની ઘૂઘરીઓ વડે ગૂંથેલી માળાના સંભળાઇ રહેલા રણકારવાળું, શ્રેષ્ઠ નાની ધ્વજાની પંક્તિથી શોભતાં શિખરોવાળું, મણિ–પદ્મરાગથી ઘડેલું, વિકસિત પદ્મકમળની શોભા સરખું, પદ્મવનખંડયુક્ત, પદ્મકમળવાળું શ્રેષ્ઠ વિમાન છે.

દેવોત્પત્તિ

તે પદ્મ સરખા વિમાનના મધ્ય ભાગમાં સ્ફટિક રત્નનું બનાવેલું, મોતીની લટકતી માળાવાળું, શ્રેષ્ઠ વજ્રરત્નના પાયાવાળું, મરકત મણિની બનાવેલ પાદપીઠવાળું, કર્કેતન–ઉત્પલક–પત્રવાળું શ્રેષ્ઠ શયન કોટ્ટિમતલમાં રહેલું છે. તે શયન ઉપર પાતળું, હલકું, કોમળ, વિસ્તૃત, મનોહર, આકાશતલ માફક ઝીણું, પવિત્ર, સુભગ એવું કોઇક દેવદૂષ્ય વસ્ત્ર શોભે છે. તેના ઉપર બીજું પહોળું, લાંબું, લટકતું, ક્ષીરસમુદ્રના કિનારા જેવું

ઉજ્જવળ દેવદૂષ્ય છે. હવે તેના બે છિદ્રની અંદર, દોરડાથી જેમ બળદ ખેંચાય તેમ, દેવ, અનાનુપૂર્વિ નામના કર્મથી, કાસપુષ્પથી પણ અધિક કોમળ શય્યામાં અણાય છે. હવે ક્ષણવારમાં તૈજસ્ અને કાર્મણ એ બે શરીરવાળો અને આહાર વગરનો લોભદેવનો જીવ એક સમયમાં જ તે શયનમાં પહોંચ્યો. પહોંચતાંની સાથે જ શ્રેષ્ઠ પરાગ જેવા, બહુ હલકા નહિ અને બહુ ભારે નહિ એવા, સુગંધી કોમળ વૈક્રિય પુદ્ગલોને ગ્રહણ કરવા લાગ્યો. જેમ ઉકળતા તેલમાં પુડલો તેલને ગ્રહણ કરે છે, વળી મિશ્ર બને છે, તેલ બહાર કાઢે છે તેમ જીવ પણ પુદ્ગલો ગ્રહણ કરે છે. આહાર ગ્રહણ કર્યા પછી ક્ષણવારમાં આહારપર્યાપ્તિ પૂર્ણ કરે છે. તે પછી તરત શરીરપર્યાપ્તિ ગ્રહણ કરે છે. નામ-કર્મની શક્તિથી સ્પર્શાદિ પાંચે ઇન્દ્રિયો સ્થાપન કરે છે. વળી શ્વાસોચ્છ્વાસ, વચન અને મનઃપર્યાપ્તિ અનુક્રમે કર્મથી તૈયાર કરે છે. બોલવા યોગ્ય પુદ્ગલોને પોતાની શક્તિથી ગ્રહણ કરવા અને ભાષાપણે પરિણામવા તે ભાષાપર્યાપ્તિ. આમ સર્વ પર્યાપ્તિથી તે પૂર્ણ થાય છે. આ વખતે કર્માનુભાવથી મુહૂર્ત માત્રમાં સર્વ અંગોપાંગરૂપ આત્માનું રૂપ સંપૂર્ણ ગ્રહણ કરે છે. ત્યાં શયનતલના ઉપરના વસ્ત્રને ખસેડીને બગાસું ખાતાં ભુજાઓ ઊંચી કરી અને વાળી (આળસ મરડી), લાલ લાંબી આંખવાળો, વિશાળ વક્ષસ્થલ અને મોટી પુષ્ટ ભુજાવાળો, પાતળી કટિવાળો અને તેથી શોભાયમાન અંગવાળો, પરવાળાં જેવા મનોહર હોઠવાળો, ઉન્નત નાસિકાવાળો, ચંદ્રબિંબાકાર મુખકમળવાળો, શ્રેષ્ઠ કલ્પ-વૃક્ષની નવીન લાલ કુંપળ જેવી હથેળીવાળો, કોમળ કમળ જેવા બાહુવાળો, સુવર્ણની જાણે ઘડેલી હોય એવી કંચનવર્ણી જંઘાવાળો, જરાક ઊંચા કોમળ નખની સ્ફુરતી કાંતિવાળો, વિશાળ વક્ષસ્થળમાં લટકતી હારલતાના રત્નરાગથી શોભતો, ગાલ ઉપર ડોલતા કુંડળવાળો, કડાથી શોભતો, કલ્પવૃક્ષની પુષ્પમંજરીની શ્રેણીયુક્ત અને પારિજાતનાં પુષ્પથી મિશ્રિત એવી પગ સુધી પહોંચે તેટલી લાંબી વનપુષ્પમાળાથી શોભતો, જેમ કોઈ રાજકુમાર નિદ્રા ઊડી ગયા પછી શયનમાંથી ઊભો થાય તેમ સંપૂર્ણ અંગવાળો આ નવીન દેવતા શયનમાંથી ઊભો થયો. આ રીતે જાગેલા આ દેવે સહેજ નજર કરી તો ભક્તિથી નમસ્કાર કરતો સમગ્ર દેવપરિવાર જોયો. લોભદેવે કેવો તે પરિવાર જોયો ?—

કોઈક મધુર સ્વરથી ગીત ગાય છે, કોઈક તંતુવાદ્ય વગાડે છે, કોઈક હર્ષિત થઈ નૃત્ય કરે છે, કોઈક દેવસમૂહ વિનંતિ કરે છે કે "કરવા યોગ્ય આચારનું પાલન કરો. પરમ શક્તિથી ન જીતેલાને જીતો." કોઈક અંજલિપુટ મસ્તકે લગાડી આવા વચનોથી સ્તુતિ કરે છે, "તમે જય પામો, જય પામો, આનંદ પામો, કલ્યાણ પામો, હે અમારા સ્વામી ! તમારો જય હો." બીજા પણ કિંકર દેવતા હર્ષવાળા બની એ પ્રમાણે બોલે છે. કેટલાક દેવો હાથમાં કળશ, વીંઝણો, નિર્મળ ચામર, ઉજ્જવળ છત્ર ધારણ કરે છે. બીજા દેવતાઓ હાથમાં દર્પણ ધારણ કરે છે. હાથમાં વીણા મૃદંગવાળો, અલંકારથી શોભતા હાથવાળો, અપ્સરાઓનો સમુદાય તેના હુકમની રાહ જુએ છે. પૂર્વે કોઈ વખત નહિ જોયેલ એવી અપૂર્વ અને મનોહર તથા મદવશથી ફરતી અને નૃત્ય કરતી એવી વિલા-સિની દેવીઓને પણ તે જુએ છે.

પ્રતિહારીનું નિવેદન

૧૭૩. આ પ્રકારનુ અપૂર્વ દશ્ય જોઈને લોભદેવે વિચાર્યું કે "અહો અહીં મોટી રિદ્ધિ છે. તો એ મારી હશે કે બીજા કોઇની?" એમ ચિંતવતા લોભદેવને દેવ પ્રતિહારિએ કહ્યું:—

"એક હજાર યોજન ઊંચું, મહાપદ્મરાગરત્નથી બનેલુ અને એનાથી જેનો અંધકાર-સમૂહ દૂર થઇ ગયો છે એવું આ વિમાન આપનુ જ છે. શ્રેષ્ઠ ઇન્દ્રનીલ, મરકત, કર્કેતન, પદ્મરાગ, વજ્ર વગેરે પરસ્પર ભિન્નવર્ણવાળા રત્નોનો આ ઢગલો પણ આપનો જ છે. પુષ્ટ, ઊંચા સ્તનવાળી, મોટા નિતંબવાળી, ખણખણ કરતા કંદોરાવાળી, મદનના મદવિકારથી ચંચલ નયનવાળી આ દેવીઓનો પરિવાર પણ આપનો જ છે. લય અને તાલ વડે શુદ્ધ ગીતવાળું, લલિત દેહઅભિનય અને હાવભાવવાળું, શ્રેષ્ઠ મૃદંગના ગંભીર શબ્દવાળું આ નાટક આપનું જ છે. તરવાર, ચક્ર, ભાલા, પ્રહરણ, આદિ હથિયારોથી યુક્ત હાથ-વાળા દેવોની આ અગણિત સેના જે બહાર રહેલી છે તે પણ આપની જ છે. મુષ્ટિપ્રહારથી પૃથ્વીને ફેંકી દે અને મેરુને ચૂરી નાખે એવો, મસ્તક નમાવીને આજ્ઞા ગ્રહણ કરે છે એ આ સેનાપતિ પણ આપનો જ છે. મેરુ પર્વત જેવડા ઊંચા દેહવાળો, ગંડસ્થળમાંથી મદજળ ઝરતો, જોવા માત્રથી દૈત્યો પલાયન થઇ જાય એવો આ હાથી પણ આપનો જ છે. મંદાર, કલ્પવૃક્ષ, સુરભિ, કેસર અને પારિજાતનાં સેંકડો વૃક્ષયુક્ત અને ફળપુષ્પથી પલ્લવિત આ ઉદ્યાન પણ આપનુ જ છે. મનની ઇચ્છા પ્રમાણે તરત કાર્ય કરી આપનાર, પોતાનુ સ્થાન ન છોડનાર, હાજર રહી આપની આજ્ઞાની રાહ જોતા આ સેંકડો સેવકો પણ આપના જ છે. હે દેવ! આપ બળ, વીર્ય, રૂપ, આયુ વગેરે ગુણો વડે ઇન્દ્ર સરખા છો. પદ્મવિમાનમા ઉત્પન્ન થયેલા આપનુ નામ 'પદ્મપ્રભ' છે." આ પ્રમાણે રિદ્ધિ, પરિવાર, સૈન્યનુ પ્રતિહારીએ નિવેદન કર્યું. એ જાણી પદ્મપ્રભદેવ હૃદયમાં વિચારવા લાગ્યો, "મેં કયા સુપાત્રમાં કેટલો વૈભવ દાનમાં આપ્યો હશે? કયા વ્રત, નિયમ, શિયળ પાળ્યા હશે? અને શું તપ કર્યું હશે?" એમ વિચારતાં તેને તરત વિસ્તારવાળું અવધિજ્ઞાન થયુ અને તે વડે જોવા લાગ્યો કે પોતે જંબૂદ્વીપના ભરતના મધ્યખંડમા પૂર્વભવમા ઉત્પન્ન થયો હતો અને ઘોડા લઈ પહોચ્યો હતો. રત્નદ્વીપ ચાલ્યો અને વહાણ રત્નોથી ભરી પાછો ફર્યો ત્યારે લોભમાં મૂઢ બની ભદ્રશેઠને સમુદ્રમાં ફેંક્યો, વહાણ ભાગ્યુ, તારદ્વીપમા દુઃખ પામ્યો, કૌસાંબી આવ્યો, ધર્મનંદન ભગવાનનાં દર્શન થયા, વૈરાગ્ય પામી દીક્ષા અંગીકાર કરી, પંચ નમસ્કારમા મન રાખી પોતે કાળ કરી ગયા, દીક્ષાથી ઘણું અશુભ પાપ-કર્મ શોષાયુ એ જાણી લીધું અને પંચ નમસ્કારનું ફળ આ દેવત્વ હું પામ્યો.

૧૭૪. આ બધુ જોઇને તેમ જ એકદમ અંગમરોડ કરતી ચાલતી મનોહર કામિનીના ભારયુક્ત નિતંબબિંબના વિલાસયુક્ત અને સુવર્ણકમળ સાથે પગસ્ખલના પામવાથી મણિનૂપુરનો જ્યાં રણકાર સંભળાઇ રહ્યો છે તથા કંદોરાની ઘૂઘરીઓ પરસ્પર અથડાવાથી થતો શબ્દ અને હર્ષપૂર્વક બોલાતો જયજય શબ્દ અને તે બન્નેથી ઉત્પન્ન થનો પડઘો જ્યાં ફેલાઇ રહ્યો છે ત્યા દેવસમૂહ ક્ષોભ પામે તેવી રીતે શય્યામાથી તે





ઊભો થયો. જંબૂદ્વીપ તરફ સાતઆઠ ડગલાં ગયો. બિડાયેલ કમળની જેમ બે હાથની મસ્તકે અંજલિ કરી ડાબો ઘૂંટણ નીચે સ્થાપન કર્યો અને મણિજડિત ફરસબંધ ઉપર ભક્તિથી પૂર્ણ મસ્તક નીચું નમાવ્યું અને સ્તુતિ કરી, "દેવો, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો, કિન્નરો જેની સ્તુતિ ગાય છે, અસુરેન્દ્રો, ચક્રવર્તી, દેવેન્દ્રો જેનાથી ગૌરવ પામ્યા છે, જન્મ-મરણરૂપી ભીષણ સંસારસમુદ્રમાં નાવ સમાન, મોક્ષસુખનું કારણ, એવું જિનેન્દ્રનું ઉત્તમ શાસન જયવંતુ વર્તો. તીર્થ પ્રવર્તાવવાથી જે ગૌરવવંત છે, જેમના નખનાં નિર્મળ કિરણો ફેલાયેલાં છે, સકલ સુરઅસુરોથી નમસ્કાર કરાયેલ છે એવા જિનેશ્વરના ચરણોને હું નમસ્કાર કરું છું. આવા પ્રકારની રત્નોથી ભરપૂર દેવતાઇ રિદ્ધિ જે સુધર્મે મને આપી તે ચારિત્ર્યધર્મને નમસ્કાર કરું છું." એ પ્રમાણે પ્રણામ કરી તે ઊભો થયો અને દેવ-તાઓને પૂછ્યું, "અરે હમણાં મારે શું કરવાનું છે ?" પ્રતિહારીએ વિનંતિપૂર્વક કહ્યું, "ક્રીડાવાવડીમાં સ્નાન કરી દેવગૃહમાં પુસ્તકરત્ન વાંચવાનાં છે." ત્યારે દેવે કહ્યું, "ચાલો, ક્રીડાવાવડીમાં જઇએ," એમ બોલતો ઉતાવળે તે ચાલ્યો. આગળ ચાલી દેવસમુદાયને બાજુએ ખસેડતા પ્રતિહારી સાથે તે સ્નાનવાવડીએ આવી પહોંચ્યો.

**વાવડીનું વર્ણન**

* ૧૭૫. તે વળી કેવી છે ? જેમ કે–

ફરસબંધમાં વિવિધ રંગયુક્ત મણિ જડેલા હોવાથી તેનાં કિરણ વડે ઇન્દ્રધનુષ્ય જેવી દેખાતી, કિનારા પર ઊગેલાં વૃક્ષની મંજરી તથા પુષ્પોનીરજ જેની સર્વ દિશામાં ઊડી રહી છે તેવી, મણિજડિત પગથિયાં ઉપર બનાવેલ સુવર્ણ-પ્રતિહારીની પુતળી શ્રી દેવીની શોભા ધારણ કરી રહી છે, સુવર્ણનાં ઊંચાં તોરણ તથા ઊડતી ધ્વજાયુક્ત, પવનથી હાલતી નાની ઘંટડીઓના કર્ણપ્રિય રણકાર જ્યાં સંભળાઇ રહ્યા છે, ઘણા ગવાક્ષ તથા નિર્ગમદ્વારથી જેનો ઘેરાવો શોભા ધારણ કરી રહ્યો છે, સુવર્ણકમળથી વિભૂષિત શ્વેત રત્નકમળની ઉજ્જવળ છાયાવાળી, સ્ફટિકમય ઉજ્જવળ કુમુદયુક્ત, સુવર્ણનાં બનાવેલ સુગંધી કમળો જ્યાં છે, નીલમણિ રૂપી સુગંધી કુવલયમાંથી ઝરતાં મકરન્દબિન્દુઓ જળમાં વ્યાપી ગયેલાં હોવાથી ચિત્રામણયુક્ત, શ્રેષ્ઠ પદ્મરાગમણિ રૂપી શતપત્ર કમળની આડી-અવળી પડેલી પાંખડીઓ વડે શોભતી, શ્રેષ્ઠ ઇન્દ્રનીલમણિ જેવા નિર્મળ નલિની-વનખંડ વડે શોભતાં સ્થાનોવાળી, અનેક પાંખડીઓની ગોઠવણી વડે શોભા પામેલી, સુરસમુદાય અને પવનથી ચલાયમાન કલ્પવૃક્ષનાં પુષ્પોના ગોઠવેલા ઢગલાથી શોભિત, નિર્મળ અને ઉજ્જવળ જળસમૂહવાળી, નૃત્ય કરતાં લાલ કમળોવાળી-આ પ્રમાણે કમળ સરખા મુખવાળી, રમ્ય વિકસિત નીલકમળ રૂપી દીર્ઘ નેત્રવાળી, મણિકંચનથી ઘડાયેલા અંગવાળી દેવાંગના જેવી વાવડી તેણે જોઈ. તે જોઇને વાવડીના જળમાં તેણે ઝંપલાવ્યુ. તેની પાછળ દેવીઓ પણ અંદર ઊતરી. હવે વાવડીમાં તેઓ શું કરવા લાગ્યાં ?

**જલક્રીડા**

ઊંચા પુષ્ટ સ્તનના ધક્કાથી ચલાયમાન જલકલ્લોલ વડે પોતાનું વસ્ત્ર હરણ કરાવાને લીધે લજ્જા પામતો સ્ત્રીસમુદાય અંગે વિલેપન કરેલા લેપરાગથી વાવડીના નિર્મળ જલને

મલિન કરે છે. વિશાળ નિતંબબિંબ સાથે અફળાવાથી ઉત્પન્ન થયેલ ધોળો ચમકતો ફીણ-સમૂહ પ્રગટ થતાં 'આ વસ્ત્ર છે' એ પ્રમાણે યુવતીવર્ગ વડે ઉપમર્દન કરાય છે. પાણી વડે એક બીજીને સામસામી ભીંજવતી અને જળછંટકાવ કરતી, નીચે પડી જતી, શક્તિ-હીન બનેલી પ્રૌઢ દેવાંગનાઓ વડે પતિ આલિંગન કરાયો. નવીન ઉત્પન્ન થયેલ આ પદ્મ-પ્રભ દેવ પણ શંકા સાથે આવી પડતા પદ્મકમળના કોમળ પ્રહાર ઝીલતો, નિર્દયપણે પાણીમાં હાથ અફાળતો, કમળસંગયુક્ત જળપ્રહારની ધારા વડે ક્રીડા કરવા લાગ્યો. દેવના અંગમાં દેવીઓ કમળનાળ વડે ત્યાં સુધી પ્રહાર કરતી હતી કે જ્યાં સુધી મુગ્ધ ઘૂમતી દેવાંગનાઓ વળીને પાછી આવેલી તેના ઉપર નજર ન પડે. લાલ કમળ વડે પ્રહાર પામી સિત્કારપૂર્વક આંખ મીચી દીધી છે એવી પદ્મ સમાન કોમળ અંગવાળી પ્રૌઢાઓ જળક્રીડામાં ક્લેશની દરકાર કરતી નથી. જળયંત્ર વડે પ્રિયતમની આંખમા પાણી છાટી. લજ્જા ગૌણ કરી પ્રૌઢપણામાં છલંગ મારી પ્રિયના મુખને ચુંબન કરે છે. એ પ્રમાણે વાવડીમાં સ્નાન કરી, દેવાંગના રૂપી ઉત્તમ હાથિણીઓથી પરિવરેલ વિકારયુક્ત દિગ્ગજેન્દ્રની જેમ તે બહાર નીકળ્યો. રાજહંસનાં પીછાંવાળા કોમળ દેવદ્રવ્યથી અંગ લૂછી નાખ્યુ. પછી તેને ધોયેલું વસ્ત્રયુગલ આપ્યુ. તે કેવું હતું ?–

શું તે કોમળ રૂનુ બનાવેલું હશે કે કાસકુસુમની રૂવાટીથી બનાવેલું હશે કે દૈવી શક્તિથી કમળતંતુનુ બનાવેલુ હશે ? તેવા પ્રકારનું વસ્ત્ર પહેરીને ઉત્તરાસંગ કરી, પ્રતિહારીએ બતાવેલા માર્ગે તે જવા લાગ્યો. દેવગૃહમા પહોચ્યો. દેવગૃહના પૂજારીઓએ દ્વાર ઉઘાડયુ સમગ્ર કિરણોને જેણે જીતી લીધાં છે તથા પાપ રૂપી અંધકારના ફેલાવાને જેણે દૂર કર્યો છે એવા તેની કાંતિ હજાર કિરણવાળા સૂર્યની જેમ ઊછળી રહી.

### પ્રભુપ્રતિમાપૂજન

૧૭૬. એટલામા તાજી ખીલેલી પારિજાતકુસુમમંજરીથી શોભિત તથા કલ્પવૃક્ષના પુષ્પના ગોટા સાથે સુવર્ણકમળ ઇન્દિવરથી ભરેલા પાંચ વર્ણવાળાં પુષ્પો જેમાં ગોઠવેલા છે તેવો સુવર્ણકરંડક પરિજનોએ લાવીને ત્યાં મૂક્યો. એટલે 'णमो जिणाणं' એમ શબ્દોચ્ચાર કરી પદ્મપ્રભ દેવે જિનમંદિરમાં પ્રવેશ કર્યો અને જિનબિંબનાં દર્શન કરવા લાગ્યો. તે કેવાં હતા ? જેમ કે–

અન્યોન્ય વર્ણવાળાં, પોતાનાં વર્ણ, પ્રમાણ, માનયુક્ત નિર્મિત અને ઉત્પત્તિ તથા નાશથી રહિત (અર્થાત્ શાશ્વત) જિનબિંબોનાં દર્શન કરે છે. કેટલાંક જિનબિંબ સ્ફટિકમણિથી પણ વધારે નિર્મળ. કેટલાંક સૂર્યકાન્તમણિનાં ઘડેલાં, કેટલાંક મહાનીલરત્નમય, કેટલાંક કર્કેતન રત્નથી બનાવેલાં હતાં. કેટલાંક મુક્તાફળથી પણ વધારે તેજસ્વી, કેટલાંક ઉત્તમ પદ્મરાગ જેવી પ્રભાવાળા અને કેટલાંક શ્યામ કાંતિવાળા મરકતમણિમાંથી નિર્માણ કરેલાં બિંબો હતાં.

જિનેશ્વર ભગવંતનાં આ બિંબોનાં દર્શન કરી, હર્ષવશ પ્રફુલ્લિત નયનયુગલવાળો તે દેવ ચરણમાં પડી 'णमो सव्व-जिणाणं' એમ બોલ્યો. પછી દિવ્ય સુગંધી જળપૂર્ણ

સુવર્ણ કળશ આપ્યો એટલે જળથી અભિષેક કરીને દિવ્ય દ્રવ્યથી વિલેપન કર્યું. ગોશીર્ષ, ચંદન, ગંધમિશ્રિત શ્રેષ્ઠ ધૂપ ઉવેખ્યો. પછી શોભાવૃદ્ધિ થાય તે પ્રમાણે જળસ્થળનાં પુષ્પો આરોપ્યાં. વિવિધ પ્રકારની પૂજા–રચના કર્યા પછી દેવતાઓનું જિનગૃહ કેવું દેખાવા લાગ્યું? જેમ કે–

માનસસરોવરના લક્ષ્મીગૃહ કરતાં અધિક સુશોભિત, વિકસિત સુવર્ણકમળની શોભા-યુક્ત, નવીન નીલકમળ અને શ્વેતકમળ વડે મનોહર, નવીન કલ્પવૃક્ષના ગુચ્છા અને દેવવૃક્ષનાં વેરાયેલાં પુષ્પો જ્યાં પડયાં છે એવું તથા પૂજા જ્યાં સમાપ્ત થઈ છે એવું જિનેશ્વરનું મંદિર શોભી રહ્યું હતું. આવું જિનમંદિર જોઈને હર્ષવશ રોમાંચિત થયેલો તે જિનવર ભગવંતની સ્તુતિ કરવા લાગ્યોઃ "દેવો, દાનવો, કિન્નરો, મુનિવરો, ગંધર્વો જેમનાં ચરણમાં નમેલા છે એવા તમારો જય હો! નિર્મળ કેવળજ્ઞાનવાળા સમગ્ર જિને-શ્વરોને નમસ્કાર હો! જો હું કદાચ દેવ, નારકી, મનુષ્ય કે તિર્યંચ ગતિમાં હોઉં તોપણ સમગ્ર જગતના સુખના મૂળ કારણરૂપ સમ્યક્ત્વ મને આપજો!"

પંચનમસ્કાર

" ૧૭૭. આ પ્રમાણે સ્તુતિ કરી પગમાં પડ્યો. રત્નપીઠ પર પડેલું પુસ્તક જોયુ. તે કેવું હતું? જેમ કે—

ઉત્તમ પદ્મરાગથી બનાવેલી એની બાહ્યાકૃતિ, સ્ફટિક રત્નનાં બનાવેલાં પત્રો અને ઇન્દ્રનીલમણિથી લખેલું એવું મનોહર પુસ્તકરત્ન એણે જોયુ. તે જોઈને ભક્તિપૂર્ણ હૃદયથી ગ્રહણ કર્યું અને ખોલ્યુ. ખોલીને વાંચ્યુ "नमो सव्व–सिद्धाण." જ્ઞાન, દર્શન, ચારિત્ર્યનો જ્યાં વિયોગ નથી એવો શ્રેષ્ઠ માર્ગ, શાશ્વત શિવસુખનું મૂળ કારણ, એવો પ્રભુએ ઉપ-દેશેલો પ્રગટ માર્ગ જય પામો! દુઃખે કરીને પાર પામી શકાય એવા સંસારરૂપી ઊંડા સાગરને સહેલાઈ તરવા માટે તીર્થસ્થાપના કરવાના સ્વભાવવાળા સર્વે તીર્થંકરો જય પામો! ધ્યાન રૂપી અગ્નિ પ્રગટાવીને કર્મ રૂપી ઇન્ધનને ભસ્મ કરી ભવપરંપરાનો જેમણે નાશ કર્યો છે, તેમજ જ્યાંથી ફરી પાછા ફરવાપણું નથી તેવા સ્થાનને પામેલા સિદ્ધ ભગવંતો જય પામો! જ્ઞાનલબ્ધિની સમૃદ્ધિવાળા, શ્રુતજ્ઞાન રૂપી મહાસમુદ્રનો પાર પામેલા, નજીકના મોક્ષગામી એવા સર્વે ગણધર ભગવંતોને નમસ્કાર કરું છું. જ્ઞાન, તપ, વીર્ય, દર્શન, ચારિત્ર્ય એ પાંચેના આચારોના પ્રવર્તનારા અને પ્રવર્તાવનારા, આગમદીપકને પ્રગટાવનારા આચાર્યોને પ્રણામ કરું છું. શ્રુતસૂત્રના પરાવર્તન, ધારણ, પઠન, પાઠનના કાર્યમાં તલ્લીન, ઉપકાર કરવાના સ્વભાવવાળા એવા ઉપાધ્યાયજીને હું વંદન કરું છું. પંચ મહાવ્રતોથી યુક્ત, ત્રણ ગુપ્તિથી ગુપ્ત, મિથ્યાત્વને દૂર કરનાર, સંયમ પામેલા, અપ્ર-મત્ત એવા સાધુઓને હું વંદન કરું છું."

"આ પ્રમાણે અરિહંતો, સિદ્ધો, ગણધરો, આચાર્યો, ઉપાધ્યાયો, તેમજ સર્વ સાધુ-ઓને નમસ્કાર કરી જિનેશ્વરનો ધર્મ કહીશ. જિનેશ્વરનો ધર્મ બે પ્રકારનો છે. એક ગૃહસ્થ ધર્મ અને બીજો સાધુધર્મ. ગૃહસ્થનો ધર્મ બાર પ્રકારનો છે અને સાધુધર્મ દસ પ્રકારનો

છે. પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત આ બાર પ્રકારનો સમ્યક્ત્વ સાથે (દેશવિરતિ રૂપ) ગૃહસ્થધર્મ છે. ક્ષમા આપવી, સરળતા, નમ્રતા, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, નિષ્કંચનતા અને બ્રહ્મચર્ય આ દસ પ્રકારનો (સર્વવિરતિ રૂપ) સાધુધર્મ છે."

બાકીના ચારેની દેવોત્પત્તિ

આ હકીકત અતિ વિસ્તારથી તે રત્નમય પુસ્તકમા લખેલી છે તે વાંચી ભક્તિપૂર્વક પાછું રત્નપીઠ પર તેણે મૂકયુ. પછી જિનબિંબોને નમસ્કાર કરી જિનગૃહમાંથી તે બાહાર નીકળ્યો. એ પ્રમાણે ઇચ્છા મુજબ પદ્મપ્રભ દેવ ભોગ ભોગવવા લાગ્યો. થોડા દિવસ પસાર થયા પછી આવી રીતે માનભટ્ટ સાધુ પણ શાસ્ત્રવિધિપૂર્વક સંયમ પાલન કરી. વિધિપૂર્વક અનશન કરી, જિનેશ્વરને નમસ્કાર કરી તે જ ક્રમે અનેક લક્ષ યોજન પ્રમાણ વિસ્તારવાળા તે જ વિમાનમા દેવપણે ઉત્પન્ન થયો. તેની પણ તેવી જ અવસ્થા બધી સમજવી. માત્ર તેનું નામ **'પદ્મવર'** હતું. ત્યાર પછી કેટલોક સમય વીત્યા પછી આયુષ્ય કર્મ પૂર્ણ થતાં સંયમવિધિથી માયાદિત્ય પણ તે જ વિમાનમાં ઉત્પન્ન થયો. તેનું નામ **'પદ્મસાર'** હતું. ત્યાર પછી ચંડસોમ પણ કેટલોક સમય સંયમ પાલન કરી તે જ ક્રમે અનશનવિધિથી આરાધના કરી મૃત્યુ પામી તે જ વિમાનમાં ઉત્પન્ન થયો. તેનું નામ **'પદ્મચંદ્ર'** હતું ત્યાર પછી કેટલેક દિવસે સામાયિક આદિ છ આવશ્યક રૂપ સંયમ–ક્રિયા કરી, તેવી જ રીતે અનશનવિધિથી મોહદત્ત સાધુ પણ કાળ કરી, તે જ શ્રેષ્ઠ વિમાનમા ઉત્પન્ન થયો. તેનું નામ **'પદ્મકેસર'** હતું. એવી રીતે પાંચે સાધુઓ પદ્મવિમાનમાં ઉત્પન્ન થયેલા, સરખા વૈભવ, પરિવાર, સૈન્ય, પરાક્રમ, પ્રભાવ, આયુષ્યવાળા હોવાથી પરસ્પર ઘણા સ્નેહવાળા હતા, અને આગલા ભવનો કરેલો સંકેત જાણતા હતા. આવી રીતે તેમનો કાળ વહી રહ્યો હતો ત્યારે ભરતક્ષેત્રમાં ધર્મનાથ ભગવાનનું તીર્થ પ્રવર્તી રહ્યું હતું.

સમવસરણસમયે દેવપ્રવૃત્તિ

એ સમયે દેવ સેનાપતિએ કરાવેલો ઘંટનાદનો પડઘો ઊછળ્યો. તે પડઘાના પુદ્ગલો અથડાવાથી દેવઘંટો વાગવા લાગ્યા. ઘંટાવરથી બાકીનાં દેવવાજિંત્રો પણ વાગવાં શરૂ થયા. તેના શબ્દથી દેવયુવતીઓ હુંકારશબ્દ કરવા લાગી. હુંકારશબ્દના શ્રવણથી વિસ્મિત બનેલા દેવો પ્રિયામુખ ઉપર-ચપળ દૃષ્ટિ સ્થાપન કરવા લાગ્યા. ચપળ નજરે જોવાથી ગંધર્વના ગીતરવમાં ભંગ પડ્યો, ભંગ પડવાથી અપ્સરાઓનાં નૃત્યનાં તાલ, લય, માર્ગ નાશ પામ્યા અને તેથી ક્ષોભાયમાન થયેલી અપ્સરાઓના કલરવ શબ્દથી આકાશમંડળ ભરાઈ ગયુ. એ પ્રમાણે દેવભવનોમાં અણધાર્યો આસનકંપ થયો, કોલાહલ ઊછળ્યો અને તેનો પડઘો ફેલાયો એટલે સુરવરોએ પૂછ્યુ, "અરે આ શું છે?" એટલે પ્રતિહારીએ વિનંતિપૂર્વક કહ્યું, "હે દેવ! જંબૂદ્વીપના દક્ષિણ ભરતખંડના મધ્યભાગમાં જેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે તે ધર્મનાથ તીર્થંકર વિચરી રહેલા છે. તેથી તેમના સમવસરણમાં ભક્તિભાર નમેલાં મસ્તકવાળા દેવસમૂહથી પરિવરેલા ઇન્દ્ર મહારાજની સાથે જવું જોઇએ." તે સાંભળી સર્વે દેવોએ 'સુધર્મ છે જેમનો એવા ધર્મજિનેશ્વરને નમસ્કાર હો.'

એમ કહી નમસ્કાર કર્યો. તેમ કરીને ઇન્દ્ર વગેરે દેવો તૈયાર થયા. કેવી રીતે ? જેમ કે–

એકદમ ઊંચે દોડતા શ્રેષ્ઠ રથો, બીજાં ઘણા વાહનો અને વિમાનોથી આકાશમાર્ગ રોકાઈ ગયો છે. અત્યંત આનંદવાળા દેવો કલરવ કરી રહ્યા છે, અને હર્ષવશ બની એકી-સાથે બૂમો પાડી રહ્યા છે. દેવોની પ્રૌઢ દેવાંગનાઓ વિલાસપૂર્વક ધવલમંગલ ગીતો ગાઇ રહી છે. બાકીની અપ્સરાઓ ઉતાવળથી નૃત્ય કરતી શોભી રહી છે. ચાલે ત્યારે રત્નનાં બનાવેલાં નૂપુરની ઘૂઘરીઓના રણકાર થઈ રહ્યા છે. ઉત્તમ શંખ, પડહ, ભેરી, ઝાલરના ઝંકાર, શબ્દોના પડઘા સંભળાઇ રહેલા છે. નારદ, તુંબરું, વીણા, વેણુના મધુર શબ્દો વાગી રહેલા છે. ઉત્કૃષ્ટ સિંહનાદના શબ્દો ઊછળી દિશામંડળને પૂરી દે છે. આ પ્રમાણે ક્રીડા અને શબ્દ કરતાં જેમનાં અંગમાં હર્ષાનંદ સમાતો નથી તેવા દેવો પ્રભુના સમવસરણ તરફ જઇ રહ્યા હતા. એ પ્રમાણે તેઓ ચંપાપુરીમાં પહોંચ્યા.

* ૧૭૮. પદ્મસાર દેવે ઇન્દ્ર મહારાજને વિનંતી કરી કે—"હે દેવ ! જો આપની અનુજ્ઞા હોય તો હું એકલો જ ધર્મનાથ પ્રભુનું સમવસરણ બનાવું." ઇન્દ્ર મહારાજે કહ્યું, "ભલે, એમ હો !" આમ કહેતાંની સાથે શું થયું ? જેમ કે—

### સમવસરણની રચના

એક યોજનભૂમિમાં ધમધમતો વાયુ તીક્ષ્ણ કાંકરા, તૃણ, ધૂમ, નકામી વસ્તુઓનો કચરો વગેરે સાફ કરવા લાગ્યો. પવનથી ઊડતી ધૂળને શાન્ત કરનાર, સુગંધી ગંધયુક્ત, જેનાં વાદળાં દેખાતાં નથી એવો વરસાદ વરસવા લાગ્યો. ત્યાર પછી પુષ્પરસનાં બિન્દુમાં લુબ્ધ ભ્રમરશ્રેણિઓના ગુંજારવ જેની ઉપર થઇ રહેલા છે એવાં કલ્પવૃક્ષનાં ફૂલના ઢગલા, દીટાં નીચેની બાજુ રહે તેવી રીતે, પડવા લાગ્યા. પછી તે દેવના પરિવારે વિવિધ પ્રકારના રંગવાળાં મણિરત્નનાં કિરણ એકત્ર થવાથી બનેલા મેઘધનુષ્યની શોભાનો દેખાવ આપતો સુંદર ગઢ બનાવ્યો. આ પ્રથમ ગઢની તરત બહાર ઉત્તમ દિવ્ય સુવર્ણથી બનાવેલો, રત્નથી પ્રકાશિત શિખરવાળો બીજો ગઢ દેવતાઓએ રચ્યો. તેના ટૂંકા અંતરે સ્ફુરાયમાન કાંતિવાળા રજતમય ઊંચાં શિખરોથી શોભતો ત્રીજો ગઢ પણ જલદી બનાવ્યો. પછી ઊંચા સુવર્ણના તોરણવાળા શિખર ઉપર શ્રેષ્ઠ મણિના બનાવેલ વરાહ, હાથી, સિંહ, ઘોડા, સરભ, સસલાં, સાબર જેમાં આલેખેલાં છે એવી ફરકતી ધ્વજાઓથી યુક્ત, મણિઓની ઘડેલી પુતળીની શોભાથી શોભતો, જ્યાં ચામરો વીંઝાઈ રહેલા છે તેમ જ સુગંધી મહેક મારતો ધૂપ સળગી રહેલો છે, લાંબી પુષ્પની માળાઓ લટકી રહેલી છે, નાની ધ્વજા ફરકી રહેલ છે એવો, મોતીઓની મનોહર માળાઓથી યુક્ત, દ્વારસમૂહ તત્ક્ષણ બનાવ્યો. ત્યાર પછી શ્રેષ્ઠ કનકપદ્મથી વિભૂષિત, વિકસિત નીલકમળ અને પુષ્પોથી સુશોભિત, અતિ નિર્મળ જળથી ભરેલી વાપિકાઓની દ્વારમાં રચના કરી અને પવનથી કંપતા પલ્લવો-વાળા, વિકસિત પુષ્પોની સુગંધવાળા ઉત્તમ આંબા, ચંપા, અશોક વગેરે સારી જાતનાં વૃક્ષોવાળાં વનોના મધ્યભાગમાં તે દેવે ઊંચું, મેરુપર્વત જેવું સ્થિર, શ્રેષ્ઠ, મણિમય એવું

ભગવંતનું સિંહાસન બનાવ્યું. ત્યાર પછી પ્રસરેલાં કિરણોવાળું જળહળતું પ્રભુનું ભામંડળ રચ્યુ. એટલામાં એકદમ દેવતાઓએ ઉત્તમ દુંદુભિ વગાડી. કોમળ નવપલ્લવની શ્રેણિ-યુક્ત, પવનથી કંપતા, ગુચ્છાઓથી શોભતા, પ્રભુના શરીર કરતાં બારગણા ઊંચા મનોહર અશોકવૃક્ષની અને ત્રિભુવનના સ્વામીપણાના ચિહ્નરૂપ, ચંદ્રની શ્રેણિ માફક ધર્મનાથ ભગવાનના ઉપર સ્ફટિકમય ત્રણ છત્રની રચના કરી. બંને બાજુ શક્રેન્દ્ર અને ઇશાનેન્દ્ર એ ચામરો ઢાળવા લાગ્યા. ઉત્કૃષ્ટ સિંહનાદ થવા લાગ્યો અને દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થઈ. એ વખતે ધર્મનાથ તીર્થંકર ભગવાને દેવતાઓ કમળશ્રેણિની રચના કરતા હતા તેના ઉપર પગ સ્થાપન કરતાં કરતાં કિલ્લાના પૂર્વ દ્વારમાથી પ્રવેશ કર્યો. દેવતાઓ વડે સ્તુતિ કરાતા તેઓ પ્રવેશ કરી, ચૈત્યવૃક્ષને ત્રણ પ્રદક્ષિણા આપી પૂર્વાભિમુખ બેઠા. ત્રણ દિશામાં પ્રભુના આબેહૂબ રૂપ જેવાં ત્રણ રૂપો પ્રભુના પ્રભાવથી બની ગયાં.

### પર્ષદા

ત્યાર પછી ગણધરો પ્રભુને નમન કરી એમની જમણી બાજુ બેઠા. તેમની પાછળ કેવળીઓ અને બાકીના સાધુઓ સમવસરણની પર્ષદામાં બેઠા. પછી વૈમાનિક દેવી, સાધ્વી અને બીજાંઓ બેઠાં. હજારો લોકો એકત્ર હોવા છતાં પણ તે વિસ્તીર્ણ માલૂમ પડતી હતી. કોઈ જગ્યા પર વૈમાનિક દેવો, કોઈ જગ્યા પર ભવનપતિ દેવો, કોઈ જગ્યા પર જ્યોતિષ દેવો, કોઈ જગ્યા પર વ્યંતર દેવો હતા. કોઈ જગ્યા પર વ્યંતર દેવીઓ, કોઈ જગ્યા પર જ્યોતિષ દેવીઓ, કોઇ જગ્યા પર નગર લોકો અને કોઇ જગ્યા પર રાજા અને ઇન્દ્રો હતા. જન્મથી પરસ્પર વૈરવિરોધવાળાં સમગ્ર પ્રાણીઓ કિલ્લાની અંદર વૈરવિરોધ છોડીને નિર્ભયપણે બેઠાં હતાં. આ પ્રમાણે ધર્મનાથ ભગવાનના સમવસરણમાં એક યોજન સુધી નિયંત્રણરહિત, વિકથા વગરના, વૈરમુક્ત, ભયરહિત સર્વે બેઠાં હતાં. પછી ભગવાન યોજનગામિની વાણીથી 'नमो तित्थस्स' ગંભીર અને મધુર એવું વચન બોલ્યા. આટલું બોલ્યા ત્યાં તો સુરેન્દ્રો, અસુરેન્દ્રો વગેરેએ હસ્તકમલની અંજલિની શોભા સાથે જિનેન્દ્રને નમસ્કાર કર્યા. દેવો, મનુષ્યો તિર્યંચો, સર્વે સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને વિષે પ્રભુની એક જ ભાષા દરેકને પોતપોતાની ભાષામાં પરિણમે છે. દેવતાઓ, શુક આદિના સમગ્ર મોટા સમુદાયને બાર પર્ષદાને વિસ્તારથી કહેવાય છે અને તે પ્રતિબોધ પામે છે. નોળિયા વગેરે પ્રભુના ઉપદેશમાં વિકલ્પ કે શંકારહિત બની જાય છે

### જીવસ્વરૂપ

* ૧૭૯. આ સ સરખી આ વાણીથી ધમ — સમગ્ર દેવ, દાનવ, મનુષ્ય, તિર્યંચોને અમૃતપાન કહેવા લાગ્યા?

પંચાસ્તિકાયમય — શે જીવ છે, અજીવ છે, આશ્રવ છે, સંવર છે,

જીવને કર્મનો બંધ પણ — કર્મની નિર્જરા છે અને સર્વથા કર્મથી મુક્ત

થવાપણું પણ છે. પ્રગટ ધ — અધર્મ પણ છે.

સ્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ — ભાવે કરીને પોતાનું સર્વ છે. પર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ

અને ભાવ વડે કરીને સર્વ પોતાનુ નથી એ પણ ખરુ. જો કે શરીરમા અપ્રત્યક્ષ એવો જીવ પકડી શકાતો નથી, તોપણ આ ચિહ્નોનો વડે કરીને અનુમાનથી જાણી શકાય છે. અવગ્રહ, ઇહા, અપોહ, બુદ્ધિ, મેધા, મતિ, વિતર્ક, વિજ્ઞાન, ભાવના, સંજ્ઞા, નીચે ફેંકવું, ઊંચે ઊંચકવું, સંકોચવું, લાંબું કરવું, ગમન કરવું, આહાર લેવો, ભસવુ, દેખવું, ભણવું, આવા ઘણા પ્રકારના વિકલ્પો, લિંગો, ચિહ્નોનો વડે અનુમાનથી આત્મા જાણી શકાય છે. આ કરુ છું, આ હું કરીશ, આ મેં કર્યું એમ ત્રણે કાળ આ જે જાણે તે જીવ. તે જીવ નથી ઉજ્જવળ, નથી શ્યામ, નથી લાલ, નથી નીલ કે નથી કાપોતરંગનો, માત્ર પુદ્‌ગલમય દેહમાં વર્ણક્રમ પ્રાપ્ત કરે છે. તે નથી લાંબો, નથી વાંકો, નથી ચોરસ, નથી ગોળ, નથી ઠીંગણો. દેહમાં રહેલો જીવ કર્મથી આકાર પામે છે. જીવ ઠંડો, ગરમ, કઠોર કે કોમળ સ્પર્શવાળો નથી, પણ કર્મથી ભારે, હલકો કે સ્નિગ્ધભાવ દેહને વિષે પામે છે. જીવ ખાટો નથી, મધુર નથી, કડવો કે તીખો નથી, કષાય કે ખારો નથી. શરીરમાં રહેલો હોવાથી દુર્ગંધી કે સુગંધી ભાવને તે પામે છે. તે શરીરની અંદર ઘટ-પટ રૂપે નથી, તેમ જ સર્વવ્યાપી કે માત્ર અંગૂઠા જેવડો પણ જીવ નથી. પોતાના કર્માનુસાર ગ્રહણ કરેલા દેહ પ્રમાણ અને નખ, દાંત અને કેશવર્જિત બાકીના શરીરમાં વ્યાપેલો છે. જેમ તલમાં તેલ અથવા પુષ્પમા સુગંધ અન્યોન્ય વ્યાપેલાં છે તેમ દેહ અને જીવ પરસ્પર એક બીજાની અંદર વ્યાપીને રહેલા છે. જેમ શરીર ઉપર ચીકાશ, તેલ લાગેલ હોય અને આપણી જાણ બહાર ધૂળ લાગી જાય, તેમ રાગદ્વેષ રૂપી સ્નિગ્ધ જીવમા કર્મ લાગી જાય છે. જેમ જીવ કોઈ જગ્યા પર જાય તો શરીર પણ સાથે જાય છે, તેવી રીતે મૂર્ત કર્મ પણ જીવની નિશ્રાએ સાથે જ જાય છે. જેમ મોર પીછાઓ સાથે ઊડીને જાય છે. તેમ જીવ પણ કર્મસમૂહથી પરિવરેલો જ જાય છે. જેમ કોઇ બીજો પુરુષ રસોઇ કરી પોતે જ તેને ખાય છે, તેમ જીવ પણ પોતે જ કર્મ કરી સ્વયં ભોગવે છે. જેમ વિશાળ સરોવરમા ગુંજારવ કરતા વાયરાથી હડ નામનુ ઘાસ આમ તેમ હાલે છે, તેમ સંસાર-સમુદ્રમાં કર્મ વડે પ્રેરિત જીવ ભ્રમણ કરે છે. જેમ કોઇ માણસ જીર્ણ ઘરમાથી નીકળી નવીન ઘરમા જાય છે, તેમ જીવ પણ જૂનો દેહ છોડી નવીન દેહમા પ્રવેશ કરે છે. જેમ ભીણમાં છુપાવેલુ રત્ન અંદરથી સ્ફુરાયમાન કાંતિવાળું છતાં કોઇક જ જાણે છે તેમ ગૂઢ કર્મસમૂહને કોઇક જ જ્ઞાની જીવ જાણી શકે છે.

જેમ દીવો ઊંચા, વિશાળ અને લાંબા ઉત્તમ ઘરમાં હોય તો પ્રકાશ ફેલાવે છે અને બે શકોરા વચ્ચે રાખેલો હોય તો તેટલા જ ભાગમા પ્રકાશ કરે છે, તેમ જીવ પણ લાખ જોજન ઊંચો દેહ હોય તો તેને પણ સજીવન કરે છે અને કુંથુના શરીરમા પ્રવેશ કરે તો તેટલા જ માત્ર દેહથી સંતુષ્ટ રહે છે. જેમ આકાશતલમા જતો પવન માણસ દેખી શકતો નથી, તેમ ભવમા ભમતો જીવ પણ આંખથી દેખી શકાતો નથી. જેમ ઘરમા દ્વારથી પ્રવેશ કરતો વાયુ રોકી શકાય છે, તેમ જીવ રૂપી ઘરમાં પાપ આવવાનાં ઇન્દ્રિયદ્વારો રોકી શકાય છે. જેમ ઘાસ અને લાકડા મોટી જ્વાળાવાળા અગ્નિ વડે બળી જાય છે, તેમ જીવનાં કર્મમલ ધ્યાન, યોગ વડે બળીને ભસ્મ થાય છે. જેમ બીજ

અને અંકુરનાં કારણ અને કાર્ય જાણી શકાતાં નથી, તેમ અનંત કાળનો જીવ અને કર્મનો સહભાવ જાણી શકાતો નથી. જેમ ધાતુ અને પથ્થર જમીનમાં સાથે ઉત્પન્ન થયાં હોય અને પછી અગ્નિમાં પથ્થર અને મલ બાળીને સુવર્ણ ચોખ્ખું કરાય છે, તેમ જીવ અને કર્મનો અનાદિકાળનો સંબંધ હોય છે છતાં ધ્યાન યોગથી કર્મ રૂપી કીચડની નિર્જરા કરીને જીવ તદ્દન નિર્મળ કરાય છે. જેમ નિર્મળ ચંદ્રકાન્તમણિ ચંદ્રકિરણના યોગથી પાણી ઝરે છે, તેમ જીવ પણ સમ્યક્ત્વ પામીને કર્મમલ નિર્જરે છે, છોડે છે. જેમ સૂર્યકાન્તમણિ સૂર્યથી તપતાં અગ્નિ છોડે છે, તેમ જીવ પણ તપ વડે કરી પોતાને શોષતો જ્ઞાન પ્રાપ્ત કરે છે. જેમ કાદવના લેપથી રહિત તુંબડું એકદમ સ્વાભાવિકપણે પાણી ઉપર રહે છે, તેમ સમગ્ર કર્મલેપરહિત જીવ પણ લોકાગ્રે સિદ્ધશિલા ઉપર શાશ્વતપણે રહે છે. આ પ્રમાણે જીવ, બંધ, મોક્ષ, આશ્રવ, નિર્જરા, સંવર એ સર્વે તત્ત્વો પહેલાંના કેવલજ્ઞાની સર્વજિનોએ કહેલાં છે.

### દુર્ગતિ-સદ્ગતિનાં કારણો

એવી રીતે હે દેવાનુપ્રિય ! લોકને વિશે જે આત્માઓ વિષયમાં ઉન્મત્ત બની જીવવધમાં આસક્ત બને છે તે મરણ પામી સેંકડો દુઃખાવર્તથી પ્રચુર એવી નારકીમાં જાય છે. પ્રચુર મોહનીયના ઉદયવાળા જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી આર્તધ્યાન વશ બની મરીને સ્થાવર થાય છે. ક્રોધ, માન, માયા, લોભ એ કષાયોને આધીન અજ્ઞાની જીવ મરીને નરક જેવી વેદનાવાળા તિર્યંચ ભવમાં જાય છે. અહીંથી કોઈ વૈમાનિક દેવ, કોઈ વ્યંતર દેવ, કોઈ ભુવનવાસી, તેમ જ કોઈ જ્યોતિષ દેવ બને છે. માન કષાયનો નિગ્રહ કરી જિનેશ્વરની આજ્ઞાયુક્ત તપ કરીને કોઈક જીવ સ્વર્ગમાં ઇન્દ્ર થાય છે. બીજા વળી ગણધર દેવ તેમ જ આચાર્ય થાય છે. બીજા કેટલાક સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્ર પામે છે. વળી કેટલાક જીવો, જેને સકલ જગતના જીવો ભક્તિથી નમન અને સ્તુતિ કરે છે અને કુમુદવનને જેમ ચંદ્ર વિકસિત કરે તેમ જેઓ ભવ્ય જીવોને પ્રતિબોધ કરે છે તેઓ જિનનામ કર્મ ઉપાર્જન કરી તીર્થંકર થાય છે. કેટલાક સેંકડો દુઃખ રૂપી ભવસમુદ્રના મોહાવર્તમાંથી પાર પામીને સિદ્ધિને પામે છે. માટે તમે તપ, સંયમ, જ્ઞાન, દર્શનને વિશે મન પરોવો, જેથી કર્મકલંકથી મુક્ત બની સિદ્ધિ નગરીને પામો.

ત્યાર પછી ઇન્દ્રો વગેરે દેવદાનવ પ્રણામ કરી કહેવા લાગ્યા, "અહો, ભગવંતે જીવાદિક પદાર્થો સમજાવ્યા, જીવની સિદ્ધિ કરી, જીવનનાં ધર્મોની પ્રરૂપણા કરી, બંધ નિર્જરા. મોક્ષનો સદ્દભાવ પ્રરૂપ્યો."



# પ્રકરણ બારમું

## ઊંદરની આરાધના

૧૮૦. આ સમયે કથાન્તર જાણવા છતા અંજલિપુટ રચીને ભગવાન ગણધરદેવે ધર્મજિનેશ્વરને પ્રશ્ન કર્યો કે "હે ભગવંત! આ દેવતાઓ, અસુરો, મનુષ્યો, તિર્યંચો વગેરે લાખો જીવો અહીં સમોવસરણની અંદર પર્ષદામાં બેઠેલા છે, તેમાથી સહુ પ્રથમ કયો જીવ કર્મક્ષય કરી સિદ્ધિસ્થાનમાં જશે?" ભગવાને કહ્યું, "હે દેવાનુપ્રિય! તારી બાજુએથી આછા પીળા રંગવાળો જે ઊંદર આવે છે તે પૂર્વભવ યાદ આવવાથી વૈરાગ્ય પામ્યો છે અને નિર્ભયપણે અહી આવી રહ્યો છે. મારા દર્શનથી અતિશય પ્રસન્ન થયો છે. જેની આખમાં હર્ષાશ્રુ ભરાઈ ગયા છે, જેણે કાન પહોળા કર્યા છે, અને જેને સર્વાંગે રોમાચ ખડા થઇ ગયા છે એવો તે ઊંદર સર્વ પાપરજથી મુક્ત બની અનાબાધ અક્ષય-સુખના સ્થાન રૂપ સિદ્ધિસ્થાન આપણા સર્વ કરતા પ્રથમ પ્રાપ્ત કરશે." આ પ્રમાણે ભગવંતે કહ્યુ કે તરત જ સકલ નરેન્દ્રસમુદાય, ઇન્દ્ર, અસુરેન્દ્ર વગેરે તેમ જ દેવતાઓની કૌતુકરહસ્યથી વિકસેલી હજારો દૃષ્ટિમાળા જગલના તે ઊંદર ઉપર પડી. તે વખતે ભક્તિથી નિર્ભર બનેલો તે ઊંદર પાદપીઠ નજીક પૃથ્વી ઉપર મસ્તક મૂકી પોતાની ભાષામાં કંઈક કહેવા લાગ્યો. ત્યારે ઇન્દ્ર મહારાજે કહ્યુ, "હે ભગવંત! સર્વાધમ તુચ્છ જાતિવાળો, કોમળ રેતીના સ્થળમા દર કરીને વસવાના સ્વભાવવાળો આ જંગલી ઊંદર આપણા સર્વ કરતા પ્રથમ સિદ્ધિસ્થાનમા જશે એ વાતનુ મને મોટું કૌતુક થાય છે કે એ આવો લઘુકર્મી હોઇને આવી ક્ષુદ્ર જાતિમા કેમ ઉત્પન્ન થયો?" ભગવતે એના પૂર્વભવની હકીકત કહી.

### ઊંદરનો પૂર્વભવ

૧૮૧. વિંધ્ય નામનો પર્વત છે. તે પર્વતના અંતરાલમા વિંધ્યવાસ નામનો સંનિવેશ અને છૂટાછવાયા વસવાટસ્થાનો હતા ત્યા અનાર્ય રાજા મહેન્દ્ર હતો. તેને તારા નામની મહારાણી હતી. તેને આઠ વર્ષનો તારાચંદ્ર નામનો પુત્ર હતો. એક વખત મહેન્દ્ર રાજાના છિદ્ર ખોળનાર પહેલાના વૈરી અને ક્રોધ પામેલા કોશળ રાજાએ હલ્લો કરી તેનો સંનિ-વેશ વેરવિખેર કરી નાખ્યો. મહેન્દ્ર રાજા બહાર આવ્યો. બને લડવા લાગ્યા. લડતાં લડતાં મહેન્દ્ર રાજા મૃત્યુ પામ્યો. કેટલુક સૈન્ય હણાયુ, કેટલુક પલાયન થવા લાગ્યુ. બાકીના લોકો જીવ લઇને નાઠા. મહારાણી તારા પણ નાના પુત્ર તારાચદ્રને આંગળીએ પકડી લોકોની સાથે પલાયન થતી ભરુચ નામના નગરે પહોચી. તે વિચારવા લાગી:

"અહીં કોઇની ઓળખાણ નથી જેથી કોનું શરણ પકડવું ? અત્યાર સુધી કોઇ દિવસ વગર નિમિત્તે અલ્પ ગુસ્સાવાળું કોઇ દુર્જનનું મુખ પણ દેખ્યુ નથી તો પછી તરસ, ભૂખ, થાક, ઉદ્વેગથી કંપતી હું કયાં જાઉં અને કયાં ન જાઉં ? શું કરુ અને શું ન કરુ ? કોના ઘરમાં પ્રવેશ કરવો ? શું પૂછવું ? શી વાત કરવી ? કેમ વર્તવું ?" એ પ્રમાણે વિચારતી તે શૂન્ય અરણ્યમાં તરત વીયાયેલ બચ્ચાંવાળી અને પોતાના ટોળાથી વિખૂટી પડી જઇ ભય પામતી કાયર હૃદયવાળી હરણી માફક નગરના એક ચૌટામાં શિવમંદિરના મંડપમા દાખલ થઇ. તેવામાં ગોચરી માટે જતું સાધ્વીનું યુગલ એણે જોયુ. સાધ્વીઓને જોઇ રાણીએ વિચાર્યું, "અહો, આ મહાભાગ્યશાળી ધર્મમા લીન સાધ્વીઓ જાય છે. તેઓ પહેલાં મારા પિયરમાં પૂજ્ય હતા. અમારી જેવીએ તેઓનુ શરણ સ્વીકારવું એ જ ગતિ છે." એમ વિચારી પુત્રને આંગળીએ લઇ ઊભી થઇ અને સાધ્વીની પાછળ પાછળ માર્ગમાં પહોંચી.

સાધ્વીઓને વંદના કરી. સાધ્વીઓએ 'ધર્મલાભ' આશીર્વાદ આપ્યો અને વિનય અને શાંતિપૂર્વક પૂછયુ, "ક્યાંથી આવો છો ?" રાણીએ કહ્યું, "હે ભગવતી ! વિંધ્યપુરીથી" ફરી પૂછયુ, 'કોના મહેમાન છો ?" ત્યારે જવાબમાં રાણીએ કહ્યું કે પોતાને તે વાતની ખબર નથી. એટલે તેના રૂપ, લાવણ્ય, લક્ષણાદિક તરફ નજર કરતાં અને તેનું કરુણા-યુક્ત બોલવું સાંભળતાં સાધ્વીઓને અનુકંપા ઉત્પન્ન થઈ અને કહ્યું, "જો તારે અહીં નગરમાં કોઇની ઓળખાણ ન હોય તો સાધ્વી પ્રવર્તિનીની મહેમાન બન." રાણીએ પણ 'મહાકૃપા' એમ કહી એ વાત સ્વીકારી. અને પછી તે ઉપાશ્રયે જવા લાગી. માર્ગમાં તે ચાલતી હતી ત્યારે જ સાધ્વી પ્રવર્તિનીએ તેને જોઇ અને વિચાર્યું કે "અહો, આવી આકૃતિવાળીને પણ આવી આપત્તિ" પછી એનાં અપૂર્વ રૂપ, યૌવન, લાવણ્ય, લક્ષણ-વિલાસથી જાણી લીધું કે તે કોઇક રાજપત્ની છે અને તેની સાથે તેનો આ અત્યંત સુંદર પુત્ર છે. તેણે પણ પાસે જઇ પ્રવર્તિનીને વંદન કર્યાં. પ્રવર્તિનીએ આશીર્વાદ આપી પૂછયુ, "ક્યાંથી આવો છો" તેણે પ્રવર્તિનીને શરૂથી તે અત્યાર સુધીનો વૃત્તાન્ત કહ્યો પછી તેને શય્યાતરને[1] ઘેર સોપી. તેઓએ પોતાની પુત્રી માફક તેની સારી રીતે સારસંભાળ કરી. તે રાજપુત્ર પણ અભ્યંગન, ઉદ્વર્તન, સ્નાન, ભોજન, વિલેપન, વસ્ત્ર વગેરે ધારણ કરવા સાથે સુખપૂર્વક રહેવા લાગ્યો. કોઇક દિવસ પ્રવર્તિનીએ પૂછયુ, "વત્સે ! હવે તારો શો વિચાર છે ?" રાણીએ જવાબ આપ્યો, "હે ભગવતી ! મારા નાથ યુદ્ધમા મૃત્યુ પામ્યા છે. વિંધ્યપુર નગરીનો વિનાશ થયો છે. પરિવાર પણ નાશ પામ્યો છે. કોસલ રાજા બહુ પ્રચંડ છે. પુત્ર પણ પરિજન વગરનો છે. હવે રાજ્યની આશા નથી. હવે આ કાળ અનુસાર જે કઇ કરવા યોગ્ય હોય તે કરું જેથી ફરી કોઈ વખત જન્માંતરમાં પણ આવી આપત્તિઓ નડે નહિ. માટે આપ જે આજ્ઞા કરશો તે સર્વ હું કરીશ." ત્યારે પ્રવર્તિનીએ કહ્યું. "હે વત્સે ! જો તારો આવો નિશ્ચય છે તો પુત્ર તારાચંદ્રને આચાર્ય મહારાજને સોંપી તું અમારી સાથે દીક્ષા અંગીકાર કર. એમ કરવાથી સંસારવાસનુ દુઃખ છેદાઇ જશે."

૧. સાધુ–સાધ્વીને રહેવા શય્યા–વસતિસ્થાન આપી સંસારસમુદ્ર તરનારને શય્યાતર કહેવાય છે.

રાણીએ પણ 'ભલે, એ પ્રમાણે હો !' કહી દીક્ષાની વાત સ્વીકારી. પછી અનંતનાથ તીર્થંકરના તીર્થની પરંપરામાં વર્તતા સુનંદ નામના આચાર્યની પાસે તારાચંદ્રને સમર્પણપૂર્વક યથાવિધિ દીક્ષા અપાવી.

## નિદાનશલ્યનું પરિણામ

૧૮૨. દીક્ષા લીધા પછી કેટલોક કાળ વીત્યા બાદ યૌવનમાં આવેલો રાજપુત્ર વિલાસ કરવાના સ્વભાવવાળો, ખડ્ગ, ધનુષ્ય, યત્ર, ચક્ર, ગંધર્વ, નાટક, વાજિત્ર ઈત્યાદિનો વિલાસી, સાધુના આચારથી વિરુદ્ધ વર્તન કરવા લાગ્યો ત્યારે આચાર્યે બોધ આપ્યો, ગણાવચ્છેદકે શિખામણ આપી, ઉપાધ્યાયે સમજાવ્યો. અને સાધુઓએ ઇશારો કર્યો. એમ દરેકે વારંવાર પ્રેરણા કરી એટલે એ ચારિત્ર્યના ભગ્નપરિણામવાળો બન્યો. કોઈક અવસરે આચાર્ય ઠંડિલભૂમિ માટે બહાર ગયા. તેમની સાથે તે પણ ગયો. ત્યાં થોડીવાર રોકાયો તો ત્યાં વનભૂમિમાં જંગલના ઊંદરો ટોળે મળી ક્રીડા કરતા તેણે જોયા. એટલે તેણે વિચાર્યું, "ખરેખર, આ ઊંદરોનું જીવન ધન્ય છે. જુઓ, ઇચ્છા પ્રમાણે ક્રીડા કરે છે, કોઈના કઠોર શબ્દ સાંભળવા પડતા નથી, કોઇને વંદન કરવાનાં હોતાં નથી, સ્વેચ્છાએ હરેફરે છે. માટે ખરેખર અરણ્યના ઊંદરો ધન્ય છે. પારકાને આધીન જીવન હોવાથી અમારા સરખા તો જીવતાં જ મરેલા જેવા છે. એક સાધુ કહે આમ કર, બીજો વળી કહે કે તેમ કર; આ ખાવા યોગ્ય છે, આ અભક્ષ્ય છે, આ પી જા, આ ફેંકી ન દે, આમ ફેંકી દેવામાં પ્રાયશ્ચિત્ત આવે, આની આલોચના કર, વિનય કર, વંદન કર, પ્રતિક્રમણ કર, આમ એક ક્ષણ પણ શ્વાસ લેવાની શાંતિ નથી. માટે મારા કરતાં રણઊંદરો ભાગ્યશાળી છે." આમ વિચારતો તે ઉપાશ્રયે ગયો.

આ નિદાનશલ્ય (મનથી કરેલા ખોટા વિચારો) ગુરુ પાસે પ્રગટ કર્યું નહિ; આલોચ્યુ નહિ; તેની નિંદા ન કરી; તેનુ પ્રાયશ્ચિત્ત ન લીધું. એમ દિવસો જતાં અકાલ મૃત્યુથી મરીને નમસ્કાર મંત્રના સ્મરણથી જ્યોતિષ દેવલોકમા કંઇક ન્યૂન પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાં ભોગ ભોગવી આ ચંપાનગરીની ઈશાન દિશામા મોરુસ્થલીમાં રાની ઊંદરના કુળમાં એક ઊંદરીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. સમય થતા એનો જન્મ થયો. અનુક્રમે ઊંદર યૌવનમાં આવ્યો. પછી અનેક ઊંદરીના સમુદાયથી પરિવરેલો તે ક્રીડા કરવા લાગ્યો. કોઇક વખત તે બહાર ગયેલો અને ત્યાં નજીકમાં સમોવસરણની રચના થઈ હતી. પુષ્પવૃષ્ટિની સુગંધ આવવાથી એ તરફ તે ખેંચાયો. તેને અનુસારે આવતાં, તેવા પ્રકારના કર્મથી પ્રેરાયેલો તે અહીં આ સમોવસરણમાં આવી પહોંચ્યો. મારું વચન સાંભળવા લાગ્યો. જીવાદિક પદાર્થો સાંભળતાં, સાધુ લોક તરફ નજર કરતાં, તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે ઇહાઅપોહની વિચારણા કરતા કરતાં 'આવું વચન પૂર્વે મેં નક્કી સાંભળેલું છે. આ વેષ પણ પૂર્વે મેં અનુભવેલો છે.' એમ વિચારતાં તેને જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવા વડે કરીને જાતિસ્મરણ ઉત્પન્ન થયુ. "હુ સાધુ હતો. પછી જ્યોતિષમાં દેવ થયો. પછી અહીં જંગલમાં ઊંદરપણે જન્મ્યો." આમ યાદ કરી, "અહો ! આવો વિષમ આ સંસાર છે કે દેવ થઇને તિર્યંચ જાતિમાં ઉત્પન્ન થયો. માટે નજીકમાં ભગવંતનાં

ચરણકમળમાં જઈને વંદના કરું અને પૃછું કે કયા કારણે હું ઊંદર થયો? અને હવે ક્યાં જઈશ?" આમ વિચારતો તે મારી પાસે આવ્યો છે, બહુમાનપૂર્ણ હૃદયવાળો ઊંદર એકાગ્ર ચિત્તે મારી સ્તુતિ કરે છે, તે આ પ્રમાણેઃ—

"હે ભગવંત! ત્રિભુવનનાથ એવા આપની આજ્ઞાનું જેઓ ખંડન કરે છે તે મારા સરખા મૂઢ દૂર દુર્ગતિમાં ભટકે છે. તેથી હે ભગવંત! મેં એવું શું કર્યું કે જેથી આવો ઊંદર થયો?" આ પ્રમાણે પૂછયુ. મેં કહ્યું; "હે મહાભાગ્યશાળી! તે વખતે તેં જે એમ ચિંતવ્યુ હતું કે રણના ઊંદરો ધન્ય છે. તે નિયાણશલ્ય દોષના પ્રભાવે દેવલોકમાં પણ રણઊંદરપણાનાં આયુગોત્ર કર્મ બાંધ્યાં."

**સમ્યક્ત્વસમયે નરક–તિર્યંચાયુ ન બંધાય**

* ૧૮૩. આ સમયે ગણધર ભગવાને પૂછયું, "હે ભગવંત! સમકિતદૃષ્ટિ જીવ તિર્યંચાયુ બાંધે કે ન બાંધે?" ભગવંતે કહ્યું, "સમકિતદૃષ્ટિ જીવ તિર્યંચાયુનો અનુભવ કરે. કહ્યું છે કે સમ્યકત્વ પ્રાપ્ત થયે છતે નરક અને તિર્યંચ ગતિનાં દ્વાર બંધ થઈ જાય, જો સમ્યકત્વનો ત્યાગ થયો ન હોય અગર પહેલાં આયુ બંધાઇ ગયું ન હોય તો. પરંતુ આ ઊંદરે દેવગતિમાં હતો ત્યારે સમ્યકત્વ વમી નાખેલું હતું, અને તિર્યંચાયુ બાંધ્યું હતું." એ વખતે દેવેન્દ્રે પૂછયું. "તો હવે એ સિદ્ધિ કેવી રીતે મેળવશે?" ભગવાને કહ્યું, "અહીંથી પોતાની વનસ્થળીમાં જતો જતો તે વિચારશે કે અહો આ સંસાર કેવો દુઃખના છેડા વગરનો છે! ચિત્તો કેવાં ચંચળ છે! ઇન્દ્રિય રૂપી અશ્વો પણ ચંચળ છે; કર્મની ગતિ કુટિલ છે; નિયાણશલ્ય અત્યંત ખરાબ છે; ઊંદરની યોનિ અધમ છે; જિનેશ્વરનો માર્ગ દુર્લભ છે; હવે મારે માટે એ જ શ્રેષ્ઠ છે, કે નવકાર મંત્રની સહાય લઈ મૃત્યુ પામી જ્યાં વિરતિની પ્રાપ્તિ થાય ત્યાં જ જન્મ પામું" આમ વિચારતો તે પોતાના દરમાં એક ભાગમાં ભોજનનું પચખાણ કરી, સંસાર દુઃખમય છે એવું મારું વચન યાદ કરી નવકાર મંત્રના સ્મરણમાં તલ્લીન બનીને ત્યાં રહેશે. એ પ્રમાણે દરના એક ખૂણામાં અનશન વ્રત ધારણ કરીને તે ઊંદર રહ્યો હશે, ત્યારે તેની પાસે રણઊંદરીઓ એક જાતના શ્યામક તાંદુલ લાવી તેની આગળ મૂકી નિમંત્રણ કરશે. ત્યારે ઊંદર વિચારશે કે દુરંત–પંત લક્ષણવાળા હે જીવ! અનાદિકાળથી આ જીવને આહારસંજ્ઞા લાગેલી છે. અત્યાર સુધી આહાર કરતાં કરતાં તને કયો લાભ મળ્યો? અત્યારે હવે આહારનો ત્યાગ કરવા દ્વારા સંસાર તરવાનું નાવ મેળવ." એમ વિચારતો તે ઊંદરીઓ તરફ જરા પણ નજર કરશે નહિ કે આહાર દેખી રાજી થશે નહિ. આમ તેને રિસાયેલો હોય તેમ જોઇ રણ-ઊંદરીઓ વિચારશે કે કોઇક કારણથી આપણા ઉપર શ્યામસુંદરાંગ પતિ કોપાયમાન થયો છે. માટે તેને પ્રસન્ન કરીએ. એમ વિચારી કેટલીક ઊંદરીઓ તેને આલિંગન કરવા લાગી જશે; કેટલીક મસ્તક ખંજવાળશે, બીજી કેટલીક મૂછના વાળ ખેંચશે, કેટલીક રૂંવાટી-માંથી લીખ દૂર કરશે, કેટલીક શરીર પંપાળશે. આ પ્રમાણે કરશે એટલે ઊંદર કહેશે "હે સ્ત્રીઓ! તમે નરકમાં મોકલનારી, પુરુષને સ્વર્ગ પામવામાં વિઘ્ન કરનારી છો.





સંસારમા દુઃખનુ મુખ્ય કારણ હોય તો તે ધૂતારી સ્ત્રીઓ છે. માટે તમે દૂર ખસો.” આમ માનનારા તે ઊંદર ઊંદરીઓથી ક્ષોભ નહિ પામે.

## ઊંદરમાંથી રાજપુત્ર

ત્યાર પછી ત્રીજે દિવસે ક્ષુધાથી એનુ અંગ શોષાઇ જશે અને તે મૃત્યુ પામીને મિથિલા નગરીના મિથિલ રાજાની ચિત્રા નામની મહાદેવીની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થશે. ગર્ભમાં આવશે એટલે દેવીને સર્વ જીવો ઉપર મૈત્રીભાવ ઉત્પન્ન થશે. તેથી જન્મ પછી તેનુ મિત્રકુમાર એવું નામ પાડવામાં આવશે. એમ વૃદ્ધિ પામતો તે કુતૂહલપ્રિય બાળક કૂકડા, માંકડાં, સાબર, હરણ વગેરે પશુઓને ઘોર ઉપદ્રવ કરશે અને બંધન બાંધીને રમત કરતો હશે. એમ રમત કરતાં તેને આઠ વર્ષ પૂર્ણ થયાં હશે, ચોમાસાનો કાળ આવ્યો હશે, મેઘ ગર્જના કરતો હશે, મોર નૃત્ય કરતા હશે, વીજળી ચમકતી હશે, બગલાઓ વૃક્ષની ટોચે બેઠા હશે અને મુસાફરો ઘર તરફ જતા હશે, હળ જોડાતા હશે, પાણીની પરબોની ઝૂંપડી ભાગી નંખાતી હશે, પહાડ પરનાં વૃક્ષો ખીલતાં હશે, ગામોમાં ઘરોનાં છાપરા તૈયાર કરાવાતાં હશે. આવા ચોમાસાના સમયે રાજપુત્ર મિત્રકુમાર નગર બહાર જવા નીકળશે. તે વખતે પક્ષી અને પશુઓ બંધનમાં બંધાઈને રહેલા હશે. તે વખતે તે પ્રદેશ આગળથી અવધિજ્ઞાની મુનિ નીકળશે. પાછા વળતાં રાજકુમારને જોઇ મુનિ વિચારશે કે “અહો, આ રાજપુત્રનો સ્વભાવ તે કઇ જાતનો? આમ હોવાનું કારણ શું?” ઉપયોગ મૂકશે એટલે મુનિ તારાચંદ્રનું રૂપ, પછી જ્યોતિષ દેવ, પછી જંગલી ઊંદર અને પછી અહીં ઉત્પન્ન થયેલો જોશે. સાધુ જાણશે કે એ પ્રતિબોધ પામે એમ છે, માટે વિચાર કરી તેને કહેશે, “અરે, કુમાર! તું સાધુ, દેવ, અને રણઊંદર હતો તે તને શું યાદ નથી? તારા ગર્ભવાસથી શું તને હજુ કંટાળો આવ્યો નથી કે તું હજુ જીવોને કદર્થના કરે છે?” એ સાંભળી કુમાર વિચારશે, “અહો, અરે આ મુનિએ મને શું કહ્યું? સાધુ, પછી દેવ અને પછી રણઊંદર પહેલાં સાંભળ્યુ હોય તેવું કંઇક તેમણે જણાવ્યુ.” આમ ઇહાઅપોહની ગવેષણા કરતાં તેવા પ્રકારના કર્મના ક્ષયોપશમથી તેને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થશે કે “પહેલાં હું તારાચંદ્ર સાધુ હતો, પછી દેવ થયો અને તે પછી રણઊંદર થઇ નમસ્કાર મંત્રના સ્મરણપૂર્વક મૃત્યુ પામી અહીં આવ્યો.” એમ જાણી વિચારશે કે “અરે સંસારવાસને ધિક્કાર હો. આ જીવ કુત્સિત છે કે જે મહાદુઃખ પરંપરાથી કોઈપણ પ્રકારે જિનવરનો દુર્લભ માર્ગ પામી પ્રમાદ કરે છે. હવે સર્વથા તેવું કરું કે જેથી ફરી ફરી આવું ન થાય. માટે આ જ મુનિ પાસે દીક્ષા અંગીકાર કરી એવાં તપવિધાન કરું, એવા અભિગ્રહ–વિશેષ કરુ, એવી મુનિચર્યા કરું!” એ પ્રમાણે વિચારતાં એને અપૂર્વકારણ, ક્ષપકશ્રેણી, અનંતવર કેવળજ્ઞાનદર્શન ઉત્પન્ન થશે. તે વખતે જે આયુકર્મ બાંધ્યુ હશે તે આયુનો ક્ષય અને કેવલોત્પત્તિ બંને સાથે થશે. તેટલા જ માત્ર કાળમાં તે અંતકૃત કેવલી થશે. તેથી કહું છું કે આ ઊંદર આપણા સર્વેમાં પ્રથમ સિદ્ધિ પામશે. અમને તો હજુ દસ લાખ વરસ આયુષ્યનાં જશે પછી નિર્વાણ પ્રાપ્ત થશે.”

### જિનેશ્વર માર્ગનો પ્રભાવ

§ ૧૮૪. આ રણઉંદરનું કથાનક સાભળી ઇન્દ્રાદિક દેવતાઓ, અસુરો, મનુષ્યો સર્વેને કૌતુક ઉત્પન્ન થયુ. ભક્તિ, બહુમાન, સ્નેહ, કૌતુક વડે પૂર્ણ હૃદય સાથે ઇન્દ્ર મહારાજે રણઉંદરને પોતાની હથેળીમા સ્થાપન કર્યો. ઇન્દ્રે કહ્યું, "અહો, જગતમાં તું કૃતાર્થ થયો. દેવતાઓને પણ તું વંદનીય બન્યો અમારા સર્વે કરતાં તું પ્રથમ સિદ્ધિ પામશે એમ જિનેશ્વરે ફરમાવ્યુ. અરે, દેવતાઓ ! આ જિનેશ્વર–માર્ગનો પ્રભાવ તો જુઓ કે પુણ્યશાળી તિર્યંચો પણ બીજા જ ભવમાં સિદ્ધિ પામે છે. માટે જ સર્વજ્ઞ ભગવંતો કહે છે કે પોતે પણ સર્વ યોનિમાં એ પ્રમાણે હતા. તેવી રીતે નજીકના મોક્ષગામી જીવો પણ આવી અધમ યોનિમાં ઉત્પન્ન થાય છે." આવી રીતે ઇન્દ્ર મહારાજની જેમ બાકીના સર્વ દેવો, અસુરેન્દ્રો, હજારો રાજાઓ વગેરે વડે એક હાથમાંથી બીજા હાથમાં ગ્રહણ કરાતો, રાજકુમાર માફક પ્રશંસા કરાતો, અનુમોદના કરાતો, સ્થિર કરાતો, વર્ણન કરાતો, તે વંદન, પૂજન, પ્રશંસા કરાયો; "અહો, ધન્ય ! અહો પુણ્યવંત ! અહો કૃતાર્થ ! અહો સુંદર લક્ષણવાળો ! અહો, બીજા જ ભવે સિદ્ધિ પામશે તેથી અમારા મનોરથ પૂર્ણ કરનાર ! જિનવર ભગવંતના વચનમાં ફેર પડે જ નહિ "

### ભવાંતરમાં સમ્યક્ત્વ-પ્રાપ્તિની યોજના

આ અવસરે અંજલિપુટ રચીને પદ્મપ્રભદેવે પૂછ્યુ, "હે ભગવંત ! અમે ભવ્ય છીએ કે અભવ્ય ?" ભગવંતે કહ્યું, "તમે ભવ્ય છો." ફરી પ્રશ્ન પૂછ્યો, "સુલભબોધિ કે દુર્લભબોધિ ?" ભગવાને ઉત્તર આપ્યો કે "કંઇક નિમિત્ત પામીને સુલભબોધિ થશો; અન્યથા નહિ." પદ્મપ્રભે કહ્યું, "હે ભગવંત ! અમે પાચે જણ કેટલામે ભવે સિદ્ધિ પામીશું ?" ભગવાને કહ્યું, "આ ભવથી ચોથે ભવ તમે પાંચે સિદ્ધિ પામશો." ફરી પૂછ્યુ, "હે ભગવંત ! અહીથી ચ્યવી ક્યાં ઉત્પન્ન થઇશુ ?" ભગવાને કહ્યું, "તું અહીંથી ચ્યવી વણિક પુત્ર થશે; પદ્મવર રાજપુત્ર થશે; પદ્મસાર રાજપુત્રી થશે; પદ્મચંદ્ર વિંધ્ય પર્વતમાં સિંહ થશે અને પદ્મકેસર પદ્મવરનો પુત્ર થશે." એમ કહીને ધર્મનાથ તીર્થંકર ત્યાંથી ઊઠ્યા. સમવસરણ સંહરી લીધું. દુંદુભિ વાગી; કોલાહલ થયો. ઇન્દ્ર મહારાજ સ્વસ્થાને ગયા. પૂર્ણિમાનો ચંદ્ર જેમ કુમુદવનને વિકસિત કરે તેમ ભવ્યોને પ્રતિબોધ કરતા ભગવાન વિચરવા લાગ્યા. દેવો પણ મળ્યા અને પરસ્પર વાતો કરવા લાગ્યા. દરેક દેવ બીજા મિત્રદેવને કહેવા લાગ્યો કે "ભગવાને કહ્યુ તે સાંભળ્યુ ને ? માટે હવે આગળ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા માટે શું કરવું તે જાણો છો ? અરે, કોઇ વાણિયાનો પુત્ર, કોઇ રાજપુત્ર, વળી કોઇ સિંહ અને કોઇ રાજપુત્રી થશે. ખરેખર, સર્વથા મૂંઝવણભર્યું કાર્ય આવી પડયુ. સમજી શકાતું નથી કે હવે આપણને સમ્યક્ત્વપ્રાપ્તિ કેવી રીતે થશે અને આપણા બધાનો સમાગમ ક્યા થશે ? માટે સર્વથા હવે આ પ્રમાણે કરવા જેવું છે." એમ વિચારતા બોલ્યા, "અરે પદ્મકેસર ! ભગવાને જણાવ્યા પ્રમાણે તું બધામા છેલ્લો ચ્યવવાનો છે તો તારી દિવ્ય શક્તિથી અમે જ્યાં ગયા હોઇએ ત્યા આવીને તારે અમને સમ્યક્ત્વ આપવું. માટે સ્વર્ગસુંદરીના સમૂહના ઊંચા સ્તનથળ પંપાળવાના સુખમાં

આ આગળ કહેલી બધી વાત ભૂલી ન જતો." પેલા દેવે કહ્યું, "જરૂર હું સમ્યક્ત્વ પમાડીશ. પરંતુ હું આવું છતાં પણ મિથ્યાત્વ બુદ્ધિવાળા તમે સ્વીકાર ન કરો તો મારે કયો ઉપાય કરવો?" તેઓએ કહ્યું, "એ વાત તેં ઠીક કરી. તારે આ પ્રમાણે કરવું. આપણાં પોતપોતાનાં રૂપોની રત્નમય પ્રતિમાઓ ઘડીને એક સ્થાનમાં સ્થાપન કરી મૂકી રાખીએ. તે વખતે તારે તે રૂપો દેખાડવાં. તે દેખી કોઇક વખત પૂર્વજન્મસ્મરણ અને અભિજ્ઞાનથી ધર્મની પ્રાપ્તિ થશે." એમ કહી પોતાનાં રૂપ જેવી રત્નની પાંચ પ્રતિમાઓ તૈયાર કરી અને જે વનમાં સિંહ ઉત્પન્ન થવાનો હતો તે વનમાં તે પ્રતિમાઓ દાટી રાખી. તેના ઉપર મોટી શિલા સ્થાપન કરી. એમ કરીને તેઓ પોતપોતાના વિમાનમાં ગયા અને ત્યાં ઇચ્છા મુજબ ભોગ ભોગવવા લાગ્યા. તેથી હે કુમાર કુવલયચંદ્ર! તેમાં જે પદ્મપ્રભ દેવ હતો તે પછી એક ક્ષણમાં કેવો થયો? ગળી ગયેલા શરીરની શોભાવાળો, પરિવાર પણ આઘો ખસી ગયેલો, અત્યંત દીન મનવાળો, પવનથી ઓલવાઇ ગયેલા દીવાની જેમ તે ક્યાં ગયો તે પણ ન જણાયો. ત્યાંથી ચ્યવીને મનુષ્યાનુપૂર્વી દોરડાથી ખેંચાયેલો તે ક્યાં ઉત્પન્ન થયો?

# પ્રકરણ તેરમું

## સાગરદત્તની કથા

* ૧૮૫. આ જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં દક્ષિણ બાજુના મધ્ય ભાગમાં ચંપા નામની નગરી છે. તે કેવી છે?

ઉજ્જવળ ગૃહોની શ્રેણી, ઊંચાં તોરણો અને પતાકા ફરવાથી શોભતી તથા જન-સમુદાયના મોટા કોલાહલવાળી ચંપા નામની તે નગરી હતી. તેમાં કુબેરની સરખામણી કરે એવો ધનદત્ત નામનો મોટો શેઠ હતો. તેને લક્ષ્મી નામની લક્ષ્મીના જેવી ધર્મપત્ની હતી. તેની કુખે પદ્મપ્રભ દેવ પુત્રપણે ઉત્પન્ન થયો. નવ મહિના અને સાડા સાત દિવસે સુકોમળ હાથપગવાળા, લાલ કમળનો ભારો હોય તેવા પુત્રનો જન્મ થયો. તેને જોઇને મોટા શ્રેષ્ઠીને યોગ્ય એવા વધામણાં કરવામાં આવ્યાં. અનેક માનતા કરવાથી અને સાગરે આપેલો હોવાથી સાગરદત્ત એવું એનું નામ પાડ્યું. પાંચ ધાવમાતાથી પાલન કરાતો અનુક્રમે તે યૌવન પામ્યો. યૌવનને પામતાં તેને યોગ્ય રૂપ, ધન, વૈભવ, જાતિ તથા સરખા આચાર અને શીલવાળી, શ્રી દેવી જેવા રૂપવાળી હોવાથી શ્રીદેવી એવી નામવાળી વણિકપુત્રી સાથે માતા-પિતાએ તેનાં લગ્ન કર્યાં. પછી તે અનેક બંધુ, નોકર, પરિવાર સાથે રહેવા લાગ્યો. તે સમયે કઈ ઋતુ પ્રવર્તી રહી હતી? જેમ કે—

હંસોની મંડળી રૂપી મુક્તાફળની માળાથી વિભૂષિત તથા પાસે આવેલા વાદળાં રૂપી પરિજનથી વીંટળાયેલી નદીઓ શોભી રહી છે. વનમાં કાસ નામનુ ઘાસ, જળમાં રાત્રિવિકાસી કમળ, આકાશમાં મેઘ, અરણ્યમાં સપ્તચ્છદ વૃક્ષો તથા ગામમાં કરેણુ અને લીંબડા શોભી રહેલા છે. આવા શરદ સમયે પૂર્ણિમાનો મોટો ઉત્સવ પ્રવર્તી રહ્યો હતો ત્યારે લોકો મત્તપ્રમત્ત બની નૃત્ય કરી રહ્યા હતા. તે સમયે શ્રેષ્ઠીપુત્ર સાગરદત્ત પોતાના બંધુ તથા સ્નેહી પરિવાર સાથે નગરમાં કૌમુદી મહોત્સવ જોવા નીકળ્યો. નગરના એક ચોકમાં એક નટ નાચવા લાગ્યો. તેમા નટે કોઇક કવિનુ એક સુભાષિત કહ્યું જેમ કે—

"જે બુદ્ધિશાળી, કુળવાન, ક્ષમાવાન, વિનયવાન, ધીર, કૃતજ્ઞ, ચતુર, રૂપ અને ઐશ્વર્યયુક્ત, દયાળુ, સરળ, દાતા, પવિત્ર, લજ્જાયુક્ત, સારા ભોગ ભોગવનાર, દૃઢ મૈત્રીવાળો, મધુર વાણી બોલનાર, સત્ય વ્રતવાળો, નીતિવાળો, બંધુઓનુ પાલન કરનાર હોય તેનો આ મનુષ્યજન્મ તથા આવતો ભવ સફળ છે."

સુભાષિતની કદર

આ પ્રમાણે બોલતું સુભાષિત સાગરદત્તે સાંભળ્યુ. તેણે પણ રસપૂર્વક આ સુભાષિત સાભળી કહ્યું, "અરે ભરતપુત્રો! આ સુભાષિતના લાખ રૂપિયા આપનાર તરીકે સાગર દત્તનુ નામ લખી લો." ત્યારે નટને જોવા આવેલા નગરના લોકોએ કહ્યું, "અહો! સાગરદત્ત ખરેખર સુભાષિતનો રસિક છે. કેવો ચતુર! કેવો દાતા! કેવો ત્યાગી! કેવો મહાસત્ત્વ!" આમ જ્યારે લોકો પ્રશંસા કરી રહ્યા હતા ત્યારે નગરના એક દુર્જને કહ્યું, "જરૂર ત્યાગી અને ચતુર કહેવાય, પરંતુ જો પોતાની ભુજાથી પરસેવો ઉતારી જાતે લક્ષ્મી ઉપાર્જન કરીને આપી હોય તો. પૂર્વના પુરુષોએ ઉપાર્જન કરેલ પારકી લક્ષ્મીનું દાન કરવાથી શું? કહ્યું છે કે—સેંકડો કષ્ટ વેઠીને સ્વભુજાબળથી ઉપાર્જન કરી ધન આપે તે જ ખરેખર પ્રશંસાને પાત્ર, બીજો બીચારો ચોર છે" એ સાભળી હસતાં સર્વે બંધુ-સ્નેહીઓએ કહ્યું, "વાત તો ખરી છે." એ પ્રમાણે બધાએ એ વાતને ટેકો આપ્યો.

સાગરદત્તનો સંકલ્પ

૧૮૬. સાગરદત્ત પણ આ પ્રમાણે વાત સાભળી વિચારવા લાગ્યો, "અરે, જુઓ તો ખરા કે આ લોકો મારી મશ્કરી કરે છે. આમ મારી મશ્કરી કરવી તે તેમને માટે વ્યાજબી ગણાય? અથવા ના, ના, તેમણે તો બરાબર જ કહ્યું છે કે જે પોતાના બાહુબળથી ઉપાર્જન કરી ધન આપે તે જ સત્ત્વાધિક પુરુષ છે! માટે જે પારકું ધન આપે છે તેનુ તો કહેવુ જ શું? સર્વથા આ ધન મારું તો નથી જ. માટે હું હાસ્યપાત્ર છુ." આમ વિચારતાં તેના હૃદયમા એ વાત કાંટાની જેમ ભોકાઈ ગઈ. કારણ કે—

નિર્મળ મનવાળા સજ્જનોને હૃદયમાં થોડું પણ અપમાન ડંખે છે. પવનથી હણાયેલી ધૂળ પણ આંખમાં પેસી દુઃખ આપે છે તે જુઓ. પછી તેણે ત્યાં અર્થ ઉપાર્જન કરવા વિશેના પોતાના વિચારો પ્રગટ ન કર્યા. ઘેર આવ્યો. શય્યા તૈયાર કરાવી. તેમાં બેઠો. ચહેરા પરથી ભાવ પારખવામાં કુશળ એવી તેની પત્નીએ જાણ્યુ કે પતિ આજે કંઈક ઉદ્વેગવાળા હોય તેમ જણાય છે. સ્નેહપ્રસંગ પ્રાપ્ત કરી તેણે પૂછયુ કે "આજે તમે ઉદ્વેગવાળા કેમ જણાઓ છો?" પોતાનો ભાવ છુપાવતાં એણે કહ્યુ, "એવું કંઈ નથી. શરદ પૂર્ણિમાનો મહોત્સવ જોવામાં થાક લાગ્યો છે. માટે હવે પથારીમાં પડી ઊંઘી જાઉં છું." એ પ્રમાણે સૂવાનો ડોળ કરી સૂઈ ગયો અને જુદા જુદા વિચારતરંગો ચલાવતો હતો ત્યાં શ્રીદેવી ઊંઘી ગઈ. પત્ની બરાબર ઊંઘી ગઈ છે એમ જાણી ધીમેથી તે ઊભો થયો. એક ધોતિયુ અને એક ફાળિયુ લીધું. એક પહેર્યું અને બીજુ ગળામા નાખ્યુ. ખલે ખડિયો નાખવા માટે એક વસ્ત્રનો ટુકડો લીધો. વાસગૃહના દ્વારમા આ પ્રમાણે ગાથા લખીઃ—

'જો હું એક વરસમાં સાત કરોડ રૂપાનાણું ઉપાર્જન ન કરુ તો સળગતા ઇંધણાંવાળા અને જ્વાળાવાળા અગ્નિમાં પ્રવેશ કરીશ."

આ પ્રમાણે લખીને વાસગૃહમાથી તે બહાર નીકળી ગયો. નગરની ખાઈ પાસે આવ્યો. તે માર્ગે નીકળી દક્ષિણ દિશાના માર્ગે ચાલ્યો. તે માર્ગ કેવો છે? જેમ કે—

ઘણા રત્નાકરથી યુક્ત, દેવાંગના જેવી રૂપાળી યુવતીઓ જ્યાં ઘણી ફરે છે તથા વિબુધવર્ગથી જે વ્યાપ્ત છે એવો સ્વર્ગ સરખો દક્ષિણ દેશ શોભે છે. એ દક્ષિણાપથ દેશમા અવગાહન કરતા સમુદ્રના કિનારે આવેલી જયશ્રી નામની મહાનગરીમાં તે પહોંચ્યો. તે નગરી પણ કેવી છે? સુવર્ણના ઘડેલા કિલ્લારૂપી કંદોરાથી શોભતી, ઘણાં રત્નના અલંકારવાળી, મોતીના હારથી શોભતી, શંખવલયથી સૌભાગ્યવતી, દિવ્ય, મૃદુ ઝીણાં વસ્ત્ર અને મલયરસના વિલેપન વડે અને વિવિધ વાર્તાલાપની ચતુરાઈથી મનોહર, સુંદર રાજહંસથી (નાયિકા પક્ષે દંતપંક્તિથી) શોભતી, કપૂરની ફેલાયેલ સુગંધવાળી, સુગંધી ધૂપઘટાથી મહેકી રહેલી, કક્કોલક, જાયફળ, લવંગની સુગંધયુક્ત તંબોલવાળી, જાણે વાસક–સજ્જા[1] પ્રિયતમા રૂપી મહાસમુદ્રથી ઘેરાયેલી (નાયિકા પક્ષે સ્વામીથી સ્વીકારાયેલી), વળી રત્નના ભૂષણો ધારણ કરેલી, વિલેપન કરેલી તથા સુગંધયુક્ત તંબોલવાળી, વાસક–સજ્જા પ્રિયતમા માફક સમુદ્રરૂપી પતિની પ્રતીક્ષા કરનારી છે.

ખન્યવાદ

* ૧૮૭. તે નગરીની બહારના પ્રદેશમા એક જીર્ણ ઉદ્યાનમાં લાંબા માર્ગનો પરિશ્રમ લાગેલો હોવાથી તે વણિકપુત્ર એક લાલ અશોકવૃક્ષ નીચે બેઠો. પછી વિચારવા લાગ્યો કે શું હું મગરમચ્છ અને કાચબા જેમા ઊછળી રહ્યા છે એવાં મોજાંની હારની રચનાવાળા સમુદ્રમાં કરિયાણાથી વહાણ ભરીને જાઉ?–અથવા તો શું હાથીઓની મંડળી પર આરોહણ કરી તરવારના નિર્દય પ્રહારથી બધા હાથીનાં કુંભસ્થળો ચીરી બળાત્કારથી લક્ષ્મી મેળવું? અથવા તો શું નખ વડે છાતી ચીરી લોહી કાઢી માતાજીને માંસખંડનો બલિ આપુ? અથવા તો રાત્રિ દિવસ બીજાં કાર્યો બંધ કરી પાતાળમાં પેસી રોહણાચળ પર્વત ખોદું? અથવા શું પહાડની ગુફામાં ખાડો ખોદી યોગસિદ્ધિ મેળવી, બીજા ભયો દૂર કરી ધાતુવાદ ધમું? આ પ્રમાણે હૃદયના ઉત્સાહરસવાળો, કરેલા સંકલ્પ પ્રમાણે અવશ્ય કરવાવાળો વણિકપુત્ર હવે શું કરવું તે વિષે મૂંઝાઈને ત્યાં બેઠો હતો. એમ બેઠેલા વણિકપુત્રે ફેલાયેલી ડાળીઓવાળું કોઠાનુ એક વૃક્ષ જોયુ. તે જોઈ તેને પોતે નવો શીખેલો 'ખન્યવાદ' યાદ આવ્યો. અહો, ખન્યવાદમાં કહેલું છે કે ક્ષીરવૃક્ષ (ડાળી કાપતાં દૂધ નીકળે તેવું વૃક્ષ) સિવાય બીજા કોઈ વૃક્ષને વિષે અન્ય વૃક્ષની ડાળી જોડાઈને ઊગી હોય તો ત્યાં થોડો કે વધારે ભંડાર દાટેલો હોય. માટે જરૂર અહીં કંઈક હશે ખરુ આ નિષ્કારણ નથી. બિલ્વ અને પલાસના વૃક્ષ માટે તો એ નક્કી જ કહેલું છે. તો અહીં કેટલુ ધન હશે? નાનુ પાતળું વૃક્ષ હોય તો થોડું ધન હોય. જાડું વૃક્ષ હોય તો બહુ ધન હોય. ચોમાસાની રાત્રે બહુ અને ઉનાળામાં થોડું હોય. આ વૃક્ષ જાડું છે, માટે ઘણું ધન હશે. તો હવે તેમાં શું સુવર્ણ હશે, રજત હશે કે રત્ન હશે? હા....વૃક્ષ છેદવાથી જો લાલ પ્રવાહી નીકળે તો રત્નો હોય, દૂધ ઝરે તો રજત હોય અને પીળું પ્રવાહી

૧ વાસક–સજ્જા પ્રિયતમા.–પતિ વાસગૃહમા પધારે તે પહેલાં સર્વ ઉપભોગસામગ્રી સહિત વાસગૃહ તૈયાર કરે અને પોતે પણ યોગ્ય શણગાર સજી તૈયાર રહે તેવી નાયિકાને વાસક–સજ્જા કહેવામાં આવે છે.

નીકળે તો સુવર્ણ હોય. હવે ભંડાર નીચે કેટલો ઊંડો હશે? જેટલું વૃક્ષ ઊંચે હોય તે પ્રમાણે ભંડાર નીચે હોય. તે દ્રવ્ય મેળવી શકાશે કે નહિ તે જાણી શકાતું નથી. જો વૃક્ષનો ઘેરાવો ઉપર-નાનો હોય અને નીચે વિશાળ હોય તો સમજવું કે ઓછું દ્રવ્ય પ્રાપ્ત થાય અથવા ન પણ થાય. અહીં નિધિ બહુ ઊંડો નથી માટે ખોદું. પણ તે પહેલાં દેવને નમસ્કાર કરું " ઇન્દ્રને નમસ્કાર હો! ધરણેન્દ્રને નમસ્કાર હો! કુબેરને નમસ્કાર હો!" આ પ્રમાણે નમસ્કાર બોલી તે પ્રદેશ ખોદ્યો. ત્યાં નિધિ દેખાયો. ગ્રહણ કરે છે એટલામાં વાણી સંભળાઇ કે—

"જો કે મેળવ્યો છે તોપણ આ નિધિ ચક્રવર્તી વડે રક્ષણ કરાય છે. માટે વહાણના મૂલ્ય જેટલું અંજલિમા માય તેટલું જ ગ્રહણ કર."

### વેપારીનો મેળાપ

૧૮૮ આમ સાંભળી એક ખોબો રજતનાણાનો લીધો. નિધિ જલદી પાતાળમાં અદૃશ્ય થઇ ગયો. ગળે બાંધેલા કપડામાં તેની પોટલી બાંધી. પછી વણિકપુત્રે વિચાર્યું, "અહો! દૈવનુ ચપળપણું જુઓ. આપીને ન દીધું. અથવા આપીને કેમ ખેંચી લીધુ? મહિલાના હૃદયની ગતિની માફક દૈવગતિ સર્વથા ચપલ છે. તોપણ વહાણનુ મૂલ્ય એણે આપ્યુ. આટલા દ્રવ્યથી સાત કોટિ ધન ઉપાર્જન કરવા માટે હું સમર્થ બનીશ. વિપરીત સ્વભાવ અને ચારિત્રવાળો દૈવ મધ્યસ્થ બની જાય તો આટલા જ ધનથી હું મારા કુળને ધનાઢ્ય કરીશ." એમ વિચારી તેણે તે મહાનગરીના દુકાનમાર્ગે પ્રવેશ કર્યો. તે તરફ જતાં તેણે એક દુકાનમાં પાકટ વયવાળા, વિનયી અને સરળ સ્વભાવના વેપારીને જોયો. તેને જોઇ થયુ કે "આ શાહુકાર અને અનુભવી વેપારી દેખાય છે. વિશ્વાસ કરવા યોગ્ય એવા એની પાસે જ જાઉં." તેની પાસે ગયો અને કહ્યુ, "પિતાજી! પગે પડું છું." વેપારીએ પણ કહ્યું, "હે પુત્ર! દીર્ઘાયુ થજે!" વેપારીએ આસન આપ્યુ. તેના પર બેઠો. તે નગરમાં તે દિવસે મહોત્સવ હતો. તેથી ઘણા ઘરાકો આવતા હતા. પરંતુ વેપારી શરીરે ઉમરલાયક વૃદ્ધ હોવાથી ઘરાકોને માલ જલદી આપી શકતો નહોતો. લોકોની ભીડ જોઇ વણિકપુત્રે કહ્યુ, "પિતાજી! તમે અંદરથી લાવી આપો તે કરિયાણું હું ઘરાકોને આપીશ." એમ કહી આપવા લાગ્યો. ત્યા વગર વિલંબે માલ અપાય છે એમ ધારી સર્વ ગ્રાહકો તેની દુકાને આવવા લાગ્યા. ચતુર લક્ષણવાળા વણિકપુત્રે ક્ષણવારમાં સર્વ ગ્રાહકોને વિદાય કર્યા. થોડા વખતમા ઘણો માલ વેચાઇ ગયો અને ઘણો નફો થયો. વેપારીએ વિચાર્યું કે આ બાળક પુણ્યવંત લાગે છે. જો એ આપણે ઘેર આવે તો બહુ સારુ. એમ વિચારી એણે કહ્યું, "અરે ચિરંજીવી! તુ ક્યાંથી આવ્યો છે?" પેલાએ કહ્યુ, "હે તાત! ચંપાપુરીથી." વેપારીએ પૂછ્યું, "કોનો મહેમાન છે?" પેલાએ કહ્યુ, "સજ્જનોનો." વૃદ્ધે કહ્યુ, "શું અમે સજ્જન નથી?" પેલાએ કહ્યુ, "તમે સજ્જન છો. તમારાથી બીજો સજ્જન કોણ હોય?"

કન્યાપ્રાપ્તિ

પછી વેપારી દુકાને તાળું મારી ઘેર જવા નીકળ્યો. ઘરે જઈ તેણે પોતાના પુત્રની જેમ તેનુ કરવા યોગ્ય બધું સન્માન કર્યું. પછી અભ્યંગન, મર્દન, ઉદ્દ્વર્તન, સ્નાન, ભોજન, વિલેપન વગેરે કાર્યો પતાવીને તે સુખપૂર્વક બેઠેલો હતો ત્યારે નવીન ફૂટેલા સ્તનભારવાળી, નિર્મળ મુખચંદ્રમાંથી નીકળતી કપોલકાંતિરૂપી ચંદ્રિકાવાળી, ખીલેલા કમળપત્ર જેવાં નયનવાળી, સર્વથા કામદેવની પ્રિય પ્રિયા રતિ જેવી પોતાની પુત્રીને તે વેપારીએ તેની આગળ બેસાડી. પછી વૃદ્ધે કહ્યું, "પુત્ર, તું મારો જમાઈ હો." પેલાએ કહ્યું, "તાત ! મારાં વય, કુલ, ગુણ, સત્ત્વ ન જાણો ત્યાં સુધી પોતાની પુત્રી તમે શી રીતે અર્પણ કરો છો ?" વૃદ્ધે કહ્યું, "શું આ બોલાતું વચન તેં નથી સાંભળ્યું ? રૂપથી કુલ, કુલથી શીલ, શીલથી ગુણ અને તેવી રીતે પુરુષના સત્ત્વને જાણી શકાય છે. તેથી તારા વિનય તેમ જ રૂપથી શીલસત્ત્વાદિક ગુણો અમને જણાયા છે. માટે સર્વથા આ મેં તને સમર્પણ કરી." પેલાએ કહ્યું, "તાત ! મારે કંઈક કહેવાનું છે. હું પિતાના ઘરેથી કોઈક કારણસર નીકળ્યો છું. તે મારું કાર્ય સફળ થશે તો તમે જેમ કહેશો તેમ કરીશ. પરંતુ તે કાર્યમાં નિષ્ફળ થાઉં તો મારે અગ્નિનું શરણ છે. આ સાચી વાત કહી છે માટે આગ્રહ ન કરશો." વૃદ્ધે કહ્યું, "જો એમ છે તો મારે તારા માટે શું કરવું જોઈએ ?" પેલાએ કહ્યું, "આટલું મારું કાર્ય કરી આપો. સામે પાર લઈ જવા યોગ્ય અને વેચવા યોગ્ય કરિયાણું આ દ્રવ્યથી ખરીદ કરી વહાણ ભરવા અને તે લઈને વેપાર કરવા બીજા કિનારા તરફ મારે જવાનું છે." વૃદ્ધે કહ્યું, "ભલે, એમ થાઓ." પછી તે જ દિવસથી સામે કિનારે લઈ જઈ વેચવા યોગ્ય ચીજોની ખરીદી કરવાની શરૂઆત કરી. અનુક્રમે વસ્તુઓનો સંગ્રહ કર્યો. વહાણ ભરી તૈયાર કર્યું. દિવસ ગણ્યો, સમય નક્કી કર્યો, નિર્યામકો (ખલાસીઓ) નક્કી કર્યા, આડતિયાઓ સાથે લીધા, અનાજપાણીનો વહાણમાં સંગ્રહ કર્યો. સર્વથા પ્રશસ્ત તિથિ, કરણ, નક્ષત્ર, લગ્ન, યોગ, ચંદ્રબળ અનુકૂળ હતાં તેવે સમયે તે વહાણમાં આરૂઢ થયો.

યવનદ્વીપનો અનુભવ

+ ૧૮૯. વહાણમાં આરૂઢ થતી વખતે પડો વગડાવ્યો, શંખો ફૂંકાવ્યા, બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરવા લાગ્યા, નોકરવર્ગ જયજયકાર કરવા લાગ્યો. દક્ષિણા આપવા યોગ્યને દક્ષિણા આપીને; સમુદ્રદેવીની પૂજા કરીને, વેપારીને નમન કરીને અને વડીલોને જુહાર કરીને મંગળ નમસ્કારમંત્રનું સ્મરણ કરીને તે ચાલ્યો. હલેસાંઓ ચલાવ્યાં; સઢ મજબૂત કર્યો; વહાણ ચાલ્યું; અનુકૂળ પવન મળ્યો; નદીમુખમાંથી નીકળી તે સમુદ્રમાં પહોંચ્યો. આ રીતે અનેક મગરમચ્છ, મત્સ્ય, કાચબા, હાથીના સંગથી ભેદાતાં મોજાંઓવાળા સમુદ્રમાં વહાણ ચાલી રહ્યું હતું. ટૂંક સમયમાં યવનદ્વીપે વહાણ પહોંચ્યુ. કિનારે લાંગર્યું. વેચવાનો માલ નીચે ઉતાર્યો અને જકાત આપી. ઇચ્છા પ્રમાણે સારા લાભથી માલ વેચ્યો અને અહીંથી બદલામાં બીજો માલ લીધો. તે કેવો હતો ? જેમ કે—

મરકતમણિ, મોતી, સુવર્ણ, રૂપુ વગેરે સહિત ઘણો માલ લીધો. એ બધાંની કિંમત આંકીએ તો સાત કરોડથી અધિક થાય. એથી સાગરદત્ત ખુશ થયો કે "અહો જેમ દૈવને ગમે છે તેમ હું પ્રતિજ્ઞા પૂર્ણ કરનાર થયો." એમ વિચારી સામા કિનારા તરફ ચાલ્યો.

વહાણુ ચલાવ્યુ. સમુદ્રના મધ્ય ભાગમાં પહોચ્યા. ત્યાં આકાશમંડળના જાણકાર એક પંજરપુરુષે ઉત્તર દિશા તરફ એક સુપડા પ્રમાણુ કાજળ જેવું શ્યામ મેઘપટલ જોયુ. તે જોઈ એણે કહ્યું, "આ મેઘખંડ સર્વથા સુદર નથી કહેલું છે કે કાજળ અને તમાલ વૃક્ષ જેવું શ્યામ હોય અને શરૂઆતમાં નાનુ હોય પણ કૃષ્ણ સર્પશિશુ જેમ-વૃદ્ધિ પામે તેમ એ વધારે ભય પમાડે છે. એટલે સંકટ આવી પડેલું છે. માટે વહાણુ થોભાવો, સઢ બંધ કરો, દોરડાં ખેંચો, થોડો માલ ફેંકી દો. નહિ તો તમે વિનાશ પામશો" તે વખતે કેવું બન્યુ? ચારે તરફ ઘોર અંધકારમાં વીજળીના ચમકારા થવા લાગ્યા, મેઘારવના ગડગડાટ શબ્દ સંભળાવા લાગ્યા; કોપાયમાન કૃતાન્ત કાળમેઘ વરસાવે તેમ સાબેલા પ્રમાણુ ધારાથી વરસાદ વરસવા લાગ્યો. આવો વરસવાથી વેપારીઓ આકુળવ્યાકુળ બની ગયા. પછી ક્ષણુવારમા વહાણુનુ શું થયુ? વજનદાર માલના ભારથી ભારે તથા વરસતા વરસાદના પાણીથી ભરાયેલું તથા જેનો પરિવાર ભયભીત બની ખેદ પામેલો છે એવું વહાણુ સમુદ્રમાં ડૂબી ગયુ. આખા વહાણુમાંથી એક માત્ર વણિકપુત્ર સાગરદત્ત કોઇ પણ પ્રકારે ઊચાં મોજાંથી ધકેલાતો તેલની ખાલી તૂટેલી કોઠીએ વળગ્યો. મત્સ્યોથી ખેંચાતો, મગરોથી દૂર ફેંકાતો, શિશુમાર નામના જળચરથી ફડાતો, કાચબાના નખ વડે છોલાતો, શંખકુલો સાથે અથડાતો, કુંભીલ નામના પ્રાણીથી છેદાતો, જળહસ્તિના દંતમુશળથી ભેદાતો, મહાસુશ્કેલીએ જીવિત માત્ર બાકી રહેલું છે એવો તે પાંચ રાત્રિદિવસ પછી ચંદ્રદ્વીપ નામના દ્વીપે આવી પહોંચ્યો. કેમે કરીને ત્યાં કિનારે ઊતર્યો. ત્યા તો મૂર્છાથી એની આંખો ઘેરાવા લાગી. કિનારા પરના એક વૃક્ષ નીચે બેઠો. તેને એકદમ ભૂખ લાગી. તે ભૂખ કેવા પ્રકારની હતી? જેમ કે–

વિજ્ઞાન, રૂપ, પૌરુષ, કુલ, ધન અને ગર્વવાળા પુરુષોને જો ક્ષુધા પ્રગટ થાય તો ખલજન માફક તેઓ શોચ કરવા લાગે છે.

**અરણ્યમાં કન્યાશબ્દશ્રવણ**

૧૯૦. તેવા પ્રકારની ક્ષુધાથી પીડા પામતો તે વૃક્ષ નીચે ઊભો થયો અને ચંદ્રદ્વીપમા પરિભ્રમણ કરવા લાગ્યો. તે દ્વીપ કેવો હતો? જેમ કે–

બકુલ, એલચીના વનથી સુલગ, ફેલાયેલા નિર્મળ કપૂરવાળો, નંદનવનની મશ્કરી કરતો અને જ્યાં કિન્નરો આવીને આનંદથી ગીત ગાય છે એવો હતો. વૃક્ષછાયા આચ્છાદિત થવાથી, ભમરા ભમી રહેલા હોવાથી તેમ જ પક્ષીઓની પ્રચુરતા હોવાથી કૌતુક કરતાં સૂર્યકિરણો ત્યાં ભૂમિ પ્રાપ્ત કરી શકતાં નથી. એવા એ મનોહર ચંદ્રદ્વીપમાં નારંગી,

ફણુસ, બિજોરાં વગેરે ખાવા યોગ્ય ફળોનો એણે આહાર કર્યો. પછી તે વધની જિજ્ઞાસા સાથે ત્યાં ભમવા લાગ્યો. ફરતાં ફરતા એક પ્રદેશમા બહુ ચંદન, પત્ર, એલચી, લવંગનું લતાગૃહ જોયું. જોઇને કૌતુક થવાથી તે સ્થળ તરફ ગયો. એટલામા કોઇકનો શબ્દ સાંભળ્યો. શબ્દ સાભળી વિચારવા લાગ્યોઃ "આ શબ્દ સંભળાય છે, પણ કોનો હશે ? સ્પષ્ટાક્ષરમાં બોલાય છે માટે કોઇ જાનવરનો નહિ પણ મનુષ્યનો હોવો જોઇએ. તો મનુષ્યમાં પુરુષનો હશે કે સ્ત્રીનો ? એ પણ સમજાય છે કારણ કે લલિત મધુરાક્ષરથી બોલતું હોવાથી આ પુરુષનો નહિ પણ સ્ત્રીનો અવાજ છે. તો હવે તે કુમારિકા હશે કે પ્રૌઢા હશે ? તે પણ જાણ્યુ. કારણ કે લજ્જાવાળા, મધુર, પ્રિય, કોમળ, સુકુમાર શબ્દો પ્રૌઢાના નહિ પણ કુમારીના છે. આવા અરણ્યમાં મનુષ્યનો સંભવ કેવી રીતે ? અને તેમાં યે કુમારી અબળાનો કેવી રીતે ? અથવા તો હું અહીં કેમ આવ્યો ? સર્વથા કહેલું છે કે જે વાત કથામા પણ સંભળાતી નથી, સ્વપ્નમાં પણ આવતી નથી, હૃદયમાં પણ વિચારાતી નથી તે વાતને પણ દૈવ પારકી ચિંતા કરાવનાર બનાવી દે છે."

એમ વિચાર કરતાં જુએ છે એટલામાં કેળના થડ અને નિકુરંબ વૃક્ષ વચ્ચે, લાલ અશોકવૃક્ષ નીચે અપ્રતિમ રૂપવાળી, દર્શન કરવા યોગ્ય, સુદર લાવણ્યવાળી, વનદેવતા જેવી, ગળામાં લતાનો ફાંસો નાખેલી કન્યા જોઇ. તે વખતે તે બોલી, "અરે વનદેવીઓ ! આ અરણ્યમાં તમે પણ સાંભળો. બીજા ભવમાં મને આવું ન થજો." એમ બોલીને તેણે પોતાની જાતને ફેંકી. ફાસો મજબૂત થયો. શ્વાસ ઘેરાયો. પેટ ભરાઇ ગયું. મુખમાંથી ફીણ આવ્યુ. આંખો બહાર નીકળી પડી. નસો સંકોચાઇ ગઇ. અંગો શિથિલ બની ગયાં. એ સમયે વણિકપુત્રે એકદમ લતાપાશ તોડી નાખ્યો. એટલે તે ભૂમિ પર પડી. વસ્ત્રથી તેણે પવન નાખ્યો. નવીન ચંદનની કળીઓના રસથી વક્ષસ્થળે વિલેપન કર્યું. કંઠપ્રદેશે માલિસ કર્યું. આખો ઠેકાણે આવી ગઇ. હૃદયમાં શ્વાસ ચાલુ થયો. આંખો વિકસિત બની. ચેતના આવી એટલે કન્યાએ વણિકપુત્રને જોયો. તેને દેખી લજ્જા અને ભયથી મુખચંદ્ર પરથી ખસી ગયેલ વસ્ત્ર સરખું કરવા લાગી. તેણે કહ્યું, "તું શું કામદેવની પ્રિય પત્ની છે કે વનલક્ષ્મી છે ? હે સુંદરાંગી ! આવું સાહસ શા માટે કર્યું ?" પેલીએ લાંબો ઉષ્ણ નિશ્વાસ નાખતા કહ્યું, "હું રતિ નથી, વનલક્ષ્મી નથી કે એવી કોઈ દેવપત્ની નથી. કોઇક એવા વૃત્તાન્તથી હુ માનુષી આ વનમાં આવી છું." તેણે કહ્યું, "હે સુતનુ ! જો કહેવા યોગ્ય હોય તો તે વૃત્તાન્ત મને કહે. પેલીએ કહ્યું, "કેટલાક એવા હોય છે કે જેને એ કહેવા યોગ્ય હોય છે અને કેટલાક એવા હોય છે કે જેને એ કહેવા યોગ્ય નથી હોતું." ત્યારે તેણે પૂછ્યુ, "કોને કહેવા યોગ્ય છે ?" પેલીએ કહ્યું, "ભારે હૃદયની વેદનાવાળાએ અને હવે શું કરવું એવી મૂંઝવણવાળાએ તેવાને જ પોતાનું દુઃખ કહેવું કે જેઓ દુઃખશલ્ય દૂર કરે." સાગરદત્તે કહ્યું, "નવીન યવાંકુરની ટોચે લાગેલા જળબિંદુ જેવા ( અર્થાત્ ચચળ ) જીવિતથી કંઇ પણ કાર્યની સિદ્ધિ થતી હોય તો તે હું કરીશ. માટે નિઃશંકપણે, હે સુદરી ! તું જણાવ." પેલીએ કહ્યું, "એ બધો અવસર વીતી ગયો છે. તોપણ સાભળઃ–

કન્યાવૃત્તાન્ત

* ૧૯૧. દક્ષિણ સમુદ્રના કિનારા પર શ્રીતુંગા નામની નગરી છે. ત્યાં કુબેર જેવો ધનાઢ્ય મહાધન નામનો શેઠ છે. શેઠને અત્યંત પ્રિય અને ઘરમાં કોઇ પણ જાતના પ્રતિબંધ વગરની એવી હું પુત્રી છું. એક દિવસ મારા ભવનના માળ પર ચઢીને હું પલંગ પર બેઠેલી નિદ્રાધીન બની ગઈ. પછી અનેક પક્ષી અને સેંકડો જાનવરોના કિલકિલાટભર્યા ઘોર શબ્દ સાંભળી જાગી ગઈ. જાગેલી હું વિચારવા લાગી કે શું આ સ્વપ્ન હશે? એમ વિચારું છું. એટલામાં આંખ ઊઘડી ગઈ અને અનેક વૃક્ષોની ડાળીઓથી રોકાઇ ગયેલાં સૂર્યકિરણોવાળું મહાઅરણ્ય મારા જોવામાં આવ્યુ. તે જોઇ મારું હૈયુ થરથર કંપવા લાગ્યુ અને હું વિલાપ કરવા લાગી, "અરેરે હે પિતાજી! આવા અરણ્યમાં આશા વગરની મને તમે કેમ ત્યજી દીધી? હવે હું ક્યાં જાઉં? મારું શરણુ હવે કોણ થશે?" એટલામાં 'હું તારો શરણુ છું' એમ બોલતો કોઇ દિવ્ય રૂપ-વાળો પુરુષ અચાનક લતાગૃહમાંથી બહાર આવ્યો. તેને જોઇ બમણાં લજ્જા, ભયવાળી હું મુખ ઢાંકી રડવા લાગી. પેલો પુરુષ મારી પાસે આવી બોલવા લાગ્યો, "હે સુંદરાંગી! તું જરા પણ રડ નહિ. તને સહેજ પણ દુઃખ થાય તેવું હું નહિ કરુ. તારા પ્રેમરસો-ત્સવમાં આસક્ત બની મેં તારું હરણ કર્યું છે." મેં પૂછ્યું, "તું કોણ છે અને ક્યા કારણે તેં મારું હરણ કર્યું છે?"-પુરુષે કહ્યું, "વૈતાઢ્ય નામનો પર્વત છે. તેના શિખર ઉપર વાસ કરનારા, મહાપરાક્રમવાળા અને દેવાંગનાઓ પણ જેની અભિલાષા કરે તેવા અમે વિદ્યાધરો છીએ. પૃથ્વીમંડળમાં ભ્રમણ કરતાં તારા ભવનના ઉપરના માળ પર તને મેં જોઇ. મારા હૃદયમાં તેં પ્રવેશ કર્યો. વિદ્યાધરીઓ કરતાં પણ તું રૂપમાં ચડિયાતી છે તેમ જાણી મેં તારું હરણ કર્યું. અથવા તો રૂપથી પણ શું? સુંદરપણું કે અસુંદરપણું એ પ્રેમનું કારણ નથી. લંગડા સાથે પણ સ્નેહ કરી ક્રીડા કરાય છે. અને કામદેવ જેવા સ્વરૂપવાનનો પણ ત્યાગ કરાય છે. સંધિ અને વિગ્રહ કરાવનાર દૃષ્ટિને જે ગમે તે જ સૌભાગી, તે જ સુંદર, તે જ અતિપ્રિય છે. તેથી હે સુંદરી! બહુ કહેવાથી શું? તારામાં મારી દૃષ્ટિ આનંદ પામે છે. તેથી સૂતેલી તારું હરણ કર્યું. પણ મારા પિતાદિક વડીલોની બીકથી હું વિદ્યાધરશ્રેણીમાં ન ગયો. આ સમુદ્રકિનારાના દ્વિપમાં એકાંત સ્થળમાં તને લાવ્યો છું. આમ છે તો હવે મારી સાથે ક્રીડા કર."

ત્યારે મેં વિચાર્યું કે "અહો, આ એ જ વિદ્યાધરો છે કે જેને વિષે મારી સખીઓ હાસ્યથી મશ્કરીમાં કહેતી હતી કે રખે તું વિદ્યાધરોથી હરણ પામતી. હું કન્યા છું. હજુ મને કોઇને આપવામાં આવી નથી. આમેય મારે કોઇ લખપતિ કે કોટિપતિને પરણવું તો પડશે જ. તો આ વિદ્યાધર સારા રૂપવાળો છે. સમગ્ર યુવતીસમૂહને મનોહર અને વળી સ્નેહવાળો છે. તો તે મને પરણે તો તેથી મને શું નથી મળતું?" એમ વિચારી મેં કહ્યું, "તું મને આ જંગલમાં લાવ્યો છે. તને જેમ રુચે તેમ કર." એટલે હર્ષથી નિર્ભર બનેલો તે કહેવા લાગ્યો કે "હે સુતનુ! મારા ઉપર ઘણો ઉપકાર કર્યો."

## બે વિદ્યાધરોનું મરણ

આટલી વાત થઇ તે જ સમયે બીજો કોઇ વિદ્યાધર આવીને તરવાર ખેંચતો કહેવા લાગ્યો, "હે અનાર્ય! ક્યા જાય છે?" એમ બોલી તે પ્રહાર કરવા લાગ્યો. ત્યાર પછી મારો પ્રિય પણ ઉદ્વેગ પામ્યા વગર તલવાર ખેંચી ઊભો થયો. "અરે દુષ્ટ, દુર્બુદ્ધિ કુવિદ્યાધર! આ તારા કાન ન પકડી શકાય તેવો તને કરીશ. (અર્થાત્ તારા કાન કાપી લઇશ.)" એમ બોલતો પ્રહાર કરવા લાગ્યો. તેઓ પ્રહાર કરતા હતા ત્યારે નિર્દય તલવારના ખણણ ખણણ શબ્દોથી દિશામાર્ગો બહેરા થઇ ગયા. એ વખતે પરસ્પરના સરખા ઘાતોથી બંને વિદ્યાધર યુવાનોના ટુકડેટુકડા થઇ ગયા. ક્ષણવારમાં છૂટા પડી ગયેલા મસ્તકવાળા તેઓ બને ધરણી પર ઢળી પડ્યા. તેમને મરેલા જોઇ મોટા દુઃખથી તણાયેલા હૃદયવાળી હું વિલાપ કરવા લાગી, "હે પ્રિય! સુભગ સ્વામી! ગુણનિધિ! મારા જીવનો નાથ, નાથ, નાથ! તું કયા ગયો? ક્યાં ગયો? આવા જંગલમા એકલી મૂકીને તું ક્યાં ગયો? ઘરેથી મને અહીં આણી, હવે અહી અરણ્યમાં મને એકલી મૂકીને હે પ્રિય તું ચાલ્યો ન જા અથવા તો મને મારે ઘેર લઇ જા."

## આત્મહત્યા માટે નિર્ણય

* ૧૯૨. આ પ્રમાણે વિલાપ કરતી હતી, પરંતુ જે મૃત્યુ પામ્યો હતો તે કેવી રીતે સામો ઉત્તર આપે? એટલે દીન મનવાળી અને સંભ્રમવશ વિવશ અને જીવિત-પ્રિય હું આ દ્વીપમાથી જવા માટે પ્રયત્ન કરતી ભટકતી હતી. ચારે બાજુ સમુદ્ર છે અને તેનુ લંઘન કરવાની શક્તિ નથી. ત્યારે મેં વિચાર્યું કે આ અરણ્યમા હવે મારું મરણ આવી પહોંચ્યુ છે, માટે એવી રીતે મરુ કે જેથી ફરી આવું મને ન થાય." એમ વિચારી આ લતાગૃહમા લતાનો ફાસો તૈયાર કર્યો. પોતાની નિંદા કરીને, સર્વ પંડિતવર્ગથી નિંદિત સ્ત્રીપણાનો શોક કરીને, પિતાના ઘરને સંભારીને, પિતા અને માતાને પ્રણામ કરીને મેં અહીં આત્માને અધ્ધર લટકાવ્યો. એ સમયે પછી શું થયુ તેની મને ખબર નથી. માત્ર તમને વસ્ત્રથી પવન નાખતા જોયા. તમે આવા દુર્ગમ દ્વીપમાં ક્યાથી?"

સાગરદત્તે પણ પોતાની પ્રતિજ્ઞાથી માંડીને વહાણભંગ સુધીની હકીકત કહી સંભળાવી. પછી કન્યાએ કહ્યુ, "હવે આવા વ્યાકુળ કાર્યમા અત્યારે શું કરવું?" સાગરદત્તે કહ્યુ, "મેરુ પર્વત કર્ષપ્રમાણથી અને સમુદ્ર પલપ્રમાણથી જાણી શકાય. તોપણ હે સુંદરી! સત્ય પુરુષો પ્રતિજ્ઞાભંગ કરતા નથી" પેલીએ પૂછ્યુ, "પ્રતિજ્ઞાભંગ કેવી રીતે ત્યારે થાય?" સાગરદત્તે કહ્યું, "હું એક વર્ષમાં સાત કોટિ ધન ઉપાર્જન ન કરુ તો મારે સળગતાં ઇંધણાવાળા અને જ્વાળાવાળા અગ્નિમા પ્રવેશ કરવો. મને આ પ્રમાણે સમુદ્રમા ભમતાં ભમતાં પૂરા અગિયાર મહિના પસાર થઇ ગયા છે, બારમો મહિનો પણ બેસી ગયો છે. હવે એક મહિનામા કેવી રીતે સાત કોટિ ધન ઉપાર્જન કરીશ? અને કદાચ ઉપાર્જન કરુ તોપણ ઘેર શી રીતે પહોચીશ? માટે હે સુદરી! હું ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળો થયો છું. મારે હવે જીવવુ યોગ્ય નથી. માટે અગ્નિમાં પ્રવેશ કરીશ" કન્યાએ કહ્યું, "જો એમ જ છે તો હુ પણ તેમાં પ્રવેશ કરીશ. માટે અગ્નિની શોધ કરો." સાગરદત્તે કહ્યું, "હે

સુંદરી ! તારા આવા અસાધારણ લાવણ્યનો ભગવાન અગ્નિ શા માટે વિનાશ કરશે ?" કન્યાએ કહ્યું, "હાં ...ફક્ત બાળવાની જ ક્રિયામાં હૃદય અર્પણ કરનાર મદનદેવ અને અગ્નિદેવ સુંદર કે અસુંદર અથવા ગુણ કે દોષના વિચારમાં જાત્યંધ છે તેથી મારે પણ આ અરણ્યમાં રહીને શું કરવું ?"

### બંનેનો અગ્નિપ્રવેશ

ત્યાર પછી 'ભલે' એમ કહી અગ્નિની તપાસ કરવા લાગ્યા. ત્યાં એક જગ્યાએ ઘણા વાંસના જથ્થામાં એક બીજા સાથે ઘર્ષણ થવાથી ઉત્પન્ન થયેલ અગ્નિનો ફેલાયેલો ધૂમાડો તેમના જોવામાં આવ્યો. ત્યા પહોંચી લાકડાં એકઠાં કર્યાં. મોટી ચિતા તૈયાર કરી અંદર અગ્નિ મૂક્યો. એટલે ચિતામાં અગ્નિ પ્રગટ્યો. તે વખતે ચિતા કેવી દેખાવા લાગી ? જેમ કે–

નિર્ધૂમ અગ્નિથી સળગેલી, ઉપર તડતડ સ્ફુરાયમાન તણખાથી ભયંકર, જાણે તપાવેલ સુવર્ણથી બનાવેલ રત્નનુ આભૂષણ હોય તેવી તે ચિતા દેખાતી હતી. એવી ચિતા જોઈને સાગરદત્તે કહ્યું. "અરે લોકપાલો ! સાંભળો. હું જ્યારે ઘરેથી નીકળ્યો ત્યારે એક વર્ષમાં સાત કોટિ ધન ઉપાર્જન કરવાની ગ્રહણ કરેલી મારી પ્રતિજ્ઞા પૂર્ણ ન થવાથી હું અગ્નિનું શરણ સ્વીકારું છું." પછી કન્યા પણ કહેવા લાગી, "માતા–પિતાના વિયોગવાળી, અરણ્યમાં પ્રિય વડે ત્યજાયેલી, દુર્ભાગ્યવાળી બનવાથી હું અહીં અગ્નિમાં પ્રવેશું છું." એમ બોલી બંનેએ ચિતાનલમાં ઝપલાવ્યુ.

### ચિતામાંથી કમળશય્યા

* ૧૯૩. તે સમયે ચિતા કેવી બની ? જેમ કે–

લાંબી કમળની નાળવાળી, વિકસિત નીલકમળના ખંડથી શોભાયમાન એવી તે વખતે ઉત્તમ કમળની શય્યા બની ગઈ. તે જોઈ સાગરદત્ત વિચારવા લાગ્યો, "અરે, આ શું બીજો જન્મ અનુભવું છું કે સ્વપ્ન જોઉં છું ? આ અગ્નિ કમળ બની ગયો તે આ ઇન્દ્રજાળ હશે કે કૌતુક હશે ?" એટલામાં મણિપદ્મરાગનુ બનાવેલુ, સુવર્ણના મોટા સ્તંભોથી તૈયાર કરેલુ, લટકતાં મુક્તાફળવાળું વિમાન આકાશમાં દેખાયુ. તેમાં સુવર્ણનો મુગટ ધારણ કરેલો, ગાલ પર ઝૂલતા રત્નકુંડળવાળો, લટકતી લાંબી વનમાળાવાળો કોઇક સુભગ મહર્દ્ધિક દેવ હતો. જરા હાસ્ય કરતાં ખૂલેલા હોઠ સ્ફુરાયમાન થવાથી દાંતના કિરણો વડે દિશા માર્ગ ઉજ્જવળ થયો એવી રીતે દેવે કહ્યું, "અરે, સાગરદત્ત ! પંડિત પુરુષોએ નિંદેલુ અને અણસમજુ લોકોથી સેવાતું આવું આત્મહત્યાનું કાર્ય તેં શું આરંભ્યુ છે ? દુર્ભાગી, પતિથી અપમાન પામેલી, દુઃખમાં પડેલી, ઉછાંછળી રાંકડી સ્ત્રી આવું સાહસકાર્ય કરે. પણ તારા જેવા માટે આવું કાર્ય વ્યાજબી ગણાય ખરું ? 'સાત કોટિની પ્રતિજ્ઞા' માટે તું કહેતો હોય તો તું શું તે ભૂલી ગયો કે સ્વર્ગમાં શ્રેષ્ઠ સૌધર્મ વિમાનમાં આપણે રહ્યા હતા. ત્યારે ચારે દેવોની સાથે તું સુખી હતો. ત્યા આગળ કર્કેતન, ઇન્દ્રનીલમણિ, પદ્મરાગમણિના ઢગલાઓ તેં છોડયા. તેઓએ પણ છોડ્યા. માટે તું જિનવરના માર્ગ વિશે સમ્યક્ત્વ જ્ઞાન અને પાંચ મહાવ્રત અંગીકાર કર. આજ 'સાત

કોટિ' છે. તેમ છતાં જો તું ધનને ઇચ્છતો હોય તો સાત કોટિથી ત્રણ ગણું વધારે ગ્રહણ કર. આ વિમાનમાં આરોહણ કર ઘર પણ તને જલદી પ્રાપ્ત કરાવું." આ સાંભળી, તે દેવની રિદ્ધિ જોઈને ઈહાઅપોહમાર્ગણા કરતાં કરતા જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જાણ્યું કે "હું પદ્મપ્રભ દેવ હતો. ત્યાંથી ચ્યવી અહીં ઉત્પન્ન થયો છું. આ વળી પદ્મકેસર છે, જેને મેં પહેલાં કહેલું કે તારે મને જિનવરમાર્ગમાં પ્રતિબોધ કરવો. તેને સંભારતાં તેણે મને મરતાં બચાવ્યો. અહો, દૃઢ પ્રતિજ્ઞાવાળો! અહો, ઉપકારનો બદલો વાળવાવાળો! અહો, કેવો સ્નેહ! અહો, કેટલો પ્રેમબુદ્ધિવાળો! અહો મિત્રવત્સલતા! કારણ કે જીવવામાં મનુષ્યપણું એ સાર છે; મનુષ્યપણામાં પ્રેમ એ સાર છે, પ્રેમમાં પણ ઉપકાર એ સાર છે; ઉપકાર પણ અવસરે કરેલો હોય તો તે સાર છે," એમ વિચારી તેણે તેને નમસ્કાર કર્યો. તે દેવે પણ કહ્યું, "પોતાનો પૂર્વ ભવ બરાબર યાદ કર્યો?" સાગરદત્તે કહ્યું, "અરે, સંસારના ખાડામા પડતાં તેં મને બચાવ્યો. જો અગ્નિમા પડી મર્યો હોત તો આર્તધ્યાનથી દુર્ગતિમાં જાત. જિનધર્મની વાત તો બાજુએ રહી જાત, પણ મનુષ્યપણાનો પણ સંદેહ થાત. માટે તમે આ બહુ સુંદર કર્યું. હવે આજ્ઞા કરો કે મારે શું કરવું?" દેવે કહ્યું, "હજુ તારે ચારિત્રાવરણી-ભોગાવલી કર્મ બાકી છે. તે ભોગવીને તારે સંયમ અંગીકાર કરવો."

"માટે હે કુમાર કુવલયચંદ્ર! જે સાગરદત્ત તે હું પોતે જ." ત્યાર બાદ દેવે તેને વિમાનમાં બેસાડ્યો. પેલી બાલાને પણ સાથે લીધી. વિમાનમાં એકવીસ કોટિ ધન મૂક્યું. તે વિમાનમાં આરૂઢ થઇ. ક્ષણવારમાં જયતુંગ નગરીમાં તેઓ પહોંચ્યાં. ત્યાં યજ્ઞશ્રેષ્ઠીના ઘરે નીચે ઊતર્યા. બને કન્યાઓ સાથે લગ્ન કર્યા. પછી વિમાનમાં આરૂઢ થઈ ચંપાનગરી ગયાં. તેઓ ઘરમાં ઊતર્યા ત્યારે ઘણા લોકોની અવરજવર અને કોલાહલ થઇ રહ્યાં હતાં ત્યાં પૂજા કરવા યોગ્ય પદાર્થોથી તેમનો સત્કાર કરવામાં આવ્યો. તેમણે વડીલોને વંદન કર્યાં.

**સાગરદત્તની દીક્ષા**

ૠ ૧૯૪. પછી દેવે કહ્યું, "અરે, સાગરદત્ત! તારું બધું મળીને દસ હજાર વર્ષનું આયુષ્ય છે. તેમાંથી ત્રણ હજાર વીતી ગયાં, પાંચ હજાર ભોગકાળમાં જશે. બાકીનાં બે હજાર વર્ષ શ્રમણપણું પાળવું." આમ કહી દેવ જેવો આવ્યો હતો તેવો પ્રતિબોધ કરીને પાછો ગયો. મેં પણ એકવીસ કોટિ ધન વડીલોને સમર્પણ કર્યું. પછી સ્નેહીબંધુઓ સાથે તથા ત્રણે સુંદરીઓ સાથે ભોગો ભોગવીને, પરિવારવર્ગને સંતોષીને, કામભોગથી નિવૃત્ત બની, પરમાર્થ જાણી, પૂર્વ ભવ યાદ કરી, દેવવચનનું સ્મરણ કરીને, ચારિત્ર્યના ચડતા પરિણામની વિશુદ્ધિવાળો, વૈરાગ્યમાર્ગમાં લાગેલા એવા મેં અરિહંતની પૂજા કરી, સાધુઓને વાંદી, બંધુવર્ગને સ્થાપન કરી, પરિવારને માન આપી, જ્ઞાતિવર્ગનું સન્માન કરી, વડીલ પિતાદિકવર્ગને અભિવાદન કરી, વિપ્રવર્ગને દક્ષિણા આપી, સેવકવર્ગને બક્ષિસ આપી સર્વથા કરવા યોગ્ય કાર્યો પતાવીને ધનદત્ત નામના સ્થવિર મુનિવર પાસે સાધુપણું અંગીકાર કર્યું. તેમની પાસે કંઈક ભણતાં ભણતાં શાસ્ત્રોના અર્થ ગ્રહણ

કર્યા અને પછી થોડા કાળમાં સૂત્ર અને અર્થ ગ્રહણ કર્યા. પછી તપમાં વીર્ય ફોરવી ભાવનાઓ ભાવીને એકાકી વિચરવાની પ્રતિમા અંગીકાર કરી. તેની અંદર એકત્વ ભાવતા, અશરણપણું વિચારતાં, સંસારની દુસ્તરતાનું સ્મરણ કરતાં, કર્મની વિચિત્રતા યાદ કરતાં, જિનવચનની દુર્લભતા ભાવતાં, સર્વથા ભારે કર્મોનો ક્ષયોપશમ થતાં જલદી અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ. એ વડે કેટલા ક્ષેત્રમાં જાણી શકાય ? અધોલોકમાં રત્નપ્રભાના સર્વપાટડા સુધીનું, ઉર્ધ્વલોકમાં સૌધર્મ દેવલોકના વિમાનની ચૂલિકાઓ સુધીનુ, તિરછાલોકમાં માનુષોત્તર પર્વતના શિખર સુધીનુ. પછી આટલા પ્રમાણવાળું અવધિજ્ઞાન ઉત્પન્ન થવાથી મેં મારું પૂર્વ ભવનું સ્વરૂપ જોયુ તો હું ~~પૂર્વભવમાં લોભદેવ નામનો વેપારી~~ હતો. પછી સ્વર્ગમાં પદ્મપ્રભ દેવ હતો. પછી આ સાગરદત્તનો ભવ.

## બીજા દેવો ક્યાં ?

આ પ્રમાણે જોઇને મેં ચિંતવ્યુ કે 'અહો, મારી સાથે બીજા જે ચાર હતા તેઓ અત્યારે ક્યાં છે ?' એમ ઉપયોગ મૂકયો એટલે જોયુ કે જે ચંડસોમ હતો તે મૃત્યુ પામીને પદ્મચંદ્ર દેવ થયો અને પછી સ્વર્ગમાંથી ચ્યવીને વિંધ્યાટવીમાં સિંહ થયો છે. માનભટ્ટ મૃત્યુ પામીને પદ્મવર દેવ થયો હતો અને ત્યાંથી ચ્યવીને અયોધ્યા નગરીમાં દૃઢવર્મ રાજાનો પુત્ર કુમાર કુવલયચંદ્ર થયો છે. માયાદિત્ય પણ મૃત્યુ પામીને પદ્મસાર દેવ થયો અને ત્યાંથી ચ્યવીને દક્ષિણ દેશમાં વિજયા નામની નગરીમાં મહાસેન રાજાની પુત્રી કુવલયમાલા થયો છે. આ જાણીને મેં વિચાર્યું, "અહો, તે સમયે સૌની ઇચ્છાપૂર્વક મને પણ કહેવામાં આવ્યુ હતું કે જ્યાં હોઇએ ત્યાં, ગમે તે સ્થળે જઇને પણ બીજાને સમ્યક્ત્વ આપવું. તે મારી પ્રતિજ્ઞા અત્યારે યાદ આવી. એટલામાં આ પદ્મકેસર દેવ આવ્યો. તેણે કહ્યું, "શ્રેષ્ઠ ચારિત્ર્યવાળા, સમ્યક્ત્વ અને ઉત્તમ અવધિજ્ઞાનવાળા હે મુનિવર! તમને ધર્માચાર્યને વિનયથી વંદન કરું છું." આ વચન સાંભળીને અને એ દેવને દેખીને મેં કહ્યું, "અરે શું કરવું ?" દેવે કહ્યું, "પહેલાં આપણે નક્કી કર્યું છે કે ગમે ત્યાં ગયા હોઇએ તો પણ સમ્યક્ત્વ આપવું. તે બીચારા ત્રણ મિથ્યાદષ્ટિકુળોમાં જન્મ્યા છે. માટે દુર્લભ જિનવરમાર્ગમા પ્રતિબોધ કરવા જ જોઇએ. માટે ચાલો પહેલાં અયોધ્યા નગરીએ. ત્યાં કુમાર કુવલયચંદ્રને પ્રતિબોધીશું." મેં કહ્યું, "પ્રતિબોધ કરવાનો તેં કહેલો ઉપાય સુંદર નથી, કારણ કે કહ્યું છે કે મદઝરતા ગંડસ્થળના મદજળનો વ્યસની ભ્રમર યુવાન સ્વેચ્છાએ લીંબડાના રસને ચાખે ખરો ?" તેણે કહ્યુ, "ત્યાં આગળ ઘણા લોકોના ઘોંઘાટ વચ્ચે દેખાવા પણ મુશ્કેલ છે, તો પછી ધર્મ સંભળાવવાની તો વાત જ ક્યાં રહી ? કદાચ ધર્મ કહ્યો તો પણ તે કેવી રીતે અંગીકાર કરશે ? જ્યાં સુધી પ્રિય બંધુનો વિયોગ નથી પામ્યા અને દુઃખ નથી અનુભવ્યું ત્યાં સુધી જીવો ભાવથી ધર્મોપદેશ ગ્રહણ કરતા નથી. માટે તમે ત્યાં જઇને કુમારને એંચો. હું ચંડસોમ સિંહ છે ત્યાં જાઉં છું. ત્યાં એકાંત નિર્જન અરણ્યમાં દુઃખ પામેલો અને બંધુવર્ગનો વિયોગી બનેલો રાજપુત્ર સહેલાઇથી સમ્યક્ત્વ અંગીકાર કરશે."

કોટિ' છે. તેમ છતાં જો તું ધનને ઇચ્છતો હોય તો સાત કોટિથી ત્રણ ગણું વધારે ગ્રહણ કર. આ વિમાનમાં આરોહણ કર ઘર પણ તને જલદી પ્રાપ્ત કરાવું." આ સાંભળી, તે દેવની રિદ્ધિ જોઈને ઈહાઅપોહમાર્ગણા કરતાં કરતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જાણ્યું કે "હું પદ્મપ્રભ દેવ હતો. ત્યાંથી ચ્યવી અહીં ઉત્પન્ન થયો છું. આ વળી પદ્મકેસર છે, જેને મેં પહેલાં કહેલું કે તારે મને જિનવરમાર્ગમાં પ્રતિબોધ કરવો. તેને સંભારતાં તેણે મને મરતાં બચાવ્યો. અહો, દૃઢ પ્રતિજ્ઞાવાળો! અહો, ઉપકારનો બદલો વાળવાવાળો! અહો, કેવો સ્નેહ! અહો, કેટલો પ્રેમબુદ્ધિવાળો! અહો મિત્રવત્સલતા! કારણ કે જીવવામાં મનુષ્યપણું એ સાર છે; મનુષ્યપણામાં પ્રેમ એ સાર છે, પ્રેમમાં પણ ઉપકાર એ સાર છે; ઉપકાર પણ અવસરે કરેલો હોય તો તે સાર છે," એમ વિચારી તેણે તેને નમસ્કાર કર્યો. તે દેવે પણ કહ્યું, "પોતાનો પૂર્વ ભવ બરાબર યાદ કર્યો?" સાગરદત્તે કહ્યું, "અરે, સંસારના ખાડામાં પડતાં તેં મને બચાવ્યો. જો અગ્નિમાં પડી મર્યો હોત તો આર્તધ્યાનથી દુર્ગતિમાં જાત. જિનધર્મની વાત તો બાજુએ રહી જાત, પણ મનુષ્યપણાનો પણ સંદેહ થાત. માટે તમે આ બહું સુંદર કર્યું. હવે આજ્ઞા કરો કે મારે શું કરવું?" દેવે કહ્યું, "હજુ તારે ચારિત્રાવરણી-ભોગાવલી કર્મ બાકી છે. તે ભોગવીને તારે સંયમ અંગીકાર કરવો."

"માટે હે કુમાર કુવલયચંદ્ર! જે સાગરદત્ત તે હું પોતે જ." ત્યાર બાદ દેવે તેને વિમાનમાં બેસાડ્યો. પેલી બાલાને પણ સાથે લીધી. વિમાનમાં એકવીસ કોટિ ધન મૂક્યું. તે વિમાનમાં આરૂઢ થઇ. ક્ષણવારમાં જયતુંગ નગરીમાં તેઓ પહોંચ્યાં. ત્યાં યજ્ઞશ્રેષ્ઠીના ઘરે નીચે ઊતર્યાં. બંને કન્યાઓ સાથે લગ્ન કર્યાં. પછી વિમાનમાં આરૂઢ થઈ ચંપાનગરી ગયાં. તેઓ ઘરમાં ઊતર્યાં ત્યારે ઘણા લોકોની અવરજવર અને કોલાહલ થઇ રહ્યાં હતાં ત્યાં પૂજા કરવા યોગ્ય પદાર્થોથી તેમનો સત્કાર કરવામાં આવ્યો. તેમણે વડીલોને વંદન કર્યાં.

### સાગરદત્તની દીક્ષા

૬ ૧૯૪. પછી દેવે કહ્યું, "અરે, સાગરદત્ત! તારું બધું મળીને દસ હજાર વર્ષનું આયુષ્ય છે. તેમાંથી ત્રણ હજાર વીતી ગયાં, પાંચ હજાર ભોગકાળમાં જશે. બાકીનાં બે હજાર વર્ષ શ્રમણપણું પાળવું." આમ કહી દેવ જેવો આવ્યો હતો તેવો પ્રતિબોધ કરીને પાછો ગયો. મેં પણ એકવીસ કોટિ ધન વડીલોને સમર્પણ કર્યું. પછી સ્નેહીબંધુઓ સાથે તથા ત્રણે સુંદરીઓ સાથે ભોગો ભોગવીને, પરિવારવર્ગને સંતોષીને, કામભોગથી નિવૃત્ત બની, પરમાર્થ જાણી, પૂર્વ ભવ યાદ કરી, દેવવચનનું સ્મરણ કરીને, ચારિત્ર્યના ચડતા પરિણામની વિશુદ્ધિવાળો, વૈરાગ્યમાર્ગમાં લાગેલા એવા મેં અરિહંતની પૂજા કરી, સાધુઓને વાંદી, બંધુવર્ગને સ્થાપન કરી, પરિવારને માન આપી, જ્ઞાતિવર્ગનું સન્માન કરી, વડીલ પિતાદિકવર્ગને અભિવાદન કરી, વિપ્રવર્ગને દક્ષિણા આપી, સેવકવર્ગને બક્ષિસ આપી સર્વથા કરવા યોગ્ય કાર્યો પતાવીને ધનદત્ત નામના સ્થવિર મુનિવર પાસે સાધુપણું અંગીકાર કર્યું. તેમની પાસે કંઇક ભણતાં ભણતાં શાસ્ત્રોના અર્થ ગ્રહણ

કર્યો અને પછી થોડા કાળમાં સૂત્ર અને અર્થ ગ્રહણ કર્યો. પછી તપમા વીર્ય ફોરવી ભાવનાઓ ભાવીને એકાકી વિચરવાની પ્રતિમા અંગીકાર કરી. તેની અંદર એકત્વ ભાવતાં, અશરણપણું વિચારતાં, સંસારની દુસ્તરતાનું સ્મરણ કરતાં, કર્મની વિચિત્રતા યાદ કરતાં, જિનવચનની દુર્લભતા ભાવતા, સર્વથા ભારે કર્મોનો ક્ષયોપશમ થતાં જલદી અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ. એ વડે કેટલા ક્ષેત્રમાં જાણી શકાય ? અધોલોકમાં રત્નપ્રભાના સર્વપાટડા સુધીનું, ઉર્ધ્વલોકમાં સૌધર્મ દેવલોકના વિમાનની ચૂલિકાઓ સુધીનુ, તિરછાલોકમાં માનુષોત્તર પર્વતના શિખર સુધીનુ. પછી આટલા પ્રમાણવાળું અવધિજ્ઞાન ઉત્પન્ન થવાથી મેં મારું પૂર્વ ભવનું સ્વરૂપ જોયુ તો હું પૂર્વભવમાં લોભદેવ નામનો વેપારી હતો. પછી સ્વર્ગમાં પદ્મપ્રભ દેવ હતો. પછી આ સાગરદત્તનો ભવ.

### બીજા દેવો ક્યાં ?

આ પ્રમાણે જોઇને મેં ચિંતવ્યુ કે 'અહો, મારી સાથે બીજા જે ચાર હતા તેઓ અત્યારે ક્યાં છે ?' એમ ઉપયોગ મૂકયો એટલે જોયુ કે જે ચંડસોમ હતો તે મૃત્યુ પામીને પદ્મચંદ્ર દેવ થયો અને પછી સ્વર્ગમાથી ચ્યવીને વિંધ્યાટવીમાં સિંહ થયો છે. માનભટ્ટ મૃત્યુ પામીને પદ્મવર દેવ થયો હતો અને ત્યાંથી ચ્યવીને અયોધ્યા નગરીમાં દૃઢવર્મ રાજાનો પુત્ર કુમાર કુવલયચંદ્ર થયો છે. માયાદિત્ય પણ મૃત્યુ પામીને પદ્મસાર દેવ થયો અને ત્યાંથી ચ્યવીને દક્ષિણ દેશમાં વિજયા નામની નગરીમાં મહાસેન રાજાની પુત્રી કુવલયમાલા થયો છે. આ જાણીને મેં વિચાર્યું, "અહો, તે સમયે સૌની ઇચ્છાપૂર્વક મને પણ કહેવામાં આવ્યું હતું કે જ્યાં હોઇએ ત્યાં, ગમે તે સ્થળે જઇને પણ બીજાને સમ્યકૃત્વ આપવું. તે મારી પ્રતિજ્ઞા અત્યારે યાદ આવી. એટલામા આ પદ્મકેસર દેવ આવ્યો. તેણે કહ્યું, "શ્રેષ્ઠ ચારિત્ર્યવાળા, સમ્યકૃત્વ અને ઉત્તમ અવધિજ્ઞાનવાળા હે મુનિવર! તમને ધર્માચાર્યને વિનયથી વંદન કરુ છું." આ વચન સાંભળીને અને એ દેવને દેખીને મેં કહ્યું, "અરે શું કરવું ?" દેવે કહ્યું, "પહેલાં આપણે નક્કી કર્યું છે કે ગમે ત્યાં ગયા હોઇએ તો પણ સમ્યકૃત્વ આપવું. તે બીચારા ત્રણ મિથ્યાદૃષ્ટિકુળોમાં જન્મ્યા છે. માટે દુર્લભ જિનવરમાર્ગમા પ્રતિબોધ કરવા જ જોઇએ. માટે ચાલો પહેલાં અયોધ્યા નગરીએ. ત્યાં કુમાર કુવલયચંદ્રને પ્રતિબોધીશું." મેં કહ્યું, "પ્રતિબોધ કરવાનો તેં કહેલો ઉપાય સુંદર નથી, કારણ કે કહ્યું છે કે મદઝરતા ગંડસ્થળના મદજળનો વ્યસની ભ્રમર સુવાન સ્વેચ્છાએ લીંબડાના રસને ચાખે ખરો ?" તેણે કહ્યું, "ત્યાં આગળ ઘણા લોકોના ઘોંઘાટ વચ્ચે દેખાવા પણ મુશ્કેલ છે, તો પછી ધર્મ સંભળાવવાની તો વાત જ ક્યાં રહી ? કદાચ ધર્મ કહ્યો તો પણ તે કેવી રીતે અંગીકાર કરશે ? જ્યાં સુધી પ્રિય બંધુનો વિયોગ નથી પામ્યા અને દુ:ખ નથી અનુભવ્યુ ત્યાં સુધી જીવો ભાવથી ધર્મોપદેશ ગ્રહણ કરતા નથી. માટે તમે ત્યાં જઇને કુમારને ખેંચો. હું ચંડસોમ સિંહ છે ત્યાં જાઉં છું. ત્યાં એકાંત નિર્જન અરણ્યમાં દુ:ખ પામેલો અને બંધુવર્ગનો વિયોગી બનેલો રાજપુત્ર સહેલાઇથી સમ્યકૃત્વ અંગીકાર કરશે."

આમ વાત કરીને હું અહીં આવ્યો અને એ દેવ અયોધ્યામાં પહોંચ્યો તે વખતે તને ઘોડા પર બેઠેલો અને અશ્વક્રીડા કરવા માટે નીકળેલો જોયો. ઘોડાના શરીરમાં દૈવી શક્તિથી પ્રવેશ કરી તને લઈને ઊડ્યો. તેં ઘોડાને માર્યો. દેવે ઘોડો મર્યો એમ માયાથી દેખાડ્યો, પણ તે મર્યો ન હતો. માત્ર તારી આશાનો ભંગ કર્યો. તેથી હે કુમાર ! તને આ ઘોડાએ ખેંચ્યો, આ સમ્યક્ત્વ પ્રાપ્તિનુ કાર્ય હૃદયમાં રાખી તારું હરણ કરાવ્યુ. માટે તારા પોતાનાં આ પહેલાંના રૂપો જો." કુવલયચંદ્રે પોતાનુ રૂપ જોયુ.

## ઉપદેશ અને વ્રતસ્વીકાર

૧૯૫. કુવલયમાળાની તથા સર્વની પૂર્વજન્મનિર્મિત, ભૂમિમાં દાટેલી એંધાણી રૂપી પ્રતિમાઓ બતાવીને મુનિવરે કહ્યું, "હે કુમાર ! આવી રીતે હોવાથી આ કાર્યોમાં સમજ કે આ સંસાર વિષમ છે. નરકમાં વેદનાઓ બહુ દુઃખવાળી છે. જિનેશ્વરકથિત માર્ગ જીવને પ્રાપ્ત થવો અત્યંત દુર્લભ છે, સંયમભાર વહન કરવો ઘણો કઠિન છે, ઘરવાસ બંધન સ્વરૂપ છે, સ્ત્રીઓ બેડી છે, અજ્ઞાન મોટો ભય છે, જીવો દુઃખી છે, ધર્મોપદેશ સુંદર છે, ધર્માચાર્યનો યોગ મળવો સુલભ નથી, મનુષ્યપણું કાકતાલીય ન્યાયે મળી ગયુ છે. આ વાત સમજીને હવે હે કુમાર ! તું સમ્યક્ત્વ અંગીકાર કર, સાધુ પ્રત્યે દાક્ષિણ્ય રાખ, શ્રાવકના અણુવ્રતો ઉચ્ચારી લે, ગુણવ્રતોને પણ માન્ય કર, શિક્ષાવ્રતો શીખી લે, પાપસ્થાનકોનો ત્યાગ કર." અશ્વાહરણ સુધીનું આ આટલું પૂર્વજન્મનું વૃત્તાન્ત સાંભળીને પૂર્વજન્મનું વૃત્તાંત યાદ આવતાં ભક્તિસમુદાયથી મસ્તક વડે નમસ્કાર કરી, વહી રહેલાં હર્ષાશ્રુઓ સાથે પગે પડેલો ઊઠીને કહેવા લાગ્યો, "અહો ભગવંતે મારા ઉપર મહા કૃપા કરી, અહો, ભગવંતની દૃઢ પ્રતિજ્ઞા, અહો કારુણ્ય, અહો ઉપકાર કરવાપણું, અહો નિષ્કારણવત્સલતા, અહો ભગવંતની અનુગ્રહબુદ્ધિ ! સર્વ જગતના જીવો પ્રત્યે વત્સલતાવાળા હે ભગવંત ! મારા ઉપર આપે મહાઉપકાર કર્યો. કેમ કે મારું હરણ કરાવીને પણ મને સમ્યક્ત્વ રત્ન આપ્યુ. હવે સંસારરૂપી મહાસાગર તરવા માટે નાવ સમાન જિનધર્મની દીક્ષા આપવાનો મારા ઉપર અનુગ્રહ કરો." મુનિએ કહ્યું, ' તું હજુ ઉતાવળ ન કર, તારે હજુ શુભ વેદનીય ભોગકર્મફળ બાકી છે. તો તેની નિર્જરા કરી પછી સાધુપણાની દીક્ષા ગ્રહણ કરજે. અત્યારે તો શ્રાવકધર્મની આરાધના કર."

આ પ્રમાણે કહેવાતાં કુમાર કુવલયચંદ્ર ઊભો થયો અને તેણે કહ્યું, "હે ભગવંત ! આપ સાંભળો. કદાચ ગંગા નદીનાં વહેણ અવળી દિશામાં વહેવા માંડે તોપણ જિનેશ્વર અને સાધુને છોડીને અન્યને અમે નમીશું નહિ. વળી કોઈ મને હણવા ઇચ્છતો હોય, હથિયાર ગ્રહણ કર્યા વગર પલાયન થઈ જતો હોય કે દીનતાથી કરગરતો હોય, તોપણ તેને મારે અવશ્ય ન મારવો." ભગવાને કહ્યું, "ભલે એમ હો ! આટલું પણ તું નિર્વાહ કરજે." કુમાર બેસી ગયો.

## સિંહપ્રતિબોધ

પછી મુનિએ કહ્યું, "અરે મૃગેન્દ્ર ! તું પ્રતિબોધ પામ્યો. પૂર્વભવનું વૃત્તાન્ત સાંભળ્યુ ને ? તેથી અમે પણ તારુ વચન સંભારતા અહીં આવ્યા છીએ. માટે સમ્યક્ત્વ અંગીકાર

કર દેશવિરતિનાં વ્રતો અંગીકાર કર. ક્રૂરપણાનો ત્યાગ કર. પ્રાણીઓનો વધ છોડી દે. નિર્દયતાને તિલાંજલિ આપ. કોપ દૂર કર. દુરાત્માના કોપથી જ આવી અવસ્થા તું પામ્યો છે હવે એવું કર કે જેથી અન્ય ભવમાં આ કોપ હેરાન ન કરે." આ સાંભળી લાંબી પૂછડી હલાવતો, સાંભળવામાં તલ્લીન બનેલા કર્ણયુગલવાળો, હર્ષથી રોમાંચિત અને ઊંચા થયેલા સ્કંધપ્રદેશના કેસરાઓવાળો સિંહ ધરણીતલથી ઊભો થયો. મુનિ ભગવંતના ચરણયુગલમાં નમ્યો અને આગળ બેઠો દૂર નહિ એવી રીતે રહી અંજલિ કરીને પચ્ચખાણ માગવા લાગ્યો. જ્ઞાનાતિશયથી ભગવાને પણ તેના મનોભાવ જાણી કહ્યું કે હે કુમાર! આ મૃગપતિ એ પ્રમાણે કહે છે કે "આપ ભગવંતે મારા ઉપર મહાઉપકાર કર્યો. હવે મારે શું કરવું? અમે પાપ કરેલાં હોવાથી અમને નિરવદ્ય ફ્રાસુક આહાર મળતો નથી. અમે માંસાહારી છીએ. જીવન ટકાવવા માટે અમારે બીજો કોઇ ઉપાય નથી. માટે હવે મારે જીવવું યોગ્ય નથી. માટે મને અનશનના પચ્ચખ્ખાણ કરાવો." પછી "હે દેવાનુપ્રિય! આ તારે કરવા યોગ્ય જ છે. તારા જેવાને માટે તો સર્વથા એ જ કરણીય છે. જિનધર્મ જાણ્યા પછી તારે હવે જીવવું યોગ્ય નથી." એમ કહી મુનિએ તેને અનશનનાં પચ્ચખ્ખાણ કરાવ્યાં. વિનયથી નમાવેલા પ્રફુલ્લિત વદનવાળા સિંહે અનશન અંગીકાર કર્યું. પછી ત્યાંથી આગળ જઈને નિર્જીવ ફ્રાસુક એકાંત પ્રદેશમાં, ત્રસસ્થાવર જીવરહિત ભૂમિમાં બેઠો. ત્યાં મનથી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ આલોવતો, પંચ નમસ્કારમાં પરાયણ, સંસારની અસારતા ભાવતો, કર્મની પરાધીનતા વિચારતો, દુઃશીલપણાનું વર્જન કરતો રહ્યો.

### સિંહને કરાવેલી અંતિમ આરાધના

૧૯૬. કુમારે કહ્યું, "હે ભગવંત! તે કુવલયમાળાને હવે કેવી રીતે પ્રતિબોધવી?" ભગવંતે કહ્યું, "તે પણ તે નગરીમાં ચારણશ્રમણના કથાનકથી પૂર્વ જન્મનો વૃત્તાન્ત યાદ આવતાં એક પદ વગરની (અર્થાત્ અધૂરી) ગાથા આપશે. તું ત્યાં જઈને ગાથાનું ચોથું ચરણ પૂર્ણ કરી તેને પરણીશ. તે તારી મહાદેવી થશે. તેના ગર્ભમાં આ પદ્મકેસર દેવ પ્રથમ પુત્ર તરીકે ઉત્પન્ન થશે. માટે તું દક્ષિણ દેશમા જા અને કુવલયમાળાને પ્રતિબોધ કર." એમ કહી જંગમ કલ્પવૃક્ષ જેવા ભગવંત મહામુનિ બેઠા થયા. દેવે પણ કહ્યું, "તમારે મને પણ પ્રતિબોધ કરવો." એમ કહી તે આકાશમાર્ગે ઊડી ગયો. પછી કુમારે વિચાર્યું કે "ભગવાને કહ્યું છે કે દક્ષિણાપથ દેશમાં જઇ કુવલય માળાને પ્રતિબોધ કરી તું તેની સાથે લગ્ન કરશે. માટે તે તરફ જાઉં. કેમ કે આ વસ્તુ કરવાની જ છે." એમ ચિંતવતો તે દક્ષિણ દિશા તરફ ચાલ્યો. માર્ગમાં સિંહ દેખાયો. અનશન અંગીકાર કરેલા તે સિંહને જોઇ કુવલયચંદ્રકુમારને પૂર્વ ભવમાં ભણેલું અને સૂત્રની અંદર રહેલું તથા ભગવાનના વદનકમળમાંથી નીકળેલું નીચેનું પદ યાદ આવ્યું:—

जो मं परियाणइ सो गिलाणं पडियरइ । जो गिलाणं पडियरइ सो मम परियाणइ ।

(અર્થાત્—જે મને જાણનારો છે તે ગ્લાન [માંદા] સાધુની વૈયાવચ્ચ કરે છે. જે ગ્લાન સાધુની વૈયાવચ્ચ કરે છે તે મને જાણે છે.)

"સર્વથા વિધિપૂર્વક અનશન સ્વીકારેલુ હોવાથી અને નમસ્કારમા લીન બનેલો હોવાથી આ પૂર્વ સંગતિક બંધુ સ્નેહી સાધર્મિક છે. અમે એક આચાર્યના શિષ્ય હતા. તેથી અત્યારે સાધર્મિક તરીકે આ અવસ્થામા વૈયાવચ્ચ કરવી જોઇએ. નહિતર પક્ષીઓ, શ્વાપદો, કાગડાઓ આને ઉપદ્રવ કરશે, અને તેથી રૌદ્ર કે આર્તધ્યાન થઇ જાય તો તેથી નરક કે તિર્યંચગતિમાં જાય માટે જ્યા સુધી દેવગતિમા ન જાય ત્યાં સુધી આ સિંહની રક્ષા કરું. પછી દક્ષિણદેશમાં જઇશ." એમ વિચારતો તે સિંહને કર્ણજાપ આપવા લાગ્યો, અને એને વૈરાગ્યોત્પાદક ધર્મકથન સંભળાવવા લાગ્યો. "હે મૃગપતિ! દરેક જન્મમા સમ્યક્ત્વપ્રાપ્તિ વગરનાં મરણ કર્યાં. માટે હવે એવી રીતે મૃત્યુ પામ કે જેથી ફરી કદાપિ મરવું ન પડે." એ પ્રમાણે ધર્મકથન સાંભળતો, ભૂખતરસથી પીડાતા દેહવાળો, નમસ્કાર-મહામંત્ર-પરાયણ સિંહ ત્રીજે દિવસે સમાધિ મરણ પામી સાગરોપમ સ્થિતિવાળો દેવ થયો. ત્યાં ભોગ ભોગવતો તે રહેવા લાગ્યો. ત્યાર પછી સિંહનુ કલેવર છોડીને કુમાર કુવલયચંદ્ર દક્ષિણ દિશાના પ્રદેશમાં જવા લાગ્યો.



# પ્રકરણ ચૌદમું

## યક્ષ જિનશેખરની પ્રભુભક્તિ

મ્લેચ્છપલ્લી

ઊંચા ગજસમૂહ સરખા શ્યામ, દવાગ્નિ સળગવાથી શોભતા તથા નવીન મેઘ જેવા વિંધ્યપર્વતનાં શિખરો ઓળંગતો તે જવા લાગ્યો. તે વિંધ્યશિખરો વચ્ચે ખીણોમા કુમારે મ્લેચ્છોની કેવી પલ્લીઓ જોઇ? જેમ કે—

નવીન પકડેલા કેદીઓના હાહારવપૂર્વક રુદનના કરુણ શબ્દો સંભળાઇ રહ્યા છે. એવા શબ્દો સાભળીને યુવતીવર્ગ આકુળ-વ્યાકુળ બની ગયો છે યુવતીવર્ગના મન ક્ષોભ પામવાથી 'છોડો, છોડો, શું છે? શું છે?' એવા પડઘાના શબ્દો સંભળાઇ રહ્યા છે. પડઘાના શબ્દો સાંભળી મૂઢ બનેલાં વાછરડાંઓના રુદનશબ્દ સાંભળી ગોવર્ગ સ્નેહાધીન બની જાય છે. ગોવર્ગના શબ્દને કારણે ઉત્કટ વેગવાળાં વાછરડાઓ માટે જનસમૂહ ઉદ્વેગવાળો બની જાય છે આવા પ્રકારની મ્લેચ્છોની પલ્લીઓ કુમારે જોઇ. વળી, રજતના ઉજ્જ્વળ શિખર જેવા વનહાથીના મોટા દંતૂશળના ઢગલાઓ, અંજનપર્વત જેવા ભેંસ અને જંગલી ગાયના શબના ઉકરડાઓ, ઘાસની ગંજી જેવા મનોહર ચમરી ગાયના પુચ્છનાં વાળના ભારાઓ કુમારે પલ્લીઓમાં જોયા. ત્યાં આગળ મોરપીંછાથી ઢાંકેલા મંડપમાં મોટાં મોતીના બનાવેલા ઢગલાઓ શોભતા હતા. ત્યાં મારેલાં જંગલી ભેંસો, ગાયો, બળદો, બકરા, ઘેટા, હરણ, ડુક્કર, તથા પીંછા વગરના મેના, પોપટ, તિતિર, લાવક, મોર, વગેરે પક્ષીઓના ઢગલા પડેલા હતા. હથિયારથી ભેદાયેલ જીવતા દેહમાથી નીકળતા લોહીના કાદવમા લોકોની અવરજવરથી ભૂમિતલ લોહીના રંગવાળું બની ગયુ હતું.

પલ્લીની પ્રવૃત્તિઓ

આ પલ્લીમાં મહામુનિની જેમ માત્ર ધર્મના (શ્લેષથી ધનુષ્યના) જ વ્યાપારમાં રસિક એવા યુવાન રહેતા હતા. કેટલાક બીજા લોકો નારાયણની જેમ દેવકાર્યમા જ (શ્લેષથી સુરાપાનના કાર્યમાં) રોકાયેલા હતા. બીજા કેટલાક ત્રિનયન (મહાદેવ)ની જેમ કામદેવને બાળીને ભસ્મ કરનાર અને ત્રિપુરનો વધ કરનાર (શ્લેષથી બાણુથી ફેંકેલા અગ્નિ વડે ત્રિપુરનગરને બાળી નાખનાર) હતા. બીજા કેટલાક સિંહની જેમ મદોન્મત્ત મહાવનગજેન્દ્રના કુંભતટ વિદારણ કરનાર હતા બીજા કેટલાક વાઘની જેમ મત્ત મોટી ભેંસોને ફાડી નાખવામાં રસિક હતા. ત્યા કોઇના હાથ-પગ કાપવા તે પાદડાં કે શાક-

લાજી કાપવા સમાન ગણાય છે. ફાંસો આપવો તે હીંચકા ખવડાવવા સમાન, શૂળી પર ચડાવવા તે સિંહાસન પર બેસાડવા સમાન, હાથીના પગ તળે ચગદી નાખવા તે અંગમર્દન કરાવવા સમાન, પર્વતની ટોચ પરથી ખીણમાં ફેંકવા તે કૂદવાની રમત સમાન, હોઠ, નાક તથા કાન કાપવા તે વધારાનું માંસ કાપવા સમાન, પાણીમાં ડુબાડી મારી નાખવા તે જળક્રીડા સમાન અને અગ્નિમાં બાળી નાખવા તે ટાઢ દૂર કરવા સમાન ગણાય છે.

ત્યાં જીવોને મારી નાખવા માટે દુઃખ નિમિત્તે જે જે કાર્ય કરાય છે તેને કોઈ પણ પાપકર્મના ઉદયથી સુખ મનાય છે. યજ્ઞોમાં બ્રાહ્મણો બીચારાં ઘેટાંનો જેમ બલિ કરે તેમ ત્યાં પાપી ભીલો ઘેટાં મારતાં હતાં. શ્રુતિભક્ત માફક ગોવધ થતો હતો. ઉત્સવની જેમ પરદારાગ્રહણના પ્રસંગો થતા હતા. યજ્ઞની જેમ સુરાપાન થતું હતું. ૐ મંત્રની જેમ ચોરોનું વિજ્ઞાન હતું. ગાયત્રીની જેમ બહેનોને ગાલિપ્રદાન થતું હતું. માતા, પિતા, બહેન, પતિને મારવાના અને એમનુ લોહી પીવાના જ સોગન લેવાતા હતા. આવા પલ્લીનિવાસી જંગલી ભીલો આ કોઈ દિવ્યપુરુષ છે એમ સંભ્રમથી નમન કરવા લાગ્યા હતા. તેમની ગુપ્ત મંત્રણાઓ કેવી સંભળાય છે? જેમ કે—

"હણો, હણો! મારો, ચૂરો, ફાડો, જલદી પકાવો, શેકો, બાંધો; આજે ઉત્સવ હોવાથી ઇચ્છા પ્રમાણે સુરાપાન કરો."

**ગ્રીષ્મવર્ણન**

૬ ૧૯૭. વિંધ્યપર્વતની ખીણ વચ્ચેની આવી પલ્લીઓ વટાવીને કુમાર વિંધ્યારણ્યમાં પહોંચ્યો ત્યારે કઈ ઋતુ પ્રવર્તી રહી હતી? જેમ કે—

કઠોર, સ્વભાવથી કઠણ, સકલ જીવસમૂહને સંતાપ આપનાર એવી ગ્રીષ્મ ઋતુના ઓઠા હેઠળ જાણે કે યમપુરુષ આવ્યો ન હોય!! એ સમયે પ્રિય પ્રિયાને આલિંગન કરવાની જેમ સુગંધી જળપૂર્ણ વાવડીમાં અવગાહન કરાય છે; અચાનક આવેલા પ્રિય મિત્રની જેમ કંઠમાં મોતીનો હાર પહેરાય છે; વહાલા પુત્રની જેમ શરીરે ચંદનનું વિલેપન કરાય છે. ગુરુના ઉપદેશની જેમ કાનમાં તાજા શિરીષપુષ્પો ધારણ કરાય છે. મા-બાપની જેમ ફરસબંદી ઉપર સુવાય છે.

વળી શું થવા લાગ્યુ? પાટલનાં પુષ્પો ખીલવા લાગ્યાં. મલ્લિકાપુષ્પની જાળી ગુંથાય છે; માલકાકડીનો ત્યાગ કરાય છે; જળાશયોનું સેવન થાય છે; અગ્નિનો ત્યાગ કરાય છે; ફળો નીચે તૂટી પડે છે, પુષ્પો તથા કરેણના વનો ખરી પડે છે; અંકોલ વૃક્ષનાં પાંદડાંઓ સુકાઈ જાય છે; ગ્રીષ્મ ઋતુથી બળેલી વનરાજી 'હૂં હૂં' બોલતી આમ્રશિખર છોડી નવીન નેતરના છોડના વનના ગહનમાં પ્રવેશ કરે છે.

**ગ્રીષ્મ-મધ્યાહ્ન**

વળી ગ્રીષ્મ-મધ્યાહ્ન ક્યા પ્રદેશમાં શું શું કરે છે? મોરનાં કંઠમાં કુરકુર કરે છે; મૃગેન્દ્રની લપલપ કરતી જિહ્વા રૂપી હીંચકા પર આંદોલન કરે છે; હાથીની જાડી સૂંઢો વિષે નિશ્વાસ લે છે; દાવાનળમાં સળગે છે; દિશામુખોમાં ધૂમાડાવાળી બને છે; બીકણ

બાળકો બૂમ પાડે છે; ઝાંઝવાના જળતરંગો નૃત્ય કરે છે; મહાનદીઓ જળ વગરની નિષ્પ્રાણ બની જાય છે. ઉન્મત્ત માણસની જેમ ઉનાળો ઊંચે સ્વરે ગાય છે, હાસ્ય કરે છે, નૃત્ય કરે છે, શ્વાસ લે છે, સળગે છે, ધૂમાડો કાઢે છે. સમજી શકાતું નથી કે શું વળગ્યુ છે તેને.

ગ્રીષ્મનો મધ્યાહ્નકાળ પ્રાણીઓ કેવા પ્રદેશમાં પસાર કરે છે? જેમ કે વનહસ્તિયૂથ મોટા વનની ગાઢ ઝાડીમાં, મૃગપતિઓ પર્વતની ગુફામાં, હરણનાં ટોળાં ઊંચા સ્થળોમાં, પશુના ધણ વૃક્ષની છાયામાં, ગામનાં બાળકો નદી કે ઝરાના કાંઠે, વનની ભેંસોનાં જૂથો સરોવરમાં, કોલનાં ટોળાં વહેતાં કીચડમાં, મોરનાં વૃંદો જાળિયામાં, મુસાફરોના સાર્થ પાણીની પરબોમાં પોતાનો સમય પસાર કરે છે એક માત્ર ગધેડા સિવાય આ સમગ્ર જગતમાં એવો કોઇ જીવ નથી કે જેને ગ્રીષ્મઋતુએ પોતાની ઇચ્છા પ્રમાણે સંતાપ ન કર્યો હોય. વળી—

**નગરસુંદરીઓની પ્રવૃત્તિ**

તે સમયે નગરની સુંદરીઓ શું કરી રહી છે? કપૂરની રજથી શરીર ચોળેલું છે; ઝાડના શીતળ પલ્લવનાં બિછાનાં કર્યાં છે; પાટલનાં પુષ્પોની માળા કંઠમાં પહેરી છે; મલ્લિકાનાં પુષ્પ વડે શોભા કરી રહી છે; છાતી ઉપર મોતીના હાર ધારણ કર્યા છે; સુંવાળાં ઝીણાં સુતરાઉ વસ્ત્ર પહેર્યાં છે; સુગંધી વાળાના ઊંચે લટકાવેલા પંખાથી પવન ખાય છે; કપાળ ઉપર ચંદનનો લેપ કર્યો છે; લાંબા નિશ્વાસથી ખેદવાળી બની છે; પતિ સ્વાધીન હોવા છતાં જાણે તેનો વિરહ સંતાપી રહ્યો હોય તેવી જણાય છે. વળી—

પ્રિયતમાની જેમ કિંશુક લતાઓ રાતાં ફૂલ ખરી જતાં ગ્રીષ્મકાળ રૂપી પ્રિયસંગમ વડે ફળવાળી બનેલી છે તે જુઓ. તમાલવન ભમરાને પુષ્પરસ આપે છે તે જોઇને નમીને પાછી ઊભી થતી નેતરની લતાઓ પણ હવે ભ્રમરોને આમંત્રણ આપે છે. ગ્રીષ્મકાળમાં વિંધ્યાટવીમાં શિકારીઓને કંદ અને ફળ આગળ હોય છે; પ્રિયા બાજુમાં હોય છે, દડિયામાં મધ હોય છે; શીતળ પલ્લવની શય્યા હોય છે. ગામની તરુણ યુવતીઓ દિવસનો મધ્યકાળ કષ્ટથી કોઈ પણ પ્રકારે પસાર કરે છે, અને બાકીનો ઉત્તરકાળ ગામના તળાવમાં પ્રવેશ કરી સ્નાનસુખના અનુભવમાં પસાર કરે છે. પ્રિયપણા વડે જેનું ચિંતવન કરાય છે અને જેણે વળી હૃદયમાં પ્રવેશ કરેલો છે તે પણ દુષ્ટ ગ્રીષ્મે તપાવેલા દેહને લીધે વિલાસકાળે શાંતિ કરવાને બદલે ગરમી કરે છે ગરમ રેતીમાં ચણા જેમ શેકાય છે તેમ ગ્રીષ્મના મધ્યાહ્ન સમયે તપેલી અને ઊડેલી રેતી વડે સૂર્ય જીવોને શેકે છે તે જુઓ! આ પ્રમાણે ઉજ્જવળ અને ઊંચી વંટોળિયાની ધૂળ ઊછળવા રૂપી જયપતાકા ફરકતાં જાણે ગ્રીષ્મ રૂપી રાજાનો અભિષેક કરાયો.

ગ્રીષ્મકાળમાં ગામનાં વૃક્ષોનો છાંયડો ઘણા જાર પુરુષોને સેવવાયોગ્ય વેશ્યાઓ જેવો હોય છે. કૃપણના દાનની જેમ ગિરિનદીના પ્રવાહો પણ તરસ છિપાવનાર હોતા નથી. પતિવિરહના ખેદવાળી પ્રોષિતભર્તૃકા (જેનો પતિ બહાર ગામ ગયો હોય એવી

વિરહિણી ) જેવી નદીઓ હોય છે. મહાપ્રભુના શરીરની જેમ લતાયુક્ત ઘરો હોય છે. (અર્થાત્ પ્રભુના શરીરની આસપાસ રક્ષકો હોય છે, તેવી રીતે ઘરોની આસપાસ વૃક્ષો હોય છે.) હાથીની જેમ મહાઅટવીઓ રુદન કરતી હોય છે. વૃદ્ધ ગૃહિણી (બહુ છોકરા-વાળી) ની જેમ સત્તલિલતાઓ બહુ પુષ્પોવાળી હોય છે. જિનેશ્વરે ઉપદેશેલી ક્રિયાઓની જેમ આંબાની ડાળીઓ બહુ ફળવાળી હોય છે. વળી—

ગ્રીષ્મઋતુમા ભૂમિ ઉપર પુષ્પો પાથરવાં, ચંદનનો રસ તૈયાર કરવો, જલક્રીડા કરવી અને પાછલા પહોરે સ્નાન કરવું એ મહિલાઓના વ્યાપારો હોય છે.

૧૯૮. ગ્રીષ્મઋતુના આવા સમયે વિંધ્યપર્વતના અરણ્યમા રહેલા તે રાજપુત્રનો કેવો સમય પસાર થાય છે? જેમ કે–

મૃગતૃષ્ણાના જળથી ઠગાયેલો, તૃષ્ણાથી કાયર બનેલો તે ક્રૂરકર્તા પશુઓ જ્યાં વિચરી રહ્યા છે ત્યા પાણીની તપાસ કરવા લાગ્યો. સૂર્ય બાળનાર છે તેથી પૂર્વ દિશાએ સૂર્યને ધક્કો મારી દૂર કર્યો. પશ્ચિમ દિશાએ પણ તેમ જ કર્યું. તેથી સૂર્ય બંને દિશાઓ વચ્ચે રહેલો છે. (અર્થાત્ મધ્યાહ્નનો સમય છે) એવા મધ્યાહ્ન સમયે તૃષા અને ક્ષુધાની પીડાવાળો તે કુમાર જવા લાગ્યો.

### વિવિધ અવાજો

ત્યાં ચીરિ પક્ષીઓ ચીર્ચીર્ કરે છે, સરલનાં વૃક્ષો સર્સર્ કરે છે, પવન ધમધમ કરતો વાય છે, તરુવરો હેલહલે છે, તડકો ધગધગે છે, પક્ષીઓ કર્કર્ કરે છે, જંગલી પશુઓ રણરણ કરે છે, સૂકાં પાંદડાઓ સર્સર્ કરે છે, વાસ તડતડ કરે છે, વાઘ ઘુર-ઘુર કરે છે, કૂતરાઓ ભસ્ભસ્ કરે છે અને મોર સગ્સગ્ કરે છે. વળી—

### વનહસ્તિનાં પગલા

આવી ભયંકર વિંધ્યાટવીમાં ખૂબ તરસ્યો થયેલો રાજપુત્ર નિર્ભયપણે વિચરવા લાગ્યો. ખરેખર, બીજો હોય તો એનું હૈયુ ત્યાજ ચિરાઈ જાય. આવા સમયે રાજપુત્રને તૃષ્ણા અધિક પીડા કરવા લાગી ક્યાંય પાણીનું સ્થાન દેખાતું ન હતું. રાજપુત્ર વિચારવા લાગ્યો, "આખથી દેખાતુ નથી. હૃદય શોષાઇ ગયુ છે. મોહ ઉત્પન્ન થાય છે, પુરુષને મરણના છેડા સુધી લોભતૃષ્ણા છૂટતી નથી. તેવી રીતે આ તૃષ્ણા નક્કી મૃત્યુ આણશે. માટે હવે આગળ જવાનુ બંધ કરુ. આ મહાઅટવીમાં પાણીની તપાસ કરુ." એમ વિચારતાં તેણે મૃગતૃષ્ણાના જળથી છેતરાતી દૃષ્ટિ કોઇક પ્રદેશમાં ફેંકી ત્યાં આગળ એક સ્થાનમાં વન-હસ્તિના ટોળાંનાં પગલાં જોયાં. તે જોઇ તેણે વિચાર્યું, "અહો! આ હાથીની ટોળી કોઇક સરોવરનુ પાણી પીને જંગલમાં ગયુ છે. એ કેવી રીતે જાણું? સૂંઢમાંથી ટપકતાં જળ બિન્દુથી ભૂમિભાગો ભીંજાયેલા છે. તેમા મદજળ હશે? ના, તે નથી જે કારણથી અહીં મદજળનાં બિન્દુ ટપકેલાં છે તે બિન્દુ ભ્રમરી અને ભ્રમરાની પાંખોના પવનથી ઠરી ગયેલાં જણાય છે. ભીના કાદવનો ભાગ પગે લાગેલો છે તેવી પગલાંની નિશાનીવાળાં આ

સ્થળો દેખાય છે. ચંચલ હાથીઓની ક્લહક્રીડાથી ખંડિત થયેલા ધવલ કમળો શ્યામ દેખાય છે. વળી આ લલિત મુગ્ધ હાથણીએ વાળેલી સૂંઢ વડે મૃણાલ, ઇન્દીવર સહિત કમળોના કોળિયામાંથી કેટલાક ટુકડા નીચે પડેલા છે અને તેના રસની ગંધમા લુબ્ધ ભ્રમરોની શ્રેણીઓ એકી સાથે રુણરુણ શબ્દ કરી રહેલી છે. નીલકમળપત્રના અડધા ખાધેલા ભાગ છોડી દેવાયેલા છે. માટે હવે જીવિતની આશા જણાય છે. આટલામાં ક્યાક પાણી હશે જ. કઇ દિશામાથી હાથીનુ ટોળું આવ્યુ હશે ?" અને જ્યાં જોયુ ત્યા દેખાયુ. "અરે, આ દિશામાથી જ વનહસ્તિયૂથ આવ્યુ હોવું જોઇએ, કારણ કે અહીં ઘણું પાણી અને કમળ વેરાયેલાં દેખાય છે" એમ વિચારી તે આગળ ગયો.

**સરોવરદર્શન**

ત્યાં લીલુ અને પવનથી ડોલતી કોમળ, સ્નિગ્ધ અને નવીન કળીઓવાળું વનસ્થળ તરત દેખાયુ. તે જોઇ જીવવાની આશાવાળો થનાર કુમાર જરા ઉતાવળે પગે ચાલ્યો. અનુક્રમે હંસ, સારસ, કુરર, બગલા, કાગડા, ચક્રવાક વગેરેનો કલરવ સાભળ્યો. અને 'અહો, મોટું સરોવર છે' એમ વિચારતો તે ત્યા જવા લાગ્યો. એમ કરતા કમળ, કુવલય, કલ્હાર, શતપત્ર, સહસ્રપત્ર, ઉત્પલ, મૃણાલ, કમલિની (આ બધા જુદા જુદા પ્રકારનાં કમળો) ના પત્રથી ઢંકાયેલા પાણીવાળું, મોટા મત્સ્યના પુચ્છ અફળાવાથી ઊછળતા તરંગવાળું, તેમ જ જુદાં જુદાં પક્ષીઓના સમૂહથી શોભતા કિનારાવાળું માનસસરોવર જેવું મહાસરોવર એણે જોયુ ખીલેલા કમળ જેવી આંખોવાળી, તેના ઉપર ભમતી ભ્રમરશ્રેણી જેવાં ભવાંવાળી, શુદ્ધ દંતપંક્તિ વડે મનોહર હાસ્યવાળી વનલક્ષ્મીના વદન જેવું સરોવર જોયુ. જોતાંની સાથે તેના હૃદયમાં શ્વાસ આવ્યો. જીવિત મળ્યુ હોય તેમ, પાછળથી બુદ્ધિ સૂઝી હોય તેમ, સર્વથા મનોરથ સિદ્ધ થયા હોય તેમ, વિદ્યાધરને સુવિદ્યા પ્રાપ્ત થઇ હોય તેમ, સિદ્ધિ ક્રિયાવાળો રાજા હર્ષ પામે તેમ તેવા હર્ષવાળો કુમાર તે પ્રદેશમા પહોંચ્યો.

તૃષાથી સુકાઇ ગયેલા કંઠ અને હોઠવાળો કુમાર તેમાં ઊતર્યો કિનારે રહી કુમારે વિચાર્યું કે– "આયુષ્યશાસ્ત્રમાં કહેલુ છે કે દુઃસહ તરસ અને ભૂખના પરિશ્રમવાળાએ તરત ખાવા કે પીવાનો એકદમ પરિશ્રમ ન કરવો. શા કારણથી ? શરીરની સાતે ધાતુઓ, વાત, પિત્ત અને કફના દોષો તથા તરસ આદિની વેદનાથી તપેલા શરીરના જંતુઓ પોતાનાં સ્થાન છોડી એકબીજામા મળી વિષમ સ્થાનમાં વર્તે છે. આ આવા પ્રકારના વિષમ પદાર્થોવાળા દોષો અને ધાતુઓ ક્ષોભાયમાન થયેલા હોય ત્યારે પ્રાણીઓ આહાર અથવા સ્નાન કરે તો તે દોષો અને ધાતુઓ તે તે પરસ્થાનકમાં સ્તંભિત થાય છે. તેને તે વખતે સંન્નિપાત નામનો મહાદોષ તરત ઉત્પન્ન થાય છે. તેનાથી મસ્તકવેદનાદિ મહા વ્યાધિસંઘાતો ઉત્પન્ન થાય છે. કેટલાક તે જ ક્ષણે મૃત્યુ પામે છે. માટે, હુ જાણકાર છું તેથી હાલ સ્નાન કરવું મારે માટે યોગ્ય નથી." એમ વિચારી એક કિનારા પર તમાલ વૃક્ષ નીચે તે બેઠો. ક્ષણવાર શીતલ સરોવરના કમળના મકરંદવાળા પવનથી આશ્વાસન મળ્યુ. પછી ઊભો થઇ, સરોવરમા ઊતરી તે અવગાહન કરવા લાગ્યો નિર્દય હાથ

અફાળતો હતો તેથી જળતરંગો ઊઠતા હતા. તેના શબ્દો દિશામંડળમાં વ્યાપી જતા હતા. મસ્ત હાથી માફક તે સ્નાન કરવા લાગ્યો.

### યક્ષમસ્તક પર પ્રતિમા

* ૧૯૯ સ્નાન કરીને કમળરજથી રંગાએલા તથા કષાય સ્વાદવાળા સરોવર-જળનું પાન કર્યું કોમળ કમળનાળના ટુકડા ખાધા. તરસ મટી એટલે સરોવરમાંથી બહાર નીકળ્યો પછી તે કિનારા પરના વૃક્ષો, લતા તથા છોડથી યુક્ત ગાઢ ઝાડીવાળા પ્રદેશમાં 'કંઇક વનપુષ્પ કે ફળ મળે તો તપાસ કરું' એમ વિચારી શોધવા લાગ્યો. ભમતા ભમતાં કિનારા પર નાના વૃક્ષ તથા લતાના મંડપમા યક્ષની મોટી પ્રતિમા જોઇ. તે જોયા પછી તેને બરાબર જોતાં તેના મસ્તકના ભાગમાં એકદમ ત્રૈલોક્યબંધુ ભગવાન અરિહંતની મુક્તાફળ જેવી શિલામાથી બનાવેલી પ્રતિમા દેખાઇ. તે જોઇ હર્ષવશ બની વિકસેલા લોચનવાળા કુમારે કહ્યું —

"હે સર્વ જગતના જીવોના બંધવ! દેવેન્દ્રો અને નરેન્દ્રોથી અર્ચિત થયેલા ચરણવાળા! સિદ્ધ નગરીનો માર્ગ આપનારા હે ભગવંત! આ અરણ્યમાં આપ ક્યાંથી?" એ પ્રમાણે બોલી તે વંદન કરવા લાગ્યો. વંદન કરી તેણે વિચાર્યું, "અહો, આ પણ આશ્ચર્ય છે કે આ દિવ્ય યક્ષની પ્રતિમાના મસ્તક ઉપર ભગવંતની પ્રતિમા છે. અથવા આ વાતમાં આશ્ચર્ય પામવા જેવું છે શું? દેવતાઓ પણ અરિહંત ભગવંતોને મસ્તક ઉપર ધારણ કરે છે. આ અરિહંત ભગવંતોને મસ્તક ઉપર દેવતાઓ ધારણ કરે છે એ યોગ્ય જ છે." એમ વિચારતો કુમાર ફરી સરોવરમાં ઊતર્યો. સ્નાન કરી કમળ, કુવલય, કલ્હાર, તામરસનાં સુંદર પુષ્પો ગ્રહણ કર્યાં. તે લઇને પછી નલિનીપત્રના દડિયામાં સરોવરમાંથી જળ ભરીને જિનપ્રતિમાનો અભિષેક કર્યો તથા પુષ્પો ચડાવ્યાં પછી સ્તુતિ કરવા લાગ્યો:—

### અરિહંતની સ્તુતિ

"હે સૌમ્ય! તમે જય પામો! હે સૌમ્યદર્શન! આપનાં નિર્મલ દર્શનથી જીવ-લોક નિર્મલ થાય છે. સમગ્ર તીર્થોમા આપનું તીર્થ વિશેષ છે. જીવલોકનું છત્ર તીર્થ છે. ઇન્દ્રિયલોકને જીતનારા, લોકોના નયનરૂપ, ખીલેલાં કમળથી પણ ચડિયાતી નયન-શોભાવાળા હે નાથ! કમળના મધ્ય ભાગમાં રહેલી સુગંધ જેવી સુગંધવાળા અને ગોરોચનથી વિલેપન કરેલા સાથળવાળા હે નાથ! તમે જ માત્ર શરણ છો. શાશ્વતી મોક્ષનગરીનો માર્ગ તમે જ સ્થાપન કર્યો અને પ્રવર્તાવ્યો માટે તમે જ સાચા માતાપિતા અને બંધુ છો." એમ બોલી કુમાર ભગવાનના ચરણયુગલમાં નમ્યો.

### સરોવરની લક્ષ્મી

* ૨૦૦. આ સમયે સરોવરમાં મોટો કોલાહલ ઊછળ્યો. કેવી રીતે?

જળના મોજાં ઊછળવાથી સરોવર એકદમ ખળભળી ઊઠયુ અને આકાશતલ સુધી જળતરંગો ઊઠ્યા આ પ્રમાણે સરોવર જોઈ રાજપુત્ર પાછો વળી, નજર ફેરવીને ત્યાંથી

ચાલ્યો. વિચાર્યું કે "અહો, આશ્ચર્ય ! નથી સમજાતું કે સરોવરમાં શાથી ક્ષોભ થયો." એમ વિચારે છે એટલામાં સરોવરના જળતરંગની સપાટીમાથી એક વદનકમળ નીકળ્યુ. તે કેવું છે ? વિકસેલાં નયનવાળું, ઊચી કર્ણિકાયુક્ત, બે નાસિકાવાળું, સૂર્યકિરણ જેવા કેશવાળુ મુખકમળ એકદમ પ્રગટ થયુ. તે પછી ઊંચા, સ્થૂલ, ચક્રાકાર, ભારે, પુષ્ટ, ગોળ, કંચન જેવા વર્ણવાળા અને દિશાહસ્તિના કુંભસ્થળ જેવા સ્તન પ્રગટ થયા. તે જોઇ કુમારે વિચાર્યું, "અરે, આ શું હશે ? શું આ સરોવરની લક્ષ્મી અથવા તો કોઇ યક્ષિણી હશે ? અથવા તો નાગકુમારી કે અરણ્યની લક્ષ્મી જેવી કોઇ જણાય છે ?' આમ તે કુમાર વિચારી રહ્યો હતો ત્યારે ત્યા આખું શરીર પ્રગટ થયુ. તેની સાથે દિવ્ય તાજાં કમળ જેવા મુખવાળી, હાથમાં પુષ્પોથી ભરેલી છાબડીવાળી, જમણા હાથમા સુવર્ણનો કળશ રાખેલી એવી કુબ્જા સરોવરમાથી પ્રગટ થઇ. તેને જોઇ કુમારે વિચાર્યું, "એ સંશય વગરની વાત છે કે આ દેવતાઇ માયા છે. સમજી શકાતું નથી કે શા કારણથી તે અહીં આવેલ છે" એ પ્રમાણે વિચારતા કુમારની સન્મુખ તે પાછી વળી. તેને જોઇ કુમારે વિચાર્યું, "અહો ! આ તો પાછી વળી. કદાચ મને જોઇ સ્ત્રીઓને સહજ, સુલભ એવો ભય એમને લાગશે માટે આ દિવ્ય યક્ષની પ્રતિમાની પાછળ સતાઇને જોઉં કે તેઓ શું કાર્ય કરે છે." એમ વિચારી તે પ્રતિમાના પાછલા ભાગમાં સંતાઇ ગયો અને જોવા લાગ્યો.

### કોણે પૂજા કરી ?

એટલામાં તેઓ બંને દિવ્ય પ્રતિમાની પાસે આવી દૂરથી તેમણે તાજાં કમળની માળાથી પરિવરેલા ભગવાનને જોયા. ભગવાનને એ પ્રમાણે જોઇ એકે કહ્યું, "સખી કુબ્જિકા ! આજે કોઇકે ભગવાનની કમળમાળાથી પૂજા કરી છે." બીજીએ કહ્યું, "સ્વામિની ! વાત સાચી છે જાણી શકાતું નથી કે ભગવાનની પૂજા કોણે કરી." દેવીએ કહ્યું, "સકલ ત્રૈલોક્યને વંદનીય ચરણકમળવાળા ભગવંત માટે એમ કેમ બોલાય કે કોઇકે પૂજા કરી છે ? શું આ વનસ્થળમા યક્ષો વિચરતા નથી ? રાક્ષસો ફરતા નથી ? ભૂતો રહેતાં નથી ? પિશાચો પરિભ્રમણ કરતા નથી ? કિન્નરો ગાયન ગાતા નથી ? કિંપુરુષો વાસ કરતા નથી ? મહોરગો આપ્ત થતા નથી ? વિદ્યાધરો આવતા નથી ? કે જેથી ભગવાનથી પૂજા માટે પ્રશ્ન પુછાય છે ?" એમ બોલતી તે ભગવાનની પ્રતિમા પાસે ગઇ. પછી દેવીએ કહ્યું, "અરે, કુબ્જિકા ! આ અહીં ભૂમિ ઉપર પગલાંની શ્રેણી હોવાથી મને લાગે છે કે આ કોઇ દેવે ભગવાનની પૂજા કરી નથી, પરંતુ કોઇક મનુષ્યે પૂજા કરી છે." કુબ્જાએ કહ્યું, "આ વનમાં ઘણા શબરો અને ભીલો ફરે છે" દેવીએ કહ્યુ, "એમ ન બોલ. જો, જો, કિનારાની કોમળ રેતીમાં પડેલાં પગલાં પ્રમાણોપેત છે. અંગૂઠો પણ પ્રમાણયુક્ત છે. અંગૂઠાને અનુરૂપ સુંદર આંગળીઓ છે, અને આંગળીઓનું ચોક્કસ પ્રમાણ છે અને તે પ્રમાણવાળાં આ પગલાં છે. તેથી જાણી શકાય છે કે આ કોઇ મહા પુરુષના ચરણનાં પગલાં છે. વળી–

શ્રેષ્ઠ પદ્મ, શંખ, સ્વસ્તિક, ચક્ર, અંકુશ, છત્ર, તોરણ પણ તેમા બરાબર અંકિત થયેલા દેખાય છે. તેથી નક્કી તેવા મહાપુરુષના આ પગલા લાગે છે.

દેવીની પ્રભુભક્તિ

§ ૨૦૧. એમ બોલી ભગવાનની નજીક તે આવી પહોચી. તેણે ભગવાનને નમસ્કાર કર્યો. "હે પ્રભુ ! આજ્ઞા આપો" એમ કહી વિનયપૂર્વક તેણે ભગવાનના મસ્તકેથી કમળો દૂર કર્યાં પોતે સુવર્ણના કળશમા લાવેલા સુગંધી જળથી ભગવાનનો અભિષેક કર્યો પછી કોમળ, વિપુલ પત્રવાળા સુવર્ણકમળના રસ ઝરતા બિન્દુઓની ફેલાતી ગંધથી લુબ્ધ મુગ્ધ બનીને આવેલા ભ્રમરશ્રેણિના એક સાથે થતા ગુન્જરવથી જેના દિશાચક્રો પુરાઈ ગયાં છે એવા દિવ્ય સ્થળ અને જળમા ઊગેલા પુષ્પો વડે પ્રભુની પૂજા કરી. પૂજા કર્યા પછી નિર્ભર ભક્તિથી નમેલા વદનકમળવાળી દેવી સ્તુતિ કરવા લાગી:—

"દેવતા, અસુરો, કિન્નરો, અને પુરુષો તથા સ્ત્રીઓના સમૂહે સ્તુતિ કરેલા હે ભગવત ! તમે જય પામો ! પ્રથમ ધર્મોપદેશક, શુકલ ધ્યાનથી કેવળજ્ઞાન ઉત્પન્ન કરનાર હે ભગવત ! તમે જય પામો ! હે પ્રથમ પુરુષ ! હે પ્રથમ રાજા ! હે ઇન્દ્રનાગેન્દ્રોથી વંદિત ચરણવાળા, તમારો જય હો ! મેરુ પર્વત જેવા મહાવ્રતનો ભાર ધારણ કરનાર તથા મહાતપ અને ચારિત્ર્ય રૂપી વિજ્ઞાન આપનાર તમે જય પામો ! હે નાથ, તમે જ શરણ છો ! દર્શન અને જ્ઞાનયુક્ત મોક્ષમાર્ગ બતાવનાર નાથ અને બંધુ પણ તમે જ છો."

એ પ્રમાણે સ્તુતિ કરી ચરણમા પડી. પછી ઊભા થઈને દ્રુપદીના બે ખંડ ગાવા લાગી. જેમ કે—

"ઇન્દ્રના મુગટના અગ્રભાગથી સ્પર્શાયેલ, કોમળ પલ્લવ સરખા લાલ, દેવાંગના વિલાસપૂર્વક નમન કરતી હતી ત્યારે કલ્પવૃક્ષનાં પુષ્પ પડવાથી લાલ જણાતા, વિકાસ પામતા નવીન કમળના નિર્મળ પત્ર જેવા લાવણ્યથી શોભતા અને મહાભવભયનું હરણ કરનાર એવા પ્રથમ તીર્થંકરનાં ચરણયુગલને નમસ્કાર હો !"

કુમારનું કુતુહલ

આ લય, તાલ, સ્વર, વર્ત્તના અને મૂર્ચ્છનાથી મનોહર ગવાતું ગાયન સાંભળીને ખેચાયેલા મનવાળા કુમારથી પોતાપણુ ભુલાઈ ગયુ અને ઉતાવળમા બોલાઈ ગયુ, "અહો ! સુંદર ગાયુ, સુંદર ગાયુ. બોલ, બોલ શુ આપુ ?" એમ બોલતો તે પ્રગટ થયો. એટલે એની એવી અસંભાવનીય અને મનુષ્યજન્મની શોભારૂપ સંપત્તિ દેખીને આશ્ચર્યપૂર્વક યક્ષકન્યાએ કુમારને ઊભો કર્યો. કુમારે પણ સાધર્મિક વાત્સલ્ય અનુભવતાં પ્રથમ નમસ્કાર કર્યો. ભય, લજ્જા, ઉત્કંપ સાથે કંપતા સ્તનવાળી યક્ષકન્યાએ પણ વિનયપૂર્વક કહ્યુ કે "સાધર્મિકનુ સ્વાગત હો ! પધારો અને આ પલ્લવના આસનને આપના શરીરના સ્પર્શથી પવિત્ર કરો" કુમાર પણ આદરપૂર્વક પલ્લવના આસન પર બેઠો. તે વખતે પેલીના હૃદયમાં કયા પ્રકારના વિચારવિકલ્પો પ્રવર્તતા હતા ? જેમ કે—

"શું આ રૂપધારી કામદેવ હશે? અથવા વૈમાનિક કલ્પવાસી દેવ હશે? કે વિદ્યાધર, ગંધર્વ કે ચક્રવર્તી દેવ હશે?" એમ વિચારી તેણે કુમારને કહ્યું, "હે દેવ! હું નથી જાણતી, માટે આ પ્રમાણે બોલતી મારા ઉપર કોપ ન કરશો. આપ કોણ છો? અને કઈ તરફ જઈ રહ્યા છો? શા માટે આવ્યા છો?" એટલે કંઈક વિકસિત દંતપ્રભાથી ઊઘડતા હોઠવાળા કુમારે કહ્યું, "હે સુંદરી! હું મનુષ્ય છું. કાર્યનો અર્થી છું અને દક્ષિણ દેશમાં જાઉં છું. અયોધ્યાથી આવ્યો છું. આ મારી સ્પષ્ટ હકીકત છે. આ મહા-અરણ્યમાં તમે અને આ યક્ષ ક્યાંથી? ક્યા કારણે આના મસ્તકમાં જિનપ્રતિમા છે? મારા હૃદયમા આ મોટુ કુતૂહલ ચળવળે છે. માટે હે સુતનુ! મને એ સર્વ હકીકત કહે. આટલુ મારું કાર્ય કર."

કુમારે કહેલી આ હકીકત સાંભળી કંઈક હાસ્ય કરતી યક્ષકન્યાએ કહ્યું, "હે સુંદર! જો તમને કુતૂહલ હોય તો આ અરણ્યમાં જિનપ્રતિમા અને યક્ષની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે સારી રીતે સાંભળો!

**માકંદી નગરી**

૨૦૨. આ પૃથ્વીમંડળમાં કનકમય ઊંચાં તોરણથી અલંકૃત પહોળા દરવાજા અને કિલ્લાના શિખરથી શોભતી માકંદી નામની નગરી છે. ત્યાં આગળ કુલપુત્રના કુળની જેમ ઊંચાં દેવકુલો છે; નિર્મળ સજ્જન પુરુષના ચરિત્ર જેવાં ઉજ્જવળ ઘરો છે; નિરંતર સ્નેહ-વાળી સજ્જનની પ્રીતિની જેમ શેરીના માર્ગો છે; ગંભીર સ્વભાવની ગૃહિણીની જેમ કિલ્લાને ફરતી ખાઈ છે; તથા વિલાસિનીની જેમ કિલ્લા અને દરવાજાની ભીંતો રત્નથી શોભિત છે વળી—

ચાલતી કામિનીઓના નૂપુરની ઘૂઘરીઓના રણકાર જ્યાં સંભળાઈ રહેલા છે અને દેવોને પણ જે રમણીય લાગે છે, એવી એ માકંદી નગરી હતી.

તે નગરીમાં કાળી કાંતિવાળો, શરીરે દુર્બળ, કઠોર સ્પર્શવાળો, રૂક્ષ, લોહી વગરનો, નસો દેખાય એવો શરીરવાળો, જન્મથી દરિદ્ર એવો યજ્ઞદત્ત નામનો શ્રોત્રિય બ્રાહ્મણ વસતો હતો. તેને સાવિત્રી નામની ધર્મપત્ની હતી. તે કેવી હતી? જેમ કે—

**દુષ્કાળવર્ણન**

એના સ્તન પેટમાં છે અને સાથળો પેટમાં સમાઈ જાય તેવા છે. એક આંખ તેજ વગરની છે અને બીજીમા ફૂલ પડેલું છે. તે સાવિત્રી નામની બ્રાહ્મણીને યજ્ઞદત્તથી તેર બાળકો જન્મ્યાં હતાં. તેમા છેલ્લા બાળકનુ નામ યજ્ઞસોમ હતું. તેના જન્મસમયે અધમ વિષ્ઠિકરણ હતું. તે વર્ષ કાળયુક્ત હતું અને તે કારણે બાર વરસનો વરસાદ વગરનો દુકાળ હતો. વરસાદ ન વરસવાથી ખાવાનુ અનાજ ઊગતું નહોતું. વૃક્ષો ફળતાં નહોતા, ઔષધિઓ ઊગતી નહોતી. ઘાસ ઊગતું નહોતું. ચોમાસાના કાળમાં માત્ર ધમધમતો પવન નીકળતો. એટલે ધૂળ ઊડતી, પૃથ્વી કંપતી, પર્વતો ગર્જતા, નિર્ઘાતો સંભળાતા, ઉલ્કાઓ

શ્રેષ્ઠ પદ્મ, શંખ, સ્વસ્તિક, ચક્ર, અંકુશ, છત્ર, તોરણ પણ તેમા બરાબર અંકિત થયેલા દેખાય છે. તેથી નક્કી તેવા મહાપુરુષના આ પગલા લાગે છે.

### દેવીની પ્રભુભક્તિ

# ૨૦૧. એમ બોલી ભગવાનની નજીક તે આવી પહોંચી. તેણે ભગવાનને નમસ્કાર કર્યા. "હે પ્રભુ ! આજ્ઞા આપો" એમ કહી વિનયપૂર્વક તેણે ભગવાનના મસ્તકેથી કમળો દૂર કર્યાં. પોતે સુવર્ણના કળશમાં લાવેલા સુગંધી જળથી ભગવાનનો અભિષેક કર્યો. પછી કોમળ, વિપુલ પત્રવાળા સુવર્ણકમળના રસ ઝરતાં બિન્દુઓની ફેલાતી ગંધથી લુબ્ધ મુગ્ધ બનીને આવેલા ભ્રમરશ્રેણિના એક સાથે થતા ગુંજારવથી જેનાં દિશાચક્રો પુરાઈ ગયાં છે એવા દિવ્ય સ્થળ અને જળમાં ભીગેલાં પુષ્પો વડે પ્રભુની પૂજા કરી. પૂજા કર્યા પછી નિર્ભર ભક્તિથી નમેલા વદનકમળવાળી દેવી સ્તુતિ કરવા લાગીઃ–

"દેવતા, અસુરો, કિન્નરો, અને પુરુષો તથા સ્ત્રીઓના સમૂહે સ્તુતિ કરેલા હે ભગવંત ! તમે જય પામો ! પ્રથમ ધર્મોપદેશક, શુક્લ ધ્યાનથી કેવળજ્ઞાન ઉત્પન્ન કરનાર હે ભગવંત ! તમે જય પામો ! હે પ્રથમ પુરુષ ! હે પ્રથમ રાજા ! હે ઇન્દ્રનાગેન્દ્રોથી વંદિત ચરણવાળા, તમારો જય હો ! મેરુ પર્વત જેવા મહાવ્રતનો ભાર ધારણ કરનાર તથા મહાતપ અને ચારિત્ર્ય રૂપી વિજ્ઞાન આપનાર તમે જય પામો ! હે નાથ, તમે જ શરણ છો ! દર્શન અને જ્ઞાનયુક્ત મોક્ષમાર્ગ બતાવનાર નાથ અને બંધુ પણ તમે જ છો."

એ પ્રમાણે સ્તુતિ કરી ચરણમા પડી. પછી ઊભા થઈને દ્રુપદીના બે ખંડ ગાવા લાગી. જેમ કે—

"ઇન્દ્રના મુગટના અગ્રભાગથી સ્પર્શાયેલ, કોમળ પલ્લવ સરખાં લાલ, દેવાંગના વિલાસપૂર્વક નમન કરતી હતી ત્યારે કલ્પવૃક્ષનાં પુષ્પ પડવાથી લાલ જણાતા, વિકાસ પામતા નવીન કમળનાં નિર્મળ પત્ર જેવા લાવણ્યથી શોભતા અને મહાભવભયનું હરણ કરનાર એવાં પ્રથમ તીર્થંકરનાં ચરણયુગલને નમસ્કાર હો !"

### કુમારનું કુતૂહલ

આ લય, તાલ, સ્વર, વર્ત્તના અને મૂર્ચ્છનાથી મનોહર ગવાતું ગાયન સાંભળીને ખેંચાયેલા મનવાળા કુમારથી પોતાપણું ભુલાઈ ગયુ અને ઉતાવળમાં બોલાઈ ગયુ, "અહો ! સુંદર ગાયુ, સુંદર ગાયુ. બોલ, બોલ શું આપુ ?" એમ બોલતો તે પ્રગટ થયો. એટલે એની એવી અસંભાવનીય અને મનુષ્યજન્મની શોભારૂપ સંપત્તિ દેખીને આશ્ચર્યપૂર્વક યક્ષકન્યાએ કુમારને ઊભો કર્યો. કુમારે પણ સાધર્મિક વાત્સલ્ય અનુભવતાં પ્રથમ નમસ્કાર કર્યો. ભય, લજ્જા, ઉત્કંપ સાથે કંપતા સ્તનવાળી 'યક્ષકન્યાએ' પણ વિનયપૂર્વક કહ્યુ કે "સાધર્મિકનુ સ્વાગત હો ! પધારો અને આ પલ્લવના આસનને આપના શરીરના સ્પર્શથી પવિત્ર કરો." કુમાર પણ આદરપૂર્વક પલ્લવના આસન પર બેઠો. તે વખતે પેલીના હૃદયમાં કયા પ્રકારના વિચારવિકલ્પો પ્રવર્તતા હતા ? જેમ કે—

"શું આ રૂપધારી કામદેવ હશે ? અથવા વૈમાનિક કલ્પવાસી દેવ હશે ? કે વિદ્યાધર, ગંધર્વ કે ચક્રવર્તી દેવ હશે ?" એમ વિચારી તેણે કુમારને કહ્યું, "હે દેવ ! હું નથી જાણતી, માટે આ પ્રમાણે બોલતી મારા ઉપર કોપ ન કરશો. આપ કોણ છો ? અને કઈ તરફ જઈ રહ્યા છો ? શા માટે આવ્યા છો ?" એટલે કંઈક વિકસિત દંતપ્રભાથી ઊઘડતા હોઠવાળા કુમારે કહ્યું, "હે સુંદરી ! હું મનુષ્ય છું. કાર્યનો અર્થી છું અને દક્ષિણ દેશમા જાઉ છું. અયોધ્યાથી આવ્યો છું. આ મારી સ્પષ્ટ હકીકત છે. આ મહા-અરણ્યમા તમે અને આ યક્ષ ક્યાંથી ? ક્યા કારણે આના મસ્તકમા જિનપ્રતિમા છે ? મારા હૃદયમા આ મોટુ કુતૂહલ ચળવળે છે. માટે હે સુતનુ ! મને એ સર્વ હકીકત કહે. આટલુ મારુ કાર્ય કર."

કુમારે કહેલી આ હકીકત સાંભળી કંઈક હાસ્ય કરતી યક્ષકન્યાએ કહ્યું, "હે સુદર ! જો તમને કુતૂહલ હોય તો આ અરણ્યમા જિનપ્રતિમા અને યક્ષની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે સારી રીતે સાભળો !

### માકંદી નગરી

* ૨૦૨. આ પૃથ્વીમંડળમાં કનકમય ઊંચાં તોરણથી અલંકૃત પહોળા દરવાજા અને કિલ્લાના શિખરથી શોભતી માકંદી નામની નગરી છે. ત્યાં આગળ કુલપુત્રના કુળની જેમ ઊંચાં દેવકુલો છે; નિર્મળ સજ્જન પુરુષના ચરિત્ર જેવાં ઉજ્જવળ ઘરો છે; નિરંતર સ્નેહ-વાળી સજ્જનની પ્રીતિની જેમ શેરીના માર્ગો છે; ગંભીર સ્વભાવની ગૃહિણીની જેમ કિલ્લાને ફરતી ખાઈ છે; તથા વિલાસિનીની જેમ કિલ્લા અને દરવાજાની ભીંતો રત્નથી શોભિત છે, વળી—

ચાલતી કામિનીઓના નૂપુરની ઘૂઘરીઓના રણકાર જ્યાં સંભળાઈ રહેલા છે અને દેવોને પણ જે રમણીય લાગે છે એવી એ માકંદી નગરી હતી.

તે નગરીમાં કાળી કાંતિવાળો, શરીરે દુર્બળ, કઠોર સ્પર્શવાળો, રૂક્ષ, લોહી વગરનો, નસો દેખાય એવા શરીરવાળો, જન્મથી દરિદ્ર એવો યજ્ઞદત્ત નામનો શ્રોત્રિય બ્રાહ્મણ વસતો હતો. તેને સાવિત્રી નામની ધર્મપત્ની હતી. તે કેવી હતી ? જેમ કે—

### દુષ્કાળવર્ણન

એના સ્તન પેટમા છે અને સાથળો પેટમાં સમાઈ જાય તેવા છે. એક આંખ તેજ વગરની છે અને બીજીમાં ફૂલ પડેલું છે તે સાવિત્રી નામની બ્રાહ્મણીને યજ્ઞદત્તથી તેર બાળકો જન્મ્યાં હતાં. તેમા છેલ્લા બાળકનુ નામ યજ્ઞસોમ હતું. તેના જન્મસમયે અધમ વિધિકરણ હતું તે વર્ષ કાળયુક્ત હતું અને તે કારણે બાર વરસનો વરસાદ વગરનો દુકાળ હતો. વરસાદ ન વરસવાથી ખાવાનુ અનાજ ઊગતું નહોતું. વૃક્ષો ફળતા નહોતા. ઔષધિઓ ઊગતી નહોતી. ઘાસ ઊગતુ નહોતું. ચોમાસાના કાળમાં માત્ર ધમધમતો પવન નીકળતો. એટલે ધૂળ ઊડતી, પૃથ્વી કંપતી, પર્વતો ગર્જતા, નિર્ઘાતો સંભળાતા, ઉલ્કાઓ

પડતી અને દિશાઓ સળગતી; ખારે સૂર્ય કઠોર તપતા હતા, અને ગ્રીષ્મ ઋતુ સળગતા અંગારા જેવી હતી. આવા ઉત્પાતો પ્રસરવા માંડ્યા હતા. ત્યારે શું થયુ ? જેમ કે—

ગામ મટીને કરકર વિરસ શબ્દ કરતા કાગડા ઊડવા જેવું ઉજ્જડ સ્થાન બની ગયું. વિરસ શબ્દ કરતી શ્વાનમંડળીવાળું અને તે મંડળીના હુંકાર શબ્દથી ભય ઉત્પન્ન કરનાર એવું પૃથ્વીમંડળ બની ગયુ હતું. વળી, નગરીઓ કેવી બની ગઇ હતી ? કઠોર પવનથી ઊડતી અને તૂટેલી ધવલ ધજાના ખંડ અને વાંસ રૂપી લાંબા હાથ ઊંચા કરીને જાણે ઘોષણા કરતી હતી કે 'અમને અડધી ધજા આપો.'

દુષ્કાળની અસર

આ પ્રમાણે વનસ્પતિ ઊગતી ન હોવાથી તથા પૂર્વે સંઘરેલી વપરાઇ જવાથી અને પેટના ખાડા પુરાતા ન હોવાથી શું થયુ ? દેવાર્ચન કરાતું નથી. અતિથિસત્કાર ઘટતો ગયો. બ્રાહ્મણની પૂજાનો વિચ્છેદ થવા લાગ્યો. ગુરુવર્ગનું સન્માન દૂર થયુ. સેવકવર્ગને દાન આપવાનુ બંધ થયુ. લાજશરમ ઓસરી ગઇ પુરુષાર્થ કરવામા પ્રમાદીપણું આવ્યુ. દાક્ષિણ્યનો અનાદર થવા લાગ્યો. વળી—

લોકમાર્ગનું લંઘન કરીને, લજ્જાને ગણકાર્યા વગર, વડીલના વચનની અવજ્ઞા કરી, રાગરક્ત તરુણી જેમ બદલાઇ જાય તેમ, માકંદી નગરી દુકાળમાં બદલાઇ ગઇ બીજી બધી વાત છોડી રાત–દિવસ ભોજનમાત્રની વાતો અને પ્રવૃત્તિઓ નગરીમાં ચાલતી હતી. ત્યાં પુરુષો અને સ્ત્રીઓ હર્ષરહિત અને અત્યંત દીન દેખાતાં હતાં. શું અહીં સ્મશાન થશે કે પ્રેતોનો આવાસ ? અથવા યમપુરી થશે કે આ લોકમાં જે નરક સંભળાય છે તે થશે ? આમ આખા પ્રદેશમાં હાહાકાર પ્રવર્તી રહ્યો. લોકો પેટનો ખાડો પૂરવામાં પણ કાયર બની ગયા. મહંતો, મહાપુરુષો, કુલપુત્રો, વણિક, શ્રેષ્ઠીનાં કુલો વિનાશ પામ્યાં. છતાં તે યજ્ઞદત્ત બ્રાહ્મણ ધન અને ભોજન માત્રથી વર્જિત, માત્ર યાચનાના વ્યાપારવાળો અને ભિક્ષાથી આજીવિકા કરનારો થયો અને તે ભિક્ષા પણ ન મળતાં કુટુંબ સાથે વિનાશ પામ્યો. માત્ર સૌથી નાનો પુત્ર સોમ બ્રાહ્મણ (યજ્ઞસોમ) કોઇ પણ પ્રકારે આયુષ્ય બાકી હોવાથી, જીવતો રહ્યો. તે બ્રાહ્મણપણું કરતો નહોતો મુંજની મેખલા કેડે બાંધતો નહોતો; ક્ષુધાને કારણે સકલ બંધુવર્ગે તેનો ત્યાગ કર્યો હતો, ક્યારેક મહામુશીબતે દુકાન પાસે કે માર્ગમાં ધાન્યના દાણા વેરાયા હોય તે વીણી વીણીને કે કોઇ વખત બલિભોજન કે પિંડદાન અપાયુ હોય તે મેળવીને તથા ક્યારેક 'આ બીચારો બાળક છે' એમ દયાથી અથવા 'આ બ્રાહ્મણનો દીકરો છે' એમ ધારીને લોકો ન મારતા તેથી બચી જઇને કોઇક જગ્યાએ માટીનાં કોડિયાં ચાટી ચાટીને એમ કોઈ પણ પ્રકારે તે દુષ્કાળ રૂપી મોટા જંગલને પાર પામ્યો.

તેવામાં ગ્રહગતિયોગે વરસાદ પડ્યો. વનસ્પતિ ઊગી. લોકો આનંદિત થયા. ઉત્સવ પ્રવર્ત્યો. લજ્જાદિકનો ત્યાગ થયો. વિનયાદિક પ્રવર્તવા લાગ્યો. આવા આ કાળમાં પેલો બ્રાહ્મણ સોમ બટુક લગભગ સોળ વર્ષનો થવા આવ્યો હતો. લોકોનાં વિષ્ટાગૃહો (જાજરૂ) સાફ કરતો હતો. એઠાં માટીનાં વાસણોનો કચરો સાફ કરતો હતો. 'આ બ્રાહ્મણપુત્ર છે.' એમ કહી લોકો એની મશ્કરી કરતા હતા.

ચાર પુરુષાર્થનો વિચાર

* ૨૦૩. આ પ્રમાણે લોકોથી હસાતો, નિંદાતો, તુચ્છકાર પામતો તે યૌવન વયમાં આવ્યો ત્યારે તેના ચિત્તમાં વિકલ્પ પ્રગટ થયો કે "અહો, જગતમા ધર્મ, અર્થ, કામ અને યશ એ પુરુષાર્થો છે, તેમાંથી કોઇ પુરુષને ચાર, કોઈ પુરુષને ત્રણ અથવા બે કે એક હોય છે. આમાથી ધર્મ પુરુષાર્થ મારે માટે હજુ દૂર છે, કારણ કે કાર્યાકાર્ય અને ગમ્યાગમ્યના વિવેકના ફળવાળો ધર્મ છે વળી, કૂતરા અને પક્ષી જેવા મારે માટે અર્થ પુરુષાર્થ પણ નથી, કારણ કે સહેલાઇથી ન પુરાય એવા મારા ઉદરનુ એક દિવસનુ પોષણ કરવામા પણ નિષ્ફળ છું. કામ પુરુષાર્થે પણ મારો દૂરથી ત્યાગ કરેલો જ છે એમા સંદેહ નથી કારણ કે સમગ્ર લોકોથી નિંદાયેલો હું કદરૂપો અને જોવામાં ભયવાળો લાગુ છું. હવે વિચાર કરુ છું યશ પુરુષાર્થનો. પરંતુ હું તો અપયશથી દબાઇ ગયો છું અને કાંટાકાંકરા જેવા અધમ યોનિસ્થાનમા હું ઉત્પન્ન થયો છું તેથી દુઃખ પ્રચુરતાવાળા અને જનસમુદાયની નિંદાવાળા હલકા અને અસાર મારા જીવિતને ધિક્કાર હો !

વિંધ્યાટવિમાં

ત્યારે શુ આ જીવિતનો ત્યાગ કરુ ? અથવા તે બરાબર નથી એવુ દુષ્કર કરવું પણ હવે શક્ય નથી માટે હવે આવો કાળ પ્રાપ્ત થયો છે, જેમ કે–

જે પુરુષો ધન અને માનથી રહિત બન્યા હોય અને લોકોમા પોતાનો અપરાધ જાણી શક્યા હોય તેમને માટે વિદેશ અથવા વન એ જ શરણ છે એમા સંદેહ નથી. એટલે મારે માટે સર્વથા વિદેશ એ જ શરણ છે." એમ વિચારતો તે એ જ ક્ષણે માકંદી નગરીમાથી નીકળી ગયો અને નૈઋત્ય દિશામા ચાલ્યો. એમ કરતા, રોકાયા વગર સતત પ્રયાણ કરતો, કુક્ષિમાત્ર ભાથાવાળો, ધન વગરનો, ભિક્ષાથી આજીવિકા મેળવનારો, મહા મુનિની જેમ વિહાર કરતો તે ચાલતો ચાલતો વિંધ્યપર્વતના શિખર નજીક રહેલી મહાવિંધ્યાટવિમા આવી પહોચ્યો. એ અટવિ કેવી હતી ? તે અત્યંત રાતા, પીળા, લોહિત રંગના મુખવાળા ખાખરાના વૃક્ષોથી વ્યાપ્ત, વાઘરાના બુક્કાર શબ્દ ફેલાવાથી બિહામણી, દેવતાઓ પણ ઓળંગી ન શકે એવા વૃક્ષોવાળી, ઘણા પ્રાણીઓનુ ભક્ષણ કરનાર સિંહોવાળી, ઊંચા શાલવૃક્ષથી શોભિત, સર્પાકાર શિખરોથી યુક્ત અને લંકાપુરી જેવી દુર્લંઘ્ય હતી. ત્યા અનેક શ્વાપદકુલો હતાં જેના નામો પણ જાણી શકાતા નથી. તે મહાઅટવિમા યજ્ઞસોમ બ્રાહ્મણ એકલો જઇ રહ્યો હતો. તે જતો હતો ત્યારે કેવો સમય પ્રવર્તી રહ્યો હતો ? જેમ કે–

ધમધમ પવન ધમી રહ્યો હતો. સળહળ કરતા સૂકા પાદડા પવનથી હરણ કરાતાં હતા સૂર્યનો તાપ ધગધગી રહ્યો હતો. નવીન પલ્લવો સિલિસિલિ કરતા ઊગતા હતા. મૃગતૃષ્ણાના પાણીથી જંગલી ભેંસોના ટોળા ઠગાતા હતા ઉત્પલ અને મૃણાલથી રહિત સરોવરનુ પાણી પીવાતું નહોતું એ અટવિમાં વટેમાર્ગુઓ નજીકમા જ સાર્થ હોવા છતાં દુસ્સહ ઉનાળાના મધ્યાહ્નમા કે દિવસના પાછલા પહોરમા પણ ઠંડકવાળી પરબનો

મંડપ છોડતા નહોતા. સર્વ લોકને પ્રિય અને પાણીના કળશથી શોભતી પરબ દેખીને પથિકો પ્રિયાને જોતા હોય તેમ આનંદવાળા થતા હતા. (શ્લેષથી પ્રિયાના અર્થમાં સ્તન રૂપી કળશથી શોભતી.)

**સરોવરદર્શન**

ત્યાર પછી આવી રીતે સકલ જીવોને સંતાપ કરનાર ગ્રીષ્મના મધ્યાહ્ન કાળે તે સોમ બ્રાહ્મણ ભયંકર વનની અંદર ક્ષુધાથી દુબળા વદન અને પેટવાળો બની ગયો હતો. માર્ગથી ભૂલો પડેલો, દિશા ચૂકેલો, સિંહ તથા વાઘના ભયથી ધ્રૂજતો, તરસની વેદના ભોગવતો વિચારવા લાગ્યો કે "અહો ! મહાતૃષાની વેદના મને ઉપડી છે. હવે ક્યાંથી પાણી મેળવવું ?" એમ વિચારી ચારે બાજુ ખોળવા લાગ્યો ત્યારે એક સ્થળમાં ઘણાં પાંદડાંથી સ્નિગ્ધ એવો મોટો વનપ્રદેશ જોવામાં આવ્યો. એ દિશા તરફ ગયો એટલામાં હંસ, સારસ, ચક્રવાક વગેરેનો મોટો કોલાહલ સંભળાયો. તે સાંભળી તેનું હૈયું શ્વાસ લેવા લાગ્યું. જીવમાં નવો જીવ આવ્યો. અધિક ઉત્પન્ન થયેલા હર્ષવાળો તે એ પ્રદેશમાં પહોંચ્યો અને સરોવર જોયું. તે કેવું હતું ? જ્યાં વિકસેલાં કુવલય અને ખીલેલાં ઉત્પલના રસથી આકર્ષાઈ ભમરાભમરીનાં ટોળાં એકઠાં થયાં છે; ભમરાનાં ઘણાં ટોળાં એકઠાં થવાથી થતાં ગુંજારવથી શતપત્ર કમળો વ્યાકુળ બની ગયાં છે; શતપત્ર કમળની પાંદડી ઉપર મનોહર રસ એકત્ર કરાય છે અને મકરંદ, ચંદનરસ અને મધુબિન્દુથી સરોવર શોભી રહ્યું છે.

**પ્રતિમાદર્શન**

* ૨૦૪. ત્યાર પછી હે કુમાર ! તે સોમ બ્રાહ્મણ આવું સરોવર જોઈને, જે મળવાનું હતું તે મળી ગયું છે એમ સમજીને સરોવરમાં ઊતર્યો, અને ઇચ્છા પ્રમાણે સ્નાન કરવા લાગ્યો. સરોવરમાંથી બહાર નીકળ્યો. પાણી પીધું અને મૃણાલના ખંડોનું આસ્વાદન કર્યું. પછી ક્ષુધાથી વેદના પામતો ઉપવનમાં ફળો શોધવા લાગ્યો. ભમતાં ભમતાં કોઈ જગ્યાએ કેરી, કોઈ જગ્યાએ આંબળાં, કોઈ જગ્યાએ નારંગી, કોઈ જગ્યાએ ફણસ, કોઈ જગ્યાએ દાડમનાં ફળો પ્રાપ્ત થયાં. તે ફળોનો આહાર કરી કિનારા પરના ઉદ્યાનમાં ફરવા લાગ્યો. ત્યાં આગળ હે રાજપુત્ર ! ભમતાં ભમતાં એક સ્થળે ચંદન, અશોક, એલચી અને લવંગનું લતાગૃહ જોયું. તે લતામંડપ જોતાં કૌતુક ઉત્પન્ન થવાથી તેમાં પ્રવેશ કરીને જોયું તો સુરાસુરેન્દ્રોએ અભિષેક કરેલી, મુક્તાશૈલની બનાવેલી પ્રથમ જિનેશ્વરની પ્રતિમા દેખી, તે જોઈને એવા પ્રકારની ભવિતવ્યતાથી, ભગવાનના સૌમ્ય દર્શનના પ્રભાવથી અને પોતાના કર્મના ક્ષયોપશમથી તેને તે જિનબિંબ ઉપર બહુમાન થયું. વિચાર્યું કે "અહો, માકંદી નગરીમાં પણ આવું કંઈક દેવદર્શન કરેલું છે માટે આ ભગવાનને પ્રણામ કરવા તે યોગ્ય છે. માટે પ્રણામ કરું, કારણ કે પ્રણામ કરવાથી ધર્મ થાય." એમ વિચારી તેણે કહ્યું, "હે ભગવંત ! તમારું નામ, ચરિત્ર, ગુણ, કુળ, શીલ, વગેરે હું કાંઈ જાણતો નથી. તો પછી તમારી સ્તુતિ કેવી રીતે કરું ? માટે તમારા દર્શનથી આનંદિત થયેલો હું તમને ભક્તિભાવપૂર્ણ નમસ્કાર કરું છું. જે કંઈ મળતું હોય તે તમારા ચરણપૂજનથી મને મળો !" એમ કહી ભગવાનના ચરણમાં તે પડ્યો. પગે પડીને ઊઠતાં તેણે વિચાર્યું કે "આ રસ્ય

વનસ્થળ છે, મનોહર સરોવર છે, લતાગૃહ પણ શોભી રહેલુ છે, વૃક્ષો પણ ફળવાળા છે, આ દેવ પણ શાંત છે. માટે મારે પણ દુઃસહ દારિદ્રય, અપમાન, કલંકથી દૂષિત આત્માએ વિદેશમાં જઇને પણ પારકી નોકરી કરવાની છે. મારી જેમ જેમણે પૂર્વે તપ કર્યાં નથી તેમની બીજી કઇ ગતિ હોય? પૂર્વના દુર્ભાગ્ય કર્મવાળો પુરુષ દૂર દેશમાં જાય તોપણ દુર્ભાગ્ય કર્મથી છૂટી શકતો નથી. નિર્ભાગી રત્નવાળા રોહણ પર્વતમા જાય તોપણ દરિદ્રતા તેની પાછળ જાય છે. પૂર્વે કરેલાં કર્મોનો નાશ સર્વથા થતો નથી. માટે મારે નિર્મલ, ગંભીર, ધીર સજ્જનના હૃદય સરખા આ સરોવરમાં સ્નાન કરી, આ જળ અને સ્થળમા ઊગેલા દિવ્ય કમળો–શ્વેત કમળો એકઠાં કરી, આ દેવપ્રતિમાનું અર્ચન કરી, પુષ્પફળનો આહાર કરી, હરણ તથા પક્ષીઓનો સહવાસ કરી, જેમા કોઇ રોકટોક નથી એવા આ વનમા ભ્રમણ કરી, કાયસંગનો ત્યાગ કરી, બ્રહ્મચર્યનુ પાલન કરી વગર કારણે કોપાયમાન થતા દુર્જનોનાં મુખદર્શનનો પરિહાર કરી, સુખપૂર્વક વનતાપસની જેમ અહીં કેમ ન રહેવું?" એમ વિચારી હૃદયમા એ જ વાત સ્થાપન કરી, ત્યારથી તે ત્યાં જ રહેવા લાગ્યો અને સ્નાનકર્મ વ્યાપારવાળો, ઋષભદેવ ભગવાનની પુષ્પથી પૂજા કરતો અને આ પ્રમાણે બોલતોઃ—

### બ્રાહ્મણનું મૃત્યુ

"હે ભગવંત! હું તમારા ગુણો જાણતો નથી કે જેથી તમારી સ્તુતિ કરું. તોપણ તમારા ચરણઅર્ચનથી જે કંઇ પણ ફળ પ્રાપ્ત થાય તે મને હોજો!" એમ બોલી પુષ્પફળનો આહાર કરી તે ત્યાં રહેવા લાગ્યો. એમ રહેતાં રહેતાં કેટલોક કાળ થયો. કોઇક વખત બહુ પુષ્પફળની આહારક્રિયા કરવાવાળા તેના પેટમાં શૂલ ઉત્પન્ન થયુ, અને સર્વ જગતના જીવને સાધારણ એવું મૃત્યુ તેને નજીક જણાવા લાગ્યુ. કદાચ પાતાલમાં પેસી જાય, જંગલ, પર્વત, વૃક્ષ કે સમુદ્રમાં સંતાઇ જાય તોપણ મહામૃત્યુ રૂપી મદોન્મત્ત કેસરીને કોઇ ચુકાવી શકતું નથી કે ભૂલભૂલામણીમાં નાખી શકતું નથી.

ત્યાર પછી હે કુમાર! તે બીચારો ત્યાં પેટના શૂળની વેદનાથી અત્યંત પીડા પામવા લાગ્યો. તેણે જાણ્યું કે હવે જીવવાની આશા નથી. એથી તે ભગવાનની પાસે જઇને પડચો. ત્યાં સહન ન કરી શકાય એવી ભારે વેદનાવાળો તે બોલવા લાગ્યો, "હે ભગવંત! પાપ સમૂહવાળો મૂઢાત્મા હું તમારા ગુણ જાણતો નથી. પરંતુ તમને પ્રણામ કરવાનું જે કંઇ ફળ હોય તે મને હોજો!" એમ બોલી ભગવાનના ચરણકમળમાં પડેલો તે પોતાના જીવિતથી મુક્ત બન્યો.

### બ્રાહ્મણમાંથી યક્ષરાજ

૨૦૫. હે કુમાર! ત્યાંથી મરીને તે ક્યાં ગયો? રત્નપ્રભા નામની પ્રથમ પૃથ્વીમાં એક હજાર જોજનમા વ્યંતરોને રહેવાનાં ભવનો છે. ત્યાં આઠ નિકાયો છે. તે આ પ્રમાણે છે–(૧) યક્ષા (૨) રાક્ષસા (૩) ભૂતા (૪) પિશાચા (૫) કિંનરા (૬) કિંપુરુષા (૭) મહોરગા (૮) ગંધર્વા. તેમા પહેલી નિકાયમાં તે યક્ષોમાં મહર્દ્ધિક યક્ષરાજ તરીકે ઉત્પન્ન થયો.

તેનુ નામ રત્નશેખર હતું. ઉત્પન્ન થતાની સાથે એણે જોયુ તો લાગ્યું કે "અહો, મોટો રિદ્ધિસમૂહ મેં મેળવ્યો છે. તો કયા તપ, દાન, શીલ વડે આ મને મળ્યો?" એમ વિચારતાં તેનુ અવધિજ્ઞાન વિસ્તાર પામ્યુ. તે જ્ઞાનથી જોયુ તો તે વનસ્થળમાં સરોવરના કિનારે લતાગૃહમાં ઋષભદેવ ભગવાનની પ્રતિમા આગળ પોતાનો દેહ નિર્જીવ પડેલો હતો. તે જોઈ વિચાર થયો કે "અહો, આ ભગવાનના પ્રભાવથી મેં આ રિદ્ધિ મેળવી છે. માટે મહાપ્રભાવવાળા ઋષભદેવ સ્વામી જિનવરને નમસ્કાર હો!" એમ બોલતો વેગથી તે સ્થળે પહોચ્યો. ઋષભદેવ ભગવાનને જોયા. જોઈને મુગટના રત્નમણિનાં કિરણોવાળો અને નિર્મળ મુક્તાહારવાળો તે ભક્તિભાવથી મસ્તક નમાવી સ્તુતિ કરવા લાગ્યો:—

**ભગવંતની સ્તુતિ**

"સકલ દેવો, દાનવો, સિદ્ધ પુરુષો અને દેવાંગનાઓ જેના ચરણયુગલમાં નમેલાં છે એવા તમે જય પામો! ઇન્દ્રાણી સાથે ભૂતેન્દ્રના મસ્તકના મણિના કિરણોથી જેના ચરણ ચુંબિત થયા છે એવા તમારો જય હો! ચંદ્ર, ઇન્દ્રથી નમન કરાયેલા, મહાભવ રૂપી સમુદ્ર તારવાને સમર્થ, ભુવનના સુખના કારણ રૂપ અને કર્મકલંકથી મુક્ત એવા તમારો જય થાઓ. હે ભગવંત! તમે નાથ છો, તમે શરણ છો અને તમે બંધુ છો, કે જેમણે ભવસંસાર રૂપી સમુદ્રમાં આ જિનકથિત તીર્થ, શાસન, પ્રવચન સ્થાપ્યુ." એમ બોલી ભગવંતના ચરણમાં તે પડયો. પ્રણામ કરી પાછો ઊભો થયો અને કહ્યું, "હે ભગવંત! તમારી ભક્તિમાં જ તુષ્ટ થયેલો હું તમારું નામ પણ જાણતો ન હતો. એટલા માત્રથી પણ હે નાથ! હુ યક્ષાધિપ થયો. પરંતુ જેઓ તમારાં નામ, ગુણ, કીર્તન, ચરિત્ર જાણતા હશે તેમ જ તમારા વચનવિસ્તાર, શાસ્ત્રો અને અનેક પ્રભાવ જાણતાં હશે તેઓ નરસુરના ભોગ ભોગવીને સકલ કર્મથી મુક્ત બની, શાશ્વત મોક્ષસુખનુ મૂળ એવું સિદ્ધિ સ્થાન નિર્વિઘ્ને પ્રાપ્ત કરે છે." એમ બોલી ફરી પગમાં પડયો અને પોતાના પરિવારને તેણે કહ્યું, "અહો, દેવાનુપ્રિય! આ ભગવાનને નમસ્કાર કરવાનુ ફળ જુઓ.

**નામપરિવર્તન**

ગત જન્મમાં હું સમગ્ર પુરુષાર્થથી હીન, રંક અને લોકોથી નિંદાયેલો હતો. પરંતુ એમનાં ચરણની પાસે લાગેલો રહેતા હું આટલી રિદ્ધિ પામ્યો. અહો, ભગવાનનો મહાપ્રભાવ! માટે ભગવાન હવે હંમેશા મસ્તક પર ધારણ કરવા યોગ્ય છે, કારણ કે આ ભગવાન એક તો ઇન્દ્રોને પણ પૂજ્ય છે, બીજું શરમાવે એવા નથી, ત્રીજું મહાઉપકારી છે, ચોથું ભક્તિભરને યોગ્ય છે અને પાંચમું સિદ્ધિસુખનુ કારણ છે. એમ કહીને એણે મુક્તાશૈલની પોતાની એક મોટી પ્રતિમા બનાવી. તે જ આ અને તેની ઉપર મસ્તકે ભગવાન ઋષભદેવ જિનચંદ્રની સ્થાપના કરી. ત્યારથી સમગ્ર યક્ષસમુદાયે 'રત્નશેખર' નામ બદલીને 'જિનશેખર' નામની સ્થાપના કરી છે.

**યક્ષકન્યાને પૂજાનો આદેશ**

ત્યાર પછી, હે કુમાર કુવલયચંદ્ર! તે મૂર્તિના મસ્તક ઉપર પ્રભુમૂર્તિની રચના કરીને, વિસ્તાર પૂર્વક મોટી પૂજા કરી, વંદન, સ્તુતિ, નમસ્કાર કરીને એણે મને કહ્યું,

"હે કનકપ્રભા! હે કનકપ્રભા!" એટલે મેં પણ સંભ્રમપૂર્વક બે હાથ જોડી અંજલિ કરી કહ્યું, "મને આદેશ કરો." ત્યારે તેણે મને આજ્ઞા કરી કે "તારે હંમેશાં અહીં આવી ભગવંતની દિવ્ય પુષ્પોથી પૂજા કરવી. હું પણ અષ્ટમી, ચતુર્દશીએ સર્વ પરિવાર સાથે આવીશ અને ભગવાનની પૂજા કરીશ." એમ કહી તે દેવ પોતાના નગરમાં ગયો. તેથી હે કુમાર! તમે પૂછયું હતું કે "આ યક્ષ કોણ છે? એના મસ્તકે પ્રતિમા કેમ છે? તમે કોણ છો?" તો એના જવાબમાં જણાવ્યું કે "આ યક્ષરાજા, આ તેની પ્રતિમા અને હું તેની દિકરી દરરોજ અહીં આવું છું." આ પ્રમાણે કહ્યું ત્યારે કુમારે કહ્યું કે "અહો! મોટું આશ્ચર્ય! ભગવાનનો મહાપ્રભાવ છે! યક્ષરાજા ભક્તિનિર્ભર છે! તમે વિનયવાળાં છો! આ સ્થળ મનોહર છે! સર્વથા આનું આવું વૃત્તાન્ત દેખી અને સાંભળીને આજે મેં નયન અને કાનનું ફળ પ્રાપ્ત કર્યું છે."

### ઔષધિવલય

આમ કહ્યું ત્યારે કનકપ્રભા યક્ષકન્યાએ કહ્યું, "હે કુમાર! હું જાણું છું કે તમને કોઈપણ કાર્યની જરૂર નહિ હોય, તોપણ તમારા હૃદયનું ઇચ્છેલું કોઈ કાર્ય હોય તો કહો જેથી તે કરી આપું." કુમારે કહ્યું, "મારે પ્રાર્થના કરવા યોગ્ય કંઈ પણ કાર્ય નથી." કન્યાએ કહ્યું, "તોપણ દેવગૃહોનાં કે દેવોનાં દર્શન નિષ્ફળ નહિ, પણ ફળવાળાં હોય છે." કુમારે કહ્યું, "હે સુંદરી! પરંતુ આના કરતાં ક્યા વધારે ઊંચા ફળની શોધ કરવી? આ ભગવાન જિનેશ્વર, આ પ્રભુભક્ત યક્ષરાજા અને તું-આટલાંને જોયાં તોપણ તે દર્શનને તું નિષ્ફળ કહે છે? તને નમસ્કાર કરું છું." એમ કહી કુમાર ઊભો થયો. ત્યારે તેણે કહ્યું, "હે કુમાર! તમારે દૂર જવાનું છે. અરણ્ય હોવાથી આ માર્ગ ઘણો વિઘ્નવાળો અને દુર્ગમ છે. માટે તું આ ઔષધિવલય ગ્રહણ કર કે જેથી સકલ સુર, અસુર, વ્યંતર, નર, કિંનર, હાથી, વાઘ, સિંહ, શરભ, હરણ આદિનાં વિઘ્ન તને આ ઔષધિવલયના પ્રભાવથી નહિ નડે." એમ કહી પોતાના હાથે તેણે તે કુમારને આપ્યું. તે ગ્રહણ કરતાં કુમારે કહ્યું, "મોટું સાધર્મિક વાત્સલ્ય." પછી તે લઈને કુમાર કુવલયચંદ્ર ઊભો થયો અને દક્ષિણ દિશા તરફ ચાલ્યો. વિંધ્યપર્વતનાં ઊંચાં શિખરો ઓળંગતો તે જવા લાગ્યો. જતાં જતાં કુમારે માર્ગમાં અનેક વૃક્ષોની શાખા રૂપી ભુજાઓથી નંખાતા પવનથી ડોલતી નાની ડાળીઓ રૂપી ચામરથી વીંઝાતી હોય તેવી મોટી નદી નર્મદા જોઈ.

### નર્મદા નદી

* ૨૦૬. તે નદી કેવી છે? [1]નવયૌવનથી ઉન્મત્ત કામિની જેવી, કેસર ઘૂંટેલા રસ જેવા પીળા વર્ણવાળી, ગોળ ચક્રવાક યુગલ રૂપી સ્તનવાળી અને શેવાળ રૂપી નીકળેલી રોમરાજી વડે મનોહર; કોઈક જગ્યાએ નવવધૂ જેવી, ઊગેલાં વૃક્ષોની શાખા અને

૧ અહીં કવિએ શ્લેષયુક્ત રચના કરી છે. ભિન્નભિન્ન પ્રકારની નાયિકા સાથે નદીને સરખાવી છે. તે માટે કવિએ યોજેલા શબ્દો શ્લેષથી ઉપમાન અને ઉપમેય બંનેને લાગુ પડે છે.

ચેલા રૂપી ઘૂંઘટવાળી અને અવાજ ન થાય એવી મંદમંદ ચાલ વાળી; કોઈક જગ્યાએ વેશ્યા જેવી, નિર્દયપણે સિંહના નહોર વડે ચાસડી ઉખેડી નાખેલા મદોન્મત્ત હાથી રૂપી કામીજનના દંતશૂળયુગલ વડે અલંકૃત; કોઈક જગ્યાએ વાસકસજ્જા સ્ત્રી જેવી, મઘમઘાટ કરતાં સુગંધી પુષ્પોની ગંધયુક્ત અને પુષ્પરસનાં બિન્દુઓ ચમકતાં હોવાથી મનોહર; કોઈક જગ્યાએ પ્રોષિતભર્તૃકા નાયિકા જેવી, નીચા મુખ રૂપી કમળવદનવાળી અને ક્ષીણ પયોધરવાળી. વળી—

વિંધ્યપર્વતના ખોળામાં નર્મદા રહેલી છે તેમ જ કિનારા પર ઊગેલાં વૃક્ષાગ્ર રૂપી વદન વડે ( પાણી સુધી નમેલાં વૃક્ષો વડે ) ચુંબન કરાય છે એથી સમજી શકાતું નથી કે આ નર્મદા વિંધ્યપર્વતની પુત્રી છે કે પ્રિયા છે.

આ નર્મદા નદી આગળ મહામલ્લ જેવાં મત્ત હાથીનાં ટોળાં સૂંઢ રૂપી હાથના દાવ વડે કુસ્તી કરે છે. કોઈક જગ્યાએ હાથીનાં ટોળાં, દુષ્ટ પુત્રો જેમ પિતાના કુળનો નાશ કરવા માટે ઉદ્યમ કરે તેમ, નર્મદા નદીના કુળ ( અર્થાત્ કિનારાઓ ) ને ખોદીને ઉખેડી નાખે છે. કોઈ જગ્યાએ ગામનાં બાળકોની જેમ હાથીઓ જલક્રીડા કરે છે. કોઈ જગ્યાએ કિનારા ઉપરનાં વૃક્ષોનાં મૂળિયાં નીકળી આવ્યાં હતાં તેથી એમ સમજાય છે કે કોપાયમાન થયેલી પ્રિયાને પ્રસન્ન કરવા માટે પતિની જેમ તે રેવાના પગમાં પડી મનાવે છે. આથી આ નર્મદા નદી હાથીનાં કુળોની પ્રિયા, બહેન, માતા કે ધાવમાતા હશે તે વાત સમજી શકાતી નથી.

કોઈક જગ્યાએ મત્સ્યના પુચ્છ અથડાવાના આઘાતથી ઊછળતી જળવાળી, કોઈક જગ્યાએ મદોન્મત્ત હાથીઓનું પણ હરણ કરે એવા તંતુવિશેષ જળચરોથી વ્યાપ્ત, કોઈક જગ્યાએ મોટા મગરમચ્છની પૂછડીના આઘાતથી, કોપાયમાન વનભેંસો વડે ડોળાયેલા જળવાળી, કોઈક જગ્યાએ સમર્થ ગ્રાહજંતુથી પકડાયેલ ગેંડાને લીધે વ્યાકુળ, કોઈક જગ્યાએ કાચબાની પીઠ પર ચળકતા લાલ પરવાળાં રૂપી કુંપળથી અલંકૃત, કોઈક જગ્યાએ મોજાઓ સાથે ખેંચાઈને આવેલા પદ્મરાગમણિથી રંગીન જળયુક્ત, કોઈક જગ્યાએ જેની ઉત્કંઠા પૂર્ણ થઈ હોય એવાં તરી રહેલાં ચકવાકયુગલયુક્ત, કોઈક જગ્યાએ સરસર શબ્દ કરતાં મનોહર સારસ પક્ષીયુક્ત, કોઈક જગ્યાએ ઊંચા તરંગોમાં શોભતી છીપસંપુટયુક્ત, કોઈક જગ્યાએ પ્રચંડ પવનથી ઊછળતાં મોજાંની શ્રેણીથી હરણ કરાતાં પક્ષીઓવાળી, કોઈક જગ્યાએ મત્ત હાથીઓ સ્નાન કરે ત્યારે ગંડસ્થળમાંથી વહેતા મદજળના પ્રવાહમાંથી ટપકતાં બિન્દુઓ જળ ઉપર વ્યાપી જવાથી મોરપીછ રંગવાળા ચંદ્રકોથી શોભતી નર્મદા નદી વહી રહેલી છે. વળી—

**મહિલા જેવી નર્મદા**

ધોળા બગલાની શ્રેણી રૂપી વલયવાળી અને હંસોની પંક્તિ રૂપી હારવાળી રેવા નદી નવવધૂ જેમ પતિના ઘર તરફ જાય તેમ સમુદ્ર તરફ જઈ રહી છે.

તદુપરાંત તે હાથીની મદગંધમા લુબ્ધ મત્ત મધુકરના મધુર ઝંકાર દ્વારા જાણે ગીત ગાય છે, વિવિધ પક્ષીઓના કલકલ શબ્દો દ્વારા જાણે બોલતી હોય છે, હંસપંક્તિ રૂપી દંતશ્રેણી વડે જાણે હાસ્ય કરતી હોય છે, પવનના વેગથી ઊછળતા ઊંચા તરંગ રૂપી હસ્ત વડે જાણે હાવભાવ દેખાડતી નૃત્ય કરતી હોય છે, જળચર પ્રાણીઓથી હડસેલાતા પથ્થરના અથડાવાથી અસ્ખલિત ખળખળ શબ્દ રૂપી વાણી દ્વારા જાણે પઠન કરતી હોય છે, કિનારાનાં વૃક્ષોનાં પાકેલા ફળ પડવાનાં ડુહુ ડુહુ શબ્દ દ્વારા જાણે વિલાસક્રીડાજન્ય શબ્દ કરતી હોય છે, ઝરણાના વહેવાથી નીકળતા ઝરહર શબ્દ દ્વારા જાણે રુદન કરતી હોય છે. આમ—

નર્મદા નદી જાણે ગાંડી બની હોય તેમ ઊંચા સ્વરથી ગીત ગાય છે, હસે છે, ઘડીકમા નૃત્ય કરે છે, વળી રુદન કરવા મંડી જાય છે અને ફરી પછી કરુણ શબ્દો બોલે છે. આવા ગાંડપણનો વૈદ્ય કોણ હોય ? રેવા નદી સમુદ્ર તરફ જાય છે અને વળી પાછી કંપતી પાછી ફરે છે. ખરેખર સ્ત્રીઓની પ્રકૃતિ એવી હોય છે કે કાર્યોમા તેમની સ્થિરતા હોતી નથી. વિંધ્ય જેવો ઉત્તુંગ પતિ છોડીને સમુદ્ર તરફ પ્રયાણ કરે છે અથવા તેમા તેનો દોષ નથી કારણ કે સ્ત્રીઓ નીચાપણામા જ રાચે છે. વિંધ્યને છોડીને રત્નાકરમા તે લીન બની છે તે જુઓ અથવા મહિલાઓ સ્વભાવથી પદવીમાં લુબ્ધ જ હોય છે. હે રેવા ! શું વિંધ્ય દાન કરવામા સુભગ ન હતો તેથી તેનો ત્યાગ કર્યો ? હાં જાણ્યુ. મહિલાઓને એક પતિથી સંતોષ થતો નથી.

સમુદ્ર ખારો છે, કુગ્રાહ રૂપી જળચરોથી સેવાય છે, તોપણ હે રેવા ! તેનુ તું બહુમાન કરે છે. બીજી બાજુ સમુદ્ર કહે છે કે મહિલાઓમા વિચાર કરવાની શકિત જ નથી હોતી આ પ્રમાણે યુવતીચરિત્ર જેવી કુટિલ, મહિલાના હૃદય જેવી ગંભીર, અને સ્ત્રીના ચપળ સ્વભાવ જેવી રેવા નદીને કુમારે જોઈ. પછી—

જેમાં જળકલ્લોલ ઊછળી રહેલાં છે એવી નિર્મળ નર્મદા નદીમા ઉન્માદવાળા મહાગજેન્દ્રની જેમ નિષ્ઠુર હાથ અફાળીને કુમાર સ્નાન કરવા લાગ્યો. એ પ્રમાણે સ્નાન કરીને કુમાર કુવલયચંદ્ર મોટી નર્મદા નદીમાથી બહાર નીકળ્યો અને નદી કિનારે વૃક્ષો, લતા, વેલડી, છોડ વગેરેથી ગીચ ઝાડીવાળી અને કષ્ટથી માર્ગ કાપી શકાય એવી મહા અટવિમાં વચ્ચે પહોંચ્યો.



# પ્રકરણ પંદરમું

## વનસુંદરી એણિકા

+ ૨૦૭. આ રીતે આગળ જતાં કુમારે વિંધ્યપર્વતની તળેટી નજીક ઘણાં સ્નિગ્ધ વૃક્ષોની ઘટાવાળા એક સ્થળમાં એક ઝૂંપડી જોઇ. જોઇને તે દિશામાં તે વળ્યો. સ્થિર અને નમણી આંખોવાળો રાજકુમાર કદાચ અહીં કોઇ ઋષિનો આશ્રમ હશે એમ વિચારતો ત્યાં પહોંચ્યો. ત્યાં એણે તરુણ તમાલવૃક્ષોની શ્રેણી-પરંપરાથી શોભિત આંગણું જોયું. ખીલેલાં પુષ્પોવાળું બકુલનું વૃક્ષ, નજીકમાં પાકેલાં કરમદાં, લટકતાં દાડમનાં વૃક્ષો, ઝૂલતાં માતુલિંગ ફળનાં વૃક્ષો, ચારે બાજુ ખીલેલાં પુષ્પો, ઘણા પ્રકારના પુષ્પરસથી લુબ્ધ બનેલી ભમરાઓની શ્રેણીઓ અને રુણરુણ કરતા ભમરાના ગુંજારવના સંગીતથી મનોહર એવું આંગણું જોતાં જોતાં એણે ઝૂંપડીમાં પ્રવેશ કર્યો. ત્યાં એણે પુત્રજીવક નામના વૃક્ષમાંથી બનાવેલાં રુદ્રાક્ષના મણકાની માળા જોઇ, જુદા જુદા પ્રકારનાં સૂકવેલાં ફળના ઢગલા જોયા, ત્રિકોણ ઉપર સ્થાપન કરેલ કમંડલ તથા ટેકાવાળું આસન જોયું. આ બધું જોઇને કુમારે વિચાર્યું કે "અહો, કોઇ મહાઋષિ અહીં વસતા હશે!" એમ વિચારવા લાગ્યો એટલામાં ધૂળવાળા માર્ગમાં પગલાંની પંક્તિ તેણે જોઈ. તે જોઇને થયું કે "આ નાની કોમળ આંગળીઓ મનોહર કમળપત્ર જેવી દેખાય છે. માટે આ પગલાને આધારે જણાય છે કે તે કોઇ પુરુષ નહિ પણ મહિલા હશે." એટલામાં થોડીવારે તેણે એક તાપસીને જોઈ. તે કેવી હતી? જેમ કે—

### તાપસીનું મનુષ્યદર્શન

ઉદ્‌ભટ જટાસમૂહવાળી, કઠણ, લૂખા, જાડા, લાંબા વાળ અને નખવાળી, વિસ્તીર્ણ, ગોળ, પુષ્ટ સ્તનવાળી, માગણ જેવી એક તાપસી આવી. તેની પાછળ તરુણ યુવતીનાં ચંચળ લોચન જેવી શોભાવાળાં લોચનયુગલવાળાં મુગ્ધ મૃગલાંઓ આવ્યા. તેની પાછળ યુવતીના હૃદય જેવા ચંચળ વાનરબચ્ચા આવ્યાં. તેની પાછળ મન અને પવનના વેગ જેવો, મહાનીલરત્ન જેવી કાંતિવાળો મોટો રાજપોપટ આવ્યો. તેની પાછળ બીજા પોપટ, મેના વગેરે આવ્યા. તે સર્વ જોઇને રાજપુત્રે વિચાર્યું કે "અહો આ તાપસીનો ઉપશમ-પ્રભાવ કેવો જબરો છે કે વનનાં ઘાસ અને જળથી જ ફક્ત સંતુષ્ટ જીવનવાળાં આ શ્વાપદો અને પક્ષીઓ તેનું પડખું છોડતા નથી. અથવા તો તપસ્વીઓને શું અસાધ્ય હોય છે?" આ પ્રમાણે તે વિચારી રહ્યો હતો ત્યાં તાપસીએ રાજપુત્રને જોયો. જોઈને તે કેવી થઇ ગઈ? જેમ કે—

રાજપુત્રનું સ્વાગત

ભય અને સંભ્રમથી પરસેવો છૂટવા લાગ્યો. કુતૂહલથી મૂંઝવણમાં પડેલી તે 'આ કોણ અહીં આવ્યો હશે?' એમ વિચારતી ત્યાંથી પલાયન થવા ઇચ્છા કરવા લાગી. તેને પલાયન થતી જોઈ સરસ્વતી સ્વરૂપ રાજપોપટ દોડ્યો. તેણે આવી કહ્યું, "હે સ્વામિની એણિકા! શા માટે પલાયન થાઓ છો?" તાપસીએ કહ્યું, "આ મારી ઝૂંપડીમાં કોણ વનપશુ આવ્યુ છે?" પોપટે કહ્યું, "ભય ન પામો. આ તો અહીં વનમાં માર્ગ ભૂલેલો કોઈ મુસાફર છે અને ફરતો ફરતો અહીં આવી ચડ્યો છે. એ મનુષ્ય છે. હું એની સાથે હળીમળી જઈશ. તમે તેનું સ્વાગત કરજો. લક્ષણ જોતાં એ કોઇ મહાનુભાવ જણાય છે." પોપટે એ પ્રમાણે કહ્યું એટલે લજ્જાયુક્ત અને કંપતા સ્તનવાળી તેણે આવીને કહ્યું, "આવનારનું સ્વાગત કરુ છું. ક્યાંથી આવો છો? કઇ તરફ જાઓ છો? શું તમારુ કાર્ય છે?" કુમારે કહ્યું, "અયોધ્યા નગરીથી હું આવું છું. કાર્ય માટે દક્ષિણ દિશા તરફ જાઉં છું." પછી પોપટે પણ કહ્યું, "મહાનુભાવનું સ્વાગત હો! અહીં આ પલ્લવના આસન પર બિરાજમાન થાઓ." એટલે રાજપુત્ર ત્યાં બેઠો. એણિકાએ વિવિધ વૃક્ષોના પાકેલાં સ્વાદિષ્ટ, સુગંધી ફળો એની આગળ ગોઠવ્યાં, અને પાંદડાના એક પડિયામાં સુગંધી પુષ્પો ગોઠવીને મૂકયાં. પછી એકાંત સ્થળમાં કુમાર બેઠો અને વિચારવા લાગ્યો, "ખબર પડતી નથી કે આ સ્ત્રી કોણ છે? શા માટે ક્યા વૈરાગ્યથી અને કયાંથી આવી છે? તો શુ એ પ્રશ્ન એમે પૂછું?" એમ વિચારી કુમારે કહ્યું, "જો તમને કહેવામાં હરકત ન હોય તો હે સુંદરી! હું જે પૂછું તેનો જવાબ આપો. તમે આ વનમાં ક્યાથી? શા કારણે અહીં આવ્યા છો? આવો દુષ્કર વનવાસ શા માટે અંગીકાર કર્યો છે?" એ પ્રમાણે જ્યારે તેને પૂછવામા આવ્યુ ત્યારે તે નીચું મુખ રાખીને બેસી રહી. એથી એના જવાબની અપેક્ષા રાખતો કુમાર પણ થોડીવારમાં ઝંખવાણો પડી ગયો, એ જોઈ રાજપોપટે કહ્યું, "હે મહાપુરુષ! એ જરા શરમાય છે માટે તેં કરેલી વિનંતી નિરર્થક ન કરવી એમ સમજી તેનો જવાબ હું આપુ છું.

રાજપોપટે કહેલી કથા

* ૨૦૮. આ પૃથ્વીમંડળમાં નર્મદા નામની મોટી નદી છે. જેમ કે–

મત્ત હાથી રૂપી કામીજનના સૂંઢ રૂપી નિષ્ઠુર હાથ વડે જળમાં છોળો ઉછાળવા રૂપી પરિમર્દનની તૃષ્ણાવાળી, બે દાંતોથી અંકિત થયેલા હોઠવાળી પ્રૌઢા જેવી રેવા નદી છે.

રાજપોપટનો જન્મ

તે નદીના દક્ષિણ કિનારે દેવાટવિ નામની મહાઅટવિ છે. તે કેવી છે? જેમ કે–

ઘણા તરુવરથી યુક્ત, ઘણાં શ્વાપદોથી સેવાતી હોવાથી ભીષણ, ઘણા પર્વતોથી શોભતી એવી તે અટવિ છે. તેના મધ્યભાગમાં વડનું મોટું વૃક્ષ છે. તે કેવું છે? ઘણાં પત્રોવાળું, વિશાળ, શાખા અને લટકતી વડવાઇવાળું, ઘણાં ચકલાંઓના ઘરવાસવાળું, સેંકડો પક્ષીઓના નિવાસવાળું અને સર્વ સત્ત્વોના આવાસ રૂપ છે. તેમા ઘણાં પોપટનાં કુલો વસતા હતાં. તેમાં પોપટોનો રાજા જેવો એક સણિમંત્ર નામનો મોટો રાજપોપટ

હતો તે રાજપોપટની એક પત્નીના ઉદરમાં ગર્ભ રહ્યો. તે ગર્ભ યોગ્ય કાળે ઇંડા રૂપે જન્મ્યો. કાળાંતરે તે ઇંડું ફૂટયું. પછી માંસપેશી જેવો થયો. પછી ચાંચ, નખ વગેરે અવયવો થયા; એમ દિનપ્રતિદિન પાંખોની ઉષ્માથી પોષાતા શરીરવાળો અનુક્રમે મરકતમણિ જેવી ફૂટેલી પાંખો અને અવયવવાળો તે વર્ષાઋતુના સમયની જેમ મનોહર કાંતિવાળો થયો. આ પ્રમાણે થોડી પાંખ ફૂટેલી છે અને હાલતાં ચાલતાં નાના બાળકની જેમ એક બાજુએ શરીર નમી જાય તેવો થયો હતો ત્યારે, માતાપિતા અને બંધુ જ્યારે પેટ ભરવા માટે બહાર ગયા હતાં ત્યારે તે માળામાંથી બહાર નીકળ્યો. થોડે દૂર ગયો પરંતુ પાંખો હજુ બરાબર તૈયાર થયેલી ન હોવાથી આગળ જવા માટે અસમર્થ થયેલો, ગ્રીષ્મના તાપથી તપી ગયેલા શરીરવાળો, તૃષ્ણાથી સુકાઇ ગયેલા કંઠવાળો તે એક નાના તળાવના વૃક્ષ નીચે છાયામાં વિશ્રાંતિ લેવા લાગ્યો. તે વખતે ત્યા આગળ એક યુવાન શિકારી આવ્યો તેણે એ વૃક્ષ નીચે વિસામો લેતા પેલા પોપટને જોયો. પોપટને જોઈ કાળા સર્પની ફેણા જેવો પોતાનો હાથ લંબાવ્યો. પલાયમાન થતા પોપટને શિકારીએ પકડયો. પકડીને વિચાર્યું, "અહો, આ તો રાજપોપટ છે. માટે એ મારી નાખવાને યોગ્ય નથી. એ તો પલ્લીપતિને બતાવવા યોગ્ય છે." એમ વિચારી અશોકવૃક્ષના પાંદડાં લઇ તેનો પડિયો કરી તેમા તેને બાંધ્યો, પછી ધનુષ્યના ખૂણે તે લટકતો બાંધી ઘેર પહોંચ્યો. પછી પલ્લી-પતિને તે આપ્યો. તેણે પણ આ રાજપોપટ છે એમ વિચારી પકડીને પાંજરામાં પૂર્યો ત્યાં તે રહેવા લાગ્યો. હે મહાપુરુષ ! એ રાજપોપટ તે હું જ છું. એ પ્રમાણે ત્યા હું વૃદ્ધિ પામવા લાગ્યો.

**કળાભ્યાસ**

* ૨૦૯. એ વખતે ત્યાં ભૃગુવત્સ (ભરુચ) નામનું નગર હતું. ત્યાં ભૃગુ નામનો રાજા હતો. તે રાજાને મળવા પલ્લીપતિ ગયો. તેણે મને રાજાને ભેટ તરીકે આપ્યો. મને જોઇને રાજાને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. પછી એણે કહ્યું, "અરે, અહીં કોઇ છે?" ત્યાં પ્રતિહારીએ આવી કહ્યું, "આજ્ઞા કરો." રાજાએ કહ્યું, "જલદી જા અને આને કુંવરી મદનમંજરી પાસે લઇ જા." આજ્ઞા થતાંની સાથે જ દાસી મદનમંજરી પાસે ગઈ અને કહ્યુ, "રાજાએ કહેવરાવ્યુ છે કે વત્સ મદનમંજરી! તારે આ પોપટને એવી રીતે તૈયાર કરવો કે જેથી તે સર્વ કળામાં નિપુણ થાય." એમ કહીને પાંજરું આપ્યુ. ત્યાર પછી તે રાજપુત્રી મને સખીની જેમ, મિત્રની જેમ, બંધુની જેમ, ભાઈની જેમ, પુત્રની જેમ માનીને ભણાવવા લાગી. થોડા વખતમા મને અક્ષરો ઓળખતાં અને લખતાં આવડી ગયુ; નટલક્ષણ ગ્રહણ કર્યું; વિશ્વાખિલ જાણ્યુ; હાથી, ગાય, મૃગ, કૂકડો, અશ્વ, પુરુષ, સ્ત્રીનાં લક્ષણો ભણ્યો. સર્વ શાસ્ત્રો જાણ્યાં. સર્વથા, સર્વ કલા, આગમમાં કુશળ, જિન-વચનમાં સુનિશ્ચિત મહાબુદ્ધિવાળો હું તે રાજપુત્રીના પ્રસાદથી ટૂંક સમયમાં પંડિત થઈ ગયો. પછી આ પ્રમાણે હું રહેતો હતો ત્યારે કયો કાળ પ્રવર્તી રહ્યો હતો? જેમ કે—

ઉદ્વેગ કરનાર લાંબા દિવસોવાળો, કઠોર વાતા ઉષ્ણ પવનવાળો, ભુવનતલને સંતાપ કરનાર વેતાલ જેવો ઉનાળાનો કાળ પ્રવર્તતો હતો.

રાજમુનિને કેવળજ્ઞાન

આવા ઉનાળાના વખતમાં તપશ્ચર્યા કરી રહેલા, નિઃસંગતાને ભાવતા, અશરણપણાનો વિચાર કરતા, એકત્વનું ધ્યાન ધરતા, સૂત્રનું પરાવર્તન કરતા, સંસારને નિંદતા, જિનવર-વચનની દુર્લભતા ભાવતા, શુકલ ધ્યાનાન્તરમા વર્તતા, અને અપૂર્વ કરણ, ક્ષપકશ્રેણિમાં વર્તતા હતા ત્યારે એક મુનિને અનંતવર કેવળ જ્ઞાન અને દર્શન ઉત્પન્ન થયુ. એ મુનિ તે ભૃગુ રાજાના પિતા હતા. એમણે અભિષેક કરી દીક્ષા લીધી હતી, અને એકાકી પ્રતિમા (ઉત્તમ અભિગ્રહવિશેષ) અંગીકાર કરી હતી. વિહાર કરતા કરતા તે ભરુચ પધાર્યા હતા. ત્યાં કેવળજ્ઞાન પ્રગટ થયુ. તે સમયે દેવતાઓને ઉપરથી નીચે આવતા જોઈને લોકોએ રાજાને કહ્યું કે "મહારાજ! પિતાજી અહીં પધાર્યા છે અને એમને અહીં ભરુચમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે." આ સમાચાર સાંભળી હર્ષવશ બનેલો, વિકસેલાં લોચનવાળો તે રાજા કહેવા લાગ્યો, "વાહન તૈયાર કરો." પછી અંતઃપુરના પરિવારને કહેવરાવ્યુ, "પિતાજીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે! માટે સર્વ રિદ્ધિ સાથે તેમને વંદન કરવા જઈએ છીએ." એમ કહી પછી ઘણાં વાહન અને સર્વ પરિવાર સાથે તથા નગરના લોકો સાથે તે મુનિભગવાન પાસે જવા નીકળ્યો. ત્યાં પહોંચ્યો અને સ્તુતિ કરવા લાગ્યો. કેવી રીતે? જેમ કેઃ—

"ધર્મધ્યાન રૂપી તલવારથી સમગ્ર કર્મશત્રુના સૈન્યનો સંહાર કરી નાખ્યો છે એવા આપનો જય થાઓ! અક્ષય અને અનંત જ્ઞાનવાળા, સમગ્ર પદાર્થના જ્ઞાતા એવા આપનો જય થાઓ!"

આ પ્રમાણે સ્તુતિ કરી, કેવળી ભગવંતને વંદના કરી રાજા આગળ બેઠો. બીજા પણ રાજાઓ, ભાયાતો, ભટ્ટો, ભૌગિક, નગરજનો ત્યાં આવ્યા હતા. મને લઈને રાજપુત્રી પણ ત્યાં આવી હતી. મેં પણ મારા બુદ્ધિવૈભવ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી. જેમ કેઃ—

"જેમણે સકલ પરિષહ જીતેલા છે એવા તમારો જય થાઓ! અહંકાર અને મોહને હણનારા તમારો જય થાઓ! દુર્જય કામબાણને જીતનારા તમારો જય થઓ! નિર્મલ જ્ઞાન ધરનારા તમારો જય થાઓ!" એમ કહીને ભગવંતને પ્રણામ કર્યા. પછી મને આગળ મૂકી રાજપુત્રી ત્યાં બેઠી. પછી કેવલી ભગવાને પણ કરવું-કરાવવું વ્યાપારથી અને લોકવ્યવહારથી નિવૃત્ત હોવા છતાં કોઈ પણ કાર્યાન્તર જોતા કહ્યું, "વૃદ્ધાવસ્થા, મરણ, રોગ, રજ, મલ, ક્લેશ વગેરેની બહુલતાવાળા આ સંસારમાં પ્રભુકથિત ધર્મ સિવાય જગતમાં મુક્તિ અપાવનાર બીજું કોઈ શરણ નથી. માટે હે દેવાનુપ્રિયો! જો તમે સંસાર-સમુદ્રને તરવા ઇચ્છતા હો તો આ પ્રભુમાર્ગમાં જરા પણ પ્રમાદ ન કરશો."

બે વિદ્યાધરોનો પ્રશ્ન

* ૨૧૦. એટલામાં નીલા અને પીળા વસ્ત્રવાળા, સ્ફુરાયમાણ મણિકિરણવાળાં અને સુવર્ણના ચળકાટવાળાં આભૂષણોથી શોભતા બે વિદ્યાધરો ત્યાં ઊતરી આવ્યા. હાથમાં તેજસ્વી તરવારવાળા, ચમકતા મણિરત્નની કાંતિથી શોભતા બે વિદ્યાધરો અચાનક આકાશ-

માર્ગથી ઊતર્યા. તેઓ કેવલી ભગવાનની પ્રદક્ષિણા કરતા કરતા નીચે ઊતર્યા. વિનયથી નીચા નમેલા મસ્તકે બે હાથ એકઠા કરી અંજલિ જોડી ભગવાનને વંદના કરીને એમના ચરણકમળ પાસે બેઠા. સુખપૂર્વક બેઠા પછી પૂછ્યું, "હે ભગવંત! એ વળી કોણ હતી?" આટલું જ બોલ્યા ત્યાં તો ભૃગુ રાજા અને સર્વ નાગરિકોએ કહ્યું, "અરે વિદ્યાધરો! એ વળી કોણ હતી? એમ તમે જે પૂછ્યું તે કોણ છે?" એમ પૂછ્યું એટલે વિદ્યાધરોએ કહ્યું, "અમે વૈતાઢ્ય પર્વતથી સમેતશિખર તીર્થે ગયા. પછી ત્યાંથી શત્રુંજય ચાલ્યા. ત્યાં જતાં જતાં વિંધ્યપર્વતના શિખરો અને વનની વચ્ચેના ભયંકર નિર્જન અટવિપ્રદેશમાં અમે આકાશમાર્ગે જનારા પણ ભય પામ્યા. અને જલદી પાછા વળ્યા. તે વખતે નર્મદા નદીના જમણા કિનારે મૃગલાંનું મોટું ટોળું જોયું. ત્યાં આગળ માર્ગમાં મૃગોની પાછળ ચાલતી મૃગલી જેવા નયનવાળી, નવીન ફૂટતા સ્તનભારવાળી અને ભયથી ઉદ્વેગયુક્ત લોચનવાળી એક બાળા જતી હતી. તેને જોઇ અમે વિચાર્યું, "અહો, મોટું આશ્ચર્ય!" એમ વિચારતા અમે નીચે ઊતર્યા અને તેને પૂછ્યું, "અરે બાલિકા! આવા જંગલમાં તું એકલી કેમ છે? તું ક્યાંથી આવી છે?" એ પ્રમાણે કહ્યું ત્યાં તો કેરળ દેશના અરણ્યના ભયભીત ચપળ લોચનવાળાં મૃગનાં બચ્ચાં કરતાં પણ અધિક ત્વરાથી તે પલાયન થવા લાગી. પરંતુ તે મૃગો ડરતાં નહોતાં. તે મૃગો સાથે તે બાલિકા ભેગી થઇ ગઈ. ત્યાર પછી આ અપૂર્વ વૃત્તાન્ત વિશે વિચાર કરી અમે એકબીજાને કહેતા હતા ત્યાં તો તે વનની અંદર અદૃશ્ય થયાં. ત્યાર પછી અમે વિચાર્યું કે "જરૂર, અહીં કંઇ પણ કારણ હશે. કોઇ અતિશય જ્ઞાની પાસે જઇ આપણે આ હકીકત પૂછવી જોઇએ." પછી અહીં આપને જોયા. તેથી અમે પૂછ્યું કે "હે ભગવંત! એ વળી કોણ હતી?" રાજાએ પણ પિતાને કહ્યું, "હે ભગવંત! અમને પણ કૌતુક થયું છે. માટે કૃપા કરી તે કહો!"

### ઉજ્જયિની નગરી

* ૨૧૧. પછી ભગવાન કહેવા લાગ્યાઃ-

ત્રણે લોકમાં પ્રાપ્ત કરેલા પ્રગટ યશહારવાળી, ઊંચા, ધવલ, રમ્ય મહેલોવાળી ઉજ્જયિની મનોહર નગરી છે. ત્યાં મનોહર ગીતરવથી રમ્ય ભવનો હતાં. ભવનમાળાથી વિભાજિત રાજમાર્ગો હતા. રાજમાર્ગથી શોભતા દુકાનમાર્ગો હતા. દુકાનમાર્ગથી શોભતા નગરના દરવાજાઓ હતા. નગરના દરવાજાઓથી શોભતા કિલ્લાઓનાં શિખરો હતાં. અને કિલ્લાનાં શિખરોનાં છજાંથી શોભતાં પરિખાબંધ હતા. નિર્મળ જળતરંગોથી ખાઇઓ શોભતી હતી. જળતરંગો વિકસિત સુગંધી પુષ્પોથી શોભતા હતા. ભમરા અને ભમરીના સમુદાયથી કમળો શોભતાં હતાં અને ભ્રમરકુલો નવીન પુષ્પોની રજરેણુથી શોભતાં હતાં. વળી-

ઊંચી, શ્વેત, તોરણ સાથે બાંધેલી ધ્વજા દ્વારા જાણે કહેવાતું ન હોય કે જો આના જેવી બીજી નગરી હોય તો તે આંગળી ઊંચી કરે.

તે નગરીમાં ઇન્દ્ર જેવી શક્તિ અને વૈભવવાળો શ્રીવત્સ નામનો રાજા હતો. શ્રીવર્ધન નામનો તેનો પુત્ર હતો. શ્રીમતી નામની એક પુત્રી હતી. તેને વિજયનગરના

વિજય નામના રાજાના સિંહ નામના પુત્ર સાથે પરણાવી હતી. તે સિંહ યૌવનમાં આવ્યો ત્યારે કેવા પ્રકારનો થયો ? સ્વભાવથી વનસિંહ જેવો કોપાયમાન થયેલો નિર્દયપણે ગમે-તેમ મારે, ખાઈ જાય, લૂંટે. તેને આવા પ્રકારનો જાણી વિજય રાજાએ તેને દેશમાંથી નીકળી જવાની આજ્ઞા કરી. એટલે તે પોતાની ભાર્યા તે રાજપુત્રીને (શ્રીમતીને) લઈને દેશમાંથી નીકળી ગયો. સીમાડાના એક ગામમાં પત્ની સાથે તે રહેવા લાગ્યો. એવી રીતે દિવસો પસાર થતા હતા. એવામાં કેટલાક સમય પછી શ્રીવર્ધન રાજપુત્ર (સિંહકુમારનો સાળો) ધર્મરુચિ નામના એક સાધુ પાસે ધર્મશ્રવણ કરી, સંસાર રૂપી સાગર સહેલાઈથી પાર ન પામી શકાય તેવો જાણી, ભગવાનનુ વચન દુર્લભ સમજી, મોક્ષસુખ શાશ્વત છે એ જાણી, સર્વથા કામભોગથી વૈરાગી બની સાધુ બન્યા. તે કેટલાક સમય પછી સૂત્ર અને અર્થ ભણીને બરાબર તૈયાર થયા પછી એકાકી પ્રતિમા અંગીકાર કરી એકલા જ વિહાર કરવા લાગ્યા.

**સંશયનું પરિણામ**

* ૨૧૨. વિહાર કરતા કરતા તે સાધુમહારાજ તે જ ગામમાં આવ્યા કે જ્યાં બહેન અને બનેવી રહેતા હતાં. તે સમયે સાધુ ભગવંત માસખમણના પારણા માટે ગામમાં દાખલ થયા. તપથી દુર્બળ દેહવાળા તથા ઊંડા પેટવાળા, ભિક્ષા માટે ગોચરી ફરતા ફરતા, અનુક્રમે વિચરતા તે બહેનના ઘેર આવી પહોંચ્યા. તેમની બહેને દૂરથી તેમને જોયા. જોઈને વિચાર્યું કે "આ જ તે મારો ભાઈ છે. મેં પહેલાં સાંભળ્યુ હતું કે કોઈક પાખંડીએ તેને છેતરીને દીક્ષા આપી છે. માટે નક્કી તે જ આ છે." પછી ભાઈના પૂર્ણ સ્નેહયોગે બે હાથથી સજ્જડ શરીર દાબી, થંભી ગયેલા નયન અને ગદ્ગદ્ સ્વરવાળી તેણે લાબા સમયે મળવાથી ઉત્કંઠાપૂર્વક કંપતા બે હાથથી, મુનિને ખબર ન પડે તેમ દોડીને, કંઠમા ભ્રાતૃસ્નેહથી વળગી પડી, અને આલિંગન કરી રુદન કરવા લાગી. એટલામાં તેનો પતિ સિંહ બહારથી આવ્યો. પેલાને આલિંગન કરાતો જોઈ વિચાર્યું, "અરે, આ કોઈ પાખંડી પર પુરુષ મારી પત્નીની અભિલાષા કરે છે." એમ વિચારતો તે કેવો થયો ? ઈર્ષ્યાગ્નિથી સળગતા, દઢમૂલ બનેલા, કોપથી લાલ આંખવાળા તેણે તલવાર એંચી નિર્દયપણે મુનિને પ્રહાર કર્યો. એથી ઉગ્ર પ્રહારથી હણાયેલા તે મુનિ ધરણી પર ઢળી પડયા. એ પ્રમાણે જોઈ તે સ્ત્રીએ પતિને કહ્યું, "આ શું કર્યું ?" એમ કહી મોટા ભાઈનો દુઃસહ વધ જોઈને ઉત્પન્ન થયેલા તીવ્ર રોષવાળી ભાર્યાએ એક લાકડા વડે પતિને એવી રીતે માર્યો કે તે મૂર્છિત થઈ પડ્યો. પડતાં પડતાં તેણે પણ શું કર્યું ? લાકડાના નિર્દય પ્રહારની વેદનાના સંતાપવાળા અને મોટી મૂર્છાવાળા તેણે ખડ્ગ વડે એવી રીતે ભાર્યાને હણી કે જેથી તેના બે ટુકડા થઈ ગયા. ભાર્યાને મારતાં તે પણ પડ્યો અને જીવથી મુક્ત થઈ ગયો. એમ થતાં ક્રોધી સ્વભાવથી અને મહર્ષિના વધના પાપથી પરાધીન થયેલો તે રત્નપ્રભા નામની પહેલી નારકીમાં રતુરવ નામના નરકાવાસમાં એક સાગરોપમની સ્થિતિવાળો નારકી થયો. મહાસ્નેહથી મૂર્છિત તે મુનિની બહેન તે જ ક્ષણે ઉત્પન્ન થયેલ કોપથી ધણીનો વધ કરવાથી લાગેલા પાપવાળી તે નરક પાટડામા ઉત્પન્ન થઈ. અને

નિર્દય ખડ્ગપ્રહારની વેદનાવાળા તે મુનિ ભગવંત કોઇ પ્રકારે મૃત્યુ પામી સાગરોપમ સ્થિતિવાળા સૌધર્મ શ્રેષ્ઠ વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી તે અહીં ભરુચમાં રાજા થયા. તે જ હું રાજા જેને તમે પ્રત્યક્ષ કેવળી થયેલા જુઓ છો.

**ભવાંતરનું વેર**

પછી તે સિંહકુમાર તે મહારૌદ્ર નરકમાં મહાવેદના અનુભવીને કોઇ પણ પ્રકારે નરકાયુનો ક્ષય કરી ત્યાંથી નીકળી નંદીપુર નગરમાં બ્રાહ્મણ થયો. ત્યાં ગૃહસ્થપણું પાળી એકદંડી તાપસ થયો. તેમાં પણ આશ્રમને યોગ્ય સંયમયોગ પાળીને મૃત્યુ પામી જ્યોતિષ દેવમાં ઉત્પન્ન થયો. પછી કેવળી પાસે જઇ પોતાના ભવાંતરો પૂછ્યા ભગવાને બંને ભવ કહ્યા. તે સાંભળી તેને આ પ્રમાણે ક્રોધ ઉત્પન્ન થયો, "અરે, મારી પત્નીએ મને મારી નાખ્યો. માટે તે દુરાચારી અત્યારે ક્યાં હશે?" એમ વિચારતાં તેને દેખાયુ કે તે સ્ત્રી નરકમાંથી નીકળી પદ્મનગરના પદ્મરાજાની શ્રીકાન્તા નામની પત્નીના ઉદરમાં પુત્રી તરીકે ઉત્પન્ન થયેલી છે. તે વખતે તો તે હજુ તરત જ જન્મી હતી. તેને જોતાંની સાથે જ તેના ઉપર આ પ્રમાણે ક્રોધ ઉત્પન્ન થયો કે "પહેલાં એણે મને મારી નાખ્યો હતો. માટે અત્યારે હવે તે ક્યાં જશે?" એમ વિચારતો મહાકોપથી કંપતા હોઠવાળો તે વેગથી ત્યાં આવ્યો અને તે બાળકીને ગ્રહણ કરી. લઇને તે ઊડયો અને દક્ષિણ દિશા તરફ વિંધ્ય પર્વતની બે ટોચ વચ્ચેની ખીણ આગળ આવી વિચારવા લાગ્યો કે શું આને સમુદ્રમાં નાખું કે ગિરિની ભેખડમાં ચૂરો કરી નાખું? અથવા ખેરના લાકડા માફક બાળી નાખું? કે બે હથેળીમાં મસળી નાખું? અથવા નહિ, નહિ; મેં દુષ્ટ વિચાર્યું. આવું કરવું મારે માટે યોગ્ય નથી, કારણ કે એ સ્ત્રી છે માટે સ્ત્રીહત્યા, બાળક છે માટે બાળહત્યા, હજુ હમણાં જ જન્મેલ છે માટે ગર્ભહત્યા અને અશરણ છે માટે અનાથહત્યા કરવી એ મહાપાપ છે માટે સર્વથા આ વનમાં તેનો ત્યાગ કરું. પોતાની મેળે જ તે આ નિર્માનુષ વનમાં સર્વ ઉપાયથી રહિત આપોઆપ મૃત્યુ પામશે. મોટા પક્ષીઓ ચાંચથી ફોલી ખાશે અથવા શ્વાપદો તેને ખાઇ જશે." એમ વિચારી એણે આકાશમાંથી તે ફેંકી. એ પ્રમાણે તે નીચે પડી. જેમ કે—

શું આ કોઇ વિદ્યાધરની બાળા અથવા ચંદ્રની ચંદ્રિકા નીચે ગબડી પડી? અથવા અણધાર્યો તારાની જેમ મેઘમાંથી વીજળી ભ્રષ્ટ થઇને પડી?

પડતી પડતી પવનથી તે આશ્વાસન પામી. તે એવા સ્થાનમાં પડી કે જ્યાં મોટી જાળીમાં અનેક છોડ તથા કોમળ નવીન કૂંપળો અને પાંદડાંઓવાળી જગ્યા હતી. ત્યાં પડવાથી તે મૃત્યુ ન પામી. પછી ગબડતી ગબડતી તે જાળીના મધ્યસ્થળમાં આવી પહોંચી.

**વિદ્યાધરોના પ્રશ્નનો ઉત્તર**

* ૨૧૩. આ સમયે તેવા પ્રકારના કર્મ, ધર્મ અને ભાગ્યના યોગે તથા અનુકૂળ ભવિતવ્યતાથી તે જ પ્રદેશમાં ગર્ભના ભારની વેદનાવાળી, વિહ્વલ અંગવાળી એક મૃગલી આવી અને એ સ્થળે તેણે પ્રસૂતિ કરી પ્રસવવેદનાની મૂર્છા વળી એટલે જોયું તો મૃગબાળક

અને બાલિકા દેખાયાં. મૃગલીને એમ થયું કે આ પોતાનું જ જન્મ આપેલું જોડકું છે. શુદ્ધ સ્વભાવથી એણે બીજું ધ્યાન દીધું નહિ. સ્તનપાન માટે એક સ્તન બાલિકાને અને બીજું સ્તન મૃગબચ્ચાને આપ્યુ. આ પ્રયોગથી તે બાલિકા જીવનનિર્વાહ કરતી જીવવા લાગી. પેલી મૃગલી તે જ પ્રદેશમાં રાતદિવસ રહેવા લાગી. બાલિકા જ્યારે કંઇક ચાલવા લાગી ત્યારે તે મૃગટોળામાં મળી ગઈ. મૃગલીએ એને જન્મ આપ્યો છે એવી બુદ્ધિથી બીજાં હરણો તેનાથી ઉદ્વેગ પામતાં નહોતાં. તે જંગલમાં તે બાલિકાએ કોઇ મનુષ્ય જોયો ન હતો. તેથી તે ત્યાં જ મૃગલીના દૂધથી પુષ્ટ થયેલી વૃદ્ધિ પામવા લાગી. ત્યાર પછી હે વિદ્યાધરો! ત્યાં અરણ્યમાં ભમતી તે યૌવનમાં આવી. ત્યાં વાંસની જાળીવાળાં, ઉપર વેલડી પથરાયેલી હોય તેવાં લતાગૃહો તે ઘર, પક્ષીઓ તે સ્નેહવાળાં સગાંઓ, વાનરનાં બચ્ચાંઓ તે બંધુઓ, વૃક્ષો તે મિત્રો, વનફળો એ ખોરાક, ઝરણાંનું નિર્મળ જળ તે પીવાનું, શિલાતલ તે શયન, મૃગોનાં ટોળાની પીઠ પર ખણવું તે વિનોદ એમ માનતી તે ત્યાં રહેવા લાગી. ખરેખર—

" વૃક્ષોની નીચેની જગ્યા તે ઘર, ફળો તે ખોરાક, શિલાતલ તે શયન અને મૃગકુલો તે મિત્રો એવા અરણ્યમાં રહેનાર કૃતાર્થ છે. માટે જ મૃગટોળામાં ઊછરેલી તે માણસને દેખી મૃગલીનાં બચ્ચાંની જેમ ત્રસ્ત લોચનવાળી પલાયન થઇ ગઇ. તેથી હે વિદ્યાધરો! તમે જે પૂછ્યું હતું કે 'વનમાં ભમતી એ કોણ છે?' તો એ પૂર્વ ભવમાં મારી બહેન હતી. તે નરકમાંથી નીકળી અહીં ઉત્પન્ન થઇ છે. તેણે કદાપિ માણસને જોયો નથી. તેથી તમને જોઈ તે પલાયન થઇ ગઇ." તે વખતે વિદ્યાધરોએ અને રાજાએ કહ્યું, "અહો, આ તો મહાવૃત્તાન્ત છે! અહો, અજ્ઞાન કેટલું કષ્ટદાયક છે! અહો, મિથ્યાત્વ કેટલું વિષમ છે! અહો, પ્રમાદ કેટલો ભયોત્પાદક છે! અહો, ઇર્ષ્યા કેવો દુઃખદ અંત લાવનારી છે! અહો, કર્મની ગતિ કેટલી કુટિલ છે! અહો, સ્નેહ કેવો અસુંદર છે! અહો, કાર્યગતિ કેવી ભયંકર છે! સર્વથા, દૈવની માયા અત્યંત કુટિલ છે! નથી કર્યું છતાં પણ કર્યું, કર્યું છે છતાં પણ નથી કર્યું, નથી આપ્યુ છતાં આપ્યુ, આવા પ્રકારનું સ્ત્રી–ચરિત્ર, હે દૈવ! તેં સ્ત્રીઓને ક્યારે શીખવ્યું?"

### બાલિકાનો ધર્માચાર્ય

પછી તેઓએ પૂછ્યુ, "હે ભગવંત! તે ભવ્યા છે કે અભવ્યા?" ભગવંતે કહ્યું, "ભવ્યા છે." ફરી પૂછ્યુ, "હે ભગવંત! તે સમ્યક્ત્વ ક્યારે પામશે?" ભગવાને કહ્યું, "આ જ જન્મમાં સમ્યક્ત્વ પામશે." ફરી પૂછ્યુ, "તેનો ધર્માચાર્ય કોણ થશે?" ભગવાને મને (રાજપોપટને) ઉદ્દેશીને કહ્યું, "આ જે રાજપોપટ છે તે તેનો ધર્માચાર્ય થશે." ફરી પૂછ્યું, "હે ભગવંત! આ રાજપોપટ તે વનમાં કેવી રીતે જશે!" ભગવાને કહ્યું, "આ રાજપુત્રી તેને ત્યાં મોકલશે." આ વચન સાંભળી રાજપુત્રીએ હાથની કોમળ આંગળી એકઠી કરીને અંજલિ કરી પિતામહને વિનંતી કરી, "હે ભગવંત! આ પોપટનું કંઇ પણ કાર્ય હોય તો આજ્ઞા કરો કે જેથી એને મોકલું." ભગવાને કહ્યું, "હે દેવાનુપ્રિયા! તેમાં જરા પણ વિલંબનો પ્રમાદ ન કર. ભવ્યાત્માઓનું આ કર્તવ્ય

છે. ભવ્યાત્માઓ માટે એ જ યુક્ત છે, કે કોઈ પણ જીવને કોઈ પણ જગ્યા પર અરિહંત ભગવંતના શિવ, શાશ્વત, સૌખ્યના સુખકારક માર્ગમાં પ્રતિબોધ કરવો." આમ કહ્યું એટલે 'જેવી આપની આજ્ઞા' એમ બોલતી, પોતાને રાજપોપટ અત્યંત વહાલો હોવા છતાં ભગવાનના વચનનું ઉલ્લંઘન ન કરાય માટે ભક્તિથી પાંજરાના સળિયાનાં બંધન ઢીલાં કરી રાજપુત્રીએ કહ્યું, "હે પદ્મરાગમણિ જેવી લાલ ચાંચવાળા, પુરુષ મહારત્ન જેવા, નીલ રંગની પાંખવાળા રાજપોપટ! તને અભ્યર્થના કરું છું કે તું મને ફરી વાર દર્શન આપજે!"

### બાલિકાનો અભ્યાસ

તે સમયે હું પાંજરામાંથી બહાર નીકળ્યો. કેવળી ભગવંતની પાસે જઈ મેં કહ્યું, "સુર, અસુર, કિન્નર, મુનિગણ અને ગંધર્વો જેમના ચરણયુગલમાં નમેલાં છે તેવા આપનો જય થાઓ! સકલ ત્રૈલોક્યના સદ્ભાવોને નિર્મળ કેવળજ્ઞાનથી જાણનારા આપનો જય થાઓ!" આ પ્રમાણે સ્તુતિ કરી, પ્રદક્ષિણા કરી ભગવાનને નમસ્કાર કર્યો. પછી રાજાની રજા લીધી. રાજપુત્રી સામે જોયું અને દરેકને નમસ્કાર કરી ઉજ્જવળ, સ્વચ્છ આકાશમાં ઊડયો, અને આ વનપ્રદેશમાં આવ્યો. અહીં શોધતાં શોધતાં તે બાલિકા જોવામાં આવી. મેં તેને કહ્યું, "અરે, બાલિકા!" એણે આ શબ્દો સાંભળી શંકા, ઉદ્વેગ અને ભયવાળી આંખો વડે દિશાઓમાં નજર કરી. એટલામાં મને જોયો. મને જોઇ આ તો વનપોપટ છે એમ વિચારી પલાયન ન થઈ. એટલે હું તેની નજીક જઈને બેઠો અને પછી કહ્યું, "અરે, બાલિકા!" એટલે તેણે પણ ન સમજાય એવા અક્ષરોમાં કંઈક કહ્યું. પછી મેં ચાંચમાં આંબાનું એક ફળ લીધું. મેં કહ્યું, "આ આમ્રફળ લે." તેણે તે લીધું. પછી મેં કહ્યું, "આ આમ્રફળ મૂકી દે." ત્યારે તે ખાવા લાગી. મેં ફરી કહ્યું, "આમ્રફળ ખા નહિ." એટલે તેણે કહ્યું, "આ શું તું સમજણ ન પડે તેવા અક્ષરો બોલે છે?" મેં તેને સમજ પાડી કે આ આમ્રફળ કહેવાય. તું બાળા છે એટલે મહિલા કહેવાય. હું રાજપોપટ કહેવાઉં. આ ઝાડ કહેવાય. આ વન કહેવાય. આ 'ગ્રહણ કર્યું' એમ કહેવાય. આ 'મૂકયું' એમ કહેવાય. આ વાનરબાળ કહેવાય." એમ મેં એ બાળાને સર્વ સંજ્ઞાઓ શીખવી. એ રીતે બાળાએ આ પ્રયોગથી અક્ષરલિપિ શીખી લીધી. પછી તેણે ધર્મ, અર્થ અને કામ-શાસ્ત્રનો અભ્યાસ કર્યો. એ રીતે હિતાહિત, ભક્ષ્યાભક્ષ્ય અને કાર્યાકાર્ય જાણી લીધું. વળી નિપુણ જિનવચનના દૂર કે સૂક્ષ્મ કે વ્યવહિત જે ભાવો હોય તે પણ મેં તેને શીખવ્યા.

### જનસંપર્કથી દૂર રહેવાની ઇચ્છા

વળી, તે પદ્મરાજાની પુત્રી છે અને પૂર્વ ભવના વૈરી પતિથી અહીં અણાઈ છે, એ વૃત્તાન્ત પણ મેં તેને કહ્યો. પછી મેં બાલિકાને કહ્યું, "ચાલ વસતિમાં જઇએ. ત્યાં તું ભોગ ભોગવજે અથવા પરલોકની સાધના કરજે." બાલાએ કહ્યું, "હે ઉત્તમ પોપટ! આ બાબતમાં તને શું કહું? મને હવે સર્વથા વસતિમાં રહેવાનું નહિ ફાવે." "શા કારણથી?" "કારણ કે લોકાચારો લક્ષમાં આવવા મુશ્કેલ પડે એવા હોય છે; ઇન્દ્રિય-વિષયો જીતવા કઠણ છે, ઇન્દ્રિય રૂપી અશ્વો ચપળ છે; વિષયસંગ નિંદાપાત્ર છે; જીવ-

કુવાસનો વાસિત છે; લોકો ખરાબ વર્તનવાળા હોય છે; કુશીલ પ્રસંગ ભયંકર પરિણામ લાવે છે; દુર્જનો ઘણા હોય છે; સજ્જનો બહુ ઓછા હોય છે. માટે મારે માટે જન-સંપર્ક સર્વથા સારો નથી જ્યાં પારકી પંચાત કરનાર કે તેવા મનવાળા દુઃશીલ પુરુષો કે જૂઠું બોલનારા અને ચપલ લોકો હોતા નથી કે દેખાતા નથી એવો આ વનવાસ રમણીય છે.” એમ કહી આ અરણ્યમાં સૂકાં પ્રાસુક પુષ્પ, ફળ, કંદ, પાંદડાંનો આહાર કરનારી તે તપસંયમપૂર્વક રહેવા લાગી. તેથી હે રાજપુત્ર! જે તેં પૂછ્યુ હતું કે ‘આ વનમાં તું ક્યાંથી? શા કારણથી?’ તેની સર્વ હકીકત આ તને જણાવી.”

૨૧૪. આ વખતે કંઈક મસ્તક નમાવી, હાથ લાંબા કરી રાજપુત્ર કુવલયચંદ્ર ઊઠયો અને કહ્યું, “સાધર્મિકને હાથ જોડું છું.” રાજપોપટે પણ કહ્યું, “હું પણ સાધર્મિકને વંદુ છું.” પછી બાલાએ પણ કહ્યું, “તમે બોલ્યા એટલા પરથી જ તમારા સાચા શ્રાવકપણાનો ભાવ અમે સમજી શકયા છીએ. કારણ કે કેવલી, જિનધર્મ, સાધુ, સંયમ, સમ્યક્ત્વ, જ્ઞાનાદિક ક્રિયાકલાપોને નામ માત્ર ગ્રહણ કરનારાને વિશે તમે શરદ ઋતુની રાત્રિના ખીલેલા પૂર્ણચંદ્ર જેવા મુખવાળા છો.”

ઋષભસ્તુતિ

એ વખતે સૂર્ય વૃદ્ધ જેવો શિથિલ દેખાવા લાગ્યો અને યૌવન વહી ગયુ હોય તેમ દિવસ પરિણમવા લાગ્યો. અર્થાત્ સંધ્યાસમય વીતી ગયો. ત્યારે બાળા એણિકાએ કહ્યું, “રાજપુત્ર! ચાલો, સ્નાન સમય થઈ ગયો છે. માટે ઊભા થઈએ અને સ્નાન કરવા જઈએ.” રાજપુત્ર ઊભો થયો. તેઓ આશ્રમપ્રદેશના દક્ષિણ દિશાભાગમાં ગયા. થોડે દૂર ગયા એટલે એક વિંધ્ય પર્વતના શ્વેત ઊંચા શિખરના ખીણપ્રદેશમાં નિર્મળ, ખળખળ ઊછળતું શીતલ ઝરણું જોયુ. ત્યાં કિનારાના વૃક્ષ નીચે બેઠો અને વસ્ત્રો મૂક્યાં. પછી પુષ્પનો પડિયો લીધો. નીચે પડેલાં આંબળાનાં સૂકા રુક્ષ ફળો શિલાતલ ઉપર વાટવાના પથ્થરથી વાટીને મસ્તકે લગાડ્યાં. ઇચ્છા પ્રમાણે સ્નાન કર્યું. કોમળ, શ્વેત, ધોયેલાં વલ્કલનાં વસ્ત્રો પહેર્યાં. પદ્મિનીના પત્રના પડિયામાં જળ લીધું. તે લઈને ઉત્તર દિશા તરફ ચાલ્યા. ત્યા એક પર્વતની ગુફામાં પ્રથમ તીર્થ પ્રવર્તાવનાર ઋષભદેવ ભગવાનની સ્ફટિક રત્નમય મોટી પ્રતિમાનાં દર્શન થયાં. દર્શન થતાંની સાથે જ ભક્તિથી નિર્ભર મસ્તક નમાવતાં કુમારે ‘नमो भगवओ पढम तित्थयरस्स’ એ પ્રમાણે બોલી પ્રણામ કર્યો. પછી નિર્મળ જળ વડે પ્રભુનો અભિષેક કર્યો જળસ્થળમાં ઊગેલાં પુષ્પો ચડાવ્યા. મહાવિધિપૂર્વક પૂજા કરી સ્તુતિ કરવા લાગ્યો. જેમ કે—

“પ્રજાના પ્રથમ રાજા તમે જય પામો! સમગ્ર કળાસમૂહના શાસ્ત્રના પ્રથમ કહેનાર તમે જય પામો! પ્રથમ ધર્મોપદેશક, તમારો જય હો! શાશ્વત સુખ પામેલા આપનો જય હો!” એ પ્રમાણે બોલી કુમાર ચરણમાં નમ્યો. પછી એણિકાએ પણ સ્તુતિ કરીઃ “વક્ષસ્થળમાં લંછનવાળા, પુષ્ટ ઊંચી ભુજાવાળા, મદોન્મત્ત મહાગજની ગતિવાળા હે જિનચંદ્ર! આપના ચરણમાં નમુ છું.” એમ બોલીને તેણે ભગવાનને નમસ્કાર કર્યા પછી તે રાજપુત્રને પણ નમી. પછી પોપટે સ્તુતિ કરીઃ “પુણ્યશાળી તિર્યંચો પણ તમારું

વચન પામીને લોકમાં સ્વર્ગ પામે છે. તેથી તમને પ્રયત્નપૂર્વક પ્રણામ કરીએ છીએ."
એ ગીતિકા બોલી સ્તુતિ કરી પોપટ ચરણમાં પડયો. પછી એણિકા અને કુમારને પ્રણામ કર્યા. પછી તેઓ આશ્રમપ્રદેશમાં પાછાં આવ્યાં. ત્યાં મૃગબાળકોની સેવા કરાય છે; વાનર-શિશુઓની સંભાળ લેવાય છે; પોપટ, મેના, બીજાં પક્ષીઓ, શ્વાપદોને ભોજન કરાવાય છે. પછી કુમારને પણ સારાં, શીતલ, સ્વાદિષ્ટ, સુગંધી, પાકેલાં વનફળો આપવામાં આવ્યાં. પછી એણિકાએ પણ ભોજન લીધું.

### ભીલદંપતી

* ૨૧૫. ત્યાર પછી સ્વાધીન પવિત્ર, સ્વસ્થ ઇન્દ્રિયોવાળા તેઓ વિવિધ શાસ્ત્રો, કળા, કથા, દેશી ભાષા, જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તીર્થ વગેરે સેંકડો કથાચર્ચામાં પોતાનો સમય પસાર કરી રહ્યા હતા તે સમયે ભીલભીલડીનું એક યુગલ ત્યાં આવી પહોંચ્યુ. તે યુગલ કેવું હતું ? જેમ કે—

કોમળ લાંબી વેલડીથી બાંધેલી ઊંચી જટાથી શોભતું, જુદા જુદા પ્રકારનાં વન-વૃક્ષોનાં સેંકડો પુષ્પોથી બાંધેલા કેશવાળું, પર્વતની ગુફામાંથી ઓસરતા અત્યંત શ્યામ ધાતુરસના જેવી શ્યામ કાંતિવાળું અને શ્વેત, પીળા, લાલ લેપપત્રકની શોભાની પ્રચુર-તાવાળું હતું. વળી, અત્યંત સ્થૂલ સ્તનસ્થળમાં ચણોઠીથી શોભા કરેલી છે; શ્યામ મોર-પીંછથી બનાવેલ ચૂડાલંકારથી શોભે છે; હાથીના કુંભસ્થળમાંથી ઝરતા મદ વડે ઘન અને ગોળાકાર ચિતરામણ કરેલું છે અને પાંદડાં અને છાલના ટુકડા સાંધીને બનાવેલાં વસ્ત્રો ધારણ કરેલાં છે. જમણા હાથમાં ડુક્કરના સમૂહ માટે કાળચક્ર સમું બાણ અને ડાબા હાથમાં યમરાજાના ભુજદંડ જેવું ધનુષ્ય ધારણ કરેલુ છે. તે ભીલ યુવાનની બાજુમાં ભીલ યુવતી કેવી હતી ? જેમ કે-

ઘણાં મોતીની કાંતિ જેવા અને ચંદન તથા હાથીદાંતનાં આભૂષણોથી વ્યાપ્ત શરી-રવાળી અને શ્વેત ચામરની શોભાવાળી તે અયોધ્યા નગરી જેવી શોભતી હતી.

### સાચા ભીલપણા વિશે સંશય

આગળ આવીને તેમણે રાજપુત્ર, એણિકા અને પોપટને નમસ્કાર કર્યા. પછી દૂર એક શિલાતલ પર બેઠાં. એણિકાએ કુશલ સમાચાર પૂછયા. તેમણે વાચાથી નહિ, પણ મસ્તક નમાવી જવાબ આપ્યો. પછી ધનુષ્ય અને બાણ જમીન પર મૂકયાં અને આસન પર સરખી રીતે બેઠાં. કુમારે આ અસંભવિત રૂપ અને શોભા અને તેને અસંગત ભીલના વેષનું, કુતૂહલથી ચકિત નયન વડે, પગથી માથા સુધી બરાબર અવલોકન કરી લીધું અને મનમાં વિચાર્યું, "હે દૈવ ! એકને વૈભવ આપે છે, બીજાને રૂપ છે અને તેના ભોગવનાર ત્રીજા જ હોય છે. તું સ્પષ્ટ કહે કે આટલું તારું કૌટિલ્ય કયાં ઘડાયું છે ? માટે આ રૂપને અને આ સ્વભાવને ધિક્કાર હો ! લક્ષણોની જરૂર નથી. લક્ષણો ખોટાં ઠર્યાં. શાસ્ત્રો પ્રમાણભૂત નહીં રહ્યાં. ગુણો અસાર બની ગયા. વેષઆચાર સકારણ ન રહ્યા. સર્વથા સર્વ વિપરીત છે. નહીંતર કયાં આ રૂપ, લક્ષણ, વ્યંજનથી ભૂષિત અને કયાં સારા પુરુષથી

વિરુદ્ધ એવું ભીલપણું પામવાપણું ?" એમ વિચારી એણિકાને પૂછ્યું, "અરે એણિકા ! આ બંને કોણ છે ?" એણિકાએ કહ્યું, "આ યુગલ ભીલપણું સ્વીકારીને આ વનમાં વસે છે. હંમેશાં એમને આ સ્થળમાં જોઉં છું." એટલે કુમારે કહ્યું, "હે એણિકા ! આ સાચા ભીલો નથી." એણિકાએ પૂછ્યું, "હે કુમાર ! શા કારણથી એમ કહે છે ?" કુમારે કહ્યું, "હું સામુદ્રિકશાસ્ત્રના લક્ષણથી કહું છું." તેણે કહ્યું, "શું તમને સામુદ્રિકશાસ્ત્ર આવડે છે ?" કુમારે કહ્યું, "કંઈક જાણું છું." એણિકાએ કહ્યું, "આ ભીલોની વાત હાલ બાજુ પર રાખો. પરંતુ મારા આગ્રહથી પુરુષનાં લક્ષણ કહો" કુમારે કહ્યું, "વિસ્તારથી કહું કે સંક્ષેપથી ?" તેણે પૂછ્યું, "વિસ્તારથી પ્રમાણ કેટલું અને સંક્ષેપથી પ્રમાણ કેટલું ?" કુમારે કહ્યું, "વિસ્તારથી લાખ શ્લોકપ્રમાણ અને સંક્ષેપથી ઘટતું હજાર અથવા સો શ્લોકપ્રમાણ." તેણે કહ્યું, "સંક્ષેપથી કહો." તેણે સંસ્કૃત શ્લોકમાં કહ્યું, "માણસની ગતિ કરતાં એનો વર્ણ ધન્યતર છે, વર્ણ કરતાં કંઠનો સ્વર ધન્યતર છે અને એના કરતાં પણ સત્ત્વ વધારે ધન્ય છે. બધા ગુણો સત્ત્વમાં રહેલા છે. આ પ્રમાણે સંક્ષેપમાં કહ્યું છે."

### સામુદ્રિક લક્ષણો

* ૨૧૯. એટલે તેણે કંઈક હસીને કહ્યું, "કુમાર ! આ તો બહુ જ સંક્ષેપમાં કહ્યું અને તે પણ વળી સંસ્કૃત ભાષામાં. માટે કંઈક વિસ્તારથી અને પ્રાકૃત ભાષામાં કહો." કુમારે કહ્યું, "જો એમ છે તો સાંભળો !—

પૂર્વકૃત કર્મરચનાનુસાર શરીરમાં સુખ–દુઃખ થાય છે. તેમાં આ લક્ષણો પણ હોય છે તે સાંભળો. દેહમાં અંગો, ઉપાંગો અને અંગોપાંગો એમ ત્રણ હોય છે. તેમાં શુભ અને અશુભ લક્ષણો હોય છે તે સાંભળો. જેના વડે પુરુષની દૃષ્ટિમાત્રથી સુખ કે દુઃખ સમજી શકાય તે સર્વ જીવોને વિષે તે લક્ષણ કહેલુ છે.

### પગનાં આંગળાં

જે પુરુષનુ પગનું તળિયુ લાલ, સુંવાળું, કોમળ હોય અને પરસેવા વગરનુ હોય અને વાંકું ન હોય તે પૃથ્વીમાં રાજા થાય. એવી રીતે પગના તળિયામા ચંદ્ર, સૂર્ય, વજ્ર, ચક્ર, અંકુશ, શંખ કે છત્ર હોય તેમ જ-મોટી સ્નિગ્ધ રેખાઓ હોય તે રાજા હોય. એ શંખાદિક ચિહ્નો ભેદાયેલાં કે ઓછાવત્તા સંપૂર્ણ હોય તો પાછલી જિંદગીમા ભોગ આપે છે, અને જો ગધેડો, વરાહ, શિયાળનાં લક્ષણવાળાં હોય તો તે દુખી થાય છે. પગનો અંગૂઠો ગોળ હોય તો તેની ભાર્યા અનુકૂળ હોય છે અને પગની આંગળી જેટલા જ પ્રમાણવાળો અંગૂઠો હોય તો તેની ભાર્યા દુઃખી હોય છે. જો વચલી આંગળી જેટલો અંગૂઠો હોય તો કુલવૃદ્ધિ થાય છે અને જો અનામિકા (ત્રીજી આંગળી) જેવડો હોય તો તે જોડકાં બાળકનો પિતા થાય છે. જો કનિષ્ઠા જેટલો અગૂઠો હોય તો પિતાનુ મરણ થાય છે. અંગૂઠો પહોળો હોય તો મુસાફરી કરનારો. અંગૂઠાનો આગળનો ભાગ નમેલો હોય તો વિરહ પ્રાપ્ત કરનારો, અને જો ભાગી ગયો હોય તો નિત્ય દુઃખી થાય છે એમ લક્ષણ-

શાસ્ત્રના જાણકારોએ કહેલુ છે. જેની પ્રદેશિની (અંગૂઠાની જોડેની આંગળી) લાંબી હોય તે પુરુષની સ્ત્રી પતિનું ઉલ્લંઘન કરે અને જો તે આંગળી નાની હોય તો તે કજિયા કરનારી હોય અને પ્રિય પુત્રનો વિરહ પામે. જો મધ્યમા આંગળી લાંબી હોય તો ધન અને મહિલાનો નાશ કરે, ત્રીજી આંગળી લાંબી હોય તો વિદ્યાધરની નાની કન્યા મેળવે. જો પ્રદેશિની અને કનિષ્ઠા આંગળી લાંબી અને ઊંચી હોય તો તે માતા કે પિતાને મારે તેમાં સંદેહ નથી.

ઊંચા નખ હોય તે ભાગ્યશાળી; પહોળા નખ હોય તે મનુષ્યો સુખ પામે; લુખા નખ હોય તો દુઃખી થાય અને અરીસા જેવા ચોખ્ખા નખ હોય તો તે રાજા થાય. તામ્રવર્ણા નખ હોય તો તે દિવ્ય ભોગ ભોગવનાર સુખી રાજપુત્ર થાય અને શ્વેત નખ હોય તો તે શ્રમણ થાય અને ઉપસેલા નખ હોય તો તે દુઃશીલ થાય.

**પગ અને વૃષણ**

મધ્યભાગમાં ટૂંકા પગ હોય તો તેની સ્ત્રી કાર્યવહન કરનારી થાય; માંસ વગરના અને બહુ લાંબાં પગ હોય તો તે ધનરહિત થાય. જો લાંબી અને જાડી જાંઘ હોય, વરાહ કે કાગડા જેવી જાંઘ હોય તો તે ઘણું દુઃખ ભોગવવાવાળા અને હંમેશની મુસાફરી કરનારા હોય. જે હંસ, ઘોડો, હાથી, ચક્રવાક, મોર, સિંહ કે બળદના જેવી ગતિવાળા હોય તે ભોગ ભોગવનારા હોય. બાકીની ગતિવાળા દુઃખ પામનારા હોય. જેનો ઢીંચણ ગુપ્ત (બહારથી નજરે ન પડે તેવો) હોય અને પગની ગાંઠ બરાબર સરખી હોય તે નક્કી સુખી હોય. ઘડા જેવા ઢીંચણ હોય તો તે સારા નથી એમ સમજવું.

જો જમણી બાજુથી લિંગ ફરકે તો તેને પ્રથમ પુત્ર જન્મે. જો ડાબી બાજુથી ફરકે તો પ્રથમ પુત્રી જન્મે અને ભોગો છોડાવી દે. જો જમણી બાજુનુ વૃષણ (અંડગોળી) લાંબુ હોય તો પુત્ર થાય અને ડાબી બાજુનુ લાંબુ હોય તો પુત્રી થાય. જો બંને સરખાં હોય તો ભોગો મળે. જો લાંબાં અને ગોળ વૃષણ હોય તોપણ પુત્ર મળે. જો ત્રણ વૃષણ હોય અને તે નાના અને ગોળ હોય તો તે રાજા થાય. ખંડિત વૃષણ હોય તો અલ્પાયુ અને લાંબાં વૃષણ હોય તો દીર્ઘાયુ થાય. જો પદ્મકમળ સરખા વર્ણવાળું, મધ્ય અને ઉન્નત મણિવાળું લિંગ હોય તો તે સુખી થાય. જો વાંકું, ખરાબ વર્ણવાળું, બહુ દીર્ઘ અને વધારે નીચે આવેલુ લિંગ હોય તો તે દુર્ભાગ્ય સમજવું.

**કેડ, નાભિ અને ગરદન**

જો માંસપુષ્ટ અને વિશાળ કેડ હોય તો તે પુત્ર અને ધનલાભ અપાવનાર થાય છે. પાતળી અને ટૂંકી કેડવાળો દરિદ્ર અને વિદેશમાં ફરનાર હોય છે. બળદ, મોર, સિંહ, વાઘ, મત્સ્ય સરખા ઉદરવાળો હોય તો તે ભોગી હોય છે અને ગોળ તેમ જ દેડકા જેવા ઉદરવાળો શૂરવીર થાય છે. ગંભીર અને દક્ષિણાવર્ત નાભિ જેને હોય તે ભોગો સૂચવનાર છે. ઊંચી અને ડાબા આવર્તવાળી નાભિ હોય તો તે કુલક્ષય કરનારી સમજવી. જેની છાતી પહોળી, ઊંચી, અતિસ્નિગ્ધ, રોમવાળી અને કોમળ હોય તે સુખી સમજવા. એનાથી વિપરીત હોય તેને દુઃખી સમજવા. સિંહના જેવી પીઠ હોય અથવા હાથી જેવી લાંબી પીઠ

હોય તેને ભોગી સમજવા અને કાચબા જેવી પીઠવાળા હોય તેને બહુ પુત્રવાળા અને ધનસંપન્ન જાણવા. જેના હાથ ઊંચા ન થઈ શકે એવા હોય તે દુષ્ટ છે એમ જાણવું. ટૂંકા હાથવાળા પુરુષો દાસ થાય છે; લાંબા હાથવાળા રાજા થાય છે અને લટકતા હાથવાળા રોગી થાય છે. ઘેટા કે વૃષભ જેવી લાંબી અને માંસ વગરની ગરદનવાળો ભાર વહન કરનાર થાય છે. સિંહ જેવી અથવા વાઘ જેવી નાની અને માંસથી પુષ્ટ ગરદન હોય તો તે ધનવાન હોય. લાંબા, પાતળા ગળાવાળો નોકર થાય અને શંખ જેવા ગળાવાળો ધનિક થાય. લાંબી માંસ વગરની ડોકવાળો પુરુષ ઘણા પુત્રવાળો અને દુઃખી હોય.

**હોઠ અને દાંત**

પુષ્ટ હોઠવાળો હોય તે ભાગ્યશાળી થાય. નાના હોઠવાળો પુરુષ લાંબા કાળનો દુઃખી હોય; લાંબા હોઠવાળો ભોગી હોય અને નાનામોટા હોઠવાળો ભયંકર હોય. શુદ્ધ, એક સરખા, અણીવાળા, સ્નિગ્ધ અને સ્વચ્છ ચળકતા દાંતવાળો રાજા થાય અને એથી વિપરીત દાંતવાળો નોકર થાય એમ લક્ષણશાસ્ત્રના જાણકારો કહે છે. રાજાને બત્રીસ, ભોગીને એકત્રીસ અને મધ્યમ ભાગ્યશાળીને ત્રીસ દાંત હોય. એથી ઓછા દાંતવાળો નિર્ભાગી સમજવો. જેના દાંત બહુ ઓછા હોય, કાળા હોય, ઊંદર જેવા તીક્ષ્ણ હોય તે પુરુષોને પાપી સમજવા. જેના દાંત બીભત્સ અને ભયંકર દેખાતા હોય અને જેના દાંત વિષમ હોય તેને વધારે પાપ કરનારા સમજવા.

**જીભ અને નાક**

કાળી જીભવાળા દુઃખી હોય. કાબરચીતરી જીભવાળા પાપમાં રાચવાવાળા હોય. નાની, કમળપત્ર જેવી લાલ અને પાતળી જીભવાળા પુરુષોને પંડિત જાણવા. હાથી, સિંહ, અને કમળ જેવું પીળા રંગનું તાળવું હોય તે શૂરવીર પુરુષ હોય; કાળું તાળવું હોય તે કુળનો નાશ કરનાર હોય. અને નીલ રંગનું તાળવું હોય તે દુઃખી હોય. જે પુરુષો ક્રૌંચ, હંસ, સારસ, કોયલના જેવા સ્વરવાળા હોય તે સુખી હોય. અને જે ગધેડા કે કાગડાના સ્વર જેવા, ફૂટેલા વાસણના જેવા તરડાયેલા રુક્ષ સ્વરવાળા હોય તે ધનહીન હોય. વિશુદ્ધ નાસિકાવાળો સૌભાગી હોય અને છેદેલી નાસિકાવાળો અગમ્ય આચરણ કરનાર હોય. (અહીં મૂળ પ્રતમાં અડધું ચરણ ખંડિત છે). નાસિકા દીર્ઘ હોય તો સુખી, વાંકી હોય તો ચોર, ચપટી હોય તો ચાડી કરનાર અને લાંબી હોય તો સજ્જન, રાજા થાય છે. સોય જેવી તથા વાંકી નાસિકાવાળો પાપી થાય છે. ઊંચી, જાડી નાસિકા હોય તો હળ અને ગોકુળથી આજીવિકા ચલાવનાર હોય છે.

**આંખ અને ભ્રમર**

સિંહ અથવા વાઘ જેવી કે નીલકમળપત્ર જેવી આંખ હોય તે રાજા જેટલી લક્ષ્મીવાળો થાય છે એમ લક્ષણશાસ્ત્રના જાણકારોએ કહ્યું છે. પીળી તથા દીવાની શિખા જેવી આંખવાળો ધનવાળો હોય છે. બિલાડી જેવી માંજરી આંખવાળો હોય તો પાપી સમજવો. મંડળ જેવી ગોળ આંખવાળો હોય તો ચોર અને બાડી આંખવાળો ભયંકર હોય છે. હાથી જેવી આંખવાળો સેનાપતિ, કમળ જેવી આંખવાળો વિદ્વાન, ગંભીર આંખવાળો

શાસ્ત્રના જાણકારોએ કહેલું છે. જેની પ્રદેશિની (અંગૂઠાની જોડેની આંગળી) લાંબી હોય તે પુરુષની સ્ત્રી પતિનું ઉલ્લંઘન કરે અને જો તે આંગળી નાની હોય તો તે કજિયા કરનારી હોય અને પ્રિય પુત્રનો વિરહ પામે. જો મધ્યમા આંગળી લાંબી હોય તો ધન અને મહિલાનો નાશ કરે, ત્રીજી આંગળી લાંબી હોય તો વિદ્યાધરની નાની કન્યા મેળવે. જો પ્રદેશિની અને કનિષ્ઠા આંગળી લાંબી અને ઊંચી હોય તો તે માતા કે પિતાને મારે તેમાં સંદેહ નથી.

ઊંચા નખ હોય તે ભાગ્યશાળી; પહોળા નખ હોય તે મનુષ્યો સુખ પામે; લુખ્ખા નખ હોય તો દુઃખી થાય અને અરીસા જેવા ચોખ્ખા નખ હોય તો તે રાજા થાય. તામ્રવર્ણા નખ હોય તો તે દિવ્ય ભોગ ભોગવનાર સુખી રાજપુત્ર થાય અને શ્વેત નખ હોય તો તે શ્રમણ થાય અને ઉપસેલા નખ હોય તો તે દુઃશીલ થાય.

**પગ અને વૃષણ**

મધ્યભાગમાં ટૂંકા પગ હોય તો તેની સ્ત્રી કાર્યવહન કરનારી થાય; માંસ વગરના અને બહુ લાંબાં પગ હોય તો તે ધનરહિત થાય. જો લાંબી અને જાડી જાંઘ હોય, વરાહ કે કાગડા જેવી જાંઘ હોય તો તે લાંબું દુઃખ ભોગવવાવાળા અને હંમેશની મુસાફરી કરનારા હોય. જે હંસ, ઘોડો, હાથી, ચક્રવાક, મોર, સિંહ કે બળદના જેવી ગતિવાળા હોય તે ભોગ ભોગવનારા હોય. બાકીની ગતિવાળા દુઃખ પામનારા હોય. જેનો ઢીંચણ ગુપ્ત (બહારથી નજરે ન પડે તેવો) હોય અને પગની ગાંઠ બરાબર સરખી હોય તે નક્કી સુખી હોય. ઘડા જેવા ઢીંચણ હોય તો તે સારા નથી એમ સમજવું.

જો જમણી બાજુથી લિંગ ફરકે તો તેને પ્રથમ પુત્ર જન્મે. જો ડાબી બાજુથી ફરકે તો પ્રથમ પુત્રી જન્મે અને ભોગો છોડાવી દે. જો જમણી બાજુનું વૃષણ (અંડગોળી) લાંબું હોય તો પુત્ર થાય અને ડાબી બાજુનુ લાંબુ હોય તો પુત્રી થાય. જો બંને સરખાં હોય તો ભોગો મળે. જો લાંબાં અને ગોળ વૃષણ હોય તોપણ પુત્ર મળે. જો ત્રણ વૃષણ હોય અને તે નાના અને ગોળ હોય તો તે રાજા થાય. ખંડિત વૃષણ હોય તો અલ્પાયુ અને લાંબાં વૃષણ હોય તો દીર્ઘાયુ થાય. જો પદ્મકમળ સરખા વર્ણવાળું, મધ્ય અને ઉન્નત મણિવાળું લિંગ હોય તો તે સુખી થાય. જો વાંકું, ખરાબ વર્ણવાળું, બહુ દીર્ઘ અને વધારે નીચે આવેલું લિંગ હોય તો તે દુર્ભાગ્ય સમજવું.

**કેડ, નાભિ અને ગરદન**

જો માંસપુષ્ટ અને વિશાળ કેડ હોય તો તે પુત્ર અને ધનલાભ અપાવનાર થાય છે. પાતળી અને ટૂંકી કેડવાળો દરિદ્ર અને વિદેશમાં ફરનાર હોય છે. બળદ, મોર, સિંહ, વાઘ, મત્સ્ય સરખા ઉદરવાળો હોય તો તે ભોગી હોય છે અને ગોળ તેમ જ દેડકા જેવા ઉદરવાળો શૂરવીર થાય છે. ગંભીર અને દક્ષિણાવર્ત નાભિ જેને હોય તે ભોગો સૂચવનાર છે. ઊંચી અને ડાબા આવર્તવાળી નાભિ હોય તો તે કુલક્ષય કરનારી સમજવી. જેની છાતી પહોળી, ઊંચી, અતિસ્નિગ્ધ, રોમવાળી અને કોમળ હોય તે સુખી સમજવા. એનાથી વિપરીત હોય તેને દુઃખી સમજવા. સિંહના જેવી પીઠ હોય અથવા હાથી જેવી લાંબી પીઠ

હોય તેને ભોગી સમજવા અને કાચબા જેવી પીઠવાળા હોય તેને બહુ પુત્રવાળા અને ધનસંપન્ન જાણવા. જેના હાથ ઊંચા ન થઈ શકે એવા હોય તે દુષ્ટ છે એમ જાણવું. ટૂંકા હાથવાળા પુરુષો દાસ થાય છે; લાંબા હાથવાળા રાજા થાય છે અને લટકતા હાથવાળા રોગી થાય છે. ઘેટા કે વૃષભ જેવી લાંબી અને માંસ વગરની ગરદનવાળો ભાર વહન કરનાર થાય છે. સિંહ જેવી અથવા વાઘ જેવી નાની અને માંસથી પુષ્ટ ગરદન હોય તો તે ધનવાન હોય. લાંબા, પાતળા ગળાવાળો નોકર થાય અને શંખ જેવા ગળાવાળો ધનિક થાય. લાંબી માંસ વગરની ડોકવાળો પુરુષ ઘણા પુત્રવાળો અને દુઃખી હોય.

**હોઠ અને દાંત**

પુષ્ટ હોઠવાળો હોય તે ભાગ્યશાળી થાય. નાના હોઠવાળો પુરુષ લાંબા કાળનો દુઃખી હોય; લાંબા હોઠવાળો ભોગી હોય અને નાનામોટા હોઠવાળો ભયંકર હોય. શુદ્ધ, એક સરખા, અણીવાળા, સ્નિગ્ધ અને સ્વચ્છ ચળકતા દાંતવાળો રાજા થાય અને એથી વિપરીત દાંતવાળો નોકર થાય એમ લક્ષણશાસ્ત્રના જાણકારો કહે છે. રાજાને બત્રીસ, ભોગીને એકત્રીસ અને મધ્યમ ભાગ્યશાળીને ત્રીસ દાંત હોય. એથી ઓછા દાંતવાળો નિર્ભાગી સમજવો. જેના દાંત બહુ ઓછા હોય, કાળા હોય, ઊંદર જેવા તીક્ષ્ણ હોય તે પુરુષોને પાપી સમજવા. જેના દાંત બીભત્સ અને ભયંકર દેખાતા હોય અને જેના દાંત વિષમ હોય તેને વધારે પાપ કરનારા સમજવા.

**જીભ અને નાક**

કાળી જીભવાળા દુઃખી હોય. કાબરચીતરી જીભવાળા પાપમાં રાચવાવાળા હોય. નાની, કમળપત્ર જેવી લાલ અને પાતળી જીભવાળા પુરુષોને પંડિત જાણવા. હાથી, સિંહ, અને કમળ જેવું પીળા રંગનું તાળવું હોય તે શૂરવીર પુરુષ હોય; કાળું તાળવું હોય તે કુળનો નાશ કરનાર હોય. અને નીલ રંગનું તાળવું હોય તે દુઃખી હોય. જે પુરુષો ક્રૌંચ, હંસ, સારસ, કોયલના જેવા સ્વરવાળા હોય તે સુખી હોય. અને જે ગધેડા કે કાગડાના સ્વર જેવા, ફૂટેલા વાસણના જેવા તરડાયેલા રુક્ષ સ્વરવાળા હોય તે ધનહીન હોય. વિશુદ્ધ નાસિકાવાળો સૌભાગી હોય અને છેદેલી નાસિકાવાળો અગમ્ય આચરણ કરનાર હોય. (અહીં મૂળ પ્રતમાં અડધું ચરણ ખંડિત છે). નાસિકા દીર્ઘ હોય તો સુખી, વાંકી હોય તો ચોર, ચપટી હોય તો ચાડી કરનાર અને લાંબી હોય તો સજ્જન, રાજા થાય છે. સોય જેવી તથા વાંકી નાસિકાવાળો પાપી થાય છે. ઊંચી, જાડી નાસિકા હોય તો હળ અને ગોકુળથી આજીવિકા ચલાવનાર હોય છે.

**આંખ અને ભ્રમર**

સિંહ અથવા વાઘ જેવી કે નીલકમળપત્ર જેવી આંખ હોય તે રાજા જેટલી લક્ષ્મીવાળો થાય છે એમ લક્ષણશાસ્ત્રના જાણકારોએ કહ્યું છે. પીળી તથા દીવાની શિખા જેવી આંખવાળો ધનવાળો હોય છે. બિલાડી જેવી માંજરી આંખવાળો હોય તો પાપી સમજવો. મંડળ જેવી ગોળ આંખવાળો હોય તો ચોર અને બાડી આંખવાળો ભયંકર હોય છે. હાથી જેવી આંખવાળો સેનાપતિ, કમળ જેવી આંખવાળો વિદ્વાન, ગંભીર આંખવાળો

લાંબા આયુષ્યવાળો અને ઊંચી આંખવાળો અલ્પાયુ હોય છે. ઘણી કાળી આંખની કીકી-વાળો હોય તેને કોઇપણ પ્રકારે ઉત્પાત થાય છે. મોટી આંખવાળો મંત્રી અને શ્યામ આંખવાળો દુર્ભાગી હોય છે. દીનતાવાળી આંખ હોય તે ધનરહિત અને વિશાળ આંખ-વાળો ભોગસંપન્ન હોય છે. ખંડિત આંખવાળો દરિદ્ર અને ઘણી લાલ અને પીળી આંખ-વાળો ચોર હોય છે, કાગડા જેવી આંખવાળો વધભાગી, રુક્ષ આંખવાળો દુઃખી અને અત્યંત વિષમ તથા કૂકડા જેવી આંખવાળો પુરુષ સહેલાઇથી પ્રસન્ન ન થાય તેવો હોય છે. ઘૂવડ જેવી આંખવાળો પૂજ્ય અને મધ જેવી પીળી આંખવાળો સુગલ હોય છે. (મૂળમાં આહીં અડધું ચરણ ખંડિત છે.) કાણા કરતાં અંધ સારો, બાડા કરતાં કાણો સારો; અને કાયર કરતા અંધ સારો, કાણો સારો અને બાડો પણ સારો. હે સુંદરી ! તેવાની સાથે પ્રીતિ કે કલહ કરતી નહિ. એવા અધમ પુરુષોનો તો પહેલેથી દૂરથી જ ત્યાગ કરવો. ઊંઘીને ઊઠ્યા હોય એવી દૃષ્ટિ હોય, કોઇ પણ પ્રકારના લક્ષ્ય વગરની દૃષ્ટિ હોય કે વગર કારણે ગમે ત્યાં ભટકનારી દૃષ્ટિ હોય, લૂલી કે માંદા જેવી દૃષ્ટિ હોય તો તે પાપ-વાળી સમજવી.

સીધી નજરવાળાને સ્ત્રી આધીન હોય છે. તીરછી નજર કરનાર પુરુષ કોપ કરવાના સ્વભાવવાળો હોય છે. ઊંચી નજરવાળો પૂર્ણભાગી અને નીચી નજરવાળો દોષોના સ્થાન જેવો હોય છે. ઓછી ભ્રમરવાળો પુરુષ સ્ત્રીકાર્યમા બંધનવાળો હોય છે. લાંબી, વિશાળ અને પહોળી ભ્રમરવાળો સૌભાગી અને માની પુરુષ હોય છે. નાની, જાડી અને ભરાવદાર ભ્રમરવાળો ધન ભોગવનાર હોય છે.

ઊંદર જેવા ચપળ કાનવાળો બુદ્ધિશાળી અને કાને વાળ હોય તો દીર્ઘાયુ સમજવો.

કપાળ અને મસ્તક

કપાળ મોટું હોય તો ભોગી, ચંદ્ર જેવું હોય તો રાજા, ટૂંકું હોય તો અલ્પાયુ અને કદરૂપુ હોય તો દુઃખી હોય. દીર્ઘ વદનવાળા નીચ, પહોળા વદનવાળા કેટલાક આજીવિકાની મુશ્કેલીવાળા, ગોળ વદનવાળા નીચ હોય છે એમ લક્ષણશાસ્ત્રના જાણકા-રોએ કહેલુ છે

જેના મસ્તકમાં ડાબી-બાજુએ ડાબો આવર્ત હોય તે કુળ, ધન, ધાન્ય વગેરેથી રહિત હોય છે અને વિશ્રાંતિ વગર ભિક્ષા માટે ફરનારો હોય છે જેના મસ્તકમાં જમણી બાજુએ સર્વ આવર્ત હોય તે ધન, ધાન્ય અને સુખવાળો હોય છે તથા લક્ષ્મીનું ભાજન બને છે. જે પુરુષને જમણી બાજુ ડાબો આવર્ત હોય અથવા ડાબી બાજુ જમણો આવર્ત હોય તે પાછલી જિંદગીમાં સુખી થાય છે તેમાં સંદેહ નથી. જેને જમણી અને ડાબી બંને બાજુ સર્વ આવર્તો હોય તે પૃથ્વીનો રાજા થાય અને ફક્ત ડાબી બાજુ સર્વ આવર્ત હોય તે દુઃખી થાય.

જો કોમળ અને સ્નિગ્ધ વાળ હોય તો સૌભાગી, અગ્નિ જેવા વર્ણવાળા વાળ હોય તો કલહ કરાવનાર અને લૂખા, મલિન, આછા કેશ હોય તે દરિદ્ર હોય.

અન્ય લક્ષણો

જેનાં છાતી. મુખ અને કપાળ વિશાળ હોય, શબ્દ, સત્ત્વ અને નાભિ ગંભીર હોય અને નખ, દાંત, ચામડી અને વાળ ઝીણાં હોય તે પૃથ્વીપતિ હોય. જેનાં નાક, છાતી, કંઠ, પીઠ અને મુખ ઘણાં ઉન્નત હોય અને હાથ, પગ, આંખ, જીભ લાલ હોય તે રાજા અથવા સુખી હોય. જેનાં કંઠ. પીઠ, લિંગ અને જાંઘ નાનાં હોય અને હાથ તથા પગ વિશાળ હોય તે લાંબા આયુષ્યવાળો અને સુખી હોય. જો આંખ સ્નિગ્ધ હોય તો સૌભાગી, દાંત સ્નિગ્ધ હોય તો મિષ્ટાન્ન ભોજનવાળો, ચામડી સ્નિગ્ધ હોય તો સુખી, નખ સ્નિગ્ધ હોય તો ઘણો ધનવાળો થાય વાળ સ્નિગ્ધ હોય તો સર્વ પ્રકારના ભોગ ભોગવે. સર્વ અંગો માંસથી ભરાવદાર અને સ્નિગ્ધ હોય અને સ્વાભાવિક ચળકતાં હોય તો તે સુખનું ભાજન સમજવું. ગતિથી ગૌરવવાળો, નજરથી નરેન્દ્ર, સ્વરથી યશવાળો, ગૌરવર્ણથી સૌમ્ય અને સ્નેહથી જનસમૂહનો નેતા બને. લાલ આંખવાળાને લક્ષ્મી. સોના જેવી પીળી આંખવાળાને અર્થ, માંસથી પુષ્ટ હોય તેને સુખ અને લાંબા હાથવાળાને ઐશ્વર્ય હોય છે. સારા નાકવાળો અજ્ઞાની ન હોય, સારા ખભાવાળાને ભાર વહન કરવાનો ન હોય અને મધુર કંઠવાળાને શાસ્ત્રોથી (અથવા શસ્ત્રથી) સુખ ન હોય અથવા માગવાપણું ન હોય. અત્યંત લાંબા, અત્યંત ઠીંગણા, અત્યંત જાડા, અત્યંત પાતળા, અત્યંત ગોરા કે અત્યંત કાળા પુરુષો સર્વ દુઃખી હોય.

જેઓ ઘુવડ જેવી લાલ આંખવાળા અથવા કાગડા જેવી આંખવાળા અથવા દેડકા જેવી આંખવાળા હોય તે અત્યંત કાયર હોય. કાળી આંખવાળા સર્વ પાપયુક્ત હોય. જેમનાં ચામડી. રુવાંટી, નખ, દાંત. વાળ, હોઠ તેમ જ આંખમાં સ્નિગ્ધતા નથી તેઓને ભ્રમણ કરવા છતાં પણ ભિક્ષા મળતી નથી. જેની છાતી વિશાળ હોય છે તે લક્ષ્મી મેળવે છે, કેડ વિશાળ હોય તે પુત્ર મેળવે છે, મસ્તક વિશાળ હોય તે ધન અને ધાન્ય મેળવે છે અને પહોળા પગવાળો દુઃખ મેળવે છે. જેના કપાળમાં પાંચ લાંબી, વિશાળ રેખાઓ હોય તે સુખી, ધનપતિ અને સો વરસના આયુષ્યનો અવશ્ય થાય: ચાર રેખાઓ હોય તો એંસીથી નેવું વરસ જીવે; ત્રણ રેખાઓ હોય તે સાઠ વરસ જીવે અને બે રેખાઓ હોય તો ચાલીસ વર્ષ જીવે. જેના કપાળમાં કોઈ પણ પ્રકારે એક જ રેખા હોય તે પુરુષ ધન, ધાન્ય, ભોગોથી યુક્ત ત્રીસ વરસ જીવે.

જે પુરુષ પોતાની આંગળી પ્રમાણે એંસી આંગળપ્રમાણ શરીરવાળો હોય તે અધાર્મિક, નેવું આંગળપ્રમાણ હોય તે મધ્યમ અને એકસો આઠ આંગળપ્રમાણ હોય તે નક્કી રાજા થાય.

આ પ્રમાણે તને પુરુષનાં લક્ષણવિશેષ સંક્ષેપમાં સમજાવ્યાં. જો વિસ્તારથી સમજવા ઇચ્છા કરતી હોય તો તે લાખ શ્લોક કરતાં પણ વધારે છે."

એ ભીલદંપતી કોણ?

૨૧૭ એણિકાએ કહ્યું, "હે કુમાર! આ સુંદર કહ્યું. તમે શું આ પુરુષનું લક્ષણ જાણ્યુ ખરું?" કુમારે કહ્યું, "હે એણિકા! આ પુરુષનાં શુભ લક્ષણો દેખાય

છે તેથી જાણી શકું છું કે તે કોઇ મહાપુરુષ છે. ભીલનો વેષ સ્વીકારીને તેણે પોતાનું મૂળ સ્વરૂપ છુપાવ્યુ છે. આ વિંધ્યાટવીમાં કોઇક કાર્ય માટે તે અહીં રહેલો જણાય છે. કહેવાય છે કે–

જ્યાં સુધી આંબા ઉપર પુષ્પરસ પ્રગટ થઇ મોર આવતો નથી ત્યાં સુધી ભમરાઓ લતાગૃહમાં પુષ્પો ઉપર સમય પસાર કરે છે. માટે આ વેશધારી ભીલો છે."

આ વાત સાંભળી ભીલપુરુષે વિચાર્યું કે "અહો, આ તો પુરુષલક્ષણનો જાણકાર છે. માટે અહીં રોકાવું હવે હિતાવહ નથી. માટે આપણે કોણ છીએ તે એ જાણે તે પહેલાં અહીંથી નીકળી જઇએ." એમ વિચારી ભીલભીલડી ઊભાં થયાં. તેમના ગયા પછી એણિકાએ કહ્યું, "હે કુમાર! અહો, તમારું જ્ઞાન અને જાણકારી. એ વડે તમે એમને જાણી લીધાં." કુમારે કહ્યું, "મેં તો સામાન્ય રીતે જાણ્યું, પણ વિશેષપણે ઓળખી શકયો નથી. માટે તેઓ કોણ છે તે વિશે મને સાચી અને સ્પષ્ટ હકીકત કહે." એણિકાએ કહ્યું, "આ વિદ્યાધરો છે." કુમારે પૂછ્યું, "તો પછી આવા રૂપમાં કેમ છે?" એણિકાએ કહ્યું, "આ વિદ્યાધરો છે તે અવશ્ય જાણજે. ઋષભદેવ સ્વામીની સેવા નિમિત્તે આવેલા નમિ અને વિનમિને તુષ્ટ થયેલા ધરણેન્દ્ર ઘણા પ્રકારની વિદ્યાઓ આપી હતી. તે વિદ્યાઓની સાધના કરવાના ભિન્નભિન્ન ઉપાયો છે. તેમાં કેટલીક કાળની મર્યાદાવાળી વિદ્યાઓ છે. કેટલીક અગ્નિમાં, કેટલીક વાંસની જાળીમાં, કેટલીક નગરના ચૌટામાં, કેટલીક મહાઅટવિમાં, કેટલીક પર્વતોમાં, કેટલીક કાપાલિકનો વેષ ધારણ કરીને, કેટલીક ચાંડાળનો વેષ ધારણ કરીને, કેટલીક રાક્ષસનું રૂપ ધારણ કરીને, કેટલીક વાંદરાનો વેષ ધારણ કરીને અને કેટલીક ભીલનો વેષ ધારણ કરીને સાધવાની હોય છે. આ બંનેએ શાબરી વિદ્યાઓ સાધવાની છે. તેથી તેઓ શબર (ભીલ)નો વેષ ધારણ કરીને વિદ્યાઓ સાધે છે. આ વિદ્યાધર પોતાની પત્ની સાથે છે. અસિધારા જેવું બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને તેઓ અહીં વિચરે છે."

કુમારે પૂછ્યુ, "તેં શી રીતે જાણ્યું કે તેઓ વિદ્યાધર છે?" એણિકાએ કહ્યું, "પોપટના કહેવાથી મેં જાણ્યું. એક દિવસ ઋષભદેવ ભગવાનની ઉપાસના નિમિત્તે ઉપવાસ-પૌષધવાળી હું ફળ, પત્ર, પુષ્પ માટે વનમાં ગઇ ન હતી. પરંતુ પોપટ વનમાં ગયો હતો. દિવસનો મધ્યભાગ વીત્યા પછી પોપટ પાછો આવ્યો. મેં પોપટને પૂછ્યું કે "આજે આ વખતે કેમ પાછો આવ્યો?" પોપટે કહ્યું, "અરે, જો તેં આંખોને આશ્ચર્યભૂત અને અપૂર્વ એવું એ ન જોયું હોય તો તું ઠગાયેલી ગણાઇશ." એટલે કુતૂહલપૂર્વક મેં પૂછ્યુ, "હે મિત્ર! મને કહે કે શું આશ્ચર્ય જોયું?" ત્યારે પોપટે મને કહ્યું, "આજે હું વનમાં ગયો હતો. ત્યાં આગળ મેં શંખ, વાજિંત્ર, ભેરીના શબ્દથી મિશ્રિત મોટો કોલાહલ ઓચિંતો સાંભળ્યો. ત્યારે એકદમ આશ્ચર્ય પામેલા મેં કઇ દિશામાંથી આ અવાજ સંભળાય છે તે જાણવા માટે કાન ધર્યો. એટલામાં સાંભળ્યુ તો જે તરફ ત્રિલોકગુરુ-ઋષભદેવ સ્વામીની પ્રતિમા છે તે તરફનો અવાજ જણાયો. ત્યારે દિવ્ય નરનારીઓના સમુદાયને ભગવાનની આગળ પ્રણામ કરતો મેં જોયો.

## વિદ્યાધરોની ઓળખ

૨૧૮. તે વખતે મેં વિચાર્યું કે આ ચોક્કસ દેવતાઓ હશે! અથવા દેવતાઓ ન પણ હોય. કારણ કે ભગવાનના કેવળ મહિમામાં આવેલા દેવતાઓને મેં જોયા છે. તેઓના પગ ભૂમિ સાથે અડતા નથી કે તેમની આંખો મીંચાતી નથી હોતી. પરંતુ એમના પગ તો ભૂમિતલને અડે છે અને એમની આંખો મીંચાય છે. માટે એ દેવો નથી. વળી તેઓ મનુષ્યો પણ નથી, કારણ કે તેઓનાં રૂપ અતિશય ચડિયાતાં છે અને તેઓ આકાશગામી છે. માટે તેઓ પૃથ્વી પરનાં મનુષ્યો પણ નથી.તો પછી એ કોણ હશે? પછી સમજ પડી કે એ તો વિદ્યાધરો છે. માટે જોઉં કે એમણે આ અહીં શું શરૂ કર્યું છે? એમ વિચારતો હું એક આમ્રવૃક્ષ ઉપર બેઠો. એ વખતે બધા વિદ્યાધરો અને વિદ્યાધરીઓ ત્યાં ઇચ્છા પ્રમાણે બેસી ગયાં. તેમાં એક સર્વ લક્ષણઅવયવસંપૂર્ણ વિદ્યાધર યુવાને પદ્મકમળથી ઢાંકેલો અને દિવ્ય નિર્મળ જળથી ભરેલો રત્નજડિત સોનાનો કળશ ગ્રહણ કર્યો. પછી મોટા નિતંબને લીધે મંદગતિના વિલાસવાળી અને તેથી સ્ખલના પામવાથી વાગતી નૂપુરની ઘૂઘરીઓનો રણકાર બાહુલતાનાં આંદોલન થવાથી થતા વલયના શબ્દો સાથે મિશ્રિત થતો હતો તેવી એક વિદ્યાધર યુવતીએ બીજો કળશ ગ્રહણ કર્યો. કળશ લઇ વિદ્યાધર યુવાન અને યુવતી ઋષભદેવ ભગવાનની મૂર્તિ સામે ઊભા રહ્યાં. પછી વિકસિત કમળના મકરંદબિંદુ મિશ્રિત કેસરી રંગવાળો અને ઉજ્જવળ જળપ્રવાહ જેમાંથી વહી રહ્યો છે એવા કળશો વડે વિદ્યાધરોએ ‘જય હો! જય હો’ એમ સાથે બોલી ભગવાનને મસ્તકે અભિષેક કર્યો.

## હર્ષોલ્લાસ

તે સમયે એક સાથે પડહ વાગવા લાગ્યા, ઝાલરો વાગવા લાગી, શંખો ફુંકાયા, ધવલ મંગલ ગીતો ગવાયાં, સ્તુતિવચનો બોલાયા, મંત્રજાપ કરાયા. વિદ્યાધર કુમારોએ નૃત્ય કર્યું; વિદ્યાધરીઓ પ્રસન્ન થઇ; કિંપુરુષો ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યા. ત્યાં કેટલાક વિદ્યાધર નાચવા લાગ્યા, કેટલાક પગ અફળાવા લાગ્યા, કેટલાક સિંહનાદ કરવા લાગ્યા, કેટલાક બૂમો પાડવા લાગ્યા, કેટલાક એક સાથે કોલાહલ કરવા લાગ્યા, કેટલાક જયજયારવ કરવા લાગ્યા, કેટલાક કૂદવા લાગ્યા, કેટલાક નીચે પડવા લાગ્યા, કેટલાક પ્રેમયુદ્ધ કરવા લાગ્યા. એ પ્રમાણે તેઓ અત્યંત હર્ષ કરવા લાગ્યા. પછી બાકી રહેલા યુવાનોએ પણ પ્રભુને અભિષેક કર્યો. બીજા કેટલાકે વળી આખા વનની અંદર મઘમઘાટ કરતા સુગંધી શીતળ પદાર્થોની મેળવણી કરી અંગરાગનું વિલેપન કર્યું. પછી જળ અને સ્થળમાં ઉત્પન્ન થયેલાં શ્વેત, લાલ, ગુલાબી, શ્યામ, પીળાં, નીલ વગેરે રંગવાળાં તથા સુગંધવાળાં હોવાથી જેના ઉપર ભમરાઓ ઊડી રહેલા છે અને ગણગણાટ કરી રહેલા છે એવાં દિવ્ય પુષ્પો ચડાવ્યાં. ત્યાર પછી કાલાગરુ, કુંદરુક, કસ્તૂરી, કપૂર વગેરેના મિશ્રણવાળો, અને બળવાથી ધૂમાડાના ગોટેગોટા ચડવાથી આકાશમા વાદળાંઓની ઝાંખી થવાથી મોર હર્ષમાં આવી નૃત્ય કરવા લાગ્યા એવા પ્રકારનો ધૂપ ઉવેખ્યો.

### વિદ્યાપ્રાપ્તિ

એવી રીતે ઋષભદેવની પૂજા કરી પછી કેટલાકે ભગવાન આગળ જુદા જુદા પ્રકારનાં ખાદ્ય, પેય, ફળાદિક મૂક્યા. પછી ભગવાનની એકસાથે સ્તુતિ કરીને એક કાઉસગ્ગ કર્યો ધરણેન્દ્ર નાગેન્દ્રની આરાધના નિમિત્તે બીજો કર્યો પોતાના જીવિત કરતાં પણ અધિક વહાલી એવી અગ્રમહિષી માટે. અને ત્રીજો કાઉસગ્ગ કર્યો શાબરી મહાવિદ્યા માટે. એમ કરી, નમસ્કાર મહામંત્ર બોલીને પોતાના અંગ ઉપરથી રત્નાભૂષણો ઉતાર્યાં અને વલ્કલ અને પાંદડાં ધારણ કરી ધનુષ્ય અને બાણ ગ્રહણ કર્યાં. વળી, વેલ અને લતા વડે જટાની જેમ ઊંચો કેશસમૂહ બાંધ્યો. આ રીતે તેમણે ભીલનો વેષ સ્વીકાર્યો. પેલી વિદ્યાધરી યુવતીએ પણ ચણોઠીની માળાનું આભૂષણ ધારણ કરી ભીલડીનો વેષ અંગીકાર કર્યો. એ પ્રમાણે ભીલ અને ભીલડીનો વેશ ધારણ કરનારના કાનમાં મહારાજાધિરાજ શબરાધિપતિએ મહા-શાબરી વિદ્યા સંભળાવી. તેમણે કુસુમાંજલિ સહિત તે વિદ્યા અંગીકાર કરી. એ પ્રમાણે કેટલોક સમય તે વિદ્યા સંભળાવવામાં આવી. પછી મૌનવ્રત અંગીકાર કર્યું. ત્યાર પછી વડીલવર્ગ અને સાધર્મિકોને પ્રણામ કર્યા.

### વિદ્યાધરોનું સિદ્ધિક્ષેત્ર

૨૧૯. ત્યાર પછી તે વિદ્યાધરોમાંથી એકે બે હાથની અંજલિ કરી કહ્યું, "હે લોકપાલો! હે વિદ્યાધિપતિઓ! આ ઘોષણા સાંભળો! પૂર્વે શાબરવિદ્યાનો ખજાનો સિદ્ધ કરનાર મહાનુભાવ અને મહાપ્રભાવવાળા શબરશીલ નામના વિદ્યાધરાધિપતિ હતા. અનેક વિદ્યાધર નરેન્દ્રોના મસ્તકના મુગટમા રહેલાં રત્નો જેમના ચરણમા ઘસાયેલાં છે એવા તે અધિપતિ રાજ્યપાલન કરી વૈરાગી મનવાળા થતાં જિનવરનાં વચનાનુસાર ક્રિયામાર્ગ અંગીકાર કરી, સર્વ સંગનો ત્યાગ કરી આ જ ગિરિગુફામાં રહ્યા હતા. શબર સેનાપતિ નામના તેમના પુત્રે ગુરુભક્તિથી અને પિતા પ્રત્યેની પ્રીતિથી આ જ પર્વતની ગુફામાં ભગવાન ઋષભદેવની આ સ્ફટિકમય પ્રતિમાની સ્થાપના કરેલી છે. ત્યારથી માંડીને શાબર વિદ્યા-ધિપતિઓ અને વિદ્યાધરોનું આ સિદ્ધિક્ષેત્ર બન્યું છે. આ પ્રતિમાની સંમુખ વિદ્યાઓ અપાય છે અને આ જ વનમાં વિચરાય છે. એ રીતે પૂર્વેના પુરુષોને અહીં સર્વ કાલ સર્વ વિદ્યાઓ સિદ્ધ થતી હતી. તેથી શબરનાથના પુત્ર, શબરવેષધારી આ શબરેન્દ્રને ભગવાન ઋષભદેવના પ્રભાવથી અને ધરણેન્દ્રના નામના સાનિધ્યથી આ વિદ્યાની સિદ્ધિ થાઓ. હે સર્વે વિદ્યાધરો! બોલો કે સર્વ મંગલ વડે કુમારને વિદ્યા સિદ્ધ થાઓ." એટલે બધાએ એક સાથે કહ્યું, 'એની વિદ્યા સિદ્ધ થાઓ! એની વિદ્યા સિદ્ધ થાઓ!' એમ બોલી તમાલવૃક્ષના પાંદડાં જેવા આકાશમાં તેઓ ઊડી ગયા. ત્યાર પછી શબરનો વેષ ધારણ કરી આ યુગલ અહીં રહેલું છે."

### શબરયુગલનું દર્શન

૨૨૦. ત્યાર પછી, હે કુમાર! આ હકીકત સાંભળી મને મોટું કૌતુક થયું. મેં કહ્યું, "હે મિત્ર પોપટ! તેં આવું જોવા યોગ્ય મને કેમ ન બતાવ્યું? હું હાજર હોત તો આવી ભગવાનની પૂજા રચાઇ તે, સાધર્મિક વિદ્યાધરો, વિદ્યાનો સ્વીકાર વગેરે મને પણ

જોવા મળત? માટે આમ કરવું તને યોગ્ય લાગ્યુ?" ત્યારે પોપટે કહ્યું, "અપૂર્વ કૌતુક હોવાથી મને મારો પોતાનો પણ તે વખતે ખ્યાલ રહ્યો ન હતો. હું મને પોતાને જ્યાં ભૂલી ગયો ત્યાં તારી વાત તો બાજુ પર રહી. પરંતુ તે વિદ્યા અંગીકાર કરનાર ભીલ-વેષધારી યુગલ તને અત્યારે બતાવું." મેં કહ્યું, "ભલે, એમ હો!" પછી તે સ્થાનમાં ગયાં પરંતુ ત્યાં તે ભીલયુગલ ન દેખાયુ. પછી બીજે દિવસે ગયા અને પ્રતિમાને નમસ્કાર કરી રહ્યા હતા ત્યારે તેઓ આવ્યાં. તે સમયે અમે તેમને જોયાં તેમણે પણ 'આ સાધર્મિક છે' એમ માની કાયાથી પ્રણામ કર્યા, પણ વચનથી બોલ્યા નહિ (મૌનવ્રતને લીધે). ત્યારથી તેઓ દરરોજ ફરતાં ફરતાં અમારી ઝૂંપડીમા આવે છે. તેથી હે કુમાર! હું જાણું છું કે આ વિદ્યાધરો છે. એ વૃત્તાન્ત મને પોપટે કહ્યો છે. વળી, શરીરના લક્ષણવિધાનથી તમે પણ જણાવ્યુ. માટે, અહો કુમારનો વિજ્ઞાનાતિશય! અહો કુશળતા! અહો બુદ્ધિવિશેષ! અહો શાસ્ત્રમાં માયારહિતપણું! ખરેખર—

જિનવચન રૂપી અમૃતનુ આસ્વાદન જે ભાગ્યશાળીએ કરેલું હોય તેને માટે એવો કોઈ ભાવ કે પદાર્થ નથી કે જે શ્રુત રૂપી પ્રદીપ વડે જાણી ન શકાય.

### વિદાય માટે માગેલી રજા

૨૨૧. થોડી વાર પછી કુમારે કહ્યુ, "હે એણિકા! હું એક કડવું અને અનિષ્ટ વચન કહું તો તું કોપ ન કરતી. સજ્જન પુરુષો સહન ન થઇ શકે તેવું પણ સહન કરી લે છે." એટલે ગભરાતી એણિકાએ વિચાર્યું કે "કુમાર વળી કડવું અને નિષ્ઠુર શું કહેશે? અથવા કદાચ ચંદ્રમંડળમાંથી અગ્નિ, ઇંગાલ કે મસુર વરસે તોપણ સજ્જનો પરદૂષણ પ્રગટ કરનારું દુઃસહ વચન ન બોલે" એમ વિચારતી એણિકાએ કહ્યું, "હે કુમાર! જે કહેવું હોય તે કહો! હું કોપ નહિ કરું." એમ કહ્યું એટલે કુમારે કહ્યું, "અગ્નિને સંતોષ પમાડી શકાય છે. જળથી સમુદ્ર પણ ભરી શકાય છે, પરંતુ સજ્જનના સમાગમમાં સજ્જનોને સંતોષ થતો નથી. માટે કહું છું કે તમે અહીં રહો. મારે ઘણા અગત્યના કાર્ય માટે દક્ષિણાપથમાં અવશ્ય જવાનું છે. તેથી હું જાઉં છું." એણિકાએ કહ્યું, "અત્યંત નિષ્ઠુર વાત તમે કરી." પોપટે કહ્યું, "હે કુમાર! શું દક્ષિણાપથમાં જવા માટે એવું કોઇ મહત્ત્વનું કાર્ય છે કે જેથી જાઓ છો?" કુમારે કહ્યું, "હે રાજપોપટ! હા, જરૂર એવું મહત્ત્વનુ કાર્ય છે." પોપટે પૂછ્યુ, "શું એવું કાર્ય છે?" કુમારે કહ્યું, "એ હકીકત બહુ લાંબી છે. અત્યારે ટૂંકામાં એટલુ જ કહું છું કે એક કારણ અભ્યર્થના, બીજું કારણ સાધર્મિકનું કાર્ય અને ત્રીજું કારણ શિવસુખનુ મૂળ હોવાથી એ કાર્ય મહત્ત્વનુ છે." એમ બોલતો કુમાર ઊભો થયો. ત્યારે એણિકા અને પોપટ બંને તેની પાછળ સંભ્રમપૂર્વક ચાલ્યાં. થોડું ચાલ્યા પછી એણિકાએ કહ્યું, "હે કુમાર! પ્રભાવના કરનારું તમારું મોટું કુળ જાણ્યુ. તોપણ અમને એક વાત કહો કે તમે જન્મ લઈ કયુ કુળ સનાથ કર્યું છે? વળી, તમારા અંગના સંસર્ગથી ખડા થયેલાં રોમાંચકંચુકથી શોભાયમાન ચરણયુગલવાળા તમારાં માતાપિતા કોણ છે? વળી, સકલ ત્રૈલોક્યના સૌભાગ્યના સાગરનુ મથન કરવાથી ઉત્પન્ન થયેલા અમૃતરસના બિંદુથી ઘડાયેલા તમારા નામાક્ષરો શા છે? અને તમે ક્યાં

જવાના છો ?" આ પ્રમાણે પુછાતાં કુમારે કહ્યું કે "એ જરૂર તમને કહેવું જોઇએ. એમાં મારે વિકલ્પ ન કરવો જોઇએ. માટે તે સાંભળો !

**વિદાય**

૨૨૨. ભગવાન ઋષભદેવ સ્વામીના બાળપણના સમયમાં હાથમાં શેરડીનો સાંઠો રાખેલો છે એવા ઇન્દ્ર મહારાજ આવ્યા. તેમને જોઇ ભગવાને અભિલાષાપૂર્વક મનોહર કમળદંડ જેવી બાહુલતા લંબાવી. તે જોઇ ઇન્દ્રે પૂછ્યુ, "હે ભગવાન ! શેરડી (ઇક્ષ્વાકુ) ખાશો ?" એટલે ભગવાને "હા" એમ કહી શેરડીનો સાંઠો લીધો. એટલે ઇન્દ્રે કહ્યું "અરે, સુર, અસુર, નર, ગંધર્વો ! આજથી ભગવાનના વંશનું નામ ઇક્ષ્વાકુ વંશ હો !" ત્યારથી ઇક્ષ્વાકુ ક્ષત્રિયો પ્રસિદ્ધિને પામ્યા, તે ભરત ચક્રવર્તી સુધી અને ભગવાનના બીજા પુત્ર બાહુબલિ સુધી. ભરત ચક્રવર્તીનો પુત્ર તે આદિત્યયશ અને બાહુબલિનો પુત્ર તે સોમયશ. ત્યારથી, હે એણિકા ! એક આદિત્યવંશ (સૂર્યવંશ) અને બીજો સોમવંશ (ચંદ્રવંશ) શરૂ થયા. સોમવંશમાં ઘણા હજાર, લાખ, કરોડ, સેંકડો ક્રોડાનુક્રોડ રાજા થઇ ગયા. પછી દૃઢવર્મ નામના મહારાજા અયોધ્યાપુરીમાં થયા. હું તેમનો પુત્ર છું. મારું નામ કુવલયચંદ્ર એવું પાડેલુ છે. મારે વિજયાનગરીમાં જવાનું પ્રયોજન છે." આ પ્રમાણે વાત કહી એટલે એણિકાએ કહ્યું, "હે કુમાર ! તમારાં માતાપિતાને મોટો સંતાપ થશે. માટે જો તમને માન્ય હોય તો આ રાજપોપટ તમારાં માતાપિતા પાસે જઇ તમારા કુશળ સમાચાર આપે." કુમારે કહ્યું, "જો શક્ય હોય તો ભલે એમ થાઓ, કારણ કે વડીલવર્ગ પૂજનીય છે." એમ કહી પ્રણામ કરી પવનવેગે કુમાર ચાલ્યો. હૃદયમાં દુઃખ વાળાં અને આંખમાં શોકાશ્રુનાં જળબિન્દુવાળાં એણિકા અને રાજપોપટ પાછા વળ્યાં.





# પ્રકરણ સોળમું

## રાજપુત્ર દર્પફલિહ

ત્યાર પછી કુમાર અનેક પર્વત, નદી વગેરેથી વ્યાપ્ત વિંધ્યાટવિ ઓળંગી ગયો. પછી સહ્ય પર્વત દેખાયો તે કેવો હતો? જેમ કે—

બકુલ અને એલચીનાં વનથી તે શોભતો હતો. ચંદનનાં વનથી તે ગહન હતો. વનમાં લીન બનેલા ફણાવાળા સર્પ હતા. ફણાવાળા સર્પોની ફણા ઉપરનાં રત્નના તેજથી અંધકાર દૂર ઠેલાઇ ગયો હતો. અંધકાર જેવી પ્રસરેલી શ્યામ કાંતિવાળા પાંદડાંઓથી શોભતાં વૃક્ષો હતા. વૃક્ષોની બખોલમાં કોયલોના કલકલ મધુર શબ્દ થઈ રહ્યા હતા. મધુર શબ્દના શ્રવણથી દોડતાં સુવર્ણમૃગોથી કપૂરનાં નાનાં વૃક્ષો ઊખડી ગયા હતાં. કપૂરની ફેલાયેલી ગંધમાં લુબ્ધ ભ્રમરોનો ગુંજારવ સંભળાઇ રહ્યો હતો. એક સાથે ગુંજારવનો કોલાહલ થવાથી ગભરાયેલા વાદરાઓ જાયફળના વનને ધ્રુજાવી નાખતા હતા. જાયફળની રજથી રંગાયેલ ઝરણું સરસર અવાજ કરતું વહી રહ્યું હતું. ઝરણું વહેવાથી જળસિંચન થવાથી સમથ વૃક્ષો વૃદ્ધિ પામ્યાં હતાં. આવો પોતાના વૈભવથી નંદનવન જેવો સહ્યાદ્રિ, પૂર્વે જોયો નહિ હોવાથી, જોવાની ઉત્કંઠાવાળો કુમાર કુવલયચંદ્ર થયો.

તે જોતો જોતો કુમાર થોડો આગળ ગયો. ત્યાં અનેક વેપારીઓ તથા ચીજવસ્તુઓ, કરિયાણા, વેપારની વસ્તુઓ, કુંડિકાદંડ વગેરેથી યુક્ત એક મોટો સાર્થ કુમારે જોયો. તે સાર્થ કેવો હતો? જેમ કે—

**સાર્થવર્ણન**

મારવાડ દેશ જેવો, જેમાં અનેક સ્વૈરવિહારી ઊંટ ફરી રહ્યા હતાં; મહાદેવના મંદિર જેવો, જે ઢીકારવ કરતા ગર્વિષ્ઠ બળદોથી શોભતો હતો; રાવણના રાજ્ય જેવો, જે ભારે પ્રયત્નવાળા ખરદૂષણ (શ્લેષથી ગધેડાથી દૂષિત) થી યુક્ત હતો, રાજ્યાંગણ જેવો, જેમા ઘણા ઘોડાઓ ફરતા હતા, દુકાનમાર્ગ જેવો, જેમાં ઘણા વેપારીઓ સંચરતા હતા; કુંભારની દુકાન જેવો, જે માટીનાં અનેક ભાંડભાજનથી ભરેલો હતો. આમ સેંકડો ઊંટ, ગધેડા, મનુષ્યોના વૃદ્ધિ પામતા કોલાહલથી તે સહ્યાદ્રિમાં પડઘો પાડતો હતો. જ્યાં જુઓ ત્યાં સાર્થનો પડાવ નાખેલો હતો. સાર્થ પણ સાર્થને જ દેખતો હતો.

* ૨૨૩. સાર્થ જોઇને કુમારે એક પુરુષને પૂછયુ, "હે ભાઈ! આ સાર્થ ક્યાંથી આવે છે? અને ક્યાં જવાનો છે?" તે પુરુષે કહ્યું, "હે ભાઈ! આ સાર્થ વિંધ્યનગરીથી

આવે છે અને કચીપુરી જનાનો છે." ફરી પૂછયુ, "વિજયાનગરી કયા આવી તે તું જાણે છે ?" તેણે કહ્યું "દક્ષિણ સમુદ્રના કિનારે આવેલી વિજયાનગરી તો ઘણી દૂર છે." ત્યારે કુમારે વિચાર્યું, "તો પછી આ સાર્થની સાથે જ કેટલાક મુકામ સુધી જવું મારે માટે ઠીક છે." એમ વિચારી વૈશ્રમણદત્ત નામના સાર્થવાહને તે મળ્યો. એણે સાર્થવાહને કહ્યુ, "હે સાર્થવાહ ! તમારા સાર્થ સાથે કેટલાક દિવસ હુ મુસાફરી કરીશ." સાર્થવાહે પણ લક્ષણથી તેને મહાપુરુષ જાણી તે વાતનો સ્વીકાર કર્યો. "તમારો ઉપકાર" એમ કહી તે સાર્થ સાથે ચાલવા લાગ્યો.

સાર્થ આગળ જવા લાગ્યો. એમ કરતા સહ્યાદ્રિની મોટી અટવિના મધ્યભાગમા તે પહોચ્યો. ત્યાં જલાશય નજીક એક મોટા સ્થાન પર સાર્થે પડાવ નાખ્યો. તે પ્રદેશ નજીક ભીલોની પલ્લી હતી. એટલે જોખમની ખબર હોવાથી કિમતી વસ્તુઓ સુરક્ષિત કરી અંદરના ભાગમા રાખવામાં આવી હતી અને ઓછી કિંમતવાળા પદાર્થો બહાર ગોઠવવામા આવ્યા હતા. રક્ષણ કરવા માટે વારાફરતી મંડળીઓ પણ નક્કી કરી હતી. શિબિકા વાહકો પણ નક્કી કર્યા હતા. તલવારો તૈયાર કરી હતી. તીરકામઠા બાધ્યા હતા. કાન સુધી ખેંચાય તેવા ધનુષ્યો ખભે ચડાવ્યા હતાં. અને સકલ સાર્થનો પડાવ બરાબર તપાસી લીધો હતો.

## સૂર્યાસ્ત

એ સમયે સૂર્યે અનુક્રમે આકાશમંડળ ઓળંગી, અધકાર રૂપી મહારાક્ષસથી ભય પામી પાતાળમા પ્રવેશ કર્યો. 'સૂર્ય કયા સંતાઇ ગયો ?' એમ વિચારતો ઇન્દ્રનીલ જેવી કાતિવાળો, અધકાર રૂપી રાક્ષસ તેની પાછળ જલદી દોડતો આવ્યો 'વૃક્ષ નીચે સૂઈ ગયો ? કે ગુફામા પેસી ગયો ? કે વનમાં ઢગલો થઇ ગયો ?' એમ વિચારતો અંધકાર આકાશમાં ખોળવા લાગ્યો. તે ઊંચે જવા લાગ્યો, દોડવા લાગ્યો, ફેલાવા લાગ્યો, વિચરવા લાગ્યો, સ્થિર થવા લાગ્યો, પાતાળમાં પ્રવેશ કરવા લાગ્યો, રોષે ભરાયેલા હાથીની જેમ તે સૂર્યની અવગણના કરવા લાગ્યો.

## પ્રભાતે સાર્થ કોલાહલ

અધકાર જ્યારે દરેક દિશામાં ફેલાઇ ગયો ત્યારે એવા રાત્રિના સમયે પડાવ નાખેલા સાર્થના નક્કી કરેલા અધિકારીઓ શું કરતા હતા ? પહેરેગીરો પોતાની સામગ્રીથી સજ્જ થયા હતા. ઘોડાઓ ઉપર પલાણ નાખ્યા હતા. ચોકી કરવાના સ્થાનો નક્કી કર્યા હતાં. એ પ્રમાણે ઘણા લોકોના સાવધાનીથી થતા કોલાહલવાળી રાત્રિ ઠીક ઠીક પસાર થઈ ગઈ. તારાઓ અદૃશ્ય થવા લાગ્યા શ્વાપદો અવાજ કરવા લાગ્યા. પક્ષીઓ ઊડવા લાગ્યાં મોટાં પક્ષીઓ મૌન થઇ ગયા. ચકલાઓ કરકર કરવા લાગ્યા. એવા પ્રભાતના સમયે પાછલી રાત્રિના પહેરેગીરો કહેવા લાગ્યા, "અરે કામ કરો ! ઊંટો ઉપર કાઠડા નાખો ! સાર્થ ચાલે છે, પ્રયાણ ચાલુ કરો ! હવે સવાર પડી છે" એ સમયે વાજિંત્રો વાગ્યા. મંગલ ગીતો ગવાયા. શખો ફુંકાયા શોરબકોર વ્યાપી ગયો. લોકો ઊઠીને પલાણવા લાગ્યા

હતા. તે સમયે કેવા કેવા શબ્દો સંભળાઈ રહ્યા હતા ? જેવા કે 'અરે ઊઠો, ઊઠો, જાગો!' 'ઊંટને ઊભાં કરો !', 'ગધેડા પર કાંઠડા નાખો !'. 'અંદર ઉપકરણો ભરો !', 'તંબૂઓ સંકેલી લો !', 'વાંસડા લઈ લો !', 'માલસામાન ચડાવી દો !', 'ચીજવસ્તુઓ ગોઠવી દો !', 'ઘોડાઓને સજ્જ કરો !', 'ખચ્ચરોને પલાણો !', 'બળદોને ઊભા કરો !', વળી, 'ચાલો, હવે ઉતાવળ કરો !', 'ઊભા ન રહો !', 'જો, જો, કંઈ ભુલાયું નથી ને !' એ પ્રમાણે ઘોંઘાટ કરતો સાર્થ ચાલવા લાગ્યો. આ પ્રમાણે મોટો કોલાહલ પ્રવર્તી રહ્યો હતો અને ચોકિયાતો પોતાના કાર્યમાં પરોવાયેલા હતા. તે સમયે શું બન્યું ? જેમ કે—

"હણો, હણો ! મારો, મારો ! ચૂરો, ફાડો ! લઈ લો ! લૂંટો, લૂંટો !" એ પ્રમાણે કોલાહલ, કઠોર શિંગડાં ફૂંકવાના અવાજ સાથે થવા લાગ્યો. એ પછી તે ભૂમિમાં એવો કોઈ પ્રદેશ નહોતો કે એવો કોઈ પુરુષ નહોતો કે જે ત્યાં વિંધાયો ન હોય અથવા ભીલોના ભાલાથી દેખાયો ન હોય. આ પ્રમાણે થવાથી સાર્થસમુદાય આકુળવ્યાકુળ થઈ ગયો. ચોકિયાતો ઊઠ્યા અને લડવા લાગ્યા. મોટું યુદ્ધ જામ્યું. ભીલોનો સમુદાય વિશાળ હતો. એથી સાર્થ હાર્યો અને ભેદાયો. ભીલો લૂંટવા લાગ્યા અને ઉત્તમ વસ્તુઓ લઈ જવા લાગ્યા.

**સાર્થકન્યા**

* ૨૨૪. એ સમયે ધનવતી નામની સાર્થવાહની પુત્રી આમતેમ નાસવા લાગી. સાર્થવાહ નાસી ગયો અને પરિવાર મૃત્યુ પામ્યો એટલે બાકી રહેલી તે કન્યાને ભીલોએ પકડી. એટલે કંપતા સ્તનવાળી, સ્ત્રીસુલભ કાયરપણાને લીધે નીચે પડતી, થરથરતા હૃદયવાળી તે શરણ શોધતી કુમાર કુવલયચંદ્રને વળગી પડી. મોટા સ્તન અને નિતંબથી ભારે શરીરવાળી, ભીલોએ ભડકાવેલી, સુંદર દેહવાળી, શરણને શોધતી તે અનાથ બાળાએ કુવલયચંદ્રનો આશ્રય લીધો. કન્યાએ કહ્યું, "હે દેવ ! તમે શૂરવીર જેવા દેખાઓ છો. મને ભીલોએ બિવડાવી છે. હું તમારે શરણે આવી છું. જો તમે શક્તિશાળી હો તો મારું રક્ષણ કરો." એટલે "તું ભય ન પામ ! તું ભય ન પામ !" એમ બોલતાં બોલતાં કુમારે એક ભીલનું ધનુષ્ય બળથી ઝૂંટવી લીધું. તે ધનુષ્ય લઈ તે એકદમ બાણનો વરસાદ વરસાવવા લાગ્યો. એના બાણોથી પ્રહાર પામેલું ભીલોનું સૈન્ય પાછું વળ્યું. સૈન્ય નાસતું જોઈ ભીલોનો સેનાપતિ પોતે ઊઠ્યો અને કહ્યું, "તું ઠીક લડ્યો." પછી પોતાના સૈન્યને આશ્વાસન આપ્યું. કેટલાક સૈનિકો વિનાશ પામ્યા. જીવતા રહ્યા તે પલાયન થઈ ગયા. એટલે સેનાપતિએ કુમારને કહ્યું, "રોષે ભરાયેલા મત્ત હાથીની જેમ, હે વીર પુરુષ ! તું તેજસ્વી પરાક્રમી છે. માટે તું મારી સામે આવ. બીકણ હરણોને શું મારી નાખે છે ? સુવર્ણની પરીક્ષા કસોટીના પથ્થર ઉપર નીવડે છે તેમ વીરપુરુષોની પરીક્ષા રણમાં થાય છે."

**ભીલ સેનાપતિ સાથે યુદ્ધ**

એ પ્રમાણે ભીલ સેનાપતિનું કહેલું સાંભળી વળતી આંખોથી દૃષ્ટિ કરી કુમારે કહ્યું, "તું ચોર છે એટલે નિંદનીય છે. વળી, ભીલ હોવાથી મારે જોવા યોગ્ય પણ નથી. છતાં પણ તારાં આ વચનને લીધે મારા એ બંને વાંધા નષ્ટ થાય છે. છલઘાત કરનાર હોવાથી તું

ચોર છે, તો પણ ક્યાં તું અને ક્યાં તારું આવા પ્રકારનું વચન ? માટે મને ખાત્રી થાય છે કે રણાંગણમાં તું મારે યોગ્ય હશે !" એમ બોલી રહેલા કુમાર ઉપર એક બાણ છોડવામાં આવ્યું. કુમારે તેને દૂરથી જ છેદી નાખ્યું. ત્યાર પછી કુમારે એક સાથે બે બાણ છોડ્યાં. ભીલ સેનાપતિએ બે બાણથી એ બંને બાણ છેદી નાખ્યાં. પછી ભીલે ચાર બાણ છોડ્યાં. કુમારે તેને છેદી નાખ્યાં. પછી તો બરાબર યુદ્ધ જામ્યું વર્ષાઋતુના આરંભમાં આકાશમાં વાદળાં દેખાય તેમ આકાશ બાણુની ધારાથી ભરાઇ ગયું. બેમાંથી એક પણ છળી શકાતો નહોતો. તે સમયે બાણો કેવાં દેખાવા લાગ્યાં ? જાણે આકાશમાં ચાલવા લાગ્યાં. આગળ પણ બાણો દેખાય અને પાછળ પણ બાણો દેખાય. કેટલાંક પૃથ્વીતલમાં ખૂંચી ગયાં કેટલાંક ભમરાની જેમ ઉપર ગુણગુણ કરવા લાગ્યાં. આ પ્રમાણે યુદ્ધ કરતાં કરતાં પુષ્ટ ભુજાથી વારંવાર ખેંચાવાને લીધે ધનુષ્યોના ટુકડા થઇ ગયા. એટલે તે જમીન પર છોડી દેવાયાં. પછી બંનેએ ઢાલ તથા તલવાર લીધાં. પછી બંનેએ દાવ લીધા અને પાછા વળવા લાગ્યા. ઘડીક દોડે, ઘડીક વળે, ઘડીક સંકુચિત થાય, ઘડીક આગળ જાય, ઘડીક નિર્દય પ્રહાર કરે, ઘડીક વારણ કરે, ઘડીક ચૂરી નાખે.

* ૨૨૫. આવી રીતે લડતાં એક પણ હરાવી શકાતો નહોતો. પછી નિષ્ઠુરપણે પ્રહાર કરતાં કરતાં બંનેની તરવારોના ટુકડા થઇ ગયા. એટલે તે છોડી દીધી. પછી બંનેએ કમળપત્ર જેવી શ્યામ છુરિકા લીધી અને પ્રહાર કરવા લાગ્યા. તેમાં ઊર્ધ્વ પ્રહાર, હસ્ત, અપહસ્ત, હુલાવવું વગેરે દાવોથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. પરંતુ બેમાંથી એક પણ છળી શકાતો નહોતો. પછી કુમારે મહાક્રોધથી ફફડતા હોઠ સાથે, ભ્રમર ચડાવી ભયાનક મુખ કરી દર્પસાહન નામનો બંધ આપ્યો. એટલે ભીલાધિપે પણ સામો તેવો જ પ્રતિબંધ આપ્યો. પરંતુ ભીલ સેનાપતિ કોઇપણ પ્રકારે તે બંધ છોડાવી ન શક્યો. ત્યારે તેણે વિચાર્યું, "અહો, આ કોઇ મહાસત્ત્વવાળો, અતિનિપુણ કળાવાળો અને કૌશલપૂર્ણ છે. એ છળી શકાય તેમ નથી. મારે હવે એના હાથે મૃત્યુ પામવું પડશે. હું એનાથી પરાજય પામ્યો છું. હવે એની પાસેથી છૂટી શકાશે નહિ. માટે આ સારી વાત નથી. કારણ કે-

અરે, જિનવરનો ધર્મ જાણવા છતાં, આ અકાર્ય છે એમ જાણવા છતાં વિષયાશામાં મૂઢ મનવાળા મેં ગર્હિત વૃત્તિનો આશ્રય લીધો. પારકું જીવિત અને ધન હરણ કરવું એને મુનિઓ ઇચ્છતા નથી. એ ત્રણે ભુવનમાં અશુભ છે અને અશુભ ફળ આપનાર છે અને ખરેખર, તે નિર્ભાગીનું જીવન છે. હું ચોર છું તેથી નિંદનીય છું. વળી સર્વ લોકને ઉદ્વેગ કરનાર છું અને જીવ માત્ર પ્રત્યે દયા કરનારા અને ઇન્દ્રિયોનુ દમન કરનારા સાધુસમુદાયને વિશેષ પ્રકારે ઉદ્વેગ કરનાર છું. મારા હૃદયમાં પ્રભુની આજ્ઞા છે અને નિર્ભાગી મારું ચરિત્ર તેથી વિરુદ્ધ છે. ખરેખર, આ બધી આળજંજાળ વિસંવાદ ઊભો કરે છે. હે હૃદય ! તું એટલો વિચાર કર કે પાપને જાણવા છતાં અત્યંત મૂઢની જેમ તું પાપ કરે છે તે તને યોગ્ય છે ? જિનેશ્વરોએ પ્રતિષેધેલ વાતો હું આજે છોડીશ, આવતી કાલે છોડીશ, એમ વિચાર કરવામાં જ તપજપ કર્યા વગર તું મૃત્યુ પામીશ. હવે, આમ થયું ;

છે તોપણ કોઇ પણ પ્રકારે આ પુરુષને જો હું ચુકાવું તો આ સર્વ ત્યાગ કરી પ્રવજ્યા અંગીકાર કરીશ."

પરસ્પર મિચ્છામિ દુક્કડં

એમ વિચારી મત્સ્યઉદ્વર્તનનો દાવ કરી એક બાજુથી છટકી લગભગ સો હાથ દૂર જઇ તરવાર, ધનુષ્ય અને લટકતી ઢાળનો ત્યાગ કરી, નિઃસંગ બની કાયોત્સર્ગ કરીને પ્રતિમા અંગીકાર કરીને રહ્યો. કેવી રીતે?

તરવાર, ધનુષ્ય નિર્દયપણે ધરણી પર અફાળીને ત્યાગ કરી બે હાથ લાંબા કરી કાઉસગ્ગમાં લીન બન્યો. આગારવાળો નિયમ ગ્રહણ કરીને પંચનમસ્કાર વચનમાં એકાગ્ર ચિત્તવાળો અને શત્રુ તથા મિત્ર પ્રત્યે સમભાવ રાખવાવાળો તે ધર્મધ્યાનમાં લીન બન્યો.

એનું એવું વર્તન જોઇ, પંચનમસ્કારવચન સાંભળીને એકદમ ઉતાવળો થઈ કુમાર કુવલયચંદ્ર દોડ્યો અને એ સાધર્મિક છે તેમ વિચારી 'સાહસ ન કર' એમ બોલી કુમારે તેને અટકાવ્યો. એણે કહ્યું, "હે સત્પુરુષ! દુઃખે કરીને પાર પામી શકાય એવો વ્રતનો વ્યવસાય કંઇ કરશો નહિ. આ પચખાણ વગેરે નિઃસંગ સાધુઓને માટે યોગ્ય છે. વળી, સાધર્મિકના ગળે વળગીને મેં શરીર પર જે પ્રહારો કરવા રૂપ અપરાધો કર્યાં છે તેને માટે કૃપા કરીને ક્ષમા આપો. ખરેખર, હું પાપીમાં પાપી અભવ્ય હોઇશ એમ લાગે છે. સમ્યક્ત્વવાળો હોવા છતાં પણ જીવને વિશે મેં આમ પ્રહાર કર્યા. હવે અગ્નિમાં પડું તોપણ મારી શુદ્ધિ નથી. પાણીમાં પડું તોપણ મારો ઉદ્ધાર નથી. તપ કરું તોપણ મારી શુદ્ધિ ક્યાં છે? આમ હોવા છતાં પૂર્વે કરેલાં પાપ રૂપી પર્વતને ભેદવા માટે 'મિચ્છામિ દુક્કડં' જેવો વજ્રપ્રહાર પૂર્વના મહર્ષિઓએ કહેલો છે. માટે કૃપા કરી આ કાઉસગ્ગ પારી લો અને બીજા ઘણા પ્રકારના ધર્મ દેખાય છે તે કરો. અને બીજા સમયે વળી કાઉસગ્ગ કરજો."

* ૨૨૬. એવી રીતે ભયભીત બનેલો અને વિનયભક્તિવાળો કુમાર વિલાપ કરવા લાગ્યો. ત્યારે ભીલ સેનાપતિએ વિચાર્યું કે "અરે, આ પણ સાધર્મિક છે. તો મેં પણ એના શરીરે પ્રહાર કર્યો છે. માટે હું પણ મિચ્છામિ દુક્કડં દઉં. કહ્યું છે કે જેના મનમાં સમ્યક્ત્વ દર્શન વર્તતું હોય એવા સાધર્મિકને જે કોઇ કોપથી હણે તે ખરેખર નિર્દય બની લોકબંધુની, સાધર્મિકની આશાતના કરે છે. પરંતુ એને હું જાણતો ન હતો. માટે હવે શું કરું?" એમ વિલાપ કરતાં "આ સાધર્મિકના વચનને માટે શું કરું? એ નિરાશ ન થવો જોઇએ. મેં પણ આગારવાળું (છૂટવાળું) પચખાણ લીધું છે. માટે કાઉસગ્ગ પારું." એમ વિચારીને "સાધર્મિકને પ્રણામ કરું છું" એમ બોલી આદરપૂર્વક કુમારને કંઠમાં લીધો. એ રીતે ભીલ સેનાપતિ અને કુમાર બંને હૃદયમાં પરસ્પર ધર્માનુરાગથી સ્નેહપૂર્ણ રોમાંચવાળા અને અશ્રુભીની આંખ સાથે સાધર્મિક અનુરાગવાળા થયા. જેમના હૃદયમાં જિનવચન રમી રહ્યાં છે એવા તેઓ બંને વેરનો ત્યાગ કરી, લાંબા સમયે સગાં-સ્નેહી મળ્યાં હોય તેમ સ્નેહવાળા બની રુદન કરવા લાગ્યા. એક ક્ષણ પછી બંને શાંત

બની ગયા. એટલે કુમારે કહ્યું, "જો તમે આટલા સમજુ છો તો લૂંટવાનું કાર્ય શા માટે કરો છો? અને જો તેમ હોય તો આ સંગત્યાગ, કાઉસગ્ગ, મિચ્છામિ દુક્કડં વગેરે શા માટે? પૂર્ણિમાના ચંદ્રની જ્યોત્સ્નાની શીતલતા અને ગ્રીષ્મના મધ્યાહ્નનો તાપ એ બેનો સંયોગ કરવા રૂપી તમારા ચરિત્રનો યોગ કેવી રીતે થયો?"

ભીલ સેનાપતિએ જવાબ આપ્યો, "હે ભાગ્યશાળી! જિનેશ્વરોએ લૂંટ, ચોરી, હિંસા વગેરે પાપોનો પ્રતિષેધ કરેલો છે તે વાત હું સારી રીતે જાણું છું. પરંતુ રાજાના પરાધીન સેવકની જેમ ચારિત્રાવરણીય કર્મથી પરાધીન બનેલો હું શું કરું? મને સમ્યક્ત્વ તથા કેટલુંક સમ્યક્ત્વ જ્ઞાન પણ છે. પરંતુ કર્માધીન મૂઢ બની હું ચારિત્ર્ય સ્વીકારી શકતો નથી. પરંતુ અત્યારે તમારા પ્રભાવથી તપ, નિયમ, ધ્યાન, યોગ વડે આત્માને ભાવતો હું નિઃસંગ બની દીક્ષા અંગીકાર કરીશ."

કુમારે કહ્યું, "તમારું ચરિત્ર અસાધારણ છે. માટે તમે કોણ છો તે કહો!"

ભીલાધિપે કહ્યું, "હે કુમાર! હું જન્મથી કે જાતિથી ભીલ નથી, છતાં હું ભીલાધિપ છું. પરંતુ એ હકીકત પછીથી વિસ્તારથી નિરાંતે કહીશ. અત્યારે તો સાર્થને ભયંકર ભય વર્તી રહ્યો છે અને ચોર ભીલોથી તે લૂંટાઇ જશે. માટે હું પહેલાં જઇને લૂંટ થતી અટકાવું." એમ કહીને તે ગયો, અને તે કહેવા લાગ્યો, "અરે, ભીલો! સાર્થને લૂંટો નહિ. લૂંટવું સર્વથા બંધ કરો. તમે જો સાર્થને લૂંટો તો મારા સમ છે." એ સાંભળી ભીલ પુરુષો ભીંતમાં ચીતરેલા હોય તેમ અથવા ગારુડીના મંત્રથી સર્પ થંભી જાય તેમ થંભી ગયા. પછી "અરે, સાર્થવાહને શોધી લાવો; વેપારીઓને ભય પમાડશો નહિ; મહિલાઓને આશ્વાસન આપો; ઊંટોને સંભાળો; ઘોડાઓને પકડી લો; હથિયારો મ્યાન કરો; મહિલાઓનો સત્કાર કરો." એવી આજ્ઞા લઇને આજ્ઞાંકિત ભીલો દોડ્યા. ત્યારે ભયભીત બનેલો સાર્થવાહ વનમાં એકલો ભ્રમણ કરી રહ્યો હતો. તેને ભીલોએ શોધી કાઢ્યો. અને આશ્વાસન આપ્યુ કે "તમે ભય ન પામો! અમારા સ્વામી તમારા ઉપર પ્રસન્ન થયા છે." પછી તેઓ ભય પામેલા સાર્થવાહને પાસે લઈ આવ્યા. સેનાપતિએ કહ્યું, "અરે, સાર્થપતિ! તું ખરેખર પુણ્યવંત છે! તારા સાર્થમાં આવા ભાગ્યશાળી અને પુણ્યવાન મહાનુભાવો છે તેથી તારી ઘણી આપત્તિ ટળી ગઈ. તું હવે ધીરજ ધર. તારા માલસામાનની બરાબર તપાસ કર અને જે મળી જાય તે સિવાયનું જે ગુમાવ્યુ હશે તે અગિયારગણું કરીને હું ભરી આપીશ. હે પુરુષો! જાઓ, તપાસ કરો અને જે જીવતાં હોય તેને સમજાવો. સર્વથા, જેઓએ જે કંઇ ગુમાવ્યું હોય તે મને જણાવો!" એમ કહી કુમારનો હાથ પકડી તે સેનાપતિ ઊઠ્યો અને પલ્લી તરફ જવા લાગ્યો.

### પલ્લી તરફ પ્રયાણ

# ૨૨૭. તે વખતે આજ્ઞા કરી, "અરે, આ સાર્થના માણસોને તેમની ઇચ્છા મુજબના સ્થાને સુખપૂર્વક પહોંચાડો." એમ કહીને સહ્યાદ્રિ પર્વતની અંદર ગુફાગુહામાં મહાપલ્લી તરફ તે ગયો. તે પલ્લી કેવી હતી? કોઈક જગ્યાએ મનોહર ચમરી ગાયના

પૂછડાંના સમૂહની બનાવેલી ઝૂંપડીઓવાળી, કોઈક જગ્યાએ મોરનાં ઘણા પીછાઓની છત બનાવીને ગ્રીષ્મકાળ માટે બનાવેલાં મંડપ ઉપર ઢાંકી હતી તેથી શોભતી, કોઈક જગ્યાએ હાથીના દંતૂશળની બનાવેલી છતવાળી, કોઈક જગ્યાએ ચળકતાં મોતી અને પુષ્પોના ઢગલાથી શોભતી, કોઈક જગ્યાએ ચંદનના વૃક્ષની શાખાએ લટકતાં દોરડાના હીંચકા ઉપર આંદોલન કરતી અને ગીત ગાતી મનોહર વિલાસિનીઓવાળી—આવા પ્રકારની પલ્લી શોભી રહી હતી. આ પલ્લી મનોહર હોવાથી દેવનગરી જેવી, ધનથી સમૃદ્ધ હોવાથી કુબેરની નગરી જેવી અને શૂરવીર પુરુષોવાળી હોવાથી લંકાપુરી જેવી શોભતી હતી. તેઓ જ્યારે જઈ રહ્યા હતા ત્યારે પલ્લીના મધ્યભાગમાં અનેક ભીલ સૈનિકો મસ્તક નમાવીને જયજય શબ્દ બોલી રહ્યા હતા. અનેક ભીલ સૈનિકોની સુંદરીઓના વૃંદ, પૂર્વે નહિ જોયેલા, કામદેવ જેવા કુમારને જોવા માટે ઉતાવળ કરતાં હતાં. એ રીતે ઉજ્જવળ ચપળ પાંપણવાળી, તથા નીલકમળ જેવી શ્યામ નેત્રમાળાથી મિશ્રિત એવી પુષ્પમાળાથી જાણે અર્ચન કરાતો કુમાર પસાર થયો.

ત્યાર પછી ઘણે ઊંચે, સહ્યાદ્રિના શિખર ઉપર તે સેનાપતિનું મંદિર દેખાયું. તે કેવું હતું? જેમ કે—

ઊંચાઈમાં મેરુપર્વત જેવું, ઉજ્જવળતામાં હિમગિરિ જેવું અને વિસ્તારમાં પૃથ્વી જેવું તે ભીલ નરપતિનું મંદિર હતું તેમાં ઘણા ખીલાની શ્રેણીઓ હતી, તેથી જાણે કે કુમારના દર્શનથી મંદિર પુલકિત થયું હોય તેવું લાગતું હતું. ગવાક્ષમાં આસન અને શયન હતાં તેથી જાણે કે ધ્યાન ધરતું, પવનથી ધજા ફરકતી હતી તેથી જાણે હાથથી અંજલિ કરતું અને મોરનો સમૂહ નૃત્ય કરતો હતો અને કેકારવ કરતો હતો તેથી જાણે સ્વાગત કરતું હોય તેવું લાગતું તે ભીલાધિપનું પલ્લીમંદિર કુમારે જોયું.

વાર્તાવિનોદ

૨૨૮ ત્યાર પછી તેવી સકલ નગરીમાં રમણીય પલ્લી જોઈને કુમારે પૂછયું, "અરે, સેનાપતિ! આ સંનિવેશનું નામ શું છે?" સેનાપતિએ વિચાર્યું કે "હજુ તો ઉપર ઘણું ઊંચે ચઢવાનું છે. કુમાર થાકી ગયો છે. માટે હાસ્યથી વિનોદ કરીએ." એમ વિચારી તેણે પૂછયું, "હે કુમાર! તમારો જન્મ ક્યાં થયો?" કુમારે કહ્યું, "અયોધ્યા નગરીમાં." તેણે પૂછયું, "અયોધ્યા નગરી ક્યાં આવી?" કુમારે કહ્યું, "ભરતક્ષેત્રમાં." તેણે ફરી પૂછયું, "ભરતક્ષેત્ર ક્યાં આવ્યું?" કુમારે કહ્યું, "જંબૂદ્વીપમાં." તેણે ફરી પૂછયું, "જંબૂદ્વીપ ક્યાં આવ્યો?" કુમારે કહ્યું, "આ લોકમાં." તેણે કહ્યું, "એ સર્વ ખોટી વાત છે." કુમારે પૂછયું, "શા માટે ખોટી વાત?" તેણે કહ્યું, "જો તમે આ લોકમાં, જંબૂદ્વીપમાં, ભરતક્ષેત્રમાં, અયોધ્યાનગરીમાં જન્મ્યા છો તો પછી ત્રણે લોકમાં પ્રસિદ્ધ યશવાળી આ પલ્લીને કેમ ન જાણો? માટે મને લાગે છે કે આ સર્વ ખોટું છે." એટલે કુમારે હસીને કહ્યું, "શું જગતમાં, ત્રણે લોકમાં જે જે પ્રગટ છે તે તે સર્વ સર્વને જાણે છે?" તેણે કહ્યું, "હા, જરૂર સારી રીતે જાણે છે." કુમારે કહ્યું, "જો એમ છે તો તમારો પક્ષ શાશ્વત નથી." તેણે પૂછયું, "શા માટે?" ત્યારે કુમારે કહ્યું, "કારણ

કે સમ્યક્ત્વ જ્ઞાન, વીર્ય, ચારિત્ર્યના પ્રયત્નની સિદ્ધિનો શ્રેષ્ઠ માર્ગ, શાશ્વત મોક્ષ સુખ માટે સુંદર એવો જિનધર્મ અહીં પ્રગટ છે, તોપણ ઘણા તેને જાણતા નથી. તેથી તે ત્રૈલોક્યની બહાર ન ગણાય. એવી કેટલીક વસ્તુઓ પ્રગટ હોવા છતાં કેટલાક મનુષ્યો તેને જાણતા ન પણ હોય ” એટલે સેનાપતિએ કહ્યું, “ તો હું તમારાથી હાર્યો. હવે હું તમને પૂછું છું. આ એક પ્રશ્નોત્તર તમારે સમજવા જેવો છે. તે એ કે—

ચિંતામણિપલ્લી

લોકોમાં શું ચિંતવાય છે ? ફણા ઉપર શું પ્રગટ હોય છે ? લોકોમાં ઇચ્છા પ્રમાણે ફળ આપનાર શું હોય છે ? ”

કુમારે વિચાર્યું, ‘ શું ચિંતન કરાય છે ? હાં ...જાણ્યુ. ચિંતા. અને સર્પના મસ્તકે પ્રગટ શું હોય છે ? હાં ...મણિ. અને ચિંતિત પદાર્થ આપનાર કોણ હોય છે ? હાં... સમજાયુ. ચિંતામણિ. શું આ પલ્લીનુ નામ ચિંતામણિ છે ? ” એમ વિચારી એણે કહ્યું, “ હા ...પૂછેલા પ્રશ્નનો ઉત્તર સમજાઇ ગયો કે ‘ ચિંતામણિ ’ અહીંનુ નામ છે. ” સેનાપતિએ કહ્યું, “ કુમાર! તમે કહ્યું તે બરાબર છે ”

આ રીતે હાસ્યવિનોદ કરતા તેઓ પોતાના મંદિરમાં ચડી ગયા. ત્યાં અનેક હાવ-ભાવપૂર્વક વિચરતી વિલાસિનીઓના કેડના કંદોરાની ઘૂઘરીઓના રણકારવાળું મંદિર જોયુ. ત્યાર પછી અંદર પ્રવેશ કર્યો અને દેવગૃહમાં ગયા. ત્યાં સુવર્ણનું દ્વાર વાસેલું દેવ-મંદિર જોયુ. દ્વાર ખોલી સુવર્ણ અને રત્નની પ્રતિમાઓનાં દર્શન કર્યાં. હર્ષપૂર્ણ વદનકમળ વડે ત્રિલોકબંધુને પ્રણામ કર્યાં. પછી જિનમંદિરમાંથી બહાર નીકળી મૂલ્યવાન સિંહાસન પર બેઠા. ક્ષણવાર વિશ્રામ લીધો. પછી તેઓને પહેરવા પોતડી અપાઇ અને લક્ષપાક તથા ખીલેલાં માલતીનાં પુષ્પની ગંધથી મિશ્રિત તેલ મસ્તકમાં લગાડવામાં આવ્યુ. નવીન વિકસિત કમળ જેવા કોમળ હાથથી વિલાસિનીઓએ શરીરે તેલ માલિસ કર્યું ત્યાર પછી કપડા વડે તેલ લૂછી લેવામાં આવ્યું. પછી તેઓએ સુગંધી, નિર્મળ અને શીતળ જળથી સ્નાન કરી પવિત્ર બની ધોયેલાં શ્વેત વસ્ત્ર ધારણ કરી ગૃહમંદિરમાં જઇ યથાવિધિ ભગવંતની પૂજા કરી. પછી સમોવસરણમાં બેઠેલા ભાવતીર્થંકરનુ ક્ષણવાર ધ્યાન ધર્યું. નવકારવાળી લઇ નવકાર તથા લોગસ્સનો જાપ કર્યો. એ સર્વ કાર્ય પૂર્ણ કરી ભોજનમંડપમાં આવ્યા ઇચ્છાપૂર્વક ભોજન કર્યું અને સુખપૂર્વક નિરાંતે રહેવા લાગ્યા.

લોહદંડ મારનાર કોણ ?

૬ ૨૨૯. એ પ્રમાણે જ્યારે સુખશાંતિપૂર્વક રહેલા હતા ત્યારે ધોયેલાં ઉજ્જવળ વસ્ત્ર પહેરીને, હાથમાં લોહદંડ લઇને એક પુરુષ ત્યા આવ્યો અને આગળ દંડ સ્થાપન કરીને એણે સેનાપતિને બે ગાથાઓ સંભળાવી. જેમ કે–

નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિ સ્વરૂપ ભયંકર સંસારસાગરને જાણે છે તથા જિનવચન અને મોક્ષસુખને પણ તું જાણે છે. તોપણ, હે નિર્દય ! લજ્જા વગરનો તું ચારિ-ત્ર્યમાર્ગથી ભ્રષ્ટ થઇ, જાણવા છતાં પણ હજુ વૈરાગ્ય પામતો નથી. માટે કાં તો હવે

સંસારથી વિરક્ત બન અથવા આ દંડપ્રહાર લે." એમ બોલી તે પુરુષે સેનાપતિના મસ્તકમાં દંડનો પ્રહાર કર્યો. એટલે મહાગરુડમંત્ર જાણનાર સિદ્ધ પુરુષથી હણાયેલો મહાફણા રૂપી મહામંડળવાળો મહાસર્પ જેમ મસ્તક નમાવે તેમ નીચું મુખ કરી સેનાપતિ વિચાર કરવા લાગ્યો. "અહો જુઓ! આ સજ્જન પુરુષ સમક્ષ મને એણે નિષ્ઠુરપણે દંડથી કેમ માર્યો અને કઠોર શબ્દો કેમ સંભળાવ્યા? અથવા, ના, ના, એણે બરાબર સારું જ કામ કર્યું છે, કારણ કે વૃદ્ધાવસ્થા, મરણ, રોગ, કર્મમલ, ક્લેશ વગેરેની પ્રચુરતાવાળા આ સંસારમાં મૂઢ પુરુષો અનંતકાળ સુધી દુઃખયુક્ત પરિભ્રમણ કર્યા કરે છે. તેમાં જે ભવ્યાત્માઓ છે તે અપૂર્વકરણ કરીને કર્મની ગાંઠ ભેદી પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. આ સમ્યક્ત્વરત્ન પ્રાપ્ત કરીને જે ઉત્તમ પુરુષો પ્રમાદ કરે છે તે સમુદ્રમાં પાટિયું મેળવનાર ડૂબતા માણસની જેમ સેંકડો આવર્તવાળા ભવસમુદ્રમાં અટવાય છે. સમુદ્રમાં પાટિયુ મેળવીને કાર્યક્રિયા જે કરતા નથી તે ડૂબી જાય છે તેમ સમ્યક્ત્વરત્ન મેળવીને જે ચારિત્ર્યપાલન કરતા નથી તે ભવસાગરમાં અટવાઇ જાય છે.

લાખો ભવમાં મળવું મુશ્કેલ એવું સમ્યક્ત્વ મેં મેળવ્યું છે છતાં હજુ હું એવો મૂઢ છું કે ચારિત્ર્ય અંગીકાર કરતો નથી; જિનવચનને જાણતો નથી અને હજુ સંસાર તરફ અણગમો થયો નથી. જે જીવો જીવ, નિર્જરા, બંધ વગેરે પદાર્થો સમજતા નથી તેઓ અજ્ઞાનના દોષથી મૂઢ બની ભલે હજુ પ્રમાદ કરે, પરંતુ ત્રિલોકનાથ એકબંધુનું વચન જાણનાર મારે માટે જીવવધ કરવો શું યોગ્ય ગણાય? આ જીવલોકમાં મને ધિક્કાર હો! સમુદ્રમાં ખોવાઇ ગયેલી કોડી જેમ પાછી મળવી મુશ્કેલ તેમ આ અત્યંત ભયંકર સંસારસમુદ્રમાં સમ્યક્ત્વરત્ન પાછું મળવું દુર્લભ છે. એમ જાણતો હોવા છતાં પણ ચારિત્ર્યાવરણીય કર્મના દોષથી સત્ત્વ વગરનો અધમ હું હજુ સંસારથી વિરક્ત થતો નથી. અહો, ધિક્કાર હો! નિર્ભાગી, કરુણારહિત, લજ્જા વગરનો, સત્ત્વરહિત હું ખરેખર કઠોર, નિષ્ઠુર, આકરાં વચનો માટેનું ભાજન બનેલો છું એમ મને લાગે છે." એ પ્રમાણે વિચાર કરતા, આંખમાંથી અશ્રુજળ વહી રહેલા, લાંબા નિસાસા મૂકતા, દીન મનવચનવાળા સેનાપતિને કુમારે પૂછયું, "અરે, આ શી હકીકત છે? આ પુરુષ કોણ છે? શા કારણે એણે તમને પ્રહાર કર્યો? તમે તેનો અપરાધ શા માટે ખમી લીધો? તમે આટલા દુર્મનવાળા કેમ થયા છો?" આ પ્રમાણે પૂછયું એટલે લાંબો નિસાસો મૂકતાં તેણે ધીમેથી કહ્યું, "હે કુમાર! આ વૃત્તાન્ત મોટું છે. તોપણ ટૂંકમાં કહું છું તે સાંભળો—

રત્નાપુરીનો રાજા રત્નમુગટ

૨૩૦. આ પૃથ્વીમાં ઉપવન, આરામ, સંનિવેશથી રમણીય અને જનસમુદાયથી ઊભરાતી તથા ગંભીર એવી રત્નાપુરી નામની નગરી પ્રસિદ્ધ છે. ત્યાં ચાંડાળકુળોમાં પણ કોટિધ્વજનું સૂચન કરતી, પવનથી લહેરાતી પતાકાઓ છે; પાંજરાનાં પોપટ અને મેના પણ સર્વ શાસ્ત્રોના અર્થ ભણેલાં છે; કુંભાર સુવાનો પણ ખરાબ રૂપ વગરના અને સુંદર રૂપશોભા ધારણ કરે છે; અને નગરની બાલિકાઓ પણ વિરૂપ શોભાથી રહિત અને લાવણ્યયુક્ત છે. ટૂંકામાં—

તે નગરીમા જે કઇ પદાર્થ પરાભવ પામવાથી અધમ કે હલકો ગણાય છે, તે પદાર્થ બીજી નગરીમા જાય તો ત્યા તે પ્રથમ સ્થાન પ્રાપ્ત કરનારો ગણાય છે.

તે નગરીમા રત્નમુગટ નામનો રાજા હતો. તે રાજા શત્રુ પ્રત્યે કોપથી યમ જેવો અને સેવકવર્ગને કૃપા કરે તો કુબેરની જેમ દાન આપનારો હતો ગરીબોને ધન આપવામા તથા ગર્વિતોને ખડ્ગપ્રહાર આપવામા તે પ્રસિદ્ધ હતો તેના બધા જ ગુણો વર્ણવવાને કોઇ સમર્થ નથી. એ રાજાને દર્પફલિહ અને બાહુફલિહ (અથવા ભુજફલિહ) નામના બે પુત્રો છે.

## પતંગિયાનો પ્રસંગ

એ પ્રમાણે તે રાજા રાજ્યનુ પાલન કરતો હતો. એક દિવસ અમાસની સંધ્યાએ સકલ નજીકના પાપકાર્યોનો પરિત્યાગ કરી, સમગ્ર વિલાસિનીવર્ગને વિદાય કરી રાજા વાસગૃહમા એકલો એક લાકડાની દીવીની દીપશિખા સામે એકાગ્ર નજર કરીને બેઠો હતો તે સમયે કઇ કઇ વિચારણા ચાલી રહી હતી ત્યારે દીવા ઉપર એક પતંગિયુ આવ્યુ તે દીપશિખાને ભેટવા ઇચ્છતું હતું. સ્વભાવથી અનુકંપાવાળા રાજાએ વિચાર્યું કે "આ બિચારુ અજ્ઞાન અને મોહથી આ દીવામા પડશે તો મરી જશે" માટે તે હથેળીમા લીધુ અને પકડીને બારણાની જાળીની બહાર મૂકયુ. બહાર મૂકયુ એટલી વારમા તે તરત જ પાછુ ત્યા આવી ગયુ. એટલે રાજાએ વિચાર્યું કે "આ પતંગિયાનો ઉદ્યમ તો જુઓ" પાછુ પકડ્યુ અને બહાર મૂકી આવ્યા. પાછુ તે આવ્યુ. તેનો જીવ બચાવવા રાજાએ વારવાર પ્રયત્ન કર્યો. "લોકોમા કહેવત છે કે ઉપાયથી બચાવેલો જીવ સો વરસ જીવે માટે હુ પણ પરીક્ષા કરુ કે ઉપાયો કરીને જીવોને બચાવી શકાય છે કે નહિ?" એમ વિચાર કરીને રાજાએ ફરી પતંગિયાને બચાવવા માટે પકડ્યું "જો કોઇ પણ પ્રકારે એને મૃત્યુના મુખમાથી બચાવુ તો જાણુ કે વૈદ્ય અને ઔષધિઓ મૃત્યુના મુખમાથી બચાવી શકે છે. અને જો મારાથી રક્ષણ કરાવા છતા તે જીવતુ નહિ રહે તો મૃત્યુ આગળ કોઇ શરણ નથી અને પરલોકનુ હિત જ માત્ર કરણીય છે" એમ વિચારી, એણે બને બાજુ નજર કરી. ત્યાં એક ઉઘાડી દાબડી જોઈ. તે દાબડીમા પતંગિયાને નાખી, ઉપર ઢાકી દીધી પછી એને ઓશિકા પાસે રાખી. એમ કરી રાજા ઊંઘી ગયો, ઊંઘ પૂરી થઇ એટલે જાગ્યો અને વિચારવા લાગ્યો કે "જોઉ તો ખરો કે મે એને બચાવવા ઉપાય કર્યા છે, તો પતંગિયુ જીવતુ છે કે કેમ?' એમ વિચારી દાબડી લઇ મણિપ્રદીપથી જોયુ તો ત્યા પાસે ગરોળી જોવામા આવી તેને જોઇ જરા વધારે ઝીણવટથી તપાસ કરી પણ પતંગિયુ દેખાયુ નહિ એટલે રાજાએ વિચાર્યું કે નક્કી આ ગરોળી એને ખાઇ ગઇ હશે! અહો, આ જીવલોકને ધિક્કાર થાઓ! કારણ કે—

પ્રયત્ન અને ઇચ્છાપૂર્વક આ પતંગિયાનુ જીવથી રક્ષણ કરુ એમ ધારી એને દાબડીમા નાખ્યુ, પરંતુ ત્યા પણ ગરોળી આવીને એનુ ભક્ષણ કરી ગઈ ખરેખર, કરેલા કર્મને ભોગવ્યા સિવાય છૂટકો નથી રાગ, દ્વેષ અને કલેશથી જેટલા પ્રમાણમા પૂર્વકર્મ કર્યું હોય તેટલા પ્રમાણમા તે ફળ આપે છે એમા સદેહ નથી ઔષધ યોગ, મત્ર, તત્ર વગેરે ઉપાય

કરવાવાળા વૈદ્યાદિક બચાવવાના ઘણા ઉપાય કરે છે, પરંતુ પૂર્વ જન્મમા જે કર્યું નથી તે બાબતમા તેઓ બીચારા શું કરે ?

રાજાને જાતિસ્મરણ

આ પ્રત્યક્ષ જોયુ અને અનુભવ કર્યો કે રક્ષણ કરવા માટે જ પતંગિયાને દાબડીમા મૂકયુ, પરંતુ ત્યા ગરોળી એને ગળી ગઇ. મૃત્યુથી કોણ બચાવી શકે ? માટે સુરો અને અસુરો વાળા આ લોકમા મરણ સમયે કોઇ સહાયભૂત થઇ શકતું નથી. જે જે પ્રમાણે પોતે કર્મની રચના કરેલી હોય તે તે પ્રમાણે નક્કી ભોગવવાનુ હોય છે, તો પછી આ જગતના લોકો પરલોકના કાર્યવ્યાપારને કેમ સમજતા નથી ? ઉગ્ર રાગદ્વેષમા મૂઢ બનેલાઓ ધર્મ-ક્રિયામાં પ્રમાદી બની જાય છે.” એ પ્રમાણે વિચાર કરતો રાજા એકદમ વૈરાગ્યના માર્ગ પર ચઢી ગયો અને તેવા પ્રકારના કર્મના ક્ષયોપશમથી પોતાનુ જીવન સભર બનાવ્યુ

ત્યાર પછી રાજાને જાતિસ્મરણ થયુ અને પૂર્વભવ યાદ આવ્યો. જે પૂર્વભવમા પ્રવજ્યા પાળી હતી અને ત્યાર પછી દેવલોક પ્રાપ્ત થયો હતો, અને ત્યાથી ચ્યવી, ભોગ ભોગવી આ પ્રમાણે પોતે જન્મ ધારણ કર્યો હતો તથા પૂર્વભવમા જે ભણેલુ હતું તે સર્વ યાદ આવ્યુ.

રાજામાંથી રાજર્ષિ ભગવત

૨૩૧. ત્યાર પછી રાજા ચિંતવવા લાગ્યો કે સંસારવાસનાં દુઃખોને ધિક્કાર હો ! ચારિત્ર્યાવરણીય કર્મ ઘટી જવાથી તેણે મનથી દીક્ષા ગ્રહણ કરી. સુંદર મનવાળો, તે પંચમુષ્ટિથી લોચ કરીને, સર્વ સાવદ્યનો ત્યાગ કરીને, પાપ વગરનો નિર્લેપ, સંગ વગરનો. પાણીમાં રહેલા તુંબડાની જેમ રહેવા લાગ્યો. એ પ્રમાણે થયુ ત્યારે પાસેના દેવતાઓએ શું કર્યું ? જેમ કે—

ઊનના બનાવેલા દોરાવાળું, ઉજ્જવળ, નિર્મળ, સુંદર, ચળકતું તથા ઘણી પાપ રૂપી રજને દૂર કરનાર એવું રજોહરણ તેને આપ્યુ. વળી, મુખપત્તિ અને પાત્રાદિક એવાં બીજાં સાત એમ બધા મળી નવ પ્રકારના ઉપકરણોવાળો તે પ્રત્યેક બુદ્ધ સાધુ થયો.

એટલામાં રાત્રિ પૂર્ણ થઈ અને મંગળપાઠક બોલવા લાગ્યો. આકાશમા સૂર્યનાં કિરણો પ્રસરવા લાગ્યા. તારાઓ નાસભાગ કરવા લાગ્યા. પ્રકાશ ફેલાવા લાગ્યો અને અંધકાર ઓસરવા લાગ્યો. સારસ વગેરે પક્ષીઓ કૂજન કરવા લાગ્યા. શ્વાપદો અને પક્ષીઓના શબ્દો સંભળાવા લાગ્યા. વિરહાગ્નિ સેવતું ચક્રવાકયુગલનુ શરીર પણ સ્વસ્થ થવા લાગ્યુ. પુષ્પોની ગંધ પ્રસરવા લાગી. પાટલ વૃક્ષની ગંધ દિશાઓમા વિચરવા લાગી. કલકલ શબ્દ ઊછળવા લાગ્યો. સર્વત્ર કૂકડાઓ બોલવા લાગ્યા. “આવા પ્રભાતના સમયે હે રાજન્ ! જાગીને નિદ્રા અને મોહનો ત્યાગ કરીને એક માત્ર પરલોકનો વ્યાપાર કર ” એ પ્રમાણે બંદીવાને મંગળ શ્લોક સંભળાવ્યો. તે સાભળીને પર્વતની ગુફામાંથી સિંહ નીકળે તેમ રાજર્ષિ ભગવંત બારણાં ઉઘાડીને વાસભવનમાંથી બહાર નીકળ્યા. ત્યારે પરિવારે તેમને જોયા. કેવા પ્રકારે ? જેમ કે—

કેશનો લોચ કરેલા તથા હાથમાં રજોહરણથી શોભતા અને સિંહ જેમ તૃણ છોડી દે તેમ રાજ્યને છોડી દેતા રાજા નીકળ્યા.

રાણીઓનો ક્ષોભ

તેમને તે પ્રમાણે જોઇને વાસગૃહની પાલિકા દોડી. કેવી રીતે? જેમ કે—

"અરે માતાઓ દોડો! દોડો! આજે વાસગૃહમાં અમારા સ્વામી કંઇક વિડંબના પામેલા છે." એ પ્રમાણે પોકાર સાંભળી અંતઃપુરમાંથી રાણીઓ દોડી આવી. ક્ષોભને કારણે સ્ખલના પામતા પગનાં નૂપુરના રણરણાટથી મુખર વિલાસિનીઓ પાછળ દોડવા લાગી. તેઓ કહેવા લાગી, "હે જીવાધિક પ્રિય સૌભાગી! હે સ્વામી! તમે અમારા ઉપર પ્રસન્ન થાઓ. અમે એવું શું અપકાર્ય કર્યું છે કે જેથી તમે પોતાની વિડંબના કરી અમને છોડી દો છો? કોમળ વિલાસિનીના હાથના સંસર્ગથી હંમેશા વૃદ્ધિ પામેલા વજ્ર જેવા તમારા કેશ કોણે અને કયાં ઉખેડી નાખ્યા? કપૂર, ચંદન, કસ્તૂરી વગેરે સુગંધયુક્ત પદાર્થવાળા વાસગૃહમાંથી, હે નાથ! તમે વળી આ ભિક્ષાપાત્રો કયાંથી મેળવ્યાં? હે નાથ! મદોન્મત્ત શત્રુને વિદારણ કરવામાં સમર્થ એવા તમારા હાથમાં ખડ્ગ શોભતું હતું. તેને બદલે ઊનના બનાવેલા દોરાવાળી આ પીંછી કયાંથી આવી?" આ રીતે પ્રલાપ કરતા અંતઃપુરના સમુદાયને જવાબ આપ્યા વિના તે ચાલવા લાગ્યા. એટલે રાણીઓ મોટા અવાજે પોકાર કરવા લાગી, "અરે, દોડો! દોડો! દોડો! અમને દુઃખીને કંઇ પણ બોલાવ્યા કે જવાબ આપ્યા વગર અમારા સ્વામીનું કોઇક એકદમ હરણ કરે છે." આવા પ્રકારના હાહારવ શબ્દો સાંભળી મંત્રીઓ ત્યાં આગળ આવી પહોંચ્યા. તેમણે મહામુનિના વેશવાળા રાજર્ષિ ભગવંતને જોયા. વંદના કરી તેમણે પૂછયું, "આ શો વૃત્તાન્ત છે?" એમ પૂછવા છતાં પણ જવાબ આપ્યા વગર રાજર્ષિ નગરીમાંથી નીકળી ગયા.

ત્યાર પછી તેમની પાછળ પાછળ બધો પરિવાર ઉદ્યાનવનમાં આવી પહોંચ્યો. ત્યાં આગળ ત્રસસ્થાવરરહિત પ્રદેશમાં રાજર્ષિ ભગવંત બેઠા. પછી મંત્રીઓ બેઠા અને અંતઃપુરનો વર્ગ પણ બેઠો. તે સમયે બંને રાજપુત્રો દર્પફલિહ અને બાહુફલિહ પણ પિતા પાસે જવા નીકળ્યા. પછી બિરાજમાન રાજર્ષિ ભગવંતે કહ્યું :—

પ્રત્યેકબુદ્ધ દેશના

* ૨૩૨. "નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચતુર્ગતિ રૂપી ભયંકર અને પાર વગરના આ સંસારસમુદ્રમાં ભ્રમણ કરતાં કરતાં ઘણો કાળ વીતી ગયો. તેમાં રાજ્યસુખ ઘણી વખત મેળવ્યું. અને દુર્ભાગીપણું પણ ઘણી વખત ભોગવ્યું. પોતાનાં ધર્મ અને કર્મને આધીન રહી જીવો રાજ્યસુખ અને દુઃખ પ્રાપ્ત કરે છે. જો વિશિષ્ટ ગુણવાન આત્માઓને ઇષ્ટ પદાર્થ અપાય અને તે જો અનિષ્ટ આચરણ ન કરે તથા અનુકંપા કરવામાં તત્પર રહે તો રાજ્ય કોણ પ્રાપ્ત ન કરી શકે? જીવોને બાંધવા, ઘાયલ કરવા, વધ કરવો, મારવાં વગેરેના પરિણામવાળો અને ધર્મના વ્યાપાર વગરનો હોય તેવા જીવને નરકમાં જતાં રોકવાને માટે કોણ સમર્થ થઇ શકે? સમગ્ર સંસારમાં લોકને વિશે એવો કોઈ

જીવ નથી કે જે દેવપણામાં ઉત્પન્ન થયા પછી અશુચિમાં કૃમિપણે ફરી ઉત્પન્ન થયો ન હોય. દુઃખના આવાસ રૂપી આ સંસારમાં એવો કોઈ જીવ નથી કે જે માતા, પિતા, બંધુ અને સ્વજનપણું ઘણી વખત પામ્યો ન હોય. સકલ જગતમાં એવો કોઈ જીવ નથી કે જેણે કર્મ વડે વિષયની આશામાં મૂઢ મનવાળો બની પરસ્પરના કાર્યમાં માર ન ખાધો હોય. ચાર ગતિ સ્વરૂપ આ કારાવાસમાં એવો કોઈ જીવ નથી કે જે પરસ્પરના કાર્ય માટે મૃત્યુ પામ્યો ન હોય અને મિત્રપણું પામ્યો ન હોય. કર્મયોગે સંસારમાં ભ્રમણ કરતો એવો કોઈ જીવ નથી કે જે ઈર્ષ્યા, અહંકારથી કોપ પામી શત્રુપણું પામ્યો ન હોય. ભયંકર ચતુર્ગતિ સ્વરૂપ આ સંસાર રૂપી સાગરમાં એવો કોઈ જીવ નથી કે જે હિંસક પશુના નખ અને દાંતથી વિનાશ પામેલા દેહવાળો થઈ વારંવાર આહાર કરાયો ન હોય.

કર્મયોગથી તે જ શત્રુ અને તે જ મિત્ર બને છે અને પાપથી તે જ રાજા અને તે જ સેવક બને છે. માટે એક વાત સ્વીકારી લો કે આ જગતમાં કોઈ બંધુ નથી કે કોઈ શત્રુ નથી. પોતાના ચારિત્ર્યથી ઉત્પન્ન થયેલ કર્મ એ જ શત્રુ અને એ જ મિત્ર છે એમ મનથી સ્વીકારો. આ પ્રમાણે સંયોગ, વિયોગ, રાજ્ય, બંધુવર્ગ એ સર્વ અનિત્ય છે એમ જાણી વૈરાગ્ય પામેલો કોણ પરલોકનું કાર્ય ન કરે ?"

એ સમયે વિમલબંધુ નામના મંત્રીએ પૂછ્યું, "હે ભગવંત ! વાસગૃહમાં એવું શું બન્યું કે જેથી આપને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને આપે ત્યાગમાર્ગ અને શ્રમણનો વેષ અંગીકાર કર્યો ?" એટલે રાત્રે પતંગિયું, દીવો, દાબડી અને ગરોળીનો બનેલો પ્રસંગ સંભળાવતાં ભગવંતે કહ્યું, "તે પતંગિયાની વાતથી મને વિચાર આવ્યો કે આવા સંસાર-વાસને ધિક્કાર થાઓ, કારણ કે જેનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો તે મૃત્યુ પામ્યું. રક્ષણ કરવાનો એ ઉપાય છે એમ જાણી એને દાબડીમાં મૂક્યું પણ ત્યાં પણ તે મૃત્યુ પામ્યું. માટે જ—

બાજ પક્ષીથી ત્રાસેલું શરણાર્થી સસલું દર ખોળવા લાગ્યું પરંતુ દરને બદલે અજગરના મુખમાં તેણે પ્રવેશ કર્યો. તેથી જ યમરાજાને જીતવાને કોણ સમર્થ છે ? મરણાધીન થયેલા પુરુષનું ઔષધિઓના યોગો, વિવિધ મંત્ર કે સેંકડો આહુતિઓ વડે પણ રક્ષણ કરી શકાતું નથી. આમ સમજીને અનિત્ય ભાવનાથી લોકને અનિત્ય જાણ્યો અને હવે ધર્મ કરું, કારણ કે ધન કે રાજ્ય પરલોકમાં મને સહાય કરનાર નથી. એ પ્રમાણે વૈરાગ્યની ભાવના ભાવતાં મને કર્મક્ષયોપશમ વડે અન્ય જન્મ વિશે જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું કે અપરવિદેહમાં સાધુ હતો, પછી સૌધર્મ દેવલોકમાં હતો. ત્યાંથી ચ્યવીને અહીં હું રાજા થયો છું. પછી મેં પંચમુષ્ટિ લોચ કર્યો અને નજીકના કોઈ દેવતાએ રજોહરણ વગેરે સાધુનાં ઉપકરણો આપ્યાં. તેથી હું નિર્ગ્રંથ મુનિવર થયો."

*જિનધર્મ એટલે શું ?*

* ૨૩૩. આ પ્રમાણે ભગવંતે સમગ્ર હકીકત કહી ત્યારે વિમલમંત્રીએ પૂછ્યું, "હે ભગવંત ! ધર્મ કોને કહેવાય અને તે કેવી રીતે કરાય ? વળી, ધર્મથી શું

સધાય ?" એ પ્રમાણે પૂછ્યુ એટલે રાજર્ષિએ કહ્યું, "હે દેવાનુપ્રિય ! તેં ધર્મ વિષે જે પૂછ્યુ તે માટે પહેલેથી સાંભળ જેથી તને વચમાં સંશય ન થાય. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવ અને પુદ્ગલ આ પાંચ પદાર્થો આ લોકને વિશે લોકાનુભવથી સિદ્ધ છે. તેમાં ધર્માસ્તિકાય જીવને અને પુદ્ગલને ગતિ કરવામા સહાય કરનાર અરૂપી પદાર્થ છે. એવી રીતે એ જ બંનેને સ્થિર કરવાના સ્વભાવવાળો અધર્માસ્તિકાય પદાર્થ છે. જીવ અને પુદ્ગલને અવકાશ આપી સમાવેશ કરવાના સ્વભાવવાળો આકાશાસ્તિકાય પદાર્થ છે. આ પ્રમાણે એ ત્રણે પદાર્થોનાં લક્ષણો કહ્યા. વળી, જીવ અને પુદ્ગલના સંયોગથી બીજા નવ પદાર્થો થાય છે. જીવ, અજીવ, આશ્રવ, પુણ્ય, પાપ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ-પરમાર્થથી આ નવ પદાર્થો છે. જે ચાલે, વળે, વાગે, જાણે, સમજે, માને, સાંભળે વગેરેના ઉપયોગજ્ઞાનવાળા હોય તે પ્રાણધારણ કરનાર પદાર્થ જીવ કહેવાય છે. જે જીવથી વિપરીત ધર્મવાળો અર્થાત્ ન ચાલે, ન વળે, ન બોલે, ન જાણે તેને જીવધર્મથી વિપરીત અજીવ પદાર્થ જાણવો.

**કર્મનાં હેતુ અને ફળ**

હવે જેમ ચીકાશ લાગેલા પદાર્થને ધૂળ ચોંટી જાય તેમ ક્રોધ, લોભ, માયા, રૂપ, તથા દુષ્ટ ભાવોવાળો કે સ્નેહવાળો હોય તેને જે પાપરજ ચોંટે છે તે આશ્રવ કહેવાય છે. તળાવમાં પાણી આવવાનું દ્વાર હોય તેમ તે પુણ્ય અને પાપ એમ બે ભેદવાળું હોય છે. દેવપણું, મનુષ્યપણું અને તેમાં ઉત્તમ જાતિના કામભોગો જે કર્મના બળથી ભોગવાય તે પુણ્ય. અને નારકી, તથા તિર્યંચ ગતિમાં અનેક પ્રકારનાં દુઃખો જેના બળથી ભોગવાય તે પાપ.

પુણ્ય અને પાપ ભોગવવાના સ્થળ રૂપ આ ચાર ગતિ સ્વરૂપ સંસાર રૂપી અશ્વક્રીડા કરવાની ભૂમિ વિશે કષાય રૂપી ચોરો વડે માર ખાતો, પહાડના ઉંદર જેવો, આ જીવ પણ કરેલા કર્મફળાનુસાર ગતિમાં જાય છે.

**કર્મપ્રકાર**

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય એ નામના આઠ પ્રકારના કર્મમેલને જીવ ઘણાં પાપકર્મ કરવામાં મૂઢ બની રાગદ્વેષથી સતતપણે બાંધે છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ વડે આઠ કે સાત કે છ પ્રકારનુ કર્મ જીવ બાંધે છે. સંસારમા રહેલો જીવ કર્મબંધ વગરનો હોતો નથી. એકાગ્ર ચિત્તવાળો, કુમતમાં મોહિત બની તેના તરફ આદરપ્રીતિવાળો મિથ્યાદષ્ટિ જીવ ચીકણા કર્મ બાંધે છે ગમ્યાગમ્ય, પથ્યાપથ્ય, કાર્યાકાર્યનો વિવેક ન કરે અને પાપના પરિહારની પ્રતિજ્ઞા ન કરે એવો જીવ નિરંતર પાપમનવાળો અવિરતિથી પાપકર્મ બાંધે છે. મદ્યપાન, વિકથા, નિદ્રા આદિ પ્રમાદો છે અને તેમાં પ્રમાદી બનનાર જીવ કડવા વિપાકવાળા પાપકર્મ બાંધે છે. મદ, ક્રોધ, માયા, લોભ આ ચારે કષાયો સંસારનાં મૂળભૂત કારણો છે અને તેના યોગે જ આ જીવ પાપકર્મ બાંધે છે. અશુભ મન, વચન અને કાયાના યોગે જ આ જીવ પાપકર્મ બાંધે છે. અને શુભ યોગ વડે પુણ્ય બાંધે છે જ્યા સુધી જીવ

હાલે છે, કંપે છે, સ્પંદન કરે છે, ચાલે છે ત્યાં સુધી સાત, આઠ કે છ પ્રકારનાં કર્મ તે બાંધે છે; પરંતુ ક્યારેય તે અબંધક રહેતો નથી. પોતે બાંધેલાં કર્મ વડે જીવ હાથથી ઉછાળેલા દડાની જેમ ઊંચાનીચા સ્થાનમાં ભમે છે. જીવ ઇન્દ્રપણું પામે છે અને તે જ જીવ ફરી કીડામાં પણ ઉત્પન્ન થાય છે. વળી તે જ બીચારો જીવ નારકીમા હજારો દુઃખો પણ અનુભવે છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ તથા અનેક ભેદવાળી વનસ્પતિમાં, તથા એક, બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયવાળા અનેક રૂપવાળા વિકલેન્દ્રિયપણામાં, ઇંડામાં, પોતજ, જરાવાળા રસમાં, પરસેવામા ઉત્પન્ન થવાવાળા સંમૂર્છિમ જીવો તેમ જ પૃથ્વી ભેદીને ઉત્પન્ન થવાવાળા બીજા ઘણા જીવો, શીત, ઉષ્ણ, તથા મિશ્ર યોનિમા ઉત્પન્ન થવાવાળા તથા ગુપ્ત, પ્રગટ અને મિશ્ર યોનિમા દુઃખ સાથે ઉત્પન્ન થવાવાળા–એવા અનેક જીવો ઉત્પન્ન થાય છે.

### દેવપ્રકારો

હવે પંચેન્દ્રિય વિશે જો તું પૂછતો હોય તો તેમાં દેવતાઓમાં ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક એમ ચાર પ્રકારો છે. અગ્નિકુમાર, વાયુ, દિશિ, વિદ્યુ, મેઘ, સ્તનિત, સુવર્ણ, દ્વીપ, ઉદધિ, નાગકુમાર એ ભવનવાસી દેવોના પેટાપ્રકાર છે. યક્ષ, રાક્ષસ, ભૂત, પિશાચ, કિંનર, કિંપુરુષ, મહોરગ અને ગંધર્વ એ વ્યંતર દેવોના આઠ પ્રકાર છે. ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, અને તારા એ જ્યોતિષ દેવોના પાંચ પ્રકાર છે. કલ્પાતીત અને કલ્પોપપન્ન એ વૈમાનિક દેવોના બે પ્રકાર છે. તેમાં કલ્પોપપન્ન દેવોના બાર ભેદ હોય છે તે સાંભળ. સૌધર્મ, ઈશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાંતક, શુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત એ બાર પ્રકારના કલ્પોપપન્ન દેવતાઓ હોય છે. કલ્પનાતીત દેવોના બે પ્રકાર હોય છે. તેમાં નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરવાસી દેવો હોય છે. આ દેવલોકમાં તો બહુ પુણ્ય કરનાર, નિરતિચાર ચારિત્ર્ય પાલન કરનાર સાધુ–પુરુષો જ જાય છે.

### વિષ્ટાગૃહ જેવો સંસાર

૨૩૪. મનુષ્યોના કર્મભૂમિ, અકર્મભૂમિ, અંતરદ્વીપ તેમ જ શબર બર્બરાદિક અનેક પ્રકારો હોય છે તિર્યંચોમાં બે પગવાળાં, ચાર પગવાળાં, પગ વગરના તેમ જ પક્ષીઓ, સર્પો અને ઘણા પગવાળા જીવજંતુઓ વગેરે હોય છે નારકીના પણ પાટડાથી સાત ભેદો પડે છે હંમેશાં તેઓ બીચારા ઉદ્વેગવાળા અને બહુ દુખવાળા હોય છે. સમુદ્ર જેવી આ સંસારમાં દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકીના ભવ હોય છે. આઠ પ્રકારના કર્મ બાંધીને જીવો તેમા રખડે છે તેમાં સંદેહ નથી. હવે આ મનુષ્યલોકમાં પુણ્યના સમૂહવાળો જીવ તીર્થંકર તરીકે અને સકલ દુઃખના અંત કરનાર તરીકે ચરમ શરીરીપણે ઉત્પન્ન થઈ શકે છે. દિવ્યજ્ઞાનથી જાણી તીર્થંકર ભગવાન સત્ય વસ્તુ કહે છે તે સાંભળી કેટલાક જીવો સમ્યક્ત્વ પામે છે કેટલાક પાપીઓ વિષ્ટાગૃહ અર્થાત્ જાજરૂ જેવા સંસારમા દુઃખથી તપીને ત્યાં જ પડ્યા રહે છે, અને હિતકારી ગુરુઓના વચનો સાંભળતા નથી અને સદ્વર્તન કરતા નથી. જેઓ આ તેમના–કહેલા–વચનો સ્વીકારે છે તેઓ તે પ્રમાણે કરે છે.

### સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય

સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય એ ત્રણ જ જગતમાં પરમાર્થ છે. તેમાં જીવાદિક પદાર્થો સ્વભાવથી જે સ્વરૂપે રહેલા છે તે સ્વરૂપે તેમને માનવા તે દર્શન કહેવાય છે. તેમ જ ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્ય, કૃત્યાકૃત્ય, પેયાપેય, પથ્યાપથ્ય, હિતાહિતના વિભાગો જે જાણે છે અને તેમાં વિવેકપૂર્ણ વર્તન કરે છે તે જ્ઞાન કહેવાય છે. વળી, પાપસ્થાનકોનો પચખાણપૂર્વક ત્યાગ કરવો અને સંયમ સ્થાનકમાં વર્તવું તે પંચમહાવ્રતરૂપ ચારિત્ર્ય કહેવાય છે.

### પંચમહાવ્રતો

જીવનો નાશ કરવો, અસત્ય બોલવું, વગર આપેલું લેવું, મૈથુન સેવવું અને સર્વ દ્રવ્યનો પરિગ્રહ એ પાંચની વિરતિ કરવી અર્થાત્ પંચમહાવ્રત સ્વરૂપ પચખાણ અંગીકાર કરવાં.

નાના કે મોટા કોઈ પણ જીવનો મન, વચન અને કાયાના યોગો વડે પોતે વધ કરે નહિ, બીજા પાસે કરાવે નહિ અને કરનારને સારો માને નહિ. ભય, હાસ્ય અને કષાય વડે અને ત્રણ યોગો વડે અસત્ય બોલે નહિ, બોલાવે નહિ અને બોલનારને સારો માને નહિ. ગામમાં કે નગરમાં ત્રણ યોગો વડે વગર આપેલું લે નહિ, લેવડાવે નહિ અને લેનારને સારો માને નહિ. દેવ, મનુષ્ય અને તિર્યંચની સ્ત્રી સાથે મન, વચન અને કાયાના યોગથી મૈથુન ભોગવે નહિ, ભોગવાવે નહિ અને ભોગવનારને સારો માને નહિ. થોડા કે વધારે, કિમતી કે ઓછી કિંમતવાળા સાવદ્ય પરિગ્રહમાં ત્રિકરણયોગે મમત્વ કરે નહિ, કરાવે નહિ અને કરતાને સારો માને નહિ. આ પાંચ વ્રત અને છઠ્ઠું રાત્રિભોજનવિરમણ વ્રત દેવ, ગુરુ અને સાધુની સાક્ષીએ અંગીકાર કરે. એ પ્રમાણે મહાપાપસ્થાનકથી વિરમેલો અને આ વ્રતોનું પાલન કરતો, તપ સંયમ કરતો રહે તો તેને સંવર કહેવાય અને જેણે આત્માને સંવરવાળો કર્યો હોય તે બાહ્ય અને અભ્યંતર એ પ્રકારનાં તપ વડે કરીને નિર્જરા કરે. બાહ્ય તપના છ ભેદો કહેલા છે. મર્યાદિત કાળ માટે આહાર બંધ કરવો તે અનશન; ઓછું ખાવું તે ઉનોદરિકા; ખાવાની વસ્તુઓની સંખ્યા ઘટાડવી તે વૃત્તિસંક્ષેપ; છ વિગયમાંથી કેટલીક અથવા બધીનો ત્યાગ તે રસત્યાગ; શિયાળામાં ઠંડી, ઉનાળામાં તાપ, અને લોચ વગેરે કષ્ટો સમતાપૂર્વક સહન કરી લેવાં તે કાયક્લેશ; અને અંગોપાંગ કાચબાની જેમ સંકોચીને બેસી રહેવું તે સંલીનતાઃ એ છ પ્રકારનાં બાહ્ય તપ.

મૂળ કે ઉત્તર ગુણના લાગેલા અતિચારોનું ગુરુ સમક્ષ કથન કરી યથાર્થપણે સરળ હૃદયથી આલોચના કરી દસ પ્રકારનાં પ્રાયશ્ચિત્તમાંથી જે પ્રાયશ્ચિત્ત આપ્યું હોય તે પ્રમાણે તપજપ કરવું તે પ્રાયશ્ચિત; જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યમાં જે અધિક હોય તેનો વિનય કરવો તે વિનય; બાલ, ગ્લાન ગુરુ કે આચાર્યનું નિસ્પૃહ ભાવે, કર્મક્ષય માટે વૈયાવચ્ચ કરવું તે વૈયાવચ્ચ; તેમ જ વાંચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા રૂપી તપ તે સ્વાધ્યાય; તદુપરાંત સમાધિ, ચરણ, કરણ એ અભ્યંતર તપના પ્રકાર કહેવાય છે.+

+ મૂળ ગ્રંથમાં બાહ્ય અને અભ્યંતર તપના માત્ર પ્રકાર ગણાવેલા છે. અહીં એ વિશે સહેજ વિસ્તારીને લખ્યું છે.

આ પ્રયોગ વડે પૂર્વે એકઠાં કરેલાં કરોડો ભવનાં કર્મ ખપાવવાં તેનું નામ નિર્જરા. પછી સંયમનિર્જરા કરી જીવ પોતાની શક્તિથી ધર્મધ્યાનમાં અને પછી અનુક્રમે શુક્લ-ધ્યાનમાં પહોંચે છે. પછી ક્ષપકશ્રેણીમાં ચડી, ચાર ઘાતી કર્મનો ક્ષય કરી અનંત કેવળ જ્ઞાન અને દર્શન પામે છે. પછી સંપૂર્ણ લોકને અને અલોકને સર્વ બાજુએથી જોઈ શકે છે. એવી કોઇ ભૂત, વર્તમાન કે ભવિષ્યકાળની વસ્તુ નથી કે જે તેઓ જોઇ ન શકે. ત્યાર પછી આયુષ્ય પૂરું થતાં સુધી ભવ્ય જીવો રૂપી કમળોને વિકસિત કરી નામ, ગોત્ર કર્મ ખપાવીને ભગવંત શૈલેશીકરણ પામે છે. કાયા અને વચનના યોગને રોકી, કેવલી મન-રહિત સૂક્ષ્મ યોગી થાય છે અને પછી સકલ યોગરહિત બની જીવ સિદ્ધિપુરીને પામે છે. ત્યાં નથી વૃદ્ધાવસ્થા, નથી મૃત્યુ, નથી વ્યાધિ, નથી સર્વ દુઃખ; ત્યાં માત્ર નિરુપમ, શાશ્વત, અનંત સુખ જ ભોગવવાનું છે. માટે આ એક જ ધર્મ છે, અને એનાથી શાશ્વત-સ્થાન મોક્ષ સાધ્ય છે. એટલા માટે રાજ્યનો ત્યાગ કરી મેં પ્રવજ્યા અંગીકાર કરી છે."

**રાજર્ષિનો ઉપદેશ**

* ૨૩૫. ત્યાર પછી રાજર્ષિ ભગવંતે કહ્યું, "અરે દર્પફલિહ અને ભુજફલિહ! રાજાઓ અને મંત્રીઓ! હું તમને કહું છું કે આ સંસાર અત્યંત દુઃખવાળો છે, અને કષ્ટથી પાર પામી શકાય તેવો છે. કામનો છેડો નથી. ભોગો પરિણામે વિરસ છે. કર્મનું ફળ કડવું હોય છે. ઘણા લોકો મૂઢ હોય છે. કાકતાલીય ન્યાયે મનુષ્યપણું મળી જાય છે. ઉત્તમ ક્ષેત્ર, જાતિ, કુળ, રૂપ, આરોગ્ય એકદમ પ્રાપ્ત થઇ શકતાં નથી. આયુષ્ય થોડું હોય છે. ધર્માચાર્યો વિરલ હોય છે. જિનવરધર્મ દુર્લભ છે. જિનોક્ત ક્રિયાકલાપ દુષ્કર છે. મનને વશ કરવાનું સહેલું નથી. સંસારીપણું સર્વથા દુઃખમય છે. માટે તમારા આત્માની જેમ બીજાં પ્રાણીઓનું રક્ષણ કરો. ન બોલવા જેવાં અને જૂઠાં વચન ન બોલો. તણખલા જેટલું પણ પારકું ગ્રહણ ન કરો. પરદારાઓને માતાની જેમ ગણો. પરિગ્રહને શત્રુની જેમ માનો અને આ વાત સ્વીકારો. કેમ કે—

જરા, મરણ, રોગ, કર્મમલ, ક્લેશની પ્રચુરતાવાળા આ સંસારમાં એક જિનવચન *છોડીને જગતમાં બીજું કોઇ શરણ નથી."*

એમ બોલી રાજર્ષિ ભગવંત ઊભા થયા. નિઃસંગ બની વિચરવા લાગ્યા.

**દર્પફલિહને અપાયેલું મદિરામિશ્રણ**

ત્યાર પછી હે કુમાર! અમે ત્યારથી સમ્યક્ત્વવાળા શ્રાવક થયા. હૃદયમાં એક વાતની પ્રતિષ્ઠા કરી કે અવશ્ય આ ધર્મ કરવા લાયક છે. પછી ઘેર આવ્યા. મંત્રીઓએ અમારા પિતાના ભાઇ અયોધ્યાના રાજા દઢવર્માને ત્યાં દૂત મોકલ્યો. તેમણે આજ્ઞા કરી કે પ્રથમ પુત્ર દર્પફલિહનો રાજ્યાભિષેક કરો. રાજલોકોએ 'તથાસ્તુ' કહી વાત સ્વીકારી લીધી. પરંતુ એક મંત્રી, તેમ જ વૈદ્ય અને બાહુફલિહ ( ભુજફલિહ ) ની માતાએ ખાનગી મંત્રણા કરી. પરલોકની અને લોકોની નિંદાને અવગણી, લોકાચારનો ત્યાગ કરી, પાપનું આલંબન લઇ, એક મદિરામિશ્રણ તૈયાર કર્યું. કાળાંતરે વિડંબના ભોગવી, મરણફળ આપનાર એવું

મદિરામિશ્રણ જે તૈયાર કર્યું હતું તે મને પાયું. તે મદ્યયોગ શરીરમાં વિકાર કરવા લાગ્યો. થોડીવારમાં શું બની ગયુ? આંખથી હવે સહેજ જ દેખાતું હતું. કાનથી સ્પષ્ટ સાંભળવાનુ બંધ થયુ. નાકની ગંધ પારખવાની શક્તિ ગઇ. શરીરથી સ્પર્શ અનુભવી શકાતો નહોતો. જીભથી સ્વાદની ખબર પડતી નહોતી. મતિ નાસી ગઇ. બુદ્ધિ નષ્ટ થઈ. પ્રજ્ઞા વિનષ્ટ થઇ. શીલ વિગલિત થયું. લજ્જા ચાલી ગઇ. દયા દૂર થઇ. દાક્ષિણ્ય હરાઇ ગયુ. પૌરુષ પલાયન થયુ. રતિએ ત્યાગ કર્યો. વિજ્ઞાન વિનાશ પામ્યુ. શંકા નષ્ટ થઈ. વિવેક દૂર થયો. ટૂંકમા—

### મદ્યયોગનું પરિણામ

ગુણો હોવા છતાં દરિદ્રતાથી નાશ પામે તેમ મદ્યયોગથી વિજ્ઞાન, જ્ઞાન, પૌરુષ, દાન, દયા, બુદ્ધિ વગેરે સેંકડો ગુણો એકદમ નાશ પામ્યા.

હુ પ્રિય કહેનારને અપ્રિય વચનો કહેવા લાગ્યો. પ્રણામ કરનારને મારવા લાગ્યો. આવી મારી સ્થિતિ જોઇ, "અરેરે! કષ્ટ આવ્યુ." એમ બોલી રાજલોક દૈવને ઉપાલંભ આપવા લાગ્યા. હું કોઇ વખત ગાતો, કોઇ વખત નાચતો, કોઇ વખત રમતો, કોઇ વખત હસતો, કોઈ વખત પડી જતો, કોઇ વખત શેરીમાં રઝળતો અને ધૂળવાળાં ચીંથરાની માળા કરીને પહેરતો, કોઈ વખત દોડતો, કોઇ વખત શરીરે ધૂળ ચોપડતો, કોઇ વખત નિર્માલ્ય મસ્તકમાળા ધારણ કરતો, કોઈ વખત હાથમાં ખપ્પર ગ્રહણ કરતો, કોઈ વખત વસ્ત્ર પહેરતો, કોઇ વખત નગ્ન થઈ જતો, કોઇ વખત ગમે ત્યાં રખડતો, કોઈ વખત અસંબદ્ધ અક્ષરાલાપ કરતો, અને કોઇ વખત ચૌટામાં નાચ કરતો. વળી—

> यदि कश्चिचिपश्चि न जातु सखे यदि सर्कर सर्करला न भवेत् ।
> यदि चन्द्रमुनीन्द्रमनङ्ग चितः यदि स्तेऽस्ति नमोऽस्तु नमोऽस्तु ततः ॥

એ પ્રમાણે અર્થશૂન્ય વાક્યો બોલતો, ઘણાં બાળકોથી પરિવરેલો, ગામ, નગર, ખાણ, પટ્ટણ, આરામ, દેવકુલ, સરોવર, તળાવ, ત્રણ રસ્તા, ચાર રસ્તા, મોટા રાજમાર્ગમાં પરિભ્રમણ કરતો આ વિંધ્ય પર્વતના શિખરોની વચ્ચે આવેલી ગુફાઓમા પહોંચ્યો. ત્યાં ભૂખ અને તરસથી હેરાન થતો હતો. તેવામાં એક પર્વત પરથી વહેતી નદીના પ્રવાહની વચ્ચે પથ્થરના પોલાણવાળી જગ્યામાં બીલ્લી, શલ્યકી, તમાલ, હરડે, બહેડાં, આમળાંનાં પાંદડાં, ફળ વગેરેના રસથી મિશ્રિત અને કષાય સ્વાદવાળું પાણી જોયુ. તે જોઇને ઇચ્છા પ્રમાણે પીધું. પછી છાયામા બેઠો. પછી થોડીવારમાં પેટની અંદર પાણી સમુદ્રના મોજાંની જેમ ઉપરનીચે ઊછળ્યુ. એથી ઊલટી અને ઝાડા થવાથી પાણી નીકળવા લાગ્યુ. વારંવાર પેટમાંથી બગાડ જવા લાગ્યો. ફરી પાણી પીધું. ફરી તે નીકળી ગયુ ફરી પીધું તે એટલે સુધી કે એ રીતે મદ્યવિકારના સર્વ દોષ નાશ પામ્યા.

### નવજીવન અને સાધર્મિકનો મેળાપ

૨૩૬. ત્યાર પછી જાણે જીવન પાછું મળ્યુ હોય તેમ, સૂર્યોદય થાય ત્યારે દિશાનાં મુખો ઊઘડી ગયાં હોય તેમ, બુદ્ધિ પાછી આવી હોય તેમ, સમાધિ મરણ વખતે

સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હોય તેમ, વિવેક પાછો આવ્યો હોય તેમ, વેદના ચાલી ગઈ હોય તેમ હું પ્રથમ વખત સ્વસ્થ ચિત્તવાળો થયો. પછી મેં વિચાર્યું, "અહો, મારું વૃત્તાન્ત આવું કેમ થયું? મહાઅરણ્યમાંથી નીકળ્યો હોઉં, પાતાલમાંથી બહાર આવ્યો હોઉં, સમુદ્રમાંથી પાર ઊતર્યો હોઉં તેમ અત્યારે શાંતિ મળી છે. નથી જાણતો કે હું કોણ હતો. શું હું સૂતેલો છું કે ગર્ભમાં છું? મત્ત છું કે ગાંડો છું? સર્વથા, જે હોઉં તે! અત્યારે તો ભૂખ લાગી છે માટે કંઇ ફળફૂલની તપાસ કરું." એમ વિચારીને બે બાજુ નજર કરી તો એટલામાં અનેક ભીલ-પરિવારવાળા, સુંદર રૂપાકૃતિ અને લક્ષણોવાળા એક પુરુષને જોયો. મને જોઇને તેના અંતરમાં સ્નેહ ઉત્પન્ન થયો. તેણે કહ્યું. "ચાલો ગામમાં જઇએ." એમ બોલીને તે ચાલવા લાગ્યો. એ પ્રમાણે આ મહાપલ્લીમાં અમે આવ્યા. પછી આ મંદિરના મધ્યભાગમાં આવ્યા. અહીં પેલાએ વિલાસિનીઓને આજ્ઞા કરી કે બે પોતડી લાવો. પછી અભ્યંગન, ઉદ્વર્તન, સ્નાન કરી દેવમંદિરમાં ગયા. ત્યાં 'नमो अरहंताणं' એ પદ સાંભળીને હર્ષથી પુલકિત રોમાંચવાળો હું પણ અંદર દાખલ થયો. ભગવંતનાં બિંબોને વંદના કરી. લાંબા સમયે બંધુ મળ્યો હોય તેમ મને માનતો તે મને કહેવા લાગ્યો, "સાધર્મિકને પ્રણામ કરું છું. અહો, હું કૃતાર્થ થયો. હું પ્રશંસવા લાયક થયો. હું ધન્ય અને કૃતપુણ્ય થયો." પછી મેં પણ હર્ષ સાથે વિનયપૂર્વક પ્રણામ કર્યા. પછી ભોજન-મંડપમાં બેઠા. ત્યાં ઇચ્છાપૂર્વક ભોજન જમીને સુખાસન પર બેઠા. તેણે કહ્યું, "કહો, તમે કોણ છો? ક્યાંથી આવો છો? અને આ દેશમાં કેવી રીતે આવ્યા?

વળી આ નરક, અમર, નર, તિર્યંચ સ્વરૂપ ચતુર્ગતિ એવા ભયંકર પાતાલ જેવા કલેશ-વાળા, મહાક્રોધ રૂપી ધગધગતા અને ભયંકર જ્વાળાથી વ્યાપ્ત વડવાનલ જેવા, જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, રોગ, સંતાપ રૂપી જળહસ્તિ તથા મગર વગેરે જળચરો ફરી રહેલાં હોવાથી દુ:ખથી પાર પામી શકાય તેવા, બહુ પ્રકારનાં કર્મપરિણામ રૂપી ક્ષારના સ્વાદ-વાળા અને સાર વગરના જળથી પૂર્ણ એવા, એક હાથમાંથી બીજા હાથમાં પરિવર્તન પામતી ચંચળ સંપત્તિ, વિપત્તિ રૂપી મત્સ્યપુચ્છના આઘાતથી ભેદાતા ઊંચા તટતરંગોની રચનાવાળા, રાગદ્વેષ રૂપી મોજાંઓનાં જળ ફેલાવાને લીધે ઊખડી જતાં કિનારાનાં પુણ્ય રૂપી વૃક્ષોવાળા, એવા આ સંસાર રૂપી સમુદ્રમાં સિદ્ધિપુરી પ્રાપ્ત કરાવનાર વહાણ જેવું ભગવંતનું વચન કેવી રીતે પ્રાપ્ત કર્યું?"

### રાજ્યાર્પણ

* ૨૩૭. મેં કહ્યું, "રત્નાપુરીમાં રત્નમુગટ (અથવા રત્નચૂડ) નામનો રાજા છે. તેનો દર્પફલિહ નામનો હું પુત્ર છું. મને ધર્મ પણ પ્રત્યેકબુદ્ધ એવા પિતાજીએ જ કહ્યો છે. ઉન્મત્ત મગજ થવાથી પરવશ બનેલો હું આ અરણ્યમાં આવી ચડયો છું." એમ કહ્યું એટલે તેણે કહ્યું, "શું તું સોમવંશમાં થયેલા રત્નમુગટ રાજાનો પુત્ર છે? ઠીક થયું. તું અમારા વંશનો છે. માટે હવે આ રાજ્ય ઉપર તું બેસ." એમ કહીને સર્વ સેના-પતિઓને બોલાવ્યા. તેઓની સમક્ષ મને સિંહાસન પર બેસાડયો અને અભિષેક કર્યો. પછી સેનાપતિઓને કહ્યું, "અરે, સમયની રાહ જોઇ રહેલા એવા આ તમારા પાલક

મદિરામિશ્રણ જે તૈયાર કર્યું હતું તે મને પાયું. તે મદયોગ શરીરમાં વિકાર કરવા લાગ્યો. થોડીવારમાં શું બની ગયું ? આંખથી હવે સહેજ જ દેખાતું હતું. કાનથી સ્પષ્ટ સાંભળવાનું બંધ થયું. નાકની ગંધ પારખવાની શક્તિ ગઇ. શરીરથી સ્પર્શ અનુભવી શકાતો નહોતો. જીભથી સ્વાદની ખબર પડતી નહોતી. મતિ નાશી ગઇ. બુદ્ધિ નષ્ટ થઇ. પ્રજ્ઞા વિનષ્ટ થઇ. શીલ વિગલિત થયું. લજ્જા ચાલી ગઇ. દયા દૂર થઇ. દાક્ષિણ્ય હરા[illegible] ગયું. પૌરુષ પલાયન થયું. રતિએ ત્યાગ કર્યો. વિજ્ઞાન વિનાશ પામ્યું. શંકા નષ્ટ [illegible] વિવેક દૂર થયો. ટૂંકમાં—

વૈર છે. મોહપિશાચ દુર્જય છે. પ્રાણીઓ વિવેક વગરનાં હોય છે. મહાપુરુષો વગર ઉપકારે સ્વભાવથી વત્સલતાવાળા હોય છે. મ્લેચ્છો પણ કોઇકનું કંઇક વચન પાળે છે. આ સંસાર રૂપી અરણ્યમાં એવો કોઇ ભાવ કે વૃત્તાન્ત કે પર્યાય નથી કે જે જીવે પ્રાપ્ત કર્યો ન હોય. તો હવે નિષ્કરુણાનો ત્યાગ કરો. ચોરીની આજીવિકાને માન્ય ન કરો. તપસંયમમાં ઉદ્યમ કરો. પ્રભુના માર્ગમાં ઉદ્યમ કરો. ચંચળ લક્ષ્મીનો ત્યાગ કરો. રાજ્યો, લક્ષ્મી, ભોગો, ઇન્દ્રપણું વગેરે એ બધું અનુભવ્યું છે છતાં જીવને સંતોષ થતો નથી. માટે તેનો ત્યાગ કરો. તેનાથી વિશેષ શું ?" આ પ્રમાણે કુમાર કુવલયચંદ્રે કહ્યું ત્યારે દર્પફલિહે કહ્યું, "એ પ્રમાણે જ હવે છે, એમાં સંદેહ નથી."

ત્યાર પછી કુમારના રૂપ, વિજ્ઞાન, જ્ઞાન, કળાકલાપ, વિનય, નીતિ, સત્ત્વ, સાર, સાહસ, દાક્ષિણ્ય વગેરે ગુણો જોઇને તેણે કહ્યું, "તમે મહાકુળ રૂપી આકાશના ચંદ્ર જેવા મહાપુરુષ છો છતાં પણ હું જાણતો નથી કે તમારું કુળ કયુ છે ? વળી, સર્વ જગતના જીવોના હૃદયને આનંદ આપનાર એવા આપનું નામ શું ? માટે તે કહેવાની કૃપા કરો. તે જાણવાની મારી ઇચ્છા છે." એટલે કુમારે કહ્યું, "એવું ન બોલશો ! પરંતુ તે પહેલાં હું તમને ખાસ પૂછવાનુ પૂછી લઉં." તેણે કહ્યું, "ખુશીથી પૂછો." એટલે કુમારે પૂછ્યુ, "અયોધ્યામાં દઢવર્મા રાજા તમારા કાકા છે. તેને કોઇ પુત્ર છે કે નહિ ?" ત્યારે તેણે લાંબો નિસાસો નાખતાં કહ્યું, "એટલાં પુણ્ય ક્યાંથી હોય ? પરંતુ ત્યાર પછી કોઇ દેશી માણસ પાસેથી સાંભળ્યું હતું કે દઢવર્મા રાજાએ શ્રીદેવીની આરાધના કરી ઉત્તમ પુત્ર પ્રાપ્ત કર્યો છે. પરંતુ તે પછી ત્યાં શું થઇ રહ્યું છે તે વિશે કંઈ સાંભળ્યું નથી, કારણ કે અહીં સહ્યાદ્રિ પર્વતની શિખરની ગુફાઓ મહાગહન છે. તેમાં સ્વેચ્છાએ કોણ પ્રવેશ કરે ?" કુમારે કહ્યું, "શ્રીદેવીના પ્રભાવથી દઢવર્મા રાજાને જે પુત્ર પ્રાપ્ત થયો તે હું જ છું. મારું નામ કુવલયચંદ્ર છે" આટલુ કહેતાંની સાથે 'આ મારો ભાઇ છે' એમ સમજીને દોડીને તે તેને કંઠે વળગ્યો અને રુદન કરવા લાગ્યો. પછી પરિવારે શાન્ત કર્યો. આંખ ધોવા માટે જળ લાવ્યા. આંખ ધોઇ આસન ઉપર બેઠો. પછી દર્પફલિહે પૂછ્યુ, "તમે એકલા અહીં શા કારણથી અને ક્યાંથી આવી ચડયા છો ?" દઢવર્મા રાજાને તો કુશળ છે ને ? શ્યામાદેવી સારાં છે ? અને રાજ્ય સ્થિર છે ને ?" એ પ્રમાણે પૂછ્યુ ત્યારે કુમારે સમગ્ર વૃત્તાન્ત કહ્યો. "હવે તો વિજયાનગરીમાં કુવલયમાળાને પ્રતિબોધ કરવાની છે." એ પ્રમાણે પ્રિય વાતો કરતો કુમાર ત્યાં બે ત્રણ દિવસ રહ્યો અને પછી કહ્યું, "હે તાત ! જો હવે તમે કહો તો હું વિજયાનગરી તરફ જાઉં."

### વર્ષાકાળનું વર્ણન

૨૩૯. એ સાંભળી દર્પફલિહે કહ્યું, "હે કુમાર ! આવા વર્ષાકાળના દિવસોમાં ક્યાં જશો ? દવથી સળગી ગયેલા વિંધ્ય પર્વતનાં શિખરો જેવા અને વૃદ્ધિ પામતા નવીન શ્યામ મેઘ શું દેખાતા નથી ? હે સુભગ ! નવીન મેઘ દેખાય છે તે તરફ નજર કરો.

કોમળ તમાલ વૃક્ષનાં નીલ પાદડાંઓમાંથી નીકળતી કોમળ છાયા જેવા અને કોઇક જગ્યાએ ગજસમૂહ જેવા મેઘ આકાશમાં એકઠા થયા હતા. કોઈક જગ્યાએ વનના

રાજા છે. હું તો હવે મને જેમ રુચિ થશે તેમ કરીશ." એમ કહ્યું એટલે 'તથાસ્તુ' એમ કહી તેમણે તે વાતનો સ્વીકાર કર્યો.

ત્યાર પછી તે જ ક્ષણે રાજા ત્યાંથી નીકળ્યો. તેને વિદાય આપવા તેની પાછળ અમે પણ નીકળ્યા. થોડે અંતરે ગયા પછી તેણે અમને કહ્યું, "હે સેનાપતિઓ! હવે તમે પાછા વળો. મારા તરફથી કંઈ પણ ખરાબ વર્તન થયુ હોય તો તેને માટે ક્ષમા માગું છું. પૂર્વે તમે જે જે પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરેલી છે તેનું બરાબર પાલન કરજો" એમ કહી તે જવા લાગ્યો. સેનાપતિઓએ પણ આંખમાંથી અશ્રુ વહી રહેલા એવા દીન મસ્તક વડે, ભૂમિ પર પડી પ્રણામ કર્યા અને તેઓ પાછા વળ્યા. હું થોડે સુધી વધારે ગયો. મને પણ કહ્યું, 'હે વત્સ! હવે પાછો વળ. આ મ્લેચ્છો જો પૂર્વે ગ્રહણ કરેલા નિયમો પાળે તો તારે પણ પાળવા, નહિ તો તેનો ત્યાગ કરવો. વળી, સેંકડો દુઃખ રૂપી આવર્ત અને તરંગવાળા આ સંસાર રૂપી સમુદ્રમાં પ્રભુએ ઉપદેશેલા ધર્મ સિવાય જીવોને કોઈ શરણ નથી. માટે તેમાં પ્રમાદ કરવો નહિ." એમ કહી તે ચાલ્યા ગયા. ક્યાં ગયા તે કોઈએ જાણ્યુ નહિ. પરંતુ મને એવી કલ્પના આવે છે કે અહીંથી જઈને સાધુપણું સ્વીકાર્યું હશે!

## મ્લેચ્છોની પ્રતિજ્ઞાઓ

ત્યારથી હું જોઉં છું કે આ મ્લેચ્છો તૃણભક્ષણ કરનાર જીવોને મારતા નથી. કોઈનો ઘાત ન કરે તેવાં પશુઓને તેઓ મારતા નથી. પલાયન થઈ જાય તેને તેઓ મારતા નથી. ખોટી સાક્ષી પૂરતા નથી. અલ્પ ધનવાળા પુરુષને અને કોઈ પણ મહિલાને લૂંટતા નથી. અણધાર્યો છાપો મારતા નથી. અનિચ્છાએ યુવતીને પકડતા નથી. ભવનો વિનાશ કરનાર ભગવંત પરમાત્માને જ સ્વીકારે છે.

પરંતુ ત્યાર પછી, હે કુમાર! તેઓ ન કરવા યોગ્ય કરવા લાગ્યા, કારણ મહાન છે; કોપ જબરો છે; માન મોટો મલ્લ છે; લોભ દુર્જન છે, કુશીલનો મ, નગર વિષમ છે; જીવોને સર્વ કર્મનું પરાધીનપણું છે. હું પણ ચોરી કરી આજીવિકા મેળવવા લાગ્યો. એ તો તમે પણ જોયુ. પછી મેં વિચાર્યું કે આ ચોરમ્લેચ્છોનો સહવાસ અકલ્યાણકર છે. તેથી મ્લેચ્છવ્યાપારનુ નાટક કરવાવાળા તથા અનેક ભવની પરંપરાના પ્રવાહના પૂરમાં તણાતા કુશાસ્ત્ર રૂપી આવર્ત અને ખાડામા પડેલા મને પણ ભગવંતનુ વચન ભુલાઈ જશે. માટે મેં જ આજ્ઞા કરી કે હું લોભથી આવી અવસ્થા પામ્યો છું, માટે દરરોજ આ પ્રમાણે બોલીને મને લોહદંડ મારવામા આવે એટલે એ વખતે તે મને પૂછ્યું કે, "આ પુરુષ કોણ છે? અને તમને એણે શા માટે પ્રહાર કર્યો?" ત્યારે મેં કહ્યું હતું કે તારા દેખતાં મને માર્યો એથી મને મોટો ઉદ્વેગ થયો."

## કુમારની હિતશિક્ષા

* ૨૩૮. ત્યાર પછી કુમારે કહ્યુ, "અહો, મહાવૃત્તાન્ત બન્યો! રત્નમુગટ પણ મહાસત્ત્વવાળા, પ્રત્યેકબુદ્ધ અને મહાઅતિશયવાળા! જિનવરનો માર્ગ દુર્લભ છે. મોટો ઉપકાર થયો. અહો, ઋષિની નિઃસંગતા! દ્રવ્ય મેળવવાની લાલસા એ જ એક મોટું

સુધીના દિવસોની રેખાની ગણતરી પૂરી થવા છતાં તે બીજી બાબતમાં જીવ પરોવી શકતી નથી. પ્રિય સખીનાં દર્શન અને મેળાપમાં દિવસો અને વિરહનાં સ્વપ્નોમાં રાત્રિ પસાર થતાં પ્રિયતમે આપેલો દિવસ વીતી ગયો હોવા છતાં ભોળી તે જાણતી નથી. પતિના આવવાના દિવસની હંમેશાં ગણતરી કરતી હોવા છતાં ભયંકર રાક્ષસ જેવા કાળા મેઘથી હણાઇ ગયેલા હૃદયવાળી મુગ્ધાઓ તે દિવસને જાણતી નથી. બધો સમય રુદન કરતી અને અશ્રુજળથી ભીનાં અને મલિન વદન દ્વારા જણાય છે કે જુઓ જળ આપનાર મેઘ લજ્જા છોડીને ઉપર ગર્જના કરી રહ્યો છે.

આ પ્રમાણે નવીન મેઘમાળાના ગર્જારવથી તપ, સંયમ અને જ્ઞાનમાં અનુરક્ત સાધુ-વર્ગ સિવાય કોણ નથી ઝૂરતું ?

તે સમયે નવીન શ્યામ મેઘમાળામાં એકઠી થતી અને જુદી પડતી બગલાઓની શ્રેણી દ્વારા કપાલશ્રેણીની શોભા ધારણ કરતો, વીજળીલતા દ્વારા ત્રીજા નયનાગ્નિનુ અનુ-કરણ કરતો, ગર્જના દ્વારા ભયંકર અટ્ટહાસ્ય કરતો તથા નર્તન કરતો અને ક્રીડામાં તત્પર એવો મેઘસમૂહ જાણે મહાદેવના રૂપને પરાભવ ન પમાડતો હોય તેમ વર્તી રહ્યો હતો. વળી, મેઘની ગર્જનાના શબ્દની શંકાથી રાજહંસો માનસ સરોવર તરફ પલાયન થતા હતા. તે સમયે કુમારે વિચાર્યું, "કાળા, વીજળીઓથી ઉજ્જવળ અને ગર્જનાથી ભયંકર નાદવાળા મેઘ તથા રાક્ષસથી માર્ગમાં કોણ બચી શકે? માટે અત્યારે મુસાફરી કરવી યોગ્ય નથી." એમ વિચારી એણે રહેવાનુ સ્વીકાર્યું અને નવીન વર્ષાકાળમાં હંમેશા વૃદ્ધિ પામતા સ્નેહભાવવાળો તે પોતાના ભાઇની સાથે રહેવા લાગ્યો.

**વર્ષાન્તસમય**

ત્યાર પછી અનુક્રમે ઇન્દ્ર-મહોત્સવના દિવસો આવ્યા હતા; મહાનવમી કરાતી હતી; તૃતીયા ઉજવાતી હતી; દીવાળીના ઉત્સવના દિવસોમા દેવકુલોમાં યાત્રા પ્રવર્તતી હતી; બળદેવનો ઉત્સવ પૂર્ણ થયો હતો; સર્વ ધાન્યો નીપજ્યાં હતાં; ઉત્તમ જાતિની ડાંગર વૃદ્ધિ પામી હતી; પોળી લીલી શેરડીનાં વનો હલહલ કરતાં વૃદ્ધિ પામી રહ્યાં હતાં; લાલ કમળનાં વનો ખીલી ઊઠ્યાં હતાં; ગોપિકાઓ ખીલેલાં નીલકમળનાં કર્ણભૂષણો કરી રહી હતી; બળવાળા વૃષભો હેકારવ કરતા હતા; વળી, કોમળ નાનાં કમળો વડે આહ્લતાને અલંકૃત કરી તથા ઉજ્જવળ વલયોની શ્રેણી ધારણ કરી તાલ દેતી વખતે ખડખડ અવાજ કરતી યુવાન યુગલોની રાસમંડળીઓ ગામના આંગણામાં એકઠી થઇ લીલા કરતી હતી. એવા વર્ષાના અંત સમયે કુમારે વિચાર કર્યો કે "મારે હવે તે કાર્ય માટે જવું જોઇએ. કારણ કે—

સજ્જન પુરુષો જે કાર્યની સમાપ્તિ ન થઈ શકે એમ હોય તે કાર્ય આરંભતા નથી અને જો આરંભ કરે તો પ્રતિજ્ઞાનું પાલન કરવાની જેમ જીવના જોખમે પણ તે પૂર્ણ કરે છે. માટે અધૂરા કાર્યવાળા એવા મારે માટે હવે અહીં રોકાવું યોગ્ય નથી." એમ વિચારી કુમારે દર્પફલિહને કહ્યું, "હે રાજન્! શું જન્મેલા સર્વ જીવોને કાર્ય કરવાનુ

સરોવરનાં કાદવ અને ઘાસ શરીરે ચોંટેલાં હોય તેવી વનની ભેંસો જેવા મેઘ ઉતાવળથી વિચરતા હોય તેમ જણાતા હતા. ભાંગેલાં અને જીર્ણ થયેલાં મોટાં પાંદડાંની છાયાવાળા રસ્તામાં આવેલા વૃક્ષ જેવા અને હાથી તથા મગરમચ્છ જાણે રોષે ભરાઇ યુદ્ધ કરતા હોય તેવા મેઘ આકાશમાં વિચરી રહ્યા હતા. પ્રલયકાળમાં ઊછળતાં, તોફાને ચડતાં સમુદ્રનાં મોજાંઓને અનુસરતા હોય તેવા અને પવનથી ઊંચે જતા મેઘોની શ્રેણી કોઇક જગ્યાએ જણાતી હતી. દંડથી હણાયેલ કુપિત ભુજંગ જેવા ભયંકર અને ભમરાના અંગ જેવી કાંતિવાળા મેઘ કામી અસુરની જેમ કોઇ કોઇ જગ્યાએ વિચરતા હતા. આ પ્રમાણે વર્ષાઋતુની શરૂઆતમાં શ્યામ મેઘ સર્વત્ર વ્યાપી ગયેલ હોય તેવા વખતે હૃદયમાં દાક્ષિણ્યવાળો કોણ પ્રિયજનનો ત્યાગ કરે ?”

આ પ્રમાણે કહેવાતાં કુમાર ત્યાં રોકાયો. તે સમયે પવન કેવો ફુંકાવા લાગ્યો? જેમ કે—

નવીન પાકતા આંબાની ફેલાતી ગંધવાળો પવન ધમધમ કરતો વનમાં વાઇ રહ્યો હતો. પ્રથમ વર્ષા થવાના યોગે પૃથ્વી અને જળનો સંગમ થવાથી માટીની સોડમવાળો અને ભેંસોને મદ કરાવનાર સુગંધી પવન વાઈ રહ્યો હતો. ધૂળ અને કદંબના પુષ્પના પરિમલથી પરિણત થયેલી પાકી ગંધવાળો અને નસકોરામાં ભરાઇ જતો ઠંડો પવન વિચરી રહ્યો હતો. આ પ્રમાણે ફેલાયેલા કઠોર સ્પર્શવાળા પવનના વેગથી કંપી ઊઠેલી પાંખોવાળા કાકાકૌઆ પક્ષીઓ મુખમાં નાની સળીઓ સહિત કોઇ પણ પ્રકારે નૃત્ય કરતા હતા.

**પ્રથમ વૃષ્ટિ**

પૃથ્વીમંડળમાં પ્રથમ વૃષ્ટિ થઈ ત્યારે શું થયું? નવીન કોમળ અંકુરો જમીનમાંથી બહાર ફૂટવા લાગ્યા. પર્વતનાં શિખરો અને ગુફાઓમાં મોર નૃત્ય કરવા લાગ્યા. પતિ પરદેશ ગયેલો હોય એવી ગૃહિણીઓ દીન અને ઉદાસીન રહેવા લાગી. નવા ઊગેલા અંકુરોથી પૃથ્વી શોભવા લાગી. લોકો આકુળવ્યાકુળ બનવા લાગ્યા. પાણીની પરબોના મંડપો છોડાવા લાગ્યા. ખેડૂતો હળ અને ખેતીનાં સાધન તૈયાર કરવા લાગ્યા. મુસાફરો ઘેર પાછા વળવા લાગ્યા. ગામોમાં ઘરનાં છાપરા સરખાં કરાવા લાગ્યાં. ચકલાં ઘરની અંદર પોતાના માળા તૈયાર કરવા લાગ્યાં. ભાગવતો માટીનાં ઘર બનાવવા લાગ્યા. ખેડૂતો પાણીની પાળ બાંધવા લાગ્યા. બપૈયા 'જલ જલ' એમ અવાજ કરવા લાગ્યા. હાથમાં દંડ ધારણ કરી, નીચા મુખથી ઇર્યાસમિતિનું પાલન કરતા અને ધર્મલાભ માત્ર વડે આહાર પ્રાપ્ત થાય કે ન થાય તોપણ સમાધિમાં રહેનાર, તપનિયમથી કાયાનું શોષણ કરનાર અને જ્ઞાનધ્યાનમાં મગ્ન રહેનાર સાધુ મહારાજો ચોમાસામાં એક સ્થળે વાસ કરવા લાગ્યા. નવીન વર્ષાઋતુમાં મોટી ધારાવાળો વરસાદ વરસે ત્યારે એક માત્ર કોયલ સિવાય પોતાને રહેવા માટે કોણ ઘર ન કરે ?

૨૪૦. આવા નવીન વર્ષાકાળ સમયે જેનો પતિ પરદેશ ગયેલો હોય તેવી વિરહિણીઓ શું કરતી હતી ? જેમ કે—

સુરતક્રીડા પછી ચુંબન સમયે પતિએ પાછા ફરવાના દિવસની આપેલી મર્યાદા

સુધીના દિવસોની રેખાની ગણતરી પૂરી થવા છતાં તે બીજી બાબતમાં જીવ પરોવી શકતી નથી. પ્રિય સખીનાં દર્શન અને મેળાપમાં દિવસો અને વિરહનાં સ્વપ્નોમાં રાત્રિ પસાર થતાં પ્રિયતમે આપેલો દિવસ વીતી ગયો હોવા છતાં ભોળી તે જાણતી નથી. પતિના આવવાના દિવસની હંમેશાં ગણતરી કરતી હોવા છતાં ભયંકર રાક્ષસ જેવા કાળા મેઘથી હણાઈ ગયેલા હૃદયવાળી મુગ્ધાઓ તે દિવસને જાણતી નથી. બધો સમય રુદન કરતી અને અશ્રુજળથી ભીનાં અને મલિન વદન દ્વારા જણાય છે કે જુઓ જળ આપનાર મેઘ લજ્જા છોડીને ઉપર ગર્જના કરી રહ્યો છે.

આ પ્રમાણે નવીન મેઘમાળાના ગર્જારવથી તપ, સંયમ અને જ્ઞાનમાં અનુરક્ત સાધુવર્ગ સિવાય કોણ નથી ઝૂરતું ?

તે સમયે નવીન શ્યામ મેઘમાળામાં એકઠી થતી અને જુદી પડતી બગલાઓની શ્રેણી દ્વારા કપાલશ્રેણીની શોભા ધારણ કરતો, વીજળીલતા દ્વારા ત્રીજા નયનાગ્નિનું અનુકરણ કરતો, ગર્જના દ્વારા ભયંકર અટ્ટહાસ્ય કરતો તથા નર્તન કરતો અને ક્રીડામાં તત્પર એવો મેઘસમૂહ જાણે મહાદેવના રૂપને પરાભવ ન પમાડતો હોય તેમ વર્તી રહ્યો હતો. વળી, મેઘની ગર્જનાના શબ્દની શંકાથી રાજહંસો માનસ સરોવર તરફ પલાયન થતા હતા. તે સમયે કુમારે વિચાર્યું, "કાળા, વીજળીઓથી ઉજ્જ્વળ અને ગર્જનાથી ભયંકર નાદવાળા મેઘ તથા રાક્ષસથી માર્ગમાં કોણ બચી શકે? માટે અત્યારે મુસાફરી કરવી યોગ્ય નથી." એમ વિચારી એણે રહેવાનુ સ્વીકાર્યું અને નવીન વર્ષાકાળમાં હંમેશા વૃદ્ધિ પામતા સ્નેહભાવવાળો તે પોતાના ભાઈની સાથે રહેવા લાગ્યો.

વર્ષાન્તસમય

ત્યાર પછી અનુક્રમે ઇન્દ્ર-મહોત્સવના દિવસો આવ્યા હતા; મહાનવમી કરાતી હતી; તૃતીયા ઉજવાતી હતી; દીવાળીના ઉત્સવના દિવસોમાં દેવકુલોમાં યાત્રા પ્રવર્તતી હતી; બળદેવનો ઉત્સવ પૂર્ણ થયો હતો; સર્વ ધાન્યો નીપજ્યાં હતાં; ઉત્તમ જાતિની ડાંગર વૃદ્ધિ પામી હતી; ધોળી લીલી શેરડીનાં વનો હલહલ કરતાં વૃદ્ધિ પામી રહ્યાં હતાં; લાલ કમળનાં વનો ખીલી ઊઠ્યાં હતાં; ગોપિકાઓ ખીલેલાં નીલકમળનાં કર્ણભૂષણો કરી રહી હતી; બળવાળા વૃષભો ઢેંકારવ કરતા હતા; વળી, કોમળ નાનાં કમળો વડે બાહુલતાને અલંકૃત કરી તથા ઉજ્જ્વળ વલયોની શ્રેણી ધારણ કરી તાલ દેતી વખતે ખડખડ અવાજ કરતી યુવાન યુગલોની રાસમંડળીઓ ગામના આંગણામાં એકઠી થઈ લીલા કરતી હતી. એવા વર્ષાના અંત સમયે કુમારે વિચાર કર્યો કે "મારે હવે તે કાર્ય માટે જવું જોઈએ. કારણ કે—

સજ્જન પુરુષો જે કાર્યની સમાપ્તિ ન થઈ શકે એમ હોય તે કાર્ય આરંભતા નથી અને જો આરંભ કરે તો પ્રતિજ્ઞાનું પાલન કરવાની જેમ જીવના જોખમે પણ તે પૂર્ણ કરે છે. માટે અધૂરા કાર્યવાળા એવા મારે માટે હવે અહીં રોકાવું યોગ્ય નથી." એમ વિચારી કુમારે દર્પફલિહને કહ્યું, "હે રાજન્! શું જન્મેલા સર્વ જીવોને કાર્ય કરવાનું

અવશ્ય હોય છે ?" રાજાએ કહ્યું, "જો તને સાચી વાત કહું તો જન્મેલાને મૃત્યુ સુધી કાર્ય હોય છે." કુમારે કહ્યું, "બરાબર જાણ્યું. હવે બીજો પ્રશ્ન પૂછું: ઇષ્ટ અને અનિષ્ટના સંયોગમાં કોની સાથે અને કેવી રીતે વર્તવું ?" સેનાપતિએ કહ્યું, "સંયોગ અને વિયોગ કેવી રીતે થશે એ શી રીતે ખબર પડે ?"

કુમારનું પ્રયાણ

* ૨૪૧. આ પ્રમાણે રાજાએ કહ્યું ત્યારે હસતાં હસતાં કુમારે કહ્યું, "સંયોગ થાય ત્યાં વિયોગ તો થવાનો જ એ તો તમે જાણો જ છો. તો એ કારણ માટે હું જાઉં છું." રાજાએ કહ્યું, "શું કુમારને અવશ્ય જવું જ પડશે ? જો એમ હોય તો હું પણ કોઈક પ્રદેશમાં જઇશ. અને ત્યાં જઈને અણગારની દીક્ષા સ્વીકારીશ." એમ બોલી તે પલ્લીમાંથી નીકળ્યા. રાજાએ કહ્યું, "હું સર્વ લશ્કર અને વાહન સાથે તમારી સહાય માટે વિજયા–નગરી આવું છું." કુમારે કહ્યું, "એ રીતે કોઈનું કામ નથી, કારણ કે એ દેશ મુશ્કેલીથી જવાય એવો છે; એક દેશથી બીજો દેશ દૂર હોય છે; બળવાન રાજાઓ વૈરાનુબદ્ધ હોય છે; તમારી પાસે લશ્કર નાનું છે; માટે મારા સત્ત્વની સહાય સાથે એકલો જ જઈને કાર્ય સાધીશ." તેમણે કહ્યું, "જો એમ હોય તો કુમારના અભિપ્રાયની સિદ્ધિ થાઓ !" કુમારે કહ્યું, "ગુરુના પ્રસાદથી એમ થાઓ !" એમ કહેતાં રાજા તેને ભેટ્યા, અને પછી કુમારે સાધર્મિકના પગમાં પડી નમસ્કાર કર્યા. "વંદન કરું છું." એમ કહી કુમાર દક્ષિણ દિશામાં જવા લાગ્યો. ત્યારે તરુણ વૃક્ષો, વનલતા, છોડ વગેરેથી ગીચ ઝાડીમાં કુમાર દેખાયો ત્યાં સુધી લાંબી નજર કરી રાજા ઊભા રહ્યા. પછી ઘેર આવ્યા. પછી દાક્ષિણ્ય કરવા યોગ્યનું દાક્ષિણ્ય કરી, સન્માનવા યોગ્યનું સન્માન કરી, આશ્રિતવર્ગને આશ્વાસન આપી, કરવાનાં કાર્યો કરી, દાન દેવા યોગ્યને દાન આપી, ભોજનકાર્ય પતાવીને તે જ વખતે તે નીકળ્યા. તે સમયે અંતઃપુરમાં પ્રસરેલી વિરહાગ્નિની જ્વાળાથી લાલ બનેલી આંખોમાંથી નીકળતા અંજનયુક્ત અશ્રુજળના પ્રવાહથી તરબોળ તથા દીન અને ઉદાસીન થયેલા વિલાસિનીઓના સમૂહથી જોવાતા તે મહાસત્ત્વવાળા રાજા બહાર નીકળ્યા.





# પ્રકરણ સત્તરમું

## કુમારી કુવલયમાલા

* ૨૪૨. કુમાર પણ અનેક પર્વત, નદી, મહાઅટવિનું ઉલ્લંઘન કરતો, જુદા જુદા દેશની સહેલાઇથી સમજી ન શકાય અને બોલી ન શકાય તેવા શબ્દવાળી ભાષાઓ બોલતો, અનેક દિવ્ય વિદ્યાધરો અને મનુષ્યોના વૃત્તાન્તો જોતો જોતો દક્ષિણ સમુદ્રના કિનારે આવેલી વિજયપુર નગરી(વિજયાનગરી)વાળા દેશમાં આવી પહોંચ્યો. તે દેશ કેવો હતો? જેમ કે—

એક બાણ ફેંકીએ એટલે જ દૂર મોટાં ગામો આવેલા છે અને ગામમાં પગલાં જેટલે જ દૂર એક પછી એક ધવલગૃહો આવેલાં છે. ધવલગૃહોની આગળ વનોદ્યાનો આવેલાં છે. વનોદ્યાનોમાં ફળથી નમેલાં ફણસ અને નાળિયેરીનાં હારબંધ વૃક્ષો આવેલાં છે. નાળિયેરીનાં વનને સોપારીનાં વૃક્ષો લાગેલાં છે. સોપારીનાં વૃક્ષો પર ચડેલી નાગવલ્લીની લતાઓનાં વન આવેલાં છે. વનમાં અનેક વનસ્પતિ આવેલી હોવાથી તે વન ગહન છે. વન ગહન હોવાથી સૂર્યનાં કિરણો અંદર આવતાં રોકાઇ ગયાં છે. વળી—

ચંદન, નંદન, એલચીનાં વૃક્ષોથી ગહન બનેલાં વનમાં સંચાર રોકાઇ જવાને લીધે શાખાઓને હાથના (શ્લેષથી કિરણના) અગ્રભાગ બનાવી તેના ઉપરના ભાગમાં સૂર્ય પતંગિયાની જેમ આમતેમ વિચરી રહ્યો હતો.

ત્યાં સત્પુરુષના ચરણની જેમ તરુવરોની છાયા સુખથી સેવાતી હતી; ઇષ્ટ દેવતાની જેમ સજ્જનના સમાગમ પૂજાતા હતા; સત્પુરુષના હૃદયની જેમ વૃક્ષોની ટોચો ઉન્નત હતી; પામર માણસની જેમ વાછરડાંઓ દોડતાં હતાં; માધવી લતાના પુષ્પરસથી હર્ષિત બનેલી મત્ત મધુકરીની જેમ યુવાનો ગાતા હતા. વળી, ત્યાં પોતાનાં કાર્યોમાં વિલંબ થાય, પણ પર કાર્યમાં નહિ; મુસાફરોના વૃંદોને પ્રથમ સચવાય, પુત્ર કે ભાઇભાંડુને નહિ; શીલની પ્રશંસા કરાય છે, વૈભવની નહિ; શેરડીના વનની વાડોનું લંઘન કરાય છે, પણ સ્ત્રીનું નહિ; બપૈયા પક્ષીઓ (અથવા વાવડીઓ) જળવ્યાકુળ હોય છે, પણ જનસમૂહો નહિ. વળી, ત્યાં મલિન, ઘૂમતી લાંબી આંખવાળો અને હળની નિશાનીવાળો હોવાથી બલદેવ જેવો ખેડૂતવર્ગ હતો. બીજા કેટલાક લોકો શબ્દ કરતી ગાયોના સમુદાયના અને વાછરડાંના કાર્યમાં રોકાયેલા તેમ જ ગોપીઓના ઉજ્જવળ અને નમણા કટાક્ષવિક્ષેપની અભિલાષા-વાળા અને તેથી બાલ્યકાળના કૃષ્ણ જેવા હતા; અને બીજા કેટલાક લોકો વૈભવવાળા

(શ્લેષથી ભભૂતિ લગાડેલા) અને ઢેંકારવ કરતા મત્ત બળદોના કાર્યમા રોકાયેલા અને તેથી શંકર ભગવાન જેવા હતા. વળી—

ત્યા ઘણા દેવસમુદાયો ભ્રમણ કરતા હતા. ત્યાં સુગંધી વૃક્ષોનાં ઘણા વન હતાં. તે વનો દિવ્ય મહાવૃક્ષોથી ઢંકાઇ ગયા હતા, અને હજારો પંડિતોથી સભર હોવાથી તે દેશ સ્વર્ગની જેમ શોભતો હતો.

તેવા પ્રકારના દેશના મધ્યભાગમાથી અનેક ગ્રામયુવતીઓના લોચન રૂપી કમળ-માળાથી પૂજાતો કુમાર જવા લાગ્યો. અનુક્રમે તેણે વિજયાનગરી પણ જોઇ. તે કેવી હતી?

## વિજયાનગરી

* ૨૪૩. જેમ કે ત્યાં ઊંચાં ધવલ-ગૃહ ઉપર પવનથી લહેરાતી અને શોભતી ઉજ્જવળ નિર્મળ અને ગૃહસ્વામી કોટ્યાધિપતિ છે એમ સૂચવતી અનેક પતાકાઓ ફરકી રહી હતી. વિવિધ રંગબેરંગી રત્નોથી કુશળતાપૂર્વક નિર્માણ કરેલા અને હવેલીના શિખરની ટોચે રહેલા સુવર્ણકળશો હતા. ગોળ કિલ્લા ઉપર લાલ પરવાળાના બનાવેલા કાંગરાઓ તથા મણિરત્નોના બનાવેલા નગરના દરવાજાનાં બારણાં હતા.

વળી, તે નગરી લંકાપુરી જેવી હતી, કારણ કે ધીરપુરુષોથી અધિષ્ઠિત હતી અને નહિ કે રાક્ષસોના કુલો ત્યાં વિચરતા હતાં; તે કુબેરનગરી જેવી હતી, કારણ કે ત્યાં નિરંતર ધન રહેતું હતું અને નહિ કે ચણોઠીના નાણાંની લેવડદેવડ થતી હતી, તે દ્વારિકાનગરી જેવી હતી, કારણ કે ચારે બાજુ સમુદ્ર આવેલો હતો, અને નહિ કે કૃષ્ણ ત્યા હતા

વળી, ત્યા ઘણા ખલજનોનાં વદન અને વચન દેખાતાં નહોતા કે સંભળાતા નહોતાં. ત્યાં કામિનીના વદનમાં અને ધવલગૃહમા લાવણ્ય અને હીંચકા દેખાય છે અને ખવાય છે. વધારે કેટલુ વર્ણન કરવું?

પ્રલયકાળના અગ્નિથી ભય પામેલા વિધાતાએ શ્રી, શોભા, ગુણસમૂહ, વૈભવ, દાક્ષિણ્ય જ્ઞાન, ભાષાઓના ઢગલાઓની જાણે રચના કરી હોય તેમ આ નગરીનુ નિર્માણ થયુ હતું.

## પનિહારીઓની વાતો

તે નગરીના ઉત્તર દિશાના ભાગમાં થાકેલો કુમાર બેઠો અને વિચારવા લાગ્યો, "અહો! સાધુએ કહેલી એ જ આ વિજયાનગરી છે કે જ્યાં કુવલયમાલા વસે છે. હવે તેને કેવી રીતે મળવું? અથવા તો કોઇને તે વિશે સમાચાર પૂછુ? એના સમાચાર કોણ જાણતું હશે? અથવા મહિલાઓ પારકી પંચાત કરનારી હોય છે, અને ઊભી શેરીમાં ફરી જીવન-નિર્વાહ કરનારા છાત્રો વાતોના જાણકાર હોય છે. અહીં સુંદર સખીઓની કોમળ અને નાની આંગળીથી યુક્ત ચરણનાં પગલાંથી આ માર્ગ અંકિત થયેલો દેખાય છે તેથી અનુમાન કરુ છુ કે નગરની પનિહારીઓ આ માર્ગેથી પસાર થતી હશે. અહીં જરૂર સમાચાર મળ્યા વગર રહેશે નહિ. માટે આ માર્ગેથી જ જાઉં." એમ વિચારતો કુમાર ઊભો થયો થોડે છેટે ગયો ત્યાં પાણીનાં બેડાં ભરીને જતી નગરની સ્ત્રીઓ દેખાઈ. તેમને

જોઇ તેમની પાછળ પાછળ અવાજ ન થાય તેવી રીતે પગલાં ભરતો તે જવા લાગ્યો. નગરની એક સ્ત્રીએ કહ્યું, "આ કુવલયમાલા આમ ને આમ કુંવારી રહી જશે. કોઇની સાથે એને પરણાવાશે કે નહિ?" બીજીએ કહ્યું, "શું એનું રૂપ સુંદર નથી? શું વિધાતાએ એને માટે વિવાહ રાત્રિ નક્કી કરી નથી? શું તે રૂપ, યૌવન, વિલાસ, લાવણ્ય, સૌભાગ્યના ગર્વથી ગર્વિત બનીને કુલ, રૂપ અને વૈભવથી સંપૂર્ણ રાજપુત્રને પણ ઇચ્છતી નથી?"

બીજી એક પનિહારીએ કહ્યું, "એવું તે કેવું એનું રૂપ છે કે જેથી આટલો બધો ગર્વ કરે છે?" બીજી એકે તેને જવાબ આપ્યો, "તેનું રૂપ સુંદર કેમ ન કહેવાય? મોરનાં પીછાંની કળા જેવા તેના વાળ ભરપૂર છે. કમળના પત્રમાં સતાયેલા ભ્રમરયુગલ જેવું તેનું નયનયુગલ છે. તેલની ધાર જેવી તેની નાસિકા છે. શરદપૂર્ણિમાના ચંદ્ર જેવું તેનું મુખ છે. હાથીના કુંભસ્થળની શોભા જેવું તેનું સ્તનયુગલ છે. મૂઠીમાં માય તેવી પાતળી તેની કમર છે. સુવર્ણના કબાટ જેવા તેના નિતંબ છે. કમળની નાળ જેવા તેના બાહુ છે. અશોક વૃક્ષની નવીન કૂંપળ જેવાં તેના હાથપગનાં તળિયાં છે. એના રૂપનું કેટલું લાંબુ વર્ણન કરવું?"

બીજી એક પનિહારીએ કહ્યું, "હાં....કેવુંક તે વળી તેનું રૂપ છે? શ્યામ વર્ણવાળા નિકૃષ્ટ ભમરાના જેવા રૂપવાળી તે સાવ કાળી છે." બીજીએ કહ્યું, "સાચું, સાચું." એટલે એકે કહ્યું, "લોકો ભલે એને કાળી કહેતા હોય. પરંતુ તે શોભે એવી છે." બીજી એક સ્ત્રી કહેવા લાગી, "અરે, અનેક મોતી અને સુવર્ણ તથા રત્નાલંકારથી શોભતી હોય તોપણ એના ગર્વને ખંડિત કરી નાખું." એટલે બીજી એકે કહ્યું, "અહીં રૂપ કે બીજી કોઇ વસ્તુથી નહિ, પણ પાર્વતીજીએ પ્રસન્ન થઈ એને સૌભાગ્ય અર્પણ કર્યું છે તેથી તે શોભાવાળી છે." એકે પૂછ્યું, "એવી કઇ માનતા હશે કે જેથી તેને સૌભાગ્ય મળ્યું છે?" બીજી કોઇક કહેવા લાગી, "એ જે હોય તે ખરું, પણ એટલી વાત તો નિશ્ચિત છે કે તેને સૌભાગ્ય તો છે જ. પરંતુ કોણ જાણે તે પરણતી કેમ નથી?" બીજી એકે કહ્યું, "ખરેખર, કોઈ જાણકારે તેને કંઇક કહ્યું છે ત્યારથી તેણે એક પાદપૂર્તિ વહેતી મૂકી છે. અને જે કોઇ એ પાદના મર્મને ભેદશે તે જ મને પરણશે, નહિતર નહિ, એમ ચોટલો વાળીને તે બેઠી છે." એ પ્રમાણે બોલતી પનિહારીઓ ચાલી ગઈ. કુતૂહલથી વિકસેલાં લોચનવાળો કુમાર પણ હસતો હસતો વિચારવા લાગ્યો, "અહો! લોકો પણ બહુ બોલવાવાળા વાતોડિયા છે. મુનિએ કહ્યું હતું કે તે પાદ વહેતો મૂકશે એ વાત સંગત થાય છે. હવે નગરીમાં પ્રવેશ કરું જેથી વધારે સમાચાર મળે." એમ વિચારી તે કોઇક સ્થળમાં ગયો.

**છાત્રાલયમાં**

ત્યાં એક મોટો મઠ જોયો. ત્યાં એક પુરુષને પૂછ્યું, "અરે ભાઈ, આ કોનું મંદિર છે?" તેણે કહ્યું, "ભાઈ! આ મંદિર નથી પણ છાત્રોનો મઠ છે." કુમારે વિચાર્યું કે "અહીં કુવલયમાલાના સ્પષ્ટ સમાચાર મળશે. માટે અહીં પ્રવેશ કરું." એમ વિચારી તે મઠની અંદર ગયો. ત્યાં છાત્રોને જોયા. તે વળી કેવા પ્રકારના હતા? જેમ કે—

લાટ દેશના, કર્ણાટકના, માલવાના, કનોજના, ગોલ્લદેશના, મહારાષ્ટ્રના, સૌરાષ્ટ્રના, ઢક્કદેશના, કાશ્મીરના, અંગદેશના અને સિંધદેશના હતા.

તેઓ શું કરતા હતા ? જેમ કે—

ધનુર્વેદ, ફર તથા ખેડું જેવાં અસ્ત્રવિશેષ, તરવાર, બાણ, દંડ, ભાલા, લાકડી વગેરેનાં યુદ્ધ તથા બાહુયુદ્ધ અને કુસ્તી વગેરે તથા લેખનકળા, ગીત, વાજિંત્ર, નૃત્ય, નાટક તથા અનાર્યદેશની કળાઓ છાત્રોને શીખવવામાં આવતી હતી.

વ્યાખ્યાનમંડળીઓ

* ૨૪૪. વિંધ્યાટવિમાં રહેતા ઉન્મત્ત હાથી જેવા તેઓને જોઈને કુમારે આગળ પ્રવેશ કર્યો. ત્યાં તેણે વ્યાખ્યાનમંડળીઓ જોઈ. કુમારે વિચાર્યું, "આ કયા શાસ્ત્રની વ્યાખ્યા કરે છે તે જોઉં." પછી એક બાજુ વર્ગ ચાલી રહ્યો હતો ત્યાં છુપાઈને રહ્યો. ત્યાં પ્રકૃતિ, પ્રત્યય, લોપ, આગમ, વર્ણવિકાર, આદેશ, સમાસ, ઉપસર્ગ વગેરે વિભાગ કરવામાં નિપુણ એવા વ્યાકરણની વ્યાખ્યા ચાલતી હતી. બીજા વર્ગમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દના સંયોગ માત્ર કલ્પનાના છે, રૂપમાં ક્ષણભંગુરતા છે, ક્ષણે ક્ષણે વિનાશ પામવાના સ્વભાવવાળું છે એવી બુદ્ધ દર્શનની વ્યાખ્યાઓ ચાલતી હતી. કોઈક જગ્યાએ ઉત્પત્તિ, વિનાશ, પરિહાર, અવસ્થિત, નિત્ય, અપાય સ્વરૂપ, પ્રકૃતિ, વિશેષ, ઉપનીત, સુખદુઃખાનુભવનું સ્વરૂપ, વગેરે સાંખ્ય દર્શનની વ્યાખ્યાઓ ચાલતી હતી. કોઈક મંડળીમાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ સમવાય, પદાર્થ, રૂપ, નિરૂપણા, અવસ્થિત, ભિન્ન ગુણ, અવયય વગેરેની પ્રરૂપણા કરનાર વૈશેષિક દર્શનની વ્યાખ્યાઓ ચાલતી હતી. કોઈક જગ્યાએ પ્રત્યક્ષ, અનુમાન, પ્રમાણ, છ નિરૂપિત, નિત્ય, જીવાદિ નથી, સર્વજ્ઞવાદ, પદ, વાક્ય, પ્રમાણાદિવાદી મીમાંસા દર્શનની વ્યાખ્યાઓ ચાલતી હતી. બીજી જગ્યાએ પ્રમાણ, પ્રમેય, સંશય, નિર્ણય, છલ, જાતિ, નિગ્રહ, સ્થાનવાદી નૈયાયિક દર્શનની વ્યાખ્યાઓ ચાલતી હતી. કોઈક જગ્યાએ જીવાજીવાદિક પદાર્થમાં રહેલા દ્રવ્યસ્થિત પર્યાય, નય, નિરૂપણા, વિભાગ, નિત્ય, અનિત્ય, વગેરે અનેકાન્તવાદ (જૈનધર્મ) ની વ્યાખ્યાઓ ચાલતી હતી. કોઈક જગ્યાએ પૃથ્વી, પાણી, અગ્નિ, પવન, આકાશ, સંયોગ, વિશેષથી ઉત્પન્ન થયેલ ચૈતન્ય, મદિરાના અંગોમાંથી જેમ મદ તેમ આત્મા નથી એવો વાદ કરનાર લોકાયતિકવાદની વ્યાખ્યાઓ ચાલી રહી હતી.

અન્ય કળાઓનું શિક્ષણ

* ૨૪૫. આ બધું જોઈને કુમારે વિચાર્યું કે, "આ વિજયાનગરી મોટી જણાય છે, કારણ કે અહીં સર્વ દર્શનોની વ્યાખ્યાઓ શીખવાય છે. ભણાવનાર ઉપાધ્યાયો પણ નિપુણ છે. માટે અહીં કંઈક તેવા તર્કવાળો પ્રશ્ન કરું. અથવા, રહેવા દો. એમ કરવું ઠીક નથી, કારણ કે મારા ધારેલા કાર્યમાં વિક્ષેપ પડશે. એટલે મારે અત્યારના મારા કાર્યનું જ લક્ષ્ય રાખવું છે." એમ વિચારી કુમાર બીજે ચાલ્યો. ત્યાં પણ કંઈક લોકોને નિમિત્તશાસ્ત્ર, મંત્રશાસ્ત્ર, યોગ, અંજન, ઇન્દ્રજાળ, કૌતુક, ધાતુવાદ, જક્ષિણી, સિદ્ધિ,

ખાતર પાડવું, યોગમાળ, સાચી અને જૂઠી જંત્રમાળાઓ, ગારુડી મંત્ર, જ્યોતિષ, સ્વપ્નશાસ્ત્ર, પારો બાંધવો, રસાયણ, છંદવૃત્ત, નિરુક્ત, પત્ર છેદ, હાથીદાંતનું કોતરકામ, લેપકર્મ. ચિત્રકર્મ, સુવર્ણકર્મ, વિષગર, તંત્ર, સાપ ઉતારવો, ભૂત કાઢવું, તંત્રકર્મ વગેરે અને તે સિવાયનાં બીજાં સેંકડો શાસ્ત્રોની વ્યાખ્યાઓ શીખવાતી સંભળાતી હતી.

એટલે કુમાર વિચારવા લાગ્યો કે, "અરે, વાહ ! વાહ ! અહીં ઉપાધ્યાયો પણ બોતેર કલા (પુરુષોની) અને ચોસઠ કલા (સ્ત્રીઓની) શીખવવામાં નિપુણ છે." એમ વિચારતો તે બીજી દિશામાં વળ્યો. ત્યાં આગળ અનેક દાળચટ્ટ, માત્ર વેદના મૂળ પાઠમાં જ બુદ્ધિ ચલાવવાવાળા છાત્રો હતા. તે છાત્રો કેવા હતા ? જેમ કે–

વાંકા વાળને હાથથી સરખા કર્યા કરનારા, નિષ્ઠુરપણે પગ ઠોકીને ચાલવાવાળા, પહોળા શરીરવાળા, ભુજાઓની ઉન્નત ટોચવાળા, પારકાંને ત્યાંથી ભોજન મેળવી હૃષ્ટપુષ્ટ માંસપૂર્ણ શરીરવાળા, મોટી મૂછવાળા, ધર્મ, અર્થ અને કામથી રહિત, કંઈક બાળવયમાં અને કંઈક યૌવનવયમાં આવેલા, બંધુ, મિત્ર તથા ધનથી દૂરથી ત્યજાયેલા. પારકી યુવતીઓ સામે જોવાના મનવાળા, પોતે સ્વરૂપવાન અને સૌભાગ્યવાળા છે એવો ગર્વ ધરાવનારા, ઊંચું મુખ અને ઊંચી આંખો કરવાની ટેવવાળા હતા.

**છાત્રોની અસંબદ્ધ વાતચીત**

આવા દાળચટ્ટ છાત્રોને જોઈ તેણે વિચાર્યું કે, "અહો ! આ તો માત્ર પારકી ચિંતા અને પંચાત કરવાવાળા છે. તો તેમની પાસેથી કુવલયમાલાએ અપૂર્ણ ગાથા અદ્ધર લટકાવી રાખી છે તેના સમાચાર પણ મળશે. તે માટે કુમાર ત્યાં છુપાઈ રહ્યો. +ત્યાં એક છાત્ર બોલ્યો, "અરે જનાર્દન, ભૂલી જાય તે પહેલાં કહે કે ગઈકાલે તમે શું જમ્યા ?" પેલાએ કહ્યું, "ગળાભૂષણ પહેરેલા ભીલોના પુત્રો જે જમ્યા તે જમ્યા." તેણે પૂછ્યું, "ગળાભૂષણ એ શું કોઈ સ્ત્રીનું નામ છે ?" પેલાએ કહ્યું, "અહાહા ! એ સ્ત્રી તો પોતાના સંપૂર્ણ લક્ષણથી ગાયત્રી જેવી જ છે." બીજા એકે કહ્યું "અલ્યા, ત્યાં ભોજન કેવું હતું ?" પેલાએ કહ્યું, "અરે ભટ્ટ, મને ભોજન વિશે પૂછ્યુ ? હું તો ભક્ષક (સુથાર) છું, વાસુદી નથી" બીજાએ કહ્યું, "તો તેં કેટલું કર્યું ? તારું પેટ બતાવ. ભોજન વિશે પૂછ્યું ત્યારે તું તારું નામ કહે છે ?" એકે કહ્યું, "અરે, તું તો મોટો મૂર્ખ છે. પાટલીપુત્રમાં વસનારા તે વળી ટૂંકી વાતમાં કેવી રીતે સમજી શકે ?" બીજાએ કહ્યું, "અરે, એનાથી પણ વધારે મૂર્ખ છે." એકે પૂછ્યું, "શા કારણે ?" તેણે કહ્યું. "મૂર્ખ અને ચતુરની લોકોક્તિ ઘણી હોય છે." વળી કોઈકે કહ્યું, "મર, મને કંઈક તો આપ. માતાઓ પણ હોંશિયાર હોય છે." બીજાએ કહ્યું. "ખરેખર, તું તો હોંશિયાર છે. મને ભોજનનું પૂછ્યું અને તેં ન કહ્યું." પેલાએ કહ્યું, "અરે મહામૂર્ખ ! વાસુકિ સર્પના હજાર વદન કહેવાય."

+ છાત્રો વચ્ચે થતી મજાકમશ્કરી આ વાતચીત અસંબદ્ધ છે અને એમની જ વાસ્તવિક તળપદી સંસ્કૃતપ્રાકૃતમિશ્ર અશુદ્ધ ભાષામાં તે અપાયેલી છે. આ વાતચીત મૂળ ગ્રંથની ફક્ત એક જ હસ્તપ્રતમાં જોવા મળે છે. અને એની આવી ભાષાને કારણે કેટલેક સ્થળે અર્થ અસ્પષ્ટ છે.

કુમારે વિચાર્યું, "અહો, બાળકોની જેમ અસંબદ્ધ વાર્તાલાપ! અથવા તો જેમને જીભના ચટકા સિવાય વિદ્યા, વિજ્ઞાન, જ્ઞાન, વિનયાદિ ગુણો નથી અને જે પારકું અન્ન ખાઈ શરીર વધારે છે એમને બીજો વ્યાપાર શો હોય?" એમ વિચારી કુમારે એક છાત્રને કહ્યું, "અરે ભટ્ટપુત્ર! રાજકુળમાં અત્યારે શું થઈ રહ્યું છે તે તમે જાણો છો?" ત્યારે તેણે બીજાને પૂછયુ, "હે વ્યાઘ્રસ્વામી! રાજકુળની શી હકીકત છે?" પેલાએ કહ્યું, "પુરુષદ્વેષિણી કુવલયમાલાએ અપૂર્ણ ગાથાનુ એક પદ લખ્યુ છે." એ સાંભળી, પગ અફાળી એક છાત્ર ઊઠયો અને કહ્યું, "જો પાડિત્ય માટે કુવલયમાળા પરણવાની હોય તો મને જ પરણે." બીજાએ કહ્યું, "અરે, પણ તારું પાંડિતડું (પાંડિત્ય) કેટલું છે?" પેલાએ કહ્યું, "અરે હું છ અંગવાળો વેદ ભણ્યો છું અને ત્રણ ગુણવાળો મંત્ર ભણ્યો છું. એ શું પાંડિતડું ન કહેવાય?" બીજાએ કહ્યું, "અરે, તારા ત્રણ ગુણવાળા મંત્રથી તું એને પરણી રહ્યો. જે બુદ્ધિશાળી બાકીનાં ત્રણ પાદો બતાવી આપશે તેને એ પરણશે." ત્યાં પેલા એક છાત્રે કહ્યું, "અરે, હું જ બુદ્ધિશાળી છું અને હું જ ગાથાનાં પાદ બતાવી આપીશ." તેને પૂછવામાં આવ્યુ, "અરે, વ્યાઘ્રસ્વામી! કઈ ગાથા તું ભણીશ?" તેણે કહ્યું, 'આ ગાથા હું ભણીશ :—

सा ते भवतु सुप्रीता अबुधस्य कुतो बलं ।
यस्य यस्य यदा भूमि, सर्व्वत्र मधुसूदन ॥

આ સાંભળીને ક્રોધપૂર્વક બીજાએ કહ્યું, "અરે, મૂર્ખ! સ્કંધકને પણ તું ગાથા કહે છે? ખબર ન હોય તો અમને ગાથા કેમ પૂછતો નથી?" એટલે તેને કહેવામાં આવ્યુ, "અરે, યજ્ઞુસ્વામી! તમે ગાથા કેવી હોય તે બોલો." તેણે કહ્યું, "બરાબર બોલું છું:—

आईं कज्जिं मत्त गय गोदावरि न मुयंति ।
को सहु देसहु आवतइ को व पराणइ वत्त ॥

એટલે બીજાએ કહ્યું, "અરે, અમે શ્લોક નથી પૂછયો. ગાથા પૂછી છે." તેણે કહ્યું, "ભલે, બરાબર બોલું છું:—

तंबोल रइय रागो अहरो दट्ठूण कामिनिजनस्स ।
अम्हं चिय खुभइ मणो दारिद्द गुरु णिवारेइ ॥

(અર્થાત્ પાન ખાવાથી લાલ થયેલા કામિનીના હોઠ જોવાથી અમારું ચિત્ત ક્ષોભ પામ્યું છે, પરંતુ મોટું દારિદ્ર અમને અટકાવે છે.)

ત્યારે બધાએ કહ્યું, "અહો, ભટ્ટ યજ્ઞુસ્વામી! તમારું પાંડિતડું આશ્ચર્ય પમાડે એવું છે. તમે વિદ્યાવાળી ગાથા બોલ્યા. આનાથી જરૂર એ તમને જ પરણશે." બીજા એકે પૂછયું, "કુમારીએ જે પાદ લટકાવ્યો છે તે કેવો છે?" ત્યારે તેણે કહ્યું, "રાજ્યાંગણમાં મેં સાંભળ્યો હતો. પરંતુ અત્યારે તે ભૂલી ગયો છું. પરંતુ બધા લોકો એ પાદ બોલે છે.

નગરીના દુકાનમાર્ગે

૨૪૬. આ બધા છાત્રોની ચટાકેદાર વાતો સાંભળીને રાજકુમારે વિચાર્યું કે "અનાથ વિદ્યાર્થીઓના અસંબદ્ધ પ્રલાપો કેવા છે! છતાં પણ આ બધી વાતમાં એક મુખ્ય વાત મને મળી ગઇ છે કે રાજ્યાંગણમાં પાદ લટકાવેલ છે. એ સમાચાર બરાબર મળી ગયા. માટે હવે રાજ્યાંગણ તરફ જાઉં." એમ વિચારી કુમાર મઠમાંથી નીકળ્યો. વિજયાનગરીમાં પ્રવેશ કર્યો. નગરના દરવાજામાં પ્રવેશ કરતાં જ એકદમ અણધાર્યા વાજિંત્રો વાગવા લાગ્યાં; પડહો વાગવા લાગ્યા; શંખો ફુંકાવા લાગ્યા, મંગળપાઠકો શ્લોક ભણવા લાગ્યા; લોકો જયજયકાર બોલવા લાગ્યા. તે સાંભળી કુમારે વિચાર્યું, "અરે, આ જયજયકાર શબ્દો અને વાજિંત્રનો નાદ ક્યાંથી?" ત્યાં જાણ્યું કે કોઇક વણિકને ત્યાં કંઈક મંગળકાર્યને નિમિત્તે એ વાગે છે. એટલે પોતાને શુભ શુકન થયા એમ માની તે મનમાં હર્ષ પામી આગળ ગયો. ત્યા અનેક દુકાનોમાં માલ પાથરીને લે વેચ કરાઈ રહી હતી. એથી કોલાહલ થઈ રહ્યો હતો. એવો દુકાનમાર્ગ એણે જોયો. ત્યાં તે ગયો ત્યારે અનેક દેશની ભાષા બોલતા તે તે દેશના વેપારીઓ ઓળખાયા. ત્યાં ક્યા ક્યા દેશના વેપારીઓ કેવી કેવી ભાષા બોલતા હતા? જેમ કે—

વિવિધ ભાષાભાષી વેપારીઓ

(૧) કાળા, નિષ્ઠુર વચન બોલનારા, બહુ તકરાર કે મારામારી કરનારા, લજ્જા વગરના અને 'अडडे' એવા શબ્દો બોલનારા ગોલ્લદેશના વેપારીઓને જોયા.

(૨) ન્યાય, નીતિ, સંધિ, વિગ્રહ કરવામાં કુશળ, બહુ બોલવાના સ્વભાવવાળા અને 'तेरे मेरे आउ' એમ બોલનારા મધ્યદેશના વેપારીઓને જોયા.

(૩) બહાર નીકળેલા મોટા પેટવાળા, ખરાબ વર્ણવાળા, ઠીંગણા, કામક્રીડાના રસિક, 'એगे ले' એમ બોલનારા મગધદેશના વેપારીઓને જોયા.

(૪) ભૂરી માંજરી આંખવાળા, આખો દિવસ ફક્ત ભોજનની કથાના જ વ્યાપાર-વાળા અને 'कित्तां किम्मो' એમ પ્રિય બોલનારા અંતર્વેદી (ગંગાજમનાની વચ્ચેના પ્રદેશના) દેશના વેપારીઓને જોયા.

(૫) ઊંચા અને જાડા નાકવાળા, સુવર્ણ જેવા વર્ણવાળા, ભાર વહન કરનારા અને "सरि पारि' એમ બોલનારા કીર (કાશ્મીર) દેશના વેપારીઓને જોયા.

(૬) દાક્ષિણ્ય, દાન, પૌરુષ, વિજ્ઞાન, દયા, વગેરેથી વર્જિત શરીરવાળા, 'अहँ तँहँ' બોલનારા ઢક્ક દેશના વેપારીઓને જોયા.

(૭) મનોહર, મૃદુ, મંદ ગતિવાળા, સંગીત અને સુગંધપ્રિય, પોતાના દેશ તરફ જવાના ચિત્તવાળા, દેખાવડા, 'चउडय मे' એમ બોલનારા સિંધ દેશના વેપારીઓને જોયા.

(૮) વાંકા, જડ, જાડા, બહુ ભોજન કરનારા તથા કઠણ, પુષ્ટ અને સુક્કા શરીરવાળા, 'अप्पाँ तुप्पाँ' બોલનારા મરુદેશ(મારવાડ)ના વેપારીઓને જોયા.

(૯) ઘી અને લવણવાળાં ભોજન કરનાર, પુષ્ટ અંગવાળા, ધર્મપરાયણ, સંધિવિગ્રહમાં નિપુણ, 'णउ रे भल्लउं' એમ બોલનારા ગુર્જર દેશના વેપારીઓને જોયા.

(૧૦) સ્નાન કરનાર, તેલ ચોળનાર, વિલેપન કરનાર, વાળમાં સેંથો પાડનાર, સુશોભિત ગાત્રોવાળા, 'अम्हं काउं तुम्हं' એમ બોલનારા લાટદેશના વેપારીઓને જોયા.

(૧૧) જરા કાળા, નીચા શરીરવાળા, કોપ કરવાના સ્વભાવવાળા, માનથી જીવનારા અને રૌદ્ર સ્વરૂપના, 'भाउय भइणी तुम्हे' એમ બોલનારા માલવદેશના વેપારીઓને જોયા.

(૧૨) ઉત્કટ, અભિમાની, પ્રિયાને મોહ પમાડનાર, રૌદ્ર સ્વભાવવાળા, પતંગિયા જેવી વૃત્તિવાળા, 'अडि पाँडि मरे' એમ બોલનારા કર્ણાટકદેશના વેપારીઓને જોયા.

(૧૩) સુતરાઉ વસ્ત્ર પહેરનાર, માંસની રુચિવાળા, મદિરાપાન અને મદનની ઇચ્છાવાળા, 'इसि किसि मिसि' એમ બોલનારા તાઇ (તામિલ?) દેશના વેપારીઓને જોયા.

(૧૪) સર્વ કળામાં નિપુણ, માની, પ્રિયા તરફ કોપ કરવાવાળા, કઠણ શરીરના અને 'जल तल ले' એમ બોલનારા કોશલદેશના વેપારીઓને જોયા.

(૧૫) મજબૂત, નીચા, શ્યામ શરીરવાળા, સહન કરનાર, અભિમાની અને તકરાર કરવાના સ્વભાવવાળા, 'दिण्णल्ले गहियल्ले' એમ બોલનારા મહારાષ્ટ્ર દેશના વેપારીઓને જોયા.

(૧૬) મહિલા અને સંગ્રામ વિષે અનુરાગવાળા, સુંદર અવયવવાળા, ભોજનમાં રૌદ્ર, 'अटि पुटि रटिं' એમ બોલનારા આંધ્રદેશના વેપારીઓને જોયા.

આ પ્રમાણે *અઢાર (સોળ) દેશની ભાષાઓ સાંભળીને તથા ખસ, પારસ, બર્બર દેશના વેપારીઓની ભાષા સાંભળીને કુમાર +શ્રીદત્ત હર્ષ પામ્યો.

## વેપારીઓની વાતચીત

* ૨૪૭. તે જનસમૂહની અંદર તેણે કેવા કેવા શબ્દો સાંભળ્યા? જેમ કે—

"આપો, આપો.", "અરે, આના કરતાં સુંદર અમારે જોઇએ છે." "સુંદર નથી? તો જાવ.", "આવો, આવો." "બોલો, આ તમને ખરીદભાવે જ આપીશું." "સાત ગયા એટલે ત્રણ થયા. એટલે હિસાબ ગણતાં અર્ધું બાકી રહ્યું." "વીસ અને એના અડધા દસ.", "અમે તો દાણેદાણાનો હિસાબ ગણવાવાળા છીએ." "સો ભાર, ક્રોડ, લાખ, સો ક્રોડ, પલ, અર્ધ પલ, પલકર્ષ, માસો, રતિ." "અરે, મોટો વેપાર થશે." "લઇ જાવ, તમને ઘણું સારું અને સસ્તુ મળે છે." "અરે અહીં આવો, એના ઉપર તમને અમે થોડા માસા વધારે આપીશું." "અરે, માલ કેમ ઢાંકી દીધો, અમારે લેવો

* કર્તાએ અઢાર દેશની ભાષાઓની વાત કરી છે, પરંતુ વસ્તુતઃ ગ્રંથની હસ્તપ્રતોમાં ઉપર પ્રમાણે સોળ દેશની જ ભાષાઓ વિષે મળે છે. સંભવ છે કે કર્તાએ અઢાર દેશની ભાષાઓ વિષે લખ્યું હોય અને હસ્તપ્રતોમાં બેએક ભાષા વિષે લખાવું રહી ગયું હોય! કૌંસમાં 'સોળ' શબ્દ ભાષાંતરકર્તાએ મૂક્યો છે.

+ કુમાર કુવલયચંદ્રનું બીજું નામ.

છે.", "જોજો, બરાબર પરીક્ષા કરીને પછી જા" "જો માલ જરા પણ ઓછો નીકળે તો અગિયાર કોડી આપીશ."

એ પ્રમાણે જોતો અને સાંભળતો કુમાર કુવલયચંદ્ર દુકાનમાર્ગેથી જઈ રહ્યો હતો ત્યારે અનેક વેપારીઓના શબ્દો સંભળાતા હતા. અનુક્રમે તે નગરની અનેક વનિતાઓની ચપળ, ઉજ્જ્વળ નયનમાળાથી જોવાતો રાજ્યાંગણમાં પહોંચ્યો. અનેક રાજાઓએ મોર-પીંછાનાં છત્ર ધારણ કરેલ હોવાથી તે સાંકડું બની ગયું હતું.

ત્યાં સર્વ રાજકુમારો કવિલોકની જેમ હથેળીમાં મુખકમળ સ્થાપી ઊંડા વિચારમાં ગુંથાઈ ગયા હોય તેમ જણાતા હતા. તેમને આવી સ્થિતિમાં જોઈને કુમારે પૂછ્યું, "અરે રાજકુમાર! આ બધા રાજાઓ આમ ઉદાસીન અને દીન મનવાળા કેમ દેખાય છે?" તેણે કહ્યું, "હે મહાપુરુષ! તેઓ દીન નથી થયા, પરંતુ પુરુષદ્વેષિણી રાજપુત્રી કુવલયમાલાએ ગાથાનો ચોથો પાદ અહીં લટકાવ્યો છે અને બાકીના ત્રણ પાદ ઉમેરી આપનારને પરણવાનું નક્કી કર્યું છે. તેથી તે પાદની વિચારણા બધા રાજાઓ કરી રહ્યા છે." કુમારે પૂછ્યું, "તે પાદ કયો છે?" તેણે કહ્યું, "આ પ્રમાણે છે: पंच वि पउमे विमाणम्मि। (અર્થાત્ પાંચે પદ્મ વિમાનમાં).

પાદપૂર્તિ

☙ ૨૪૮. કુમારે પૂછ્યું. "આ પાદ મળ્યા પછી કોઈએ તે ગાથા પૂર્ણ કરી છે કે નહિ તે શી રીતે સમજવું?" તેણે કહ્યું, "એ વાત તો કુવલયમાળા પોતે જ જાણે, બીજું કોઈ નહિ." કુમારે પૂછ્યું, "એ બાબતની શી ખાત્રી કે કુવલયમાળાને અમુક જ ત્રણ પાદ માન્ય છે?" તેણે કહ્યું, "તેનું પ્રમાણ છે. આ જે પાદ કહેલો છે તેના શરૂઆતના ત્રણ પાદો કુવલયમાળાએ લખીને એક ગોળીમાં રાખી તેના ઉપર મુદ્રા કરી દીધી છે, અને તે ગોળી રાજભંડારમાં રાખેલી છે. તેથી કહેવાયું છે કે તેણે રચેલા પ્રમાણભૂત પાદ તેમાં છે. હવે જે કોઈ તેની સાથે સંગત થાય તેવા પાદની રચના કરે તે તેને પરણે." એ સાંભળી રાજપુત્રે વિચાર્યું કે, "આ તો બહુ સુંદર વાત થઈ કે બરાબર પરીક્ષા કરેલા પાદથી જ પૂર્તિ કરવી પડશે. માટે વિચારું. અથવા એમાં વિચારવા જેવું છે શું? "પાંચે પદ્મ વિમાનમાં હતા"....અમે પાંચે પદ્મ વિમાનમાં ઉત્પન્ન થયા હતા. તો પછી તેણે શરૂઆતના ત્રણ ક્યા પાદો ગૂંથ્યા હશે? હાં....જાણ્યું.

कोसंबि–धम्मणंदण–मूले, दिक्खा तवं च काउण।
कय संकेया जाया, पंच वि पउमे विमाणम्मि॥

(અર્થાત્ કોશાંબી નગરીમાં ધર્મનંદન આચાર્ય પાસે દીક્ષા સ્વીકારી, તપ કરીને, માંહોમાંહે સંકેત કરીને પાંચે પદ્મવર વિમાનમાં ઉત્પન્ન થયા.)

અહો, માયાદિત્યે માયાવીપણું બરાબર કેળવ્યું. આ કુવલયમાલાએ પાદ લંબાવીને કેવો કુટિલ માર્ગ અપનાવ્યો!"

મદોન્મત્ત જયકુંજર

એટલામાં રાજ્યાંગણમાં લોકોનો સમુદ્ર જેવો ગંભીર કોલાહલ ઊછળ્યો. હાથીઓ પલાયન થવા લાગ્યા, ઘોડાઓ દોડવા લાગ્યા, રાજાઓ ખસવા લાગ્યા, નીચા માણસો પલાયન થવા લાગ્યા, કૂબડાઓ પડવા લાગ્યા, ધીરપુરુષો થાકી જવા લાગ્યા, વીરપુરુષો પાછા વળવા લાગ્યા, કાયરો કંપવા લાગ્યા. પ્રલયકાળની જેમ રાજ્યાંગણમા લોકો ખળભળી ઊઠ્યા. કુમારે વિચાર્યું, "અરે, એકદમ વગર કારણે ગભરાટ કેમ ફેલાયો ?" જ્યાં જોયુ ત્યા તો જય નામનો હાથી આલાનસ્તંભ મૂળમાથી ઉખેડી મહાવતને પાડી નાખી, લોકોને કચડી નાખતો, પોતાની સંમુખ આવતો દેખાયો. જેમ કે—

ઊંચાઈમાં મેરુ જેવો, ધવલપણામાં હિમાલય જેવો, સૂંઢને ગોળ વાળતો, વેગથી પવનને પણ તે જીતી જતો હતો. વળી—

રણકાર કરતી લોઢાની સાકળવાળો, ઝરતા મદજળથી વ્યાકુળ, પગના બંધનથી સ્ખલના પામતો, લટકતી રાજચૂડાવાળો, લાબાં હાલતાં ચામરોવાળો, લટકતા રણકાર કરતા ઘંટવાળો, ગંડસ્થળમાથી ગળતી સુવાસવાળો એવો જયકુંજર કુમારે જોયો.

આગળ સૂંઢનુ ગૂંચળું કરી, ખાધ ઊંચી કરીને ધમપછાડા કરતો, જનસમુદાયને મારતો, ભવનશ્રેણીને તોડતો, મદજળથી સિંચાયેલા અવયવવાળો, અને તેની ગંધથી આકર્ષાયેલા ગુંજારવ કરતા ભમરાઓવાળો જય હાથી એકદમ કુમારની પાસે પહોંચ્યો.

વરમાળાનું આરોપણ

* ૨૪૯. યમરાજા જેવા કોપિત હાથીને જોઈ લોકોએ કહ્યુ, "બાપુ! બાપુ! ખસી જાવ! ખસી જાવ! આ જય હાથી કોપ પામ્યો છે." આવો કોલાહલ સાંભળી રાજા પણ અંતઃપુર સાથે મહેલના ગોખમા જઈ જોવા લાગ્યો. કુમારને આગળ જોઈ રાજાએ કહ્યુ, "અરે મહાપુરુષ! તું આ મહાગ્રહથી દૂર ખસી જા, નહિતર તને બાળકને એ મારી નાખશે." કુમારને રાજા એ પ્રમાણે કહી રહ્યો હતો. લોકો હાહાકાર કરી રહ્યા હતાઃ તે વખતે કુમાર પાસે હાથી આવી પહોચ્યો. એટલે કુમારે વસ્ત્રનો ગોટો વાળી હાથી આગળ ફેંક્યો. એથી કોપથી ધમધમતો હાથી દંતૂશળથી પ્રહાર કરવા લાગ્યો અને સૂંઢ અફાળવા લાગ્યો. એટલી વારમા કુમારે હાથીની જાંઘમા મૂઠીથી પ્રહાર કર્યો. એટલે હાથી રોષથી કુમાર તરફ વળ્યો. પણ કુમાર ત્યાથી ખસી ગયો. વળી પાછો મૂઠીથી પ્રહાર કર્યો. એટલે ફરી હાથી પાછો વળ્યો. એટલામા કુમાર હાથીના પાછળના ભાગમા ચાલ્યો ગયો. ત્યા હાથી વળવા લાગ્યો, સ્ખલના પામવા લાગ્યો, ગર્જારવ કરવા લાગ્યો, દોડવા લાગ્યો, બે પગથી ઊંચો થવા લાગ્યો, રોષથી ધમધમતો ચક્રાકાર ફરવા લાગ્યો અને એમ કરતાં કરતા, ફરતા ફરતા કંટાળવા લાગ્યો એટલે ચળકતી સૂંઢ અને બે કાન પકડીને, બે દંતૂશળ ઉપર પગ રાખીને કુમાર હાથીની પીઠ પર ચડી બેઠો. ઉપર ચડીને કુમાર કુવલયચંદ્રે કહ્યું—

कोमंचि-धम्मणंदण-मूले दिक्खा तवं च काऊण।
एए संकेया जाया पंच वि पढमे विमाणम्मि॥

એ સાંભળી "અહો, પાદપૂર્તિ કરી" એમ બોલીને કુમારી કુવલયમાલાએ પુષ્પરસની ગંધમાં લુબ્ધ ભ્રમરોની શ્રેણીના ગુંજારવથી મુખર શ્વેત પુષ્પમાળા ફેંકી જે કુમારના ગળામાં આવીને પડી એથી આનંદમાં આવી જઇ રાજા પણ કહેવા લાગ્યો, "હે કુવલયમાલા ! તેં સારું કર્યું, સારું કર્યું ! યોગ્યને વરી, યોગ્યને વરી ! અહો, પાદ પૂર્ણ કર્યો." રાજલોક જયજયકાર કરવા લાગ્યો કે "અરે આ તો કોઇ દિવ્ય પુરુષ લાગે છે; મનુષ્ય નથી." એટલામાં કોઈ દેવતાએ અદશ્ય રહી ઉપરથી દિવ્ય સુગંધી પુષ્પની વૃષ્ટિ કરી. તે પ્રદેશ જય જય શબ્દથી ગાજવા લાગ્યો.

એટલામાં મહેન્દ્રકુમાર જય હાથી તરફ દોડયો અને તેણે કહ્યું, "મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી દઢવર્મા રાજાના પુત્ર કુમાર કુવલયચંદ્ર ! ઇક્ષ્વાકુવંશના બાલઅંકુર, સોમવંશ રૂપી આકાશના ચંદ્ર, અયોધ્યા નગરીના તિલક, રાજાઓમાં શ્રેષ્ઠ કમળ સરખા, સાહસાલંકાર, વિદ્યાપરિવાર, ધરણકંપ, પરબલક્ષોભ, માનધન, કળાકુલઘર, દાક્ષિણ્યસમુદ્ર, વિનયના આવાસ, દાનના વ્યસની, આશ્રિતજનવત્સલ હે કુમાર ! જય પામો !" આ બિરુદાવલીના શબ્દો સાંભળી કુમારે નમણી, ઉજ્જવળ, ચપળ આંખથી જોતાં વિચાર્યું કે "પિતાજીનું શુભ નામ અહીં કોણે લીધું ?" જ્યાં નજર કરી ત્યાં તો અનેક રાજકુમારો વચ્ચે વડીલ ભાઇ જેવા મહેન્દ્રકુમારને જોયો. તેને જોઇ એકદમ સ્નેહસદ્ભાવના હર્ષવશથી ઉલ્લાસ પામતા રોમાંચવાળા કુમારે જય હાથીને મર્મસ્થાનમાં પ્રહાર કર્યો. એથી હાથી બેસી ગયો. એટલે મહેન્દ્રકુમાર પણ હાથી ઉપર આરૂઢ થયો. હાથ લાંબા કરીને બંને સ્નેહથી એકબીજાને ભેટ્યા. પછી પૂછ્યું, "મહારાજા કુશળ છે ? દેવી શરીરે સારાં છે ? અને તમે પણ કુશળ છો ?"

### રાજાએ કરેલો સત્કાર

એટલામાં વિજયરાજાએ વિચાર્યું કે "અહો ! આ કેવું આશ્ચર્ય ! એક તો આનું અતિશય ચડિયાતું રૂપ. બીજું, જય હાથીને વશ કરવાની મહાશક્તિ. ત્રીજું, હજારો રાજકુમારો આગળ પાદપૂર્તિ કરવી. ચોથું, દિવ્ય પુષ્પોની વૃષ્ટિથી પૂજાવું અને પાચમું, મહારાજ દઢવર્માના પુત્ર. રાજપુત્રી કુવલયમાળા માટે જે મેળવવા યોગ્ય હતું તે સર્વ મળી ગયુ. પુત્રી કુવલયમાળા ! તેં સારું કર્યું. આવા પુરુષસિંહને પ્રાપ્ત કરીને તેં પુરુષદ્વેષત્વ બરાબર નિર્વાહ કર્યું. અથવા જન્માંતરમાં પણ મુનિઓ અસત્ય બોલતા નથી." પછી રાજાએ કુમારને કહ્યું, "હવે હાથી મહાવતને સોંપી દો અને મહેલમાં પધારો." એ પ્રમાણે કહેવાતાં કુમારે કહ્યું, "જેવી આજ્ઞા." એમ કહી કુમાર હાથી ઉપરથી નીચે ઊતર્યો અને મહેન્દ્રકુમારની સાથે મહેલમાં ઉપર ગયો. સ્નેહપૂર્વક રાજાએ કુમારને જોયો. બેસવા માટે બંનેને આસનો આપ્યાં. સુખપૂર્વક બંને બેઠા. રાજાએ કુવલયમાલાને જવાનુ કહ્યું એટલે સ્નેહથી પુલકિત રોમાંચવાળી બનેલી તે ત્યાંથી નીકળીને બહાર ગઇ.

### રાજાનો પુત્રવિયોગ

* ૨૫૦. પછી રાજાએ કુવલયચંદ્રને કહ્યું, "તું એકલો છે તેનુ શું કારણ ? અને આવો સામાન્ય મુસાફરનો વેષ કેમ છે ? આવા મલિન વસ્ત્ર પહેરીને દૂર દેશાન્તરમાં

ક્યાંથી આવ્યો ?" કુમારે કહ્યું, "હે દેવ ! એ વાત તો તમે જાણો જ છો કે જે સ્વપ્નમાં પણ જોયુ ન હોય કે પહેલાં કોઇ વખત વિચાર્યું કે સાંભળ્યું પણ ન હોય તે પણ વિધિ જ્યારે ફરે છે ત્યારે પુરુષ પામે છે. માટે હે દેવ ! હું પણ ક્યાં ક્યાં ભમતો ભમતો આજે અહીં આવી પહોંચ્યો છું."

રાજાએ કહ્યું, "હે મહેન્દ્ર ! તું પૂછતો હતો કે દઢવર્મા રાજાનો પુત્ર અહીં આવ્યો છે કે કેમ ? તે જ આ પુત્ર ?" મહેન્દ્રે કહ્યું, "હે દેવ ! આપ કહો છો તે જ આ !" એટલે કુમારે મહેન્દ્રને પૂછ્યું, "તમે પૂર્વ દેશમાંથી અહીં દક્ષિણ સમુદ્રના કિનારે આવેલી આ વિજયાનગરીમાં કેવી રીતે આવ્યા ?" તેણે કહ્યું, "હે કુમાર ! સાંભળ ! તે વખતે અશ્વક્રીડામા સમુદ્રકલ્લોલ અશ્વે તારું અપહરણ કર્યું. જેમ કે તે દોડયો, ઊડયો, ખરેખર આકાશ તરફ ઘોડો ઊડયો. એ જાય, એ જાય, દેખાય છે, એમ કરતાં તે અદૃશ્ય થયો.

તે સમયે હાહાકાર કરતા રાજલોકની સમક્ષ તારું અપહરણ થયું. એટલે પણ મહારાજાએ અને બીજા રાજાઓએ તારી પાછળ અનુસરણ કર્યું. પરંતુ પછી દૂર દેશાંતરમાંથી પણ તારા સમાચાર કંઇ મળ્યા નહિ. પછી પર્વત પરથી વહેતી નદીવાળા પ્રદેશમાં પવનાવર્ત અશ્વ પડયો. ત્યાર પછી રાજા પણ તારા સમાચાર ન મળવાથી અને સમાચારની સંભાવના ન હોવાથી નીચે પડયા અને મૂર્છાથી વ્યાકુળ બન્યા. અમે પંખાથી પવન નાખી કંઇક આશ્વાસન કર્યું. "હા પુત્ર કુવલયચંદ્ર ! મને મૂકીને તું ક્યાં ચાલ્યો ?" એમ બોલતાં બોલતાં રાજા ફરી મૂર્છા પામ્યા. રાજાને ફરી આશ્વાસન આપ્યુ. ફરી પાછા તે વિલાપ કરવા લાગ્યા કે, "હે પુત્ર ! અમને અનાથ અને દુઃખી કરીને તું ક્યાં ચાલ્યો ગયો ? હે દૈવ ! હે નિર્દય ! તેં મારા પુત્રનું એકદમ કેમ અપહરણ કર્યું ?" એમ કરતાં તેઓ જાણે ઘણાથી પરાધીન બનેલા હોય, ગાંડા થઇ ગયા હોય, ગ્રહથી ગ્રસિત હોય, સર્વથા જીવ ચાલ્યો ગયો હોય તેમ ન કંઇ બોલે, ન ચાલે, ન વળે, ન ફરકે, ન સાંભળે, ન જાણે એવી તેમની અવસ્થા થઇ ગઇ. એટલે આવી અવસ્થા જોઇ, મરણની શંકાથી વિહ્વલ બનેલા મંત્રીવર્ગે કહ્યું, "ધરણેન્દ્રના કોપ રૂપી અગ્નિની જ્વાળાઓમાં હોમાઇને સગર ચક્રવર્તીના સાઠ હજાર પુત્રો મરી ગયા હતા, તોપણ શોકને તેમણે અવકાશ આપ્યો ન હતો. તો હે મહારાજ ! કુમારનું કોઇ પણ દેવે ગમે તે કારણે હરણ કર્યું છે. એટલે જરૂર તેના સમાચાર મળશે. માટે જાણકારોને પૂછો; જ્યોતિષની ગણતરી કરાવો; અક્ષકુંડળી મુકાવો; સ્વપ્નપાઠકોને પૂછો; નૈમિત્તિકોને પૂછો; યોગિનીઓને પૂછો; કર્ણપિશાચિકાને પૂછો. સર્વથા, કુમારના શરીરના કુશળ સમાચાર મળશે જ. જરા ધીરજ રાખો." આ પ્રમાણે સાન્ત્વન આપ્યુ એટલે રાજા કંઇક સ્વસ્થ થયા. રાણી પણ ક્ષણવાર આશ્વાસન પામતી, ક્ષણવાર હસતી, ક્ષણવાર રુદન કરતી, ક્ષણવાર થાકી જતી, ક્ષણવાર મૂર્છા પામતી. માત્ર તારા સમાચાર મળશે એની આશામાં ને આશામાં જ તે જીવતી હતી. અંતઃપુર તેને આશ્વાસન આપતું. તોપણ 'હે કુમાર ! હે કુમાર !' એવા વિલાપશબ્દો સંભળાયા કરતા.

## રાજપોપટે આપેલા સમાચાર

* ૨૫૧. વળી નગરીની અંદર ત્રણ રસ્તા, ચાર રસ્તા, ચૌટાં, મોટા રાજમાર્ગો, શેરીઓ, નગરના દરવાજા-બધે જ પોકારો થતા હતા, "હે કુમાર! તને કોણ લઈ ગયુ ? તું ક્યાં ગયો ? એવો તે કયો ભયંકર ઘોડો તને ખેંચી ગયો ? ખરેખર, દૈવની ઇચ્છા પ્રમાણે જ બને છે."

નગરની તરુણીઓ વળી બોલતી, "હે સુભગ ! હે સુંદર ! હે શોભિત ! હે મુગ્ધ ! હે ચતુર ! હે કુવલયચંદ્ર કુમાર ! તું ક્યાં ગયો ? સર્વથા, હે કુમાર ! તારા વિયોગમાં અમે પરદેશ ગયેલા પતિવાળી વિરહિણીઓની જેમ કાયર બન્યાં છીએ."

વળી તે નગરી કેવી થઇ ? ત્યાં મૃદંગના શબ્દો સંભળાતા બંધ થયા. શોકને લીધે સંગીત વર્જિત લોકો દીન મનવાળા થયા. પરદેશ ગયેલ પતિવાળી વિરહિણીનાં વિલાસ અને શોભા ક્ષીણ થાય તેમ નગરીમાં પણ વિલાસ અને શોભા ચાલ્યાં ગયાં. ત્યાર પછી, આવા પ્રકારના દુઃખના દિવસો વીતી રહ્યા હતા અને પરિવાર શોકમાં ડૂબેલો હતો ત્યારે પ્રતિહારીએ આવી મહારાજને નિવેદન કર્યું, "હે દેવ ! નીલમણિના ઢગલા જેવી શરીરની કાંતિવાળો અને પદ્મરાગમણિ જેવી ચાંચવાળો, પ્રિય વચન બોલતો એક પોપટ આપને જોવા ઇચ્છે છે." એ સાંભળી, કદાચ એ કંઈ જાણતો હશે એમ ધારી રાજાએ આજ્ઞા કરી, "એને પ્રવેશ કરાવો." એમ કહેતાંની સાથે પ્રતિહારી દોડી અને પોપટને માર્ગ બતાવતી પાછી દાખલ થઈ. આગળ આવી રાજપોપટે કહ્યું, "હે રાજન્ ! સમુદ્ર રૂપી મેખલાવાળી પૃથ્વી ભોગવો છો અને હજુ પણ ભોગવો. તમારો ઉજ્જવળ યશ વધે છે. અને હજુ પણ વૃદ્ધિ પામો." એ પ્રમાણે કહ્યા પછી અપૂર્વ દર્શન અને શ્રવણથી વિસ્મય પામેલા તથા હર્ષથી રોમાંચિત થયેલા રાજાએ કહ્યું, "હે મહાપોપટ ! તું ક્યાંથી અને શા કારણે અહીં આવેલો છે ?" એટલે રાજપોપટે કહ્યું, "હે દેવ ! કુમાર કુવલયચંદ્રના સમાચારથી તમે વૃદ્ધિ પામો." આટલું કહેતાં જ હૃદયમાં સ્નેહ ઊભરાતા રાજાએ બંને હાથ લાંબા કરી પોપટને હથેળીમાં લીધો અને પછી ખોળામાં બેસાડયો. રાજાએ કહ્યું, "તેં કુમારના સમાચાર આપ્યા એથી કુમારના દર્શન જેટલો જ તારા દર્શનથી આનંદ થયો છે. માટે કુમારના શરીરના કુશળ સમાચાર કહે. બોલ, તેં એને ક્યા જોયો ? જોયાને કેટલો સમય થયો ? ક્યા પ્રદેશમાં જોયો ?" એ પ્રમાણે પૂછયુ ત્યારે રાજપોપટે કહ્યું, "હે દેવ ! એટલી બધી તો ખબર નથી. પરંતુ જે હું જાણું છું તે કહું છું:—

## એણિકા સાથેનો પ્રસંગ

* ૨૫૨. અહીંથી દૂર નર્મદા નામની નદી છે. તેના દક્ષિણ કિનારે દેવાટવિ નામની મહાઅટવિ છે. તે દેવાટવિમાં, નર્મદા નદીથી થોડે દૂર, વિંધ્યપર્વતની તળેટી નજીક અનેક પક્ષીઓ અને પ્રાણીઓથી સંકીર્ણ પ્રદેશમાં એણિકા નામની મહાતાપસી છે, તેના આશ્રમના પ્રદેશમાં અમે રહેતા હતા. ત્યાર પછી થોડા દિવસે મહાસત્ત્વવાળો કોઈ એકાકી કુમાર તે આશ્રમના પ્રદેશમાં આવી પહોંચ્યા. અમે તેમને જોયા. અમારે એમની સાથે સદ્ભાવ અને વિશ્વાસપૂર્ણ વાર્તાલાપ થયો. પછી કુમાર જવા માટે તૈયાર થયા ત્યારે

પૂછ્યું, "હે કુમાર! તમારું કુળ કયું? નામ શું? કઈ તરફ જવાના છો?" ત્યારે તેમણે કહ્યું, "અયોધ્યાપુરીમાં સોમવંશમાં જન્મેલા દૃઢવર્મા નામના મહારાજા છે, હું તેમનો પુત્ર છું. મારું નામ કુવલયચંદ્ર છે. વિજયાનગરીમાં કુમારી કુવલયમાળાએ જે પાદ લંબાવ્યો છે તે પૂર્ણ કરીને તેને પરણવા અને પ્રતિબોધ કરવા માટે મુનિભગવંતની આજ્ઞાથી જાઉં છું." એમ કહી કુમાર દક્ષિણ દિશામાં જવા નીકળ્યા. તે વખતે તાપસીએ કહ્યું, "તમારાં માતાપિતાને મોટો ઉદ્વેગ થતો હશે! માટે જો તમે કહેતા હો તો આ પોપટ ત્યાં જઈને તમારા શરીરના કુશળ સમાચાર આપે." તેમણે કહ્યું, "ભલે, તેમ કરવામાં શી હરકત છે? વડીલો હંમેશા પૂજનીય છે. જો જઈ શકાય તો જાય અને વડીલોને શુભ સમાચાર આપે. મારા તરફથી વડીલોને પગે લાગ્યાનુ જણાવજો." એમ બોલતાં કુમાર પવનના વેગની જેમ ત્યાંથી આગળ વધ્યા.

### કુમારને સંદેશો

§ ૨૫૩. આ સાંભળી રાજાએ સમુદ્રમાર્ગે દૂર દેશાવરમાં વેપાર કરતા વેપારીઓને બોલાવ્યા અને પૂછ્યું, "અરે વેપારીઓ! તમે કોઈ વખત દક્ષિણ સમુદ્રના કિનારે આવેલી વિજયાનગરીનુ નામ સાંભળ્યુ છે?" તેમણે કહ્યું, "સકલ રત્નાધાર એવી વિજયાનગરીને કોણ ન જાણે? ત્યાં આપના જેવા ચરિત્રવાળા મહાનુભાવ વિજયસેન રાજા પોતે વસે છે. આપ પણ એ વાત જાણો છો, પણ અત્યારે ભૂલી ગયા લાગો છો!" એ સાંભળી રાજાએ કહ્યું, "વત્સ મહેન્દ્રકુમાર! તૈયાર થા. આપણે તે નગરીમાં પહોંચીએ." એમ બોલી રાજા ઊભા થયા. ત્યારે મેં તેમને વિનંતિ કરી કે, "દેવ! હું જ જઈશ. આપ અહીં રહો!" એમ કહ્યું એટલે પદ્મરાગ વગેરે રાજપુત્રોને આજ્ઞા કરી કે "તમારે મહેન્દ્રકુમાર સાથે જલદી વિજયાનગરી પહોંચવાનું છે." એમ કહ્યું એટલે "જેવી આપની આજ્ઞા." એમ બોલી તેઓ તૈયાર થયા. અમે વાહન જલદી તૈયાર કરાવ્યાં. પછી નગરીની બહાર નીકળ્યા. ત્યારે રાજાએ તમારે માટે સંદેશો આપ્યો કે, "મૂર્છાથી મૂંઝાયેલી તારી માતા માત્ર તારા સમાચાર મળવાની આશાથી જીવે છે. માટે હે પુત્ર! જો તારે જીવતી માતાનું મુખ જોવું હોય તો જલદી આવ." પછી દેવીએ પણ કહેવરાવ્યુ કે "તારા પિતાજી વૃદ્ધાવસ્થામાં આવ્યા છે. માટે હે સુપુરુષ! જો તારે પિતાજીને જીવતા જોવા હોય તો તેમ કર કે જેથી તું તેમને જીવતા જોઈ શકે." આ સંદેશા સાંભળી લઈ અમે પ્રવાસ સતત ચાલુ રાખ્યો. આ ગ્રીષ્મકાળમાં એક મહિનો અને ત્રણ દિવસ અમને અહીં આવતાં થયાં. અહીંના રાજાને ભેટસોગાદ અર્પણ કરી. મહારાજ વિષે સમાચાર આપ્યા. અને પૂછ્યુ કે "મહારાજાના પુત્ર કુમાર કુવલયચંદ્ર અહીં આવ્યા છે કે કેમ?" પરંતુ ત્યારે કંઈ સમાચાર મળ્યા નહિ. એટલે વિદ્યા ભૂલી ગયેલા વિદ્યાધરની જેમ, સુવર્ણની સિદ્ધિ નિષ્ફળ જતાં નરેન્દ્રની જેમ, સ્તંભિત મંત્રવાળા મંત્રવાદીની જેમ, વિસંવાદી તંત્રવાદીની જેમ સર્વથા દીન મનવાળો હું બની ગયો. એટલે રાજાએ કહ્યું, "તું ખેદ ન પામ! કોણ જાણે કદાચ અહીં આવ્યો હશે તોપણ ઓળખાતો નહિ હોય. બીજું, આજે કદાચ ન મળે, તોપણ અહીં રહીને કેટલોક વખત રાહ જો." પછી અમને આવાસ આપ્યો.





અમારા ઉપર કૃપા કરી દરરોજ ત્રણ રસ્તા, ચાર રસ્તા, ચૌટા, રાજમાર્ગ, દેવકુલ, તળાવ, છાત્રશાળા વગેરે સ્થળે શોધ કરતા હતા. ત્યાર પછી આજે જાગ્યા ત્યારે જમણો હાથ અને જમણી આખ ફરકી. એટલે મેં વિચાર્યું કે આજે સુંદર નિમિત્ત બન્યુ છે, કારણ કે એમ કહેવાય છે કે—

અંગ ફરકવાનાં ફળ

મસ્તક ફરકે તો રાજ્ય મળે, બાહુ ફરકે તો પ્રિયજનનો મેળાપ થાય, આખ ફરકે તોપણ પ્રિયજનનો મેળાપ થાય, હોઠ ફરકે તો ચુંબન થાય, પૂંઠ ફરકે તો કજિયો થાય, કાન ફરકે તો કાનનુ આભૂષણ મળે, છાતી ફરકે તો પ્રિયનો ડંશ મળે, પેટ ફરકે તો મિષ્ટાન્ન મળે, લિંગ ફરકે તો સ્ત્રીસમાગમ થાય, જાંઘ ફરકે તો પ્રવાસ થાય, પગ ફરકે તો આવવાનુ થાય. પુરુષના જમણા અંગો અને સ્ત્રીના ડાબા અંગો ફરકે તો શુભ સમજવું અને એથી ઊલટું થાય તો અનિષ્ટ સમજવું આખો દિવસ અથવા વાયુથી અંગ ફરકે તો તે નિરર્થક સમજવું.

તેથી હે કુમાર ! આજે મારા હાથ ફરકવાથી હૈયામાં હર્ષ ફેલાયો. અને તેથી જ આજે નક્કી તારો મેળાપ થશે એમ ધારી હુ રાજ્યાગણમા આવ્યો. ત્યા મેં તને અહીં જય હાથી સાથે યુદ્ધ કરતો જોયો.

સ્નાનવિધિ

૨૫૪. ત્યાર પછી એ સાભળી રાજાએ કહ્યુ, "કુમાર અને તું અહીં આવ્યા તે બહુ સારુ થયુ અમે ખરેખર ધન્ય થયા છીએ કે દૈવમાં ગજા સાથે અમારો સંબધ બધાયો. કુવલયમાલાને પણ પૂર્વભવના સ્નેહની પ્રાપ્તિ થઇ. કુમારનુ અમારે ઘેર આવવું, ઉદ્દામ જયકુંજરને અકુશમાં લેવો, દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવી, પાદની પૂર્તિ કરવી–એ સર્વ આશ્ચર્ય કરનાર છે. સર્વથા, પરિણામે આ સર્વ શુભ ફળવાળા છે. હવે, હાલ તમે આવાસમા જાવ અને ઇચ્છા પ્રમાણે વિશ્રાતિ કરો હુ પણ જોષીઓને બોલાવી કુવલયમાળાના વિવાહના માસ, દિવસ, તિથિ, રાશિ, નક્ષત્ર, વાર, યોગ, લગ્ન, મુહૂર્ત વગેરે ગણાવીને તમને મોકલી આપુ છું." એમ બોલી રાજા આસનથી ઊભો થયો. સન્માન કરાયેલો કુમારો પણ રહેવાના સ્થાને ગયા. ત્યા ઉતાવળી ગતિથી આવતી, ગતિવશ સ્ખલના પામતી અને તેથી મણિનૂપુરના રણકારવાળી અને કદોરાની ઘૂઘરીઓના અવાજથી જાણે આકાશ ભરી દેતી વિલાસિનીઓ આવી પહોચી તેમણે કમળપત્ર જેવી પોતાની હથેળીથી શંખ, ચક્ર અને અંકુશના લક્ષણવાળા બંનેના ચરણો ધોઇ સાફ કર્યા અને બંનેને ધોતી આપી જેમ કે—

સ્નેહ ઝરી રહેલા દેહવાળા સત્પુરુષનો સ્પર્શ થવાથી મનોહર આનંદવાળી અને અનુરાગવાળી મહિલા જેવી ધોતી કુમારે પ્રાપ્ત કરી –

ત્યાર પછી, લક્ષપાક તેલથી, ઘણા ગુણો વડે સારભૂત અને પરમ સ્નેહવાળા મિત્ર જેવા તેલથી વિલાસિનીઓએ અભ્યગન કર્યું. ત્યાર પછી ઉગ્ર અને ખરબચડા સ્વભાવ-

પૂછ્યુ, “ હે કુમાર ! તમારું કુળ કયુ ? નામ શું ? કઇ તરફ જવાના છો ? ” ત્યારે તેમણે કહ્યું, “ અયોધ્યાપુરીમા સોમવંશમા જન્મેલા દઢવર્મા નામના મહારાજા છે, હું તેમનો પુત્ર છું. મારુ નામ કુવલયચંદ્ર છે. વિજયાનગરીમાં કુમારી કુવલયમાળાએ જે પાદ લંબાવ્યો છે તે પૂર્ણ કરીને તેને પરણવા અને પ્રતિબોધ કરવા માટે મુનિભગવંતની આજ્ઞાથી જાઉં છું. ” એમ કહી કુમાર દક્ષિણ દિશામાં જવા નીકળ્યા. તે વખતે તાપસીએ કહ્યું, “ તમારાં માતાપિતાને મોટો ઉદ્વેગ થતો હશે ! માટે જો તમે કહેતા હો તો આ પોપટ ત્યા જઇને તમારા શરીરના કુશળ સમાચાર આપે. ” તેમણે કહ્યું, “ ભલે, તેમ કરવામાં શી હરકત છે ? વડીલો હંમેશા પૂજનીય છે. જો જઇ શકાય તો જાય અને વડીલોને શુભ સમાચાર આપે. મારા તરફથી વડીલોને પગે લાગ્યાનું જણાવજો. ” એમ બોલતાં કુમાર પવનના વેગની જેમ ત્યાંથી આગળ વધ્યા.

કુમારને સંદેશો

૨૫૩. આ સાંભળી રાજાએ સમુદ્રમાર્ગે દૂર દેશાવરમાં વેપાર કરતા વેપારીઓને બોલાવ્યા અને પૂછ્યુ, “ અરે વેપારીઓ ! તમે કોઇ વખત દક્ષિણ સમુદ્રના કિનારે આવેલી વિજયાનગરીનુ નામ સાંભળ્યુ છે ? ” તેમણે કહ્યું, “ સકલ રત્નાધાર એવી વિજયા-નગરીને કોણ ન જાણે ? ત્યાં આપના જેવા ચરિત્રવાળા મહાનુભાવ વિજયસેન રાજા પોતે વસે છે. આપ પણ એ વાત જાણો છો, પણ અત્યારે ભૂલી ગયા લાગો છો ! ” એ સાભળી રાજાએ કહ્યુ, “ વત્સ મહેન્દ્રકુમાર ! તૈયાર થા. આપણે તે નગરીમાં પહોંચીએ. ” એમ બોલી રાજા ઊભા થયા. ત્યારે મેં તેમને વિનંતિ કરી કે, “ દેવ ! હુ જ જઇશ. આપ અહીં રહો ! ” એમ કહ્યું એટલે પદ્મરાગ વગેરે રાજપુત્રોને આજ્ઞા કરી કે “ તમારે મહે-ન્દ્રકુમાર સાથે જલદી વિજયાનગરી પહોંચવાનુ છે. ” એમ કહ્યું એટલે “ જેવી આપની આજ્ઞા. ” એમ બોલી તેઓ તૈયાર થયા. અમે વાહન જલદી તૈયાર કરાવ્યાં. પછી નગ-રીની બહાર નીકળ્યા. ત્યારે રાજાએ તમારે માટે સંદેશો આપ્યો કે, “ મૂર્છાથી મૂંઝાયેલી તારી માતા માત્ર તારા સમાચાર મળવાની આશાથી જીવે છે. માટે હે પુત્ર ! જો તારે જીવતી માતાનુ મુખ જોવું હોય તો જલદી આવ. ” પછી દેવીએ પણ કહેવરાવ્યુ કે “ તારા પિતાજી વૃદ્ધાવસ્થામાં આવ્યા છે. માટે હે સુપુરુષ ! જો તારે પિતાજીને જીવતા જોવા હોય તો તેમ કર કે જેથી તું તેમને જીવતા જોઇ શકે. ” આ સંદેશા સાંભળી લઈ અમે પ્રવાસ સતત ચાલુ રાખ્યો. આ ગ્રીષ્મકાળમાં એક મહિનો અને ત્રણ દિવસ અમને અહીં આવતાં થયાં. અહીંના રાજાને ભેટસોગાદ અર્પણ કરી. મહારાજ વિષે સમા-ચાર આપ્યા. અને પૂછ્યુ કે “ મહારાજાના પુત્ર કુમાર કુવલયચંદ્ર અહીં આવ્યા છે કે કેમ ? ” પરંતુ ત્યારે કંઇ સમાચાર મળ્યા નહિ. એટલે વિદ્યા ભૂલી ગયેલા વિદ્યાધરની જેમ, સુવ-ર્ણની સિદ્ધિ નિષ્ફળ જતાં નરેન્દ્રની જેમ, સ્તંભિત મંત્રવાળા મંત્રવાદીની જેમ, વિસવાદી તંત્રવાદીની જેમ સર્વથા દીન મનવાળો હું બની ગયો. એટલે રાજાએ કહ્યું, “ તું ખેદ ન પામ ! કોણ જાણે કદાચ અહીં આવ્યો હશે તોપણ ઓળખાતો નહિ હોય. બીજું, આજે કદાચ ન મળે, તોપણ અહીં રહીને કેટલોક વખત રાહ જો. ” પછી અમને આવાસ આપ્યો.

અમારા ઉપર કૃપા કરી દરરોજ ત્રણ રસ્તા, ચાર રસ્તા, ચૌટા, રાજમાર્ગ, દેવકુલ, તળાવ, છાત્રશાળા વગેરે સ્થળે શોધ કરતા હતા. ત્યાર પછી આજે જાગ્યા ત્યારે જમણો હાથ અને જમણી આંખ ફરકી. એટલે મેં વિચાર્યું કે આજે સુંદર નિમિત્ત બન્યું છે, કારણ કે એમ કહેવાય છે કે—

અંગ ફરકવાનાં ફળ

મસ્તક ફરકે તો રાજ્ય મળે, બાહુ ફરકે તો પ્રિયજનનો મેળાપ થાય, આંખ ફરકે તોપણ પ્રિયજનનો મેળાપ થાય, હોઠ ફરકે તો શુભ થાય, પૂંઠ ફરકે તો કજિયો થાય, કાન ફરકે તો કાનનું આભૂષણ મળે, છાતી ફરકે તો પ્રિયનો ડંશ મળે, પેટ ફરકે તો મિષ્ટાન્ન મળે, લિંગ ફરકે તો સ્ત્રીસમાગમ થાય, જાંઘ ફરકે તો પ્રવાસ થાય, પગ ફરકે તો આવવાનું થાય. પુરુષનાં જમણાં અંગો અને સ્ત્રીના ડાબા અંગો ફરકે તો શુભ સમજવું અને એથી ઊલટું થાય તો અનિષ્ટ સમજવું. આખો દિવસ અથવા વાયુથી અંગ ફરકે તો તે નિરર્થક સમજવું.

તેથી હે કુમાર! આજે મારો હાથ ફરકવાથી હૈયામાં હર્ષ ફેલાયો. અને તેથી જ આજે નક્કી તારો મેળાપ થશે એમ ધારી હું રાજ્યાંગણમાં આવ્યો. ત્યાં મેં તને અહીં જય હાથી સાથે યુદ્ધ કરતો જોયો.

સ્નાનવિધિ

૨૫૪. ત્યાર પછી એ સાંભળી રાજાએ કહ્યું, "કુમાર અને તું અહીં આવ્યા તે બહુ સારું થયું અમે ખરેખર ધન્ય થયા છીએ કે દૃઢવર્મા રાજા સાથે અમારો સંબંધ બંધાયો. કુવલયમાલાને પણ પૂર્વભવના સ્નેહની પ્રાપ્તિ થઈ. કુમારનું અમારે ઘેર આવવું, ઉદ્દામ જયકુંજરને અંકુશમાં લેવો, દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવી, પાદની પૂર્તિ કરવી—એ સર્વ આશ્ચર્ય કરનાર છે. સર્વથા, પરિણામે આ સર્વ શુભ ફળવાળાં છે. હવે, હાલ તમે આવાસમાં જાવ અને ઇચ્છા પ્રમાણે વિશ્રાંતિ કરો. હું પણ જોષીઓને બોલાવી કુવલયમાળાના વિવાહનાં માસ, દિવસ, તિથિ, રાશિ, નક્ષત્ર, વાર, યોગ, લગ્ન, મુહૂર્ત વગેરે ગણાવીને તમને મોકલી આપું છું." એમ બોલી રાજા આસનથી ઊભો થયો. સન્માન કરાયેલા કુમારો પણ રહેવાના સ્થાને ગયા. ત્યાં ઉતાવળી ગતિથી આવતી, ગતિવશ સ્ખલના પામતી અને તેથી મણિનૂપુરના રણકારવાળી અને કંદોરાની ઘૂઘરીઓના અવાજથી જાણે આકાશ ભરી દેતી વિલાસિનીઓ આવી પહોંચી. તેમણે કમળપત્ર જેવી પોતાની હથેળીથી શંખ, ચક્ર અને અંકુશના લક્ષણવાળા બંનેના ચરણો ધોઈ સાફ કર્યા અને બંનેને ધોતી આપી. જેમ કે—

સ્નેહ ઝરી રહેલા દેહવાળા સત્પુરુષનો સ્પર્શ થવાથી મનોહર આનંદવાળી અને અનુરાગવાળી મહિલા જેવી ધોતી કુમારે પ્રાપ્ત કરી.

ત્યાર પછી, લક્ષપાક તેલથી, ઘણાં ગુણો વડે સારભૂત અને પરમ સ્નેહવાળા મિત્ર જેવા તેલથી વિલાસિનીઓએ અભ્યંગન કર્યું. ત્યાર પછી ઉગ્ર અને ખરબચડા સ્વભાવ-

વાળા, સ્નેહ (ચીકાશ) દૂર કરનારા ખલપુરુષ જેવાં કષાયમિશ્રણો વડે ઉદ્વર્તન કર્યું. ત્યાર પછી સ્વસ્થ, શીતલ, સુખકારક, સેવવા યોગ્ય, સ્વચ્છ, કલંકના મેલને દૂર કરનાર મિત્ર અને સજ્જનના હૃદય જેવા જળથી સ્નાન કરાવ્યું પછી સુગંધી પરિમલથી આકર્ષાયેલા ગણગણાટ કરતા ભમરાઓને બળાત્કારે ભગાડવા છતાં એમના ચરણથી ચુંબિત અને ગંધવાળાં આંબળાં વગેરેનું તેલ મસ્તક પર લગાડવામાં આવ્યું. પછી ઇષ્ટ દેવને નમસ્કાર કર્યા. પછી ભોજન કરી સુખપૂર્વક આસન પર બેસી લાંબા સમયના વિયોગના પ્રસંગોને તેઓ યાદ કરી રહ્યા હતા.

### વિવાહમાં વિલંબ

તેવામાં રાજકુળમાંથી એક કન્યાએ આવી પ્રણામ કરી કહ્યું, "હે કુમાર! કુમારી કુવલયમાળાના નામ વિશે ગ્રહ સંબંધી ગણના કરતાં યોગ્ય લગ્ન નજીકમાં નીકળ્યું નથી. માટે હવે નિરાંત રાખજો અને હૃદયમાં ઉતાવળ કરશો નહિ. આ ઘર કુમારનું જ છે. માટે સુખપૂર્વક અહીં રહેજો." એમ કહી તે કન્યા ચાલી ગઇ. એટલે મહેન્દ્રકુમારે કહ્યું, "આજનો દિવસ તો ગયો હવે જો રોકાવાનું જ છે તો આપણે મહારાજને તમારા મેળાપના સમાચાર લખી મોકલીએ." એમ કહી મહેન્દ્રકુમાર બહાર નીકળ્યો. તે વખતે કુમાર વિચારવા લાગ્યો, "મેં અનેક ગિરિવરો ઓળંગ્યા. ઘણા દેશો, ઘણી નદીઓ, ઘણી મોટી નદીઓ, અનેક મોટી અટવિઓ ઓળંગી. તેમાં ઘણાં દુઃખો અનુભવ્યાં. પરંતુ તે સર્વ કુવલયમાળાના મુખચંદ્રની જ્યોત્સ્નાથી અંધકારની જેમ નાશ પામ્યાં. હવે, અત્યારે આ પ્રતિહારી આવીને વિલંબના જે સમાચાર કહી ગઇ તેથી લોકોમાં જે બીજાં દુઃખો છે તે પણ મારા હૃદયમાં નંખાયાં હોય એમ લાગે છે. સર્વથા, ક્યાં આ ત્રૈલોકયસુંદરી અને ક્યાં હું? વળી મુનિએ કહ્યું હતું કે "ગૂઢ ગાથાપદ તું પૂર્ણ કરશે." પરંતુ તે ત્રૈલોકયસુંદરી સાથે સંગમ ક્યારે થશે? તેની સાથે પ્રેમસંબંધ તથા સુરતક્રીડાના આનંદની વાત તો બાજુ પર રહી; તેની સામે જેને સહેજે દૃષ્ટિ કરવા મળી નથી તે માણસ પણ નથી એમ લાગે છે."

### કુમારનું ચિંતવન

* ૨૫૫. એમ વિચારતો તે કામદેવના બાણથી વિંધાયો હોય તેવો થયો. એટલે તે શું ચિંતવન કરવા લાગ્યો? જેમ કે "અહો! શું તેનું રૂપ! ચરણાંગુલિનાં નિર્મળ નખકિરણો ફેલાવાથી હણાયેલી કાંતિવાળા પંચમીના ચંદ્રની ઉપમા તેના નખ માટે કેવી રીતે અપાય? જો કે પદ્મકમળ સ્નિગ્ધ, મૃદુ, કોમળ અને નિર્મળ હોય છે, તોપણ તેની સાથે સરખાવતાં તેના ચરણો લજ્જા પામે છે. શ્યામ કાંતિવાળા, કોમળ બે સાથળોને કેળના થડની ઉપમા આપતા નથી, કારણ કે ખોટી ઉપમા આપવાના દોષથી અમે બ્હીએ છીએ. સુરતના અમૃતરસથી પૂર્ણ, દેવો અને પંડિતોથી પૂજિત, રમણક્રીડાથી પરિવરેલ સ્વર્ગની દેવાંગના અથવા સમુદ્રની પત્નીનું તે અનુકરણ કરે છે. તેનો કટિપ્રદેશ મૂઠીમાં માય તેવડો છે એમ લાગે છે, પણ મારી આ વાત માનશે કોણ? કામરુચિવાળા દેવો પણ તે ક્યાંથી મેળવી શકશે એવો વિચાર થાય છે. મરકતરત્નયુક્ત કળશ જેવું તેનું સ્તનયુગલ છે એમ

જો કહું તો અસામાન સરખામણી કરવાથી ઈર્ષ્યાથી મારા પર ક્રોધ કરવામાં આવશે. તેના બાહુ કોમળ, લાલ કમળ જેવા છે એમ કહેવામાં સંદેહ નથી, પરંતુ કમળ ખલ પાણીના સંસર્ગથી દૂષિત બને છે અને તેનાથી જ વિનાશ પામે છે. કાંતિની સૌમ્યતાના દર્શનથી લોકોના કહેવાથી તેનુ મુખ ચંદ્ર જેવું છે એમ કહી શકાય, પરંતુ મને તે યોગ્ય લાગતું નથી. શ્વેતકમળ કે નીલકમળનુ તેની દૃષ્ટિ અનુકરણ કરે છે, માટે શું એ શ્વેત કમળ અથવા લાલ કમળ અથવા નીલકમળ હશે? ઘટ્ટ, ચળકતા, કોમળ, ઓળેલા, સુગંધવાળા, ઉત્તમ ધૂપથી વાસિત અંગવાળા તેના કેશ દૂરથી કાજળ, તમાલ, અને ભમરાની શ્રેણીની ઉપમા પામે છે. અહીં મંદબુદ્ધિવાળાથી તેનાં અંગની જે જે ઉપમા અપાય છે તે તે ઉપમા લોકોમાં બંધબેસતી આવતી નથી, કારણ કે તેનાં અંગો અત્યંત સુંદર નિર્માણ કરાયાં છે."

નિષ્ફળ વિચારતરંગો

૨૫૬. એ પ્રમાણે વિચારતો કુમાર બીજી મદનાવસ્થા પામ્યો. તેમાં તે સંગમના ઉપાયો વિચારવા લાગ્યો, "તો કયા ઉપાયથી તેનાં દર્શન થશે? અથવા એમાં વિચારવા જેવું શું છે? સ્ત્રીનો વેષ પહેરી એની કોઈક સખી છું એમ કહી અંતઃપુરમાં જઈ તે ચંદ્રમુખીનાં દર્શન કરું. અથવા ના, ના, સુપુરુષના સ્વભાવથી પ્રતિકૂળ, રાજ્યવિરુદ્ધ, લોકોમાં નિંદિત એવો સ્ત્રીનો વેષ ભુજદંડવાળો કયો પુરુષ ધારણ કરે? તો પછી હવે શું કરવું?

હાં...માયાપ્રપંચબુદ્ધિથી એક સખીને ફોડીને, તેના દ્વારા સંકેત આપીને અશ્વ ઉપર સવાર થઈ તેનુ હરણ કરી રાત્રે નાસી જાઉં. પરંતુ એ વાત પણ મારે માટે યોગ્ય ન ગણાય, કારણ કે "અરે તે કયાં જાય છે? ઘોડા ઉપર બેસાડી બાળાનું હરણ કેમ કર્યું? આ કોઈ ચોર છે." એવી લોકોમાં નિંદા થાય અને જિંદગીનું કલંક ચોંટે. તો પછી હવે શું કરવું?

હાં....લજ્જાનો ત્યાગ કરી, રાજાની સંમુખ જઈ વિનંતી કરું કે કૃપા કરીને કુવલયમાળાને આજે જ અર્પણ કરો. પરંતુ તેમ કરવું પણ યોગ્ય નથી. શા માટે? કારણ કે લજ્જાને છોડી, મદનના મહાબાણના પ્રહારથી ઘવાયેલા અંગવાળા બની વડીલ પાસે જઈ પ્રિયાનું નામ ગોખતાં બેસવું પડે. તો પછી એ જ એક સુંદર ઉપાય છે. જેમ કે—

તરવાર ખેંચી, ઉગ્ર બની, બધા સમર્થ સૈનિકોને યમરાજાના મહેમાન બનાવી, હાથીના કુંભસ્થળને ભેદી, બળાત્કારે તેને જયલક્ષ્મીની જેમ ગ્રહણ કરી લઉં."

કુમારની નિરાશા

૨૫૭. આમ વિચારી રહ્યો હતો એટલામાં મહેન્દ્રકુમાર આવ્યો. કુમારના હૃદયમાં ચાલી રહેલા વિકલ્પો તેના લક્ષમાં આવી ગયા. તેણે કહ્યું, "કુમાર! કુમાર! શૃંગાર, વીર, બીભત્સ, કરુણ વગેરે જુદા જુદા રસવાળું નાટક ચાલતું હોય તેમ મન કેમ નૃત્ય કરી રહ્યું છે?" ત્યારે ભયમિશ્રિત હાસ્ય સાથે કુમારે કહ્યું, "તમે આસન પર બેસો અને વાત તો કરો કે પિતાજીને સંદેશો મોકલાવ્યો?" મહેન્દ્રે કહ્યું, "મોકલાવ્યો." કુમારે કહ્યું, "ઠીક કર્યું. અહીંથી અયોધ્યાનગરી કેટલા યોજન દૂર હશે?" મહેન્દ્રે

કહ્યું, "કુમાર! આવી સંબંધ વગરની વાત કરી મેં પૂછેલી મૂળ વાતને કેમ છુપાવે છે?" ત્યારે શરમાતા, હસતા અને ગંભીર આંખ કરતા કુમારે કહ્યું, "આમાં સંબંધ વગરની શી વાત છે?" મહેન્દ્રે કહ્યું, "મેં પહેલાં તને પૂછયું કે મનમાં નટની જેમ શાનું નાટક ચાલી રહ્યું છે?" એટલે કુમારે લજ્જા સાથે હસતાં હસતાં કહ્યું, "મારે તમારાથી શું છુપાવવાનું છે? જે નથી કહ્યું તે માત્ર તમારા વિજ્ઞાનની પરીક્ષા કરવા માટે કે મારા હૃદયમાં જે વાત હોય તે તમે જાણી શકો છો કે કેમ?" મહેન્દ્રે કહ્યું, "હે કુમાર! મહારાજા દઢવર્માના પરિવારમાં એવો કોઈ છે ખરો કે જે માણસના હૃદયની વાત જાણી ન શકે?" કુમારે કહ્યું, "બસ હવે, મજાક ન કરો. હું તો એમ વિચારતો હતો કે દૂર દેશાવરથી અહીં આટલે લાંબે સુધી આવ્યા, માટે નક્કી કુવલયમાળાને પરણીશ. પરંતુ જય હાથીને પકડયો, પાદ પૂર્ણ કર્યો, કુવલયમાળાને જોઈ, એટલે હવે તેઓને તો નિરાંત થઇ ગઇ. એમણે પ્રતિહારી દ્વારા કહેવડાવ્યું કે આજે કુવલયમાળાનાં ગ્રહ અને લગ્નયોગ સારાં નથી. અને રાજાએ કહેવડાવ્યું છે કે "કુમાર! તારે ઝૂરવું નહિ, પણ શાંતિ રાખવી." તેથી હું વિચારતો હતો કે ગ્રહ, લગ્ન, દિવસ ચોખ્ખાં નથી એમ કહીને આ એક છેતરવાનો માર્ગ લાગે છે. વસ્તુતઃ, કુવલયમાલાના સ્તનથળનું મર્દન કરવા માટે મારું વક્ષસ્થળ સમર્થ નહિ થઇ શકે. વળી—

તેણે જે ઉજ્જવળ, ચપળ દૃષ્ટિ મારા તરફ કરી હતી તેથી અમારું કુળ ઘણું મોટું છે અને કામદેવ તો નાનો છે એમ મેં તો માન્યું હતું. પરંતુ હવે તું મારી સાથે લગ્ન નહિ કરે? એમ હું વિચારતો હતો."

### ઇંગિત દ્વારા પ્રતીતિ

* ૨૫૮. મહેન્દ્રે કહ્યું, "હે, રાજકુમાર! લોકોમાં જે પ્રગટપણે કહેવાતું સંભળાય છે તે આ અનુભવ્યું કે પંડિત અને ભણેલા સર્વ માણસો પણ સ્વકાર્યમાં મૂંઝાય છે. પૂર્વ જન્મના સ્નેહનું બંધન, મુનિવરના જ્ઞાનોપદેશથી પ્રાપ્ત થવું, કુંજર હાથીને વશ કરવો, મુનિવરના જ્ઞાન અનુસાર પાદપૂર્તિ કરવી, પ્રતિજ્ઞા સંપૂર્ણ થવી, સર્વ રાજકુમારો સમક્ષ પ્રત્યક્ષ અપાયેલી વરમાળા, વડીલવર્ગની લજ્જાથી નમેલું વદનકમળ, લલિત, ધવલ, ચપળ લાંબી દૃષ્ટિમાળા–આ બધા પરથી નક્કી થયેલી વાત હોવા છતાં હજુ કુવલયમાળા માટે તને સંદેહ છે? અરે, ખરેખર તું મૂઢ છો. ઇંગિત આકારને પણ સમજી શકતો નથી. અહીં આવતાં તને રોમાંચ ન થયો? વળી, પુલકિત થતી તેને શું લજ્જા ન આવી? શું તે વખતે તેણે ખલાનો ભાગ પ્રગટ ન કર્યો? જય હાથીને ખેલાવતો હતો ત્યારે ઇચ્છા પ્રમાણે એ તને જોયા કરતી ન હતી? વળી વડીલની હાજરીમાં પણ તે અસ્પષ્ટ અક્ષરમાં કંઇક ન બોલી? શું તે નમણી આંખ કરી નીચા મુખવાળી ન થઇ? શું પિતાએ 'દીકરી, તું જા' એમ કહ્યું ત્યારે આળસ ન કરી? શું દૂર જઇને તારા તરફ આંખના પલકારા ન કર્યા? શું પાસે હતી ત્યારે આંખો ન મીંચી? શું બીજા નિમિત્તે તે હસી નહિ? શું કાન ખોતરવાને મિષે રોમાંચ વહન ન કર્યો? શું પોતાનાં સ્તનમુખ ન દેખાડ્યાં? શું દાંતોથી હોઠ ન કરડ્યા? શું વાળ સરખા કરવાને મિષે સ્તનાંતર ન

બતાવ્યું? શું ખોટી રીતે ઊતરી ગયેલું નીચું વસ્ત્ર સરખું ન કર્યું? શું તને જોઈને પોતે હર્ષિત ન થઈ? શું મારા તરફ વડીલની જેમ લજ્જાપૂર્વક ન જોયું? ખોટું ખોટું થાકી ગયેલા શરીરવાળી અને બગાસું ખાતી હાથ પહોળા કરી સખીના ખોળામાં એકદમ પોતાની જાતને ન નાખી દીધી? તો પછી શા કારણથી તું કહે છે કે કુવલયમાળાને તું ગમતો નથી?"

## કુવલયમાળાએ મોકલાવેલ કર્ણપૂરક

એ સાંભળી કુમારે કહ્યું, "વાહ, વડીલો આગળ વીજળીની પ્રથમ રેખાની જેમ અદૃશ્ય થઈ જનારી એણે પછી એકાંતમાં આટલા બધા ભાવો દેખાડ્યા તે તમે ક્યારે જોયા?" તેણે કહ્યું, "અહો કુમાર! ખરેખર તું પંડિત છતાં મૂર્ખ છે, કારણ કે યુવતીઓ હસવા છતાં ન હસી હોય તેમ અને જોયુ હોય છતાં ન જોયુ હોય તેમ ડોળ કરનારી હોય છે; પરંતુ મનગમતા પ્રિયને જુએ છે ત્યારે તેના હૃદયમાં અપૂર્વ રસ હોય છે." કુમારે કહ્યું, "આ બધું તમે જાણ્યું, પરંતુ મને કેમ તેમાંથી કંઈ જોવા ન મળ્યુ?" મહેન્દ્રે કહ્યું, "ગંડસ્થળમાંથી ઝરતા મદનો આસ્વાદ લેતા ભ્રમરોની શ્રેણીના ગુંજારવથી આકુળવ્યાકુળ થયેલા કુંજ હાથીને વશ કરવામાં રોકાયેલા મનવાળા તને આ બધી શી રીતે ખબર પડે? હું ત્યારે તને લાંબા સમયે જોવાથી અત્યંત હર્ષમાં આવી ગયો હતો અને તેથી રોમાંચિત થયો હતો, તોપણ તેની ઇંગિત ચેષ્ટા અને મનોભાવ જોવામાં જ મેં મારું ધ્યાન એકાગ્ર કર્યું હતું. માટે, તું જે અનુમાન કરે છે કે મહારાજ વિજયસેન 'શુભ લગ્ન દિવસ મળતો નથી' એમ બહાનું કાઢીને બાલિકા નહિ આપે, પરંતુ એવી શંકા તારા મનમાં હોય તો કાઢી નાખવી, કારણ કે કુલ, વૈભવ, રૂપ, યૌવન, જ્ઞાન, વિજ્ઞાન, સત્ત્વ અને કલાવાળો, તારા કરતાં ચડિયાતો એવો કયો રાજકુમાર છે કે જેને તે કન્યારત્ન આપે? માટે આ તારો વિચાર નિરર્થક છે." આ પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યારે એક દારિકાએ આવી, ચરણમાં પ્રણામ કરી ઊભી થઈ વિનંતી કરી, "હે કુમાર! રાજપુત્રી કુવલયમાળાએ પોતાને હાથે ગૂંથેલી આ પુષ્પ માળા આપને માટે મોકલી છે. વળી, પારિજાતનાં સુંદર પુષ્પોની મંજરીનો અને શિરીષનાં પુષ્પોનો બનાવેલો તથા તેમાં સુગંધમાં લુબ્ધ મુગ્ધ ભ્રમરોની શ્રેણીના એક સાથે ગુંજારવથી ઊડતા કેસરાનો બનાવેલો આ કર્ણપૂરક (કાનનું આભૂષણ) મોકલ્યો છે." એમ કહી કુમારને પ્રણામ કર્યા. કુમારે પણ સમુદ્રને મંથન કરતાં સુખસંદોહ પ્રાપ્ત થયો હોય તેમ તે આદરપૂર્વક સ્વીકાર્યો અને તેનું નિરીક્ષણ કર્યું.

## કુવલયમાલાનુ કળાકૌશલ

* ૨૫૯. મહેન્દ્રકુમારે કહ્યું, "હે કુમાર! આ કર્ણપૂરક સુંદર છે, પરંતુ એની નાળ જરા જાડી લાગે છે" કુમારે કહ્યું, "બરાબર છે. પરંતુ શા કારણે એમ હશે તે તપાસીએ." એમ કરતાં તેમાં અત્યંત પાતળા ભોજપત્રની અંદર કોતરેલી રાજહંસિકાની આકૃતિ જોઈ. કુમારે તે ખોલી તો અંદર બરાબર રાજહંસિકાની જ આકૃતિ હતી. કુમારે કહ્યું, "હે મિત્ર! જુઓ તો ખરા કે હંસિકા કેવી છે?" મહેન્દ્રે કહ્યું, "એમાં શું

કહ્યું, "કુમાર! આવી સંબંધ વગરની વાત કરી મેં પૂછેલી મૂળ વાતને કેમ છુપાવે છે?" ત્યારે શરમાતા, હસતા અને ગંભીર આંખ કરતા કુમારે કહ્યું, "આમાં સંબંધ વગરની શી વાત છે?" મહેન્દ્રે કહ્યું, "મેં પહેલાં તને પૂછ્યું કે મનમાં નટની જેમ શાનું નાટક ચાલી રહ્યું છે?" એટલે કુમારે લજ્જા સાથે હસતાં હસતાં કહ્યું, "મારે તમારાથી શું છુપાવવાનું છે? જે નથી કહ્યું તે માત્ર તમારા વિજ્ઞાનની પરીક્ષા કરવા માટે કે મારા હૃદયમાં જે વાત હોય તે તમે જાણી શકો છો કે કેમ?" મહેન્દ્રે કહ્યું, "હે કુમાર! મહારાજા દૃઢવર્માના પરિવારમાં એવો કોઈ છે ખરો કે જે માણસના હૃદયની વાત જાણી ન શકે?" કુમારે કહ્યું, "બસ હવે, મજાક ન કરો. હું તો એમ વિચારતો હતો કે દૂર દેશાવરથી અહીં આટલે લાંબે સુધી આવ્યા, માટે નક્કી કુવલયમાળાને પરણીશ. પરંતુ જય હાથીને પકડયો, પાદ પૂર્ણ કર્યો, કુવલયમાળાને જોઈ, એટલે હવે તેઓને તો નિરાંત થઈ ગઈ. એમણે પ્રતિહારી દ્વારા કહેવડાવ્યું કે આજે કુવલયમાળાનાં ગ્રહ અને લગ્નયોગ સારાં નથી. અને રાજાએ કહેવડાવ્યું છે કે "કુમાર! તારે ઝૂરવું નહિ, પણ શાંતિ રાખવી." તેથી હું વિચારતો હતો કે ગ્રહ, લગ્ન, દિવસ ચોખ્ખાં નથી એમ કહીને આ એક છેતરવાનો માર્ગ લાગે છે. વસ્તુતઃ, કુવલયમાલાના સ્તનથળનું મર્દન કરવા માટે મારું વક્ષસ્થળ સમર્થ નહિ થઇ શકે. વળી–

તેણે જે ઉજ્જવળ, ચપળ દૃષ્ટિ મારા તરફ કરી હતી તેથી અમારું ફળ ઘણું મોટું છે અને કામદેવ તો નાનો છે એમ મેં તો માન્યું હતું. પરંતુ હવે તું મારી સાથે લગ્ન નહિ કરે? એમ હું વિચારતો હતો."

**ઈંગિત દ્વારા પ્રતીતિ**

* ૨૫૮. મહેન્દ્રે કહ્યું, "હે, રાજકુમાર! લોકોમાં જે પ્રગટપણે કહેવાતું સંભળાય છે તે આ અનુભવ્યું કે પંડિત અને ભણેલા સર્વ માણસો પણ સ્વકાર્યમાં મૂંઝાય છે. પૂર્વ જન્મના સ્નેહનું બંધન, મુનિવરના જ્ઞાનોપદેશથી પ્રાપ્ત થવું, કુંજર હાથીને વશ કરવો, મુનિવરના જ્ઞાન અનુસાર પાદપૂર્તિ કરવી, પ્રતિજ્ઞા સંપૂર્ણ થવી, સર્વ રાજકુમારો સમક્ષ પ્રત્યક્ષ અપાયેલી વરમાળા, વડીલવર્ગની લજ્જાથી નમેલું વદનકમળ, લલિત, ધવલ, ચપળ લાંબી દૃષ્ટિમાળા–આ બધા પરથી નક્કી થયેલી વાત હોવા છતાં હજુ કુવલયમાળા માટે તને સંદેહ છે? અરે, ખરેખર તું મૂઢ છો. ઈંગિત આકારને પણ સમજી શકતો નથી. અહીં આવતાં તને રોમાંચ ન થયો? વળી, પુલકિત થતી તેને શું લજ્જા ન આવી? શું તે વખતે તેણે ખભાનો ભાગ પ્રગટ ન કર્યો? જય હાથીને ખેલાવતો હતો ત્યારે ઇચ્છા પ્રમાણે એ તને જોયા કરતી ન હતી? વળી વડીલની હાજરીમાં પણ તે અસ્પષ્ટ અક્ષરમાં કંઇક ન બોલી? શું તે નમણી આંખ કરી નીચા મુખવાળી ન થઈ? શું પિતાએ 'દીકરી, તું જા' એમ કહ્યું ત્યારે આળસ ન કરી? શું દૂર જઈને તારા તરફ આંખના પલકારા ન કર્યા? શું પાસે હતી ત્યારે આંખો ન મીંચી? શું બીજા નિમિત્તે તે હસી નહિ? શું કાન ખોતરવાને મિષે રોમાંચ વહન ન કર્યો? શું પોતાનાં સ્તનમુખ ન દબાવ્યાં? શું દાંતોથી હોઠ ન કરડ્યા? શું વાળ સરખા કરવાને મિષે સ્તનાંતર ન

બતાવ્યું ? શું ખોટી રીતે ઊતરી ગયેલું નીચું વસ્ત્ર સરખું ન કર્યું ? શું તને જોઈને પોતે હર્ષિત ન થઈ ? શું મારા તરફ વડીલની જેમ લજ્જાપૂર્વક ન જોયું ? ખોટું ખોટું થાકી ગયેલા શરીરવાળી અને બગાસું ખાતી હાથ પહોળા કરી સખીના ખોળામાં એકદમ પોતાની જાતને ન નાખી દીધી ? તો પછી શા કારણથી તું કહે છે કે કુવલયમાળાને તું ગમતો નથી ?"

**કુવલયમાળાએ મોકલાવેલ કર્ણપૂરક**

એ સાંભળી કુમારે કહ્યું, "વાહ, વડીલો આગળ વીજળીની પ્રથમ રેખાની જેમ અદૃશ્ય થઈ જનારી એણે પછી એકાંતમાં આટલા બધા ભાવો દેખાડ્યા તે તમે ક્યારે જોયા ?" તેણે કહ્યું, "અહો કુમાર ! ખરેખર તું પંડિત છતાં મૂર્ખ છે, કારણ કે યુવતીઓ હસવા છતાં ન હસી હોય તેમ અને જોયું હોય છતાં ન જોયું હોય તેમ ડોળ કરનારી હોય છે; પરંતુ મનગમતા પ્રિયને જુએ છે ત્યારે તેના હૃદયમાં અપૂર્વ રસ હોય છે." કુમારે કહ્યું, "આ બધું તમે જાણ્યું, પરંતુ મને કેમ તેમાંથી કંઈ જોવા ન મળ્યું ?" મહેન્દ્રે કહ્યું, "ગંડસ્થળમાંથી ઝરતા મદનો આસ્વાદ લેતા ભ્રમરોની શ્રેણીના ગુંજારવથી આકુળવ્યાકુળ થયેલા કુંજર હાથીને વશ કરવામાં રોકાયેલા મનવાળા તને આ બધી શી રીતે ખબર પડે ? હું ત્યારે તને લાંબા સમયે જોવાથી અત્યંત હર્ષમાં આવી ગયો હતો અને તેથી રોમાંચિત થયો હતો, તોપણ તેની ઇંગિત ચેષ્ટા અને મનોભાવ જોવામાં જ મેં મારું ધ્યાન એકાગ્ર કર્યું હતું. માટે, તું જે અનુમાન કરે છે કે મહારાજ વિજયસેન 'શુભ લગ્ન દિવસ મળતો નથી' એમ બહાનું કાઢીને બાલિકા નહિ આપે. પરંતુ એવી શંકા તારા મનમાં હોય તો કાઢી નાખવી, કારણ કે કુલ, વૈભવ, રૂપ, યૌવન, જ્ઞાન, વિજ્ઞાન, સત્ત્વ અને કલાવાળો, તારા કરતાં ચડિયાતો એવો કયો રાજકુમાર છે કે જેને તે કન્યારત્ન આપે ? માટે આ તારો વિચાર નિરર્થક છે." આ પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યારે એક દારિકાએ આવી, ચરણમાં પ્રણામ કરી ઊભી થઈ વિનંતી કરી, "હે કુમાર ! રાજપુત્રી કુવલયમાળાએ પોતાને હાથે ગૂંથેલી આ પુષ્પ માળા આપને માટે મોકલી છે. વળી, પારિજાતનાં સુંદર પુષ્પોની મંજરીનો અને શિરીષનાં પુષ્પોનો બનાવેલો તથા તેની સુગંધમાં લુબ્ધ મુગ્ધ ભ્રમરોની શ્રેણીના એક સાથે ગુંજારવથી ઊડતા કેસરાનો બનાવેલ. આ કર્ણપૂરક (કાનનું આભૂષણ) મોકલ્યો છે." એમ કહી કુમારને પ્રણામ કર્યા. કુમારે પણ સમુદ્રને મંથન કરતાં સુખસંદોહ પ્રાપ્ત થયો હોય તેમ તે આદરપૂર્વક સ્વીકાર્યો અને તેનું નિરીક્ષણ કર્યું.

**કુવલયમાલાનું કળાકૌશલ**

* ૨૫૯. મહેન્દ્રકુમારે કહ્યું, "હે કુમાર ! આ કર્ણપૂરક સુંદર છે, પરંતુ એની નાળ જરા જાડી લાગે છે." કુમારે કહ્યું, "બરાબર છે. પરંતુ આ કારણે એમ હશે તે તપાસીએ." એમ કરતાં તેમાં અત્યંત પાતળા ભોજપત્રની અંદર કોતરેલી રાજહંસિકાની આકૃતિ જોઈ. કુમારે તે ખોલી તો અંદર બરાબર રાજહંસિકાની જ આકૃતિ હતી. કુમારે કહ્યું, "હે મિત્ર ! જુઓ તો ખરા કે હંસિકા કેવી છે ?" મહેન્દ્રે કહ્યું, "એમાં શું

જોવાનું છે? ભોજપત્રમાં કોતરેલી છે." કુમારે હસતાં હસતાં કહ્યું, "હું તો એનો ભાવ કેવો છે તે પૂછું છું." મહેન્દ્રે કહ્યું, "આ અચેતન પદાર્થમાં વળી ભાવ ક્યાંથી હોય?" કુમારે કહ્યું, "હવે મજાક રહેવા દો ને! કહો, શું એ ભય પામી છે કે ઉદ્વેગ પામી છે? અથવા દીન બની છે કે હર્ષિત થયેલી છે? અથવા પ્રિયવિરહિણી થઈ છે કે સ્વાધીનપતિ હોવાથી સુરતક્રીડાસ્વાદ માટે તૃષ્ણાવાળી થઇ છે?" મહેન્દ્રે કહ્યું, "એમાંથી એક પણ ભાવવાળી નથી થઇ, પરંતુ નવીન પ્રિયને દેખ્યા પછી વિયોગી બનેલી અને શુભ સમાગમ કરવાની અભિલાષાવાળી થઇ હોય એવો એનો ભાવ છે." કુમારે પૂછ્યું, "તમે કેવી રીતે તે જાણ્યું?" મહેન્દ્રે કહ્યું, "એમાં જાણવા જેવું શું છે? કારણ કે તત્કાળ અદૃશ્ય બનેલા પ્રિયતમના વિરહના મહાદુઃખથી શિથિલ અંગવાળી અને પ્રિયતમને મળવા માટે ઉત્કંઠિત વિકસેલાં ચપળ લોચનવાળી તે દેખાય છે."

### રાજહંસિકા દ્વારા ભાવસૂચન

કુમારે કહ્યું, "બરાબર એમ છે." એમ કહી તે વધારે ચોક્કસાઇથી તેની નીચે જોવા લાગ્યો. જોતાંની સાથે જ કહ્યું, "મિત્ર! આની અંદર તો બે પડ છે." પછી ખોલીને જોયું તો ત્યાં જુદા પ્રકારની લિપિમાં લખેલા ઝીણા અક્ષરો હતા. તે જોઈ તેણે કહ્યું, "અરે, આમાં અક્ષરો પણ દેખાય છે." તેઓ વાંચવા લાગ્યા. તેમાં શું લખ્યું હતું? જેમ કે—

"નવીન જોયેલા પ્રિયના શુભ સંગમ અને સ્પર્શરસને ઇચ્છતી, દુઃસહ વિરહના દુઃખથી સંતાપ પામેલી, કરુણ રુદન કરતી, ચપળ નયનાશ્રુજળના પૂરથી ભીંજાયેલી અને જકડાયેલી પ્રિયાને હંસ સાથે ક્યારે મેળાપ થશે?"

એ પ્રમાણે આ ઉત્તમ રાજહંસિકા સૂચવતી હતી. પછી કુમારે કહ્યું, "કુવલયમાલા કેટલી કળાઓમાં નિપુણ હશે કે જેથી આ કર્ણપૂરક બનાવી તેની નાળમાં મૂકી ભોજપત્રમાં કોતરેલી ભાવપૂર્ણ રાજહંસિકા અને તેની નીચે તમે કહી તેવી જ એ રાજહંસિકાના ભાવને સૂચવનારી આ બે પંક્તિઓ લખેલી છે." મહેન્દ્રે કહ્યું, "માટે જ કહું છું કે તું આ રાજહંસિકા માટે અન્ય પ્રકારની સંભાવના કરીને અસંબદ્ધ વાત કરે છે." ત્યાં તો સંભળાયું:—

"હે રાજહંસ! તું મોહ ન કર. ધર્મ વિના ધન, ધાન્ય, વૈભવ, પુત્ર, માલ-મિલકત એ સર્વ નકામાં છે એમ યામશંખ પોકારે છે."

એ પ્રમાણે યામિકે કહ્યું તે સાંભળીને કુમાર અણધાર્યો ચપળ પાંપણ અને નયનવાળો થઇને કહેવા લાગ્યો, "અહો! સૂર્ય અસ્ત થયો. દિવસનો ચોથો પહોર પૂર્ણ થયો. માટે હવે કંઇક કરવા યોગ્ય કાર્ય કરીએ. માટે દારિકા! તું હવે જા અને કુવલયમાલાને કહેજે કે "મોકલેલું બધું સુંદર છે અને તું કળામાં ઘણી નિપુણ જણાય છે." "જેવી આજ્ઞા" એમ કહી દારિકા પાછી વળી.





કુમાર કલંકિત થશે ?

૨૬૦. કુમારો પણ સ્નાનકાર્ય પતાવી અંદર ગયા. ત્યાં તેમણે જિનપ્રતિમાને નમસ્કાર કર્યા અને નવકાર તથા લોગસ્સનો જાપ કર્યો. પછી સમોવસરણમાં બેઠેલા જગતજીવના બંધુ ઋષભદેવ ભગવંતનું ધ્યાન ધર્યું અને આ પ્રમાણે સ્તુતિ કરીઃ—

"દેવો, અસુરો, કિન્નરો અને નર-નારીના સમૂહથી સ્તુતિ કરાયેલા હે ભગવંત ! તમે જય પામો ! સંપૂર્ણ નિર્મળ કેવળજ્ઞાનરૂપી મનોહર, ઉજ્જ્વળ, શ્રેષ્ઠ જ્ઞાનદીપક ! તમે જય પામો ! મદ, માન, લોભ, મોહરૂપી ચોર તમારા વચનની ચોરી કરે છે. તો આપ એવું કંઈક કરો કે જેથી આત્મા સુરક્ષિત થાય." એમ કહી ભગવંતને મનમાં ચિંતવેલા નમસ્કાર કર્યા. ત્યાર પછી તેઓ સુખાસન પર બેઠા. મહેન્દ્રે કહ્યું, "હે કુમાર ! તેં કુવલયમાલાને પ્રેમરાગસૂચક એવું કંઈક પ્રતિવચન કેમ ન કહેવડાવ્યુ ?" કુમારે કહ્યું, "તમે તેનો અર્થ જાણતા નથી. આપણે જોઈએ કે સામો સંદેશો ન જવાથી સંદેશ-વિરહમાં તે શું કરે છે ? કાં તો સંગમોત્સુક બની બેચેની પામે છે અથવા પોતાનુ કળાકૌશલ બતાવવા માટે કર્ણપૂરક મોકલાવ્યુ છે અને તેથી તેને પ્રતિવચનની જરૂર નથી એમ નક્કી થશે." મહેન્દ્રે કહ્યું, "ભલે, એમ થાઓ ! પરંતુ તેથી કુમાર કુવલયચંદ્ર ચંદ્રની જેમ કલંકિત થશે" કુમારે પૂછયું, "ક્યા કલંકથી કલંકિત ? મહેન્દ્રે કહ્યું, "સ્ત્રીહત્યાના કલંકથી કલંકિત." કુમારે પૂછયુ, "શા માટે એમ કહો છો ?" મહેન્દ્રે કહ્યું, "એમાં શું કહેવા જેવું છે ? તેં પ્રતિસંદેશ ન મોકલાવ્યો તેથી. તે તારો સંદેશો સાંભળવા માટે દૂરથી માર્ગનુ અવલોકન કરતી રાહ જોઈ રહેશે. પછી જ્યારે દૂતીને પૂછશે ત્યારે દૂતી કહેશે કે "કંઈ પણ જવાબ નથી આપ્યો." એ પ્રમાણે સાંભળતાં જ ગ્રીષ્મકાળના મધ્યાહ્ને સૂર્યકિરણથી સુકાયેલા સરોવરના કાદવની અંદર અનિષ્ટ સ્થાનમાં તરફડતી માછલીની જેમ તારા વિરહના સંતાપથી શોષાતી અને આળોટતી આમતેમ ફરતી તે બિચારી મૃત્યુ પામશે. પછી પ્રભાત થશે અને જેવો તું બહાર ફરતો દેખાશે ત્યાં લોકો તને સંભળાવશે કે "આ બાળહત્યા કરનાર છે, સ્ત્રીહત્યા કરનાર છે." માટે કહું છું કે તું કલંકિત થશે." કુમારે કહ્યું, "તમે હંમેશા મજાક કરવાના સ્વભાવ-વાળા છો. માટે તમારું વચન પ્રમાણ ન ગણાય."

પ્રભાતે આવેલી યુવતી

૨૬૧. એ પ્રમાણે હાસ્ય કરતા તેઓ કેટલોક કાળ રોકાઈને પલંગમાં પડ્યા અને ઠીક ઠીક ઊંઘ્યા. એટલામાં પ્રભાતમા કાળનિવેદક બોલ્યોઃ—

"નિર્મળ ફેલાયેલી સુંદર પ્રભાવાળી અને લોહી વડે રંગાયેલા અંગવાળી તમારી તરવાર જેવા સૂર્ય વડે શત્રુ રૂપી અંધકાર નાસી ગયો. લોકાલોક પ્રકાશ કરનાર, નિર્મળ દેખાતા દેવના ચરિત્રવાળા, તમારા યશ જેવા અરુણ વડે ભુવન વ્યાપ્ત થઈ ગયુ છે. સૂર્યનો ઉદય થવાથી ઝાંખા પડેલા, ગળી ગયેલી શરીરની કાંતિવાળા તમારા શત્રુની જેમ નક્ષત્રમંડળ ક્ષીણ બની ગયુ. વનરાજિયુક્ત, અત્યંત ઉન્નત, કષ્ટથી ઓળંગી શકાય એવા

વીર પુરુષો જેવા પર્વતો પોતાને પ્રગટ કરવા લાગ્યા. આ મંગળ ગીતો વડે સમુદ્રનું લંઘન કરી દૂર સુધી ફેલાયેલ દિશાઓ રૂપી તૃષ્ણાઓ અત્યારે વૃદ્ધિ પામવા લાગી છે. આ પ્રમાણે હે રાજન્! તમારા ચરિત્ર જેવા સર્વ આગંતુકોની સંભાળ કરો અને નરેન્દ્રમંડળને તમારા મુખનું દર્શન કરાવો."

એ પ્રમાણે સાંભળી, 'णमो तेलोक्कबन्धूणं' એ પ્રમાણે બોલી, બગાસું ખાતો અને હાથ ઊંચાનીચા કરતો કુમાર પલંગમાંથી ઊભો થયો. મહેન્દ્ર પણ તેવી રીતે જાગ્યો. એટલામાં પોતાની દૂતી સાથે મધ્યમ વયની એક યુવતી આવી. તે કેવી હતી? જેમ કે–

સેંથામાં સફેદ વાળવાળી, જરા ઢળેલા પુષ્ટ સ્તનયુગલવાળી, શ્વેત હારલતા અને વસ્ત્રવાળી તથા રાજહંસની જેવી લલિત ગતિવાળી તે હતી.

ત્યાર પછી દૂતીએ આગળ આવી કહ્યું, "કુમાર! આ કુવલયમાળાની જનની, ધાવમાતા, પ્રિય સખી, કિંકરી, શરીર તથા હૃદય અને જીવિત છે." એટલે કુમાર પણ 'બેસો, બેસો' એમ આદરપૂર્વક બોલતો ઊભો થયો. પછી કહ્યું, "આર્યા! હું નમસ્કાર કરું છું." એટલે તેણે મસ્તકે ચુંબન કરી કહ્યું, "હે વત્સ! ચિરંજીવ થા! એમ કહી કુમારને અભિનંદન આપ્યા. પછી આસન પર બેઠી. અને કહ્યું, "કુમાર! તમે અમારા દેવ, સ્વામી, પિતા, મિત્ર, સખા, બંધુ, ભાઈભાંડુ, પુત્ર, આત્મીય, હૃદય છો. સર્વથા, વત્સા કુવલયમાલા અને તમે મારી બે આંખ જેવાં સમાન છો. માટે જે કંઈ કહું તેની તમારે આજ્ઞા આપવી, નહિતર તમારા જેવા અનેક શાસ્ત્ર, અર્થની વ્યાખ્યા, વિસ્તાર, પરમાર્થ સમજવામાં પંડિત આગળ અમારા જેવી ચંચલ હૃદય અને સ્વભાવવાળી યુવતીને વિશ્વાસપૂર્વક બોલવાનો અધિકાર ક્યાંથી હોય? માટે જે કંઈ કહું તે સર્વથા ક્ષમા કરજો.

### કુવલયમાળાનો જન્મ

* ૨૬૨. તમે જેનો વૈભવ જોયો છે એવી આ વિજયા નામની નગરી છે. આ નગરીનો વિજયસેન નામનો રાજા છે. તેની ભાનુમતી નામની રાણીનું રૂપ સૌન્દર્યમાં ઇન્દ્રાણીઓને પણ તિરસ્કારે એવું છે, એ જ પટ્ટરાણી મહાદેવી છે. તેને કોઇ પણ રીતે ગર્ભમાં સંતાન ઉત્પન્ન થતાં નહોતાં. ત્યાર પછી તે દેવી કોઇક વખત દેવ, કોઇક વખત દાનવ, કોઈક વખત દેવીઓ, કોઇક વખત મંત્રાદિક, કોઇક વખત મંડલાદિકની આરાધના કરી, કોઇક વખત રક્ષાબંધન કર્યું, કોઇક વખત બલિકર્મ કર્યું, કોઈક વખત મંડળો આલેખ્યાં, કોઇક વખત મૂળિયાં ઘસીને પીધાં, કોઇક વખત તંત્રો મેળવ્યા, કોઇક વખત દેવીઓ આરાધી. એવા અનેક ઉપાયો કરતાં કરતાં તથા સેંકડો મંત્રતંત્ર તથા માનતાઓ કરતાં કરતાં કોઇ પણ પ્રકારે ગર્ભ રહ્યો. તે પછી તે સેંકડો મનોરથપૂર્વક ગર્ભનું પાલન કરવા લાગી. એવામાં સ્વપ્નમાં એણે વિકાસ પામતા નવીન શ્વેત કમળના રસબિન્દુ ઝરવાને લીધે તેની ગંધમાં લુબ્ધ ભ્રમરશ્રેણીથી શોભતી કમળમાળા (અર્થાત્ કુવલયમાળા) ખોળામાં પડેલી જોઇ. પછી દેવી ભાનુમતી જાગી. એણે સ્વપ્નમાં જોયેલી હકીકત રાજાને કહી. રાજાએ કહ્યું, "તને ત્રણે લોકમાં સુંદર એવી પુત્રી થશે!" એણે કહ્યું, "જે થાય

તે ભલે થાય !" એ રીતે દિવસો પસાર થઇ રહ્યા હતા. પછી ગર્ભસમય પૂર્ણ થયો એટલે એણે મરકતમણિની પુતળી જેવી શ્યામ કાંતિવાળી બાલિકાને જન્મ આપ્યો. એટલે રાજાએ પુત્રજન્મથી પણ અધિક વધામણાં કર્યાં. એમ કરતાં બારમે દિવસે ગુરુવર્ગે નક્કી કરી આપેલું, સ્વપ્નમાં કુવલયમાળા જોયેલી હોવાથી 'કુવલયમાળા' એવું નામ પાડવામાં આવ્યું. એ કુમારીને મેં દરેક કાર્યમાં વૃદ્ધિ પમાડી. અનુક્રમે તે યૌવનમાં આવી. પરંતુ તે પિતાને ગમતા એવા કોઈ કુમારને વર તરીકે ઇચ્છતી નહોતી. એમ કરતાં તે પુરુષદ્વેષિણી થઈ. તોપણ મેં પુરુષનાં રૂપ, યૌવન, વિલાસ, પૌરુષ વગેરેનું વર્ણન કરી કરીને, પ્રલોભન પમાડીને થોડી થોડી પુરુષ તરફ મન કરવાવાળી કરી. રાજા, માતા અને મંત્રીવર્ગ પણ મૂંઝાતો કે "આનું હવે કરવું શું ?"

### ઉદ્યાનમાં વિદ્યાધર મુનિ

એ અવસરે એક દિવસ પ્રતિહારીએ આવીને કહ્યું, "દેવ ! કોઇ એક ગુણવાળા દિવ્યજ્ઞાની વિદ્યાધર મુનિ ઉદ્યાનમાં પધારેલા છે. તે ભગવંત ધર્માધર્મ, કાર્યાકાર્ય, ગમ્યાગમ્ય, પથ્યાપથ્ય, વાચ્યાવાચ્ય, પેયાપેય, સુંદરઅસુંદર વગેરે સર્વ સમજાવે છે. તે ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળના જાણકાર હોય તેમ સંભળાય છે. પરંતુ તેમાં આપને જે યોગ્ય લાગે તે પ્રમાણ." એટલે રાજાએ કહ્યું, "જો આવા મહાનુભાવ હોય તો અવશ્ય દર્શન કરવા જોઇએ. ચાલો, આપણે તે ઉદ્યાનમાં જઇએ." એમ બોલી રાજા આસન પરથી ઊભા થયા. ત્યારે કુવલયમાળાએ વિનંતિ કરી કે "પિતાજી ! હું પણ તમારી સાથે આવું." રાજાએ કહ્યું, "દીકરી, તું પણ ચાલ !" એમ કહી તેઓ જવા તૈયાર થયા. વારુયા નામની હાથણી પર બેસી તેઓ ઉદ્યાનમાં પહોંચ્યાં. ત્યાં મુનિવરને જોયા. રાજાએ તેમને પ્રણામ કર્યા. મુનિવરે તેમને આશીર્વાદ આપ્યા. રાજા તેમની આગળ બેઠા.

### મુનિનો ઉપદેશ

* ૨૬૩. ત્યાર પછી મુનિભગવંત ઉપદેશ આપવા લાગ્યા. તેમણે કહ્યું:—

આ લોકમાં આલોક અને પરલોક એવા બે લોક છે. પરલોક પરોક્ષ છે અને આલોક પ્રત્યક્ષ છે. જેમાં જીવ ઇચ્છા પ્રમાણે ખાય, જાય, ભોગવે, નાચે, હરેફરે તે આલોક અને મરીને જ્યાં જાય તે પરલોક કહેવાય. લોકમાં બીજા પણ શુભ, અશુભ, મધ્યમ, હેય, ઉપાદેય અને ઉપેક્ષણીય નામના પદાર્થો છે તે જાણવા. તેમાં ઝેર, કાંટા, શસ્ત્ર, સર્પ વગેરે આલોકમાં નુકસાન કરનાર અને મનુષ્યોને દુઃખ આપનાર છે. પુષ્પ, ચંદન વગેરે શરીરને ગ્રહણ કરવા યોગ્ય હેય દ્રવ્યો છે અને તે પુરુષને પ્રત્યક્ષ સુખના હેતુઓ છે. તૃણ, પર્વત, કાંકરા વગેરે ઉપેક્ષા કરવા યોગ્ય છે. તેને ગ્રહણ કરવાથી કે છોડી દેવાથી સુખદુઃખ થતા નથી. જેમ પંડિત પુરુષને આ ત્રણ આલોકમાં હોય છે તેમ તેવાં ત્રણ પરલોકને માટે પણ હોય છે. પ્રાણીવધ, અસત્ય વચન, અપરિગ્રહ, મૈથુન, ક્રોધ, માન, માયા, લોભ એ પરલોકને માટે છોડવા યોગ્ય છે. આ જીવને માટે તે શત્રુ જેવાં, દુઃખના મૂળ રૂપ હોવાથી કાળા સર્પની જેમ તેનો મૂળથી જ ત્યાગ કરવો. અહિંસા, સત્ય, તપ, સંયમ, બ્રહ્મચર્ય, જ્ઞાન, સમ્યક્ત્વ, સરળતા, કોમળતા, ક્ષમા વગેરે ધર્મો

ગ્રહણ કરવા યોગ્ય છે. તે લોકમાં સુખના કારણ રૂપ છે માટે સર્વાદરથી અમૃતની જેમ તે ગ્રહણ કરવાં. સુખ, દુઃખ, જરા, ભગંદર, મસ્તકવેદના, વ્યાધિ, ખાંસી, શ્વાસ, શોષ વગેરે કર્મવશથી થવાવાળાં છે માટે તેની ઉપેક્ષા કરવી. માટે આ પ્રમાણે સમજી તમે આદર કરવા યોગ્ય અહિંસાદિકનો આદર કરો, છોડવા લાયક હિંસાદિકનો દૂરથી ત્યાગ કરો અને દુઃખાદિક વ્યાધિઓની જિનવચનાનુસાર ઉપેક્ષા કરો."

**કુવલયમાળા વિશે પ્રશ્ન**

* ૨૬૪. આ પ્રમાણે તે મુનિવર ભગવંતે ઉપદેશ આપ્યો ત્યારે રાજા વગેરે સર્વેએ કહ્યું, "હે ભગવંત! બરાબર એ પ્રકારે એમ જ છે. એમાં સંદેહ નથી." પછી એ સમયે રાજાએ પૂછ્યુ, "હે ભગવંત! મારી પુત્રી કુવલયમાળા પુરુષદ્વેષિણી છે અને તેથી કુલ, રૂપ, વૈભવ, વિજ્ઞાન, સત્ત્વ વગેરેથી સંપન્ન રાજપુત્રો મળવા છતાં તે લગ્ન કરવા ઇચ્છતી નથી. તો પછી હવે એને કેવી રીતે પરણાવવી? કોની સાથે? અને કેટલા સમય પછી?" એ પ્રમાણે રાજાએ પૂછ્યુ એટલે મુનિ ભગવંતે કહ્યું, "કોશાંબી નામની નગરી છે. ત્યાં પુરંદરદત્ત નામનો રાજા છે. તેને વાસવ નામનો મંત્રી છે. ત્યાં આગળ તેના ઉદ્યાનમાં શિષ્યસમુદાય અને પરિવાર સાથે ધર્મનંદન નામના આચાર્ય સમોવસર્યા છે તેમની પાસે ક્રોધ, માન, માયા, લોભ અને મોહના દોષથી અપરાધના માનસવાળા પાંચ પુરુષો ધર્મકથા સાંભળતા હતા. તે આ પ્રમાણે ચંડસોમ, થાનભદ્ર, માયાદિત્ય, લોભદેવ અને મોહદત્ત એવા નામવાળા હતા. તેઓ પાંચે દીક્ષા અંગીકાર કરી તપસંયમમાં લીન બન્યા. પછી તેઓ બીજા ભવમાં એક બીજાને જિનધર્મમાં પ્રતિબોધ કરવો એવો દીક્ષામાં સંકેત કરી, આરાધના કરી ક્યાંક ઉત્પન્ન થયા. ક્યાં? સૌધર્મ નામના દેવલોકમાં પદ્મવર નામના વિમાનમાં. ત્યાં પણ તેઓ પાંચે પદ્મ નામવાળા ઉત્પન્ન થયા. પછી સમોવસરણમાં જિનેન્દ્રના વચનથી પ્રતિબોધ પામી, સમ્યક્ત્વપ્રાપ્તિથી અભ્યુદય પામી અને ભાવિ ભવમાં તે પામવા માટે સંકેત કરી આ જ ભરતખંડના મધ્યખંડમાં ઉત્પન્ન થયા. એક વણિક-પુત્ર, બીજો રાજપુત્ર, ત્રીજો જંગલમાં સિંહ, અને એક આ કુવલયમાળા. હવે તેઓની અંદરથી એકને કુવલયમાળા પરણશે અને તેનાથી ધર્મ પણ પામશે." એટલે રાજાએ પૂછ્યુ, "તે અહીં કેવી રીતે આવશે? અને તેને અમારે કેવી રીતે ઓળખવો?" ભગવંતે કહ્યું, "પોતાનો પૂર્વ ભવનો વૃત્તાન્ત યાદ આવતાં આગલા ભવમાં કરેલો સંકેત પૂર્ણ કરવો જ જોઇએ એમ મન મક્કમ કરીને એને પ્રતિબોધ કરવાના હેતુથી અહીં આવશે એ જાણજો. વળી, તમારો ઉન્મત્ત જય હાથી બંધન તોડીને નગરમાં ભાંગફોડ કરી લોકોને ભયભીત કરશે ત્યારે તે તેને વશ કરીને રાજ્યાંગણમાં લઈ આવશે. તદુપરાંત, કુવલયમાળાએ ત્યારે અધૂરી ગાથા જે લટકાવી હશે તે પૂર્ણ કરશે. એ જ તમારી પુત્રીને પરણશે, બીજો નહિ, એમ જાણવું." એમ બોલી મુનિ આકાશમાં ઊડી ગયા.

**જયકુંજરના પ્રસંગે કુવલયમાળાના પ્રત્યાઘાત**

ત્યાર પછી હે કુમાર! રાજા નગરીમાં આવ્યા. અને આ કુવલયમાલા હૃદયમાં કંઇ કંઇ વિચારણા કરતી હંમેશાં શોષાવા લાગી. ત્યાર પછી પૂર્વભવનું સ્મરણ કરાવનાર

'पंच वि पउमे विमाणम्मि' એવો આ પાદ લટકાવ્યો. પરંતુ આ પાદનો મર્મ કોઈ ભેદી શક્યા નહિ. એટલામાં પેલા જય હાથીનો ખિહામણો કોલાહલ ઊછળ્યો. રાજાએ કહ્યું. "પુત્રી કુવલયમાલા! જો તો ખરી કે તારો ભાવિ પતિ આ જય હાથીને પકડશે, અને એ જ તારી અધૂરી ગાથા પૂર્ણ કરશે. આ વાત તે મુનિએ કહેલી છે તો આપણે જોઈએ કે કોણ એને પકડે છે?" એમ કહી રાજા મહેલના ઝરૂખામાં આવ્યા. સાથે કુવલયમાલા પણ આવી. હું પણ તે સમયે તેની બાજુમાં જ હતી. ત્યાર પછી, હે કુમાર! તમે કપડાનો ગોટો કર્યો અને તેની સામે ફેંક્યો, સ્ખલના કરી અને ચમકાવ્યો, પછી સિંહના બચ્ચાની જેમ હાથીને તમે વશ કરી લીધો અને પાદ પણ પૂર્ણ કર્યો. એથી તમને વરમાળા આપી. દદવર્મા રાજાના પુત્ર છો એમ તમારું નામ પોકારાયું. એથી રાજા પણ પ્રસન્ન થયા. કુવલયમાળાએ તમને ફરી જોયા ત્યારે વિચારવા લાગી કે શું આ દેવ હશે કે વિદ્યાધર હશે? સિદ્ધપુરુષ હશે કે કામદેવ હશે? ચક્રવર્તી હશે કે મનુષ્ય હશે? અને તમે જ્યારે હાથીને વશ કર્યો ત્યારે તે કેવી થતી હતી? જ્યારે તમે વળી જતા હતા ત્યારે તે વળી જતી હતી, તમે સ્ખલના પામતા હતા ત્યારે તે સ્ખલના પામતી હતી. તમે પડી જતા હતા ત્યારે તે પડી જતી હતી, તમે ઊભા થતા હતા ત્યારે તે ઊભી થતી હતી અને તમે બે દંતૂશળ ઉપર આરૂઢ થયા ત્યારે તે કંપતી હતી.

કુવલયમાળાનો હર્ષોલ્લાસ

ૠ ૨૬૫. જ્યારે તમે હાથી ઉપર આરૂઢ થયા અને સંમુખ રહ્યા ત્યારે તે શું ચિંતવવા લાગી હતી? જેમ કે—

"લાલ લાંબી પાંપણવાળી, ધવલ પુષ્પ જેવી એની આંખો મારા અંગ ઉપર શું નહિ પડે? પરવાળાં જેવા લાલ, મનોહર, લાવણ્યયુક્ત શોભાવાળા એના હોઠ મારા હોઠ સાથે શું પ્રાપ્ત નહિ થાય? વિશાળ, પુષ્ટ, સુંદર, શોભાવાળું, ઐરાવણ હાથીના દંતાગ્રને ચૂરવામાં સમર્થ એવું એનું વક્ષસ્થળ મારા વક્ષસ્થળ સાથે શું નહિ મળે? લાંબા, ઉન્નત ટોચવાળા, ઉન્મત્ત શત્રુ માટે કાળદંડ જેવા એના બાહુદંડ શું મારા અંગોને પ્રાપ્ત નહિ કરે? માંસયુક્ત, વિશાળ, મનોહર, સુરતરસાસ્વાદના કળશ જેવું એનું કટિતલ શું મને શયનમાં પ્રાપ્ત નહિ થાય? જો હું તેની પત્ની હોઉં અને તે ખોટો ખોટો કોપ કરીને મારા ઉપર રોષે ભરાય અને તેને હું પ્રસન્ન કરું એવો પ્રસંગ શું મને નહિ મળે?" એ પ્રમાણે તે ચિંતવતી હતી ત્યાં તમે પાદ પૂર્ણ કર્યો. તે સાંભળી, હર્ષથી રોમાંચિત થવાથી શોભતાં અંગવાળી તેણે તમને વરમાળ આપી, જે બરાબર તમારા ગળામાં આવીને પડી. તે માળાને જોઈ, હે કુમાર! તમે ઉજ્જવળ, ચપળ ફરતી પાંપણવાળી દૃષ્ટિ આમતેમ નાખી. તે દૃષ્ટિથી રોમાંચિત થયેલી તે કેવી બની? જેમ કે ખીલેલી કમલિની જેવી, પુષ્પિત થયેલી મોગરાની લતા જેવી, વિકસેલી મંજરી જેવી, મદોન્મત્ત હાથણી જેવી, સિંચેલી વેલડી જેવી, અમૃતરસ પીધેલી ભુજંગિકા જેવી, મેઘ વગરની ચંદ્રલેખા જેવી, સુરતક્રીડા માટે ઉત્સુક હંસિકા જેવી, ચક્રવાકના મેળાપવાળી ચક્રવાકી જેવી, સર્વથા અમૃ-

તથી સિંચાયેલી હોય તેમ, સુખના સમુદ્રની અંદર ફેંકાયેલી હોય તેમ અને પોતાને સૌભાગ્યમય બનાવાઇ હોય તેમ તે માનવા લાગી.

### દુઃસહ વિયોગ

એ વખતે તમને રાજાએ કહ્યું, "હાથી મહાવતને આપી તમે મહેલમાં પધારો." ત્યાર પછી તમારા દર્શનના આસ્વાદથી ભય, સ્વેદ, કંપ, કુતૂહલયુક્ત મનવાળી તે તમારા મેળાપ માટે ઉત્કંઠિત બની. પરંતુ ત્યારે પિતાએ એને કહ્યું, "પુત્રી ! તું અંતઃપુરમાં જા." એ વખતે મંત્રથી જકડાયેલી ભુંજગી જેવી, અંકુશથી ચંપાયેલી હાથણીએ વનલતાને મૂળમાંથી ઉખેડી નાખી હોય તેવી, ઊખડેલી મંજરી જેવી, દીન મનવાળી તે પિતાજીનું વચન અલંઘનીય હોવાથી આળસ મરડતી ઊભી થઈ. તે વખતે શરીર માત્રથી જ તે પોતાના આવાસસ્થાનમાં ગઇ હતી, પણ મન તો ત્યાં જ મૂકતી ગઇ હતી. વળી—

"સુરતક્રીડા વખતે પરસ્પર લોચન અને વાણી વડે જેણે હૃદય રૂપી કિંમતી રત્નનો અવકાશ આપ્યો અને જેની પ્રાપ્તિ દુર્લભ છે એવા પ્રિયતમનો ત્યાગ કરીને, હે અનાર્ય ! તું કયાં જાય છે ?" એ પ્રમાણે જાણે કોપિત થયેલા પોતાના હૈયાએ એનો ત્યાગ કર્યો.

### કુમારીને આશ્વાસન

* ૨૬૬. ત્યાર પછી હે કુમાર ! તે પોતાના મંદિરમાં પહોંચી. મોટા ભયથી અને નિતંબભાર વહન કરવાના પરિશ્રમથી થાકી ગયેલી તે ત્યાં પલંગ પર પડી અને આળોટવા લાગી. મેં શરીર દબાવ્યું. એથી કોઇ પણ પ્રકારે થાક ઊતર્યો. પરંતુ કંઇક ચિંતાભારથી મન ચંચળ હોય એમ મને લાગ્યુ. ત્યારે મેં કહ્યું, "હે પુત્રી ! કુવલયમાલા ! હર્ષસ્થાનમાં સ્થપાયેલી તારી જાતને તેં ચિંતામાં કેમ નાખી ? શું તારો પાદ હજુ પૂર્ણ થયો નથી ? શું તારી વરમાળાનો સ્વીકાર થયો નથી ? શું મુનિવરનું વચન નિષ્ફળ ગયુ ? અથવા શું તે તારા હૈયાને ન ગમ્યો ? અથવા શું તે યુવાન સત્ત્વવાળો નથી ? શું તેણે તારા તરફ નજર ન કરી ? તો પછી તારા હૃદયના ઉદ્વેગનું કારણ શું ? માટે હે પુત્રી ! તું સ્પષ્ટ કહે કે જેથી તેનો ઉપાય કરી શકાય." એમ કહ્યું એટલે તેણે કહ્યું, "હે માતાજી ! તમે કહ્યું તેમાંથી એક પણ કારણ નથી, કારણ કે કામદેવના પ્રતિબિંબ જેવો તે કુમાર દેવાંગનાઓને પણ પ્રાર્થનીય છે. માટે દાસી જેવી મને તે ઇચ્છે તેની મારા હૃદયમાં જરા પણ ચિંતા નથી."

એણે એ પ્રમાણે કહ્યું એટલે અમે કહ્યું, "ઓ મા ! આવું ખોટું ખોટું સંબંધ વગરનું શું બોલે છે ? શું તે તને ઇચ્છતો નથી ? શું તેણે જયકુંજરને વશ કર્યો નથી ? શું મહારાજાને વડીલ તરીકે માન્યા નથી ? શું મુનિએ કહેલ તે પુરુષ નથી ? માટે સર્વથા આવા સંકલ્પવિકલ્પ ન કર. જેણે તને જોઇ છે તે બીજે આનંદ નહિ પામે. વળી, હે પુ[illegible] નહિ. લાંબા વખત સુધી તારી સામે જોયા પછી તે બીજે જ[illegible] રનો હંસ ગમે ત્યાં ભમે તોપણ ફરીને પાછો તે જ સ્થાને આવે





આ પ્રમાણે કહેવા છતાં તે કુમાર અતિપ્રિય હોવાથી એ માનતી નહોતી, કારણ કે આ ભુવનમાં લોકને દુર્લભ અને વલ્લભ એવા કોઇ પદાર્થ માટે કૃત્રિમ કલ્પિત દોષો ઉત્પન્ન કરે છે અને તે મળશે કે નહિ તે વિશે અવિશ્વાસ આવી જાય છે. એટલે અમે કહ્યું, "હે વત્સ કુવલયમાલા! જો આ વાત તું માનતી ન હોય તો તે યુવાનની પરીક્ષા કરીએ." ત્યારે તેણે કહ્યું. "હે આત્મીયા! તેની પરીક્ષા કેવી રીતે કરવી?" મેં કહ્યું, "શ્રીમાળા અને બીજું કંઇક લઇને દૂતીને મોકલીએ જેથી તેના મનોગત ભાવ જાણી શકાશે." ત્યાર પછી તેણે લજ્જાભારથી મંદ, પરસેવાથી ભીના અને કંપતા હાથથી કોઇપણ પ્રકારે તે રાજહંસિકા કોતરીને તૈયાર કરી. વળી તેના ઉપર કોઇપણ પ્રકારે એ પદવાળી પંક્તિઓ લખી. તેનો એ લેખ અનુરાગ ઊભરાતો હોય તેમ જાણે સ્વેદજળથી લખેલો હતો. કંપતા હાથના લેખનના અક્ષરો પરસેવો ટપકવાથી જાણે ભુંસાઇ ગયા હતા. માટે એ પ્રમાણે તમારા ભાવ જાણવા માટે દૂતી મોકલી.

## વિરહની વેદના

* ૨૯૭. એટલામાં મહારાજ પાસેથી કંચુકી આવ્યો અને તેણે કહ્યું, "કુવલયમાળા માટે જોષીએ ગણતરી કરી છે, પરંતુ આજે પણ લગ્ન માટે સારો દિવસ આવતો નથી." એ સાંભળી કુવલયમાળા ખેદયુક્ત મનવાળી થઇ ગઇ. વજ્રસણીથી હણાયેલી હંસીની જેમ અથવા ગોત્રસ્ખલના પામેલી કુલવધૂની જેમ તે મનમાં દુઃખ પામી. ત્યાર પછી એનું ચિત્ત જાણી અમે કહ્યું, "વત્સા! તું ખોટા વિચારો ન કરતી. પરંતુ તે યુવાનના અત્યંત અનુરાગસૂચક કંઇ પણ શબ્દો સાંભળજે અને પછી તને જે ગમતું હશે તે કરીશું." એ પ્રમાણે સમજાવીને અમે એની ધીરજ ટકાવી રાખી. એટલામાં પુષ્પહાર અને કર્ણપૂરક આપીને અમે મોકલેલી દૂતી તમારી પાસેથી દીન મનવાળી અને કંઇ કંઇ વિચારતી આવી પહોંચી. ઉત્સુકતાપૂર્વક અમે પૂછ્યુ, "કુમારને કુશળ છે?" દૂતીએ કહ્યું, "કુશળ છે. પણ કંઇ પણ અતિસંદેશ આપ્યો નથી. માત્ર એટલું કહેવરાવ્યું છે કે કુવલયમાળાનું કળાકૌશલ આશ્ચર્યજનક છે." એ સાંભળીને મહાદુઃખથી હણાઇ હોય તેમ, મહામોહ રૂપી મોગરાથી પ્રહાર પામી હોય, વિરહાગ્નિની જ્વાળાથી બળી રહી હોય, મહાસંકટ રૂપી સિંહથી આક્રમણ કરાઇ હોય, કામદેવ રૂપી મગરમચ્છ વડે ગળી જવાઇ હોય, મહાચિંતા રૂપી પર્વતથી દબાઇ ગઇ હોય, મહાકૃતાન્ત રૂપી વાઘથી પકડાઇ હોય, મહાવિઘ્ન રૂપી રાક્ષસ વડે ગ્રસ્ત થઇ હોય, મહાકૃતાંત રૂપી હાથીની સૂંઢ વડે વિનાશ પામી હોય, કુમાર! વધારે શું કહેવું? મહાનરકમાં રંધાતી હોય, વડવાગ્નિથી દાઝતી હોય, પ્રલયકાળના પવન વડે હરણ કરાતી હોય, યુગાંતકાળના પવનથી વહી જતી હોય, મહામોહ રૂપી સમુદ્રમાં ડૂબતી હોય, મહાયમરાજાની કરવતથી કપાતી હોય તેમ તે પોતાની જાતને માનવા લાગી. તેની તેવા પ્રકારની અવસ્થા જોઇને, પુષ્પમાળાની જેમ કરમાઇ ગયેલી તેને જાણીને, "અરે! આ શું થઇ ગયું?" એમ બોલતી તેને ખોળામાં લીધી અને કહ્યું, "દીકરી કુવલયમાળા! તને શું દુઃખ થાય છે?" એ પ્રમાણે વારંવાર પૂછતાં માત્ર 'હું....' એટલો જ તે જવાબ આપતી.

ત્યાર પછી, હે કુમાર! આવી રીતે તેની અવસ્થા જોનારને તેમાં જણાયું કે સુખ તે દુઃખમાં પરિણમ્યુ, અરતિથી રતિ હારી ગઇ, દુર્મતિથી સન્મતિ ભોંકાઇ, અજ્ઞાનથી વિજ્ઞાન નાશ પામ્યુ, અલાવણ્યથી લાવણ્યનું અપહરણ કરાયું, અસુંદરપણા વડે સુંદરતા વશ કરાઇ, સર્વથા કલિકાલની જેમ તેના શરીરમાં સર્વ વિપરીત બન્યુ. ચંદનરસનું વિલેપન ઉષ્ણતા કરવા લાગ્યું, પુષ્પરજનો ઢગલો ધૂમાડા જેવો લાગવા માંડ્યો, પુષ્પહાર અગ્નિ જેવો લાગવા માંડ્યો, કમળ ઉપરથી વાતો પવન લૂ જેવો લાગ્યો, લાલ કમળની નાળના હાર અને વલય વારંવાર કામાગ્નિને પ્રદીપ્ત કરવા લાગ્યા અને બકુલ, એલચીની લતાના મંડપો પણ વારંવાર બાળવા લાગ્યા. કેવળ, હે કુમાર! નિસાસાની જેમ નિઃશ્વાસ લેવા લાગી, ઉચ્છ્વાસની જેમ ઊંચો શ્વાસ લેવા લાગી, દુઃખીની જેમ દુઃખ અનુભવવા લાગી, ઉત્કંપ થયો હોય તેમ ધ્રૂજવા લાગી, પરસેવો થયો હોય તેમ પરસેવાવાળી થઈ, રોમાંચ થયો હોય તેમ રોમાંચિત થવા લાગી, મોહ થયો હોય તેમ મૂંઝાવા લાગી. હે કુમાર! કેટલું કહેવું?

### કુમારને પ્રાર્થના

તમારા વિરહાગ્નિની જ્વાળાથી એના હૃદયમાં ઊકળતું વિરહજળ હાથ પર જાણે બહાર નીકળી રહ્યું છે. વિરહાગ્નિથી ત્રસ્ત અને પગથી જોરથી ચંપાયેલા તેના હૃદયમાંથી જાણે જીવ નીકળી જતો હોય તેમ ઝડપથી લાંબા નિશ્વાસ નીકળી રહ્યા છે. ચંદ્રનાં નિર્મળ કિરણ, બરફના ટુકડાનો શીતળ સ્પર્શ, ચંદનનો હાર કે મૃણાલથી તો પોતાના વિરહનો ઘા વધે છે એમ વિચારી તેનો તેણે ત્યાગ કર્યો છે. પોતાના દુઃખથી દુઃખી સખીવર્ગને પણ કામ પીડાથી દુઃખી કરતી તે ભમરીની જેમ આખો દિવસ ન સમજાય તેવા અક્ષરોનો ગણગણાટ કરે છે, ક્ષણવાર આનંદ કરે છે, હાસ્ય કરે છે, ત્રાસ પામે છે, લાંબો નિસાસો મૂકે છે. હે સુભગ! તમારા સંગમ માટે નિરાશ થયેલી તે શ્યામા શોષવાય છે. ક્યારેક જાગીને હં....હં....એમ હર્ષપૂર્વક બોલતી બેઠી થાય છે, લજ્જાથી નીચા મુખવાળી તે મૂર્છા વળી જાય એટલે ફરી રુદન કરવા લાગી જાય છે. આ પ્રમાણે જીવ ચાલ્યો જાય એવી તેની સ્થિતિ થઇ ગઇ છે. માટે તમને જણાવીએ છીએ કે કંઇક એવું સફળ કાર્ય કરો કે જેથી તે જીવી જાય અને લોકોમાં તમારું દાક્ષિણ્ય પ્રગટ થાય."

* ૨૬૮. મહેન્દ્રે કહ્યું, "આ પ્રમાણે બન્યું છે તો હવે શું કરવા યોગ્ય છે તે કહો." તેણે કહ્યું, "આ કાર્ય જણાવ્યું; આ સ્થિતિ છે. તેને અત્યારે કામની દશમી અવસ્થા પ્રાપ્ત થઇ છે. માટે વિરહ રૂપી ભુજંગથી ડંખ પામેલી અને જલદી ઝેર પ્રસરી જવાથી વિહ્વળ અંગવાળી મુગ્ધાને, હે સુભગ! તારા ગોત્રમંત્રથી નિર્વિષ કરવી જોઇએ. અત્યારે તેની શી સ્થિતિ હશે તેની મને ખબર નથી."

### ઉદ્યાનમાં

શંકિત હૃદયવાળા કુમારે કહ્યું, "તોપણ મારે તમને પૂછવું છે કે હવે આમાં અત્યારે તાત્કાલિક કરવા યોગ્ય શું છે?" તેણે કહ્યું, "કુમાર! જો હવે તમે પૂછતા હો તો સર્વ

ઉપાયોનો સમય વીતી ગયો છે. છતાં તમે એટલું કરો કે રાજભવનના ઉદ્યાનમાં તમે જાવ. ત્યાર પછી વડીલવર્ગ અને મહિલાઓ ન જાણે એવી રીતે કુવલયમાલાને કોઇ પણ રીતે હું ઉદ્યાનમાં લઇ આવીશ. ત્યાં તમારાં યથાયોગ્ય દર્શન થવાથી બાલિકાની મદન-મહાજ્વરની વેદના દૂર થશે.” મહેન્દ્રે કહ્યું, “એમાં શો વાંધો છે? ભલે એમ થાવ.” એમ કહ્યું એટલે ધાવમાતા ભોગવતી ઊભી થઈ. ઘેર પહોંચી. પછી પાછલી વાત યાદ કરતાં મહેન્દ્રે કુમારને કહ્યું, “મેં પહેલાં વિનંતિ કરતાં કહ્યું હતું કે સ્ત્રીહત્યાનું કલંક લાગશે, પરંતુ અમારા જેવા દરિદ્રની વાત કોણ માને?” કુમારે કહ્યું, “હવે તમારો હાસ્યવિનોદ બાજુ પર રાખો અને અત્યારે આપણે શું કરવા યોગ્ય છે તે કહો!” મહેન્દ્રે કહ્યું, “તો પછી કામદેવ મહારાજાધિરાજની કુલદેવતા જેવી આ ઘરડી દૂતીએ રાજમહેલના ઉદ્યાનમાં જવાનું કહ્યું છે તે જ કરીએ.” કુમારે કહ્યું, “શું કોઇનો વિરોધ નહિ થાય? શું તે શંકાસ્થાન નહિ ગણાય? શું કુળને ખરાબ કલંક નહિ ચોંટે? શું લોકમાં ગણનાવિરુદ્ધ નહિ મનાય? શું આ કાયર છે એવી લોકોને આશંકા નહિ થાય?”

મહેન્દ્રે કહ્યું, “અહો! આટલી ધીરજવાળા વિધિએ તને પુરુષ કેમ બનાવ્યો?” કુમારે કહ્યું, “હું બીકણ છું એવી તમે સંભાવના કેવી રીતે કરી?” મહેન્દ્રે કહ્યું, “ના, ના. તને કોઇ બીકણ ન કહે.” કુમારે કહ્યું, “તો પછી તમે શું કહ્યું?” મહેન્દ્રે કહ્યું, “મેં તો માત્ર એટલું જ કહ્યું કે તું સત્ત્વ અને વ્યવસાય વગરનો છે.” કુમારે કહ્યું, “એમ ન કહેશો.

જો પાતાળમાં પેસે અને કવચ વડે હાથી રક્ષણ કરાયેલો હોય તોપણ મારા હાથમાંથી તે છીનવી લેવાને કોણ સમર્થ છે?

અથવા તો સાચું, સાચું; હું બીકણ છું, કારણ કે દેવતાઓ, અસુરો અને મનુષ્યોથી ભરેલા આવા મોટા ભુવનમાં સત્ત્વવાળો ઘણો હોવા છતાં હું અપયશથી ભય પામું છું.” મહેન્દ્રે કહ્યું, “અરે, તું ઘણો ભોળો છે. આમાં વળી અપયશ શાનો? શું માણસો કામ પડે ફરવા ન નીકળે? શું કુતૂહલથી ઉદ્યાન જોવા ન જવાય? શું કન્યાઓનું નિર્દોષ દર્શન ન કરાય? શું તું તેને માટે સર્વ રીતે અનુરૂપ વર નથી? શું તેણે તને વરેલો નથી? આમ હોવા છતાં તું અપયશનો સંદેહ કરે છે અને ખોટા વિકલ્પો વિચારે છે. માટે, હવે ચાલ.” એમ કહી મહેન્દ્રે કુમારને જવા માટે તૈયાર કર્યો. અનેક વૃક્ષ, વેલા, લતા વગેરેના સમૂહથી વ્યાપ્ત ઉદ્યાનમાં તેઓ પહોંચ્યાં. ચંદન, અશોક, મંદાર, દેવદારુ, વગેરે વૃક્ષોથી મનોહર, એલચી, લવંગ, લવલી, કેળ વગેરેના મંડપોથી ઢંકાયેલ, મધ્યમાં ચંપક, અશોક, પુન્નાગ, નાગ વગેરેનાં વૃક્ષોવાળું, આંબા, મહુડા, મંદાર અને બકુલથી શોભતું, મલ્લિકા, યૂથિકા, કોરંટ, મોગરા, સત્તલિ વગેરેના છોડથી યુક્ત, વિચકિલ, સુવર્ણ, જાઈ, કુબ્જય, અંકોલ વગેરેથી રમ્ય, સોપારી, ફલિણી, ખજૂરી, નાળિયેરી, દાડમ, નારંગી, માતુલિંગ, નાગરવેલ વગેરેથી વ્યાપ્ત તે ઉદ્યાન હતું.

### કુવલયમાલાનું દર્શન

૬ ૨૯૯. એવું એ ઉદ્યાન રાજકુમારે જોયું. વસંત ઋતુમાં માલતીના પુષ્પના રસમાં

મત્ત બનેલા ભમરાઓની જેમ તે યુવાનો ઉદ્યાનમાં પરિભ્રમણ કરવા લાગ્યા. ત્યાં ખીલેલાં પુષ્પોનાં પ્રતિબિંબ પદ્મરાગમણિથી જડેલી અને મરકતમણિથી શોભતી ફરસબંધીમાં પડેલાં જોયાં. કોઇક જગ્યાએ સ્વચ્છ, શુદ્ધ સ્ફટિક જડેલા છે અને તેમાં કેળનાં લીલા રંગનાં પ્રતિબિંબો પડેલાં હોવાથી તે મહાનીલરત્ન જેવા દેખાય છે. ત્યાં તે અને બીજાં સ્થળો જોતાં તેમણે નાગવલ્લીની લતાથી ઢંકાયેલું એક ગહન વન જોયું. તેની અંદર લવલીનું એક ઘણા છિદ્રોવાળું લતાગૃહ હતું. તે જોઇને 'અહો, આ રમણીય છે' એમ બોલીને તેઓ ભમવા લાગ્યા. એટલામા એકાએક અવ્યક્ત, મધુર, આભૂષણ જેવો શબ્દ સંભળાયો. મહેન્દ્રે કહ્યું, "અહીં આ રાજહંસ જેવો સુંદર, અવ્યક્ત શબ્દ કોનો હશે?" કુમારે કહ્યું, "શું અહીં વાવડીઓ નથી? શું અહીં સરોવર નથી? શું અહીં વાંકી નહેરો નથી? શું અહીં ગૃહહંસો ફરતા નથી કે જેથી રાજહંસો હોવા વિશે પૂછો છો?" આ પ્રમાણે વિચારતા હતા ત્યાં એ કલરવ નજીક આવવા લાગ્યો. મહેન્દ્રે કહ્યું, "એ હંસોનો કલરવ નથી. એ તો નૂપુરનો શબ્દ સંભળાય છે." કુમારે કહ્યું, "હા, હા. બરાબર. હંસોનો અવાજ ઘર્ઘરમધુર હોય છે, જ્યારે આ તો સ્પષ્ટ મધુર અવાજ છે. માટે એ નૂપુરનો જ છે." એ પ્રમાણે વાત કરતા તેઓ થોડા આગળના પ્રદેશમાં પહોંચ્યા. પછી મહેન્દ્રે કહ્યું, હું એમ અનુમાન કરું છું કે તારા મદન-મહાજ્વરની વેદનાને હરણ કરનારી ઔષધના મૂળિયાં જેવી કુવલયમાળા આવી પહોંચી છે." કુમારે કહ્યું, "શું તમે મારું એટલું બધું મોટું ભાગ્ય ધારો છો?" મહેન્દ્રે કહ્યું, "જરા ધીરો થા. બીજી પણ હજુ વધારે સંભાવના કરું છું." એમ બોલતાં તેમણે લતાગૃહના ઘણા અંતરાલમાં કુવલયમાળાને જોઈ. અનેક કલહંસિકા વચ્ચે રાજહંસિકા જેવી, તારાઓની વચ્ચે ચંદ્રરેખા જેવી, કુમુદિનીઓની મધ્યમાં કમલિની જેવી, વનલતાઓમાં કલ્પલતા જેવી, મંજરીઓમાં પારિજાતની મંજરી જેવી, અપ્સરાઓમાં તિલોત્તમા જેવી, યુવતીઓમાં કામદેવની હૃદયપ્રિયા રતિ જેવી તે કુવલયમાળાને સખીઓ વચ્ચે જોઇ. એને એ પ્રમાણે જોઇ કુમારે વિચાર્યું કે "અહો, લોકોમાં વાત સંભળાય છે કે પ્રજાપતિ ઘરડા છે તે વાત સાચી ઠરે છે. જો ઘરડા ન હોત તો આવી સુંદર યુવતીનું નિર્માણ કરીને તે બીજાને કેમ અર્પણ કરે? અથવા નહિ, નહિ. ઘરડા નથી. કારણ કે ઘરડા હોય તો આવા પ્રકારનું બરાબર આંખે જોઇને કરવાનું કાર્ય કેવી રીતે નિર્માણ કરે? ખરેખર તે પૃથ્વીમંડળને ધન્ય છે જ્યાં આગળ આવાં કોમળ આંગળીવાળા પગનાં પગલાં એણે પાડેલાં હોય!" એ પ્રમાણે તે વિચારતો હતો ત્યાં કુવલયમાળાએ કહ્યું, "હું તે પુરુષનાં દર્શન કરું અથવા તે મને જુએ, આટલુ જ માત્ર, હે હતભાગ્ય! હું તને પ્રાર્થના કરું છું. તો આટલું કાર્ય કર. અરે, તે યુવાન અહીં ક્યાં છે? અથવા તો તમારા કપટથી હું ઠગાયેલી છું. સદ્ભાવથી જેણે હૃદય અર્પણ કર્યું હોય તેવા પ્રત્યે આવો વર્તાવ કરવો તમને યોગ્ય છે?"

**બંનેનું મિલન**

* ૨૭૦. એ સાંભળી મહેન્દ્રે કહ્યું, "એ કોઇ ધન્ય યુવાન પુરુષની પ્રાર્થના કરે છે." કુમારે કહ્યું, "પૃથ્વીમાં રૂપ, યૌવન અને સૌભાગ્યવાળા ઘણા પુરુષો છે." મહેન્દ્રે

કહ્યું, "અવશ્ય છે. પરંતુ પ્રાર્થના હંમેશાં સુભગને જ કરાય. જો અસુભગને પણ પ્રાર્થના કરાય તો તારા અને મારા જેવાને પણ પ્રાર્થના કેમ ન કરે ?" એટલે કુમારે હસીને કહ્યું, "જો એમ છે તો નિશ્ચિંત છુપાઇને રહીએ અને જોઇએ કે તેઓ શું કરે છે?"

ભોગવતીએ કહ્યું, "પુત્રી કુવલયમાળા! તું આટલી ઝૂરી ન કર. તે યુવાન અહીં આવેલા છે. જો, આ શંખ, ચક્ર, અંકુશ અને કમળથી અંકિત પગનાં પગલાં પડેલાં દેખાય છે, તેથી જણાય છે કે તે આવેલા છે." "ચાલો, આટલામાં તપાસ કરીએ." એમ કહેતી બધી દાસીઓ જુદી જુદી દિશામાં દોડી ગઇ. પરંતુ તેમ છતાં તે મળ્યો નહિ. ત્યારે પાછી આવી તેમણે જણાવ્યું, "હે સ્વામિની! આ ઉદ્યાનમાં અમે બધે ફરીને તપાસ કરી, પણ તે ક્યાંય જણાયા નહિ." ત્યારે ભોગવતીએ કહ્યું, "કેળના ગૃહોમાં, ચંપકનાં વૃક્ષોની શ્રેણીમાં અને લવલીના વનમાં ફરી તપાસ કરો એટલે તેમનો પત્તો લાગી જશે." એમ આજ્ઞા કરી એટલે તે સર્વ વિલાસિનીઓ ફરી તપાસ કરવા દોડી. ભોગવતીએ કહ્યું, "હે પુત્રી કુવલયમાળા! હું જાતે જ આ પગલાંની કેડીએ જાઉં છું. જરૂર હું મેળવીશ. માટે તું આ જ સ્થાનમાં રહેજે." એમ કહીને ભોગવતી બહાર તપાસ કરવા નીકળી. કુવલયમાળાએ વિચાર્યું કે "આ બધું પ્રપંચ કરેલું જણાય છે. નક્કી એ યુવાન દુષ્ટ જણાય છે જેથી આમ આમ કહીને ઉદ્યાનમાં સંકેત આપ્યો છે. માટે આ બધું ખોટું છે. અહીં કોઇ યુવાન કે પગલાંની પંક્તિ નથી. તેમ બીજું કશું નથી. સર્વથા દેવને પણ દુર્લભ તે યુવાન મારે કેવી રીતે મેળવવો? અને અમુક વખતે મને તેની સાથે પરણાવશે, પરંતુ ત્યાં સુધી કોણ જીવવાનુ હતું? તો પછી અત્યારે જ એવી રીતે કરું કે જેથી આવા દુર્ભાગ્યના વિષયમાં હું પ્રાપ્ત ન થાઉં.

દેવને ઠપકો આપી, વનદેવતાઓને વિનવી, પિતાજીને પ્રણામ કરી, માતાજીને નમન કરી, તે પુરુષનું સ્મરણ કરી કામદેવ ભગવાનને વિનંતી કરું છું કે ફરી પણ મને તે જ પતિ આપો. એમ કરી લતાપાશ બાંધી, મારી જાતને અદ્ધર લટકાવીને આત્મહત્યા કરીશ. તેથી આ લોકમાં હું તેને નહિ મેળવું અને તે મને નહિ મેળવે. હવે સખીઓ આવી પહોંચશે, માટે ગાઢ વૃક્ષોવાળા આ લવલીના લતાગૃહમાં પ્રવેશ કરું અને મારું ધારેલું કાર્ય સિદ્ધ કરું." એમ વિચારતી તે જ્યાં કુમાર હતો તે લતાગૃહમાં આવી. કુમારે તેને સામેથી આવતી જોઇ. તે સમયે કુમાર જાણે શરમાઈ ગયો હોય તેમ, ભય પામ્યો હોય તેમ, ઝંખવાણો પડી ગયો હોય તેમ, જીવી ગયો હોય તેમ થઇ ગયો. સર્વથા, ન કહી શકાય તેવી અવસ્થાને તે પામ્યો. પેલીએ તેને જોયો. એકલો છે ધારી ભય લાગ્યો. આ તે જ છે જાણી તેને હર્ષ થયો. પોતે જાતે આવી છે તેથી શરમાઈ ગઈ. આ પોતાનો વરેલ કુમાર છે તે જાણી વિશ્વસ્ત બની. અહીં તે ક્યાંથી એમ શંકા થઇ. આ જ સ્વરૂપવાન છે એમ વિચારમાં પડી અને દિશાઓમાં પોતાની ચપળ દૃષ્ટિ ફેંકી. સર્વથા, ભય, પરસેવો, ધ્રુજારી, દીનતા, હર્ષ એ બધા રસ એવી રીતે એક સાથે અનુભવાતા હતા, જેને મુનિવરો પણ કષ્ટથી જ ઓળખી શકે.

એવી અવસ્થામાં એ હતી ત્યારે કુમારે સાહસનું અવલંબન કરી, કાર્યનો વિચાર

કરી, ધીરજ ધારણ કરી, કામશાસ્ત્રના ઉપદેશને યાદ કરી, પ્રૌઢપણું સ્થાપન કરી, લજ્જાને અવગણી, ભયને છોડી, સર્વથા સત્ત્વનું અવલંબન કરી કહ્યું, "આવ હે સુંદરી! તારું સ્વાગત કરું છું." એમ કહી બંને બાહુ લાંબા કરી તેને ખભા આગળ પકડી, ત્યારે પરસેવો, ધ્રુજારી, લજ્જા, અનુરાગ, હર્ષથી નિર્ભર બનેલી અને આમતેમ કંઇક ઉજ્જવળ, ચપળ, લોચનકટાક્ષથી શોભતી કુવલયમાળાએ પણ કહ્યું, "છોડો, છોડો. આવા માણસો સાથે મારે કામ નથી." કુમારે કહ્યું, "તું કોપ ન કર! પ્રસન્ન થા! હે મુગ્ધે, મેં તારો શો અપરાધ કર્યો છે?" કુવલયમાળાએ કહ્યું, "અરે, જવાબ પણ ન મોકલ્યો? બોલો, તમારો અપરાધ શું નાનો છે?"

કુમારે કહ્યું, "હે સુતનુ! આટલી દૂર ભૂમિ સુધી હું આવ્યો છું તે તું જાણે છે?" તેણે કહ્યું, "હા, જાણું છું. પૃથ્વીમંડળનું કૌતુક જોવા આવ્યા હશો!" કુમારે કહ્યું, "એમ ન બોલ. શું તે વાત તને યાદ નથી જે તેં માયાદિત્યના ભવમાં કહ્યું હતું કે "તમારે સ્વેચ્છાએ અમને સમ્યક્ત્વ આપવું?" એ વચન બોલતો, મુનિએ પ્રતિબોધેલો અહીં આવ્યો છું. માટે હે મુગ્ધા! તું ઝૂરતી નહિ. મારા વચનથી પ્રતિબોધ પામ!"

**અંતઃપુરના સેવકનું આગમન**

* ૨૭૧. માત્ર આટલી જ વાત થઇ ત્યાં ભોગવતી આવી પહોંચી. તે બોલી, "વત્સા કુવલયમાળા! રાજાએ વંજુલ નામના કન્યા-અંતઃપુરના વૃદ્ધ સેવકને મોકલ્યો છે કે 'આજે રાત્રે પુત્રી કુવલયમાળા બહુ જ અસ્વસ્થ શરીરવાળી હતી તે અત્યારે ક્યાં ભમે છે? જા જલદી એને લઇને આવ.' એટલે એમ બોલતો તે અહીં આવે છે. ધીમે ધીમે ચાલતો તે હમણાં અહીં આવશે. માટે જલદી આ પ્રદેશમાંથી નીકળી જા જેથી તું અવિનયી ગણાય નહિ." એ સાંભળી બધી દિશાઓમાં ચપળ ભયવાળી આંખોના કટાક્ષ ફેંકવાથી શોભતી કુવલયમાળા ચાલી. ત્યારે કુમારે કહ્યું, "બહુ કહેવાથી શું? અથવા બહુ સમ ખાવાથી શું? હું તને સાચું કહું છું કે મારા જીવ કરતા પણ તું મને વહાલી છે એ વાતની શ્રદ્ધા રાખ." "આપની મોટી કૃપા મેળવી." એમ બોલતી કુવલયમાળા જલદી પગલાં ભરતી લવલીના લત્તાગૃહમાંથી બહાર નીકળી. ત્યાં એણે કન્યા-અંતઃપુરના પાલક વંજુલને જોયો. વંજુલે એને કઠોર, નિષ્ઠુર અને કર્કશ શબ્દોથી ઠપકારી અને કહ્યું, "જો, જો, અહીં એકલી કેમ આવી છે?" એમ કહી એને આગળ કરી કહ્યું, "ચાલ જલદી અંતઃપુરમાં." ત્યારે કુવલયમાળાએ વિચાર્યું, "માતાજી! પુરુષોમાં પણ કેટલુ બધું અંતર હોય છે. એક પુરુષ મધુર બોલનાર છે અને સુંદર વચનો વડે હૃદયનું હરણ કરે છે, ત્યારે બીજો નિષ્ઠુર બોલનાર છે અને પાપી કોઇકના જીવનો વિનાશ પણ કરે છે. એક અમૃતમય છે અને લોચન અને મનને આનંદ આપનાર છે અને બીજો દુર્ભાગી વિષદલના બનાવેલા દેહવાળો છે." એમ વિચારતી તે કન્યા-અંતઃપુરમાં આવી પહોંચી.

કુમાર પણ તેનું પ્રણયકોપથી કરેલી ભુલતાથી અલંકૃત વદન હૃદયમાં ચોંટેલું હોય તેમ, સંમુખ નિર્મિત કરેલું હોય તેમ, ઘડેલું હોય તેમ, બાજુમાં સ્થાપેલુ હોય તેમ, ઉપર નાંખેલું હોય તેમ એ પ્રમાણે ભૂમિતલમાં ઉત્પ્રેક્ષા કરતો અને તેનાં વિકારવાળાં

પ્રણય અને કોપ સૂચવનારાં વચનોથી કૃતાર્થ થયો હોય તેમ પોતાની જાતને માનતો મહેન્દ્રને ખોળવા લાગ્યો. ત્યાં વૃક્ષોની ઝાડીમાં પુષ્પો એકઠાં કરતો તેને જોયો. ત્યારે કુમારે કહ્યું, "મિત્ર! ચાલો, હવે મહેલમાં પહોંચીએ. જે જોવાનું હતું તે જોયું." તેણે કહ્યું, "હે કુમાર! કહે કે ત્યાં આગળ મદનના મહાબાણોથી સંકીર્ણ રણાંગણમાં તેં શું કર્યું ?" કુમારે કહ્યું, "મિત્ર! કોઇ વખત ન જોયું હોય તેવું લાવણ્યથી શોભતું તેનું વદન જોયું. તેમ જ શ્યામસુંદરીના એ વદનમંડળનાં આભૂષણ રૂપ બે નયનો જોયાં."

મહેન્દ્રે કહ્યું, "કુમાર! એ વદન અને એ નયનો પહેલાં પણ તેં જોયાં હતાં. માટે તેં કંઇ વધારે અનુભવ્યું કે કર્યું હોય તે કહે." કુમારે કહ્યું, "એટલું ભાગ્ય ક્યાંથી હોય? તોપણ લાવણ્ય રૂપી મહાગિરિના શિખર જેવા તેના ખભા ઉપર મારા અમૃતમય હાથ સારી રીતે વિશ્વાસથી રહ્યા હતા." ત્યારે મહેન્દ્રે હાસ્ય સાથે કહ્યું, "તું તો એવો જ રહ્યો. નહિતર, વનહાથીને કમળ મળ્યું હોય તેમ ઘણાં દિવસના મનોરથ વડે પ્રાપ્ત કરેલાં સંગમ અને દુર્લભ એકાંત છતાં તેં કેમ એને છોડી દીધી?"

કુમારે કહ્યું, "હે મિત્ર, એમ ન બોલ. જ્યાં સુધી ગુરુ, દેવ અને બ્રાહ્મણોની સાક્ષીઓમાં હસ્તમેળાપ દ્વારા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તે યુવતીને જ્વાળાશ્રેણી બળી રહી હોય તેવી ભયંકર ચિતા સમાન માનું છું." મહેન્દ્રે કહ્યું, "બરાબર, બરાબર. નહિતર ઉત્તમ અને અધમ કુળમાં તફાવત શો? માટે ચાલો હવે આવાસમાં પહોંચીએ." એમ કહી તેઓ ઉદ્યાનમાંથી નીકળ્યા અને મહેલમાં આવી ગયા.

**પત્રછેદ્યનો વિનિમય**

ત્યાં આગળ મહારાજાએ જળકળશ, સુગંધી તેલો, સુગંધવાળાં સ્નાનનાં સાધનો, વિલેપનની સામગ્રીઓ; તંબોલ વગેરે સાથે સ્નેહવૃદ્ધિ કરનાર એવી વિલાસીનીઓને મોકલી. ત્યાર પછી તેમણે યથાવિધિ તેલમાલિસ, ઉદ્વર્તન, સ્નાન, ભોજન, વિલેપન વગેરે કાર્યો કર્યાં. પછી સુખપૂર્વક આસન પર બેઠા હતા ત્યારે એક વિલાસિની આવી પહોંચી. તેણે સુવર્ણના બનાવેલાં ઢાંકણાંવાળી મત્સ્યાકાર પાનની પેટી ઉઘાડીને આપી અને કહ્યું, "આ કોઇકે તંબોલ મોકલાવેલ છે." એટલે કુમારે તે લીધું અને બરાબર જોયું તો ત્યાં તંબોલમાં પોતાના નવીન નખથી નિર્માણ કરેલ પત્રછેદ્ય જોયું. તેના ઉપર પત્રમાં શ્રી કુવલયચંદ્રનું નામ લખેલું હતું. તે વાંચી કુમારે કહ્યું, "અહો! આ કોઇકનું કળાકૌશલ!" પછી પાન લીધું. પછી કુમારે પણ પોતાના નખાગ્રથી એક પાનમાં હંસ, સારસ, ચક્રવાક, કમળ અને ભ્રમરશ્રેણીથી શોભતું સરોવર કળાપૂર્વક કોતર્યું અને એક ગાથા બનાવી તેમાં લખી. જેમ કે—

હૃદયપ્રિય કોઈ જણને આત્મીય જનનાં દુઃખ અને ભક્તિના ચિત્રયુક્ત આ સરોવર કોઇએ કંઈ પણ કારણથી મોકલ્યું છે.

* ૨૭૨. ત્યાર પછી બીજે દિવસે તે જ ક્રમ પ્રમાણે જુદાં જુદાં પ્રકારનાં ભોજનાદિક મોકલવામાં આવ્યાં. પછી કોઇક વખત તંબોલ, કોઈક વખત પત્રછેદ્ય; કોઇક વખત

વીણા, કોઇક વખત આલેખન, કોઇક વખત પીણું, કોઇક વખત સુગંધી યોગ-મિશ્રણ, કોઇક વખત તેવા પ્રકારનાં પોતાના નૈપુણ્યની તો કોઇક વખત સ્નેહસદ્ભાવની સૂચક ભેટો કુમારને મોકલવામાં આવતી. એ પ્રમાણે જાણે પોતાના રાજ્યમાં સુખપૂર્વક રાજ્યશ્રી ભોગવતા હોય તેમ તે બંને કુમારોના દિવસો પસાર થવા લાગ્યા. અનુક્રમે કયો કાળ પ્રવર્તવા લાગ્યો ? જેમ કે—

**શિશિરકાળ**

જે સમયે કામળા, ઘી, તેલ, માલકાકડી અને અગ્નિ મોંઘાં વેચાય છે, તથા શરીર પર કપડાં પહેરીને સર્વ લોકો માંદા માણસની જેમ ધીમે ધીમે ચાલે છે તેવો કાળ પ્રવર્તવા લાગ્યો.

વળી તે સમયે રાત્રીઓ લાંબી હોય છે, દિવસો જલદી આથમી જાય છે, ચંદ્ર-કિરણો દુઃખ આપે છે, જળાશયોનો ત્યાગ કરાય છે, મુક્તાહારની સેરો શરીર પરથી કાઢી નંખાય છે, મકાનની અગાસીઓ વપરાતી બંધ થાય છે, ચંદનરસના વિલેપનનો અનાદર કરાય છે, માલકાકડી લેવાય છે, ઇંધણાંનો સંગ્રહ કરાય છે, વેણીઓ રચાય છે, મુખને તેલ ચોપડાય છે, આંખો અંજાય છે, કપડાંઓ પહેરાય છે, સર્વ ધાન્ય ફૂટીને ફોતરાં છૂટાં પડાય છે, ખજૂરનાં વૃક્ષને સોય જેવા અંકુર ફૂટે છે અને પોતાની પ્રિયાના નિતંબતટ, હોઠ અને સ્તનની ઉષ્માના સુખને યાદ કરનારા મુસાફરો ઘેર પાછા ફરે છે.

વાદળાંઓના ( અથવા દેહ ) બંધનમાંથી મુક્ત થયેલો, સ્વૈરપણે વિહરનાર અને ધનુષ્ય તથા સંતતિને ( અથવા કુળને ) પામેલો હોવા છતાં સૂર્ય ઝાંખા પડેલા પ્રતાપવાળા શૂરવીર જેવો થઇ ગયો છે. પલાલ નામનું ઘાસ ગ્રહણ કરીને, મેલ અને ધૂળથી મલિન શરીરવાળા, ખભા ઉપર બે હાથ રાખેલા હોય તેવા મુસાફરો હેમંતઋતુમાં ગામનો આશ્રય કરતા દેખાય છે. વિરહ રૂપી ભુજંગથી ડંખ પામેલા અને શિયાળાને લીધે જાણે ટુકડેટુકડા થઇ ગયેલા પથિકો રાત્રે પશુની જેમ અગ્નિમાં ( કામાગ્નિમાં ) શેકાય છે. કેટલાક મુસાફરો બે હાથનાં પણ વસ્ત્રો બનાવેલા ( અર્થાત્ હાથ શરીરને અદ્દળની જેમ લપેટેલા ) દેખાય છે. તેમના પગમાં ફાટો પડેલી હોય છે. અને દાંતની વીણા વગાડતા હોય (અર્થાત્ દાંત કડકડતા હોય) તેવા તેઓ સવાર થતાં પોતાને રસ્તે પડી ગયેલા દેખાય છે. કોઈક વળી આંખમાંથી પાણી ગળતાં તે સાફ કરી ઉતાવળથી પોતાના હાથને વાળી લે છે, અને કોઇક ફૂંકીને સળગાવેલી તાપણીનું સેવન લાંબા વખતે બન્ધુ મળ્યો હોય તેમ કરે છે. મેલ અને ખેરયુક્ત અંગવાળા, પાતળા, નિષ્કિંચન અને મેલાં કપડાંવાળા કેટલા પથિકો ધર્મરહિત ઋષિ જેવા દેખાય છે. વળી એ સમયે—

હિમ રૂપી શત્રુ વડે હણાયેલા અગ્રભાગવાળા સમગ્ર વનને જોઇ શ્વેત પુષ્પ રૂપી દાંતની શોભા ધારણ કરતો બટમોગરો દુર્જનની જેમ હસી રહ્યો છે; પ્રિયંગુલતાઓને મંજરી ફૂટી છે; રોદ્રની વેલડીઓ ખીલી છે; તિલકમંજરી વિસ્તાર પામી છે, મધુર મકરંદના ઝરતા રસનુ પાન કરવાથી મદોન્મત્ત બની કોમળ, મનોહર ગીત ગાનાર રાસ—

મંડળીના વિલાસવાળી ભ્રમરી અને ભ્રમરો ગીત ગાતાં હોય તેમ ગુંજારવ કરી રહ્યાં છે; મલ્લિકાની સુગંધ મહેંકી રહેલી છે. સર્વથા તે સમયમાં જ્ઞાન રૂપી અંકુશથી રોકેલા મનવાળા એક માત્ર સાધુ સિવાય દૃઢ આલિંગનના સુખને કોણ ધારણ ન કરે ?

એવા એ કાળમાં કોણ કેવો આશ્રય લઈને રહેલા છે ? શ્રીમંત યુવાનો કાલાગરુ, કુંકુમ, કેસર અને સુગંધીવાળા શયનમાં રહે છે. માર્ગના વટેમાર્ગુઓ ચૂલો સળગાવવા માટે અગ્નિને ધમતા અને રસોઇ તૈયાર કરવામાં રોકાયેલા છે. જાણકાર ધાર્મિકોએ દેહ ઉપર માત્ર જૂની ફાટેલી કંથા ધારણ કરેલી છે. ખેડૂતોને ઘાસ, પલાલ, ખળાનું જ એક માત્ર શરણ છે. દુર્ભાગી ગૃહિણીઓ ખોળ અને તેલથી જીવનનિર્વાહ કરે છે અને જૂનાં વસ્ત્રો પહેરે છે. દરિદ્ર બાળકો બકરીની લીંડી અને છાણાં લાવી તાપણી કરે છે. યુવાન મંડળીઓ સ્થૂળ ગોળ સ્તનવાળી પત્નીના વક્ષસ્થળના સંપુટસુખ સાથે ઊંઘે છે. વળી, પંચાગ્નિના તાપમાં તપેલાં અંગવાળા મહામુનિ જેવા ડોંબ (એક મ્લેચ્છ જાતિ) વૃદ્ધો હોય છે. શિયાળાનો પવન વાવાથી નિર્મળ જળનાં હાલતાં મોજાંઓની રચના વડે મનોહર અને તેમાં વિચરતા મત્સ્યોના પુચ્છના અફળાવાથી ઊછળતાં અને મોતીની કાંતિ જેવાં જલબિન્દુઓથી અલંકૃત સરોવરો દેખાય છે. સાધુ ભટ્ટારકોને વર્ષાકલ્પ પૂર્ણ થયો છે અને એકાંત અશરણ સંસારભાવના વગેરે ગહન મહાદુઃખોનો વિનાશ કરનાર અને સ્વાધ્યાય ધ્યાનમાં જ માત્ર તલ્લીન એવા તેઓ આ ઋતુમાં ઠંડી સહન કરી રહેલા છે.

આ શિશિર ઋતુમાં, પરમાંસના પિંડથી પુષ્ટ થયેલ શિયાળ અને શ્વાન સિવાય, ઠંડા પવનથી કોણ નથી ખવાયો ?



# પ્રકરણ અઢારમું

## લગ્ન અને સ્વદેશાગમન

### જોષીએ કહેલો લગ્નયોગ

* ૨૭૩. આવા આ શિયાળાના કાળમાં કુવલયમાળા અને કુવલયચંદ્ર સુખપૂર્વક રહેલાં હતાં ત્યારે કોઈ એક દિવસ રાજાએ જ્યોતિષીને બોલાવ્યો અને પૂછયું, "કુવલયમાળાના લગ્નના સમયની ગણતરી કરી કે નહિ ?" તેણે કહ્યું, "દેવ ! તે દિવસ ગણતાં આ પ્રમાણે શોધેલું છેઃ તેના જન્મનક્ષત્રનો ચંદ્ર ઉપચય (પુષ્ટિ) કરનાર છે. સૂર્ય સુવર્ણ આપનાર છે. બૃહસ્પતિ પુત્રનો લાભ કરનાર છે. બુધ ભોગ આપનાર છે. મંગળ કુટુંબવિજય કરનાર છે. શુક્ર શાંતિ કરનાર છે. શનિ ભૂમિલાભ કરનાર છે. વળી, ઉત્તરાયણ નિવૃત્ત થયું છે. લગ્ન બળવાન છે. બધા ગ્રહોની દૃષ્ટિ સૌમ્ય છે. પાપગ્રહોની દૃષ્ટિ ક્ષીણ છે. ગર્ભાદાનને પીડા કરાતી નથી. જન્મનક્ષત્ર ઉપદ્રવથી રહિત છે. જન્મ પીડા વગરનો છે. સારાં કર્મનો નિત્યયોગ છે. એકસો ને આઠ જ્યોતિષીઓ કદાચ મળે તોપણ આ લગ્નયોગની વિરુદ્ધ કહી શકશે નહિ. જો આ યોગ ચૂકયા તો બાર વરસની અંદર આવો શુભયોગ નહિ મળે. આ ફાગણ મહિનાની શુકલ પક્ષની પંચમી, બુધવાર, સ્વાતિ નક્ષત્ર, રાત્રિનો પ્રથમ પહોર વીતી ગયા પછી અને બીજા પહોરની ચાર ઘડી પૂર્ણ થયા પછી, પાંચમી ઘડીની પોણા બે નાલિકા અને કર્ષ સંપૂર્ણ થયા પછી, સિંહલગ્ન વીતી ગયા પછી કન્યાલગ્ન ચાલતું હોય ત્યારે તે શુભ લગ્નસમયે હું જ્યારે શંખ ફૂંકું ત્યારે જો કન્યાને પરણાવવામાં આવે તો તેનો ભર્તાર દીર્ઘાયુ થાય, દીર્ઘકાલ તે સૌભાગ્ય ભોગવે, પતિને વશ કરનારી બને, કરોડ પ્રમાણ ધનપ્રાપ્તિ થાય, પૃથ્વીમાં સૌથી ઉત્તમ એવો પુત્ર થાય, ભોગ ભોગવનારી બને, પાછળથી ધર્મભાગિની બને અને પ્રથમ ભર્તારનું મરણ થાય. આમાં કશો ફેરફાર નથી." આ પ્રમાણે જ્યોતિષીએ કહ્યું એટલે રાજાએ પણ 'તથાસ્તુ' એમ કહી સ્વીકાર કરી અને 'કલ્યાણ' એમ કહી કુમારને તે નિવેદન કર્યું કે "હે વત્સકુમાર ! પોતાનાં પૂર્વજન્મનાં વિજ્ઞાન, સત્ત્વ, સ્વભાવ આદિ ઉપાર્જન કરનાર કુવલયમાળાએ તમને અહીં ઘણા સમય સુધી વિયોગદુઃખ કરેલું છે. તો હમણાં આ પંચમીના દિવસે પરમકલ્યાણ મંગળપૂર્વક, ગુરુના આશીર્વાદ સાથે, દેવતાઓના પ્રભાવ સાથે, તે બાળાના હસ્ત સાથે તમારો હસ્તમેળાપ કરો." કુમારે કહ્યું, "જેવી મહારાજની આજ્ઞા." એ પ્રમાણે કુવલયમાળાને પણ નિવેદન કરવામાં આવ્યું. એટલે હૃદયના પ્રિયતમના સંગમનું સુખ આપનાર વચન સાંભળવાથી હર્ષવશ ઉલ્લાસ પામતાં રોમાંચ કંચુકવાળી અને કમળની

નાળ જેવી શોભતી કોમળ બાહુલતાવાળી તેનું લાંબા સમયના પ્રામાણિક મનોરથોથી પૂર્ણ થતું હૃદય ઔત્સુકય ભુવનમાં પણ સમાતું નહોતું.

### લગ્નની તૈયારી

ત્યાર પછી તે રાજકુળમાં કેવાં કેવાં કાર્યો પ્રવર્તવા લાગ્યાં ? ધાન્યો ખંડાવા લાગ્યાં. સખીઓ ધાન્યનાં ફોતરાં કાઢી સાફ કરવા લાગી. મીઠાઈઓ તૈયાર થવા લાગી. ભોજન યોગ્ય પદાર્થો એકઠા કરાવા લાગ્યા. કુંભારોને બોલાવવામાં આવ્યા. માંચડાની શાળ કરાવાય છે. ધવલગૃહોને સુશોભિત કરાય છે. વરવેદિકા રચાવાય છે. ચંદરવા બંધાય છે. રત્નોની પરીક્ષા કરાય છે. અર્ઘ્યો અર્પણ કરાય છે. હાથીઓ અપાય છે. રાજલોકને નિમંત્રણ કરાય છે. ખેપિયાઓને મોકલાય છે. બંધુવર્ગને પૂછવામાં આવે છે. ભવનની અંદર સુશોભનો તૈયાર કરાય છે. ભીંતો સફેદ રંગાય છે. ચાંદીના પદાર્થો ઘડાવાય છે. યવાંકુરો રોપાય છે. દેવતાઓને નમન કરાય છે. નગરમાર્ગો સાફ કરાય છે. કાપડ ફડાય છે. સુતરાઉ વસ્ત્રો સીવાય છે. ધ્વજાઓ તૈયાર કરાય છે. મનોહર ચામરોની રચના કરાય છે. સર્વથા—

તે નગરમાં એવો કોઈ પુરુષ નથી કે એવી કોઈ સ્ત્રી નથી કે જે કુવલયમાળાના વિવાહપ્રસંગે હાંફળાંફાંફળાં અર્થાત્ કાર્યવ્યગ્ર ન બનેલાં હોય. નગરમાં એવો કોઈ પુરુષ નથી કે જેના હૃદયમાં કુવલયચંદ્ર ન હોય અને એવી કોઈ નારી નથી કે જેના હૃદયમાં કુવલયમાળા ધારણ કરાઈ ન હોય.

### લગ્નવિધિ

૬ ૨૭૪. એવી રીતે વિવાહ–મહોત્સવના કાર્યમાં રોકાયેલા લોકોને માટે તે દિવસ આવી પહોંચ્યો. તે કેવો હતો ?

જાણે અમૃતના રસાસ્વાદથી વૃદ્ધિ પામેલા શરીરવાળો, સુવર્ણનો બનાવેલો હોય તેવો અને સૌભાગ્યથી નિર્મિત હોય તેવો તે દિવસ આવી પહોંચ્યો. તે દિવસે કુવલયમાળાની માતાએ કુમારને જમાઈ થયેલો હોવાથી અત્યંત સ્નેહના રસના ઊછળતા રોમાંચપૂર્વક શ્વેત જળથી સુંદર રીતે સ્નાન કરાવ્યુ. પછી સિદ્ધાર્થ, અક્ષતથી યથાવિધિ સ્વસ્તિક–મંગળનું અવતારણ કર્યું. પછી પોતાના વંશ, કુલ, દેશ, વેશ અનુસાર શાસ્ત્રમાં કહેલી વિધિવાળાં મંગળકૌતુકો કર્યાં. સ્નાન કર્યા પછી કુમાર પવિત્ર, ધોયેલાં, ઉજ્જવળ બે વસ્ત્ર પહેરીને, શરીરે શ્વેત ચંદનનું વિલેપન કરીને, ગોરોચન તથા સિદ્ધાર્થનું તિલક રચીને, ગળામાં ખભા ઉપર શ્વેત પુષ્પની સુગંધી પુષ્પમાળા લટકાવીને મહેન્દ્રે બતાવેલા માર્ગે અનુસરતો વિવાહમંડપે પહોંચ્યો. કુવલયમાળા પણ કરવા યોગ્ય સર્વ કાર્યો કરી, શ્વેત ઝીણાં વસ્ત્રો પહેરી, મંગળસૂત્ર અને મોતીના હારથી શોભતા શરીરવાળી વેદીમૂલ પાસે આવી.

ત્યાર પછી બરાબર વેળાએ લગ્નયોગ પ્રાપ્ત થતાં અગ્નિહોમ શાળામાં અગ્નિ લાવવામાં આવ્યો. ક્ષીરવૃક્ષનાં ઇંધન તથા ઘીથી અગ્નિ પ્રગટાવીને, સર્વ કુળના વડીલો અને મોટાઓની સાક્ષીએ, રાજાની હાજરીમાં, અધ્યક્ષાગ્રમાં બેઠેલા વેદશાસ્ત્રના પારગામી અનેક

બ્રાહ્મણો તથા આમંત્રિત લોકપાલો સમક્ષ, દૃઢવર્મ રાજાનું નામ ગ્રહણ કરવાપૂર્વક, અંજલિમાં અક્ષત લઈને, કુવલયમાળાની કરઅંજલિ સમર્પણ કરવામાં આવી. કુમારે તે ગ્રહણ કરી. બંનેની હથેળી એકઠી કરી અંજલિપુટની રચના કરવામાં આવી (અર્થાત્ હસ્તમેળાપ થયો) ત્યારે સૌભાગ્યવતીઓ ધવલમંગળ ગીતો ગાવા લાગી. વાજિંત્રો વાગવા લાગ્યાં; શંખો ફુંકાવા લાગ્યા; ઝાલરો વાગી; બ્રાહ્મણો મંત્રપાઠ બોલવા લાગ્યા; મહાસામંતો જયજયકાર કરવા લાગ્યા; કુળની વડીલ સ્ત્રીઓ આશીર્વાદ આપવા લાગી; મંગળ પાઠ બોલનારા ગણાચાર્યો તે તે કાર્યોમાં રોકાઈ ગયા. એવી રીતે બ્રાહ્મણોએ હવન કરવાનું શરૂ કર્યું. પછી "ઈક્ષ્વાકુ વંશમાં થયેલા ચંદ્રવંશના કુળના અલંકાર જેવા મહારાજાધિરાજ દૃઢવર્માના પુત્ર કુમાર કુવલયચંદ્રને વિજયસેન રાજાની આ પુત્રી કુવલયમાળા અર્પણ કરવામાં આવી." એ પ્રમાણે સકલ ત્રૈલોકયના સાક્ષીભૂત લોકપાલ ભગવંતોએ સાંભળ્યુ. "સુર, અસુર, મનુષ્ય, તિર્યંચ લોકને જોનાર આ અગ્નિની સાક્ષીએ આ અક્ષત-અંજલિ, હે ભગવંત! તમે સ્વીકારો." એ પ્રમાણે પ્રથમ મંગળફેરા ફરાયા. બીજા મંગળફેરા વખતે અક્ષતની અંજલિ નાખવામાં આવી. લોકપાલોને બોલાવ્યા. ત્રીજા મંગળફેરા વખતે તે જ પ્રમાણે કરીને દેવા યોગ્ય દીધું. એ જ રીતે ચોથા મંગળફેરા વખતે 'જય હો! જય હો!' એમ બોલતી વૃદ્ધ દેહવાળી કુલવૃદ્ધાઓ પણ હર્ષથી બાહુલતા ઊંચી કરી નાચવા લાગી. કુવલયમાળાની માતા પણ ઉતાવળી ઉતાવળી બાહુલતા વાળતી હતી ત્યારે સુવર્ણમણિના વલયના મધુર શબ્દો સંભળાઈ રહ્યા હતા અને તાલવશ પગ માંડવાથી શોભતી તે ધીમે ધીમે ચાલતી હતી. બીજી સ્ત્રીઓ પણ મદવશ બની ઘૂમરીઓ દેતી હતી અને સ્ખલના પામતા ચરણના મણિનૂપુરના રણકારથી શોભતી ઇચ્છા પ્રમાણે નાચવા લાગી હતી અને 'જય! જય!' બોલતી શબ્દ વડે દિશામાર્ગો પૂરતી હતી. હાથની અંજલિમાં છોડેલાં, વિવિધ પ્રકારનાં વર્ણવાળાં તથા ગંધમાં લુબ્ધ ભ્રમરશ્રેણીથી મુખર એવાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ અદૃશ્ય રીતે થઈ. વળી—

મનોહર સુમંગળ ગીતો ગવાઈ રહ્યાં હતાં, સુંદર વસ્ત્રાભૂષણ સજી વિલાસિનીઓ નૃત્ય કરતી હતી, આનંદમાં મહાલતો વામનવર્ગ સુહાસ્ય કરતો હતો, પ્રયત્નથી વગાડાતાં વાજિંત્રોના શબ્દો સાંભળી ખોડાઓ નૃત્ય કરતા હતા, નૃત્ય કરતા ખોડાઓની મંડળીના તાળીના શબ્દો સંભળાતા હતા, તાળીના શબ્દો સાંભળી જનસમુદાય એકઠો થયો હતો, એકઠા મળેલા જનસમૂહનો કલરવ સંભળાતો હતો, કલરવ સંભળાવાથી હર્ષ ફેલાતો હતો, હર્ષ ફેલાવાથી મલ્લો ખોંખારા કરતા હતા, ખોંખારા કરતાં મલ્લોના કચ્છનો અગ્રભાગ લટકી રહ્યો હતો, લટકતો અગ્રભાગ વિલાસ કરતો ડોલી રહ્યો હતો, ધીમી ગતિથી ચાલતા અને તાલ દેતા મલ્લોના કચ્છનો અગ્રભાગ વિલાસ કરી રહ્યો હતો, વિલાસપૂર્વક તાલ દેતાં અને હાથ અફળાતાં શબ્દ ફેલાતો હતો, શબ્દ ફેલાવાથી આકાશ પૂરાતું હતું.

વાજિંત્રોના ગંભીર શબ્દ તથા શંખ ફૂંકાવાના શબ્દથી જાણે સમુદ્રનાં મોજાંઓ સંભળાતા હોય તેમ વિવાહના વધામણાં થયાં.

વધામણાં થતાં હતાં ત્યારે શું થયું? સન્માન કરવા યોગ્યનું સન્માન, પૂજનીયની

પૂજા, સંતોષવા યોગ્યને સંતોષ, શણગારવા યોગ્યને શણગાર કરવામાં આવ્યાં. આશ્રિતજનોને દાન આપવામાં આવ્યુ, રાજાઓને ભેટણાં આપવામાં આવ્યાં. ગુરુઓને નિમંત્રણ કરાયુ. ગ્રામજનોને સંતોષવામાં આવ્યા. અંતઃપુરની સ્ત્રીઓને અર્પણ કરવામાં આવ્યુ. નગરના લોકોને મોકલવામાં આવ્યું. તદુપરાંત દીન, યાચક, દરિદ્ર, દુઃખી, આશ્રિત વગેરેને ઇચ્છા પ્રમાણે પુષ્કળ ધન આપવામાં આવ્યુ. 'આપો, દો, લો, ગ્રહણ કરો, નાંખો, સ્વીકારો, માગો, બોલો, ઇચ્છા પ્રમાણે લઇ જાવ' એ પ્રમાણે કોલાહલ આકાશ સુધી થયો.

સખીઓનો વિનોદ

* ૨૭૫. ત્યાર પછી, વધામણાં પૂર્ણ થયાં. પછી, દેવસમુદાયની પૂજા કરીને, ગુરુવર્ગની સાચી રીતે આરાધના કરીને, સર્વથા તે સમયે કરવા યોગ્ય સર્વ કાર્યો કરીને કુમારના વાસગૃહમાં મહામૂલ્યવાન શય્યા તૈયાર કરવામાં આવી. જેમ કે—

રત્નથી નિર્માણ કરેલી હોવાથી શોભાવાળી, મુક્તાફળની સેરોને લીધે સુંદર અને ધવલ, ક્ષીરસમુદ્રના મોજાં જેવી તથા શ્રેષ્ઠ વિદ્રુમના વર્ણવાળી તે શય્યાની રચના કરવામાં આવી.

મહાસમુદ્રના કિનારા જેવી તે શય્યામાં રાજહંસયુગલ જેવું આ કુમારદંપતી બેઠું અને આરતી વગેરે મંગળ કૌતુકો કરવામાં આવ્યાં. દંપતીને ખોટા ખોટા વ્યાકુળ કરવા માટે હાસ્ય અને મશ્કરી કરતાં નયનયુગલવાળો સખીવર્ગ કેટલોક વખત ત્યા રોકાઈને સ્વેચ્છાએ જવા માટે તયાર થયો. જેમ કે—

ખોટાં કાર્યનાં બહાનાં બતાવીને, વ્યાકુળ બનાવીને, મધુર સંલાપનાં વાક્યો સંભળાવીને, એકબીજાને આંખ વગેરેના ગુપ્ત ઇશારાઓ કરીને સખીવર્ગ ત્યાંથી જવા માટે નીકળવા પ્રવૃત્ત થયો. ત્યારે કુવલયમાળાએ કહ્યું, "અરે પ્રિય સખીઓ ! મનમૃગલીની જેમ મને એકલી મૂકીને ચાલી ન જશો." ત્યારે સખીઓએ કહ્યું, "હે પ્રિય સખી ! અમે પણ લાંબે કાળે એકલી જ પડવાની છીએ." કુવલયમાળાએ કહ્યું, "રોમાંચ, કંપ, પ્રસ્વેદ, તાપવાળી અવસ્થામાં મને મૂકીને, હે પ્રિય સખીઓ ! તમે ચાલી ન જશો." સખીઓએ કહ્યું, "આ તારો પતિ જ વૈદ બનીને જ તારા તાપ વગેરેને દૂર કરશે."

પ્રણયકલહ

* ૨૭૬. આ પ્રમાણે સખીઓએ કહ્યું ત્યારે લજ્જા અને ભયથી કંપતા પયોધરવાળી તે 'હું પણ જાઉં છું' એમ બોલતી ચાલવા લાગી. ત્યા તેનું ઉપરનું અર્ધવસ્ત્ર પકડતાં કુમારે કહ્યું, "ક્યા જાય છે?" તેણે કહ્યું, "છોડો. સખીઓની સાથે જાઉં છું." કુમારે કહ્યું, "તું જા, હે સુંદરી ! તું જા. અત્યારે તને જનારને વળી કોણ રોકનાર છે ? પરંતુ મારી એક વાતનો ખુલાસો કરીને જા. મારુ જે તેં લીધું છે તે મને પાછું આપી દે." ત્યારે તેણે ગભરાતાં કહ્યું, "મેં વળી તમારુ શું લીધું છે?" કુમારે કહ્યું, "તારા ચિંતામણિ રત્ન માટે કરંડક સમાન અને વિજ્ઞાન તથા બુદ્ધિથી ભરેલું મારું હૃદય તેં ચોરી કરીને હરી લીધું છે. તે જ્યા સુધી પાછું નહિ આપે ત્યાં સુધી નહિ જઈ શકાય."

તેણે કહ્યું, "હૃદય હોય કે ગમે તે બીજી વસ્તુ હોય તેનુ મેં હરણ કર્યું છે કે નહિ તેનો આ વાતમાં સાક્ષી કોણ? પરોક્ષ બનેલી ક્રિયામાં એક માત્ર વચનનું જ પ્રમાણ ચાલતું નથી." કુમારે કહ્યુ, "આ તારી સર્વ સખીઓ મારે માટે પ્રમાણ છે." તેણે કહ્યું, "હે સુભગ! તો તમે તેને બોલાવી લાવો, એટલે એ તમને ઉત્તર આપશે."

કુમારે વિચાર્યું કે "મેં આ સુંદર યુક્તિ કરી. વળી એણે પણ એ જ વ્યવહાર માન્ય રાખ્યો છે." એ પ્રમાણે તે વિચારતો હતો ત્યારે તેણે કહ્યું, "એમાં શું વિચારો છો? પ્રિય સખીઓને બોલાવો એટલે હું એને જવાબ આપું. નહિતર મને છોડી દો." કુમારે કહ્યુ, "સુંદરી! તું જા નહિ. તારી પ્રિય સખીઓને બોલાવું છું." એમ કહી તેઓને બોલાવવા બૂમ પાડી. એટલે 'શી આજ્ઞા કરો છો?' એમ બોલતી તે પાછી આવી. તેઓએ કહ્યું, "કુમાર! અમારુ શું કામ પડયુ? "કુમારે કહ્યુ, "અમારે વિવાદ પડયો છે." તેમણે કહ્યું, "કેવો? પૂર્વપક્ષ કોણે ઊભો કર્યો છે?" કુમારે કહ્યું, "આ તમારી સખી જવા લાગી ત્યારે મેં કહ્યું, 'હૃદય અર્પણ કરીને જા.' એમ કરીને મેં એને રોકી છે એણે મારું હૃદય ગ્રહણ કરેલુ છે એમાં તમે સાક્ષી છો." સખીઓએ કહ્યુ, "પ્રિય સખી! પ્રિય સખી! શું આ પૂર્વપક્ષ બરાબર છે?" તેણે કહ્યું, "હા, આટલો જ વિવાદ છે." તેઓએ કહ્યું, "અહો, આ તો મોટો વિવાદ છે. એટલે એનો નિકાલ તો શ્રી વિજયસેન રાજા અને નગરના આગેવાનોની સમક્ષ જ કરી શકાશે." કુવલયમાળાએ કહ્યું, "તમે જ મોટું પ્રમાણ છો. માટે એમનુ મેં કંઇ ગ્રહણ કર્યું હોય તો કહો." કુમારે કહ્યું, "સુંદર, સુદર. તમે કહો તે પ્રમાણ છે. માટે કહો, વળી, તમે એનો અથવા હું વિદેશી છું એમ સમજીને મારો પક્ષપાત ન કરશો. કામદેવ અને ગુરુના સમ ખાઇને જે સત્ય હોય તે કહો." તેઓએ કહ્યું, "અમે સ્પષ્ટ કહીએ છીએ, તો તમે સાંભળો. એમણે તારુ પ્રિય હૃદય હરણ કર્યું છે અને તારુ એમણે હરણ કર્યું છે. માટે તમારું જુગારી અને ચોરનુ પરસ્પર જે થતું હોય તે થાવ." એટલું કહેવાતા જ તેણે પોતાનુ અર્ધું વસ્ત્ર પાછું ખેંચી લીધુ અને કહ્યુ, "કુમાર? તમે પણ ચોર છો." એમ કહ્યુ એટલે કુમારે પણ કહ્યું, "તું પણ ચોર છે." એમ બોલતા વિવાદ વધ્યો. પછી શું થયુ? જેમ કે—

"આ ચોર પકડાયો છે માટે તે બંધનને યોગ્ય છે." એમ કુમારે કહ્યું એટલે તરત જ તેણે પણ કહ્યું, "તમે પણ મારા ચોર છો" એ પ્રમાણે બંને પરસ્પર વિવાદ કરતા હતા ત્યારે સખીઓએ કહ્યુ, "અરે, સાક્ષી સમક્ષ અઘટિત ન બોલ. અમે જે કહીએ તે કર." તેમને કહેવાયું, "જે કંઈ સત્ય હોય તે બરાબર કહો." સખીઓએ કહ્યુ, "જો અમને પ્રમાણભૂત ગણે તો અમે કહીએ." તેણે કહ્યું, "પ્રમાણ, પ્રમાણ" સખીઓએ કહ્યું, "જો પ્રમાણ છે તો સાંભળ. હે ભોળી! તેને તું હૃદય અર્પણ કર, અને હે કુમાર! તમે તેને અર્પણ કરો. પરસ્પર એકબીજાનાં હૃદયદાન પ્રાપ્ત કરીને શાંતિ મેળવો." આટલુ માત્ર કહેવાતાં જ કુમારે કહ્યું, "હે સતનુ! જો આ મધ્યસ્થો તને પ્રમાણ હોય તો આ તારું હૃદય ગ્રહણ કર એમાં વિચાર ન કર. અને મને મારુ હૃદય આપ." એ પ્રમાણે બોલીને

કુમારે તેને આલિંગન કર્યું. એમ કર્યું એટલે મહાકોપથી ફફડતા હોઠવાળી અને વિલસતી કુટિલ, મનોહર, ચંચળ ભ્રુલતાવાળી તેણે કહ્યું, " ઓય મા ! ખોટું કરીને કપટ કરવામાં પંડિત જેવી, નટનાં ટોળાં જેવી અને દુર્જનના સમુદાય જેવી આ સખીઓએ અજાણ્યા શીલ અને સ્વભાવવાળા અને અહિતકારી એવા આની સાથે આલિંગન અપાવરાવ્યુ." એમ બોલીને તે પરાભવ પામી હોય તેમ મુખ ફેરવી ઊભી રહી ત્યારે સખીઓએ કહ્યું, "હે સુતનુ! તું કોપ ન કર. આમાં વળી શું કરી શકાય ? આ મદનમહાધર્મ વ્યવહાર તો આવો પ્રગટ નિષ્કરુણાવાળો જ હોય છે તેથી અત્યારે જે વ્યવહાર થયો છે તે સુંદર થયો છે." તેણે કહ્યું, "સુંદર નથી થયો." ત્યારે સખીઓએ કહ્યું, "તો પછી બીજો સુંદર ગોઠવીએ." તેણે કહ્યું, "આ અત્યારે જે ગોઠવણ કરી છે તેની સાથે મારે કંઇ કામ નથી." સખીઓએ કહ્યું, "હે કુમાર! આ અમારી મુગ્ધ બાળાને કપટથી ઠગશો નહિ. તમે એને જે આપ્યું હોય તે અત્યારે પ્રગટ કરો." કુમારે કહ્યું, "જો આપીને તેને પશ્ચાત્તાપ થતો હોય તો તેમાં મારો દોષ નથી. માટે તે પોતાનું આલિંગન પાછું લઇ લે " એમ કહીને કુમારે નવીન સભર સ્નેહને આશ્રય આપતી એવી તેને દૃઢ આલિંગન આપ્યુ. એટલે સખીઓએ હસીને કહ્યું, " અહો, આવા પ્રકારનો આ ધર્મયુક્ત કલહ કે જેમાં આવા પ્રકારના ગૂઢ વ્યવહાર પ્રગટ કરાય છે. અહો, અત્યંત સુંદર, શિષ્ટ વ્યવહાર અને જવાબ આપનાર પણ ચતુર છે."

### મિલનની રાત્રિ

૨૭૭. ત્યાં રહેલા તેઓની રાત્રિ સુંદર રીતે સુખપૂર્વક પસાર થઇ. તેટલામાં કર્ણપ્રિય પટુ ઢોલ વાગવાથી ઉત્પન્ન થયેલ પડઘા વડે ક્ષોભિત અને મંદિરના ઉદ્યાનની વાવડીમાં રહેલાં મુગ્ધ કલહંસ અને સારસ પક્ષીના મધુર કંઠથી ઉત્પન્ન થયેલ કલરવથી મિશ્રિત એવો પ્રાભાતિકનો વાદ્યશબ્દ સંભળાયો. મંગળપાઠકોએ પ્રાભાતિક મંગળ ગાયુ. મંગળ ગીત ગાનારી નારીમંડળીએ ધવલમંગળ ગીતો ગાયાં. ત્યાં વારાંગનાઓ આવી પહોંચી. મુખ ધોવાનુ અને દંતશુદ્ધિનું કાર્ય પતાવ્યુ. ભાજનમાં જડેલ અરીસો બતાવવામાં આવ્યો. તેમાં મુખચંદ્રનું દર્શન કર્યું. ત્યાં તો મંગળ ગીત ગાનારી નારીઓએ નિર્મળ દર્પણ આપ્યું. વળી, દહીં યુક્ત સુપાત્ર, નંદાવર્ત અને અક્ષત આપ્યાં. ગોરોચન લેપ તૈયાર કર્યો. શ્વેત સરસવથી કુમારના કપાળમાં તિલકની રચના કરવામાં આવી. પછી દેવાધિદેવને પ્રણામ કર્યા. પછી મધ્યાહ્ન સુધીનો સમય વિવિધ કળા, કૌશલ, વિજ્ઞાન, જ્ઞાન, શાસ્ત્રના અર્થ અને કથા વગેરેમાં પસાર કર્યો. પછી ઇચ્છા પ્રમાણે ભોજન કર્યું. ફરી તે જ ક્રમે રાત પડી. તે રાત્રે કોઇક તેવા વિદગ્ધ પ્રયોગાન્તરથી કંઈક કૌતુક ઉત્પન્ન કર્યું. વિશ્વાસ ઉત્પન્ન કર્યા પછી સ્વાભાવિક અંગેઅંગના સ્પર્શનો રસ અનુભવતાં ચુંબન કર્યું. જાણે સુવર્ણના બનાવેલ નાળ જેવા કોમળ બાહુદંડની હથેળી નીવિસ્થાન તરફ લંબાવી. પછી આવશ્યક ક્રિયા કરી શયનથી ઊભો થયો. તેવી રીતે બીજી રાત પણ પસાર થઇ. તે જ ક્રમે ત્રીજી રાત્રિ આવી ત્યારે અનુરાગ વૃદ્ધિ પામતો હોવાથી નિર્ભર હૃદયવાળાં

તેઓ થયાં. એ ત્રીજી રાત્રે તેઓ એકબીજાનાં વિશ્વાસુ બની લજ્જત, ભય, હર્ષ સાથે સુખ ઉત્પન્ન કરતાં પ્રયોગ વડે કંઇ પણ કાર્ય કર્યું. કેમ કે–

યુવતીઓના મનને મોહિત કરનાર, મૂઢ એવા સર્વ જીવોને મોહ પમાડનાર એવી કામક્રીડા પશુઓ પણ કરે છે. માત્ર દિવ્ય ભાવવાળાઓએ જ તેનો પરિહાર કર્યો છે.

યુવતીવર્ગના મનને મોહિત કરનાર એવો તે પ્રસંગ પૂર્ણ થયા બાદ વધામણાંઓ કરાયાં. મોટાં દાન અપાયાં.

સમુદ્રવર્ણન

* ૨૭૮. એવી રીતે કરવા યોગ્ય કાર્યો કરીને કોઇક દિવસે તેઓ હિમગિરિ જેવા પ્રાસાદ ઉપર આરૂઢ થયાં. અગાસીમાં જઇ તેમણે વિજયનગરીના દક્ષિણ કિનારા પર આવેલો ઊછળતો મહાસમુદ્ર જોયો. તે કેવો હતો? જેમ કે–

આકાશ જેવો વિશાળ, ચાંદીના ઉજળા કરેલા પાત્ર જેવો ધવલ, કષ્ટથી પાર જઇ શકાય તેવા દૂરના કિનારાવાળો અને ક્ષીરસમુદ્રના બિંબ જેવો તે હતો.

કોઇક જગ્યાએ ચતુર મત્સ્યોના પુચ્છ અફળાવાથી જળ ઊછળતાં હતાં; કોઇક જગ્યાએ કાચબાની પીઠ ઉપર રહેલા ચમકતાં વિદ્રુમપલ્લવ પથરાઇ રહેલાં હતાં; કોઇક જગ્યાએ જોતાં ભય લાગે એવા મગરના નખમાં છીપસંપુટો વળગી રહ્યા હતા; ક્યાંક મોટા મગરમચ્છ અને બીજાં જળચર પ્રાણીઓ રૂપી કરવત વડે મત્સ્યો ચિરાતાં હતાં. ક્યાંક અત્યંત મુશ્કેલીથી પકડાય એવાં જળચરોએ પકડેલાં અને વિવશ બનેલાં વનચર પશુઓનું હરણ કરાતું હતું; ક્યાંક ઉજ્જવળ શંખો અને ચમકતાં રાજરત્નોની કાંતિ વડે રમણીય; ક્યાંક ફૂટેલાં છીપોના સંપુટમાંથી નીકળેલાં ચળકતાં મોતી વડે ઉજ્જવળ; ક્યાંક જળમાં વૃદ્ધિ પામેલા જળવિદ્રુમ વૃક્ષોના ગહનને લીધે લાલ શોભા ધારણ કરાતી હતી; ક્યાંક નાના તંતુઓ લપેટાવાથી વનહાથીઓ તણાઇ જતા હતા; ક્યાંક મરકતમણિના શિલાતલ પર બેઠેલાં વિવિધ રંગવાળાં મત્સ્યયુગલો દેખાતાં હતાં; ક્યાંક જળહાથીના દંતૂશળ વડે જળમનુષ્યો ભેદાતાં હતાં; ક્યાંક ઊંચાનીચા થતા મહાભુજંગની ભયંકર ફણાઓની રચના વડે ભયંકર; ક્યાંક જળમનુષ્ય યુવાન દંપતીની સુરતક્રીડાની ચેષ્ટાથી ઊછળેલાં મોજાંથી વ્યાપ્ત; ક્યાંક સ્નાન કરવા માટે જળમાં અવગાહન કરતા દિશાગજોના કુંભસ્થળમાંથી ગળતા મદજળનાં બિન્દુઓમાંથી ટપકતો રસ ફેલાવાથી પાણીની સપાટથી પર પડેલા ચંદ્રકોથી શોભતા જળવાળો તે સમુદ્ર હતો. વળી–

* ૨૭૯. ફેલાતા પવનના વેગથી ક્ષોભ પામેલાં મોજાંના તરંગોમાં વહેતા તંતુ વડે નિયંત્રિત સમગ્ર મત્સ્યોના આઘાતના વેગથી ઊછળતા જળ વડે શંખોના થયેલા શબ્દ અને તેના પડઘાના અનુસારે આવેલા સર્પોએ દાઢમાંથી ઓકેલા ઝેરની જાળથી તે સમુદ્ર વ્યાપ્ત હતો. જળહાથીઓએ રોષથી ભેદેલા અને દંતૂશળમાં પરોવાઈ ગયેલા કાચબાના નખાંકુશથી હાથીઓના કુંભસ્થળના મર્મભાગ છેદાતાં તેમાંથી નીકળેલાં મોતીઓની

કાંતિથી ભિન્ન દેખાતા માણિક્યોના કિરણથી તે મિશ્રિત દેખાતો હતો. મહામગરમચ્છની નખશ્રેણીના ઘાતના વેગથી ઊછળતી શેવાળમાં ચોંટેલાં મુક્તાફળો મેળવવાની સ્પૃહામાં એકધ્યાન બનેલી જળપરીઓના યુદ્ધથી ઊછળેલા અને પાતાળમાં ભાંગી ગયેલા માણિક્યના ટુકડા ઉપર આવવાથી જાણે નવીન કૂંપળો ઊગી હોય તેમ તે દેખાતો હતો. ફેલાયેલા જળપ્રમાણવાળા વડવાગ્નિને કારણે ક્ષોભ પામેલા સમગ્ર જંતુસમૂહના વેગ અને આવર્ત રૂપી પ્રલયમેઘના પડઘાના શબ્દથી સંતુષ્ટ થયેલ અને નૃત્ય કરતી દેવાંગનાના હુંકારના પવનથી ઊંચાંનીચાં થતાં ઉજ્જવળ મોજાંઓથી દીપતો તે વડવાગ્નિયુક્ત હતો.

નૃત્ય કરતા અને વિવિધ શોભાવાળા તરંગોમાં માછલીઓ અને મોટા મગરમચ્છો જેમાં વિચરી રહેલા છે તથા પ્રકાશવાળાં મણિરત્નો જેમાં ચમકી રહેલાં છે તેવો સમુદ્ર તેમણે બંનેએ સાથે જોયો. કિનારા રૂપી મહિલાને આલિંગન કરનાર મહાસમુદ્રને જોઈ કુવલયમાળાએ કહ્યું, "અરે, આર્યપુત્ર ! જુઓ, જુઓ ! ગાંભીર્ય, ધૈર્ય, વિશાળતા અને મહામૂલ્યવાન રત્નો ધારણ કરનાર, અમૃત ઝરનાર, તથા સામાન્યને પણ વૈભવ આપનાર આ સમુદ્ર તમારા ચરિત્રનું અનુકરણ કરે છે." કુમારે કહ્યું, "હે પ્રિયા ! તું પણ જો. પ્રગટ મુક્તાફળ રૂપી દાંત, ચમકતાં નવીન પરવાળાં રૂપી હોઠ અને કંપતા તરંગો રૂપી મધ્યભાગવાળો સમુદ્રનો કિનારો હે શ્યામા ! તારા જેવો જ છે."

**પ્રહેલિકાદિ પ્રકરણ**

* ૨૮૦. ત્યાર પછી કુવલયમાળાએ કહ્યું, "હે આર્યપુત્ર ! પંડિત પુરુષોને નિંદ્ય અને દુર્જન પુરુષોને બહુમાન્ય એવી આત્મપ્રશંસાનો વચનવિસ્તાર બસ થયો. માટે વિદગ્ધ પુરુષોએ બુદ્ધિચાતુર્યથી કલ્પેલા બીજા કોઈક વિનોદનો આશ્રય લઈએ." કુમારે કહ્યું, "હે પ્રિયા ! તેં સુંદર કહ્યું. તેમાં વિદગ્ધ પુરુષોએ વિનોદનાં કારણો આ પ્રમાણે કહેલાં છે:—

પ્રહેલિકાઓમાં વહન કરાય છે અંત્યાક્ષરી, બિન્દુમતી, અષ્ટપિટક, પ્રશ્નોત્તર, ગૂઢ ઉત્તર, પટ્ટુ, અક્ષરો ઊડી ગયા હોય, માત્રા ઊડી ગઈ હોય, બિન્દુઓ (અનુસ્વાર) ઊડી ગયાં હોય, ચોથો પાદ ગૂઢ હોય, ભણિઓવિયા, હૃદયગાથા, પોમ્હ, સંવિધાનક, ગાથાર્થ ગાથારાક્ષસ અને પ્રથમાક્ષરની રચના. બીજા પણ મહાકવિઓએ કલ્પેલા અને કવિઓને દુષ્કર એવા પ્રયોગો છે." કુવલયમાળાએ કહ્યું, "હે આર્યપુત્ર ! તમે જે આ લક્ષણ કહ્યાં તેનું શું શું સ્વરૂપ છે ?" કુમારે કહ્યું, "હે ચતુર ! સાંભળ. અંતિમ અક્ષર વહન કરનારી પ્રહેલિકા (અંત્યાક્ષરી-અંતકડી) ગોવાળો અને બાળકોમાં પણ પ્રસિદ્ધ છે અને તે જાણી શકાય છે. બાકીનીનું સ્વરૂપ સાંભળ. જેમ કે—

જ્યાં અક્ષરો હોય ત્યાં બિંદુઓ મૂકવાં, પહેલા અને છેલ્લાને છોડીને. વળી તેના અર્થ કહેવામાં આવે તે **બિન્દુમતિ** કહેવાય છે. તે આ પ્રમાણેઃ—

तं ठिं ठ ठँ ठ ठु, ठ ठ ठ ठ ठं ठि ठं ठि ठि ठु ठ ठु ठ ठि ठे ठ ।
ठ ठ ठो ठ ठ ठ ठ ठ ठं ठ ठा ठ ठि ठी ठ ठु ठ ठ ठि ॥

तमि महं वहुजणवल्लहंमि तं किं पि कुणसु सहि जेण ।
असईयण कण्णपरंपराए किती समुच्छलइ ॥

અર્થાત્ હે સખી! ઘણા જનને વહાલા એવા તેને માટે કંઇ પણ કરી છૂટ જેથી અસતીજનની કર્ણપરંપરાથી કીર્તિ ઉછળે.

બત્રીસ ખાનાં કર્યાં હોય અથવા વજ્રની બત્રીસ ગડી કરી હોય અથવા બત્રીસ કોઠિયાં ગોઠવ્યા હોય અને તે દરેકમા શ્લોકનો એક એક અક્ષર મૂકવો તે અષ્ટપિટક કહેવાય છે. અષ્ટપિટક નીચે પ્રમાણે લખવું:—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| स | मं | ल | ग | स | क | ण | र |
| प्र | नं | र्वं | र्मा | जै | ज | ति | स |
| र्वं | ग | मां | ल्यं | र्वं | ल्या | का | ण |
| धा | स | ध | र्णां | नं | य | शा | नं |

જ્યારે બુદ્ધિથી શ્લોક જાણી શકાય ત્યારે તેનો પાઠ બોલી જવો:—

सर्व-मंगल-मांगल्यं सर्व-कल्याण-कारणं ।
प्रधानं सर्व धर्माणां जैनं जयति शासनं ॥

ચતુર પુરુષને બે, ત્રણ અથવા ચાર પ્રશ્નો પૂછ્યા હોય અને એ બધાનો ઉત્તર એક જ પદમાં આવી જાય તો તેને પ્રશ્નોત્તર કહે છે. જેમકે, "જીવોનુ જીવિત શું છે? વિદગ્ધ પુરુષોને વારણ કરવામાં કયો શબ્દ હોય છે? અને જળમાં ભમરાનુ રક્ષણ કરનાર મંદિર કયું તે કહો!" જો, જાણીએ તો 'કમળ' કહેવુ. આ પ્રશ્નોત્તર પણ, હે પ્રિયા! ઘણા ભેદવાળો છે. જેમ કે એક સમાન અર્થવાળો, બીજો જુદા અર્થવાળો અને ત્રીજો વળી મિશ્ર હોય. કોઇ આલાપક હોય, કોઈ લિંગભેદવાળો હોય, કોઇ વિભક્તિભેદવાળો હોય, કોઈ કાલભેદવાળો હોય, કોઇ કારકભિન્ન હોય, કોઈ વચનભિન્ન હોય, કોઇ વળી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પૈશાચી, માગધી, રાક્ષસી, મિશ્ર, કોઈ વળી આદિ-ઉત્તર તો કોઇ બહિર-ઉત્તર હોય. આ સમગ્ર સમસ્યાઓ કહેવા માટે કોણ સમર્થ છે?

હવે ગૂઢ ઉત્તરવાળી કહું છું. પ્રશ્નમાં જ ઉત્તર ગૂઢ રહેલો હોય, બીજાને ઠગવામાં જે ચતુર હોય તે 'ગૂઢ ઉત્તર' કહેવાય છે જેમકે—

कमलाण कत्थ जम्मं काणि व वियसंति पोंडरीयाइं ।
के काम-सराणि चंद-किरण-जोण्हा-समूहेणं ॥

કમળનો જન્મ કયા? પુંડરીક (કમળ) કયા વિકાસ પામે છે? ચંદ્રકિરણ સહિત

જ્યોત્સના સમૂહ સાથે કામબાણો ક્યાં ? અહીં શ્લોકમાં જ ઉત્તર રહેલો છે. કમળનો જન્મ ક્યાં ? के એટલે પાણીમાં. પુંડરીક ક્યાં વિકાસ પામે છે ? सराणि એટલે સરોવરમાં, અને બાણો ક્યાં ? તો એને સાથે ગોઠવવાથી ઉત્તર મળશે केसराणि–કેસરાઓ.

જે પૂછવામાં આવે તેનો જવાબ આપવામાં આવે એવી પ્રગટ અને ગૂઢ રચનાને 'पट्टुट्टं' કહેવામાં આવે છે. જેમ કે, આ સર્વ કોણે કર્યું ? કોના વડે અધિષ્ઠિત થઈ દેહ વહન કરાય છે ? કોનાથી જીવો જીવે છે ? જે તને પૂછ્યું તેનો જવાબ કહે

જો જાણતો હોય તો કહે કે કોણે આ સર્વ કર્યું ? પ્રજાપતિએ. પ્રજાપતિ કોને કહેવાય ? कः એટલે આત્મા કહેવાય; क એટલે પાણી કહેવાય. માટે તેણે સર્વ કરેલું છે.

જેમાં એક અક્ષર ઓછો થાય તો શ્લેષ ઊડી જાય પણ જોડીને અક્ષર અંદર ગોઠવાય તો બરાબર થઈ જાય તે અક્ષરચ્યુત કહેવાય છે. તે આ પ્રમાણે. તાજા ધૂપની ગંધયુક્ત, દેવસમૂહો વડે સેવાતી, ગ્રીષ્મમાં પણ શિશિર માફક ઠંડક આપનાર તે વકુલાવલિ મનોહર છે. જો જાણતી હોય તો કહે. જવાબ—તે દેવકુલાવલિ મનોહર છે.

જેમાં ક્રિયાનો લોપ થાય અને માત્રાના સદ્‌ભાવથી તદ્‌ભાવ રહે તે માત્રાચ્યુત કહેવાય. એવી જ રીતે બિંદુચ્યુત પણ સમજવી.

પ્રવાસેથી પાછો આવેલો મુસાફર શરદઋતુના જળ જેવાં પ્રિયાનાં સ્વાભાવિક ઉજ્જવળ (पयइ) ચપળ અને સ્વચ્છ વચનોની તૃષ્ણાવાળો બને છે. હવે અહીં ઊડી ગયેલી इ માત્રા ગોઠવીએ ( पयइ ને બદલે पियइ ) તો શરદઋતુના જળની માફક વચનપાન કરે છે એમ અર્થ થાય. હવે બિંદુચ્યુત આ પ્રમાણે:—

અશુચિમાં અશુચિ, દુર્ગંધીમાં દુર્ગંધી, હજારો ડાહ્યાઓએ નિંદિત એવા 'જગલ' ( મદિરાનો નીચેનો પદાર્થ ) ને કોણ ખાય ? અહીં જો બિંદુ મૂકવામાં આવે તો 'જંગલ' ( અર્થાત્ માંસ ) થાય.

'ગૂઢ ચોથો પાદ' એ નામલક્ષણવાળી સમસ્યામાં પ્રથમ ત્રણ પાદમાં ચોથો પાદ છુપાયેલો હોય છે. ગૂઢ ચોથો પાદ આ પ્રમાણે—

सुण्णो भमामि एसो आसण्णं मच्चु–लिंग-पत्तो हं । कण्णं दे सुण वयण ।

શૂન્ય ભમું છું. મૃત્યુના ચિહ્નો નજીક જણાય તેવો બન્યો છું. તું કાન દે અને વચન સાંભળ.

આમાં ચોથો ગૂઢ પાદ કયો છે ? सुभए आलिंगणं देसु । હે સુભગ ! તું આલિંગન આપ.

બાકીની સમસ્યાઓનુ લક્ષણ પણ નામથી જ જાણવું. 'भणिएव्विया ' આ પ્રમાણે જાણવી.

એક બુદ્ધ ભિક્ષુકે કહ્યું કે દ્વારમાં રહીને ભિક્ષા આપ તો હે હાલિકપુત્રી ! તું શેરીમાં જલદી કેમ નીકળી ? અહીં ભિક્ષા માટે નીકળેલા ભિક્ષુએ મઠમાં આવવા સંકેત કર્યો.

'हियय गाथा' આ પ્રમાણેઃ—

વહેલી સવારે હાલિકપત્ની પ્રથમ ઘરના બારણામાંથી બહાર નીકળી ત્યારે કલંબ-પુષ્પ દેખીને દુઃખી થયેલી રડવા લાગી.

અહીં કલંબ પુષ્પ સ્થાપન કરીને પ્રિયતમે નક્કી કરેલા સંકેતનો ભંગ કર્યો એવો અર્થ છે.

'पोम्हृ' આ પ્રમાણેઃ—

હું કદાપિ શયનમાં રમી નથી. તેમજ સુજનમાં કોઇ વખત વસવાટ કર્યો નથી. નામ પણ મેં ગ્રહણ કર્યું નથી. કેમ ? કારણ કે પ્રિયતમ પરદેશ ગયા છે તેને યાદ કરું છું.

આ પ્રમાણે પણ पोम्हृ થાયઃ—

તેની સાથે જ મેં રમણ કર્યું છે. તેના વક્ષસ્થળમાં વાસ કર્યો છે. હું એને પ્રિય કહેતી હતી. એ જ મારું ભરણપોષણ કરો. ગાથાર્ધ આ પ્રમાણેઃ—

લજ્જાનો ત્યાગ કરી મને કંઠમાં ગ્રહણ કર એ તેં સાંભળ્યુ ન હતું ? ચંદ્રની જેમ કલાના સ્થાન જેવો પ્રિય અભ્યર્થના કરવા છતાં પ્રાપ્ત થતો નથી. એવી બીજી ગાથાર્ધઃ—

નયનને આનંદ આપનાર, શાંતિ ઉત્પન્ન કરનાર, કિરણો પ્રસરાવનાર (અથવા હાથ લંબાવનાર), કળાસ્થાન જેવો પ્રિય અભ્યર્થના કરવા છતાં મેળવી શકાતો નથી.

'સંવિધાનક' આ પ્રમાણેઃ—

અરે, તે નિર્લજ્જને કહેજે કે આવું પરલોકવિરુદ્ધ કાર્ય કરીને તો અંધકારવાળી ઘોર નરકમાં સંખલિવનમાં જવું પડે છે.

અહીં સંવિધાનક છે. કોઇએ પ્રાર્થના કરવા દૂતીને મોકલી ત્યારે કોપેલી નાયિકા તેને જવાબ આપે છે. પરદારગમન કરવાથી નિશ્ચિત નરકમાં ફૂટ સંબલિવનમાં ફેંકાય છે. પરંતુ અહીં તેણે સંકેત આપ્યો. પરલોક એટલે પારકું માણસ અર્થાત્ દૂતી. આ કાર્ય માટે તારે સંખલિવનમાં જવું. કયે વખતે ? અંધકાર સમયે. હે પુરુષ ! તારે ત્યાં આવવું. હું પણ ત્યા આવીશ. આ પ્રમાણે સંવિધાનક.

ગાથારાક્ષસ આ પ્રમાણેઃ—

આટલું જ માત્ર કહેતાં પથિક મૂર્છા પામ્યો.

આ પાછળનુ અર્ધું ચરણ છે. આગળનુ ચરણ કયુ ? 'તેને રાક્ષસ જેવું સર્વત્ર લાગે છે.'

'પ્રથમાક્ષરની રચના' આ પ્રમાણેઃ—

દાન, દયા અને દાક્ષિણ્યવાળી, સર્વ તત્ત્વ પ્રત્યે સૌમ્ય પ્રકૃતિવાળી અને હંસી માફક શુદ્ધ પક્ષવાળી હોવાથી તું દર્શનીય છે.





અહીં પાદના પ્રથમ અક્ષરો લેવાથી 'दासोऽहं' એ પ્રમાણે તેની અભિલાષા કરનારે લખી મોકલ્યા.

આ પ્રમાણે કહ્યા તે પ્રહેલિકાઓના પ્રકારો છે અને આ ઉપરાંત પણ બીજા ઘણા વિકલ્પો થાય છે. ચતુરમતિથી વિસ્તાર કરેલા આ તેના વિભાગો છે. તો હે પ્રિયા! આમાંથી કયા પ્રકારનો વિનોદ આપણે કરીએ?"

કુવલયમાળાએ કહ્યું, "આર્યપુત્ર! આ બધાં તો સુંદર છે. પણ હાલ તો આ વાત રહેવા દો. જો આપ કૃપા કરો તો બીજી કંઇક વિનંતી કરું." કુમારે કહ્યું, "વિશ્વાસપૂર્વક પૂછ. તને ન કહી શકાય એવું કંઇ જ નથી" કુવલયમાળાએ કહ્યું, "આર્યપુત્ર! એટલું કહો, આ પાદનો વૃત્તાન્ત તમે કેવી રીતે જાણ્યો? આ દેશાન્તરમાં તમે કેવી રીતે પહોંચ્યા? શાથી પાદ પૂર્ણ કર્યો?" કુમારે કહ્યું, "હે સુંદરી! સાંભળઃ–

**પૂર્વવૃત્તાન્તકથન**

* ૨૮૧. અયોધ્યાનગરીમાં દઢવર્મા નામના રાજા છે. શ્યામા રાણી છે. તેમનો હું પુત્ર છું. દેવતાઇ ઘોડાએ અપહરણ કરવાથી વનમાં પહોંચ્યો. ત્યાં મહાઋષિનાં દર્શન થયાં. સિંહ અને દિવ્ય પુરુષ પણ જોયા. તે મુનિએ પાંચ પુરુષના પૂર્વજન્મના વૃત્તાન્ત કહ્યા. તે આ પ્રમાણે. ચંડસોમને કોપ કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન થયો અને કૌશાંબી નગરીમાં ધર્મનંદન ગુરુ પાસે ઉપશાન્ત થયો. એવી રીતે માનભટ, એવી રીતે માયાદિત્ય, લોભદેવ અને મોહદત્ત. એ પ્રમાણે દીક્ષા લીધી, તપ કર્યું અને જિનધર્મનો પ્રતિબોધ એકબીજાએ કરવો એવો સંકેત નક્કી કરી, કાળધર્મ પામી પાંચે પદ્મવિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાં પણ ધર્મનાથ ભગવંતથી પ્રતિબોધ પામ્યા અને સમ્યક્ત્વ અંગીકાર કરી ફરી જંબૂદ્વીપમાં આવ્યા તેમાં જે લોભદેવ હતો તે અહીં ચંપાપુરીમાં વણિકપુત્ર તરીકે જન્મ્યો. પછી વહાણમાં સમુદ્રની મુસાફરી કરતાં પદ્મકેસર દેવતાએ પ્રતિબોધ કર્યો. દીક્ષા લીધી. પછી અવધિજ્ઞાની થયો. તેણે જ કહ્યું કે ચંડસોમ સિંહ થયો છે અને માનભટ તે અયોધ્યામા હું જન્મ્યો પછી મોહદત્તે એટલે કે પદ્મકેસરદેવે મારું અપહરણ કર્યું અને મને મુનિ પાસે લઇ ગયો. તે ભગવંતે આ સર્વ વૃત્તાન્ત કહ્યું. મેં સમ્યક્ત્વ તથા યથાશક્તિ દેશવિરતિનું વ્રત અંગીકાર કર્યું. ત્યાં સિંહના જીવે અનશન કર્યું. મેં ભગવંતને પૂછ્યુ, "માયાદિત્યદેવ અત્યારે ક્યાં ઉત્પન્ન થયો હશે?" ભગવંતે કહ્યું, "દક્ષિણ સમુદ્રના કિનારા પર વિજયા નામની નગરી છે. ત્યાં વિજયરાજાની પુત્રી કુવલયમાલા તરીકે ઉત્પન્ન થયેલ છે." મેં પૂછ્યુ, "હે ભગવંત! તેને સમ્યક્ત્વ પ્રાપ્ત થવામાં કયો ઉપાય હશે?" ભગવાને કહ્યુ, "તું જ તેને પ્રતિબોધ કરીશ." મેં પૂછ્યું, "ભગવંત! શું તે મારું વચન સ્વીકારશે?" ભગવાને કહ્યું, "તારે એની સાથે પરણવાનું થશે." મેં પૂછ્યુ, "ક્યા ઉપાયથી?" ભગવાને કહ્યું, "તે પુરુષદ્વેષિણીને અન્ય કોઇક મુનિવર પૂર્વભવનો સમગ્ર વૃત્તાન્ત શ્રુતજ્ઞાનના પ્રભાવથી કહેશે. તે પાંચમાંથી જ આ એક છે. અને બીજા ચાર અન્યત્ર ઉત્પન્ન થયા છે. તેમાંથી એકે જ એને પરણવાની છે. બીજાએ નહિ. એટલે ત્યારથી તેણે પૂર્વભવના વૃત્તાન્તનો સૂચક પાદ લટકાવી રાખ્યો છે. તે તું એક જ જાણે છે. બીજો કોઇ

નહિ. માટે તું જ તેને પરણીશ. વળી, પ્રીતિ અને વિશ્વાસ ઉત્પન્ન થવાથી અને અત્યંત સ્નેહ થવાથી પૂર્વજન્મનો વૃત્તાન્ત યાદ કરીને, ધર્મકથાઓ કરીને, વૈરાગ્ય સમજીને, સંસારવાસને નિંદીને, સમ્યક્ત્વની પ્રશંસા કરીને, સર્વથા તે સમયે પ્રયોગપૂર્વક એવી રીતે કરવું કે જેથી સમ્યક્ત્વ ચાલ્યુ ન જાય." ત્યારે મેં પૂછ્યુ, "ભગવંત ! પણ આ પદ્મકેસર દેવ ક્યાં ઉત્પન્ન થશે ?" ભગવંતે કહ્યું, "એ દેવ તે કુવલયમાળાનો પૃથ્વીસાર નામનો પુત્ર થશે. એને પણ તારે જ પ્રતિબોધ કરવાનો છે." એ સાંભળીને, હે પ્રિયા ! આ દેશાન્તરમાં આવ્યો છું જેથી તને પ્રતિબોધ કરી શકું. એ માટે પાદ ભેદ્યો. અહીં આ રીતે તને પરણ્યો. માટે, હે પ્રિયા ! આ પ્રમાણે સમજીને સમ્યક્ત્વ અંગીકાર કર."

**સમ્યક્ત્વ અને જિનવચનનું શરણ**

* ૨૮૨. તે વળી કેવું છે ? જેમ કે—

જેનો કિનારો દૂર હોય અને જે કષ્ટથી તરી શકાય તેવા સમુદ્રના મધ્યભાગમાં વહાણ ભાંગી જાય તો ડૂબતા પુરુષને પાટિયુ મળી જાય તો તે તેનુ શરણ છે તેવી રીતે દુઃખે કરી તરી શકાય એવા અને વિષમ દુઃખરૂપી જળવાળા સંસાર રૂપી મહાસમુદ્રમાં સમ્યક્ત્વ રૂપી પાટિયુ જ જીવને શરણ છે. ઘણા યોજનના વિસ્તારવાળા જંગલના મધ્યભાગમાં ભય પામેલા પુરુષને અણધાર્યો સાર્થ મળી જાય તેમ અનેક દુઃખો રૂપી સેંકડો, હજારો શ્વાપદોથી વ્યાપ્ત એવા સંસાર રૂપી જંગલમાં સાર્થ જેવા સમ્યક્ત્વ સિવાય જીવને બીજું કોઇ શરણ નથી.

કાંટાળાં વૃક્ષો ચારે બાજુ પથરાયેલાં હોય તેવા ગહન જંગલમાં ભૂલા પડેલા અને દેશ તથા દિશાવિભાગના અજાણ એવા મૂઢ પુરુષને જેમ સાચો માર્ગ મળી જાય તેમ લાંબા કાળથી કુશાસ્ત્રરૂપી માર્ગમાં મૂઢ મનવાળાને સિદ્ધિરૂપી મહાનગરીમા પહોચાડનાર માર્ગ હોય તો સમ્યક્ત્વ છે. જેમ મરુસ્થલીમા (રણના પ્રદેશમા) તૃષા લાગવાથી સુકાયેલા કંઠવાળા મુસાફરને માર્ગમાં શીતળ જળવાળું સરોવર મળી જાય તેમ સંસારરૂપી મરુસ્થલીમાં આશારૂપી તૃષ્ણાથી પરાભવ પામેલા જીવને સંતોષરૂપી શીતળ જળવાળું સમ્યક્ત્વ સરોવર જેવું બને છે. જેમ દુષ્કાળમા ખાવાના સાધનથી રહિત કોઇ ક્ષુધિત પુરુષને કંઇક પુણ્યયોગે અચાનક સુંદર ભોજનની પ્રાપ્તિ થાય તેમ દુષમ કાળમા સુખથી રહિત જીવને જિનવચનરૂપી અમૃતવર્ષા પ્રાપ્ત થાય છે. શિયાળાની ઋતુમા ઠંડીની વેદનાવાળો અને અંગોપાંગ સંકોચી રાખનારો જેમ સળગતો અગ્નિ દેખી શાંતિ અનુભવે તેમ સંસારરૂપી અટવીમાં કર્મરૂપી ઠંડીથી ધ્રૂજતા અને દુઃખરૂપી પવનની વેદનાથી પીડા પામતા હોય તેને અગ્નિ જેવું જિનવચન અણધાર્યું પ્રાપ્ત થાય તો તે દુઃખમુક્તિ અનુભવે છે.

દુઃસહ દારિદ્ર અને શોકથી દુઃખી કોઇ પુરુષ જેમ સહેલાઈથી પોતાની આગળ પડેલુ ચિંતામણિરત્ન મેળવે તેવી રીતે નરકાદિ દારિદ્રથી દૂષિત એવા આ દુઃખી જીવોમાં કોઇક ત્યાં જ ચિંતામણિ જેવું જિનવચન મેળવે છે. જેમ પર્વત પરથી વહેતી નદીના

પૂરથી તણાતો કોઇ પુરુષ કોઇ પણ પ્રકારે માત્ર જીવ બાકી રહેલો હોય ત્યારે કિનારાના વૃક્ષની નાની ડાળી મેળવે તેમ રાગદ્વેષ રૂપી ગિરિનદીના પ્રવાહમાં તણાતા દુઃખી જીવોમાં કોઈ પુણ્યશાળી જિનવચનનું આલંબન મેળવે છે. જેમ ભાલા, શક્તિ, બરછી, બાણ, ધનુષ્ય, શ્રેષ્ઠ ખડ્ગ વગેરે હથિયારના પ્રહારોથી વિષમ એવા સંગ્રામમાં પુરુષને બખ્તર રક્ષણ કરનાર થાય છે તેમ દુઃખોની પ્રચુરતાવાળા સંસાર રૂપી રણાંગણમાં જીવને સર્વ દુઃખોના નિવારણ સ્વરૂપ જિનવચન બખ્તર બને છે. જેમ દુઃસહ અંધકારથી ભરેલા અને પ્રકાશ નષ્ટ પામેલા ભુવનમાં કોઈ આંધળો પુરુષ સૂર્યોદય ન થાય ત્યા સુધી રોકાઈ રહે છે, તેમ અજ્ઞાન રૂપી મહાઅંધકારથી વ્યાપ્ત આ સંસાર રૂપી ભુવનમા અંધ જેવા જીવને સૂર્ય જેવા જિનવચન સિવાય જોવાનું સુખ ક્યાંથી પ્રાપ્ત થાય ?

જેમ જંગલમાં મોટી જ્વાળાવાળો દવાગ્નિ સળગ્યો હોય અને સર્વ બાળી નાખે ત્યારે વિસ્તીર્ણ સરોવર ભય પામેલાને નિર્ભય બનાવે છે તેમ મહામોહ રૂપી અગ્નિ વડે સંતાપ પામેલા જીવને સર્વાંગ સંપૂર્ણ સુખ આપનાર હોય તો માત્ર અમૃત-સરોવર જેવું જિનવચન છે. જેમ કોઇ મોટી ભેખડ તૂટે અને પ્રમાદ દોષથી નીચે ગબડતા પુરુષને કિનારે ઊગેલાં વૃક્ષનાં મૂળ કે ડાળી આલંબન થાય છે, તેમ પ્રમાદ, કષાય, વિષયાદિ દોષોથી નરકના ઊંડાણમાં ગબડતા જીવને અવલંબન હોય તો મૂળ કે ડાળી જેવા સમ્યક્ત્વનું છે. જેમ સકલ ભુવનમાં શરણ રહિત, દીન, ઉદાસીન મનવાળા પુરુષને સર્વ ભયમાં જરા પણ શરણ હોતું નથી તેમ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા રૂપી ચાર ગતિ અને સેંકડો જન્મ-મરણથી સંકીર્ણ એવા સંસારમાં જિનશાસન સિવાય બીજું કોઇ શરણ નથી.

**સર્વશ્રેષ્ઠ ધર્મ**

* ૨૮૩. આવા પ્રકારનું આ સમ્યક્ત્વ જાણીને હે પ્રિય ! શું કરવું જોઇએ ?

સમ્યક્ત્વને પાટિયાંની જેમ પકડ, પડતાંની જેમ અવલંબન કર, પાણીની જેમ એનું પાન કર, ભૂલા પડેલાની જેમ આ ઉત્તમ માર્ગને સ્વીકાર, ચિંતામણિની જેમ એને ગ્રહણ કર, કલ્પવૃક્ષની જેમ એની પાસે જા, પોતાના જીવિતથી પણ વધારે મહાન સમ્યક્ત્વને માન્ય કર.

ત્યાર પછી, હે પ્રિય, સર્વ ધર્મમાં આ જિનવચનને કેવા પ્રકારનું માનવું ?

જેમ ધાતુઓમાં સુવર્ણ, તૃણમાં ધાન્ય, ધનમાં રત્ન અને રત્નોમાં ચિંતામણિરત્ન છે, તેવી જ રીતે સર્વ ધર્મોમાં જિનધર્મ શ્રેષ્ઠ છે. જેમ વનોમાં નંદનવન, વૃક્ષોમાં ચંદનવૃક્ષ, મુનિઓમાં જિનેશ્વર, પુરુષોમાં ચક્રવર્તી છે તેવી જ રીતે ધર્મોમાં જિનધર્મ છે. જેમ નાગકુમારોમાં નાગેન્દ્ર, નક્ષત્રો અને તારાઓમાં ચન્દ્ર, અસુરોમાં અસુરેન્દ્ર છે તેવી રીતે ધર્મોમાં જિનધર્મ છે. જેમ દેવોમાં દેવેન્દ્ર, મનુષ્યોમાં નરેન્દ્ર અને પશુઓમાં સિંહ ઉત્તમ છે તેવી રીતે ધર્મોમાં જિનધર્મ છે. જેમ હાથીઓમાં ઐરાવણ, સમુદ્રોમાં શ્રેષ્ઠ ક્ષીરસમુદ્ર

અને પર્વતોમાં મેરુપર્વત છે તેમ ધર્મોમાં શ્રેષ્ઠ જિનધર્મ છે. જેમ રંગોમાં શ્વેત રંગ, ગંધોમાં શ્રેષ્ઠ સુરભિ, સ્પર્શમાં મૃદુ સ્પર્શ છે તેમ ધર્મોમાં આ જિનધર્મ શ્રેષ્ઠ છે.

વળી, હે પ્રિય ! આ જિનવરનો ધર્મ કેવો છે? જેમ કે—

જેમ અગ્નિનો શત્રુ જળ, હાથીનો શત્રુ સિંહ તેમ પાપનો શત્રુ આ જિનધર્મ છે. જેમ લાકડાનો શત્રુ અગ્નિ, મચ્છોનો વિનાશ કરનાર મગરમચ્છ, પશુઓનો શત્રુ મૃગપતિ તેમ પાપનો શત્રુ જિનધર્મ છે. જેમ સર્પનો શત્રુ ગરુડ, ઉંદરનો શત્રુ બિલાડી, બળદનો શત્રુ વાઘ છે તેમ પાપનો શત્રુ જિનધર્મ છે. જેમ આ લોકમાં અંધકારનો શત્રુ સૂર્ય, તડકાનો શત્રુ છાંયડો છે તેવી રીતે કર્મનો વિરોધી જિનધર્મ છે. જેમ તાપથી પારાનો રસ કઇ દિશામાં સમાઈ ગયો તે જાણી શકાતું નથી, તેમ જિનવચન રૂપી તાપથી તપેલું પાપ અદૃશ્ય થઈ જાય છે. જેમ નિર્દય વજ્રપ્રહારથી ભેદાયેલા પર્વતના ચૂરા થાય છે તેવી રીતે જિનવરના ઉપદેશથી પાપ પણ નષ્ટ થાય છે. અગ્નિથી બળેલા વૃક્ષને ફરી કોઈ વાર કૂંપળો ફૂટે છે, પરંતુ જિનવચન રૂપી અગ્નિથી રાખ થઇ ગયેલ કર્મની પરંપરા ટકી શકતી નથી. કેદખાનામાંથી એક વખત છૂટેલો કેદી રાજાના હુકમથી ફરીથી બેડીમાં જકડાય છે, પરંતુ જિનવચન વડે કર્મના બંધનમાંથી મુક્ત બનેલો જીવ ફરી કોઈ દિવસ બંધાતો નથી. ધૂળ અથવા રાખથી ઢંકાયેલો અગ્નિ ફરી સળગે છે, પરંતુ જિનવચન રૂપી જળથી સિંચાયેલ મોહાગ્નિ મૂળમાંથી સર્વથા નષ્ટ પામે છે.

વળી, હે પ્રિયા ! જિનધર્મ આવા પ્રકારનો જાણ ! જેમ કે—

જેમ હાથીના મસ્તકમાં મુક્તાફળ અને ફણિધરના મસ્તક વિષે મણિ હોય છે, તેવી રીતે આ અસાર સંસારમાં જિનવચન સાર છે. જેમ પથ્થરમાંથી સોનું અને દહીંમાથી માખણ ગ્રહણ કરાય છે તેમ અસાર સંસારમાં જિનધર્મ ગ્રહણ કરવો. જેમ કાદવમાંથી કમળ, કમળમાંથી મધુ અને મધુમાંથી રસભેદ ચતુર ભમરો ગ્રહણ કરે છે તેમ આ લોકમાંથી તું સમ્યક્ત્વ ગ્રહણ કર. જેમ ખાણમાં સોનું અને ખારા સમુદ્રમાં રત્નો સાર છે તેમ અસાર સંસારમાં જિનધર્મ સાર છે.

### તીર્થંકરોએ કહેલો ધર્મ

* ૨૮૪. વળી, હે પ્રિયા !

જેમ મકાનમાં દીપક અને ભુવનમાં સૂર્ય અજવાળું કરનાર છે તેમ મોહાંધકારમાં પ્રકાશ કરનાર જિનધર્મ છે. એ રીતે સર્વ અર્થોમાં મોટો અર્થ, સર્વ કામોમાં ઈચ્છવા યોગ્ય, સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ, સર્વ માંગલિકોમાં ઉત્તમ મંગલ, સર્વ પુણ્યોમાં પુણ્ય, પવિત્રમાં પવિત્ર, શુભોમાં શુભ, સુંદરમાં સુંદર, અદ્‌ભુતમાં અદ્‌ભુત, આશ્ચર્યોમાં આશ્ચર્ય, શ્રેયમાં શ્રેય, સર્વ ફળોમાં ફળ આ જિનધર્મ છે એમ જાણવું.

તેથી, હે પ્રિયા ! તીર્થંકરોએ કહેલો ધર્મ શ્રેષ્ઠ માનવો.

જેમ માંદાને વૈદ્ય ક્રિયાપૂર્વક રોગના દુઃખમાંથી મુક્ત કરે છે, તેમ જીવોનાં દુઃખો

જિનેશ્વર (ભાવવૈદ્ય) ક્રિયાઓથી દૂર કરે છે. જેમ ચોર વગેરેનો ભય પામેલા લોકોનુ રાજા રક્ષણુ કરે છે, તેમ કર્મચોરથી સર્વ જનોનું જિનરાજ રક્ષણ કરે છે. જેમ પિતા ચપળ બાળકને કૂવા પાસે જતાં અટકાવે છે તેમ જિનેશ્વર પિતા પણ ભવ્ય જીવોને અકાર્ય કરતાં અટકાવે છે. જેમ બંધુવર્ગ શત્રુથી પરાભવ કરાતા પુરુષનુ રક્ષણ કરે છે તેમ કર્મ રૂપી મહાશત્રુના સૈન્યથી ભગવાન રક્ષણ કરે છે. જેમ માતા બાળકને સ્તનદૂધથી વૃદ્ધિ પમાડે છે, તેમ ભગવાન પોતાના વચનરસાયણ વડે જીવોનુ પોષણ કરે છે. જેમ ધાવ-માતા બાળકની આંખની પાંપણો નિપુણતાથી આંજે છે તેમ ભગવાન પણ ભવ્ય જીવોની આંખો જ્ઞાનશલાકાથી આંજે છે.

**સમ્યક્ત્વના સ્વીકાર માટે ઉપદેશ**

માટે, હે પ્રિયા! તે ધર્મદેશક ભગવાનને કેવા જાણવા? જેમ કે—

તેમને પિતા, માતા. સહોદર, સ્વામી, ગુરુજન, નિજ જીવિત અથવા જીવિતથી પણ અધિક જાણવા. વળી, ત્રણ ભુવનમાં મારા હૃદયમાં પ્રિય સ્વામી જેવા આ જિનવર છે. તેમના જેવા બીજા કોણ છે? હાં, જાણ્યુ. તે જિનવર જ છે. સર્વથા, હે ચતુર! મારુ કહેલું માનતી હોય, કાર્ય અને અકાર્યનો તફાવત જાણતી હોય અને જો આત્મહિત ઇચ્છતી હોય તો, હે સુંદરી! જિનવચન અંગીકાર કર. આ સંસારના પાર વગરના ભયંકર દુઃખો જો જાણતી હોય અને તેનો તને કંટાળો આવ્યો હોય તો, હે સુંદરી! સમ્યક્ત્વનો સ્વીકાર કર. જો માયાદિત્યના ભવમાં પ્રાપ્ત થયેલાં દુઃખો યાદ આવતાં હોય અને નિર્વેદ યાદ આવતો હોય તો. હે સુંદરી! સમ્યક્ત્વ અંગીકાર કર. જો કૌશાંબી યાદ આવતી હોય, ધર્મનંદન ભગવાનને ઓળખતી હોય તેમ જ ગત ભવમાં લીધેલી દીક્ષા યાદ આવતી હોય તો, હે સુંદરી! જિનધર્મ અગીકાર કર. તે વખતે 'સમ્યક્ત્વ આપવું' એવો એક-બીજાએ કરેલો સંકેત યાદ આવતો હોય તો, હે સુંદરી! સમ્યક્ત્વ ગ્રહણ કર. જો પદ્મ-વિમાનમાં તારી જાતનુ અને દૈવી પરિવારનું સ્મરણ થતું હોય તો હે પ્રિયા! સર્વ સુખના મૂળ રૂપ જિનધર્મને અંગીકાર કર. હે મુગ્ધા! ચંપાનગરીમાં ધર્મતીર્થંકરને જોયા હોય અને એ તું જાણતી હોય તેમ જ તેમને સાંભળ્યા હોય અને ધર્મ તથા અધર્મ જાણતી હોય તો જિનેશ્વરોને અંગીકાર કર. જો સુંદર અને અસુંદર એ બંનેનો ભેદ જોયો હોય અને જાણતી હોય તો સકલ લોકના કલ્યાણના કારણ રૂપ જિનવચનને અંગીકાર કર."

આ સાંભળી કુવલયમાળાએ કહ્યું, "તમે મારા નાથ છો. તમે મારા શરણ છો. ખરેખર, આજે મેં નવો જન્મ પ્રાપ્ત કર્યો છે. આજે હું કૃતાર્થ થઇ છું, કારણ કે મેં સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે." એમ કહીને તે કુમારના ચરણયુગલમાં પડી કુમારે કહ્યું, "હે પ્રિયા! પગમાં પડેલી હવે તું ઊભી થા. બીજા જીવોની જેમ તું મૂર નહિ. સુખોની પરંપરાના કારણ જેવી જિનઆજ્ઞા તેં હવે પ્રાપ્ત કરી છે." એમ કહી કુમારે મુખ ઊંચુ કર્યું. કુવલયમાળાએ કહ્યું, "જગતના જીવોને જન્મ-મરણાદિ દુઃખરૂપી ભયંકર ભવ-સાગરમાં શિવસુખ આપનાર લોકોમાં પ્રગટ છે તે જિનધર્મ જય પામો. જેમણે મોહને

જીત્યો છે અને આ ધર્મોપદેશ આપ્યો છે અને જે ધર્મને કારણે પુણ્યશાળીઓ જન્મ-મરણથી છૂટી જાય છે તે જિનધર્મ જય પામો. તે ધર્મધનવાળા, ધર્મરુચિવાળા ધર્મનંદન ભગવાન જયવંતા વર્તો, જેમણે સંસારના દુઃખથી તપેલી મને ધર્મ આપ્યો. દેવલોકથી ચ્યવેલો, પરસ્પર છૂટો પડી ગયેલો અને સ્ત્રીપણામાં મૂઢ થયેલો મારો જીવ તમારા વચનથી જિનધર્મમાં પ્રતિબોધ પામ્યો." એમ બોલતી તે કુમારની પ્રશંસા કરવા લાગી.

પિતાજીનો પત્ર

૨૮૫. જ્યારે આ વાત થઈ ત્યારે પ્રતિહારીએ આવી નિવેદન કર્યું કે બહાર દ્વારમાં લેખવાહક આવેલો છે. કુમારે કહ્યું, "જલદી મોકલ." એટલે પ્રતિહારી જઈને તેને લઈ આવી. લેખવાહકે પ્રણામ કર્યા એટલે કુમારે પૂછ્યું કે "ક્યાથી આવવાનું થયુ છે?" તેણે કહ્યું, "અયોધ્યા નગરીથી." ફરીથી પૂછ્યું, "શું પિતાજી કુશળ છે? માતાજીનું શરીર સારું છે ને?" તેણે કહ્યું, "બધાં સારી રીતે કુશળ છે." એમ કહી તેણે લેખ આપ્યો. લેખને મસ્તકથી પ્રણામ કર્યા અને મુદ્રા ખોલી કુમાર તે વાચવા લાગ્યો:—

"સ્વસ્તિ! અયોધ્યા નગરીથી મહારાજાધિરાજ પરમેશ્વર દઢવર્મા વિજયનગરીમાં ચિરંજીવીકુમાર કુવલયચંદ્રને અને મહેન્દ્રને સ્નેહપૂર્વક આલિંગન દઈને લખે છે કે તારા વિરહાગ્નિની જ્વાળાની શ્રેણીથી પીડાતા શરીરવાળા મને બિલકુલ સુખ નથી. માટે જલદી, જેમ બને તેમ વધુ જલદી અવશ્ય આવી જા." કુવલયચંદ્રે કહ્યું, "અરે, કુવલયમાળા! સાંભળ્યુ? આ પત્રમાં માતાપિતાનો આવો આદેશ છે. માટે હવે શું કરવું?" કુવલય-માળાએ કહ્યુ, "તમને જે ગમે તે મને પ્રમાણ છે." ત્યાર પછી મહેન્દ્રને બોલાવ્યો અને લેખ બતાવ્યો. પછી તેઓ રાજા પાસે ગયા. લેખનો અર્થ કહ્યો. રાજાએ પણ લેખ વાંચ્યો અને કહ્યુ, "મને પણ લખ્યુ છે કે કુમારને અવશ્ય જલદી મોકલી આપવો. માટે હવે જલદી જવું." એમ કહી રાજાએ અધિકારીઓ અને સેવકોને બોલાવ્યા. તેમને આજ્ઞા કરી કે પૂર્વ દેશમાં પહોંચાડી શકે તેવું મજબૂત વહાણ તૈયાર કરો. શ્રેષ્ઠ હાથીની ઘટાઓ સજ્જ કરો. અશ્વશાળામાંથી ઉત્તમ અશ્વોને પલોટો. રથનાં ઉત્તમ પાથરણાં તપાસી લો, પાયદળના હોશિયાર સૈનિકોને તૈયાર કરો. મહારત્નો ગ્રહણ કરો રાજાઓને જણાવો કે તમારે પૂર્વદેશમાં જવાનુ છે." આજ્ઞા પ્રમાણે સર્વ તૈયાર કરવામાં આવ્યુ. જ્યોતિષીઓએ લગ્ન ગણી કાઢ્યું. એટલામાં પરિવારમાં કામનો ઘોઘાટ વધવા માંડ્યો. નગરી ક્ષોભાય-માન બની. કુમારની સાસુ શોકવેદનાથી દુઃખી થઇ ગઈ. કુવલયમાળાને હર્ષ અને ખેદ થયો. સખીવર્ગ ઉતાવળો થયો. રાજા પણ વિદાયકાર્યોમાં મગ્ન બન્યો. એ પ્રમાણે રસ્તાનુ ભાથું તૈયાર કરાવાય છે. સંભાર તૈયાર કરાવાય છે. કણિક મસળાય છે. અનાજ દળાવાય છે. એ પ્રમાણે તૈયારી કરતાં પ્રયાણનો દિવસ આવી પહોંચ્યો. કુવલયમાળા વડીલવર્ગ, પરિવાર અને સખીવર્ગ પાસે આવી અને વિદાય માટે તેમની રજા લેવા લાગી. પછી વૃક્ષોની વાડીમાં ગઈ. ત્યાં બાળવૃક્ષોની વાડી જોઈ વૃદ્ધિ પામતા આંતરસ્નેહ અને અશ્રુભીનાં ચપળ નયનવાળી કુવલયમાળાએ કહ્યું:—

વૃક્ષો પાસે વિદાયયાચના

"ઉત્તમ નવીન કૂંપળના ગુચ્છોથી ઢંકાયેલા હે અશોક! દાસની જેમ મેં તને ચરણ-પ્રહાર કર્યા હોય તો ક્ષમા કરજે.* અરે, બકુલ! નિર્લજ્જ બની મેં મદિરાના એંઠા કોગળા વડે તને સિંચ્યો હોય અને જો તું રોષ પામ્યો હોય તો મને ક્ષમા આપજે. અરે ચંપકવૃક્ષ! દોહલા ખાતર વારંવાર તને ચુંબન કર્યું હોય તો તેને દોષ ન ગણતાં મારા પરાભવની ક્ષમા આપજે. મારા જવાના શોકને લીધે ખરી પડતાં કુસુમ રૂપી અશ્રુથી દુર્મનવાળી હે પ્રિય સખી કુંદલતા! દૂર જવા માટે તારી રજા માગુ છું. હે આંબાના યુવાન વૃક્ષ! મહિલાઓ પોતાના પ્રિયને અનુસરનારી પતિશરણા હોય છે. માટે નવમાલિકાને તું ક્ષમા આપજે. હે માધવીલતા! મેં તને ઉગાડેલી છે અને તમાલ સાથે તને પરણાવી છે. હે પુત્રી! હું જાણતી નથી કે હવે ફરી ક્યારે તને જોઈશ? હે પ્રિયાલવૃક્ષ! મેં તને સ્નેહથી યૂથિકા આપેલી છે. એને તું એવી રીતે સાચવજે કે જે તારા કુળને ઉચિત હોય. હે પુન્નાગ! તું ખરેખર પુન્નાગ (ઉત્તમ પુરુષ) છે એમાં સંદેહ નથી, કારણ કે સ્વયંવર દેનારી માધવીલતા વડે તું આલિંગન કરાય છે. હે નાગવૃક્ષ! મેં તને 'કુંદલતાને સ્પર્શ ન કર' એમ કહી અનેક વખતે અટકાવ્યું હતું. મારા એ દુર્વચનની અત્યારે મને ક્ષમા આપજે. હે હિંતાલ વૃક્ષ! નવીન કૂંપળરૂપી નખાગ્રહથી પ્રિયંગુલતાને સ્પર્શ કરતાં વારંવાર મેં તને નિષ્ઠુરપણે ઠપકો આપ્યો હતો તેની હવે ક્ષમા આપજે. હે કદંબ! તારો આશ્રય પાળનાર પાટલવૃક્ષનું તું બરાબર પાલન કરજે, કારણ કે છેદ કરે તોપણ સજ્જન પુરુષો અંગીકાર કરેલાંને છોડતા નથી. હે ચંપક! આ બંધુકવૃક્ષ ઉપર લાલ પુષ્પ દેખાતું નથી, માટે ઉતાવળ ન કરીશ. માણસોને કાળ પાકે ત્યારે ફળ મળે છે. હે પ્રિયંગુલતિકા! તને અટકાવે તોપણ પ્રિયનો ત્યાગ ન કરીશ. આ અશોકવૃક્ષ ક્યારે પણ પ્રેમથી હરણ કરાતું નથી. હે જાઈ! તું વિશુદ્ધ કુળવાળી છે. માટે ચંપકપતિનો ત્યાગ ન કરતી. લોકોમાં જે ઉત્તમ કુળની બાલિકાઓ હોય છે તે વિશુદ્ધ શીલવાળી હોય છે." આ પ્રમાણે બોલતી, લાંબા કાળનાં પરિચિત વૃક્ષોની ક્ષમા માગતી, નયનમાંથી ઉષ્ણ આંસુઓ વહેવા સાથે કુવલયમાળા રોવા લાગી.

પાળેલાં પશુપક્ષીઓને સંબોધન

* ૨૮૯. સખીવર્ગે સમજાવી એટલે તે રાજભવનમાં પાછી આવી. ત્યાં આગળ જુદા જુદા પ્રકારનાં ગૃહપક્ષીઓ અને પશુઓ જોયાં એટલે કહેવા લાગી, "હે ચતુર મૃગલી! તું જેમ મૃગ વગર તેમ મારા વગર પણ જીવી શકતી નથી. માટે જેને મળવું હોય તેને મળીને અને રજા માગીને મારી સાથે આવવા માટે તૈયાર થા. હે સારસી! પ્રિયને કેમ છોડું એમ સ્મરણ કરતી તું મરવા તૈયાર થાય છે તો તમે બંને મારી સાથે ચાલો. ખરેખર, અંધવૃત્તાન્ત[1] આવી પડ્યો છે. હે ઢેલ! સુંદર પીછાં ધારણ કરનાર બીજા કોઈ

* બાળવૃક્ષ અને વેલડીના જલદી વિકાસ માટે કન્યાના પદપ્રહાર, દારૂના કોગળા વગેરે ક્રિયાઓના ઉલ્લેખો પ્રાચીન સાહિત્યમાં મળે છે.

૧ આ કોઈ ન્યાય કે દૃષ્ટાન્તનું નામ છે.

મોર સાથે અમે તને પરણાવીશું. માટે જરા ધીરજ રાખ. વિરસ શબ્દો ન કર. હે મુગ્ધા, આ તો મેં જરા તારી મશ્કરી કરી છે. સુંદર સ્નેહવાળી હે હંસી! હાસ્ય અને ચંદ્ર જેવા ઉજ્જવળ તારા પતિ હંસને કહી દે–સુખદુઃખમાં સમભાગી સ્વામિનીની સાથે જાઉં છું. હે ચક્રવાકી! પતિના વિયોગના સમયમા તું મારી પાસે રાત્રિ પસાર કરે છે. મારા વિયોગ રૂપી વજ્રાગ્નિ તારા ઉપર ન પડે માટે મારી સાથે ચાલ. હે ચકોરી! પ્રિયતમના વિયોગમાં વિષથી ચણોઠીના ફળ જેવાં લાલ તારાં નેત્રો ન થાય તે માટે પ્રિયની સાથે જ ચાલ. હે પોપટી! પતિના વિયોગ સમયે અનુભવ સરખું વિરહવજ્રઘાત કરનારું અને પ્રયાણ સમયે નિષેધેલુ એવું કંઇક અપશુકન કરનારું વચન કહેવાની હોય તો આત્યારે જ કહી નાખ. હે સારિકા! જો કે તેં પતિ સંબંધી બેચેનીનો વૃત્તાન્ત પ્રગટ કરી દીધો તે ચાડીને માટે કોપેલી હું તને શિક્ષા કર્યા વગર છોડી દઉં છું.”

આ પ્રમાણે મેના, ઢેલ, મૃગલી, સારિકા, ચક્રવાકી, સારસી, ચકોરીને કહેતી તે મનોહર ચપળ નયનવાળી નૂપુરયુક્તા વિચરવા લાગી. એ પ્રમાણે સમાચાર પૂછતી હતી તે સમયે પ્રયાણનુ મુહૂર્ત આવી ગયું. ત્યાં ધવલગૃહના બરાબર મધ્યસ્થળમાં સર્વ ધાન્યના ઊગેલા અંકુરવાળી ચોરસ પીઠિકા બનાવી હતી. ત્યાં દહીં, અક્ષત, સુવર્ણ, સિદ્ધાર્થ, ગોરોચન, સ્વસ્તિક, વર્ધમાન, નંદાવર્ત, પત્ર, છત્ર, ચામર, કુસુમ, ભદ્રાસન, યવાંકુર, પદ્માદિક સર્વ મંગળ પદાર્થો સ્થાપન કર્યા. તેની મધ્યમાં નવીન પલ્લવ અને કૂપળથી શોભિત, તીર્થોદકપૂર્ણ, પીળા કમળથી ઢાંકેલ, ચંદનરસથી અર્ચિત, મંગળરક્ષાસૂત્રથી બાંધેલો સુવર્ણકળશ સ્થાપન કર્યો. ત્યાર પછી બે કળશો પૂર્વાભિમુખ સ્થાપન કર્યા. ગોરોચનને નમ્યા. માંગલિક કાર્યો કર્યા. એટલામાં પ્રયાણનો સમય થઈ ગયો. શંખ ફુંકાયો. સાંવત્સરિકે (જ્યોતિષીએ) ‘સિદ્ધ’ એમ કહ્યું એટલે કુમારે જમણો પગ ઉપાડ્યો. કુવલયમાળાએ ચાલવાની શરૂઆત ડાબા પગથી કરી. ચાલવા લાગ્યા અને બહાર નીકળ્યા. શંખ, ભેરી, વાજિત્ર, કાસી, મૃદંગ, વાંસળી અને હજારો જયજયકારના શબ્દોથી આકાશતલ ગર્જી ઊઠયુ. રાજ્યાંગણમાં વડીલવર્ગની સંમુખ ગયા. ત્યાં જયકુંજર સજ્જ કરવામાં આવ્યો. તે કેવો હતો? જેમ કે–

ધવલ વર્ણ અને ધવલ દંતૂશળવાળો, શ્વેત પુષ્પો અને આભૂષણથી શોભાયમાન, યશના સમૂહ જેવો જયકુંજર તેમણે પોતાની આગળ જોયો. યુવાન યુગલ જયકુંજર પર આરૂઢ થયુ ત્યારે લોકો તેમને કેવા જોઇ રહ્યા હતા? જેમ કે, હાથી ઉપર આરૂઢ થયેલા તે વખતે જાણે ઐરાવણ ઉપર ઇન્દ્ર અને ઇન્દ્રાણી આરૂઢ થયાં હોય તેમ કુવલયચંદ્ર અને કુવલયમાળા શોભવા લાગ્યાં.

### કુવલયમાળા અને કુવલયચંદ્રની તુલના

+ ૨૮૭. એ પ્રમાણે જનસમૂહથી અભિનંદન કરાતા તેઓ પ્રયાણ કરવા લાગ્યા. ત્યારે નગરની સ્ત્રીઓ વિકલ્પ કરવા લાગી. કૌતુક અને ઉતાવળથી ભરેલા હૃદયમાં ઊભરાતા સ્નેહ અને બહુમાનવાળી કુલબાલિકાઓનો સમૂહ વિશ્વાસપૂર્વક બોલવા લાગ્યો. એક

મહિલાએ કહ્યું, "અરે સખી! આ બંનેમાં અધિક રૂપવાળું કોણ છે, કુવલયમાળા કે આ કુમાર?" ત્યારે બીજીએ કહ્યું, "આ કુમારના મસ્તક ઉપર કાળા કેશનો જથ્થો શોભે છે અને કુવલયમાળાના મસ્તકે અંજન અને તમાલ જેવો શ્યામ અંબોડો શોભે છે. કુમારનું વદન વિકસિત શતપત્ર કમળ જેવું છે, ત્યારે તેનું લાવણ્ય શરદપૂર્ણિમાના ચંદ્ર જેવું શોભે છે. કુમારનું નયનયુગલ કમળના પત્ર જેવું શોભે છે, ત્યારે, હે ભોળી! આ બાલિકાનું નયનયુગલ તો તાજાં ખીલેલાં શ્વેત કમળની કાંતિ જેવું શોભે છે. હે સખી! આ કુમારનું વક્ષઃસ્થળ ઉજ્જવળ, પુષ્ટ અને પહોળું છે, ત્યારે તેનુ નવયૌવનને કારણે ઉદ્દભવતા સ્તન ધારણ કરવાથી શોભે છે. કુમારના નિતંબબિંબ સિંહના જેવા વિશાળ અને પુષ્ટ હોવાથી શોભે છે, જ્યારે બાલિકાના નિતંબબિંબ રતિરહસ્ય અમૃતથી ભરેલા અધિક શોભે છે. કુમારના બે સાથળો, હે સુંદરી! હાથીની સૂંઢ જેવા શોભે છે, ત્યારે કુમારીના સાથળ કેળના સ્તંભ જેવા વિશેષ વિરાજે છે." તે વખતે વળી બીજી કોઈ સ્ત્રીએ કહ્યું, "સખી! સખી! આ બંનેનાં અન્યોન્ય રૂપ વર્ણવ્યાં. પરંતુ એમાં એક કરતાં બીજાની વિશેષતા ન જણાવી." ત્યારે તેણે કહ્યું, "સખી! જો કંઇ વિશેષતા હોય તો કહું ને? જ્યાં બંનેની સમાનતા છે ત્યાં વિશેષતા ક્યાંથી કહેવી?" ત્યારે બીજીએ કહ્યું, "કેમ વિશેષતા નથી? વિશેષતા છે. જેમ કે જગતના તમામ પુરુષોમાં કુમારનું વક્ષઃસ્થળ અદ્વિતીય શોભે છે અને સ્ત્રીઓમાં આ કુમારીનુ નિતંબબિંબ સર્વશ્રેષ્ઠ શોભે છે." ત્યારે તેણે કહ્યું, "બીજાં સ્ત્રીપુરુષો સાથેની સરખામણી રહેવા દો. હું તો એ બેમાં પરસ્પર કોનું રૂપ વધારે સુંદર છે તે સરખાવું છું" ત્યારે બીજીએ કહ્યું, "તે બેમાં પણ અંતર તો છે." તેણે પૂછ્યુ, "શું અંતર?" બીજીએ કહ્યું, "જેમ કે બધા પુરુષોમાં આ ચડિયાતો છે અને સ્ત્રીરત્નોમાં આ બાલિકા શ્રેષ્ઠ છે એમ છતાં એ બે વચ્ચે ખાસ વિશેષ એ છે કે કુમાર પુરુષ છે અને પેલી સ્ત્રી છે." ત્યારે તે કહેવા લાગી, "આમાં તેં નવું શું કહ્યું? એ તો નાનુ બાળક પણ સમજી શકે તેવી વાત છે. બીજું કંઇ અંતર હોય તો કહે." બીજીએ કહ્યું, "ખરી વાત કહું છું. આ કુમાર શોભે છે અને આ કુમારી શોભે છે." ત્યારે વળી તે સખી કહેવા લાગી, "ખરેખર નગરની એક પણ મહિલાએ તફાવત ન જાણ્યો." ત્યારે તે બધી પૂછવા લાગી, "તો તું જ કહે કે તેં કયો વિશેષ બરાબર ઓળખ્યો?" ત્યારે તે કહેવા લાગી, "સાંભળો, મરકતમણિની બનાવેલી માળા પુરુષના કંઠમાં શોભે છે, જ્યારે બાલિકાના કંઠમાં મુક્તાવલી શોભે છે." ત્યારે હસતી તેઓ કહેવા લાગી, "અરે, તેં મોટો તફાવત ઓળખી કાઢ્યો. ગોરા વર્ણવાળા રાજપુત્રને મરકતની રત્નાવલી શોભે છે અને પેલી શ્યામસુંદરીને મોતીની માળા શોભે છે. પરંતુ પૂછ્યું કંઇક અને ઉત્તર કંઇક આપ્યો."

ભાગ્યશાળી કોણ?

બીજી કોઇકે કહ્યું, "આ બંને ધન્યમાં કોણ અધિક શોભે છે તે કહો. આ બંનેનાં રૂપ અતિ સંગત હોવાથી કોણ ન શોભે?" તેઓએ કહ્યું, "આમાં કંઇ વિશેષ દેખાતો નથી. તો પછી આ બે ધન્યમાં કોણ ધન્યતર છે?" ત્યારે એક સખીએ કહ્યું, "ખરેખર, આ બાબતમાં કુમાર ભાગ્યશાળી છે કે જેને આવી હૃદયવલ્લભ ભાર્યા મળી અને ધન

પરિવારસુક્ત રાજા વિજયસેન સસરા મળ્યા." બીજીએ વળી કહ્યું, "નહિ, નહિ, ખરેખર ભાગ્યશાળી હોય તો કુવલયમાળા છે, જેને ત્રણ લોકમાં સુંદર એવો આ પતિ મળ્યો છે. સ્રીનું સારુંનરસું ભાગ્ય પતિથી પરખાય છે." બીજીએ કહ્યું, "સર્વથા કુમાર ધન્ય છે અને કુવલયમાળા પણ પુણ્યવતી છે. તે બે વચ્ચેનો તફાવત કહેવામાં કોણ શક્તિમાન છે?" વળી બીજી કેટલીકે કહ્યું, "જગતમાં એ પુરુષ ધન્ય છે કે જેને આ પુત્ર જન્મ્યો છે અને એ સ્રી પણ કૃતાર્થ છે જેણે એને ગર્ભમાં ધારણ કર્યો." બીજીએ કહ્યું, "આ વિજયસેન રાજા પણ ધન્ય છે કે જેને આવો સૌભાગ્યશાળી જમાઇ મળ્યો. અથવા તો એની સાસુ ધન્ય છે કે જેને આવી વહુ મળી. અથવા, આપણે પણ ધન્ય છીએ કે જેને આવો નરરત્ન દૃષ્ટિગોચર થયો. રતિ અને કામદેવના જેવું યુગલ પહેલાં કોણે જોયું હતું?"

એવી રીતે નગરની કુલબાલિકાઓ વડે વિકલ્પો કરાતો; નગરના વડેરાઓ વડે અભિનંદન અપાતો, તરુણીઓની નયનશ્રેણીથી દર્શન કરાતો, હજારો અંગુલિઓથી બતાવાતો, સ્રીઓ અને બાલિકાઓથી ઓવારણાં લેવાતો અને વધાવાતો, યુવતીઓના હૃદયમંદિરમાં પ્રવેશ કરતો, કામિનીઓને મદનમોહ ઉત્પન્ન કરતો, મુનિઓના મનમાં પણ સંકલ્પો ઊભા કરતો સર્વથા નગરીથી નીકળ્યો અને તેવા પ્રકારના એક સ્થળે મુકામ કર્યો.

**પ્રવચનદેવતાને પ્રાર્થના**

* ૨૮૮. આવા સમયે પુરુષો અને નારીઓના મનમાં કેવા સંકલ્પો થયા?

સ્રીઓને થયું કે કુવલયમાળા ભાગ્યશાળી છે કે જેને આવો પતિ મળ્યો. પુરુષોને હૃદયમાં થયું કે કુવલયચંદ્ર પુણ્યશાળી છે.

આ પ્રમાણે નગરી બહાર પડાવ નાખીને રહ્યો. થોડે દૂર પુષ્કળ હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરે બાકીનો પરિવાર મુકામ કરીને રોકાયા. તે સમયે ભેટ આપેલી વસ્તુઓ બહાર કઢાય છે. બતાવવા યોગ્ય બતાવાય છે. વિવિધ પ્રકારનાં વસ્રો એકઠાં કરાય છે. કિંમતી મોતીઓના ઢગલાઓ ગોઠવાય છે. મહાજનને બોલાવાય છે. બ્રાહ્મણસમુદાયને નિમંત્રણ કરાય છે. મંગળો સ્થાપન કરાય છે. અપમંગળો દૂર કરાય છે. પ્રશસ્તિ વચનો બોલાય છે. કુમાર પણ '*णमो जिणाणं, णमो सव्व-सिद्धाणं*' એમ બોલતાં સમવસરણમાં બિરાજમાન ભગવાનનું ધ્યાન ધરીને સકળ મંગળ માળારત્નથી ભરપૂર ચોવીસ તીર્થંકરોને નમસ્કાર કરવાની વિદ્યાનું ધ્યાન કરતો વિચાર કરવા લાગ્યો કે "હે ભગવતી પ્રવચનદેવતા! જો તું જાણતી હોય કે હું પિતાજીને જીવતા જોઉં, રાજ્ય પ્રાપ્ત કરું, સમ્યક્ત્વ વધારું, વિરતિનું પાલન કરું અને છેલ્લી વખતે કુવલયમાળા સાથે ચારિત્ર અંગીકાર કરું, તો તેવી રીતે દિવ્ય જ્ઞાનથી ઉપયોગ મૂકીને તેવા પ્રકારનું ઉત્તમ શકુન આપ કે જેથી હૃદયની શાંતિ થાય." એમ વિચાર કરતાં જ એણે ઊંચા દંડવાળું એક છત્ર જોયું. તે કેવું હતું? મણિરત્નજડિત, સુવર્ણથી ચકચકતું, સુવર્ણદંડ અને ઉલ્લાસ પામતી કાંતિવાળું, ઉપર લટકી રહેલી મુક્તાફળની માળાઓવાળું, અત્યંત મૂલ્યવાન શ્વેત છત્ર જોયુ. તે નજીક લાવવામાં આવ્યું. પછી પગમાં પડી ઊભા થઇ એક પુરુષે વિનંતી

કરી કે "હે દેવ! આ રાજાનો જયંત નામનો મોટો રાજા જયંતી નામની નગરીમાં છે. તેણે તમને દેવતાથી અધિષ્ઠિત છત્રરત્ન મોકલ્યુ છે. માટે હવે આપ પ્રમાણ છો."

કુમારે વિચાર્યું કે "અહો, પ્રવચનદેવતાએ મારું સાંનિધ્ય કર્યું, જેથી વિચારતાંની સાથે જ સર્વ શકુનમાં પ્રધાન શકુન, સર્વ દ્રવ્યમંગલોમાં ઉત્તમ મંગલ એવું આ છત્રરત્ન મને સંમુખ મળ્યુ. માટે વિચારેલા મનોરથો સર્વથા જરૂર પૂર્ણ થશે." એમ વિચારી કુવલયમાળાને કહ્યું, "હે પ્રિયા! જો, પ્રવચનદેવતાએ કેવું શકુન ભેટ મોકલ્યુ! આ મહાશકુનથી આપણને પ્રિય અને મનથી ચિંતવેલ સર્વ પ્રાપ્ત થશે."

શકુનવિચાર

- ૨૮૯. કુવલયમાળાએ કહ્યું, "હે આર્યપુત્ર! તમે કહ્યું તે બરાબર છે. એમાં સંદેહ નથી. જ્યારે પ્રયાણ કરીએ ત્યારે કયા શકુન (શુકન) અને અપશુકન થાય છે?" કુમારે કહ્યું, "તે હું સંક્ષેપમાં કહું છું. વિસ્તારથી કહેતો નથી. માટે સાંભળ:—

દહીં, કળશ, શંખ, ચામર, પદ્મકમળ, મહાવૃદ્ધિ પામતા છત્રાદિ, સર્વ દેવોનાં દર્શનલાભ ધન્ય ગણેલાં છે. જે જોવાથી સુખ થાય તે શુભ શકુન અને જે જોવાથી વિપરીત થાય તે અપશુકન. કાનને પ્રિય વચન શુભ શકુન અને અપ્રિય લાગે તો વિપરીત સમજવું. એવી રીતે ગંધ, સ્પર્શ, રસ જે ઇન્દ્રિયોને અનુકૂળ હોય તે સર્વ શુભ શુકન અને વિપરીત હોય તો અપશુકન. પધારો, સિદ્ધિ, રિદ્ધિ, લબ્ધિ, શુભ, સુખ, મંગળ એ શબ્દો શુભ શકુન અર્થાત્ કાર્ય સિદ્ધ કરનાર અને એનાથી વિપરીત અપશુકન થાય છે. સ્નાન કરેલો, શરીરે સુખડ વગેરેનો લેપ કરેલો, સારો વેષ ધારણ કરેલો નરનારીનો સમુદાય શુભ શુકન છે. અને મેલાં કપડાં અને મલિન અંગવાળા અપશુકન ગણાય છે. સાધુશ્રમણ, મત્સ્યયુગલ, માંસપેશી, માટી, ફળો અને પાછળ આવતી ખાલી કાવડ શુભ શકુન છે. કેટલાક આચાર્યો બધી છીંકને અપશુકન ગણે છે, જ્યારે કેટલાક સંમુખ સિવાયની પાછળની બધી છીંકને અપશુકન ગણે છે. શ્વાન જમણી બાજુમાંથી ડાબી બાજુ જઇને વળી જાય તો સિદ્ધિ થાય અને ડાબી બાજુથી જમણી બાજુ જઇને વળી જાય તો કાર્યસિદ્ધિ ન થાય. જેમ શ્વાનની વાત કહી તે પ્રમાણે નખવાળાં બીજાં પ્રાણીઓ માટે પણ શકુનશાસ્ત્રના જાણકારોએ કહેલું છે. વળી કેટલાક શિયાળ માટે આનાથી ઊલટું પણ કહે છે. કાગડો ડાબી બાજુથી સૌમ્ય, મૃદુ, મધુર શબ્દ કરે તો સિદ્ધિ મળે અને મોટો, નિષ્ઠુર શબ્દ કરે તો સિદ્ધિ ન મળે, પણ ભય કરાવે. ગાયના વાછરડાની છીંક સર્વથા વર્જવી કારણ કે તે જીવ લેનારી છે. બિલાડીની છીંક પણ પત્નીના જીવનો વિનાશ કરનારી છે. સારસોના સમૂહનુ રડવું સર્વત્ર સુંદર છે, એકલદોકલ સારસનું નહિ. વળી જો તે ડાબી બાજુએ હોય તો ફળ દેનાર છે, પરંતુ જો સામે ન દેખાય તો.

પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર અને ઇશાન એ આઠ દિશાઓ (૪ દિશા અને ૪ વિદિશા) છે. એક રાત્રિ અને દિવસના અનુક્રમે આઠ પહોર થાય છે. જે દિશામાં સૂર્ય હોય તે દિશિદીપ્ત સમજવી. સૂર્ય રહિત દિશા તે અંગારિત દિશા. સૂર્ય

સામે હોય તે આધૂમિત દિશા કહેવાય. અને બાકીની દિશાઓ શાન્ત કહેવાય છે. દીપ્ત દિશા હોય તો નક્કી તત્કાળ ફળપ્રાપ્તિ થાય અને ધૂમ્રદિશા હોય તો ભાવિમાં ફળ મળે. અંગારિત દિશામાં પક્ષી શબ્દ કરે તો આરોગ્યની પ્રાપ્તિ થાય. દીપ્ત સ્થાનમાં સૂર્ય સંમુખ પક્ષી અપ્રિય શબ્દ કરે તો તે સમયે પ્રયાણ કરવામાં મનુષ્યને કંઇક અશુભ થવાનું સૂચન સમજવું. સાંભળવામાં જે સ્વર વિરસ લાગે તે દીપ્ત અને કાનને જે પ્રિય લાગે તે શાન્ત. શાન્ત શબ્દ સાંભળવાથી સુખ અને દીપ્ત સ્વર સાંભળવાથી દુઃખ પ્રાપ્ત થશે એમ સમજવું. પથ્થર, લાકડું, રાખોડી, સૂકાં કે કાંટાળાં વૃક્ષો જ્યાં હોય તે સ્થાન દીપ્ત અને એનાથી વિપરીત હોય તે સુખસ્થાન કહેવાય. દિવસે ફરનાર પ્રાણી દિવસે શુકન ગણાય અને રાત્રે ફરનાર પ્રાણી રાત્રે શુકન ગણાય. તે વિપરીત બને તો અપશુકન ગણાય.

આ પ્રમાણે, હે સુંદરી ! સંક્ષેપથી સમજવું. વળી, શિયાળ, કાગડો, કૂતરો, ગરોળીના શબ્દ અને એવા બીજા બધા વિશેષો કોણ કહેવા સમર્થ છે ?

સર્વથા આ સર્વ શુકન કે અપશુકન પૂર્વકૃત કર્મના નિમિત્ત છે એમાં સંદેહ નથી. તેથી જિનેશ્વરના નામાક્ષરો ભક્તિથી હૃદયમાં સ્થાપન કર્યા હોય અને સમવસરણમાં બેઠેલા પાપ હરનાર ભગવાનને સંભારીને તેમની આગળ પોતે તેમના પગમાં પડીને ધ્યાન કરે અને જો તે વિધિથી પ્રયાણ કરે તો અવશ્ય ક્ષેમપૂર્વક તે ઇચ્છિત સ્થળે પહોંચી જાય. દેવોએ બનાવેલાં આ ચામર, છત્ર, અશોક, પુષ્પવૃષ્ટિ, ભામંડલ, ધ્વજા, સિંહાસન એ મંગળકારી (પ્રાતિહાર્યો) નામનું ઉચ્ચારણ કરતો અને જિનોનું ધ્યાન કરતો જો જાય તો પુણ્યનું ફળ મેળવે તેમાં સંદેહ નથી." આ પ્રમાણે કહ્યું તે સ્વીકારતાં કુવલયમાળાએ કહ્યું, "હે આર્યપુત્ર ! તમે કહ્યું તે બરાબર છે. તેમાં સંદેહ નથી."





# પ્રકરણ ઓગણીસમું

## માર્ગમાં મુનિદર્શન તથા સંસારચક્રનો ચિત્રપટ

૨૯૦. બીજા દિવસે મોટી સેના સાથે પ્રયાણ કર્યું. કેટલીક ભૂમિ સુધી ગયા પછી કુમારે કહ્યું, "પૌરજનો! તમે હવે પાછા ફરો. તમારાં કાર્યો રોકાશે." એ પ્રમાણે કહેવાતાં નગરના લોકો આંખમાં આંસુ સાથે પાછાં ફર્યાં. ત્યાર પછી વળી થોડે આગળ જઇ કુમારે રાજાને કહ્યું, "હે તાત! હવે થોભી જાવ અને પાછા ફરો, જેથી અમે ઉતાવળથી ચાલીએ અને પિતાજીને મળીએ." આ પ્રમાણે વારંવાર કહેવાતાં કુવલયમાળાનાં માતાપિતા પાછાં ફર્યાં. એ પ્રમાણે અનુક્રમે કુમાર સહ્ય પર્વતના શિખર નજીક પહોંચ્યો. એક પ્રદેશમાં પડાવ નાખ્યો, પછી પુરુષોએ કહ્યું, "હે કુમાર! આ સરોવરના કિનારા પર એક અવાવરુ આયતન છે. ત્યાં આગળ કામદેવ જેવા સ્વરૂપવાન, જાણે પ્રત્યક્ષ ઇન્દ્ર જેવા, સૂર્ય જેવા રૂપશોભાવાળા અને અધિક પ્રકાશ કરનાર કોઇક મુનિવર બિરાજે છે." કુમારે પૂછ્યું, "તે કોઇ મુનિવર છે અથવા કોઈ તાપસ કે ત્રિદંડી છે? અથવા બીજા કોઇ છે?" તેઓએ કહ્યું, "હે દેવ! તેઓ તાપસ છે કે બીજા કોઇ છે તે અમે નથી જાણતા. પરંતુ તેમણે મસ્તકે લોચ કરેલો છે, શ્વેત વસ્ત્રો ધારણ કરેલાં છે અને હાથમાં પીછાંઓ (રજોહરણ) છે. ઉપશાંત, દર્શન કરવા યોગ્ય અને લાંબી ભુજાવાળા તે કામદેવ જેવા છે."

કુમારે વિચાર્યું, "અહો, સાધુ ભગવંત ક્યાં છે? લાંબા કાળના ઘણા પાપ-પંકથી કલંકિત આત્માને ભગવાનનાં દર્શન કરીને નિર્મળ કરું." એમ બોલીને કુમાર કુવલયમાળા સાથે ઊભો થયો. તેણે કહ્યું, "તે મુનિવર મને બતાવો." પછી તે સ્થાનમાં પહોંચ્યાં અને મુનિને નિહાળ્યા. તેણે વિચાર્યું, "અહો મુનિનું રૂપ! અહો લાવણ્ય! અહો સુંદરતા! અહો કાન્તિ! અહો સૌમ્યતા! માટે સર્વથા આ મનુષ્ય નહિ હોય, પણ કોઇ દૈવી પુરુષ કોઈક કારણસર મુનિવેષ ધારણ કરીને રહેલા જણાય છે." એમ વિચારતાં જોયું તો તેમની આંખો મીંચાતી જણાઇ અને પગ જમીનને સ્પર્શ કરતા જણાયા. એટલે વળી થયું કે "આ દેવ નથી. દિવ્ય લક્ષણો ઘટતાં નથી. તો જે વિદ્યાધરો સંભળાય છે તે હશે? આ નવીન લોચ કરેલા સાધુ છે. આજે પણ હજુ એમનો દેહ કરમાયેલો નથી. તેથી અનુમાન કરું છું કે આ હજુ નવદીક્ષિત સાધુ હશે! હમણાં જ દીક્ષા લીધી જણાય છે. અથવા તો વેષની વિરચના કરી હશે? તો વંદન કરું કે કેમ? અથવા તો સાધુ ભગવંતો વેષલક્ષણ જોતાંની સાથે જ સારી રીતે વંદન કરવા યોગ્ય છે. જે હોય તે હો." એ પ્રમાણે સાધુ છે એમ જાણી આગળ વધી કુમારે અને કુવલયમાળાએ ત્રણ

પ્રદક્ષિણા ફરીને તથા ભક્તિરસથી મસ્તક નીચું નમાવીને સાધુને વંદના કરી. મુનિએ ધર્મલાભ આપ્યો, પછી કુમાર અને મહેન્દ્ર બેઠા. કુમારે પૂછ્યું, "આવા જંગલમાં આપ અહીં ક્યાંથી? આપ ક્યાથી અહીં આવ્યા? એવું શું કારણ બન્યું કે આટલી રૂપસંપત્તિ હોવા છતાં વૈરાગી થયા?"

### સંસારચક્રનો ચિત્રપટ

* ૨૯૧. મુનિએ કહ્યું, "જો સર્વ કહેવાનું છે તો શાંતિપૂર્વક સાંભળો:-

આ પૃથ્વીમાં પ્રસિદ્ધ એવો લાટ દેશ છે. ત્યાં પહેરવાનો વેષ અને દેશભાષા મનોહર હોવાથી તે શોભે છે. ત્યાં આગળ પુરાણી મનોહર દ્વારિકાપુરી નામની નગરી છે. ત્યાં પરાક્રમી સિંહ નામનો રાજા છે. તેનો ભાનુ નામનો હું પ્રથમ પુત્ર છું. હું પિતાજીને અત્યંત વહાલો હતો અને નિઃશંકપણે નગરીમાં વિચરતો હતો. મને ચિત્રકર્મનું વ્યસન હતું. જેમ કે—

રેખા, સ્થાન, ભાવવડે યુક્ત અને રંગોની ગોઠવણી કરવા વડે સુંદર ચિત્રકર્મ જાણું છું, અને હે રાજા! તેની પરીક્ષા પણ જાણું છું. એ પ્રમાણે ફરતો કોઇક દિવસે બહાર ઉદ્યાનમાં પહોંચ્યો. ત્યાં ફરતા ફરતા એક ઉપાધ્યાય આવ્યા. તેમણે કહ્યું, "હે કુમાર! મેં એક ચિત્રપટ ચીતર્યો છે. તે સુંદર છે કે નહિ તે તમે જુઓ." એમ કહ્યું એટલે મેં કહ્યું, "મને, ચિત્રપટ બતાવો જેથી જાણું કે તે સુંદર છે કે નહિ." તેમણે ચિત્રપટ બતાવ્યો. મેં પૃથ્વીમાં એવું જોયુ નથી જે તેમાં ન ચીતર્યું હોય, અને જે તેમાં ચીતર્યું નથી તે પૃથ્વીમાં પણ નથી. જાણે દિવ્ય ચિત્રકામ હોય તેમ સર્વ વૃત્તાન્ત પ્રત્યક્ષ કરનાર તે અત્યંત સંકુલ ચિત્ર જોઇ વિસ્મિત થયેલા મેં પૂછ્યુ, "હે ઉપાધ્યાય! આ પટમાં તમે શાનું ચિત્રકામ કરેલુ છે?" તેમણે કહ્યું, "કુમાર! એ છે સંસારચક્ર" મેં કહ્યું, "શું આ સંસારના ચક્રને અનુસરે છે?" તેણે કહ્યું, "હે કુમાર! જુઓ! આ ચક્રમાં મનુષ્યપણુ એ એની નાભિ છે. જીવોને મરણદુઃખ તે નેમિ છે. કર્મરૂપી પવન વડે સંસારનાં ચક્રને ગતિ કરાવાય છે."

### મનુષ્યગતિનાં દશ્યો

* ૨૯૨. ત્યાર પછી મેં કહ્યું, "જે આમાં ચીતર્યું છે તે વિસ્તારથી સમજાવો." તેમણે કહ્યુ, "હે દેવ! જુઓ, જુઓ! આ નારકલોક, આ વળી મનુષ્યલોક, આ દેવલોક એમ આ ત્રણ લોક છે." એમ કહી તેઓ દંડની અણીથી બતાવવા લાગ્યા: "જે અધિક પાપ કરનાર તે નરકમાં દુઃખ પામે છે. જે બહુ પુણ્ય કરનાર તે સ્વર્ગમાં સુખ પામે છે. જે વળી કંઇક પુણ્ય અને બહુ પાપ કરનાર હોય તે તિર્યંચ થાય છે અને જે બહુ પુણ્ય અને થોડુંક પાપ કરનાર હોય તે મનુષ્ય થાય છે. આ ચારે ગતિઓમાં, હે કુમાર! માત્ર દુઃખ જ છે. માટે જ જ્યા જુઓ ત્યાં દુઃખી જીવો દેખાય છે. જેમ કે અહીં રાજા બહુ કોપ અને પરિગ્રહવાળો હોવાથી બહુ પાપ બાંધે છે, પણ થોડું પણ પુણ્ય પામતો નથી જીવોનો વધ કરે છે જૂઠી મંત્રણા કરે છે. પ્રજાનુ સર્વ લઇ લે છે.

હંમેશાં મદનાસક્ત બને છે. તે મરીને નરકમાં જાય છે. આ રાજા શિકાર ખેલવા જાય છે તે જો. જીવનો વધ કરવામાં એકાગ્ર ચિત્તવાળો તે ઘોડા ઉપર બેસીને દોડે છે. આ બીચારો ઘોડો પણ નિર્દય ચાબુકના પ્રહારથી કંપતા શરીરવાળો પરાધીન દોડે છે. એને પણ સુખ ક્યાંથી હોય? તેની આગળ આ જે જીવ છે તે પણ 'મને મારી નાખવામાં આવશે' એવા પોતાના જીવિતના દુઃખ અને ભયથી કંપતા શરીરવાળો શરણ શોધતો દોડે છે આગળ એ પણ બિચારો સર્વ લોક વડે એકસામટો ઘોંઘાટ મચાવે છે. એટલું બીચારા સમજતા નથી કે આત્મા પાપથી લપેટાય છે.

*આ વળી કોઈ પુરુષ નિર્દય ચિત્તવાળા ચોરોથી* પકડાયો છે. શરણ ન મળવાથી દીનપણે તે બીચારો ચીસો પાડે છે. પોતાને કોઇ પ્રકારે ધનની પ્રાપ્તિ થાય તે માટે આ બધા આમ ચોરી કરે છે કે જેથી પોતાને ભોજનપાણી અને અન્ય સુખ મળે. મૂઢ અને ગમાર તેઓને વિચાર નથી આવતો કે શરીરને ફાડવામાં આવે, લટકાવવામાં આવે, ભેદવામાં આવે, છેદવામાં આવે, ઉપર હાથી ચલાવવામાં આવે વગેરે દુઃખો આ ભવમાં ભોગવવાં પડશે અને પરલોકમાં વળી નરકમાં ગયા પછી મહાદુઃખનાં ફળ ભોગવવાં પડશે. એ વાતના અજાણ્યા આ ચોરો, હે કુમાર! ચીતરેલા છે. વળી, આ જે લુંટાય છે તેને આ પ્રમાણે ચીતર્યો છે કે તૃષ્ણા રાગમાં આસક્ત બની પરિગ્રહ અને આરંભમાં દુઃખી થયેલો છે. પરિગ્રહને લીધે એ પરાભવ પામે છે તેમાં સંદેહ નથી. જો હવે કોઇ પ્રકારે પરિગ્રહને છોડે તો શાંતિ મેળવે. આના ઉપર પ્રહારો કરાય છે. આ બીચારાને પકડીને બધાએ મારી નાખ્યો. રખે એને કોઇ જુએ એટલા માટે પાપીઓએ તેને કૂવામાં ફેંક્યો.

**સંસારનાં દુઃખો**

* ૨૯૩. અહીં આમાં મેં આ હળ ખેડતા ખેડૂતપુત્રો ચીતરેલા છે. 'ખેતી કરવાથી અમારું અને અમારા કુટુંબનું પોષણ થશે. અમે સુખી થઇશું.' એમ તે વિચારે છે. પરંતુ મૂઢ તેમને દુઃખનો ખ્યાલ આવતો નથી. અહીં પરાધીન પશુને નાથ ખેંચીને, ખાંધ પર ધૂંસરી આરોપણ કરીને અને ગળે જોતરું બાંધીને હળમાં જોડ્યાં છે. તેને (બીચારાને તીણી આર ભોંકવાથી) લોહી નીતરે છે, અને ત્રોતક (ચાબુક)ના ફટકારવાથી ત્રાસ પામેલો તે પૂર્વે કરેલાં પાપકર્મનાં કડવાં ફળ ભોગવે છે. આ તીક્ષ્ણ હળથી પૃથ્વી ઉંડાણ સુધી ખોદાય છે. ખેડૂત પૂર્વે કરેલાં પોતાનાં દુઃખો ભોગવે છે અને વળી નવાં બાંધે છે. પૃથ્વી, પાણી, વાયુ, વનસ્પતિ અને ઘણા પ્રકારના ત્રસ જીવોને મારતો તે મૂઢ મનવાળો અનંત પાપ બાંધે છે. આ વળી પારકે ઘેર નોકરી કરતો મૂઢ કુટુંબવાળો પુત્ર, સ્ત્રી વગેરે માટે મોટાં દુઃખ પામે છે. અનાજ લણીને અને મગની તૈયાર થયેલી સિંગો તથા ડાંગર બળદો પાસે બળદોને મોઢે બાંધીને ખૂંદાવે છે. જો બહુ ધાન્ય પાકે તો મારું પ્રિય કુટુંબ સુખશાંતિથી જીવે, પરંતુ બિચારો એ નિર્ભાગી વિચારતો નથી કે ક્યાં કુટુંબ અને ક્યાં પોતે જવાનો? અહીં આ જે ચીતરેલો છે તે વૃદ્ધપણાની વેદના પામેલો, દુઃખ અને શોકમાં બળી રહેલો, દાહથી શેકાતો પથારીમાં ઊંચોનીચો થાય છે. એની બાજુમાં બેઠેલું એનું કુટુંબ દીન અને ઉદ્વિગ્ન મનવાળું છે. "તમને શી પીડા થાય

છે તે કહો અથવા જે દુઃખ થતું હોય તે કહો." પરંતુ તેને જે વેદના થાય છે તે દૂર કરવાની કોની શક્તિ છે? પોતે એકલાએ કર્મની રચના કરી છે અને પોતે એકલો જ અત્યારે ભોગવે છે. મંત્ર, તંત્ર, ઔષધ, યોગ એમાંથી કંઇ પણ અજમાવે, પરંતુ જ્યાં સુધી તે પાપ ભોગવ્યું નથી ત્યાં સુધી શાંતિ ક્યાંથી થાય?

* ૨૯૪. આ પેલો હાલતાં, પડખું ફેરવતાં મરી ગયો. મરણની વેદના ભોગવી રહ્યો હતો ત્યારે કુટુંબ તેમાં શું કરી શકે? આ તેના જીવે પોતાનાં પુણ્ય અને પાપ માત્ર લઇને કર્માનુભાવથી ઉત્પન્ન થયેલ નરક અને તિર્યંચ ગતિનો આશ્રય કર્યો. આ એની પત્ની રુદન કરે છે, "હા, એ હતો તો મને સુખ હતું. તે સુરતક્રીડા હવે કેવી રીતે અને ક્યાં પામીશ? બીજું, એ મારો દાસ હતો. મારું જે કામ હતું તે એને સોંપતી હતી. હવે મારું શું થશે? મને કપડાં અને ખાવાનું કોણ આપશે? મારાં કાર્યો કોણ કરશે?" આ પ્રમાણે ચિંતવતી અને રુદન કરતી મેં તેને ચીતરેલી છે.

અંતે એકલા જ જવાનું છે

અહીં આ મિત્રો દાન અને માનનું સ્મરણ કરી રુદન કરે છે. હવે તે પોતાને નહિ મળે એ પ્રમાણે રુદન કરતા ચીતર્યા છે. આ મૃત્યુ પામેલાને કેટલાક માણસો ખાંધ ઉપર નાખીને સ્મશાન ભૂમિમાં લઇ જાય છે. એ પ્રમાણે ચીતર્યા છે. અહીં આ એની પાછળ બંધુજનો, સ્ત્રી, પુત્રાદિક ક્રંદન કરી રહ્યાં છે. કેટલાકના હાથમાં તૃણ, કાષ્ઠ અને અગ્નિ છે અને રડારોળ કરી રહ્યાં છે, "હે બંધુ! હે નાથ! હે સ્વામી! હે વલ્લભ! હે જીવનસાથી! તું અમને મૂકીને કેમ ચાલી ગયો? તું ક્યાં ગયો? શરણરહિત અમને મૂકીને હે નિર્દય! કેમ ચાલ્યો?" અહીં વળી બંધુઓ સ્મશાનભૂમિમાં બાળવા માટે ચિતા તૈયાર કરી રહેલા છે. તેમાં હે કુમાર! તે મૃતદેહને ગોઠવીને અગ્નિ આપે છે. આ એની ચિતામાં નજર કર કે કંઇ સાથે આવ્યું છે? જે અનેક દુઃખ સહન કરીને એકઠું કર્યું હતું તે બધું ઘરમાં જ રહ્યું છે. સખત પવન ફુંકાવાથી પ્રગટેલી સળગતી મોટી જ્વાળાઓથી વ્યાપ્ત આ ચિતામાં તે એકલો જ વાસ કરે છે. બોલ અહીં બીજું કોઇ સાથે દેખાય છે? પ્રતિદિન સંભોગસુખ વડે ભોગવેલી ગાઢ સ્નેહસદ્ભાવવાળી પ્રિયા પાસે બેસી રહે છે અને તે એકલો જ ચિતામાં સળગે છે. જેણે અનેક મનોરથો સાથે ઘણા ઉપાયોથી પુત્રને મોટો કર્યો હતો એવો પિતા પણ સળગતી ચિતા પાસે બેઠેલો ચીતરેલો છે. અત્યંત પુત્રવત્સલ માતા મેં અહીં ચીતરેલી છે. બળતા પુત્રને જોઈ માતા મૂર્છા પામે છે. જેની સાથે હંમેશાં સ્નેહપૂર્વક પ્રિય પીણાં પીધાં છે તે એકલો જાય છે અને આ બધા ઘર તરફ જતા ચીતરેલા છે. ઘણા અયોગ્ય પ્રકારે સેંકડો ઉપાયોથી જે કંઇ ધન ઉપાર્જન કર્યું તે ઉંબરા બહાર એક ડગલું પણ ન આવ્યું. ઘરમાં જ બધું રહી ગયું. જે પ્રેમાળ પત્ની હતી, હૃદયવલ્લભ પુત્રો હતા અને વહાલી દીકરીઓ હતી તે 'અરર! મોટું દુઃખ આવી પડ્યું.' એમ રડતાં અને ઘર તરફ જતાં ચીતરેલાં છે.

એવી રીતે પુત્રો તેના પુણ્યાર્થે બ્રાહ્મણકુલમાં જઇ દાનદક્ષિણા આપે છે. એવી રીતે આપેલું તેને પહોંચે છે એવો લોકોનો અજ્ઞાન અભિપ્રાય છે.

વિષયવાસના

⁂ ૨૯૫. હે કુમાર! આ બધું ચીતરેલું છે તેમ જ બીજાં પણ ચિત્રો કરેલાં છે, માટે કૃપા કરીને તે જુઓ. જાણકારને વિશેષ શું કહેવું પડે ?

અહીં આ વિકસેલા કમળ જેવા મુખવાળો કોઇક યુવાન કોઈક યુવતી સાથે કંઇ કંઇ બોલતો ચીતરેલો છે, તેમ જ લજ્જાથી નમેલા વદનવાળી, પગના અંગૂઠાથી ભોંય ખોતરતી, પ્રિય પતિથી કંઇક કહેવાયેલી અને હસતી યુવતી ચીતરેલી છે. સ્પર્શના ઉત્સવ-રસથી ખેંચાતો આ કોઈક યુવક જાણે અમૃતમાંથી ઉત્પન્ન કરેલી હોય તેવી પ્રિયાને આલિંગન કરતો ચીતર્યો છે. એ બીચારા યુવાનને ખબર નથી કે રુધિર, મલ, મૂત્રથી બીભત્સ તથા અશુચિ, અપવિત્ર મલના સ્થાનને હાથથી કોણ સ્પર્શ કરે ? પંડિત પુરુષોએ આ શરીરને અશુચિ અને મહાપાપ કરનાર હોવાથી નિંદેલું છે, છતાં પણ યુવાનો મહા-પાપ કરે છે. જેમાં ઉત્તમ સુખ છે એમ માની યુવાનો રમણ કરે છે તે ખરેખર કર્મની ગતિ વિષમ છે. આ સુરતક્રીડા, તેના પ્રકારો, કરણો, તેની રમણીયતા એ બધું પણ ચીતર્યું છે. હે કુમાર ! આ અલજ્જામય ક્રીડા પોતાની વિડંબના કરનાર કર્મ છે એમ તેઓ મૂઢ પરસ્પર જાણતા નથી. ઉચ્છ્વાસ લે, શ્વાસ લે, ધ્રૂજે, આંખ બંધ કરી દે, દીન શબ્દ કરે, દીર્ઘ તીક્ષ્ણ શલ્યથી વીંધાયેલો હોય એવી મરતા માણસ જેવી દશા સુરતક્રીડામાં થાય છે. આવું જે જે ગુપ્ત કાર્ય હોય તે તેઓ સમગ્ર લોકની દૃષ્ટિથી છુપાવે છે, લાંબા સમય સુધી તેને ગોપવી રાખે છે અને કદાચ કોઈની નજરમાં આવી જાય તો ભયવાળા બની જાય છે. મલ, રુધિર, મૂત્રને વહન કરનારી, અશુચિ નદી જેવી, પાપવાળી સ્ત્રીની સાથે જે મૂઢ અજ્ઞાની ક્રીડા કરે છે તે પુરુષને નમસ્કાર થાઓ. સુરતક્રીડા સુંદર નથી. એને અંતે તો શરમાવું પડે છે. અશુચિને જેમ ખાઇ શકાતી નથી તેમ આ કાર્ય પણ કરવા યોગ્ય નથી. મેં એ પણ ચીતર્યું છે કે કેટલીક મહિલાઓ સેંકડો મંગળપૂર્વક કૂળ સ્થાપન કરી, વાજિંત્રો વગડાવી તેની સ્થાપના કરે છે. પરંતુ તે બીચારી જાણતી નથી કે પોતે એકાંતે કરેલી કુત્સિતકર્મની રચના લોકોમાં પ્રગટ થઈ જાય છે.

કર્મોની વિષમતા

⁂ ૨૯૬. આ જે પુરુષ ચીતર્યો છે તે ઝડપથી અને આનંદપૂર્ણ મન સાથે નાચી રહેલો છે, પણ બીચારો જાણતો નથી કે પોતાની એ વિડંબના છે. આ વળી જે ગાતો પુરુષ ચીતર્યો છે તે ક્રોધથી હોઠ મલિન કરીને અને મુખથી અપશબ્દ બોલીને ગાઇ રહ્યો છે, પણ તે બીચારો જાણતો નથી કે બધા તેને એવા શબ્દોથી બોલાવશે. આ પુરુષ વળી દંતપંક્તિ દેખાય એમ હસે છે, પરંતુ હસતાં બાંધેલું કર્મ રોતાં પણ છૂટતું નથી. આ પુરુષ બે પોપચાં બંધ કરી આંસુના વહેવા સાથે રુદન કરે છે, પરંતુ તેમાં એક બાજુ બીજું નવું પાપ બાંધે છે અને બીજી બાજુ પૂર્વે કરેલું ભોગવે છે. આ વળી એક પુરુષ 'મારે જલદી કામ છે' એમ વિચારતો દોડે છે, પરંતુ એ બીચારો જાણતો નથી કે મૃત્યુ જલદી નજીક આવી રહ્યું છે. આ વળી મેં ચીતર્યો છે તે સૂતેલો છે અને તેનાં અંગો નિશ્ચલ છે. 'હે લજ્જા વગરના, કેમ સૂઇ રહેલો છે ? આ મૃત્યુ તારું જીવિત

હરણ કરે છે.' અહીં આ વળી કુસ્તી કરતા મલ્લને ચીતર્યો છે. તે શારીરિક બળમાં ઉન્મત્ત બનેલો છે, પણ ઇન્દ્રિયોના વિષયોથી હણાયેલો છે. આ વળી સ્વરૂપવાન પુરુષ અરીસામાં પોતાના રૂપને જોઇ રહ્યો છે, પરંતુ બુદ્ધિ વગરનો તે વિચારતો નથી કે રૂપ તો ક્ષણવારમાં બદલાઈ જાય છે. આ વળી કંઠી અને કડાથી સુશોભિત શરીરવાળો અને ધનમાં ઉન્મત્ત બનેલો છે, પરંતુ અજ્ઞાની ગણતરી કરતો નથી કે ધન ક્યાં પડી રહેવાનું છે અને પોતે ક્યાં જવાનો છે. કુલમદમાં મત્ત બનેલો અને માનથી સ્તબ્ધ બનેલો આ પુરુષ બીચારો વિચારતો નથી કે આ જીવ તો કાગડો પણ થાય છે. આ જે મેં ચીતર્યો છે તે લોભમાં ઉન્મત્ત બનેલો માને છે કે 'હું કંઇક મેળવું છું.' પણ નિર્ભાગી વિચારતો નથી કે આ બધું કર્મવશથી બને છે. અહીં આ પંડિત માની વક્તા ચીતર્યો છે. પોથી હાથમાં રાખી વ્યાખ્યાન સંભળાવે છે, પરંતુ તે જાણતો હોવા છતાં જાણતો ન કે શીલ વગર એકલા જ્ઞાનની શી કિંમત? તપ કરવામાં અહંકારી બનેલો આ પુરુષ વળી ઊંચા બાહુદંડ રાખી કાઉસ્સગ્ગ કરે છે, પરંતુ મૂઢ ગર્વથી તપનો નાશ કરે તેમાં સંદેહ નથી. આ વળી બાણ ખેંચી રહેલો કોઇ ભયંકર પુરુષ ચીતર્યો છે તે કની વેદનાને ન ગણતો જીવોની હિંસા કરે છે. અહીં આ ભયંકર પુરુષ વળી તં ખેંચી બીજા ઉપર પ્રહાર કરે છે, પરંતુ નિર્ભાગી વિચારતો નથી કે 'ક્ષણવારમાં મેં શું આરંભ્યું છે? જો કોઇ પ્રકારે તેમાં હું હણાતો હોત તો તેથી કયો લાભ થાત? અને કદાચ તે હણાતો હોત તો મારે પાપકર્મનો સંબંધ થાત.'

હે કુમાર! આ પાંજરામાં પોપટ અને મેના મેં જે ચીતર્યાં છે તે પૂર્વ ભોગવે છે અને વળી નવું કર્મ બાંધે છે. આ વળી કોઇ મહિલાની આંખ વેદનાને બંધ થઈ ગઇ છે તે કોઇક બાળકને જન્મ આપે છે તે મેં બરાબર ચીતર્યું બાળકને જન્મ આપ્યો છે તે બીચારો સંદેહમાં મોટો થાય છે. એણે અંગોપાંગ ચીને રાખ્યાં છે. તે જીવે પણ ખરો કે મરી પણ જાય. અહીં આ સ્ત્રી ગુણસ્થાનને (પ્રસૂતિવેદના) થી દુઃખી થતી યંત્રમાં શેરડી પીલાય અને અવાજ થાય તેમ કંઠો પાડે છે. અહીં આ આ જે સ્ત્રી ચીતરી છે તે બીચારી વેદનામાં મૃત્યુ પામી ગ બહાર ન નીકળ્યુ અને આ બીજીએ મરેલા બાળકને જન્મ આપ્યો અને પ્રસૂતિ મૃત્યુ પામેલાં દેખાય છે.

* ૨૯૭. વળી, હે કુમાર! અહીં આ પરણતા પુરુષને ચોરી આગળ છે તે જો. ત્યાં આગળ મંગળ વાજિંત્રોના શબ્દો થઇ રહ્યા છે અને વારાંગના કરી રહી છે. એ બીચારો જાણતો નથી કે આ સેંકડો દુઃખથી ભરપૂર મહિલા છે એમ કરીને મોટાઇથી હાથથી ગ્રહણ કરી છે.' મૂઢ પુરુષો ખુશ થઇને નાચે છે, પરંતુ આ બીચારા અધન્ય દુઃખસમુદ્રમાં રુદન કરતા નથી. હે કુમાર! આ ઊંધો સૂવાવાળો બાળક મેં માત્ર બોલવાવાળો તે બીજું કંઇ પણ જાણતો નથી. એ

થયો ત્યારે કૂકડા, પોપટ, સારિકા, બકરા સાથે રમવાનો વ્યસની બની ગર્વ વહન કરી 'હું કંઈક છું' એમ વિચારી રહ્યો છે. આ વળી તરુણ પુરુષ ઇચ્છા પ્રમાણે કન્યા-યુવતીઓ સાથે ક્રીડા કરે છે, તેમ જ કામ અને અર્થ માટે પ્રયત્ન કરે છે, પણ ધર્મને જાણતો નથી. એ પ્રમાણે મધ્યવય પામેલો તે બાળકોના સમુદાયથી પરિવરેલો, માથે ધોળા વાળ આવી ગયા છે છતાં હજુ ધર્મમાં જોડાતો નથી. વળી આગળ ચીતર્યો છે તે પ્રમાણે તે પુરુષ વૃદ્ધાવસ્થા પામેલો, કરચલીઓ અને હાડકાં દેખાય છે તેવો, બાળકોથી પરાભવ પામેલો અને તરુણીઓને ઉદ્વેગ કરનાર થાય છે. આ વળી પોતાના કર્મના દોષથી દીન બની ભિક્ષા ભ્રમણ કરે છે. અહીં હજુ ધર્મ કરતો નથી અને ફરી વળી દરિદ્ર થશે. આ વળી કોઈક ઘરડો શંક ગાલામાં પડેલો અને ચીથરાની કંથા ઓઢેલો ચીતર્યો છે. પૂર્વે કરેલાં પાપને તે ભોગવે છે. આ વળી કોઈક પુણ્યશાળી સુખપૂર્વક બેઠેલો ચીતર્યો છે. બીજાઓ પૂર્વે પુણ્ય ન કર્યાં હોવાથી તેની આજ્ઞાની રાહ જોતા ઊભેલા છે.

### પરિગ્રહનું પાપ

* ૨૯૮. આ વળી કોઈક રાજા આલેખ્યો છે જે પાલખીમાં બેઠેલો છે. જન્માંતરમાં કરેલા પાપયોગવાળા કેટલાક પુરુષો તેને ઊંચકી રહ્યા છે. અહીં યુદ્ધમાં હથિયારોથી લડતા સૈનિકો ચીતરેલા છે. એ બીચારા સમજતા નથી કે આ લડાઈ કરવાથી અવશ્ય નરકે જવું પડે છે. આ વળી સિંહાસન પર સુખથી બેઠેલો પૃથ્વીનાથ છે. એણે સામંતોને નિઃશેષ કરી નાખ્યા છે અને માન વડે મત્ત બનેલો જણાય છે. એક મનુષ્યને પાંચ કોળિયાનું ભોજન, પહેરવાને બે વસ્ત્ર અને એક સ્ત્રી જોઈએ. એથી વધારે ધારણ કરનાર પાપની જ વૃદ્ધિ કરે છે. આ વળી લોભમહાગ્રહ અને પરિગ્રહમાં તલ્લીન બનેલો છે. કોઈક પુરુષ પોતાના જીવની પરવા કર્યા વગર ભયંકર સમુદ્રમાં જાય છે. આ વળી કોઈક પુરુષ આજીવિકાને કારણે મરણના ભયનો ત્યાગ કરી પારકા દ્રવ્યનું હરણ કરે છે, પરંતુ જાણતો નથી કે તેને માટે ઘણીવાર મરણ આવશે.

અહીં આ જે આલેખ્યો છે તે ભયંકર કાળ જેવો બિહામણો પુરુષ મોટા દ્રહમાં જાળ નાખીને મત્સ્યસમૂહને પકડે છે, પરંતુ નિર્ભાગી સમજતો નથી કે આવું પાપ કરીને ક્યાં જવું પડશે? થોડું કે વધારે આત્મહિત કે પરહિત એ કશું તે જાણતો નથી. આ વળી અહીં વણિકો સાચુંખોટું બોલી અર્થોપાર્જન કરે છે, પરંતુ મૂઢ મનવાળા પરિણામનો વિચાર કરતા નથી. આ વળી કેટલાક વૈરાગી પુરુષો ઘર વગેરેનો ત્યાગ કરી વિશુદ્ધ યોગથી મોક્ષમાર્ગનો ઉપદેશ આપે છે. હે કુમાર! આ મનુષ્યલોક વિશે મનોહર સ્થાનક સંક્ષેપથી કહ્યું. વિસ્તારથી તો તે કોણ કહી શકે?

### તિર્યંચગતિનાં ચિત્રો

* ૨૯૯. હે પાર્થિવ! હવે અહીં તિર્યંચનો સમૂહ મેં આલેખ્યો છે તે જો! સુંદર કે અસુંદર હોય તોપણ કૃપા કરી દૃષ્ટિ આપવી જોઈએ. તું નિપુણપણે સાંભળે છે. તું ચિત્રકલામાં ઘણો નિષ્ણાત છે. માટે હે શ્રેષ્ઠ પુરુષ! ક્ષણવાર અહીં દૃષ્ટિ આપ. હે નરનાથ!

હરણ કરે છે.' અહીં આ વળી કુસ્તી કરતા મલ્લને ચીતર્યો છે. તે શારીરિક બળમાં ઉન્મત્ત બનેલો છે, પણ ઇન્દ્રિયોના વિષયોથી હણાયેલો છે. આ વળી સ્વરૂપવાન પુરુષ અરીસામાં પોતાના રૂપને જોઇ રહ્યો છે, પરંતુ પુણ્ય વગરનો તે વિચારતો નથી કે રૂપ તો ક્ષણવારમાં બદલાઈ જાય છે. આ વળી કંઠી અને કડાથી સુશોભિત શરીરવાળો અને ધનમાં ઉન્મત્ત બનેલો છે, પરંતુ અજ્ઞાની ગણતરી કરતો નથી કે ધન ક્યાં પડી રહેવાનુ છે અને પોતે ક્યાં જવાનો છે. કુલમદમાં મત્ત બનેલો અને માનથી સ્તબ્ધ બનેલો આ પુરુષ બીચારો વિચારતો નથી કે આ જીવ તો કાગડો પણ થાય છે. આ જે મેં ચીતર્યો છે તે લોભમાં ઉન્મત્ત બનેલો માને છે કે 'હું કંઇક મેળવું છું.' પણ નિર્ભાગી વિચારતો નથી કે આ બધું કર્મવશથી બને છે. અહીં આ પંડિત માની વક્તા ચીતર્યો છે જે પોથી હાથમાં રાખી વ્યાખ્યાન સંભળાવે છે, પરંતુ તે જાણતો હોવા છતાં જાણતો નથી કે શીલ વગર એકલા જ્ઞાનની શી કિંમત? તપ કરવામાં અહંકારી બનેલો આ પુરુષ વળી ઊંચા બાહુદંડ રાખી કાઉસ્સગ્ગ કરે છે, પરંતુ મૂઢ ગર્વથી તપનો નાશ કરે છે તેમાં સંદેહ નથી. આ વળી બાણ ખેંચી રહેલો કોઇ ભયંકર પુરુષ ચીતર્યો છે તે નરકની વેદનાને ન ગણતો જીવોની હિંસા કરે છે. અહી આ ભયંકર પુરુષ વળી તરવાર ખેંચી બીજા ઉપર પ્રહાર કરે છે, પરંતુ નિર્ભાગી વિચારતો નથી કે 'ક્ષણવારમાં મેં આ શું આરંભ્યુ છે? જો કોઇ પ્રકારે તેમાં હું હણાતો હોત તો તેથી કયો લાભ પ્રાપ્ત થાત? અને કદાચ તે હણાતો હોત તો મારે પાપકર્મનો સંબંધ થાત.'

હે કુમાર! આ પાંજરામાં પોપટ અને મેના મેં જે ચીતર્યાં છે તે પૂર્વ કર્મ ભોગવે છે અને વળી નવું કર્મ બાંધે છે. આ વળી કોઇ મહિલાની આંખ વેદનાને લીધે બંધ થઈ ગઇ છે તે કોઇક બાળકને જન્મ આપે છે તે મેં બરાબર ચીતર્યું છે. જે બાળકને જન્મ આપ્યો છે તે બીચારો સંદેહમાં મોટો થાય છે. એણે અંગોપાંગ સંકોચીને રાખ્યાં છે. તે જીવે પણ ખરો કે મરી પણ જાય. અહીં આ સ્ત્રી ગુણસ્થાનની વેદના (પ્રસૂતિવેદના) થી દુઃખી થતી યંત્રમાં શેરડી પીલાય અને અવાજ થાય તેમ કઠોર ચીસો પાડે છે. અહીં આ આ જે સ્ત્રી ચીતરી છે તે બીચારી વેદનામાં મૃત્યુ પામી પણ બાળક બહાર ન નીકળ્યુ અને આ બીજીએ મરેલા બાળકને જન્મ આપ્યો અને પ્રસૂતિમાં બંને મૃત્યુ પામેલાં દેખાય છે.

૮ ૨૯૭. વળી, હે કુમાર! અહીં આ પરણતા પુરુષને ચોરી આગળ ચીતરેલો છે તે જો. ત્યાં આગળ મંગળ વાજિંત્રોના શબ્દો થઇ રહ્યા છે અને વારાંગનાઓ નાચ કરી રહી છે. એ બીચારો જાણતો નથી કે આ સેંકડો દુઃખથી ભરપૂર સંસાર છે. 'આ મહિલા છે એમ કરીને મોટાઇથી હાથથી ગ્રહણ કરી છે.' મૂઢ પુરુષો એને પરણાવીને ખુશ થઇને નાચે છે, પરંતુ આ બીચારો અધન્ય દુઃખસમુદ્રમા ફેંકાયો એમ વિચારીને રુદન કરતા નથી હે કુમાર! આ ઊંધો સૂવાવાળો બાળક મેં ચીતરેલો છે. આઉં....એટલું જ માત્ર બોલવાવાળો તે બીજું કંઇ પણ જાણતો નથી એ બાળક છે તેથી રમકડાંથી રમે છે, અશુચિ પણ ખાઇ જાય છે. મૂઢ એવો તે પોતાને કંઇ પણ જાણતો નથી. એ કુંવર

થયો ત્યારે કૂકડા, પોપટ, સારિકા, બકરા સાથે રમવાનો વ્યસની બની ગર્વ વહન કરી 'હું કંઈક છું' એમ વિચારી રહ્યો છે. આ વળી તરુણ પુરુષ ઇચ્છા પ્રમાણે કન્યા-યુવતીઓ સાથે ક્રીડા કરે છે, તેમ જ કામ અને અર્થ માટે પ્રયત્ન કરે છે, પણ ધર્મને જાણતો નથી. એ પ્રમાણે મધ્યવય પામેલો તે બાળકોના સમુદાયથી પરિવરેલો, માથે ધોળા વાળ આવી ગયા છે છતાં હજુ ધર્મમાં જોડાતો નથી. વળી આગળ ચીતર્યો છે તે પ્રમાણે તે પુરુષ વૃદ્ધાવસ્થા પામેલો, કરચલીઓ અને હાડકાં દેખાય છે તેવો, બાળકોથી પરાભવ પામેલો અને તરુણીઓને ઉદ્વેગ કરનાર થાય છે. આ વળી પોતાના કર્મના દોષથી દીન બની ભિક્ષા ભ્રમણ કરે છે. અહીં હજુ ધર્મ કરતો નથી અને ફરી વળી દરિદ્ર થશે. આ વળી કોઇક ઘરડો રાંક ગાલામાં પડેલો અને ચીથરાની કંથા ઓઢેલો ચીતર્યો છે. પૂર્વે કરેલાં પાપને તે ભોગવે છે. આ વળી કોઈક પુણ્યશાળી સુખપૂર્વક બેઠેલો ચીતર્યો છે. બીજાઓ પૂર્વે પુણ્ય ન કર્યાં હોવાથી તેની આજ્ઞાની રાહ જોતા ઊભેલા છે.

પરિગ્રહનું પાપ

૨૯૮. આ વળી કોઇક રાજા આલેખ્યો છે જે પાલખીમાં બેઠેલો છે. જન્માંતરમાં કરેલા પાપયોગવાળા કેટલાક પુરુષો તેને ઊંચકી રહ્યા છે. અહીં યુદ્ધમાં હથિયારોથી લડતા સૈનિકો ચીતરેલા છે. એ બીચારા સમજતા નથી કે આ લડાઇ કરવાથી અવશ્ય નરકે જવું પડે છે. આ વળી સિંહાસન પર સુખથી બેઠેલો પૃથ્વીનાથ છે. એણે સામંતોને નિઃશેષ કરી નાખ્યા છે અને માન વડે મત્ત બનેલો જણાય છે. એક મનુષ્યને પાંચ કોળિયાનુ ભોજન, પહેરવાને બે વસ્ત્ર અને એક સ્ત્રી જોઇએ. એથી વધારે ધારણ કરનાર પાપની જ વૃદ્ધિ કરે છે. આ વળી લોભમહાગ્રહ અને પરિગ્રહમાં તલ્લીન બનેલો છે. કોઇક પુરુષ પોતાના જીવની પરવા કર્યો વગર ભયંકર સમુદ્રમાં જાય છે. આ વળી કોઈક પુરુષ આજીવિકાને કારણે મરણના ભયનો ત્યાગ કરી પારકા દ્રવ્યનુ હરણ કરે છે, પરંતુ જાણતો નથી કે તેને માટે ઘણીવાર મરણ આવશે.

અહીં આ જે આલેખ્યો છે તે ભયંકર કાળ જેવો બિહામણો પુરુષ મોટા દ્રહમાં જાળ નાખીને મત્સ્યસમૂહને પકડે છે, પરંતુ નિર્ભાગી સમજતો નથી કે આવું પાપ કરીને ક્યાં જવું પડશે? થોડું કે વધારે આત્મહિત કે પરહિત એ કશું તે જાણતો નથી. આ વળી અહીં વણિકો સાચુંખોટું બોલી અર્થોપાર્જન કરે છે, પરંતુ મૂઢ મનવાળા પરિણામનો વિચાર કરતા નથી. આ વળી કેટલાક વૈરાગી પુરુષો ઘર વગેરેનો ત્યાગ કરી વિશુદ્ધ યોગથી મોક્ષમાર્ગનો ઉપદેશ આપે છે. હે કુમાર! આ મનુષ્યલોક વિશે મનોહર સ્થાનક સંક્ષેપથી કહ્યું. વિસ્તારથી તો તે કોણ કહી શકે?

તિર્યંચગતિનાં ચિત્રો

૨૯૯. હે પાર્થિવ! હવે અહીં તિર્યંચનો સમૂહ મેં આલેખ્યો છે તે જો! સુંદર કે અસુંદર હોય તોપણ કૃપા કરી દૃષ્ટિ આપવી જોઇએ તું નિપુણપણે સાંભળે છે. તું ચિત્રકલામાં ઘણો નિષ્ણાત છે. માટે હે શ્રેષ્ઠ પુરુષ! ક્ષણવાર અહીં દૃષ્ટિ આપ. હે નરનાથ!

સિંહ હાથીને અને હાથી સિંહને હણે છે તે જો. આ સિંહે વનના મધ્યભાગમાં મૃગને મારી નાખ્યો. વાઘે કર્કશપણે આક્રંદ કરતા બળદને માર્યો, વળી વાઘ બળદના શિંગડાથી ભેદાયો. અહીં વળી માંહોમાંહે લડતી ભેંસો ચીતરેલી છે. રાગ અને દ્વેષને વશ બનેલાં હરણો પણ લડતાં જણાય છે. ઇર્ષ્યાથી પરસ્પર વેર વાળતાં આ પશુઓ અજ્ઞાનના મહાઅંધકારમાં ફેંકાય છે તે જો. આહારના અર્થી આ સર્પે બીજા સર્પને ગળ્યો છે અને આ મત્સ્યે બીજા મત્સ્યને તથા મગરે બીજા મગરને ગળ્યો છે તે તું જો. ઇર્ષ્યા કે આહારના કારણે કોઇક પક્ષી બીજા પક્ષીને હણે છે. અહીં મોર વડે ખવાતો આ ભુજંગ મેં આલેખ્યો છે.

## તિર્યંચોની હિંસાપરંપરા

હે સુંદર! આ ચિત્રપટમાં ચિત્ત રાખીને ચિત્રનો બરાબર વિચાર કર. અહીં જીવોની અનુક્રમે નિર્માણ થતી મૃત્યુ-પરંપરાની શ્રેણી આલેખી છે. અહીં વનમાં ગણગણાટ કરતી ભમતી, જાળમાં સપડાઇ ગયેલી માખીને આ માકડીએ પકડી લીધી તેમ ચીતર્યું છે. ક્ષુધાથી પીડાતી અને ભ્રમણ કરતી આ પાપિણી ગરોળીએ આ પાપી કરોળિયાને પાપથી પકડ્યો. એ ગરોળી જ્યારે ઝડપથી ચાલતી અને ભમતી હતી ત્યારે સામા પક્ષીએ એને પકડી. પૂર્વે કરેલાં કર્મથી કોણ ચૂકે છે? આ વળી સામાપક્ષી આકાશમાર્ગેથી ઓચિંતું નીચે પડ્યું. તેને આ બીજા પક્ષીએ પકડ્યું તે જો હે રાજન્! આ કર્મની વિચિત્રતા જો. એ પક્ષી પણ પકડતાંની સાથે જ્યાં ઊભું થયુ તેટલામાં જંગલી બિલાડાએ આવીને તેને પકડ્યું તે મેં ચીતરેલું છે તે જો. એ વળી જંગલી બિલાડાને અત્યંત તીક્ષ્ણ ભયંકર દંઢવાળા કોળે આવી બળાત્કારથી પકડ્યો. વળી તે જ વખતે આહાર માટે આવેલ આ પાપી ચિત્તાએ કોળને હણ્યો. આ ચિત્રની અંદર ચિત્ત દઇને આ સર્વ તું બરાબર જો. એ ચિત્તો પણ વિકરાળ દાઢ અને ભયંકર મોંવાળો, કઠણ નખના વજ્રઘાતથી પીડા કરતો ચીતરેલો છે. તે જ ક્ષણે વળી તીક્ષ્ણ નખ રૂપી કરવતવાળા આ સિંહ વડે ચેલો વાઘ ફડાતો દેખાય છે. વળી આ સિંહે ભયંકર વાઘને હજુ માર્યો નથી એટલામાં ભયાનક શરભે દોડીને સિંહને પકડ્યો તે જો. આ પ્રમાણે પરસ્પર અધિક બળવાળા જીવો રાગ-દ્વેષને વશ બની, પાપથી દુઃખ પામી, ઉન્મત્ત બની આ સંસારમાં ભ્રમણ કરે છે.

## નારકીનાં દ્રશ્યો

* ૩૦૦. હે કુમાર! મેં આ ચિત્રપટમાં નરકનાં દ્રશ્યો આલેખ્યાં છે તે જો. ત્યાં આગળ બહુ પાપપંકથી ભારે બનેલા અધમ આત્માઓ ગબડે છે. અહીં ઘણી ચરબી, પરૂ અને માંસવાળી તથા બીભત્સ, ભીષણ કુંભીની અંદર ઉત્પન્ન થતા તે મેં ચીતર્યો છે. વળી કુંભીમાં જન્મી નીચે કેવી રીતે પડે છે તે પણ મેં ચીતર્યો છે વજ્રના શિલાતલમાં પડવાથી કેટલાકના સર્વ અંગ ભાંગી ગયાં છે અને છૂટાં પડી ગયાં છે. વળી આ પરમાધામીઓ હાથમાં હથિયાર લઇને 'હણો, નાશ કરો, ભેદો, છેદો, મારો, ચૂરો' એમ બોલી રહ્યા છે. વળી તેઓ દીન વદનવાળા, કર્કશ સ્વરથી આક્રંદ કરતા નારકી જીવોને બળાત્કારથી પકડી તેમના મુખમાં અગ્નિથી તપાવેલ સીસાનો રસ રેડે છે. વળી તેઓ જેમણે

પહેલાં બીજા જીવોને ઘણું દુઃખ ઉત્પન્ન કર્યું હતું તેમને લાંબા તીક્ષ્ણ વજ્રશૂળોમાં પરોવે છે. વળી તેઓ ભારે દુઃખથી કંટાળેલા, ખરાબ સ્વરથી ક્રંદન કરતા જીવોના મુખમાં તાંબાનો ઓગાળેલો રસ રેડે છે. આ વળી વૈતરણી નદીમાં દોડતાં કોઇ પણ પ્રકારે કિનારે પહોંચ્યા, પરંતુ ત્યાં પણ તાંબા અને સીસાના તપાવેલા રસમાં બળે છે. ઊકળતા પાણીના તરંગવાળી આ વૈતરણી નદી વહે છે. એમાં તેમને ધક્કો મારી વહેવડાવે છે અને તેમાં તે ઓગળી નાશ પામે છે. શરીર ફરી પાછું એકઠું થઈ જાય છે અને ભયંકર કાળી કાન્તિવાળું શરીર તરવારની ધાર જેવાં પાંદડાવાળા તાડના વનમાં જાય છે ત્યારે ભેદાઈ જાય છે. વળી બળવાન (પરમાધામીઓ) વડે બળાત્કારથી ફાડી નાંખતા, કરવત અને યંત્રથી કપાતા તેમ જ લોહી અને પરૂના કાદવમાં ખૂંચેલા એવા કેટલાક મેં અહીં ચીતરેલા છે. વળી અહીં સિંહ અને વાઘના રૂપવાળા, લડતા, રૌદ્ર ધ્યાનવાળા કેટલાક પૂર્વ ભવને સંભારીને યુદ્ધ કરે છે તે જો. નરકમાં વેદનાથી મૂર્છા પામેલા મૂઢ મનવાળા દીનતાથી કર્કશપણે એકાએક ભયંકર ચીસો પાડે છે તે પણ તું જો. હે કુમાર! અહીં નરકમાં ઘણા લાખો દુઃખોમાં તે જીવો તેત્રીશ સાગરોપમના કાળ સુધી ભમ્યા કરે છે એમાં સંદેહ નથી.

દેવલોકનાં દ્રશ્યો

* ૩૦૧. હે કુમાર! જ્યાં આગળ પુણ્યશાળીઓ બહુ પુણ્યના ફળને અનુભવે છે તે સ્વર્ગ પણ મેં અહીં શ્રુતાનુસાર ચીતરેલું છે. હે રાજન્! દિવ્ય વસ્ત્ર બિછાવેલી શય્યામાં મણિ, કુંડળ અને હારવાળા તથા સુંદર કાન્તિવાળા દેવો ઉત્પન્ન થાય છે તે દ્રશ્ય જો. દિવ્યાલંકારથી ભૂષિત શરીરવાળા ઉત્પન્ન થયેલા, લલિત દેહના દિવ્ય રૂપ વડે આ દેવો શોભી રહ્યા છે. અરણ્યનો મત્ત હાથી ઘણી હાથિણીઓના જૂથથી પરિવરેલો હોય તેમ ઘણી દેવીઓથી પરિવરેલો આ દેવકુમાર છે. અહીં આ ઘણી દેવીઓના પરિવારથી પરિવરેલો, માનવાળો ઇન્દ્ર સભાના મધ્યભાગમાં બિરાજેલો છે. અહીં આ વળી દિવ્ય રૂપવાળા ઐરાવણ ઉપર આરૂઢ થયેલો વીજળીલતા અને જ્વાળાના તેજ જેવો દીપતો દેવ ચીતરેલો છે. અહીં આ દિવ્ય નાટકનાં દ્રશ્યો નિહાળતો અને રસપૂર્ણ હાવભાવ કરતી દેવીઓનાં નૃત્યો નિહાળતો કોઇ દેવ ચીતર્યો છે. અહીં વળી આ મંદ ગતિ કરનારી, પહોળી જંઘાવાળી, પાતળી કમરવાળી અને સ્તનતટથી શોભતી લલિત અંગવાળી દેવાંગનાઓ જો. અહીં વળી કેટલીક સંતુષ્ટ દેવીઓ સુખપૂર્વક ગાઇ રહી છે એ સાંભળી પેલો દેવ વનના હાથીની જેમ એકાગ્ર મનવાળો થઇ ગયો છે. વળી, હે કુમાર! દાસ જેવા અધમ જાતિના આ કિલ્બિષિયા દેવતાઓ મેં ચીતરેલા છે તે જો. આ બિચારા દેવલોકમાં ઉત્પન્ન થવા છતાં ઇર્ષ્યાથી દુઃખ ભોગવે છે કે 'આ વળી આપણો સ્વામી અને અમે તેના દાસ તરીકે ઉત્પન્ન થયા છીએ.' વળી આ કોઇક દેવતા પોતાનો ચ્યવનસમય નજીક જાણી દુઃખ પામેલો છે. એની કાંતિ ઘટતી જાય છે અને એની પુષ્પમાળા કરમાય છે. બીજો વળી આ દીન મનવાળો જીવ કરુણ સ્વરથી વિલાપ કરે છે કે 'અરેરે, હું નિભાગી હવે અશુચિમાં પડીશ.' પોતાની દેવીઓ વચ્ચે વિલાપ કરતો આ વળી કોઇક

દેવ, પવનથી જેમ દીવો ઓલવાઇ જાય તેમ એકદમ (ચ્યવીને) ક્યાં ગયો તેની ખબર પણ ન પડી.

મોક્ષસુખ

આ પ્રમાણે, હે કુમાર! દેવલોકનાં દ્રશ્યો આલેખીને મેં અનંત શુભસુખવાળું મોક્ષસ્થાન પણ બતાવેલું છે. જ્યાં આગળ વૃદ્ધાવસ્થા, જન્મ, વ્યાધિ કે મરણસંતાપ નથી તે શાશ્વત મોક્ષસુખનુ સ્થાન અને તેનું સુખ રમણીય છે.”

એવી રીતે, હે કુમાર! તેમણે (ઉપાધ્યાયે) તેવા પ્રકારના સંસારચક્રના પટમાં મને બધું પ્રત્યક્ષ કરાવ્યું એટલે મેં વિચાર કર્યો કે ‘અહો! આ સંસારવાસ દુઃખદાયક છે, મોક્ષમાર્ગ દુર્ગમ છે, જીવો દુઃખી છે, પ્રાણીઓ શરણ વગરનાં છે, કર્મની ગતિ વિષમ છે, માણસો મૂઢ છે, લોકો સ્નેહની બેડીથી જકડાયેલા છે, શરીર અશુચિ છે, વિષયનો ઉપભોગ ભયંકર છે, ચિત્ત ચપળ છે, ઇન્દ્રિયો અવળી છે, અને જીવસમૂહો પ્રત્યક્ષ દેખાતા દુઃખ રૂપી મહાસાગરમાં ડૂબેલા હૃદયવાળા છે. વળી—

નથી મનુષ્યોને સુખ, નથી તિર્યંચોને સુખ અને નથી દેવોને પણ સુખ. વળી નરકમાં તો દુઃખ જ છે. એમ માત્ર સુખ હોય તો સિદ્ધિ (મોક્ષગતિ) મા જ છે, બીજે નથી.” આ પ્રમાણે વિચારતાં મેં કહ્યું, “અહો, તમે આ ચિત્રપટ આલેખ્યો છે? મને લાગે છે કે તમે સર્વથા મનુષ્ય નથી. આ દિવ્ય ચિત્રકર્મ-પટના નિમિત્તે અથવા બીજા કોઇક કારણે કંઇક પણ વિચાર કરી તમે દેવલોકમાંથી આવેલા દિવ્યપુરુષ લાગો છો.” એમ બોલતાં મેં એક જગ્યાએ બીજું ચિત્રકર્મ પણ જોયું. મેં કહ્યું, “અહો ઉપાધ્યાયજી! આ વળી સંસારચક્રથી જુદું છે. તો આ શું છે તે પણ મને કહો.”

બીજો ચિત્રપટ

* ૩૦૨. એ સાંભળી ઉપાધ્યાયજી તે બતાવવા લાગ્યા. “કુમાર!—

અહીં જેનાં રૂપ બરાબર વિભાગ કરી ગોઠવેલાં છે તેવા કોઇક બે માણસોના ભવાંતરમાં જે વૃત્તાન્ત બન્યો તેનાં ચરિત્ર આલેખ્યાં છે તે જો. ધન, રત્ન, સુવર્ણાદિથી સમૃદ્ધ અને રત્નના પાકા બાંધેલા મોટા મહેલો દેખાય છે એવી આ ચંપાનગરી છે. ત્યાં રત્નાલંકારથી વિભૂષિત મનોહર નગરજનો છે અને પુષ્કળ ધન અને લોકોની અવરજવરથી દુકાનમાર્ગ રમણીય દેખાય છે. સેવકોને દાન આપવામાં તત્પર એવો મહારથ નામનો રાજા તે નગરીનું પાલન કરતો રહેલો છે. તેનો મહેલ અહીં આલેખ્યો છે. અહીં મહાપ્રભાવશાળી, બહુ ધનવાળો ધનદત્ત નામનો વેપારી વસે છે. વિલાસ અને રૂપમાં દેવી જેવી તેની દેવી નામની ભાર્યા છે. તેમને સેંકડો મનોરથોથી બે પુત્ર ઉત્પન્ન થયા. તેમનાં નામ કુલમિત્ર અને ધનમિત્ર એવાં રાખવામાં આવ્યાં. તેમના જન્મ પછી તેમનો પિતા અણધાર્યો મૃત્યુ પામ્યો અને તેની પાછળ તેનું ધન પણ નાશ પામ્યું. ઉત્તમ વૈભવ ક્ષીણ થઇ જવાથી સકલ લોકવ્યવહાર પણ બંધ થઇ ગયો. સગાંસંબંધીઓ પણ ઓછાં થઇ ગયાં. એટલે તે વણિકપુત્રો દુર્ભાગ્યપણાને પામ્યા. તેઓને બીજું કોઈ સગુંવહાલું નહોતું.

માત્ર એક માતા જ હતી. વિવાહ કર્યા વગરના તેઓ બંને અનુક્રમે યૌવન પામ્યા. કોઈ વખત માતાએ કહ્યું, "હે પુત્રો! મેં દુઃખપૂર્વક મહેનતમજૂરી કરી બાલપણમાં સ્નેહ-પૂર્વક પાળીપોષી જીવાડ્યા. હવે તમે યૌવનમાં આવેલા અને સત્ત્વવાળા છો તો કંઇક પણ કાર્ય કરી મને ખવડાવો." આ પ્રમાણે કહેતી તેની માતાને અહીં જો. હવે બંને વણિક-કર્મમાં જોડાઇ ગયેલા મેં અહીં ચીતર્યા છે. પરંતુ તેમાં પણ કંઇ પણ લાભ મળતો નથી કે જેથી કંઇ પણ માલ ખરીદી શકે. અને કંઇક પણ લાભ મળે છે તો તેમાંથી માલ ખરીદે છે. જ્યારે બમણો માલ ખરીદે છે ત્યારે એકની કિંમતે વેચાય છે. જ્યારે એકની કિંમતે ખરીદે છે ત્યારે અરધી કિંમતે માગણી થાય છે. અરધી કિંમતે વેચી બીજી વસ્તુ લાવે તો ચોથા ભાગની કિંમતે માંડ માંડ વેચાય. એથી એ બંને સમજી ગયા કે પોતાને નિર્ભાગીને વેપારમાં કંઇ લાભ નથી. તેથી ખૂબ કંટાળીને કોઇ પણ પ્રકારે ખેતીના કાર્યમાં જોડાઈ ગયા.

બધે જ નિષ્ફળ

* ૩૦૩. એ બંનેને દારિદ્રના દુઃખમાં સપડાયેલા અને પોતાની જાતને કષ્ટ આપી, હળ, ધૂસરું, જોતરું, દોરડું વગેરે પકડી કામ કરતા મેં અહીં આલેખ્યા છે. જેટલું ધાન્ય ઘેર હતું તે બધું તેમણે ખેતરમાં વાવી દીધું, પરંતુ વરસાદ ન પડવાથી તે ધાન્ય ત્યાં સુકાઈ ગયુ. એટલે તે છોડીને કંઇક દુઃખી થયેલા તેઓ ઢોર રોકી તેના પર ભરેલી ગુણો લાદ-વાની મજૂરીના કાર્યમાં જોડાયા તે અહીં મેં આલેખ્યું છે. તેમાં પણ તેમનાં બધાં ઢોરોને અન્ય પ્રદેશમાં જતાં વ્યાધિ લાગુ પડ્યો અને તે બધાં મૃત્યુ પામ્યાં. એટલે તે નિર્ભાગી તેમાં પણ નિષ્ફળ થયા. હવે તેઓ ખાવાનું મળે તેમાં સંતોષ માની પારકે ઘરે કામ કરવા રહ્યા. પરંતુ તે પુણ્યહીનને તેમનો સ્વામી ખાવાનું પણ આપતો નથી. એટલે તેઓ વૈરાગ્ય પામી, એ કામ છોડી, કંટાળીને બીજી નગરીમાં ગયા. ત્યાં તેઓ ઘેર ઘેર ભટ-કીને ભિક્ષા માગે છે, પરંતુ અશુભ કર્મના ઉદયથી તેઓ ત્યાં પણ કશું મેળવી શકતા નથી. એવી રીતે તે વણિકો કંટાળો અને દુઃખથી સંતાપ પામતા, પૈસા કમાવવાની તપાસ કરતા સમુદ્રના કિનારે પહોંચ્યા. ત્યાં આગળ બહુ માલ ભરેલાં મોટાં વહાણો તૈયાર કરી કોઇક વણિક સમુદ્રના સામે કિનારે જવા માટે તૈયાર થયો છે. ત્યારે આ વણિકપુત્રોએ તેને કહ્યું, "અમે પણ સાથે આવીએ. તમારા મનમાં જે ઠીક લાગે તે આજીવિકા અમને આપજો." વેપારીએ તે કબૂલ કર્યું અને કહ્યું, "બીજાને જે આજીવિકા આપીશ તે તમને પણ આપીશ. માટે તમે બંને ભલે સાથે ચાલો." હે કુમાર! ઊડી રહેલી ઉજ્જવળ ધ્વજાઓવાળું આ વહાણ આ પાણીના મધ્યભાગમાં ઇચ્છાપૂર્વક વહેતું મૂક્યું. જતાં જતાં સમુદ્રની મધ્યમાં પાણીનાં ઊછળતા મોજાંઓ સાથે એકદમ અફળાઇને વહાણ ભાંગી ગયું એ આલેખ્યુ છે તે તું જો. આ બંને વણિકપુત્રો પાણીમાં પાટિયા ઉપર આરૂઢ થઇને કંઇ કંઈ મુશ્કેલીમાંથી પાર પડતા, ડૂબતાં બચીને દૂરના કિનારે કોઈ દ્વીપે પહોંચી ગયા. મહાસમુદ્ર તરીને તેઓ પૂછે છે, 'આ કયો દ્વીપ છે?' ત્યારે કોઇકે એમને કહ્યું, 'આનું નામ રોહણ છે.' એ સાંભળી 'સારું થયું' એમ માની બંને હર્ષ પામ્યા છે. અહીં પર-

સ્પર વાત કરતા મેં ચીતરેલા છે કે "આ પ્રમાણે અહીં આ શ્રેષ્ઠ દ્વીપમાં પુણ્યહીન પણ ધન મેળવે છે. માટે હવે આપણે અહીં ખોદીએ જેથી રત્નો પ્રાપ્ત કરી શકીએ."

**વિવિધ વ્યવસાયમાં નિષ્ફળતા**

* ૩૦૪. એમ કહીને તેમણે ખોદવાનું શરૂ કર્યું. આખો દિવસ ખોદવા છતાં બિચારા કંઈ પણ પામતા નથી. ત્યાંથી જ્યારે થાક્યા ત્યારે કોઈક એવા પુરુષની સેવા કરવા લાગ્યા કે જેની પાસેથી ધાતુવાદ શીખીને કંઈક ઉદ્યમ કરે. તેણે તે વિદ્યા થોડીક શીખવી. ત્યાં આગળ પર્વતની ગુફાઓમાં સઘળા પુરુષાર્થથી પથ્થર ખોદવા લાગ્યા, છતાં લાંબા કાળ સુધી ખોદવા છતાં હાથમાં માત્ર ક્ષાર આવ્યો. ત્યાંથી કંટાળ્યા પછી હવે તેમણે આ જુગાર રમવાનું શરૂ કર્યું. તેમાં પણ હારી ગયા એટલે તે વણિકપુત્રોને સાથીદારોએ બાંધ્યા. ત્યાંથી કોઈ પણ રીતે છૂટકારો મેળવ્યો અને કોઈકની સેવાચાકરી કરવાનું શરૂ કર્યું. ત્યાં પણ એવી વઢવાડ થઈ કે જેમાં તેમને પછાડ્યા અને બાંધ્યા. અહીંથી વળી ચૂક્યા અને છૂટા થયા અને પોતાના રૂપમાં અંજનયોગ કરવા લાગ્યા. પરંતુ આંખોમાં આંજવાથી તેમને ઉપઘાત થયો. વળી તેઓ હાથમાં પોથી ગ્રહણ કરી, એક પુરુષને આગળ કરી બખોલમાં પ્રવેશ કરતા આલેખ્યા છે. 'અહીં યક્ષિણી પ્રગટ થશે તો અમારી ઇચ્છા પૂરી પડશે.' પરંતુ ત્યાં તો વિકરાળ વદનવાળો વાઘ અણધાર્યો સામો ધસી આવ્યો. પછી એ પુરુષો ગુરુના મુખથી મંત્ર મેળવીને, અંગુલિઓની મુદ્રા કરીને, મંડળ આલેખીને તેનું સાધનાકર્મ કરવા લાગ્યા. પરંતુ એવી સાધના કરવા જતાં અચાનક કોઈ અત્યંત ભયંકર, રૌદ્ર, પૂર્વે કરેલાં પાપનો સંઘાત હોય તેમ રાક્ષસસ્વરૂપ પ્રગટ થયું. સર્વથા, જે જે કંઈ તેઓ કરે છે તે પૂર્વના મહાકર્મદોષથી, જેમ રેતીનો કોળિયો કર્યો હોય તેમ વિનાશ પામે છે. હવે આ પ્રમાણે અનુભવ જાણીને રતિ અને ભોગથી નિર્વેદ પામેલા તેઓ દેવીના પગમાં પડી સુખે બેસી રહેલા છે. અહીં તે દેવી પણ તેમને કોઈ દૂરના અન્ય સ્થળ સુધી પ્રવાસ કરાવે છે. પથ્થરના થાંભલા જેવા તે બિચારા અહીં પડેલા છે તે જો. ફરી વળી કેટલાક દિવસ પછી બિલકુલ આહાર વગર હાડકાંના પિંજર જેવા દેહવાળા તેઓ બંને કંટાળીને ઊભા થયા.

**આત્મહત્યાસમયે દિવ્ય વાણી**

* ૩૦૫. પછી કેમે કરી કંઈક શાંતિ વળી ત્યારે તેઓ કહેવા લાગ્યા, "અરેરે! આ દેવ આપણા ઉપર રોષે ભરાયેલ છે. આશા-તૃષ્ણાવાળા હૃદયથી આપણે જે જે કંઈ પ્રયત્ન કરીએ છીએ તે કોપથી આ વિધિનો દાસ સર્વ ભાંગી નાખે છે તે જુઓ. ખરેખર આપણને ધિક્કાર હો! આપણા નિષ્ફળ જીવનને ધિક્કાર હો! ખરેખર, આ બધી ઘટના દૈવે કરી છે પણ એને આમ કરવું યોગ્ય નથી. જે પુરુષનું દૈવ આપણા જેવું વિપરીત હોય તેવા પુરુષના જીવિતનો શો અર્થ? અથવા તેના જન્મવાનો શો અર્થ? એવા પુરુષો જોવા મળે છે કે જે એક અથવા ઘણાં કાર્યોમાં પણ સુખેથી સફળતા પામે છે. પરંતુ પુણ્ય વગરના આપણે એક પણ કાર્યમાં સફળતા મેળવી શકતા નથી. માટે દુઃખપ્રચુર આ જીવનનું આપણને પ્રયોજન નથી. અથવા પર્વતના શિખર પર ચડીને

આપણી જાતને પડતી મૂકીએ." હે રાજન્ ! એ પ્રમાણે દીન અને ઉદ્વિગ્ન મનવાળા તેઓ શિખર પર ચઢી પોતાની જાતનો અંત આણવા માટે પ્રવૃત્ત થયા તે અહીં જો. "હે પર્વતનાં શિખરો ! જો તમારા પરથી પડવાનો મહાપ્રભાવ હોય તો બીજા ભવમાં અમને આ પ્રમાણે ન થાય એમ હજો." એમ એક સાથે બોલી, પડવા માટે પ્રવૃત્ત થયા ત્યાં તો કોઈ દિવ્ય વાણીએ કહ્યું કે 'સાહસ ન કરો.' તે સાંભળી તે બંને પુરુષો આકુળવ્યાકુળ બની દિશાઓમાં નજર ફેંકતા અવલોકન કરવા લાગ્યા. "સાહસ ન કરો એમ અમને અહીં કોણે કહ્યું ? જે કોઇ દેવ હોય અથવા મનુષ્ય હોય તે અમને દર્શન આપો." એટલામાં, હે રાજન્ ! તેજથી ઝળહળતા અને તપથી કાયા કરમાવી નાખનાર આ ધીર તપસ્વીને જો. પોતાને એમણે એ પ્રમાણે કહ્યું હશે એમ વિચારી તે બંને તેમની પાસે આવ્યા અને વંદન કરી તેમણે બંનેએ સાધુને કહ્યું:—

વિધિપૂર્વક વ્યવસાય કરો

× ૩૦૬. "હે મુનિવર ! શા કારણે તમે અમને પડતા રોકયા તે કહો. ખરેખર આ અમારું સાહસ છે. અમે પાપી કેવી રીતે જીવીએ તે કહો." મુનિએ તેમને કહ્યું, "હે શ્રેષ્ઠ પુરુષો ! તમને શા કારણથી વૈરાગ્ય થયો તે કહો." તેમણે સાધુને કહ્યું, "અમને વૈરાગ્યનું કારણ દારિદ્ર છે." એટલે મુનિએ તેમને કહ્યું, "અર્થોપાર્જનના ઘણા પ્રકારો છે. વેપાર, ખેતી, સેવા–ચાકરી વગેરે ઘણા પ્રકાર છે." તેમણે કહ્યું, "ભગવંત ! એ બધા ઉપાયો અમે જાણીએ છીએ. પરંતુ એકેમાં અમે કંઇ પણ ફાવ્યા નહિ તેથી અમે કંટાળ્યા છીએ." મુનિએ ફરી કહ્યું, "એ તમે વિધિપૂર્વક કર્યાં નથી. માટે હું તમને કહું છું કે તમે તે વિધિપૂર્વક કરો." ત્યારે તેમણે કહ્યું, "ભગવંત ! આપ આજ્ઞા કરો કે કયો ઉપાય કરી અમે ધન પ્રાપ્ત કરીએ જેથી ઘણું સુખ ભોગવવા મળે." એટલે મુનિએ કહ્યું, "જો તમારે સર્વ સુખનું પ્રયોજન હોય તો ખેતી કે વેપાર યત્નપૂર્વક કરો. દેહ રૂપી દુકાનમાં વિસ્તાર પામેલા મનને નિયંત્રિત કરી તે દ્વારા પુણ્યરૂપી કરિયાણું ખરીદ કરો કે જેથી તમને નફામાં સુખ પ્રાપ્ત થાય, અને કોઇ પણ પ્રકારે ખેતી કરો તો આવી કરજો:—

મન રૂપી હળ વડે પવિત્ર કરેલી સુપાત્ર પૃથ્વીમાં બીજ રોપવાથી સેંકડો શાખાપ્રશાખા અને પરંપરાવાળાં ફળ થશે. આ વિધિ ખેતી કરવામાં હોય છે. અને કોઇ પણ પ્રકારે ગોપાલન કરો તો આવું કરજો—

અન્ય વ્યવસાયોની વિધિ

× ૩૦૭. આગમની લાકડી ગ્રહણ કરજો. પારકાં દ્વાર, દ્રવ્ય કે ક્ષેત્રમાં જતાં વારણ કરજો. ઇન્દ્રિયો રૂપી વાછરડાંઓને પણ ત્યાં જતાં રોકશો તો પારકા પ્રદેશમાં પણ સુખેથી આજીવિકા મેળવશો. અને જો નોકરી કરો તો આવી કરજો:—

'અરે, આ કામ કરો' એમ સ્વામી જે જે કહે તે તે સઘળાં કાર્યો, અક્ષય–આજીવિકાનું જો ધ્યેય હોય તો કરજો, અને વહાણમાં જાવ તો આ પ્રમાણે કરજો:—

આ દેહને વહાણુ બનાવજો અને તેમાં નિર્મળ ગુણરત્નો ભરજો. તથા ભવસમુદ્ર તરીને મોક્ષદ્વીપમાં પહોંચી જજો. અને કદાચ રોહણપર્વત ખોદો તો આમ કરજો:—

જ્ઞાનનો કોદાળો બનાવજો અને વિસ્તીર્ણ કર્મ રૂપી રોહણને ખોદજો કે જેથી કેવળ-જ્ઞાનરૂપી મૂલ્યવાન રત્ન જલદી પ્રાપ્ત કરી શકાય. અને જો વિનિમય-વ્યાપાર કરો તો આ પ્રમાણે કરજો:—

મન રૂપી પાત્ર ભરીને, ગુરુ પાસેથી આગમ રૂપી કરિયાણું ભરીને લોકોને તે તમે આપજો અને બદલામાં પુણ્ય સ્વીકારજો. અને ભિક્ષા માટે ભમો તો આમ કરજો:—

દર્શન રૂપી લોચ, સંયમ રૂપી કચ્છ અને બુદ્ધિ રૂપી પાત્ર લઈ ગુરુકુલના ઘર-આંગણામાં જ્ઞાનભિક્ષા માટે ભ્રમણ કરજો. અને જો જુગાર રમો તો આમ રમજો:—

સંસારરૂપી ચામડાની કોથળીમાં મનુષ્યપણા રૂપી કોડીથી રમીને જીત મેળવજો, પરંતુ પાપસહિત જીત મળતી હોય તો તે ન મેળવશો. અને ધાતુવાદ ધમો તો તેમાં પણ—

તપ અને સંયમના યોગો વડે આત્માને મહાધાતુ બનાવીને ધર્મધ્યાન રૂપી મહાગ્નિ વડે તમારા જીવ રૂપી સુવર્ણને વિશુદ્ધ કરજો. વળી રાજા પાસે તમારે યુદ્ધ કરવું પડે તો ત્યાં પણ—

જો સિદ્ધિનગરીનું તમને પ્રયોજન હોય તો સર્વજ્ઞ ભગવંતનું શરણ લઈ, તપ રૂપી તરવાર ખેંચીને ઇન્દ્રિય રૂપી ભયંકર યુદ્ધ કરનાર શત્રુ સાથે યુદ્ધ કરજો. અને જો મલ્લ-પણું કરો તો—

સંયમ રૂપી કચ્છને બાંધીને, ક્રિયાબળ વિશે બેસીને, મોહમલ્લને હણીને જ્ઞાનપતાકાને ગ્રહણ કરજો. અને કદાચ તમે અંજનયોગ કરો તો તેમાં પણ—

સંયમ, દર્શન, યોગ અને જ્ઞાન રૂપી શલાકાથી આંખને આંજીને, હે ઉત્તમ પુરુષો ! દેવો અને સિદ્ધોનાં સુખ જેવા મહાનિધાનો તમે જોશો. વળી, અસુરની ગુફામાં તમે દાખલ થયા તો ત્યાં પણ—

ઝળહળતો જ્ઞાનદીપક આગળ રાખી, કોઈ પણ આચાર્યનો આશ્રય કરી, સંયમ રૂપી ગુફામાં પ્રવેશ કરીને સિદ્ધિ રૂપી અસુર કન્યાને ગ્રહણ કરજો.

* ૩૦૮. વળી જો મંત્ર સાધવા પ્રયત્ન કરો તો આ વિધાનથી સાધજો. જેમ કે–

શાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે ગુરુએ આપેલી દીક્ષા અને સારભૂત મંત્ર સહિત સિદ્ધાન્તનો જાપ કરશો તો લોકમાં ઉત્તમ સિદ્ધિ મેળવશો. અને જો તમે દેવતાની આરા-ધના કરવા ઇચ્છતા હો તો આ પ્રમાણે આરાધશો:—

જો તમારે વરદાન મેળવાની જરૂર હોય તો સમ્યક્ત્વમાં નિશ્ચિત મનવાળા થઇ દેવ સમક્ષ સંયમ અંગીકાર કરી દીક્ષાદેવીની આરાધના કરવી.

એ જ રીતે વેપાર, ખેતી આ પ્રમાણે કહેલી વિધિપૂર્વક કરવામાં આવે તો બહુ ઉત્તમ અને નિશ્ચિત ફળ આપનાર હોય છે. નહિતર ફળ ન મળે. માટે, હે વણિકપુત્રો! કંટાળીને પ્રાણત્યાગ ન કરો. જો સર્વ દુર્ગત અને દરિદ્રપણાને અંગે કંટાળ્યા હો તો એ પ્રમાણે કરજો. શું અહીંથી પડતું મૂકવાથી તમારું દુર્ભાગ્ય ચાલ્યું જશે? નહિ ચાલ્યું જાય. કારણ? પૂર્વે કરેલાં પાપના સંચયના ફળ રૂપે તમને દુર્ભાગ્ય પ્રાપ્ત થયુ છે. માટે જ્યાં સુધી તે પાપ નાશ ન પામે ત્યાં સુધી તે દુર્ભાગ્ય નાશ નહિ પામે. એવી રીતે પડતું મૂકવાથી તેનો વિનાશ થતો નથી. વળી, અન્ય જન્માંતરમાં વળી આવી જ દુર્ભાગ્યની રચના થશે. માટે તમે ભોળા, અજ્ઞાની, બાળક જેવા મૂઢ ન બનો. આત્મહત્યા કરનારા પાપીઓ સદ્‌ગતિ પામતા નથી."

ત્યાર પછી તે વણિકપુત્રોએ કહ્યું, "હે ભગવંત! જન્માંતરમાં કેવી રીતે દરિદ્રપણું પ્રાપ્ત ન થાય?" ભગવંતે કહ્યું, "જો મોટા વૈરાગ્યપૂર્વક દીક્ષા અંગીકાર કરી વિપુલ તપ કરો તો વળી અન્ય જન્મમાં પણ દારિદ્ર જોશો નહિ." એ સાંભળી બંનેએ કહ્યું, "હે ભગવંત! દારિદ્રના ભયથી દુઃખી થયેલા અમને તમારું શરણ હો! અમને દીક્ષા આપો."

ત્યાર પછી, હે કુમાર! તે મુનિએ તેઓને દીક્ષા આપી. તેઓ દિક્ષિત થયા તે આ મેં આલેખ્યા છે. તે તપ કરવા લાગ્યા. કાળે કરી તેઓ મૃત્યુ પામી દેવલોકે ગયા. ત્યાં ભોગ ભોગવી તેમાંથી એક દેવલોકમાંથી ચ્યવી દ્વારામતી નામની નગરીમાં સિંહ રાજાનો ભાનુ નામના પુત્ર તરીકે જન્મ્યો. તે તું પોતે આ ઉદ્યાનમાં અત્યારે રહેલો છે. અને એનો બીજો ભાઇ તે હું આ ચિત્રપટ આલેખીને તને પ્રતિબોધ કરવા માટે અહીં આવેલો છું. માટે હે ભાનુકુમાર! તું હવે પ્રતિબોધ પામ, પ્રતિબોધ પામ. આ સંસાર-વાસ ભયંકર છે. મોક્ષમાર્ગ દુર્ગમ છે. સંપત્તિઓ ચંચળ છે. વિપત્તિઓ હાથમાં આવી પડે છે. દારિદ્ર દુઃસહ છે. આ એ જ જીવ છે. પદાર્થો અશાશ્વત છે. વળી, આ સંસાર રૂપી મહાસમુદ્રમાં દુઃખ ઘણું છે એમ જાણી, હે ભાનુકુમાર! તું પ્રતિબોધ પામ અને વિષયસુખમાં ગૂંચવાતો નહિ." આ પ્રમાણે સાંભળતાંજ ઇહાઅપોહ માર્ગણા કરતાં ભાનુ-કુમાર ધસ દઇને મૂર્છા પામી ઢળી પડ્યો. નજીક બેઠેલા મિત્રો તરત ઊભા થયા અને તેમણે કેળપત્રના ઠંડા પવનથી તેને આશ્વાસન પમાડ્યો. ભાન આવ્યુ એટલે ભાનુકુમાર કહેવા લાગ્યો, "હે મહાપુરુષ! તમે મારા નાથ છો, તમે મને શરણ છો. તમે બંધુ છો કે જેમણે અત્યારે મને મૂઢને બધું સ્મરણ કરાવ્યું. પૂર્વ જન્મમાં આ સર્વ ચરિત્ર જે અમે અનુભવેલું હતું તે સર્વ યાદ કરાવ્યુ."

**મહેન્દ્રકુમારે અંગીકાર કરેલું સમ્યક્ત્વ**

* ૩૦૯. એ પ્રમાણે બોલતો હું તેમના પગમાં પડ્યો. પ્રણામ કરી ઊભો થયો અને તે ઉપાધ્યાય સામે જોવા લાગ્યો. જેમ કે—

ઉત્તમ નાની ધ્વજાઓની શ્રેણીથી યુક્ત અને રત્નકિરણોથી મિશ્રિત દિવ્ય વિમાન-રત્નના મધ્યમાં રત્નના ઢગલા જેવા, શ્રેષ્ઠ હાર અને મુકુટની શોભાવાળા, વનમાળા ફરકતી હોવાથી સુંદર કાન્તિવાળા તથા મણિરત્નનાં કુંડળ પહેરેલાં હોવાથી ગાલની ઉલ્લાસ પામતી કાંતિથી પ્રકાશ પામતા તે જણાતા હતા.

તે દેવે કહ્યું, "અરે ભાનુકુમાર! આ વિસ્તારવાળા સંસારના મહાચક્રને તેં જોયું? તને વૈરાગ્ય થયો? તારી જાતિ યાદ આવી? આપણે બંને વણિકપુત્રો હતા. દરિદ્રપણાનાં આવાં દુઃખો આપણે અનુભવ્યાં હતાં. વળી તે મુનિએ આપણને પ્રતિબોધ પમાડ્યા અને આ રિદ્ધિ મેળવી. ત્યાંથી તું એક ચ્યવીને અહીં આવ્યો. માટે આ મનુષ્યજન્મ દુર્લભ છે. સુખો પ્રાર્થવા યોગ્ય છે. દુઃખો પરિહરવા યોગ્ય છે. જિનવરધર્મ પ્રાપ્ત કરવો તે કાકતાલીય ન્યાય (અથવા રાધાવેધ) જેવો છે. માટે આ મનુષ્યલોકમાં સર્વથા ભોગ ભોગવવાનું પ્રયોજન રહેવા દે. ભગવંતે ઉપદેશેલી અને પોતે આચરેલી સાધુપણાની દીક્ષા અંગીકાર કર, જેથી તું સુખ પ્રાપ્ત કરીશ. કારણ કે—

જ્યાં વૃદ્ધાવસ્થા નથી, મરણ નથી, વ્યાધિ નથી અને સર્વ દુઃખો નથી અને જેમાં મહાન શાશ્વત સુખ છે તે તેનાથી (દીક્ષાથી) પામી શકાશે."

"હે કુમાર![1] તે દેવે આ પ્રમાણે કહ્યું ત્યારે તે જ ક્ષણે મેં આભરણો ઉતાર્યાં. મસ્તકે પંચમુષ્ટિ લોચ કર્યો. તે દેવે રજોહરણ, મુહપત્તિ, પાત્રાં આદિ સંયમનાં ઉપકરણો હાજર કર્યાં. ઉદ્યાનમાંથી હું બહાર નીકળ્યો. એટલામાં મારી સાથેનો મિત્રવર્ગ અને સેવકપરિવાર હાહારવ કરતા સિંહ રાજા પાસે ગયા. મને પણ તે સમયે દેવે તે સ્થળેથી હરણ કરી અહીં મૂક્યો. અત્યારે તો હવે દીક્ષા આપે તેવા કોઈ આચાર્ય ભગવંતની તપાસ કરું છું. આ વૃત્તાન્તને કારણે એ દેવ વડે હું આ વનમાં લવાયો."

આ સાંભળી કુમારે કહ્યું, "અહો, વૃત્તાન્ત ઘણો સુંદર છે. આ સંસારચક્રનો પ્રયોગ પણ સુંદર છે. દેવતાઇ ભાઇ પણ નિપુણ છે. તેણે ખરેખર ભાઇપણું કરી જાણ્યું. તમે પણ પુણ્યવંત છો તેથી આ પ્રાપ્ત કર્યું."

આ સાંભળી મહેન્દ્રકુમારે પણ સમ્યક્ત્વ અંગીકાર કર્યું. અણુવ્રતો સ્વીકાર્યાં. મહેન્દ્રે કહ્યું, "તું એટલો નિઃસ્નેહી છે કે ભગવંતનો ધર્મ અત્યાર સુધી અમને ન કહ્યો." કુમારે કહ્યું, "હે મહેન્દ્ર! પૂર્વે કરેલાં પોતાનાં પરિણામથી જ આ પ્રાપ્ત થાય છે." એમ કહી, સાધુને વંદન કરી, પોતાના આવાસમાં તેઓ ગયા. કુવલયચંદ્રે કહ્યું, "અહો, જિનેશ્વર ભગવંતનો માર્ગ આવો દુર્ગમ છે કે જેથી ઘણા જીવો મિથ્યા વિકલ્પોથી ભ્રમિત બનેલા સંસારમાં પરિભ્રમણ કરે છે, પરંતુ સકલ ત્રણે લોકમાં પ્રગટ સ્વરૂપવાળા આ જિનધર્મને પ્રાપ્ત કરતા નથી. તેથી સમજી શકાતું નથી કે કર્મનું બળવત્તરપણું છે કે જીવનું મૂઢપણું છે કે જિનમાર્ગનું દુર્લભપણું છે? અથવા તો સકલ જગતના જીવ—

[1] પોતાના વૃત્તાન્તનું કથન કરતાં સાધુ ભાનુકુમાર હવે અહીં કુમાર કુવલયચંદ્રને કહે છે.

પદાર્થોના વિસ્તારનું શું વિધાન હશે ?" એમ બોલતાં બોલતાં કેવલી, જિન, સાધુ, ધર્મ, સમ્યક્‌ત્વની કથાઓમાં મહેન્દ્રકુમારનું દૃઢ સમ્યક્‌ત્વ પરિણામ જાણી તેઓ પડાવ નાખેલા સ્થળે પહોંચ્યા. ત્યાં આગળ કરવા યોગ્ય કાર્યો કરી, સાથેના દરેકની સારસંભાળ લઈ તેઓ સૂઇ ગયા. ત્યાર પછી પાછલી રાત્રે જ્યારે આકાશ નિર્મળ હતું, કોઇક તારો ખરતો હતો, સિંહ અને નોળિયા ગુફાદ્વારમાંથી સંચરવા લાગ્યા હતા, મૃગપતિઓ રાત્રિ-ખેદથી થાકી ગયા હતા, હાથીઓનાં મોટાં ટોળાંઓ ચરવા લાગ્યાં હતાં, કાગડા અને બીજાં પક્ષીઓ કિલકિલાટ કરવા લાગ્યાં હતાં, ઘૂવડો દેખાતા બંધ થયા હતા ત્યારે કુમકુમ જેવા લાલ રંગવાળી પૂર્વ દિશા રૂપી મહિલા સૂર્યપતિને આવતો જાણી આકાશ-રૂપી શયનમાં આરૂઢ થઇ.



ઉત્તમ નાની ધ્વજાઓની શ્રેણીથી યુક્ત અને રત્નકિરણોથી મિશ્રિત દિવ્ય વિમાન-રત્નના મધ્યમાં રત્નના ઢગલા જેવા, શ્રેષ્ઠ હાર અને મુકુટની શોભાવાળા, વનમાળા ફરકતી હોવાથી સુંદર કાન્તિવાળા તથા મણિરત્નનાં કુંડળ પહેરેલાં હોવાથી ગાલની ઉલ્લાસ પામતી કાંતિથી પ્રકાશ પામતા તે જણાતા હતા.

તે દેવે કહ્યું, "અરે ભાનુકુમાર ! આ વિસ્તારવાળા સંસારના મહાચક્રને તેં જોયું ? તને વૈરાગ્ય થયો ? તારી જાતિ યાદ આવી ? આપણે બંને વણિકપુત્રો હતા. દરિદ્રપણાનાં આવાં દુઃખો આપણે અનુભવ્યાં હતાં. વળી તે મુનિએ આપણને પ્રતિબોધ પમાડ્યા અને આ રિદ્ધિ મેળવી. ત્યાંથી તું એક ચ્યવીને અહીં આવ્યો. માટે આ મનુષ્યજન્મ દુર્લભ છે. સુખો પ્રાર્થવા યોગ્ય છે. દુઃખો પરિહરવા યોગ્ય છે. જિનવરધર્મ પ્રાપ્ત કરવો તે કાકતાલીય ન્યાય (અથવા રાધાવેધ) જેવો છે. માટે આ મનુષ્યલોકમાં સર્વથા ભોગ ભોગવવાનું પ્રયોજન રહેવા દે. ભગવંતે ઉપદેશેલી અને પોતે આચરેલી સાધુપણાની દીક્ષા અંગીકાર કર, જેથી તું સુખ પ્રાપ્ત કરીશ. કારણ કે—

જ્યાં વૃદ્ધાવસ્થા નથી, મરણ નથી, વ્યાધિ નથી અને સર્વ દુઃખો નથી અને જેમાં મહાન શાશ્વત સુખ છે તે તેનાથી (દીક્ષાથી) પામી શકાશે."

"હે કુમાર ![1] તે દેવે આ પ્રમાણે કહ્યું ત્યારે તે જ ક્ષણે મેં આભરણો ઉતાર્યાં. મસ્તકે પંચમુષ્ટિ લોચ કર્યો. તે દેવે રજોહરણ, મુહપત્તિ, પાત્રાં આદિ સંયમનાં ઉપકરણો હાજર કર્યાં. ઉદ્યાનમાંથી હું બહાર નીકળ્યો. એટલામાં મારી સાથેનો મિત્રવર્ગ અને સેવકપરિવાર હાહારવ કરતા સિંહ રાજા પાસે ગયા. મને પણ તે સમયે દેવે તે સ્થળેથી હરણ કરી અહીં મૂક્યો. અત્યારે તો હવે દીક્ષા આપે તેવા કોઈ આચાર્ય ભગવંતની તપાસ કરું છું. આ વૃત્તાન્તને કારણે એ દેવ વડે હું આ વનમાં લવાયો."

આ સાંભળી કુમારે કહ્યું, "અહો, વૃત્તાન્ત ઘણો સુંદર છે. આ સંસારચક્રનો પ્રયોગ પણ સુંદર છે. દેવતાઈ ભાઈ પણ નિપુણ છે. તેણે ખરેખર ભાઈપણું કરી જાણ્યું. તમે પણ પુણ્યવંત છો તેથી આ પ્રાપ્ત કર્યું."

આ સાંભળી મહેન્દ્રકુમારે પણ સમ્યક્ત્વ અંગીકાર કર્યું. અણુવ્રતો સ્વીકાર્યાં. મહેન્દ્રે કહ્યું, "તું એટલો નિઃસ્નેહી છે કે ભગવંતનો ધર્મ અત્યાર સુધી અમને ન કહ્યો." કુમારે કહ્યું, "હે મહેન્દ્ર ! પૂર્વે કરેલાં પોતાનાં પરિણામથી જ આ પ્રાપ્ત થાય છે." એમ કહી, સાધુને વંદન કરી, પોતાના આવાસમાં તેઓ ગયા. કુવલયચંદ્રે કહ્યું, "અહો, જિનેશ્વર ભગવંતનો માર્ગ આવો દુર્ગમ છે કે જેથી ઘણા જીવો મિથ્યા વિકલ્પોથી ભ્રમિત બનેલા સંસારમાં પરિભ્રમણ કરે છે, પરંતુ સકલ ત્રણે લોકમાં પ્રગટ સ્વરૂપવાળા આ જિનધર્મને પ્રાપ્ત કરતા નથી. તેથી સમજી શકાતું નથી કે કર્મનું બળવત્તરપણું છે કે જીવનું મૂઢપણું છે કે જિનમાર્ગનું દુર્લભપણું છે ? અથવા તો સકલ જગતના જીવ—

[1] પોતાના વૃત્તાન્તનું કથન કરતાં સાધુ ભાનુકુમાર હવે અહીં કુમાર કુવલયચંદ્રને કહે છે.

પદાર્થોના વિસ્તારનું શું વિધાન હશે ?" એમ બોલતાં બોલતાં કેવલી, જિન, સાધુ, ધર્મ, સમ્યક્ત્વની કથાઓમાં મહેન્દ્રકુમારનું દઢ સમ્યક્ત્વ પરિણામ જાણી તેઓ પડાવ નાખેલા સ્થળે પહોંચ્યા. ત્યાં આગળ કરવા યોગ્ય કાર્યો કરી, સાથેના દરેકની સારસંભાળ લઈ તેઓ સૂઇ ગયા. ત્યાર પછી પાછલી રાત્રે જ્યારે આકાશ નિર્મળ હતું, કોઇક તારો ખરતો હતો, સિંહ અને નોળિયા ગુફાદ્વારમાંથી સંચરવા લાગ્યા હતા, મૃગપતિઓ રાત્રિ-ખેદથી થાકી ગયા હતા, હાથીઓનાં મોટાં ટોળાંઓ ચરવા લાગ્યાં હતાં, કાગડા અને બીજાં પક્ષીઓ કિલકિલાટ કરવા લાગ્યાં હતાં, ઘૂવડો દેખાતા બંધ થયા હતા ત્યારે કુમ-કુમ જેવા લાલ રંગવાળી પૂર્વ દિશા રૂપી મહિલા સૂર્યપતિને આવતો જાણી આકાશ-રૂપી શયનમાં આરૂઢ થઇ.



# પ્રકરણ વીસમું

## ધાતુવાદીઓ

* ૩૧૦. આવા ઊગતા પ્રભાત સમયે આગળ પ્રયાણ કર્યું. અનુક્રમે વિંધ્યપર્વત નજીક પહોંચ્યા. ત્યાં મુકામ કર્યો. દિવસનાં બાકી રહેલાં કાર્યો અને રાતનાં કાર્યો પતાવીને શયનમાં બેઠા. ત્યાર પછી કુવલયચંદ્ર અને કુવલયમાળા પણ બધાં કાર્યો પતાવીને શયનમાં બેઠાં. વિશ્વાસ અને સ્નેહપૂર્વક વાતો કરી. અરિહંતને નમસ્કાર કર્યા. કેટલાંક યોગ્ય પચ્ચખાણ લઇ શયનમાં સૂઇ ગયાં. થાકી ગયેલ હોવાથી ઊંઘી ગયાં. થોડીવારમાં કુમાર જાગી ગયો. તે વખતે રાત્રિના અઢી પહોર થયા હશે. ત્યારે ગગનતલ તરફ જોતાં વિંધ્યપર્વતની એક ગુફામાં સળગતો અગ્નિ જોવામાં આવ્યો. તે જોઇ કુમાર વિકલ્પ કરવા લાગ્યો કે "આ શું હશે? આ કોઈ વનદેવતા હશે? પણ તે ન હોય કારણ કે તે તો વિસ્તૃત હોય છે, આ તો એક પ્રદેશમાં છે. અથવા વસતિ હશે? તે પણ નથી. ત્યારે ચિતા હશે? તે પણ સંભવતી નથી. વળી આસપાસ ભ્રમણ કરતા કેટલાક પુરુષો દેખાય છે. અથવા તો પુરુષો નહિ હોય પણ રાક્ષસ કે પિશાચ હશે. મેં રાક્ષસ કોઇ વખત પ્રત્યક્ષ જોયા નથી. તો આ કોણ છે? અથવા આ અહીં શું સળગે છે એ કેમ ન જોઉં?" એમ વિચારી, લાંબો સમય સ્થિર રહી, પછી કુવલયમાળાને મૂકી પલંગ પરથી ઊભો થયો. કટારી બાંધી ખડ્ગરત્ન અને ઢાલ સાથે લીધાં. શાંત ડગલાં માંડતો, પહેરેગીરોની નજર ચૂકવી જવા લાગ્યો. થોડીવારમાં પવન અને મન જેવા વેગથી અગ્નિ પાસે પહોંચ્યો અને થોડે દૂર ઊભો રહી કુમાર ચૂપચાપ જોવા લાગ્યો કે 'આ બધા શી મંત્રણા કરે છે? આ પુરુષો છે કે રાક્ષસો છે?' પછી તેઓ બોલવા લાગ્યા, "અરે અગ્નિની જ્વાળાઓ જુઓ! તડકા જેવી પીળી છે કે લોહી જેવી લાલ છે? શ્વેત છે કે કાળી છે?" ત્યારે બીજાએ કહ્યું, "અરે એમાં વળી જોવા જેવું શું છે? જ્વાળાઓનું આ લક્ષણ છે. જેમ કે–

તાંબુ હોય તો તે રક્તવર્ણી હોય, સુવર્ણ હોય તો પીળી હોય, રજત હોય તો શુક્લ હોય, લોહ હોય તો શ્યામ હોય અને કાંસું હોય તો પ્રભા વગરની જ્વાળા હોય. જો દ્રવ્ય આવર્તવાળું હોય તો આ જ્વાળા વધારે શોભાવાળી હોય અને જો કોઇ પણ પ્રકારે આવર્ત વિનાનું દ્રવ્ય હોય તો જ્વાળા તેજ વગરની અને કોમળ હોય."

બીજા એકે વળી કહ્યું, "સર્વ બુદ્ધિથી નિપુણ બની આ અગ્નિકર્મ તપાસવું જોઇએ. આ કાર્ય રાધાવેધ સાધવા જેવું સહેલાઇથી જાણી ન શકાય તેવું છે. જો મૃદુ અગ્નિ હોય

તો વિકૃત રૂપવાળું અને કઠોર અગ્નિ હોય તો સુવર્ણ તૂટવાવાળું હોય છે. મૃદુ અગ્નિ હોય અને વિકૃત રૂપ રહિત હોય તેને તો આજે ઘણા જાણી શકતા નથી.” બીજા એકે કહ્યું, “એમાં શું જાણવા જેવું છે? ધાતુ ઓગાળવાની કુંડીમાં ઊકળતો ધાતુરસ જો અગ્નિવર્ણ જેવો દેખાય અને જ્વાળા જો સ્નિગ્ધ હોય તો યોગચૂર્ણ નાખવાનો સમય થઈ ગયો છે એમ જાણવું.”

આ પ્રમાણે તેઓને વાતો કરતા સાંભળ્યા.

ધાતુવાદીઓના નિષ્ફળ પ્રયોગ

* ૩૧૧. કુમારે વિચાર્યું, “અરે, આ તો લોભાધીન ધાતુવાદીઓ છે. અટવીમાં જેમ પિશાચો ભટકે તેમ આ બિચારા ગિરિગુફામાં ભટકે છે. તો શું તેઓને દર્શન આપું? અથવા એમને દર્શન ન આપવું જોઈએ. કદાચ કાયર હૃદયવાળા હોય અને મને જોઈ કોઈ દિવ્ય પુરુષ હશે એમ ધારી ભયભીત બની દિશેદિશામાં પલાયન થઈ જાય અને તેમ કરતાં મરી પણ જાય. માટે અહીં ઊભો રહી તેઓનાં કાર્યો જોઈશ.” એ પ્રમાણે ત્યાં ઊભો રહ્યો. તેઓ બોલવા લાગ્યા, “અહો, આ યોગ ચૂર્ણ નાખવાનો સમય હવે થઈ ગયો. યોગચૂર્ણ આપો અને ધાતુનો નિષેક સિંચો.” એમ બોલતાં સર્વેએ કુંડીમાં ચૂર્ણયોગ નાખ્યો કુંડી ખસેડી લીધી. નિષેક નાખ્યા પછી થોડીવારે જોયું તો તાંબું થયું. તે વખતે જાણે વજ્રથી હણાયા હોય, મોગરથી તાડન કરાયા હોય, યમદંડથી દંડાયા હોય તેમ તેઓ દીન, નિરાશ અને શોકાતુર બન્યા. “ધિક્કાર થાઓ આપણા જીવિતને” એમ બોલી, એકબીજા સામે જોઈ, ઝંખવાણા પડી બોલવા લાગ્યા, “અરે ભટ્ટો! બોલો, કઈ સામગ્રીનો યોગ થયો નથી કે જેથી સોનું ચિંતવવા છતાં તાંબું બન્યું?” ત્યારે એક બોલ્યો, “આ યોગ તો અનુભવસિદ્ધ છે. આ ક્ષેત્ર પણ સુપ્રસિદ્ધ છે. ઉપાધ્યાય પણ કુશળ છે. નરેન્દ્રો* પણ હોશિયાર છે. ઔષધિઓ રસવાળી હતી. લગ્ન પણ સુંદર હતું. બલિ પણ અપાયા છે. તોપણ સર્વ કાર્ય નિષ્ફળ થયું. માટે આપણું પૂર્વનું પુણ્ય જ નથી. આવી નિષ્ફળતામાં હવે બીજા કયા ઉપાય સંભવિત ગણાય? આમ થયું તો હવે શું કરવું જોઈએ?” ત્યારે તેઓ કહેવા લાગ્યા કે “ઠીક, ચાલો ગામમાં. હવે અહીં બીજું શું કરવું?” એમ બોલતા ચાલ્યા. એટલે કુમારે બોલાવ્યા, “અરે નરેન્દ્રો! તમે ચાલ્યા ન જાવ, ચાલ્યા ન જાવ.” એ સાંભળી તેઓ સંશયમાં પડેલા દિશામાર્ગ તરફ ચપળતાથી નજર કરતા, ભય પામતા, કંપતાં શરીરવાળા પલાયન થવા પ્રયત્ન કરવા લાગ્યા. ત્યારે કુમારે કહ્યું, “અરે, તમે પલાયન ન થાવ. હું નરેન્દ્ર છું અને કુતુહલથી આવ્યો છું. હું રાક્ષસ નથી. માટે નાસી ન જાવ.” એમ કહ્યું એટલે તેઓ ઊભા રહ્યા. કુમાર નજીક આવ્યો. પછી કુમારે કહ્યું, “સિદ્ધિ! સિદ્ધિ!” તેને સામેથી જવાબ મળ્યો, “સુસિદ્ધિ! સુસિદ્ધિ! મહાનરેન્દ્રનું સ્વાગત કરીએ છીએ. તમે ક્યાંથી આવો છો?” કુમારે કહ્યું, “હું પણ નરેન્દ્ર છું. આ કાર્ય કરીને અયોધ્યાથી અહીં આવ્યો

* પારાનો રસ બાંધનાર પણ નરેન્દ્ર કહેવાતો.

છું." તેમણે કહ્યું, "આ સુંદર! શું કંઇક નિર્વિકૃત સિદ્ધ થયું છે? અથવા રસબદ્ધ, અર્ધક્રિયા, અપસિદ્ધિ કે વિશેષ ઉત્કૃષ્ટ પ્રાપ્ત થયું છે?"

### કુમારનો પરિચય

કુમારે કહ્યું, "જો એવું કંઇક દ્રવ્ય હોય, સહાયક હોય, કેટલીક નિપુણતા હોય, ઔષધિના યોગો અને મંત્રાક્ષરો હોય તો સિદ્ધ થાય તેમાં સંદેહ ન રાખવો." ત્યારે સર્વેએ કહ્યું, "બરાબર એમ જ છે. એમાં સંદેહ નથી. પરંતુ તમને કંઇક પણ સિદ્ધ થયું છે." કુમારે કહ્યું, "મને સિદ્ધ થયું છે એ તમે કેવી રીતે જાણ્યું?" તેમણે કહ્યું, "સિદ્ધપુરુષોનાં લક્ષણો હોય છે." કુમારે પૂછ્યું, "સિદ્ધપુરુષોનાં લક્ષણો કેવાં હોય છે તે કહો." તેમણે કહ્યું, "સાંભળો!—

જે સર્વ લક્ષણ ધરાવતો હોય, ગંભીર હોય, સત્ત્વ અને તેજવાળો હોય, ભાગ્યવતો હોય, ઇચ્છા પ્રમાણે બીજાને આપતો હોય તે પુરુષ સિદ્ધિનું પાત્ર હોય છે. આ સર્વ લક્ષણો તમારામાં દેખાય છે. માટે કહો કે તમને શું સિદ્ધ થયું છે? અંજનયોગ અથવા મંત્ર અથવા તંત્ર અથવા યક્ષિણી કે જોગણી કે પિશાચી સિદ્ધ કરી છે? તમે કોણ છો? કોઇ વિદ્યાધર કે દેવ છો? અમને દુ:ખીને શા માટે હેરાન કરો છો? માટે કૃપા કરો અને અમને કહો." કુમારે કહ્યું, "હું મનુષ્ય અને નરેન્દ્ર છું. મને કંઇ પણ સિદ્ધ થયું નથી." તેઓએ કહ્યું, "અવશ્ય તમને કંઇક પણ સિદ્ધ થયેલું હોવું જોઇએ અને તેથી જ સરસ કસ્તુરી અને દિવ્ય વિલેપનના પ્રસરતા પરિમલ સાથે નવીન તાંબુલ ખાઇને, મસ્તકમાં દિવ્ય પુષ્પોની વિકસિત માળા પહેરીને, તત્ક્ષણ સૂચવાતા પુષ્કળ પ્રિય અને દિવ્ય પરિમલ સાથે તમે અહીં આ વિંધ્ય પર્વતની ખીણમાં નિર્જન અરણ્યપ્રદેશમાં એકદમ આવી પહોંચ્યા છો."

### કુમારે સિદ્ધ કરેલો પ્રયોગ

* ૩૧૨. કુમારે વિચાર્યું, "અહો, આ લોકોનો મોટો સ્નેહ છે તો ગમે તે કોઇ જવાબ તો આપવો જ જોઇએ." એમ વિચારીને કહ્યું, "જો એમ છે તો સાંભળો. દક્ષિણ સમુદ્રના કિનારાને લાગેલો વિજય નામનો દ્વીપ છે. ત્યાં કુવલયમાળા નામની યક્ષિણી છે. તે મને કોઇ પણ પ્રકારે સિદ્ધ થઈ છે તેનો આ પ્રભાવ અને પરિમલ છે." ત્યારે તેમણે કહ્યું, "અહો, એ બરાબર છે. એમાં સંદેહ નથી. તમને આ મંત્ર કોણે આપ્યો?" કુમારે કહ્યું, "કોઇ બીજા મહામુનિએ આપ્યો." તેમણે કહ્યું, "મહાપ્રભાવશાળી મંત્ર છે કે જેથી જક્ષિણી પણ આકર્ષિત થઇ." કુમારે પૂછ્યું, "તમે શું કરવા માંડયું હતું?" તેમણે કહ્યું, "અપુણ્યનું ફળ (અપૂર્ણ ફળ)." કુમારે કહ્યું, "તોપણ મને કહો કે કયો યોગ શરૂ કર્યો હતો?" તેમણે કહ્યું, "જો સ્પષ્ટ પૂછતા હો તો સાંભળો. આ વિંધ્ય પર્વતમાં આ ક્ષેત્રમાં આ પ્રદેશમાં અમે ધમવાનું શરૂ કર્યું. તે સિદ્ધ ન થયું અને તાંબું થયું. સુવર્ણ તો માત્ર પુસ્તકમાં જ લખેલું છે." કુમારે વિચાર્યું, "કેવાં દ્રવ્યો વડે મિશ્રણ, નિષેક એમણે કર્યાં હશે તે જાણી શકાતું નથી." એમ વિચારી કહ્યું, "અહો,

આ ક્ષેત્ર છે તો એને પિંડી કેવી રીતે બાંધી ? અને યોગચૂર્ણનો નિષેક કેવી રીતે કર્યો ?" તેઓએ 'અમુક અમુક દ્રવ્ય,' વગેરે સર્વ કહ્યું. ત્યારે કુમારે વિચાર્યું, "અહો, વિરેચનયોગ્ય દ્રવ્યો છે, તોપણ સુવર્ણ ન થયું. તો પછી શા કારણથી આમ થયું હશે ? હાં...આમાં તે અપહરિત થયું છે." એ પ્રમાણે વિચારતાં કુમારે કહ્યું, "અરે, લો, દ્રવ્ય તૈયાર કરો. તમે ધમો. હું પ્રતિવાદ આપું છું. જો રાક્ષસો અને વ્યંતરો પાસે શક્તિ હોય તો હવે અપહરણ કરી જુઓ." એ પ્રમાણે કહી સર્વ તૈયાર કર્યું અને ધમવા લાગ્યા. થોડીવારમાં જ્વાલાવિશેષ જાણીને કુમારે સત્ત્વનું આલંબન કર્યું, સર્વ જગતના બંધુ જિનેશ્વરોને નમસ્કાર કર્યા, સિદ્ધોને પ્રણામ કર્યા, પ્રતિવાદ ચૂર્ણ ગ્રહણ કર્યું અને આ વિદ્યાથી અભિમંત્રિત કર્યું. વળી 'णमो सिद्धाणं णमो जोणीपाहुड सिद्धाणं' એ વિદ્યા ભણીને કુંડીના મુખમાં યોગચૂર્ણ નાખ્યું. ધગધગતી જ્વાળા નીકળી. કુંડી ખસેડી લીધી. નિષેક કરવા યોગ્ય પદાર્થથી સિંચી. થોડીવારમાં વીજળીના પુંજ જેવી કાંતિવાળું સુવર્ણ દેખાયું તે જોઈ હર્ષવશ રોમાંચ ખડા થઈ ગયેલા તેઓ સર્વ તેના પગમાં પડ્યા અને કહેવા લાગ્યા, "મહાનરેન્દ્રને વારંવાર નમીએ છીએ. અહો આશ્ચર્ય ! એજ આ ક્ષેત્ર છે, એ જ આ સૂત્ર છે અને એ જ આ નિષેક છે. પરંતુ અમારે તાંબું થયુ અને તમારાથી સુવર્ણ થયુ. માટે આમાં પુરુષ વિશેષ છે. માટે કહો કે શું વિશેષ છે ?" એમ પૂછ્યું એટલે કુમારે કહ્યું, "તમે શ્રદ્ધામાં શંકાવાળા છો તેમ જ સત્ત્વ વગરના તથા મંત્ર વગરના છો. મેં સત્ત્વનું અવલંબન કર્યું. ઇષ્ટદેવને નમસ્કાર કર્યો. મંત્ર ભણ્યો તેથી મને આ સિદ્ધ થયુ. અને તમને સિદ્ધ ન થયુ." તેમણે કહ્યું, "અમને એ મંત્ર આપો અને તે સિદ્ધ-દેવ-શ્રુત કહો." કુમારે કહ્યું, "અહીં અધિકૃત દેવતા ભગવાન સર્વજ્ઞ છે, જેમણે આ 'યોનિપ્રાભૃત' શાસ્ત્ર કહેલું છે. માટે તેમને નમસ્કાર કરવા યોગ્ય છે." 'णमो अरिहंताणं णमो सव्वसिद्धाणं' એ મંત્ર ભણતો કુમાર ઊભો થયો અને કહ્યું, "હું જાઉં છું." ત્યારે વ્યાકુળ બનેલા તેઓએ પગમાં પડી કહ્યું, "હે દેવ ! કૃપા કરો. અમારી કંઇક સેવા સ્વીકારો. તમે અમારા ઉપાધ્યાય છો. અમે તમારા શિષ્ય છીએ." કુમારે કહ્યું, "તમને વિદ્યા આપી. હવે જે કરશો તે વિદ્યાથી સિદ્ધ થશે. તમારી સેવા સ્વીકારું છું. જ્યારે તમે સાંભળો કે કુવલયચંદ્ર રાજા થયા છે ત્યારે તમે આવજો."

એમ બોલીને કુમાર મન અને પવનના જેવા વેગથી જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં ગયો. પડાવ પાસે પહોંચ્યો. શયન પાસે આવ્યો ત્યારે કુવલયમાળા જાગીને પથારીમાં કુવલયચંદ્રને ન જોવાથી આકુળવ્યાકુળ બની, લાંબી, ચપળ નજર ફેંકતી વિચારવા લાગી હતી કે "મારા પતિ ક્યાં ગયા હશે ? શું કોઈ યુવતી પાસે ગયા હશે ? કે મંત્ર સાધવા ગયા હશે ? અથવા તો વિદ્યાધરીઓએ અપહરણ કર્યું હશે ?" શું હશે એમ વિચારતી હતી ત્યાં કુમાર જલદી ત્યાં આવી પહોંચ્યો. પછી હર્ષથી પ્રિયાના ગળામાં હાથ નાખી શાંતિથી બેઠો, એટલે તેણે પૂછ્યુ, "હે દેવ ! જો કહેવામાં બાધ ન હોય તો કહો કે આપ કઇ તરફ ગયા હતા ?" કુમારે કહ્યું, "તને ન કહી શકાય એવું શું છે ?" એમ કહી ધાતુવાદનો સમગ્ર વૃત્તાન્ત કહ્યો.

પ્રયોગ કોને સિદ્ધ થાય?

* ૩૧૩. કુવલયમાળાએ કહ્યું, "હે દેવ! હું સર્વ કળામાં નિપુણ છું એમ ગુરુઓ કહેતા હતા. પણ નરેન્દ્રની આ કળા હું જાણતી નથી. તો શું તમે મારા ઉપાધ્યાય નહિ થાઓ?" કુમારે કહ્યું, "હે સુંદરી! તું સર્વ કળામાં નિપુણ બની અને આ કેમ ન શીખી?" તેણે કહ્યું, "આર્યપુત્ર! એનું ફળ કંઈ નથી. એ તો માત્ર વાદ છે." કુમારે કહ્યું, "એવું ન બોલ, કારણ કે કદાચ મેરુચૂલા ચલાયમાન થાય, કદાચ ગંગાનદી ઊલટી વહેવા લાગે, પરંતુ 'યોનિપ્રાભૃત' માં જે કહેલું છે તે જરા પણ ખોટું ન થાય" તેણે કહ્યું, "તો આ ધાતુવાદીઓ કેમ નિરર્થક રખડતા દેખાય છે?" કુમારે કહ્યું, "તે નિરર્થક નરેન્દ્રો હોય છે. તેઓ સત્ત્વ વગરના, શૌચથી રહિત, અબ્રહ્મચારી, તૃષ્ણાવાળા, લુબ્ધ, મિત્રને ઠગનારા, કૃતઘ્ન, દેવનું શરણ ન રાખનારા, મંત્રવર્જિત દેહવાળા, સહાય વગરના, અજાણ્યા, ઉત્સાહથી રહિત, ગુરુની નિન્દા કરનારા, શ્રદ્ધા વગરના આળસ કરતા હોય છે. જે આવા નરેન્દ્રો હોય છે તે આગમ સત્ત્વથી ખૂબ ઠગાયેલા હોય છે. રાંકની જેમ ચીંથરા પહેરનારા અને ભિક્ષાભ્રમણ કરનારા ખલનરેન્દ્રો હોય છે. પરંતુ જે વળી વિવેકવાળા, ઉત્સાહવાળા, બ્રહ્મચારી, ઇન્દ્રિયોને જીતનારા, લોલુપતા વગરના, ગર્વરહિત, લાલચરહિત, મહાઅર્થવાળા, દાન દેવાની ટેવવાળા, મિત્રવત્સલ, ગુરુભક્ત, દેવપૂજક, મંત્રવાદમાં અભિયુક્ત હોય તેઓને નિઃસંશય સિદ્ધિ થાય. કહેલું છે કે દેવ-ગુરુની ભક્તિમાં તત્પર, સમગ્ર સત્ત્વયુક્ત જે મનુષ્યો હોય તેઓ પર્વતને પણ સુવર્ણમય બનાવે છે."

ધાતુવાદની સમજણ

કુવલયમાળાએ કહ્યું, "જો એમ છે તો કૃપા કરો અને મને પણ એ કહો." કુમારે કહ્યું, "ક્રિયાવાદી, નરેન્દ્રો અને ધાતુવાદીઓ એમ તેના ત્રણ પ્રકાર છે, પરંતુ લોકોમાં એ સર્વ ધાતુવાદીઓ તરીકે સુપ્રસિદ્ધ છે. જે યોગયુક્તિ કરે તે ક્રિયાવાદી. જે વળી ચતુરાઈથી રસને બાંધે તે નરેન્દ્ર કહેવાય. જે વળી ક્ષેત્રમાંથી ધાતુઓ ગ્રહણ કરી ક્ષાર મેળવવાપૂર્વક ધમે તે સકલ લોકમાં પ્રગટપણે ધાતુવાદી કહેવાય. ક્રિયા ઘણા પ્રકારવાળી હોય છે, જેમ કે નિર્બીજ અને પાદબીજવાળી. તેમ જ અર્ધક્રિયા અને પ્રગટ પદવીવાળી ઉત્કૃષ્ટ હોય. તે વળી હેમ અને તાર નામના ભેદવાળી બે પ્રકારની હોય. વળી તે પણ બે વિકલ્પવાળી હોય છે. તેમાં પ્રથમ કષ્ટક્રિયા અને બીજી રસક્રિયા હોય છે. વ્યાપ્ત, અને નિષેક વડે, દ્રવ્યયોગ વડે કે એક દ્રવ્ય વડે પણ અન્ય ધાતુમૂલ ક્રિયા જીવો કરે છે. એ પ્રમાણે હે સુંદરી! શાસ્ત્રોમાં ઘણા વિકલ્પોવાળી ક્રિયાઓ પ્રસિદ્ધ છે. તેનાં સારભૂત ઉદાહરણો કહેવાય છે તે સાંભળ. નાગ, ગંધ, તાંબુ, ઘોષ તેમ જ તાર, હેમ, યવક્ષાર, સીસું, ત્રપુ (ધાતુવિશેષ), કાંસુ, રૂપું, સુવર્ણ, લોહ તથા પ્રસિદ્ધ આર તથા સૂચક કુનડી, તાણું, નાગિણી, ભ્રમરાદિક આ નરેન્દ્રોની પરિભાષા છે. હે સુંદરી! આ ધાતુવાદ હું તને અત્યારે કહું છું. જો કે સમગ્ર નરેન્દ્રવાદ કહેવાને કોણ સમર્થ થઈ શકે?"

વનમાં પ્રભાત

* ૩૧૪. એટલામાં પ્રાભાતિકના પડો, તૂર વગેરે મંગળ વાજિંત્રોના પડઘાથી શોભા-

યમાન અને જાગી ગયેલાં શ્વાપદો અને હજારો વનચરના એક સાથે થયેલા કોલાહલથી દશે દિશાઓ ગાજી ઊઠી. તે સમયે તારાઓ અદૃશ્ય થવા લાગ્યા. ચંદ્રનું તેજ ઝાંખું પડ્યું. દિશામુખોનો અંધકાર ઓસરવા લાગ્યો. ગગનતલ વધુ પ્રકાશિત થવા લાગ્યું. અંધકાર નાશ પામ્યો. પૂર્વ દિશા લાલ રંગવાળી બની. વનકૂકડા પ્રલાપ કરવા લાગ્યા. રીંછ પલાયન થવા લાગ્યાં. મૃગેન્દ્રો વનગુફામાં પ્રવેશ કરવા માંડ્યા. વાઘો ઝાડીમાં છુપાવા લાગ્યા. પક્ષીઓ કૂજન કરવા લાગ્યાં. ઘૂવડો મૌન થયાં. કાગડા કરકર અવાજ કરવા લાગ્યા. સૂર્ય રૂપી રાજાના કિરણોના તેજસમૂહ આગળ નિસ્તેજ બનેલા પ્રદીપો રૂપી કુટુંબીઓ ભયવાળા અને દીન મનવાળા બન્યા. એ સમયે બંદીવાને પઠન કર્યું કે—

"સૂર્યનાં કિરણોનો સમૂહ અંધકારનો નાશ કરે છે, ચંદ્રબિંબને ઝાંખું કરે છે, દિશામુખોને નિર્મળ કરે છે, ઘૂવડને આંધળા કરે છે, સંગમોને દૂર કરે છે, ચક્રવાકનો મેળાપ કરાવે છે અને ભુવનમાં સેવા કરે છે. આ પ્રભાત સમયે નિંદ્રા અને પ્રિયાનો ત્યાગ કરી હે નાથ! દેવગુરુને વંદન કરવાનાં કાર્યો વિલંબ વગર કરો." આ પ્રમાણે પઠન થયેલું સાંભળી કુમારે કહ્યું, "હે સુંદરી! રાત પૂરી થઈ અને સવાર થઈ છે. દેવ ગુરુ બંધુનાં કાર્યો વનમાં તો અવશ્ય કરવાં જોઈએ. માટે અત્યારે પ્રેમના ઉચ્ચારો જતા કર." એમ બોલી નિર્મળ જળથી મુખકમળ સાફ કરી દેવગૃહમાં પ્રવેશ કર્યો. '*णमो जिणाणं*' એ પ્રમાણે બોલીને ભગવંતના કમળ જેવા કોમળ ચરણમાં નમસ્કાર કર્યા. પછી સ્તુતિ કરવા લાગ્યાઃ—

ધર્મ અને સમ્યક્ત્વ કરનાર જિનેશ્વરોનું સુપ્રભાત હો! કર્મસમૂહનો વિનાશ કરનાર સિદ્ધ ભગવંતોનું સુપ્રભાત હો! ધર્મવ્યાખ્યા સમજાવનાર ગુરુઓનું સુપ્રભાત હો! જૈન સૂત્રને બતાવનારાઓનું પણ સુપ્રભાત હો! સાધુત્વના ગુણવાળા સર્વે સાધુઓનુ સુપ્રભાત હો! જેઓના હૃદયમાં જિનોત્તમ રહેલા છે તેઓનુ સુપ્રભાત હો!

### પ્રયાણની તૈયારી

એ પ્રમાણે સ્તુતિ કરી કરવા યોગ્ય કાર્યો કર્યાં. એટલામાં સજળ મેઘના ગંભીર, ધીર શબ્દના પડઘાની શંકા દૂર કરનાર, સરોવરના મધ્યભાગમાં રાજહંસોના મુખર શબ્દ જેવી પ્રયાણભેરી વાગી. તેના શબ્દશ્રવણથી પડાવના સર્વ પરિવાર જયજય શબ્દથી મુખર બની પોતાનો સર્વ માલસામાન બાંધવાની તૈયારી કરવા લાગ્યા. *શું કરવા લાગ્યા?* હાથીઓ ઉપર અંબાડી બંધાય છે, ઘોડાઓ પલાણાય છે, ઊંટો પર ભાર લદાય છે, બળદો ઉપર પોઠ ભરાય છે, રથ જોડાય છે. ગાડાંઓ જોતરાય છે, ભારાઓ ઉઠાવાય છે, શિબિકાઓ વહન કરાય છે, નોકરવર્ગને યાદ કરાય છે, સરસામાન બંધાય છે, તંબૂઓ સંકેલાય છે, સ્થિરતાનો ત્યાગ કરાય છે અને ધનુષ, બાણ, ચક્ર, ભાલા, તરવાર વગેરે હથિયારો પાયદળ વડે ગ્રહણ કરાય છે. 'જાગો, ઊઠો, ચાલો, ઉતાવળ કરો, ગ્રહણ કરો, પ્રયાણ કરો.' આવા શબ્દો જ્યાં ઊછળી રહેલા છે એવા પ્રભાતસમયે સૈન્ય ચાલવા લાગ્યું.

કુવલયમાળા પણ વારુત હાથિણી ઉપર આરૂઢ થઈ. અનેક અશ્વની ખરીના કઠણ

નખાગ્રથી ખોદાયેલી ભૂમિરજ ઊડવાથી દશે દિશાઓનાં મુખ લેપાઈ જવાથી સૂર્યનાં કિરણો પ્રસરતાં અટકવાથી અંધકાર ફેલાવાથી જાણે દુર્દિન હોય તેવી શંકાથી હર્ષથી નૃત્ય કરતા મોર વડે શોભતા વનને ખૂંદતો કુમાર પણ જવા લાગ્યો. સતત પ્રયાણ કરતાં કરતાં પોતાના દેશની સરહદે પહોંચ્યા. તેટલામાં મહેન્દ્રે શ્રી દઢવર્મા રાજાને વધામણાં મોકલ્યાં કે કુમાર આવી પહોંચ્યા છે. તે સાંભળી રાજા પણ હર્ષવશ રોમાંચિત બની પરિવાર સાથે સંમુખ જવા નીકળ્યો. કુમારને પણ સમાચાર મળી ગયા કે મહારાજ આવી રહ્યા છે.

## માતાપિતાને મળવું

~ ૩૧૫. ત્યાર પછી હર્ષથી વિકસેલાં કમળપત્ર જેવાં લોચનયુગલવાળો કુમાર પણ 'પિતાજીનું સ્વાગત કરું છું' એમ બોલતો ઘોડા ઉપરથી ઊતર્યો. શરદઋતુના સૂર્યનાં કિરણો સ્પર્શવાથી વિકસિત થયેલાં કમળ જેવા ચરણયુગલ વડે તે ચાલવા લાગ્યો. એટલામાં પિતાજી વેગથી આવી પહોંચ્યા. મન અને નયનને આનંદ આપનાર દેવકુમાર જેવા કુમારને રાજાએ નિહાળ્યો. કેવી રીતે? જેમ કે કમળ સૂર્યને જુએ, કુમુદ ચંદ્રને જુએ, મોર મેઘને જુએ અને વસંતઋતુમાં કોયલ આમ્રવૃક્ષને જુએ તેવી રીતે.

કુમારને જોઈ હર્ષપૂર્વક બાહુ લાંબા કરી રાજાએ આલિંગન કર્યું. હૃદયની અંદર ભરેલો સ્નેહ બહાર નીકળી આંસુમાં પરિણમતાં બંનેનાં નયન હર્ષાશ્રુવાળાં થયાં. પછી કુમાર મહારાજાના ચરણમાં પડ્યો. લાંબા કાળના વિરહથી દુર્બળ અંગવાળી થયેલી માતા પણ ત્યાં આવેલી દેખાઈ. સ્નેહનિર્ભર એણે પણ આલિંગન કર્યું. તે રોવા લાગી. પરિવારે તેને બેસાડી. આંખ તથા મુખ ધોવાને માટે ગંધોદક આપવામાં આવ્યું. બધા ત્યાં જ બેસી ગયાં. દેવીએ કુમારને ખોળામાં લીધો. મસ્તકે ચુંબન કર્યું અને કહ્યું, "હે પુત્ર! તું દઢ અને કઠણ હૃદયવાળો છે. અમે તો વળી સંતાનો પ્રત્યે સ્નેહનિર્ભરવાળાં હોવાથી તારા વિરહાગ્નિથી દુભાયેલા જાણે મરેલાં જેવાં જ પોતાને માનીએ છીએ. માટે તું દીર્ઘજીવી થા. અમે તને જીવતો જોયો તે પણ અમારું મહાભાગ્ય." રાજાએ કહ્યું, "હે પુત્ર! તે સમયે જ્યારે દિવ્ય રૂપધારી ઘોડાએ તારું હરણ કર્યું ત્યારે તું ક્યા ગયો? ક્યાં રહ્યો? અને ઘોડાથી કેવી રીતે છૂટ્યો? તેં આટલો કાળ ક્યાં પસાર કર્યો અને અનાથ જેવો તું ક્યા ક્યાં ફર્યો? અને પૂસમણિ જેવા વર્ણવાળો તે પોપટ તે ક્યાં જોયો તે કહે. તું સમુદ્રના કિનારા પાસે કેવી રીતે જઈ પહોંચ્યો? હે વત્સ! આ પુત્ર મહેન્દ્ર સાથે તારો મેળાપ કેવી રીતે થયો? તેં લગ્ન કેવી રીતે કર્યાં અને વિજયસેન રાજાએ તને કેવી રીતે ઓળખ્યો? તું ત્યાં આટલો સમય શા કારણથી રોકાયો? કેવી રીતે આવ્યો? કેવી રીતે ગયો? હે પુત્ર! તેં કેવાં કેવાં દુઃખો અનુભવ્યાં તે તું કહે જેથી આજે મને શાંતિ થાય."

એ પ્રમાણે પૂછવામાં આવતાં કુવલયચંદ્ર પિતાજીના ચરણમાં પડી કહેવા લાગ્યો, અને આજ સુધીમા જે કંઈ વૃત્તાન્ત બન્યો હતો તે સંક્ષેપમાં કહી સંભળાવ્યો. એટલામાં—





'ધર્મકાર્યમાં ઉદ્યમ કરો. સ્નેહરૂપી બેડીના પાશમાં જકડાવ નહિ. સ્નેહના તેં નામને જ બાળી નાખ્યુ છે.' એ પ્રમાણે મધ્યાહ્નના ઢંઢેરાએ જણાવ્યું.

એટલે મધ્યાહ્નનો સમય થઇ ગયો એમ જાણી તેઓએ સ્નાન, ભોજનનાં કાર્યો પતાવ્યાં. પછી સુખાસન પર બેસી જુદા જુદા દેશની કળાઓની કથામાં કેટલોક સમય પસાર કર્યો. જોષીઓએ ગ્રહ, નક્ષત્ર, લગ્ન, વગેરેની ગણતરી કરી કુમારના યુવરાજ–અભિષેકનો સમય નક્કી કર્યો. પછી હર્ષ અને આનંદ પૂર્વક વધામણાં દેવાનાં શરૂ કર્યાં. અયોધ્યા નગરી ઉજ્જવળ ધ્વજાપટથી શોભિત કરાવા લાગી. સકળ સાધન–સામગ્રી તૈયાર કરવામા આવી. એવી રીતે તે દિવસ પસાર થયો. એટલામાં—

"કેમ નિરાંતે બેસી રહ્યા છો? કાળપ્રવાહ પાણીના રેલાની જેમ વહી રહેલો છે, માટે કરવા યોગ્ય કાર્યો કરી લો." એ પ્રમાણે કોપેલા યમરાજાના હુંકાર જેવો યામશંખનો શબ્દ સંભળાયો. તે સાંભળી સર્વે ઊભા થયા અને ધર્મકાર્યો કરવાનાં શરૂ કર્યાં. પ્રાદોષિકવ્રત સભામંડળને આપી (અર્થાત્ સભાને વિસર્જન કરી) કુમાર સૂઇ ગયો. રાત્રી પૂરી થઇ એટલે બંદીએ પઠન કર્યું કે "હે પુરુષો! પતન થાય ત્યારે દુઃખ ન પામશો અને ઉદય થાય ત્યારે ગર્વ ન કરશો એમ કહેતો સૂર્ય આથમ્યો હતો અને હવે તે ઉદય પામ્યો છે." એ સાંભળી મહારાજ સહિત સમગ્ર નરેન્દ્રમંડળ જાગ્યુ અને કરવા યોગ્ય કાર્યો કરવા લાગ્યુ. એ પ્રમાણે દિવસો પસાર થવા લાગ્યા.

### નગરપ્રવેશની તૈયારી

* ૩૧૬. ત્યાર પછી કુમારના નગરપ્રવેશનો દિવસ આવ્યો. અયોધ્યા નગરીમાં રાજાએ ઉદ્‌ઘોષણા કરાવી કે નગરીમાં સત્કાર કરો. પછી શું કરવાનું શરૂ કર્યું? શેરીનાં નાકાં સાફ કરાવા લાગ્યાં. કચરો દૂર કરાવા લાગ્યો. રાજમાર્ગો પર ગંધોદક છંટાવા લાગ્યુ. તોરણો બંધાવા લાગ્યાં. સુવર્ણતોરણની રચના થવા લાગી. ધવલગૃહો સુશોભિત કરાવા લાગ્યાં. દ્વારના ઉંબરો મંડિત કરાવા લાગ્યા. સાથિયા પુરાવા લાગ્યા. રાજસભાઓમાં ચિત્રામણ કરાવા લાગ્યાં. ચોટાંઓ શણગારાવા લાગ્યાં. જોવા માટે પ્રેક્ષણમંડપો તૈયાર કરાવા લાગ્યાં. ગાલીચા પથરાવા લાગ્યા. ચંદરવા બંધાવા લાગ્યા. વસ્ત્રની પટ્ટીઓ યોજના પૂર્વક ગોઠવાવા લાગી. કાપડની ધજાઓ ચઢાવા લાગી. કંદોરાઓ લટકાવા લાગ્યા. મહારત્નો પ્રગટ કરાવા લાગ્યાં. મુક્તાફળ વેરાવા લાગ્યાં. પુષ્પમાળાઓ ગોઠવાવા લાગી. નગરના લોકો કુમારનાં દર્શન કરવા માટે ઉત્કંઠિત બની કોલાહલ કરી મૂકવા લાગ્યા. વળી—

મણિરત્નથી સુશોભિત અંગવાળી, જાણે પ્રિયતમના દર્શન માટે ઉત્કંઠિત બનેલી હોય તેવી અને વાસકસજ્જા નાયિકા જેવી નગરી કુમારના આગમનની રાહ જોઇ રહેલી હતી.

એ સમયે રાજા સાથે કુમારે જયકુંજર ઉપર આરૂઢ થઇ અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો. ત્યારે શંખ વગાડવામાં આવ્યા અને બંદીજને જયજયારવ કર્યો તે સમયે નગરનાં

નરનારીઓ કૌતુક રસથી પૂર્ણ હૃદયવાળાં બની કુમારને જોવા લાગ્યા. અનુક્રમે કુમાર રાજમાર્ગે પસાર થયો અને રાજદ્વાર પાસે આવી પહોંચ્યો. કુમાર પસાર થયો ત્યારે નગર લોકો શું બોલવા લાગ્યા ? જેમ કે—

જો આવી રિદ્ધિ મેળવવી હોય તો તમે જલદી ધર્મ કરો. પુણ્ય વગરનાને આવી રિદ્ધિ ન મળે એવી ચિંતા રખે કરતા.

ત્યાર પછી કુમાર પણ રાજકુળમાં પરિવારનું નિરીક્ષણ કરવા લાગ્યો. કેવો પરિવાર ? જેમ કે રાજ્યાભિષેક માટે મંગળ સમૂહ એકત્ર કરવામાં પ્રયત્નવાળો રાજપરિવાર અત્યંત ઉત્સાહવાળો અને ઉતાવળે વિચરતો દેખાવા લાગ્યો.



# પ્રકરણ એકવીસમું

## રાજા દઢવર્માનો દીક્ષાઅંગીકાર

૩૧૭. કુમારે સભામંડપમા પ્રવેશ કર્યો. વિવિધ પંચરંગી મણિરત્નના કિરણથી મેઘધનુષ્યની શોભાવાળા મહાસિંહાસન પર આરૂઢ થયો. તે બેઠો એટલે મહારાજા તથા મહાસામંતોએ મંગળપૂર્વક 'જય જય' શબ્દથી પૃથ્વી ગજાવતાં જુદા જુદા મણિઓ વડે સુંદર તથા પીળા કમળ તથા પલ્લવથી ઢાંકેલા કંચનમણિરત્નના કળશો હાથમાં ઊંચક્યા. તેઓએ જયનાદ કરીને યુવરાજપદે કુમારનો અભિષેક કર્યો. મહારાજા દઢવર્મા વગેરેએ જયનાદો ઉચ્ચાર્યા અને સિંહાસન સંમુખ સર્વે બેસી ગયા. મહારાજાએ કહ્યું, 'હે પુત્ર કુમાર! તું મારો પુત્ર છે એથી હું ખરેખર પુણ્યવંત છું. લાંબા સમયથી ચિંતવેલા મનોરથો આજે પૂર્ણ થયા. ધન, ધાન્ય, રત્ન, મોતી, મણિ, રજત, વહાણુ, વાહન, ખેડ, કર્બટ, નગર, મહાનગર, ગામ, હાથી, ઘોડા, પ્રજા, રથો વગેરે સેંકડો, હજારો ને લાખોની સંખ્યાવાળું આ રાજ્ય આજથી તને અર્પણ કરું છું. હું તો હવે ધર્મઅધર્મનો નિશ્ચય કરવા કેટલોક કાળ રોકાઈ પછી કરવા યોગ્ય કરીશ." આ પ્રમાણે કહેવાયેલા કુમારે પણ વિનયપૂર્વક ઊભા થઈ, રાજાના ચરણયુગલમાં પડી કહ્યું, "મહાકૃપા. મહારાજ જે કાર્યની આજ્ઞા કરે તે અવશ્ય મારે કરવું જ જોઈએ." પછી વડીલવર્ગને કુવલયમાળા બતાવી. તેણે પ્રણામ કર્યા. તેઓએ અભિનંદન આપ્યા. એ પ્રમાણે પરસ્પર વદનકમળ જોતાં સ્નેહહર્ષથી નિર્ભર બનેલા તેઓનો સમય જવા લાગ્યો. દિવસો પસાર થવા લાગ્યા.

### પિતા સાથે ધર્મચર્ચા

કોઈ એક દિવસે રાજાએ કહ્યું, "હે પુત્ર કુમાર! સાંભળ!—

આ લોકમાં કોઇ પણ મનુષ્યને જે કંઈ સુખ કે દુઃખ હોય છે તે પૂર્વે પોતે જ કરેલાં કર્મનું પરિણામ હોય છે. હે પુરુષો! સારવૈભવ પ્રાપ્ત ન થાય તો ખેદ ન કરવો. પૂર્વે જે ન કર્યું હોય તે લાખો વર્ષે પણ ક્યાંથી મળે? માટે જો સુખ ઇચ્છતા હો તો આ જન્મમાં ધર્મ ઉપર આદર કરવો. કારણ કે લોકમાં કે જન્મમાં કારણ રહિત કાર્ય બનતું નથી. માટે હે કુમાર! આ પ્રમાણે સમજી ધર્મમાં આદર કરવો. મારા માટે આ કાળ હવે ધર્મનો છે. માટે તે જ હું કરીશ." કુમારે કહ્યું, "આપે આજ્ઞા કરી તે પ્રમાણે જ સર્વ છે. ધર્મકાર્ય કરવા માટે આપનો આ સુંદર નિશ્ચય છે. પરંતુ આપને એક વિનંતી કરું કે ધર્મ તે જ કહેવાય કે જ્યાં કરેલો પરિશ્રમ સફળ થાય." રાજાએ કહ્યું, "કુમાર! ધર્મો ઘણા છે. તેમાં જે એક આરંભ્યો હોય તે જ સુંદર છે."

શું ધર્મો સરખા છે?

* ૩૧૮. કુમારે કહ્યું, "હે પિતાજી! એમ ન કહો. સર્વ ધર્મ સરખા ન હોય." તેમણે કહ્યું, "કુમાર! સર્વ ધર્મ સરખા જ છે." કુમારે કહ્યું, "દેવ! આપને વિનંતી કરું છું. કેમકે—

શું પૃથ્વીમાં ગજેન્દ્રો બીજા ગજવરોના જેવા જ હોય છે? અથવા ઘોડા બીજા ઘોડા સાથે અને પર્વતો બીજા શ્રેષ્ઠ પર્વત સાથે સરખા હોય છે? અથવા પુરુષો બીજા પુરુષો સાથે અને દેવો બીજા દેવો સાથે સરખા હોય છે? તો પછી શું લોકમાં ધર્મો બીજા ધર્મો સાથે સરખા હોય ખરા? જેમ આ પદાર્થોમાં લોકોએ મોટો તફાવત જોયેલો છે તેમ, હે દેવ! ધર્મમાં પણ તફાવત જાણેલો છે." રાજાએ કહ્યું, "જો અહીં સર્વ ધર્મમાં કોઇ એક ધર્મ ચડિયાતો હોય તો સર્વ લોકો કોઇ એક ધર્મમા કેમ લાગી જતા નથી?" કુમારે કહ્યું, "જો સર્વ લોકો વડે એક જ રાજાનું સેવન કરાતું હોય તો લોકમાં સર્વ વડે એક જ ધર્મનુ સેવન કરાતું હોત. પરમાર્થ રહિત, અજ્ઞાન અને ભયાતુર પુરુષો ઉત્તમ રાજાને જોવા છતાં કોઈક ગ્રામસ્વામી (ઠાકોર વગેરે) ની સેવા કરે છે. એવી રીતે ઉત્તમ ધર્મ સામે હોવા છતાં મૂઢ પુરુષો તે કરવા માટે અસમર્થ હોય છે. અથવા તો તેઓને વિવેક હોતો નથી." રાજાએ કહ્યું, "હે કુમાર! ધર્મનું સારાનરસાપણું શી રીતે જાણી શકાય?" કુમારે કહ્યું, "હે દેવ! ફળથી." રાજાએ પૂછયું, "હે કુમાર! પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એ ચારમાંથી કયો હેતુ ફળસાધક બને? પ્રત્યક્ષ ધર્મ-ફળ અહીં દેખાતું નથી તો પરલોકમાં કયાંથી ફળ હોય? અને જ્યાં પ્રત્યક્ષ નથી ત્યાં અનુમાન કેવી રીતે કરવું? ઉપમાન તો દૂર રહેલુ છે અને જો આગમ પ્રમાણ કહેતા હો તો લોકમાં ધર્મનાં આગમો (શાસ્ત્રો) નક્કી સફળ કહેલાં છે. તો પછી કયા ધર્મમાં મન કરવું? કયા કરેલો પરિશ્રમ સફળ થાય છે અને કયાં મોક્ષનુ સુખ છે? આ પ્રશ્નો મારા મનમાં ઘોળાયા કરે છે." કુમારે કહ્યું, "હે દેવ! તો શો ઉપાય?" રાજાએ કહ્યું, "એક સારો ઉપાય છે કે કોઇ ભણેલા પંડિત અને જગતમાં બુદ્ધિશાળી હોય એવા પુરુષને પૂછવું કે આ જગતમા સારભૂત ધર્મ કયો છે કે જેમાં અમે આદર કરીએ." કુમારે કહ્યુ, "હે દેવ! આ વિષયમા કોણ એવો વિશેષ જાણકાર હોય? અને કદાચ જાણકાર હોય તોપણ રાગદ્વેષથી મૂઢ મનવાળો હોય જેથી પરમાર્થગતિ અન્ય હોય અને પુરુષ કંઇક જુદો જ વિકલ્પ કરે. જેઓ ઇર્ષ્યા, મત્સર અને સ્વપક્ષરાગ કરે, પોતાને પંડિત માને અને અસત્ય કહે તેઓ ધર્માધર્મને જોતા નથી"

કુળદેવીની આરાધના

* ૩૧૯. રાજાએ કહ્યું, "આ પ્રમાણે તત્ત્વપરિણામ જાણવું મુશ્કેલ છે, માટે તે જાણવાનો શો ઉપાય હોઈ શકે?" કુમારે કહ્યું, "હે દેવ! મારા હૃદયમાં એક શ્રેષ્ઠ ઉપાય સ્ફુરાયમાન થયો છે, જે સદા મારી પાસે જ રહેનારો છે અને તે પરમાર્થ રૂપ હોવાથી આ પ્રત્યક્ષ ધર્મનું તત્ત્વ જાણી શકાય છે.

ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા અસંખ્ય નરશ્રેષ્ઠો અહીં ધર્મ કરી નિર્વાણને પામેલા

છે. માટે મંગળપૂર્વક તપ અને વિનય કરી, કુળદેવીની આરાધના કરી એને પૂછવું જોઇએ કે પરંપરાથી ચાલ્યો આવતો આપણો કુળધર્મ કયો છે? એમ કરવાથી જે કંઈ કુળદેવીની આજ્ઞા થાય તે જ આપણો ધર્મ. આ બાબતમાં વધારે કહેવાથી શું?" એનો સ્વીકાર કરતાં રાજાએ કહ્યું, "વાહ! કુમાર! તેં સુંદર કહ્યું. માટે બીજો કોઈ પણ વિચાર છોડીને આ જ કરવું." એમ બોલતાં રાજા ઊભા થયા. કરવા યોગ્ય કાર્યો શરૂ કર્યાં. ત્યાર પછી બીજે દિવસે રાજા ગંધ, પુષ્પ, બલિ, દીપક વગેરે સામગ્રી લઈ દેવગૃહમાં ગયા. ત્યાં આગળ દેવદેવીની યથાયોગ્ય સ્તુતિ કરવા લાગ્યા. તે આ પ્રમાણે :—

"હે વિજયા દેવી! જયંતી! જયા! જયાહિ! અપરાજિતા! જયકુમારી! તમે જય પામો! હે અંબા! અંબાલા! બાલા! પ્રિયલક્ષ્મી! દેવી! તમે જય પામો! પૂર્વે ઇક્ષ્વાકુ વંશમાં જે રાજાઓ થઇ ગયા તે પુરાણ પુરુષોનો કુળધર્મ કયો હતો તે મને કહો, નહિ તો તમે મારો વધ કરવાને યોગ્ય છો!"

એમ કહી રાજા ઘાસના સંથારા ઉપર બેઠો. એક રાત અને દિવસ તે પ્રમાણે રહ્યો. બીજી રાત્રે મધ્ય પહોરે આકાશતલમાં વાણી પ્રગટ થઈ, "હે નરશ્રેષ્ઠ! જો તારે શ્રેષ્ઠ ધર્મનું પ્રયોજન હોય તો ઇક્ષ્વાકુ વંશનો આ પૂર્વનો કુલધર્મ છે તે ગ્રહણ કર." એમ બોલી કુલશ્રીએ સુવર્ણનું એક શિલાતલ રાજાને અર્પણ કર્યું. તે પ્રાપ્ત કરીને રાજા જ્યાં જાગ્યો તો આગળ શિલાતલ પડેલું દેખાયુ. તે કેવું હતું? જેમ કે મનોહર, ઘાટીલા, માત્રા વર્ણોની શ્રેણીયુક્ત અને બ્રાહ્મી લિપિમાં લખેલા મરકતના અક્ષરોથી પૂરિત તે આગળ મૂકેલું હતું. તે જોઇ હર્ષવશ ઊછળતા રોમાંચવાળા રાજાએ કુમારને બોલાવ્યો અને કહ્યું, "હે પુત્ર કુમાર! આપણી કુલદેવીએ આ કુલધર્મ આપ્યો માટે લો અને તે વાંચ." કુમારે કહ્યું, "જેવી આજ્ઞા!" એમ કહી ધૂપ, બલિ, પુષ્પ વગેરેથી અર્ચન કરી વિનય અને ભક્તિ-પૂર્વક તે વાંચવા લાગ્યો.

### કુળદેવીએ બતાવેલો ધર્મ

~ ૩૨૦. *તેમાં શું લખેલું હતું? જેમ કે—*

સમ્યગ્ દર્શનની શુદ્ધિપૂર્વકના જ્ઞાનની સંપતિ અને ચારિત્રનું ધારણ સમગ્ર સુખોનું મૂળ અને મોક્ષનું સાધન હોય છે. જેમાં જીવ પોતાની યોનિમાં સંતુષ્ટ થઈને રહેલો હોય તેનો ઘાત ન કરાય. વળી જીવને હૃદયમાં પીડા કરે એવું અસત્ય ન બોલવું જોઇએ. જીવથી સમાન હોય એવા કોઇ માણસનું વગર આપેલું ગ્રહણ ન કરવું જોઇએ. સળગતા અગ્નિ જેવી મહિલાનો દૂરથી ત્યાગ કરવો જોઇએ. સકલ જગતમાં અનર્થના મૂળ જેવા અર્થનો ત્યાગ કરવો જોઇએ. જીવોનો વિનાશ થાય તે માટે રાત્રે ભોજન ન કરવું જોઇએ. હે રાજન્! તું તેવા ધર્મનો અંગીકાર કર કે જેમાં વળી વૈરાગ્ય પણ હોય. વળી પૃથ્વીમાં અને જળમાં જીવ છે એમ તું જાણ અને માન. વળી પવન, અગ્નિ અને વનસ્પતિમાં પણ જીવ છે એમ જાણ. એમાં જીવનું લક્ષણ ઘટી શકે છે અને સ્પર્શેન્દ્રિયનો જ માત્ર વ્યાપાર હોય છે. અળસિયાં, કૃમિ વગેરે બે ઇન્દ્રિયવાળાં, કીડી વગેરે ત્રણ ઇન્દ્રિયવાળાં,

## શું ધર્મો સરખા છે ?

૩૧૮. કુમારે કહ્યું, "હે પિતાજી ! એમ ન કહો સર્વ ધર્મ સરખા ન હોય." તેમણે કહ્યું, "કુમાર ! સર્વ ધર્મ સરખા જ છે." કુમારે કહ્યું, "દેવ ! આપને વિનંતી કરું છું. કેમકે—

શું પૃથ્વીમાં ગજેન્દ્રો બીજા ગજવરોના જેવા જ હોય છે ? અથવા ઘોડા બીજા ઘોડા સાથે અને પર્વતો બીજા શ્રેષ્ઠ પર્વત સાથે સરખા હોય છે? અથવા પુરુષો બીજા પુરુષો સાથે અને દેવો બીજા દેવો સાથે સરખા હોય છે ? તો પછી શું લોકમાં ધર્મો બીજા ધર્મો સાથે સરખા હોય ખરા ? જેમ આ પદાર્થોમાં લોકોએ મોટો તફાવત જોયેલો છે તેમ, હે દેવ ! ધર્મમા પણ તફાવત જાણેલો છે." રાજાએ કહ્યું, "જો અહીં સર્વ ધર્મમાં કોઇ એક ધર્મ ચડિયાતો હોય તો સર્વ લોકો કોઇ એક ધર્મમાં કેમ લાગી જતા નથી ?" કુમારે કહ્યું, "જો સર્વ લોકો વડે એક જ રાજાનું સેવન કરાતું હોય તો લોકમાં સર્વ વડે એક જ ધર્મનુ સેવન કરાતું હોત. પરમાર્થ રહિત, અજ્ઞાન અને ભયાતુર પુરુષો ઉત્તમ રાજાને જોવા છતાં કોઇક ગ્રામસ્વામી (ઠાકોર વગેરે) ની સેવા કરે છે. એવી રીતે ઉત્તમ ધર્મ સામે હોવા છતા મૂઢ પુરુષો તે કરવા માટે અસમર્થ હોય છે. અથવા તો તેઓને વિવેક હોતો નથી." રાજાએ કહ્યું, "હે કુમાર ! ધર્મનું સારાનરસાપણું શી રીતે જાણી શકાય ?" કુમારે કહ્યું, "હે દેવ ! ફળથી." રાજાએ પૂછ્યું, "હે કુમાર ! પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એ ચારમાંથી કયો હેતુ ફળસાધક બને ? પ્રત્યક્ષ ધર્મ-ફળ અહીં દેખાતું નથી તો પરલોકમાં કયાંથી ફળ હોય ? અને જ્યાં પ્રત્યક્ષ નથી ત્યાં અનુમાન કેવી રીતે કરવું ? ઉપમાન તો દૂર રહેલુ છે અને જો આગમ પ્રમાણ કહેતા હો તો લોકમાં ધર્મના આગમો (શાસ્ત્રો) નક્કી સફળ કહેલા છે. તો પછી કયા ધર્મમાં મન કરવું ? કયાં કરેલો પરિશ્રમ સફળ થાય છે અને કયા મોક્ષનુ સુખ છે ? આ પ્રશ્નો મારા મનમાં ઘોળાયા કરે છે." કુમારે કહ્યું, "હે દેવ ! તો શો ઉપાય ?" રાજાએ કહ્યું, "એક સારો ઉપાય છે કે કોઇ ભણેલા પંડિત અને જગતમાં બુદ્ધિશાળી હોય એવા પુરુષને પૂછવું કે આ જગતમાં સારભૂત ધર્મ કયો છે કે જેમાં અમે આદર કરીએ." કુમારે કહ્યુ, "હે દેવ ! આ વિષયમાં કોણ એવો વિશેષ જાણકાર હોય ? અને કદાચ જાણકાર હોય તોપણ રાગદ્વેષથી મૂઢ મનવાળો હોય જેથી પરમાર્થગતિ અન્ય હોય અને પુરુષ કંઇક જુદો જ વિકલ્પ કરે. જેઓ ઇર્ષ્યા, મત્સર અને સ્વપક્ષરાગ કરે, પોતાને પંડિત માને અને અસત્ય કહે તેઓ ધર્માધર્મને જોતા નથી."

## કુળદેવીની આરાધના

૩૧૯. રાજાએ કહ્યું, "આ પ્રમાણે તત્ત્વપરિણામ જાણવું મુશ્કેલ છે. માટે તે જાણવાનો શો ઉપાય હોઈ શકે ?" કુમારે કહ્યું, "હે દેવ ! મારા હૃદયમાં એક શ્રેષ્ઠ ઉપાય સ્ફુરાયમાન થયો છે, જે સદા મારી પાસે જ રહેનારો છે અને તે પરમાર્થ રૂપ હોવાથી આ પ્રત્યક્ષ ધર્મનું તત્ત્વ જાણી શકાય છે.

ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા અસંખ્ય નરશ્રેષ્ઠો અહીં ધર્મ કરી નિર્વાણને પામેલા

છે. માટે મંગળપૂર્વક તપ અને વિનય કરી, કુળદેવીની આરાધના કરી એને પૂછવું જોઇએ કે પરંપરાથી ચાલ્યો આવતો આપણો કુળધર્મ કયો છે ? એમ કરવાથી જે કંઈ કુળદેવીની આજ્ઞા થાય તે જ આપણો ધર્મ. આ બાબતમાં વધારે કહેવાથી શું ?" એનો સ્વીકાર કરતાં રાજાએ કહ્યું, "વાહ ! કુમાર ! તેં સુંદર કહ્યું. માટે બીજો કોઈ પણ વિચાર છોડીને આ જ કરવું." એમ બોલતા રાજા ઊભા થયા. કરવા યોગ્ય કાર્યો શરૂ કર્યાં. ત્યાર પછી બીજે દિવસે રાજા ગંધ, પુષ્પ, બલિ, દીપક વગેરે સામગ્રી લઇ દેવગૃહમાં ગયા. ત્યાં આગળ દેવદેવીની યથાયોગ્ય સ્તુતિ કરવા લાગ્યા. તે આ પ્રમાણે :—

"હે વિજયા દેવી ! જયંતી ! જયા ! જયાહિ ! અપરાજિતા ! જયકુમારી ! તમે જય પામો ! હે અંબા ! અંબાલા ! બાલા ! પ્રિયલક્ષ્મી ! દેવી ! તમે જય પામો ! પૂર્વે ઇક્ષ્વાકુ વંશમાં જે રાજાઓ થઇ ગયા તે પુરાણ પુરુષોનો કુળધર્મ કયો હતો તે મને કહો, નહિ તો તમે મારો વધ કરવાને યોગ્ય છો !"

એમ કહી રાજા ઘાસના સંથારા ઉપર બેઠો. એક રાત અને દિવસ તે પ્રમાણે રહ્યો. બીજી રાત્રે મધ્ય પહોરે આકાશતલમાં વાણી પ્રગટ થઇ, "હે નરશ્રેષ્ઠ ! જો તારે શ્રેષ્ઠ ધર્મનું પ્રયોજન હોય તો ઇક્ષ્વાકુ વંશનો આ પૂર્વનો કુલધર્મ છે તે ગ્રહણ કર." એમ બોલી કુલશ્રીએ સુવર્ણનું એક શિલાતલ રાજાને અર્પણ કર્યું. તે પ્રાપ્ત કરીને રાજા જ્યાં જાગ્યો તો આગળ શિલાતલ પડેલું દેખાયુ. તે કેવું હતું ? જેમ કે મનોહર, ઘાટીલા, માત્રા વર્ણોની શ્રેણીયુક્ત અને બ્રાહ્મી લિપિમાં લખેલા મરકતના અક્ષરોથી પૂરિત તે આગળ મૂકેલું હતું. તે જોઇ હર્ષવશ ઊછળતા રોમાંચવાળા રાજાએ કુમારને બોલાવ્યો અને કહ્યું, "હે પુત્ર કુમાર ! આપણી કુલદેવીએ આ કુલધર્મ આપ્યો માટે જો અને તે વાચ." કુમારે કહ્યું, "જેવી આજ્ઞા !" એમ કહી ધૂપ, બલિ, પુષ્પ વગેરેથી અર્ચન કરી વિનય અને ભક્તિપૂર્વક તે વાંચવા લાગ્યો.

### કુળદેવીએ બતાવેલો ધર્મ

§ 320. તેમાં શું લખેલું હતું ? જેમ કે—

સમ્યગ્ દર્શનની શુદ્ધિપૂર્વકના જ્ઞાનની સંપત્તિ અને ચારિત્રનું ધારણ સમગ્ર સુખોનું મૂળ અને મોક્ષનું સાધન હોય છે. જેમાં જીવ પોતાની યોનિમાં સંતુષ્ટ થઇને રહેલો હોય તેનો ઘાત ન કરાય. વળી જીવને હૃદયમાં પીડા કરે એવું અસત્ય ન બોલવું જોઇએ. જીવથી સમાન હોય એવા કોઇ માણસનું વગર આપેલું ગ્રહણ ન કરવું જોઇએ. સળગતા અગ્નિ જેવી મહિલાનો દૂરથી ત્યાગ કરવો જોઇએ. સકલ જગતમાં અનર્થના મૂળ જેવા અર્થનો ત્યાગ કરવો જોઇએ. જીવોનો વિનાશ થાય તે માટે રાત્રે ભોજન ન કરવું જોઇએ. હે રાજન્ ! તું તેવા ધર્મનો અંગીકાર કર કે જેમાં વળી વૈરાગ્ય પણ હોય. વળી પૃથ્વીમાં અને જળમાં જીવ છે એમ તું જાણ અને માન. વળી પવન, અગ્નિ અને વનસ્પતિમાં પણ જીવ છે એમ જાણ. એમાં જીવનું લક્ષણ ઘટી શકે છે અને સ્પર્શેન્દ્રિયનો જ માત્ર વ્યાપાર હોય છે. અળસિયાં, કૃમિ વગેરે બે ઇન્દ્રિયવાળાં, કીડી વગેરે ત્રણ ઇન્દ્રિયવાળાં,

ભમરા વગેરે ચાર ઇન્દ્રિયવાળાં અને બાકીના પાંચ ઇન્દ્રિયવાળાં જાણવા. મનુષ્ય, પશુ, દેવ અને દૈત્ય એ સર્વને બંધુ હતા એમ માન. સર્વ મારી જેમ સુખની અભિલાષા કરે છે અને દુઃખથી ડરીને નાસી જાય છે. ઘણાં હથિયારોથી દુઃખ ઉત્પન્ન કરે છે. દુર્વચનના ઝેરથી દરેક જીવને હૃદયમાં દુઃખ થાય છે. હું સર્વનો મિત્ર હતો. સર્વે મારા મિત્રો હતા. સર્વે મારા બંધુઓ હતા. આ પરમાર્થ હોવા છતાં કોઈ પણ જીવના દેહ ઉપર પ્રહાર કેમ કરાય ? ખરેખર મૂઢ આત્માઓ જ પોતાના જેવા જીવને વિશે પ્રહાર કરે છે. સંસારમાં દુઃખ, શોક અને ભયવાળા જે જે જીવો તું જુએ તેને, હે રાજન્ ! એમ માન કે હું પણ આવો જ હતો. સકલ જીવો ઉપર મૈત્રીભાવ રાખ. હે ધીર ! ગુણવાન ઉપર તું આદર કર. દીન મનવાળા ઉપર દયા કર. ગર્વવાળા માણસોની ઉપેક્ષા કર. ખરાબ કાર્યોમાં કાયાને જતાં અને અસત્ય વચનોમાં વાચાને જતાં રોક. સર્વ દ્રવ્યોમાં અને અકાર્યમાં ફેલાતા મનને રોક. કાયાથી ધર્મક્રિયા કર, વચનથી ધર્મ-શાસ્ત્રો ભણ અને ભાવયુક્ત બની ભાવથી શુભ ભાવનાઓ ભાવ. ઇન્દ્રિય રૂપી શત્રુઓને રોકી, નિર્ભય થઇ, વિશુદ્ધ તપ કર. કોપ વિશે ક્ષમા કર અને કામવાસનામાં અશુચિનો વિચાર કર. માન થાય ત્યારે નમ્ર બનજે અને માયાસ્થાનમાં સરળતા કરજે. લોભને સંતોષથી જીતજે અને મોહને જ્ઞાન રૂપી હથિયારથી હણજે. સંયમમાં સાવધાન રહેજે. લોકમાં નિર્મળ શિયળનું સેવન કરજે. તારું વીર્ય છુપાવીશ નહિ અને કરવા યોગ્ય જરૂર કરજે. રસોઇની ક્રિયા તું ન કરતો, પણ વિધિપૂર્વક ભિક્ષાટન કરી ભોજન કરજે. નિશ્ચિન્ત ન બેસી રહેતાં સ્વાધ્યાયમાં રોકાયેલો રહેજે. પાપ રૂપી કાદવને સાફ કરનાર, મોહને હઠાવનાર, મિથ્યાત્વનો નાશ કરનાર, લોકાલોકનો પ્રકાશ કરનાર એવો જ્ઞાન રૂપી સૂર્યોદય જેનો થયો છે તેઓ સંપૂર્ણ એવા લોક અને અલોકને સર્વ પ્રકારે દેખે છે. ભૂત, વર્ત-માન અને ભવિષ્યનુ એવું કંઇ નથી કે જે તેઓ ન જોઈ શકતા હોય.

તેવા ભગવંતને શું કહેવાય ?

તીર્થંકર, લોકગુરુ, સર્વજ્ઞ, કેવળી, જિન, અર્હન્, સુગત, સિદ્ધ, બુદ્ધ, પારગત, વિતરાગ. તે આત્મા-પરમાત્મા સૂક્ષ્મ અને નિરંજન હોય છે. તે અવ્યક્ત, અછેદ્ય, અભેદ્ય, અક્ષય અને પરમ હોય છે. તે પરમાત્મા અમૃતના રસ જેવું કંઇ પણ આજ્ઞાવચન કહે તેની, હે રાજન્ ! શ્રદ્ધા કરજે. વળી જે પુરુષો તેમણે દીક્ષિત કરેલા હોય તેમને પણ તું માનજે. જેઓ અજ્ઞાની હોય અથવા રાગદ્વેષવાળા હોય તે અસત્ય બોલે. જેઓ ભય, મદ, રાગ અને દ્વેષથી રહિત હોય તેઓ અસત્ય શા માટે બોલે ? માટે નરશ્રેષ્ઠ ! સર્વા-દરથી આ દેવને સ્વામી તરીકે સ્વીકાર અને તેમણે જે કંઇ પણ કહેલુ હોય તે ભાવથી અંગીકાર કર. સૂક્ષ્મ શરીરવાળો, અનાદિ, અક્ષય, સુખનો ભોક્તા એવા સ્વરૂપવાળો આત્મા જ્ઞાન અને ક્રિયાથી કર્મમુક્ત બને છે. હે નરવર ! આ જ ધર્મ મોક્ષફળ અપાવનાર અને સર્વ સુખનું મૂળ છે. વળી, ઇક્ષ્વાકુ કુળના પૂર્વ પુરુષોનો આ જ કુળધર્મ છે. અહીં જે જે કહેલું છે તેને જ, હે રાજન્ ! સાર રૂપ જાણ. આથી રહિત હોય તેને વિધર્મ અથવા

કુધર્મ સમજ. આ ધર્મની જેઓ અવજ્ઞા કરે છે તે ઘોર નારકીમાં જાય છે અને એને આચરનાર અક્ષયસુખની પ્રાપ્તિ કરે છે."

સાચા ધર્મપુરુષ કોણ?

૩૨૧. આ પ્રમાણે ધર્મ કહેવાયો ત્યારે રાજાએ કહ્યું, "ભગવતી કુલદેવીએ આપણા ઉપર ઉપકાર કર્યો. માટે આ સુંદર ધર્મ છે એમાં શંકા નથી. પરંતુ જેમનો આવો ધર્મ હોય તે પુરુષો કેવા હશે તે જાણી શકાતું નથી." કુમારે કહ્યું, "દેવ! જે કોઇ ધર્મ કરનારા પુરુષો દેખાય તેમની જ દીક્ષા ગ્રહણ કરી આ ધર્મ કરાય છે." રાજાએ કહ્યું, "કુમાર! એમ ન કહે. જુદા જુદા પ્રકારનાં વેષ, લક્ષણ ધારણ કરનાર ધર્મપુરુષો પૃથ્વીમાં વસે છે. તે સર્વ એમ જ કહે છે કે 'અમારો ધર્મ સુંદર છે.' બીજા વળી કહે છે કે 'અમારો ધર્મ સુંદર છે' અને ત્રીજા પણ કહે છે કે 'અમારો ધર્મ સુંદર છે.' આમ હોવાથી કોની શ્રદ્ધા કરવી અને કોની ન કરવી?"

ઉદ્‌ઘોષણા

કુમારે કહ્યું, "પિતાજી! જો એમ છે તો એક ઉપાય છે. એવા ઢંઢેરાની ઉદ્‌ઘોષણા કરાવવી કે પૃથ્વીમાં જે કોઇ ધર્મપુરુષ હોય તે સર્વને નિમંત્રણ અપાય છે કે જે ધર્મ સુંદર હશે તે ધર્મ રાજા અંગીકાર કરશે. માટે સર્વ ધર્મપુરુષોએ પ્રત્યક્ષ થવું અને પોતપોતાનો ધર્મ કહેવો. જેમાં જે સુંદર હશે તે ગ્રહણ કરાશે. પછી, હે દેવ! સર્વ ધર્મનો વિસ્તાર સમજ્યા પછી આ દેવીએ જે ધર્મ આપેલો છે તેની સાથે મળતો આવે તેને વિશે આદર કરી દીક્ષા અંગીકાર કરવી." રાજાએ કહ્યું, "એવી રીતે જો વિશેષ પામી શકાતું હોય તો પ્રતિહારીને આજ્ઞા કરો કે જેથી પડહ વગાડનારને બોલાવે." આદેશ થતાં જ પ્રતિહારીને હુકમ કર્યો એટલે તેણે પડહ વગાડનારને જઈને કહ્યું કે "રાજાએ આજ્ઞા કરી છે કે આ પ્રમાણે નગરના સર્વ ચૌટામાં પડહ વગાડી ઉદ્‌ઘોષણા કરો." એટલે 'જેવી આજ્ઞા' એમ બોલતો તે બહાર નીકળ્યો અને ઘોષણા કરવા લાગ્યો. ક્યાં આગળ? જેમ કે—

શૃંગાટક (ત્રિભેટો), ગોપુર, ચૌટાં, રાજમાર્ગ, દુકાનમાર્ગ, ઘર, મઠ, દેવકુલો, આરામ, પરબ, તલાવ વગેરે સ્થળોમાં.

શાની ઘોષણા કરવા લાગ્યો? જેમ કે—

"જે કોઈ ધર્મને જાણતા હોય તે આજે રાજાને કહો. તેમાં જે અતિશય સુંદર ધર્મ હશે તેને રાજા અંગીકાર કરશે." એ પ્રમાણે ઘોષણા કરતાં 'ઢં ઢં ઢં ઢં' એમ ઢોલ વગાડવા લાગ્યો. વળી શું કહેવા લાગ્યો? જેમ કે—

"ઢોલ ઢં ઢં ઢં ઢં વાગે છે તે એમ કહે છે કે છજીવનિકાય રક્ષણ ધર્મ છે. જીવદયા અને ઇન્દ્રિયદમન રહિત...." આ ઘોષણા સાંભળી સર્વ ધર્મપુરુષો ઉત્સુક થતા પોતપોતાના ધર્મવિશેષ સંઘમાં પરસ્પર કહેવા લાગ્યા કે—

"અરે ધર્મપુરુષો ! રાજા પાસે જાઓ અને રાજાને ધર્મ કહો. રાજા ધર્મમાં પ્રતિબોધ પામે તે કંઇ ઓછી વાત ગણાય કે ?" એ પ્રમાણે માંહોમાંહે મંત્રણા કરી પોતપોતાના સિદ્ધાંતમાં જે જે ધર્મપુરુષો કુશળ હતા તે તૈયાર થઈ રાજમંદિરે પહોંચ્યા. રાજાને બહારના સભામંડપમાં સર્વેએ જોયા અને યથાયોગ્ય આશીર્વાદ, પ્રણામ, સંભાષણ વગેરે સાથે દર્શન કર્યાં. પોતાના આસન પર સર્વે બેઠા. રાજાએ કહ્યું, "હે ધાર્મિક પુરુષો ! તમે અમારો અભિપ્રાય બરાબર ગ્રહણ કર્યો હશે. તો હવે તમારા હૃદયમાં અભિરુચિવાળો જે ધર્મ હોય તે અનુક્રમે સમજાવો."

### ધર્મ વિશે વિવિધ અભિપ્રાય અને રાજાનું ચિંતન

* ૩૨૨. આ પ્રમાણે કહેવાયેલા પરિવાદીઓ કહેવા લાગ્યા. એકે કહ્યું, "જીવ ક્ષણમાં નાશ પામવાના સ્વભાવવાળો છે. વૃક્ષો અચેતન છે અને જગત અનિત્ય છે. હે નરનાથ ! નિર્વાણ પણ અભાવરૂપ છે. આ અમારો ધર્મ છે." રાજાએ વિચાર્યું કે "જીવ અનાદિ અને અનંત છે, વૃક્ષો ચેતનવાળાં છે. આ પ્રમાણે તેમાં લખેલું છે. વળી મોક્ષ શાશ્વત સ્થાન છે. માટે આ વાત ઘટી શકતી નથી."

બીજાએ કહ્યું, "આ જીવ સર્વગત છે. ધ્યાનયોગ વડે જીવ પ્રકૃતિથી મુક્ત બને છે. માટી અને પાણીના શૌચથી શુદ્ધ એવો ત્રિદંડીનો આ સુંદર ધર્મ છે." રાજાએ વિચાર્યું, "જો સર્વગત જીવ હોય તો ધ્યાન કોણ ધરે તથા શૌચ કેવી બને ? વળી પૃથ્વી અને પાણી એ જીવવાળાં હોવાથી તેમને મારીને શુદ્ધિ કેવી રીતે થાય ?"

બીજા એકે કહ્યું, "સર્વગત આત્મા અહીં સ્વભાવથી કર્મ બાંધતો નથી. યોગાભ્યાસથી મુક્ત બનેલો આત્મા અહીં જ નિરંજન થાય છે." રાજાએ વિચાર્યું, "આત્મા શરીરમાત્ર પ્રમાણવાળો છે અને પોતે કર્મ કરે છે અને તેનાથી બંધાય છે. સર્વગતને તે યોગ કેવી રીતે હોય ? આ વિપરીત વાત છે."

બીજા એકે કહ્યું, "એક જ પરમાત્મા અચેતન ભૂતોમાં નક્કી વર્તે છે. નિત્યાનિત્યથી રહિત, અનાદિનિધન એવો બ્રહ્મશ્રેષ્ઠ પુરુષ છે." રાજાએ વિચાર્યું, "જો એક જ આત્મા હોય તો સુખદુઃખો જુદા જુદા સ્વરૂપે કેમ હોય ? એક દુઃખી હોય તો સર્વે દુઃખી જ થવાં જોઇએ"

બીજા એકે કહ્યું, "નહિ વપરાયેલું આપી દેવું, મંત્રપૂર્વક પશુને મારી નાખવું, માતાપિતાનો મેધ અથવા ગાય (અથવા અશ્વ) નો મેધ કરવો એ પ્રગટ ધર્મ છે." રાજાએ વિચાર્યું, "જે આપી દેવાય તે ઉત્તમ છે પરંતુ જે પશુ કે ગાય મારી નંખાય છે તે સર્વને દેવીએ શિલાપટ્ટમાં અધર્મ લેખ્યો છે."

બીજા એકે કહ્યું, "કાગ, બલિ, વૈશ્ય દેવને કરાય, અને અગ્નિમાં અન્ન નાખવામાં આવે તો દેવો અત્યંત પ્રિય બને છે અને પ્રસન્ન થયેલા તેઓ ધર્મ આપે છે." રાજાએ વિચાર્યું, "કાગબલિ અને અગ્નિમાં ફેંકેલું ભોજન કોણ ન ઇચ્છે ? પરંતુ તે ભોજન તેનું બને છે કે બીજાનું બને છે તે હું જાણતો નથી."

બીજા એકે કહ્યું, "સર્વ સંગનો ત્યાગ કરી, વનમાં જઇ વલ્કલ ધારણ કરી, કંદ, મૂળ, ફળ, પુષ્પનું ભક્ષણ કરવાનો ધર્મ ઋષિધર્મ કહેવાય છે." રાજાએ વિચાર્યું, "નિસંગપણું ઉત્તમ છે, પરંતુ કંદફળનું ભક્ષણ તે તો જીવની વિરાધના છે, જ્યારે જીવદયા તે ધર્મ કહેવાય છે."

બીજા એકે કહ્યું, "આ બ્રાહ્મણ, શ્રમણ, મૂંઝાયેલા, દુઃખી, દીન, વગેરેને કંઇ આપવું, ગુરુપૂજન કરવું એ ગૃહસ્થધર્મ બધા ધર્મોમાં ઉત્તમ છે." રાજાએ વિચાર્યું, "જે દાન છે તે દેખાય છે, પરંતુ ઘરમાં અનંત જીવોનો ઘાત થાય છે તે દેખાતો નથી. તે બાણથી પૂંછડાને વીંધે છે પણ હાથીને વીંધવામાં ચૂકી જાય છે.

બીજા એકે કહ્યું, "ભક્ષ્ય, અભક્ષ્ય, ગમ્ય, કે અગમ્ય એ સર્વ સરખું અને ભેદ વગરનું છે. અદ્વૈતવાદને ધર્મ કહીએ છીએ અને તે ક્ષુદ્રતા વગરનો છે." રાજાએ વિચાર્યું, "આ તો આલોક અને પરલોકની વિરુદ્ધ પ્રત્યક્ષ છે ધર્મ તો મારા પટ્ટમાં ઇન્દ્રિયનો નિગ્રહ કરવા રૂપ લખેલો છે."

બીજા એકે કહ્યું, "આસન પર સ્થાયી દેવની પાંચ પવિત્રથી ઉપાસના કરવી એને શુદ્ધાદ્વૈતવાદ કહીએ છીએ અને તે ક્ષુદ્રતા વગરનો છે." રાજાએ વિચાર્યું, "સ્વાદેન્દ્રિયને અનુકૂળ ભોજન કરવું, સ્પર્શ વગેરેમાં અધર્મ છે. ઇન્દ્રિયનો નિગ્રહ કરવામાં ધર્મ રહેલો છે."

બીજા એકે કહ્યું, "ધર્મમાં રહેલાને પોતાની પત્ની કે પોતાનો દેહ આપવામાં આવે તો તે તુંબડાની જેમ તરતો બીજાને પણ ભવસમુદ્રમાં તારે છે" રાજાએ વિચાર્યું, "જો તે સ્ત્રીને ભોગવે તો મુનિ કેમ કહેવાય? અને મુનિ ન હોય તો તેને દેવાથી શું? શિલા ઉપર બેસાડે તો ઊંડા જળમાં શિલા તરે ખરી?"

બીજા એકે કહ્યું, "જો સત્ત્વનુ આલંબન કરી સાહસ-બળ (આત્મવધ) કરવામાં આવે તો, હે નરનાથ! તેની સદ્ગતિ થાય છે એમ મારો આ ધર્મ જણાવે છે." રાજાએ વિચાર્યું, "આત્મવધ વેદ અને સ્મૃતિથી વિરુદ્ધ અને વળી પંડિતોએ નિંદેલો છે. જો તેની સદ્ગતિ થાય તો ઝેર પણ અમૃત બની જાય."

બીજા એકે કહ્યું, "મોટા પર્વત ઉપર જઇ મહાધૈર્યપૂર્વક પોતે પડતું મૂકે અથવા જો ગુગ્ગુલ ધારણ કરે તો તેને ધર્મ થાય છે." રાજાએ વિચાર્યું, "આત્માની હત્યા કરતો સરાગ મનવાળો જીવ તાપસમરણ કરે છે. ગુગ્ગુલને ધારણ કરવો ઇત્યાદિ સર્વ પણ ધર્મ ન ગણાય."

બીજા એકે કહ્યું, "કૂવા અને તળાવ ખોદાવે, વાવ બંધાવે, પરબ કરાવે તો, હે રાજન્! એને ધર્મપુરુષ સમજવો એમ અમારું હૃદય કહે છે." રાજાએ ચિંતવ્યુ, "પૃથ્વી પાણી, અગ્નિ, વનસ્પતિ તેમ જ ત્રસ જીવોને મારવાથી ધર્મ થતો હોય તો અગ્નિ પણ શીતળ બની જવો જોઇએ."

બીજા એકે કહ્યું, "ગંગાજળમાં, સમુદ્રમાં, નદીઓમાં તેમ જ તીર્થસ્થળોમાં સ્નાન કરે તો પાપ મેલ ધોવાઈને તે ધર્મથી શુદ્ધ બને છે." રાજાએ ચિંતવ્યુ, "ભાગીરથીના જળથી નિર્મળ બનેલો હોય તેનાં કર્મ કેવી રીતે દૂર થાય? બહારના મેલના ત્યાગથી કંઈ થતું હોય એવું નિપુણ પણ જાણતા નથી."

બીજા એકે કહ્યું, "રાજાનો રાજ્ય કરવાનો ધર્મ, બ્રાહ્મણોનો બ્રાહ્મણધર્મ, વૈશ્યોનો વૈશ્યધર્મ અને શુદ્રોનો ધર્મ એ નિયત થયેલા ધર્મો છે." રાજાએ વિચાર્યું, "ધર્મ તો સ્વભાવને કહેવાય. પોતના સ્વભાવમાં જે વર્તે તે ધર્મ કહેવાય છે, પરલોકથી નહિ."

બીજા એકે કહ્યું, "ન્યાયોપાર્જિત ધનથી દેવમંદિર કરાવી દેવોનું પૂજનઅર્ચન કરવું તે જ અહીં ધર્મ છે." રાજાએ વિચાર્યું, "દેવગૃહો બનાવવાનું કોણ ન ઇચ્છે? પરંતુ તેમાં દેવ કોણ અને આ પૂજન-અર્ચન કોનું કરવું?"

બીજા એકે કહ્યું, "માટીનો પુરુષ (પૂતળું) બનાવીને મંત્રોચ્ચાર કરવાથી જ્યાં પાપ બળી જાય છે અને જેનાથી સુખ મેળવાય છે તે દીક્ષાથી ધર્મ થાય છે." રાજાએ વિચાર્યું, "મંત્રથી પાપ બળે તેમાં કોઇ હેતુ જણાતો નથી. પાપ તો તપ અને ધ્યાન રૂપી મહાઅગ્નિથી બળે છે એમ મારા પક્ષમાં લખેલુ છે."

બીજા એકે કહ્યું, "ધ્યાનથી મોક્ષ થાય છે અને તેનાથી જ પરમાત્મા દેખાય છે. ધ્યાનથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે માટે ધ્યાન તે જ નિશ્ચિત સુધર્મ છે." રાજાએ વિચાર્યું, "ધ્યાનથી મોક્ષ થાય તે વાત સત્ય છે, પણ એકલા ધ્યાનથી નહિ; તપ, નિયમ, શિયળ-યુક્ત ધ્યાનથી. પરંતુ તે તેવું તમે કહેતા નથી."

બીજા એકે કહ્યું, "હે રાજન્! પિતા, માતા, ગુરુજન, દેવતા, મનુષ્ય અથવા સર્વને વિશે સદા નમસ્કાર અને વિનય કરવો એ ધર્મ છે." રાજાએ વિચાર્યું, "ધર્મ કરવા માટે ગુરુમહારાજ અથવા દેવને વિશે વિનય કરવો યોગ્ય છે, પણ પાપ કરનારનો વિનય કરવો તે તો અતિચાર છે અને તે યોગ્ય નથી."

બીજા એકે કહ્યું, "કોઈ જીવ નથી, પરલોક નથી તેમ જ પરમાર્થ નથી ઇચ્છા મુજબ ખાવું, પીવું અને આનંદ કરવો એટલો જ માત્ર સાર જગતમાં છે." રાજાએ વિચાર્યું, "જો કોઇ જીવ નથી તો કોણ આ વચન બોલે છે? આ મૂઢ નાસ્તિકવાદી તો જોવા માટે પણ યોગ્ય નથી."

બીજા એકે કહ્યું, "બ્રાહ્મણોને ગાય, ભૂમિ, ધાન્ય, દાન અને હળ આપવાનુ કરવામાં આવે તો તે ધર્મ, હે રાજન્! મારા આત્માને ઘણો પ્રિય છે." રાજાએ વિચાર્યું, "જીવ હરણ કરનાર હળ, જીવસ્વરૂપ પૃથ્વી અને જીવવાળું ધાન્ય આપવું એ બધું બુદ્ધિ વિનાનો જ આપે છે અને બુદ્ધિ વિનાનો જ ગ્રહણ કરે છે."

બીજા એકે કહ્યું, "દુઃખી કીડા, જીવડાં અને કુજાતિમાં જન્મેલાં જીવોને સુખી થાય તે માટે છોડાવી બીજી જગ્યાએ મૂકવાં એ કરુણા કરવાનો ધર્મ છે." રાજાએ

વિચાર્યું, "જંતુઓ જ્યાં હોય ત્યાં સર્વે સંતોષથી સુખ અનુભવે છે. કોઇ પણ મરવા ઇચ્છતાં નથી. માટે આ વાત સાંભળવી પણ યોગ્ય નથી."

બીજા એકે કહ્યું, "સિંહ, વાઘ, રીંછ, સર્પ, ચોર અને દુષ્ટ જીવોને મારે છે માટે એનો વધ કરવામાં ધર્મ છે." રાજાએ વિચાર્યું, "સર્વ જીવોનો આહાર જીવ છે. જગતમાં આ પરિણામ દેખેલાં જ છે. જો દુષ્ટ મારી નંખાય તો તું પણ દુષ્ટ છે માટે વધ યોગ્ય છે."

બીજા એકે કહ્યું, "જેમ માંસ અભક્ષ્ય છે તેમ દૂધ, દહીં, ગોરસ, ઘી અથવા ગાયનું કંઇ પણ ખાવું ન જોઇએ. આ પંડર ભિક્ષુકનો ધર્મ છે." રાજાએ વિચાર્યું, ગાયના માંસનો પ્રતિષેધ આગળ કરી આ મંગળ દહીંને વર્જે છે. સાધુએ શીલનું રક્ષણ કરવું જોઇએ. હવે મારે વિહાર કરવાની જરૂર નથી."

બીજા એકે કહ્યું, "કોઇ એમ જાણે કે ધર્મ નીલ કે પીળો કે શ્વેત વર્ણવાળો છે તો તે જાણવાથી શું? જે થશે તે સહન કરી લઇશું." રાજાએ વિચાર્યું, "ધર્મ અનુમાનથી, દૃષ્ટાન્તથી અને મોક્ષકાર્યથી જાણી શકાય છે. અજ્ઞાનમાં મૂઢ બનેલાઓને ધર્મપ્રાપ્તિ ક્યાંથી થાય?"

બીજા એકે કહ્યું, "જેણે મોરને ચિત્રિત કર્યો છે, હંસને ધોળો કર્યો છે તેમ જ અમને પણ બનાવ્યા છે તે જ અમારા ધર્મ-અધર્મની ચિંતા કરશે. અમારે તેની ચિંતા શા માટે કરવી?" રાજાએ વિચાર્યું, 'કર્મે જ મોરને ચિત્રિત કર્યો છે, હંસને ધોળો કર્યો છે, અને તને પણ કર્મે જ કરેલો છે. તે કર્મ જ દૈવ અથવા વિધિના નામથી ઓળખાય છે."

બીજા એકે કહ્યું, "જે ધર્મપુરુષો હોય છે તે જ ધર્મ હોય છે અને તેઓ જ ધર્મ-રત હોય છે, અને જેઓ પાપમાં અનુરક્ત હોય છે તે પાપમાં જ રક્ત બને છે." રાજાએ વિચાર્યું, "જો એક જ જીવ સર્વ જન્મોમાં ધર્મરકત હોય તો તે નરકગામી કેમ બને? અને તે જ વળી સ્વર્ગમાં કેમ જાય?"

બીજા એકે કહ્યું, "કોઈ પણ ઈશ્વર વડે ધર્મ કે અધર્મમાં પ્રેરેલો લોક તે જ ધર્મભાગી સમજવો. અન્ય તે ન પામે." રાજાએ વિચાર્યું, "ઈશ્વર એવું નામ કોણે કર્યું? પ્રેરણા કોણે આપી? તેને કયા કારણથી ઇષ્ટ કે અનિષ્ટનો વિવેક હોય તે કહો."

બીજા એકે કહ્યું, "ધર્મ અને અધર્મનો વિવેક આ પૃથ્વીમાં કયા પુરુષને હોય? આંધળાની જેમ મૂઢ પુરુષોની પરંપરાએ-માળાએ આ રચના કરેલી છે." રાજાએ વિચાર્યું, "જગતમાં કેટલાક પુરુષો ધર્મ અને અધર્મ વચ્ચેનો ભેદ જાણે છે. તેથી એ પ્રવ્રજ્યા પામ્યા છે. નહિ તો આવું દુષ્કર કોણ કરે?"

બીજા એકે કહ્યું, "પચીસ પુરુષ (તત્ત્વ) ને જાણીને જો બ્રહ્મહત્યા કરે તો તે પુરુષ, પાણીમાં કમળ લેપાતું નથી તેમ લેપાતો નથી." રાજાએ વિચાર્યું, "જાણીને જો કોઈ કાલપુટ ઝેર ખાય તો શું તે ન મરી જાય? જો તે ન મરે તો આ ધર્મ કહેવાય."

બીજા એકે કહ્યું, "પ્રાણીવધ, અસત્ય વચન, વગર આપેલું લેવું, મૈથુન, પરિગ્રહ

એ દૂરથી ત્યાગ કરવાં અને અરિહંતો જ્યાં દેવ છે એ આ ધર્મ છે." રાજાએ વિચાર્યું, "પાપસ્થાનકોની નિવૃત્તિ, અરિહંતો એ દેવ તથા વૈરાગ્યભાવ એ તે ધર્મની અંદર લખેલું છે માટે તે યોગ્ય છે એમાં સંદેહ નથી."

યથાર્થ ધર્મની ચકાસણી

* ૩૨૩. રાજા હજુ આ વિચારે છે તેટલામાં યામશંખે (કાળનિવેદકે) પોકાર કર્યો કે જેનું કાર્ય આરૂઢ થાય છે તે આ રાજા સમ્યક્ત્વ રૂપી યાનપાત્રમાં આરોહણ કરે છે. મધ્યાહ્ન સમયનુ સૂચન કરનાર શંખશબ્દ સાંભળીને પોતાના ધર્મકાર્યમા રોકાયેલા મનવાળા ધર્મપુરુષો સર્વ દિશામાં જોવા લાગ્યા. રાજાએ પણ સર્વ ધર્મના પરમાર્થ જાણીને સર્વ ધર્મવાદીઓને કહ્યું, "હવે તમે જાઓ અને તમારાં સર્વ કાર્ય-ક્રિયાઓ કરો." આ પ્રમાણે કહેવાતાં તેઓ સર્વે પોતાના આશીર્વાદ આપતા સભામંડપમાંથી ઊભા થયા.

ત્યાર પછી સાધુભગવંતને રાજાએ કહ્યું, "હે ભગવંત! તમે આ ધર્મ ક્યાથી મેળવ્યો?" સાધુઓએ કહ્યું, "મહારાજ! આગમમાંથી." રાજાએ પૂછ્યું, "તે આગમ શું છે?" ગુરુએ કહ્યું, "આત્મવચન તે આગમ." રાજાએ પૂછ્યું, "આત્મા કેવા પ્રકારનો કે જેનું વચન આગમ કહેવાય?" ગુરુએ કહ્યું, "જે રાગદ્વેષથી રહિત અને ક્લેશથી મુક્ત હોય, કલંકથી રહિત હોય તથા જ્ઞાનથી ત્રણે ભુવન પ્રકાશિત કરતો હોય તે આત્મા સમજવો." રાજાએ કહ્યું, "એમને તમે કોઈએ જોયા અને તમને કંઈ કહેતા સાંભળ્યા? અમારા જેવાએ કયા પ્રમાણથી તેમને ગ્રહણ કરવા જોઈએ?" ગુરુએ કહ્યું, "અમે તેમને જાતે જોયા નથી તેમ જ જાતે કહેતાં સાંભળ્યા નથી, પરંતુ આગમ જાણવાથી જાણ્યુ કે આ સર્વજ્ઞ છે." રાજાએ કહ્યું, "સાંભળ્યા નથી તો કેવી રીતે મહાઆગમથી સર્વજ્ઞ કહી શકો છો? તેમ જ જો સાંભળ્યા નથી કે જોયા નથી તો અમને કેવી રીતે કહી શકો છો?" ગુરુએ કહ્યું, "જો કે અમે જોયા કે સાંભળ્યા નથી તોપણ બીજાઓએ આગળ તેમને જોયા છે. ગુરુપરંપરાની શ્રેણીના ક્રમથી આ હું પામ્યો છું. જેમ તમે આ રાજ્ય પુરુષોની પરંપરાથી મેળવો છો તેમ અમે આ આગમ ગુરુપરંપરાથી મેળવીએ છીએ." રાજાએ કહ્યું, "આ આગમ સુંદર છે એ શી રીતે જાણી શકાય?" ગુરુએ કહ્યુ, "જીવ, અજીવ વગેરે પદાર્થોની યથાસ્થિતિનુ, તથા કર્મફળ, પુણ્ય, પાપ વગેરેનુ યથાર્થ કથન કરનારા અને પૂર્વાપર નિરૂપણ કરેલા પદાર્થોમાં અવિરુદ્ધ વચનવાળા અનુભવથી પ્રત્યક્ષ જાણી શકાય તેવું છે. વળી આગમ અનુમાન અને હેતુયુક્ત છે. વળી યુક્તિ, દૃષ્ટાંત, ભાવના, સારયુક્ત તથા નિર્દોષ વૃત્તિથી રચાયેલુ હોવાથી આગમ એ સાર છે." રાજાએ કહ્યુ, "સુંદર, વધારે સુંદર આ છે. પરંતુ એમ પૂછું છું કે આ આગમનો ઉપદેશ કહ્યા પ્રમાણે પુરુષ કરે તો તેનું ફળ શું હોય?" ગુરુએ કહ્યું, "સર્વજ્ઞ ભગવંતોના વચન અને તેનો વિસ્તાર જે કહેલો છે તેમા સમગ્ર ભાવથી શ્રદ્ધા કરે અને વિધિ–પ્રતિષેધ* નિરૂપણ કરવામાં તત્પર હોય તે સાધુ કહેવાય. તે તપ, સંયમ, શીલ, વિરતિ કરી, સર્વ કર્મ નિર્મૂલ કરી જલદી સિદ્ધિ-નગરી પામે છે. જ્યાં ઘડપણ નથી, મૃત્યુ નથી,

* વિનય, જ્ઞાનાભ્યાસ કરવો એ વિધિ અને હિંસા, અસત્ય, ચોરી વગેરે ન કરવા તે પ્રતિષેધ

વ્યાધિ નથી, સર્વ દુઃખો નથી અને શાશ્વત શિવસુખ છે એવી સિદ્ધિ તેઓ વગર વિલંબે મેળવે છે."

આ પ્રમાણે જ્યારે ગુરુએ કહ્યું ત્યારે મનમાં પ્રસન્ન થતા અને હર્ષથી વિકસિત વદનકમળને મંદપણે ડોલાવતા રાજાએ કુવલયચંદ્રને કહ્યું, "હે કુમાર! આ નિશ્ચિત મોક્ષમાર્ગ છે. વળી મોક્ષ આપનાર આ ધર્મ સર્વ ધર્મોમાં સારભૂત છે. દેવીએ પણ આ જ ધર્મ આપ્યો છે. તેમ જ ઇક્ષ્વાકુ વંશનો આ કુળધર્મ છે.

## દુર્લભ ધર્મની પ્રાપ્તિ

* ૩૨૪. કુમારે કહ્યું, "હે દેવ! આપને જણાવું છું કે જે વખતે ઘોડા પર આરૂઢ થયેલો હું પ્રગટપણે હરણ કરાયો હતો તે આ જ ધર્મમાં પ્રતિબોધ કરવા માટે દેવે કર્યું હતું. જંગલમાં પૂર્વ સંગતિવાળા મુનિ, સિંહ અને દેવ જોયા હતા. પૂર્વના જન્મમાં પણ અમે આ જ ધર્મ કરીને સ્વર્ગમાં ગયા હતા. તેમણે જિનેશ્વરે કહેલો આ જ ધર્મ મને આપેલો છે. તેમણે જ કુવલયમાળાને પ્રતિબોધ કરવા માટે મને મોકલ્યો હતો. હે રાજન્! માર્ગમાં જતાં જતાં વચ્ચે મેં દેવો, દાનવો, વિદ્યાધરો, યક્ષોને આ જ ધર્મ કરતા જોયા હતા. વળી જે પોપટે એ દેશમાં અમારા જવા વિશે સમાચાર આપ્યા હતા તેણે પોતે જ સર્વજ્ઞને આ જ ધર્મ કરતા જોયા હતા. બહુ પાપરજને હરણ કરનાર રજોહરણ જેમના હાથમાં હતું એવા તે મુનિને હર્ષથી વિકસેલાં લોચનવાળા ઇન્દ્રો પણ વંદન કરતા હતા. વળી હે દેવ! જ્યારે અમે દેવપણામાં હતા ત્યારે અસુરેન્દ્ર, નરેન્દ્રને આ ધર્મનો જ ઉપદેશ કરતા ધર્મનાથ તીર્થંકરને જોયા હતા. દેવો, અસુરેન્દ્રો, વ્યંતરો, વિદ્યાધરો અને મનુષ્યોને હસ્તકમળ જોડીને આ ધર્મ સાંભળતા મેં જોયા હતા. શરીરને તપથી સૂકવીને, કેવળજ્ઞાન ઉત્પન્ન કરી શાશ્વત સિદ્ધિને પામેલા મહર્ષિઓને પણ મેં આ ધર્મમાં જ જોયા હતા. માટે હે સ્વામી! આપને વિનંતી કરું છું કે જેમ સર્વ તારાઓ વચ્ચે ચંદ્ર તેમ સર્વ ધર્મોમાં આ ધર્મ ચૂડામણિ જેવો શોભે છે. વળી, હે રાજન્! વજ્રેન્દ્ર (રત્ન), નીલરત્ન, મરકતમણિ, મુક્તાફળ વગેરે રત્નરાશિથી શોભિત શ્રેષ્ઠ ભવન મળી જાય, પરંતુ આ ધર્મ ફરી મળતો નથી. સર્વાંગલક્ષણ સુખ આપનાર મહાચિંતામણિરત્ન સહેલાઇથી મળી જાય છે, પરંતુ સિદ્ધિસુખની સંપત્તિ આપનાર આ ધર્મ મુશ્કેલીથી મેળવાય છે. પુષ્ટ, ઉન્નત સ્તનવાળી, વિશાળ નિતંબવાળી તથા મધુર રણકાર કરતો કંદોરો પહેરેલી સ્ત્રીઓનો સમૂહ સહેલાઇથી મળી જાય છે, પણ આ ધર્મ ફરી મળતો નથી. સુખસંપત્તિથી ભરપૂર સેંકડો રાજ્યો જગતમાં સહેલાઇથી મેળવી શકાય છે, પરંતુ હે નરવર! આ વિશાળ ધર્મ મુશ્કેલીથી મેળવી શકાય છે. સ્વર્ગમાં ભવન વિશે સકલ ભોગસંપત્તિ સહેલાઇથી મેળવી શકાય છે, જ્યારે આ ધર્મ થોડા પુણ્યથી પ્રાપ્ત કરેલો છે. માટે હે રાજન્! તમે અહીં આ સંસારમાં પૂર્વે નહિ મેળવેલું મેળવ્યું છે. નિપુણતાથી એ મેળવ્યું છે માટે તે પ્રત્યે આદર કરો."

પુત્રે આ પ્રમાણે કહ્યું એટલે રાજાએ તેની કહેલી વાત સ્વીકારી અને કહ્યું, "અહો!

ખરેખર, આ માર્ગ અત્યંત દુર્લભ છે, કારણ કે અમારે માથે પળિયા આવી ગયાં છતા આટલા સમય સુધી આ દુર્લભ ધર્મની પ્રાપ્તિ ન થઇ."

**પ્રવ્રજ્યા માટે પ્રયાણ**

⁂ ૩૨૫. ત્યાર પછી રાજાએ પ્રણામ કરી પૂછ્યુ, "હે ગુરુજી! આપનો ઉતારો કયા સ્થળમા છે?" ગુરુએ કહ્યું, "ઉદ્યાન બહાર કુસુમધર નામના ચૈત્યમા" રાજાએ કહ્યું, "આપ હવે આપના સ્થાને પધારો અને આપનાં કાર્યો પતાવો. રાત પડશે એટલે હું ચૈત્યગૃહમાં આવીશ." એમ બોલી રાજા અને કુમાર ઊભા થયા. સાધુઓ પણ ધર્મ-લાભ આશીર્વાદ આપી ઉદ્યાનમાં પહોંચ્યા અને પોતાના ક્રિયાકલાપમાં જોડાઈ ગયા. રાજાએ પણ સન્માન કરવા યોગ્યનુ સન્માન કરી, પૂજનીયની પૂજા કરી, વંદનીયને વંદન કરી, મળવા યોગ્યને મળી, રમવા યોગ્યને રમાડી, રજા લેવા યોગ્યની રજા લઇ, કરવા યોગ્ય કાર્યો કરીને, ભક્ષણીયનુ ભક્ષણ કરીને, સર્વથા પુત્ર, મિત્ર, કલત્ર, નોકર, સૈનિક, ભોગિક, નરેન્દ્ર સમુદાયનુ યથાયોગ્ય કરીને ભંડારમા જોયુ ત્યારે અક્ષય ધનનો ઢગલો જોયો. "પૃથ્વીપરિમાણ જેટલા આ ધનનુ શું કરવું? એનાથી કોઇને સુખ મળશે." એમ માની સર્વ અધિકારીઓને આજ્ઞા કરી કે "અહો મહાપુરુષો! ત્રણ રસ્તા, ચાર રસ્તા, ચૌટાં, મહામાર્ગો, શૃગાટક, શેરીનાં નાકાં, ઉદ્યાન, દેવમંદિરો, મઠ, તળાવ, વાવ, બંધ વગેરે સ્થળે ઢંઢેરો વગડાવો કે જે કોઇ મારા જીવ સિવાય બીજી જે કંઇ સંયમ-સહાય માગશે તેને રાજા તે આપશે માટે હે પુરુષો! નિર્ભયપણે માગણી કરો."

એ પ્રમાણે ઘોષણા કરાવીને, જેને જે ગમતું હોય તે દાન આપી, સ્નાન કરી, પવિત્ર બની, સુગંધી ઉત્તમ દ્રવ્યનુ વિલેપન કરી, સર્વાલંકારથી શોભતા અંગવાળો, સુંદર પુષ્પોની માળા વડે મનોહર રાજા દેવની પૂજા કરી, ધર્મરત્ન વહેંચી શિબિકારત્નમા આરૂઢ થયા અને આગળ જવા લાગ્યા. નગરની અનેક સ્ત્રીઓ આંગળીથી બતાવીને પૂછતી હતી, "આ કોણ છે અને કેમ જાય છે?" એ પ્રમાણે સમગ્ર લોકો અને રાજા કુસુમ-ધર ઉદ્યાનમાં પહોચ્યા. ત્યાં શિબિકામાંથી નીચે ઊતરી રાજા પગે ચાલવા લાગ્યા. જેના પરિવારમાં સેંકડોની સંખ્યામાં મુનિઓ હતા તેવા તે મુનિવરને જોયા. હજારો નક્ષત્રો વચ્ચે જેમ શરદઋતુની લક્ષ્મીવાળો, મૃગલંછનવાળો ચંદ્ર શોભે તેમ દોષમુક્ત મુનિભગવંતને રાજાએ, કુમારે અને મહેન્દ્ર વગેરે સર્વ રાજાએ વંદન કર્યાં. બે હાથની અંજલિ કરી રાજાએ કહ્યું, "હે ભગવંત! આપની દીક્ષા આપી મારા ઉપર ઉપકાર કરો." ગુરુએ કહ્યું, "હે નરનાથ! તારા હૃદયમાં આ ધર્મ બરાબર સમજાયો છે જેથી દીક્ષા ગ્રહણ કરે છે?" રાજાએ કહ્યું, "અવશ્ય મને આ ધર્મની શ્રદ્ધા-પ્રતીતિ થયેલી છે જેથી હુ દીક્ષા અંગીકાર કરું છું." ભગવંતે કહ્યુ, "જો એમ છે તો, હે દેવાનુપ્રિય! તેવા માંગ-લિક કાર્યોમા વિલંબ કર્યા વગર ઉદ્યમ કર. પ્રતિબંધ ન કરીશ" પછી લગ્ન તપાસ્યુ તો પાપગ્રહો સુખકર હતા. સૌમ્યગ્રહો સમદૃષ્ટિવાળા હતા. છાયા જિનમતી વર્તતી હતી. શકુનો અનુકૂળ હતાં. એ સર્વ જોઇને ગુરુએ સકલ નરેન્દ્રો, મંત્રીઓ, નગરનેતાઓના વદન તરફ નજર કરી. ત્યારે તેઓએ કહ્યુ, "ભગવંત! આ અમારા સ્વામી છે, તેમને

જે સૂઝે તે અમને પ્રમાણ છે." એમ કહ્યું એટલે ગુરુમહારાજે ત્યાં ચૈત્યગૃહ તૈયાર કરાવ્યું, પૂજાઓની રચના કરાવી, ધજાઓ ફરકાવી, મણિની બનાવેલી ફરસબંધી ધોઇને સાફ કરાવી, ત્રૈલોક્યબંધુ જિનવરનો અભિષેક કરાવ્યો, ઉત્તમ દ્રવ્યોનું વિલેપન કરાવ્યુ, પુષ્પો ચડાવ્યાં, વાજિંત્રો વગડાવ્યાં, લોકો જયજયકાર બોલવા લાગ્યા. "અહો, રાજા પ્રવ્રજ્યા અંગીકાર કરે છે." એવો કોલાહલ પ્રવર્ત્યો જેથી દિશામંડળ બહેરું થઇ ગયુ. પછી રાજાએ આભૂષણો ઉતાર્યાં. બે વસ્ત્ર ગ્રહણ કર્યાં અને તે કાળને યોગ્ય મહાયતિનો વેષ તૈયાર કરી જિનપ્રતિમા આગળ મૂક્યો. ભગવંતને પ્રણામ કર્યા એટલે એમણે પાપરજને હરણ કરનાર રજોહરણ આપ્યું. વાંકાચૂકા તરંગ જેવા દેખાતા, માયારૂપ કેશની ત્રણ ચપટીઓનો લોચ કર્યો સેંકડો ભવની પાપરજને ધોઇ નાખનાર સામાયિક સૂત્ર ત્રણ વખત ઉચ્ચરાવ્યુ. મેરુપર્વતના ભારથી અધિક ભારવાળો પ્રવ્રજ્યાભાર આરોપણ કર્યો. મુનિવરોથી પ્રણામ કરાયો. કુવલયચંદ્ર તથા સામંત, મંત્રી, પુરોહિત અને હજારો નગરવાસીઓ વડે નવીન મુનિ વંદન કરાયા. પછી ગુરુ, રાજર્ષિ અને સર્વ નગરવાસીઓ બેસી ગયા.

ધૂંસરું અને ખીલીનું દૃષ્ટાન્ત

≈ ૩૨૬. સુખપૂર્વક સર્વે બેસી ગયા એટલે ગુરુમહારાજે કહ્યું કે—

"મનુષ્યત્વ, શુચિ, શ્રદ્ધા અને સંયમમાં વીર્ય એ ચાર પરમ વસ્તુઓ જીવોને દુર્લભ કહેલી છે.

એમાં મનુષ્યત્વ કેવી રીતે દુર્લભ છે? જેમ કે—

કોઇ બે દેવતાઓ પરસ્પર હાસ્યમાં શરત કરીને એક ધૂસરું લઇને અને બીજો ખીલી લઇને આકાશમાં ઊડ્યા. જેના હાથમાં ધૂંસરું હતું તે વેગથી ઊડીને પૂર્વ દિશામાં ગયો. બીજો દેવ ખીલી લઈ પશ્ચિમ દિશામાં તેવી રીતે ઊડી ગયો. પછી ઘણા લાખો યોજનવાળા, દુઃખથી પાર પામી શકાય તેવા મહાસમુદ્રમાં એકે પૂર્વમાં ધૂંસરું ફેંક્યું અને બીજાએ પશ્ચિમ દિશામાં ખીલી ફેંકી. ધૂંસરું અને ખીલી બંને સમુદ્રમા વિરુદ્ધ દિશામાં ફેંકી વેગથી પાછા મળીને એમ કહેવા લાગ્યા કે "પૂર્વ કિનારામાં ધૂંસરું અને પશ્ચિમ કિનારામાં ખીલી આપણે ફેંકી છે. હવે ધૂંસરાના છિદ્રમાં ખીલી ક્યારે પ્રવેશે છે તે આપણે જોઇએ." તેઓ જોવા લાગ્યા કે પ્રચંડ વાયુના મોજાં વડે ખીલી ઉછાળાય છે, જળતરંગોથી હરણ કરાય છે, વારંવાર કંપિત કરાય છે, મલિન કરાય છે. વળી તે નીચે સાગરના જળમાં જાય છે. મત્સ્યો ગળી જાય છે વળી છૂટી જાય છે. જળચરો કોરી ખાય છે. એવી રીતે ભ્રમણ થયા કરે છે. મગર ગળી જાય છે. એના પૂછડાથી અફળાતી તરે છે ત્યારે વળી તંતુઓમાં ગૂંચવાય છે. વળી છૂટી જાય છે. શિશુમાર ગ્રહણ કરે છે અને છોડી દે છે. મગરના મુખમાં પેસે છે. મગરના દાંત રૂપી કરવતમાં છોલાય છે, ઘસાય છે અને ગળી જવાય છે. પછી મત્સ્યપુચ્છથી અફળાયેલી આકાશમાર્ગમાં ઊડે છે. આકાશમાર્ગેથી નીચે પડતાં વિષમ ભુજંગો ગ્રહણ કરે છે. વિષમ ભુજંગોથી ડંખ પામેલી, ઘોર વિષથી લેપાયેલી, પ્રજ્વલિત થયેલી જળથી ઓલવાય જાય છે. વળી પવનથી દૂર

હરણ કરાય છે. હરણ થતાં કંપે છે. વળી પાછળ આવતા તરંગોથી હરણ કરાય છે. વિદ્રુમમાં ગૂંચવાય છે. શંખો વડે ગ્રહણ કરાય છે. પૂર્વાભિમુખ દોડે છે. વળી ત્યાંથી દક્ષિણ કિનારા તરફ દોડે છે. ત્યાંથી ઉત્તરમાં અને ઉત્તરમાંથી પશ્ચિમમાં ખીલી જાય છે. વળી આપોઆપ તિરછી દિશામાં વળી જાય છે, છતાં તરંગોમાં ગતિવિશેષ કરે છે. વળી આવર્ત અને ખાડામાં ચક્રની જેમ ભમે છે અને ડૂબી જાય છે. એ પ્રમાણે જાણે ગ્રહગ્રસિત કે ઉન્મત્ત હોય તેમ જલમય જીવલોક રૂપ અપાર સમુદ્રજળમાં ઘણા પ્રકારે સતત ભ્રમણ કરવા છતાં ધૂંસરાનું છિદ્ર મળતું નથી. એમ કરતાં એટલો બધો સમય પસાર થઈ ગયો કે તે દેવતાઓનું આયુષ્ય પૂર્ણ થઇ ગયું.

**દૃષ્ટાન્તનું રહસ્ય**

આ જે દૃષ્ટાન્ત કહેવાયુ છે તે અણુસમજુને પ્રતિબોધ કરવા માટે. જે આ મહાસમુદ્ર તે સંસારવાસ સમજવો. જે ખીલી તે જીવ. ધૂંસરું તે મનુષ્યત્વ. બે દેવતા તે જીવના રાગ અને દ્વેષ સમજવા. કદાચ તે બે દેવતાઓને ધૂસરાના છિદ્રમાં ખીલી પ્રવેશેલી મળી જાય, પરંતુ આ મનુષ્યપણાનુ છિદ્ર ભવસમુદ્રમાં કર્મથી પ્રેરિત ચૂકી ગયા તો ફરી મનુષ્યભવ પ્રાપ્ત થવો મુશ્કેલ છે. જો રાગદ્વેષને કારણે મનુષ્યપણું ચૂકી જાય તો મૂઢ જીવ ચોર્યાસી લાખ યોનિનાં પરિભ્રમણ કરે છે. મનુષ્યપણામાથી ચૂક્યો તો લાખો દુઃખપૂર્ણ તિર્યંચગતિમાં જાય છે. વળી ત્યાંથી નીકળી ઘોર નારકીમાં અનંતકાળ સુધી ભમે છે. રાગ, દ્વેષ, દારિદ્ર, દુઃખ, સંતાપથી જેમની આશા છેદાઇ ગઈ છે તેવા જીવો ઉપર કહેલી ખીલીની જેમ ભટક્યા કરે છે. જેમ અનંત કાળે પણ તે ખીલી ધૂંસરાનું છિદ્ર મેળવતી નથી તેમ મનુષ્યપણાથી ચૂકેલો જીવ ફરી મનુષ્યપણું મેળવી શકતો નથી."

**જાણકાર જીવની મૂઢતા**

* ૩૨૭. વળી ગુરુમહારાજે કહ્યું:—

"પાર વગરના સમુદ્રજળમાં વિખૂટી પડેલી ખીલી કદાચ ધૂંસરાનુ છિદ્ર મેળવે, પણ આ ભવસમુદ્રમાં મનુષ્યજન્મ મેળવવો સંશયવાળો છે. પૂર્વમાં ધૂંસરી હોય અને પશ્ચિમમાં ખીલી હોય તોપણ તે ધૂંસરીના છિદ્રમાં પ્રવેશે, પરંતુ મનુષ્યજન્મની પ્રાપ્તિ સંશયવાળી છે. પ્રચંડ વાયુના મોજાંના ધક્કા પામતી ખીલી કદાચ ધૂંસરાનું છિદ્ર મેળવે પણ મનુષ્યાયુથી ચૂકેલા જીવ ફરી મનુષ્યપણું ન પણ મેળવે. કદાચ મનુષ્યપણું મેળવે, વળી આર્યદેશ, ઉત્તમ કુળ, રૂપ, વૈભવ વગેરે મેળવે, પરંતુ કુશાસ્ત્રોમાં મોહિત ચિત્તવાળો તે જિનદેશિત ધર્મનું શ્રવણ કરતો નથી. શાથી ?

જેમ કાચ અને મણિના ઢગલામાં સુંદર વૈભવ અને આકારયુક્ત, સેંકડો ગુણસમૂહથી યુક્ત વૈડૂર્યરત્ન હોય તો નિર્ભાગી તેને ઓળખી શકતો નથી, તેમ અનેક કુધર્મની અંદર સરખા અક્ષરવાળો 'ધર્મ' શબ્દ છે, પરંતુ મોહાંધ જીવો સેંકડો ગુણોથી ભરપૂર જિનધર્મને ઓળખી શકતા નથી. જેમ નળ (એક પ્રકારનું લાંબુ ઘાસ) અને વાંસના વનમાં કોઇ પણ પ્રકારે શેરડી મેળવે પણ મીઠા રસની પરીક્ષા વગરના, બાળક જેવા અજ્ઞા-

નીઓ તેને ઓળખી શકતા નથી, તેમ કુશાસ્ત્ર રૂપી વાંસના વનમાં જિનધર્મ રૂપી શેરડીને સુખરસના રસિક હોવા છતાં મૂઢ પુરુષો જાણી શકતા નથી. જેમ ઘણાં વૃક્ષોથી ગહન એવા સ્થાનમાં કોઈએ કલ્પવૃક્ષરત્ન સ્થાપન કર્યું હોય, પરંતુ ઇચ્છા પ્રમાણે ફળ આપવાના સ્વભાવવાળા કલ્પવૃક્ષને મૂઢ પુરુષો ઓળખી શકતા નથી, તેમ કુશાસ્ત્ર રૂપી ઘણાં વૃક્ષોથી ગહન વનમાં કલ્પવૃક્ષ સમાન, અક્ષય ફળ આપવામાં સૌભાગી એવા જિનધર્મને મૂઢ પુરુષો જાણી શકતા નથી. જેમ બધા મંત્રોમાં બહુ સિદ્ધિવાળા પ્રભાવશાળી મંત્રને બુદ્ધિહીન પુરુષો સામાન્ય મંત્ર ગણી તેને ઓળખી શકતા નથી, તેમ કુશાસ્ત્ર રૂપી મંત્રોમાં રહેલા અનેક સિદ્ધિરિદ્ધિવાળા જિનધર્મને અબુધ પુરુષો ઓળખી શકતા નથી જેમ સામાન્ય ભૂમિતલમાં દાટીને રાખેલુ ધન અબુધ જાણતા નથી કે અહીં બહુ ધનનિધાન રહેલો છે, તેમ ધર્મ રૂપી ધરણીની અંદર રહેલા આ સારભૂત જિનધર્મ રૂપી નિધાનને અબુધ જાણતા નથી અને બીજા કુતીર્થોની જેમ એને માને છે. માટે હે રાજન્! આ જિનધર્મ આવો પ્રગટ છે, પરંતુ નિર્ભાગીઓને તે અદૃશ્ય છે. દેખાવા છતા તે દેખતા નથી અને કહેવાવા છતા તે સાંભળતા નથી. કદાચ સાંભળ્યો હોય તોપણ કોઇ પણ પ્રકારે શ્રદ્ધા કરતા નથી. જગતમાં જે સુદર છે, તેને મિથ્યાકર્મથી વિમૂઢ બનેલા જાણુતા નથી.

## મિથ્યાદૃષ્ટિને વિપરીત ભાસે

જેમ પિત્તના જ્વરવાળો અને દાહ ઉત્પન્ન થવાથી કંપતા શરીરવાળો હોય તેને ખાંડ અને ઘીથી મિશ્રિત ખીર કડવી લાગે છે તેમ પાપસમૂહના સંતાપથી મૂઢ હૃદયવાળા કોઈ અજ્ઞાનીઓ ખાંડ અને ઘીથી યુક્ત ખીર જેવાં જિનવચનને કડવું માને છે. જેમ અંધકારથી કોઇની નજર રોકાઇ ગઇ હોય અને ન હોય તેવાં રૂપને તે આકાશમાં જુએ છે અને પ્રત્યક્ષ હોય તેવા ઘડા, વસ્ત્રાદિનાં રૂપને જોતો નથી તેમ પાપ રૂપી અધકારથી મૂઢ બનેલાઓ કુતીર્થના મતમા ધર્મ જુએ છે, પણ પ્રગટ જિનધર્મ દેખતા નથી અને કહે છે કે 'તેમાં અમે શું કરીએ?' જેમ ઘૂવડ પક્ષી અત્યંત ગાઢ અંધકારવાળી રાત્રીમાં દેખે છે, પરંતુ સૂર્યનો ઉદય થતા પોતાને પણ દેખી શકતું નથી, તેમ મિથ્યાદૃષ્ટિ લોકો મિથ્યા શાસ્રોમાં કઇક દેખે છે અને સકલ ભુવનને પ્રકાશિત કરનાર જિનધર્મ રૂપી સૂર્ય પ્રગટ થાય ત્યારે અંધ બની જાય છે. જેમ ઇંધનવાળા અગ્નિથી ઊકળેલા પાણીમા ઘણા મગ રધાય છે, પણ કઠિન કાગરુ મગ જરા પણ રંધાતો નથી, તેમ ધર્મકથા રૂપી અગ્નિ વડે તપેલા કર્મવાળા પાપી જીવના ચિત્તને કાંગરુ મગની જેમ કોમળ કરી શકાતુ નથી. જેમ હરણનું અજ્ઞાન બચ્ચું માતાની શંકાથી વાઘણુની પાસે જાય છે અને કોઇ તેવા મોહથી અજ્ઞાનથી પોતાની માતાનો ત્યાગ કરે છે, તેમ સુખાર્થી કોઈ જીવ કુશાસ્ત્ર રૂપી વાઘણ પાસે પહોચે છે અને મોક્ષમાર્ગ માટે માતા સમાન જિનાજ્ઞાને છોડે છે.

આમ, હે રાજન્! કોઇક જીવો જિનવચન સાભળીને પણ શ્રદ્ધા કરતા નથી અને કુતીર્થમા બુદ્ધિ કરે છે. કદાચ કર્મના અવકાશથી તે જીવ શ્રદ્ધા કરતો ટકી રહે તોપણ જ્ઞાનક્રિયામા જોડાતો નથી. જેમ કૂવાકાંઠે રહેલો પુરુષ ઝોકાં ખાય છે અને જાણે પણ છે કે પોતે અંદર ગબડી પડશે, છતા સમભૂમિ તરફ જતો નથી અને આળસુ તેટલામા

કૂવામાં ગબડી પડે છે, તેમ નરક રૂપી કૂવાના કાંઠા ઉપર પડવા માટે રહેલો પાપ રૂપી નિદ્રાનાં ઝોકાં ખાય છે, પરંતુ આળસુ બની જ્યાં સુધી નરકમાં પડ્યો નથી ત્યાં સુધી તપનિયમ રૂપી સમભૂમિમાં જતો નથી. જેમ બધા લોકોએ તૈયાર કરેલો બગીચો વનદવ લાગવાથી ભયંકર રીતે બળતો જોઇ માણસ જાણે છે કે પોતે બળી જશે, છતાં પલાયન થતો નથી, તેમ શત્રુ, મિત્ર, ગૃહવાસ રૂપી અગ્નિના ભડકામા ભરખાયેલો જાણે છે કે પોતે બળી રહ્યો છે, છતાં તેમાંથી છૂટીને સંયમ ગ્રહણ કરતો નથી. જેમ પર્વત પરથી વહેતી નદીના વેગનો જાણકાર પર્વતની નદીમાં સ્નાન કરે, તો જાણવા છતાં પોતાને તણાઇને દૂર સમુદ્રમાં ફેંકાવું પડે, તેમ પાપસમૂહમાં વહેતો જીવ જાણવા છતાં નરકમાં ન પડવા માટે સંયમ રૂપી વૃક્ષને વળગતો નથી. જેમ કોઇ મનુષ્ય જાણે છે કે આ સાર્થને ચોરો લૂંટવાના છે તોપણ તે દુષ્ટ ચોરોથી લુંટાય તે પહેલાં ગામની અંદર પહોંચી જતો નથી, તેમ ઇન્દ્રિય રૂપી ચોરો આત્માને પ્રત્યક્ષ લૂંટી રહ્યા છે, તે સારી રીતે સમજવા છતાં અને લુટાતા હોવા છતાં જીવો સંયમ રૂપી ગામમાં પ્રવેશ કરતા નથી. જેમ કોઈ ચોરમાણસ જાણે છે કે પોતાનું ગમે ત્યારે મૃત્યુ થવાનુ છે, પણ પાપદોષને જાણવા છતાં ઇન્દ્રિયના વિષયનો ત્યાગ કરતો નથી, તેમ પાપ રૂપી ચોરી કરવામાં આસક્ત બનેલો જીવ ભાવી દુઃખને જાણતો નથી અને નરકમાં કદર્થના ન પામવા વિશે જાણવા છતાં પાપથી અટકતો નથી.

આ પ્રમાણે, હે નરવર ! મનુષ્યપણું અને જિનવચન પ્રાપ્ત થવા અને શ્રવણ કરવા છતાં પણ કોઇકને જ શ્રદ્ધા થાય છે અને તેમાંથી કોઇકને જ સંયમ પ્રાપ્ત થાય છે. માટે, હે નરનાથ ! ભવસાગરમાં ભ્રમણ કરતાં જીવને સંયમ દુર્લભ છે અને સંયમમાં વીર્ય ફોરવવું તે પણ દુર્લભ છે. તેં તો વળી આ સમ્યક્ત્વ, સંયમ અને વીર્ય પ્રાપ્ત કર્યાં છે. હવે હે રાજન્ ! આગમના અનુસારે સંયમને અને ગુરુમહારાજના વચનને બરાબર પાળજે. હે રાજન્ ! સર્વ પાપથી વિરમીને હવે ધર્મમાં અનુરક્ત બનજે, ક્રિયામાં ચિત્ત પરોવજે, ધ્યાનમાં રક્ત થજે, જિનવચનમાં અનુરાગવાળો બનજે, વ્રત પાળવામાં દૃઢ ચિત્તવાળો થજે, સંસારના પારને પામવાવાળો બનજે, ગુણોમાં વૃદ્ધિ પામનારો બનજે, તપમાં ઉદ્યમ કરનારો થજે, ભાવનાઓ ભાવજે, રત્ન જેવાં મહાવ્રતોને સાચવજે, પાપકર્મનો ક્ષય કરજે, અને તે પછી સિદ્ધિ પ્રાપ્ત કરજે.”

### રાજર્ષિ દૃઢવર્મા

૩૨૮. એ પ્રમાણે ભગવંતને શ્રવણ કરી, હર્ષવશ રોમાંચિત ગાત્રવાળા દૃઢવર્મા રાજર્ષિએ ગુરુના ચરણમાં પ્રણામ કર્યા અને કહ્યું, “ હે ભગવંત ! ખરેખર આજે હું જન્મ્યો છું અને આજે જ વૃદ્ધિ પામ્યો છું તથા રાજ્ય પામ્યો છું. વળી દીક્ષા પામવાને લીધે હું કૃતાર્થ માનું છું. હે મુનિભગવંત ! મારે જે જે કરવા યોગ્ય હોય તેનો આપે આદેશ કરવો અને ન કરવા યોગ્ય હોય તેનો નિષેધ કરવો. ” ગુરુએ કહ્યું, “ ભલે એમ થાઓ. ” એમ કહેવાતાં ચરણમાં પ્રણામ કર્યા અને ઊભા થયા એટલે કુમારે સમગ્ર સામંત પરિવાર સાથે ( નવીન મુનિવરને ) વંદના કરી. નગરના લોકો પણ ‘ જય જય ’ ઉચ્ચાર કરતા, અભિનંદન આપતા નગરમાં પાછા ફર્યા. રાજ્યપરિવાર પણ “ અહો, આ મહારાજા દૃઢવર્મા

મહાસત્ત્વવાળા છે." એમ બોલતો પાછો આવવા લાગ્યો. ત્યારે ગુરુમહારાજે તે કાળને યોગ્ય કરવા લાયક નિયમો મહારાજને ગ્રહણ કરાવ્યા. એ પ્રમાણે કરવા યોગ્ય કરતા, ન કરવા યોગ્યનો ત્યાગ કરતા, કહેવા યોગ્ય કહેતા અને ન કહેવા યોગ્યમાં મૌન ધારણ કરતા, ગમ્યનું ગમન અને ગમ્ય ન હોય તેનુ વર્જન કરતા, ભક્ષ્યનું ભોજન અને અભક્ષ્યનો પરિહાર કરતા, પેયનું પાન અને અપેયનો ત્યાગ કરતા, ઇષ્ટને ઇચ્છતા અને અનિષ્ટને વર્જતા, શ્રવણ કરવા યોગ્યનું શ્રવણ કરતા અને ન શ્રવણ કરવા યોગ્યની અવગણના કરતા, પ્રશંસા કરવા યોગ્યની પ્રશંસા કરતા અને અપ્રશંસનીયની ઉપેક્ષા કરતા, વંદન કરવા યોગ્યને વંદન કરતા અને અવંદનીયને વર્જતા, સંસારવાસને નિંદતા અને જિનેન્દ્રના શ્રેષ્ઠ મોક્ષમાર્ગની પ્રશંસા કરતા તે રહેવા લાગ્યા. કાર્યાકાર્ય, હિતાહિત, ગમ્યાગમ્ય અને સર્વ કાર્યને સમજતા તથા કંઈક માત્ર બાકી રહેલા કર્માંશવાળા તે વિહરવા લાગ્યા.



# પ્રકરણ બાવીસમું

## કુવલયકુમારની સપરિવાર દીક્ષા

* ૩૨૯. આ પ્રમાણે તે મુનિવરનો અને કુવલયચંદ્રનો કાળ વહી રહ્યો હતો.

સમગ્ર નરેન્દ્રમંડળના મુગટમાં જડેલાં મણિનાં કિરણોથી પ્રકાશિત થયેલા ચરણવાળા રાજાને રાજ્ય કરતાં સાત લાખ વર્ષ પસાર થઇ ગયાં. એ સમયે પદ્મકેસર દેવનો કેવો વૃત્તાન્ત થયો? જેમ કે–

**પદ્મકેસરદેવનો ચ્યવનસમય**

આસનકંપ થવા લાગ્યો. કાંતિ ઓછી થવા લાગી. પ્રભાવ ઓછો થયો વાહન થનાર પરિવાર વિમનસ્ક બની ગયો અને આજ્ઞાનુ ઉલ્લંઘન કરવા લાગ્યો. હવે પોતાના તપનો ક્ષય જાણી દીન, વિમન, દુર્મન હૃદયવાળા દેવે મનમાં ક્ષણવાર વિચાર્યું, "હે જીવ! તું વિષાદ ન કર. વિમન, દુર્મન, દીન ન બન. પહેલાં કરેલાં પાપો ચિંતવવા માત્રથી મટતાં નથી. કદાચ પાતાલમાં પ્રવેશ કરે, અટવીમાં, ગુફામાં કે સમુદ્રમાં સંતાઇ જાય અથવા પોતાનો વિનાશ કરે તોપણ પૂર્વે કરેલાં કર્મથી તારો છૂટકારો થતો નથી. તું રડે, પાછો વળે, કંપે, દીન બને, દિશાવિદિશામાં નજર કરે, 'આ યમરાજાથી કેવી રીતે છૂટું'' એમ પ્રલાપ અને વિલાપ કરે, ગાયન કરે, દોડી જાય, દુર્મન બની જાય, મૂંઝાય, ભૂમિ ઉપર આળોટે, મૂઢ બની ગમેતેમ બોલે તોપણ યમરાજાથી છૂટકારો નથી. તેં જે કર્યું છે તે તું જ ભોગવે છે એમાં સંદેહ નથી. તેં જે ન કર્યું હોય તે મળતું નથી, ભલે ને તું પોતે દેવરાજા હોય. આપણને વૈભવ નથી મળ્યો એમ માની મનમાં, હે પુરુષો! ઝૂરતા નહિ, કારણ કે પૂર્વે જે નથી કર્યું તે અત્યારે ક્યાંથી મેળવી શકાય? અને હે પુરુષો! અમને જે વૈભવ મળ્યો છે તેનો હૃદયથી ગર્વ ન કરશો, પૂર્વે જે કંઇ સુકૃત કર્યું તે જ મળે છે. જે આપણું હતું તે આપણુ ન થયુ એમ માની દીન ન બનો અને વિચારો કે આપણે પહેલાં કંઇ સુંદર કર્મ કર્યાં નથી. અન્ય જન્મમાં મેં એટલુ જ સુકૃત કર્યું હતું જેટલું અહીં દેવલોકમાં ભોગવ્યુ. પૂર્વે ધર્મનંદન ગુરુ સમક્ષ જેમણે સરખું તપ કર્યું હતું તે સર્વ આટલો માત્ર કાળ દેવલોકમાં ભોગવી મારા પહેલાં ચ્યવન પામ્યા, જ્યારે મને તો તેમના કરતાં લાંબા સમય સુધી વૈભવ રહ્યો. આમ હોવા છતાં તું આત્માને શોક કેમ આપે છે?"

૩૩૦. "માટે હવે પ્રાપ્ત થયેલ સમયને અનુરૂપ કાર્ય કરું." એમ વિચારી તે અયોધ્યા નગરીમાં આવ્યો. કુવલયચંદ્ર રાજાને અને સાથે કુવલયમાળાને જોયાં. તેમને

કહ્યું, "હું અમુક મહિનામાં અમુક દિવસે તમારો પુત્ર થઇશ. માટે 'પદ્મકેસર' નામથી અંકિત આ દિવ્ય કડાં, કુંડળ, કંઠાભરણ વગેરે આભૂષણો તમે ગ્રહણ કરો. મારી વિકસતી બુદ્ધિ જ્યારે પરિપક્વ થાય ત્યારે મને તે પહેરાવજો, જેથી લાંબા સમય સુધી પહેરેલાં તે જોઇને મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થશે. વળી જાતિસ્મરણ ઉત્પન્ન થવાથી વૈરાગ્ય પામેલા મને રાજ્યસુખમાં જરા પણ ચેન નહિ પડે, પણ સેંકડો અને લાખો ભવે દુર્લભ એવા જિનમાર્ગમાં હું સુખ પામીશ." એમ બોલી આભૂષણો અર્પણ કર્યાં અને આકાશમાં ઊડી સ્વર્ગમાં પહોંચી ગયો.

**પદ્મકેસરદેવ કુવલયમાળાના ગર્ભમાં**

ત્યાં પણ તપ અને વૈભવને અનુરૂપ ફરી પાછો તે ભોગ ભોગવવા લાગ્યો. એ પ્રમાણે દિવસો પસાર થઇ રહ્યા હતા ત્યારે એ પદ્મકેસર દેવે આપેલી દિવસ-મર્યાદાએ ઋતુવતી કુવલયમાળાને ગર્ભ ઉત્પન્ન થયો. યથાસુખ સેંકડો મનોરથો સાથે તે વૃદ્ધિ પામવા લાગ્યો. સંપૂર્ણ થયેલા દોહદવાળી કુવલયમાળાએ પોતાના મહિના પૂરા થતાં સંપૂર્ણ સુકુમાર હાથ-પગવાળા, જાણે રત્નનું પૂતળું હોય તેવા બાળકને જન્મ આપ્યો. અનુક્રમે વૃદ્ધિ પામતા, સમગ્ર કળાઓ ગ્રહણ કરનાર, વિકસતી બુદ્ધિવાળા તે બાળકનુ નામ, પૂર્વે મુનિએ આપેલું હતું તે પ્રમાણે 'પૃથ્વીસાર' એવું પાડવામા આવ્યુ. ત્યાર પછી તેને પેલાં આભૂષણો આપવામાં આવ્યાં. તેને જોતાંની સાથે 'આ મેં પૂર્વે જોયેલાં છે' એમ ઇહાઅપોહ, માર્ગણા, ગવેષણા કરતાં એકદમ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. પૂર્વનું દુઃખ યાદ આવ્યુ. એટલે મૂર્છા પામી પૃથ્વી ઉપર ઢળી પડ્યો. સાથે રહેલા મિત્રોએ ક્ષોભ પામી દોડીને ચંદનરસ છાંટ્યો. કંઇક આશ્વાસન પામેલો તે વિચાર કરવા લાગ્યોઃ—

**પૃથ્વીસારનો સંસારનિર્વેદ**

"અહો, સ્વર્ગમાં આવા પ્રકારનાં સુખો અનુભવીને હવે તું આવાં તુચ્છ, અશુચિ, નિંદિત મનુષ્યસુખની અભિલાષા કરે છે? માટે સંસારવાસને ધિક્કાર હો! અથવા આ જીવને ધિક્કાર હો! અથવા કર્મને ધિક્કાર હો! અથવા રાગદ્વેષને ધિક્કાર હો! અથવા તો વળી આ જીવને જ ધિક્કાર હો કે જે ઘણાં હજારો દુઃખનો અનુભવ કરવા છતાં લક્ષણ વગરના પોતાના જીવને આટઆટલા દુઃખો ભોગવવાં પડે છે, સુખો વેદવાં પડે છે. ધર્મ સમજવા છતાં, અધર્મને જાણવા છતાં, સંસારને જોવા છતાં, વ્યાધિવિકારને અનુ-ભવવા છતાં, મહાભયથી કંપતો છતાં ભોગમાં આસક્ત બને છે, વિષયમાં ઉન્માદ કરે છે, અર્થમાં ગર્વ કરે છે, વૈભવમાં લુબ્ધ બને છે, માનમાં જકડાઈ જાય છે, અપમાનમાં દીન બને છે, કુટુંબમાં મૂર્છા પામે છે, સ્નેહપાશમાં બંધાય છે, માયારાક્ષસીથી ગ્રસિત થાય છે, રાગબેડીથી જકડાય છે, કોપાગ્નિથી બળે છે, આશા રૂપી મહાનદીના પ્રવાહમાં તણાય છે, કુવિકલ્પ રૂપી તરંગોની રચનામાં હીંચકા ખાય છે અને દિવસ, પક્ષ, નક્ષત્ર રૂપી કરવતની દંતાવલી વડે મહાકાલમૃત્યુ વેતાલથી કપાય છે. માટે સર્વથા આમ હોવાથી અને એમ કરવું યોગ્ય હોવાથી, વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પ્રવ્રજ્યા અંગીકાર કરી તપ અને સંયમ કરીશ."

આમ તે વિચારતો હતો ત્યારે મિત્રોએ પૂછ્યું, "કુમાર! સ્વસ્થ અને નિરોગી શરીરવાળા તમને મૂર્છાવિકાર શા કારણે થયો?" તેણે કહ્યું, "મારા પેટમાં અજીર્ણ-વિકાર થયો હોવાથી મને ચક્કર આવ્યાં." આમ કહ્યું પરંતુ મિત્રોને સાચી હકીકત ન જણાવી. એ પ્રમાણે દિવસો પસાર થયા પછી, ઇચ્છતો ન હોવા છતાં કુમારનો યુવરાજ-અભિષેક કરવામાં આવ્યો. કુવલયચંદ્ર રાજાએ કહ્યું, "હે પુત્ર! હવે તું રાજ્ય સંભાળ. હું હવે તારા વડીલ તરીકે રહીશ. માટે રાજ્યપાલન કર." કુમારે કહ્યું, "હે મહારાજ! તમે રહો! હું તો પ્રવ્રજ્યા અંગીકાર કરીશ." રાજાએ કહ્યું, "હે પુત્ર! તું હજુ બાળક છે. રાજ્યસુખનો અનુભવ કર. અમે તો ભુક્તભોગી છીએ. ઇક્ષ્વાકુ વંશના પૂર્વ પુરુષોનો આ જ કુલક્રમ છે કે પુત્રજન્મ થયા પછી અને રાજ્યાભિષેક કર્યા પછી પરલોકહિતકાર્ય જ સાધવું." સર્વ વડીલોએ પણ એ જ પ્રમાણે કહ્યું એટલે કુમાર રહ્યો. કામભોગથી નિવૃત્ત બની, દીક્ષા લેવાની ઇચ્છાવાળો, સંયમમાં લીન બનેલા ચિત્તવાળો રાજા પણ કોઇક તેવા ગુરુ આવવાની રાહ જોતો રહેવા લાગ્યો.

### રાજા કુવલયકુમારનું ભાવચિંતન

* ૩૩૧. એવી રીતે બીજા દિવસે મહાદાન આપી, સર્વ પરિવારનું સન્માન કરી, કુવલયમાળા સાથે કંઇ કંઇ કર્મધર્મની મંત્રણા કરી રાજા સૂઈ ગયો. પાછલા પહોરે કેમ કરતાં નિદ્રા ઊડી ગઇ એટલે તે જાગીને ચિંતન કરવા લાગ્યો. જેમ કે—

"રાત્રિસમયે એવી ક્ષણ ક્યારે આવશે કે જ્યારે જાગૃત થઇ કાયા અને મનને ગોપવી ધર્મઅધ્યયનમાં ચરણકરણાનુયોગનો સ્વાધ્યાય કરીશ? કર્મ રૂપી મહાપર્વતને ભેદવાને સમર્થ વજ્ર જેવું નિરવદ્ય પ્રતિક્રમણ ઉપશાંત મનવાળો બની સવારે ક્યારે કરીશ? કૃતાર્થ થઇ સુંદર મનવાળો સૂત્રપોરસી, અર્થપોરસી કરી વૈરાગ્યમાર્ગમાં લાગેલો હું ધર્મ અધ્ય-યનમાં ક્યારે પ્રવર્તીશ? છઠ, અઠ્ઠમ વગેરે તપ વિશેષ કરી શરીર શોષવતો, ધૂંસરા જેવી નીચી દૃષ્ટિવાળો બની, ગોચરીવાળી પ્રવ્રજ્યા ક્યારે પામીશ? મૂઢ બાળકો વડે હાસ્ય અને નિંદા કરાતો, મિત્ર અને શત્રુ પ્રત્યે સમચિત્તવાળો બની ગોચરીની શુદ્ધિ જાળવતો ભિક્ષા માટે ક્યારે ફરીશ? ક્ષણવાર વિશ્રાંતિ કરી, ધર્મસ્વાધ્યાય કરી, રાગદ્વેષથી રહિત બની, સૂત્રાનુ-સાર ભોજન ક્યારે કરીશ? સૂત્ર અને અર્થ ઉભય તૈયાર કરી, સંસાર-એકત્વાદિ ભાવનાઓ ભાવીને નિર્જન ઘર કે સ્મશાનમાં ધર્મધ્યાનમાં લીન બની ક્યારે ઊભો રહીશ? અનુક્રમે વળી નિર્જીવ ભૂમિમાં કે પર્વતની ગુફામાં ચાર સ્કંધવાળી આરાધના (જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાચારની આરાધના) કરી હું દેહનો ક્યારે ત્યાગ કરીશ? આ પ્રમાણે સત્ત્વ અને સાર વગરનો હું માત્ર મનોરથ કરું છું. ખરેખર આ મારો જીવ પાપી છે જે પાપા-રંભમાં પ્રયત્ન કરે છે.

### બાલમુનિઓને ધન્યવાદ

જેમણે બાલ્યકાળમાં સાધુપણું અંગીકાર કરેલું છે, વિષયભોગનો રસ ચાખ્યો નથી, પ્રિય-અપ્રિય વચ્ચે ભેદ જાણ્યો નથી અને જેમણે પ્રિયવિયોગ અનુભવ્યો નથી તે બાલ-

મુનિઓને ખરેખર ધન્ય છે. વિવાહ કર્યા વગરના, મદનરસના અજ્ઞાત, પ્રિયાના સુખને ન જાણનારા અને પ્રવ્રજ્યામાં લીન બનેલા તે બાલમુનિઓને ખરેખર ધન્ય છે. જેમણે પ્રેમને ગણકારેલ નથી, વિષયસુખ જાણ્યુ નથી અને જીવલોકનો ત્યાગ કરી જેઓ પ્રવ્રજ્યામા લીન બન્યા છે તેવા બાલમુનિઓને ખરેખર ધન્ય છે સરળ સ્વભાવવાળા, ગૃહસુખના અજ્ઞાત. વિનયમાં વર્તતા અને જિનવચનમા લીન બનેલા બાલમુનિઓને ખરેખર ધન્ય છે. કુટુંબ ભારથી ન લદાયેલા, સેંકડો દુઃખાવર્તથી પૂર્ણ સંસારમા પણ જિનશાસનમા લીન બનેલા બાલમુનિઓને ખરેખર ધન્ય છે. જેમના અંગમાં કામદેવે પ્રવેશ કર્યો નથી, પ્રેમરસ જેમણે જાણ્યો નથી અને સ્વાધ્યાયમા જેઓ પરોવાયેલા મનવાળા છે એવા બાલમુનિઓને ખરેખર ધન્ય છે. જન્મતાની સાથે જ જેઓ જિનેશ્વર ઉપર ભક્તિવાળા છે અને મોક્ષમાર્ગમા પ્રતિકૂળ એવા કુમતિમાર્ગોને જેઓ જાણતા નથી તેવા બાલમુનિઓને ખરેખર ધન્ય છે જેઓ પાપારંભમા પ્રવર્તતા નથી, અને તપ રૂપી તીક્ષ્ણ તરવારથી કર્મ રૂપી ગહન વનને ઉખેડી નાખે છે તેવા મુનિઓને ધન્ય છે.

**ધર્મ વિના યૌવન એળે ગયું**

પરતુ અમે તો સત્ત્વ વગરના, વિષયાસક્ત, યૌવનથી ઉન્મત્ત હવે શક્તિ ચાલી ગઇ છે ત્યારે તપભાર શી રીતે વહન કરી શકીશું ? પ્રેમથી ઉન્મત્ત બનેલા મનવાળા અને યુવાનીના વખતમા લજ્જામુક્ત બની ગયેલા, અત્યારે શરીરમાથી શક્તિ ઓસરી ગઇ છે ત્યારે અમે જિનવચન કેવી રીતે આચરીશું ? યુવાનીમા બળથી ઉન્મત્ત બની, હાથમા તાળીઓ આપી દુર્વ્યસનો સેવ્યા. તે સમયે તપ ન કર્યું. હવે અહીં તપભાર શી રીતે વહન કરી શકાશે ? યૌવનમાં રાગદ્વેષથી મોહિત બની, કાર્યાકાર્યનો વિવેક કર્યા વગર જિનવચનમાં ન લાગ્યા તો અત્યારે અહીં શું કરીશું ? જ્યારે ધૃતિ બળવાન હતી, શક્તિયુક્ત હતા, હૃદયમાં અહંકાર હતો તે વખતે તપમાં ન જોડાયા. કહો, અત્યારે આપણે શું કરી શકીશું ? જ્યારે શરીર સમર્થ હતું ત્યારે તપસંયમમાં ઉદ્યમ કરવાને શક્તિમાન હતા પરતુ તે વખતે ઉદ્યમ ન કર્યો. હવે અત્યારે શું કરી શકાશે ? જે વખતે બુદ્ધિશાળી હતા અને સકલ આગમ ભણવા માટે શક્તિવાળા હતા તે વખતે ચારિત્ર અંગીકાર ન કર્યું. અત્યારે વૃદ્ધ અને જાડી બુદ્ધિવાળા શુ કરીશુ ? આ પ્રમાણે નવીન યૌવનશક્તિ ઓસરી ગઇ છે હવે સંયમમા અસમર્થ બનેલા પશ્ચાત્તાપનો આશ્રય લેતા પુરુષો ચિંતામા ઝૂરે છે

**જો ત્યારે વૈરાગ્ય પામ્યો હોત તો—**

સમ્યક્ત્વ રૂપી મહાવૃક્ષનો જ્યારે અંકુર ફૂટ્યો હતો ત્યારે જો સંસારવાસથી અટક્યો હોત તો આજ દિવસ સુધીમા ઘણા શાસ્ત્રના પરમાર્થ જાણી શક્યો હોત. જો તે સમયે વૈરાગ્ય પામ્યો હોત તો શ્રુતજ્ઞાન રૂપી સમુદ્રના કિનારે પહોચી આજે સમગ્ર ભવ્ય રત્નો મેળવી શક્યો હોત જો ત્યારે વૈરાગ્ય અગીકાર કર્યો હોત તો, જિનેશ્વરોએ કહેલા ચારિત્ર રૂપી નાવમાં આરૂઢ થઇ સહેલાઇથી આજે સંસારસમુદ્રને તરી ગયો હોત જો તે સમયે વૈરાગ્ય પામ્યો હોત તો તપના ભંડારથી આત્માને પૂર્ણ કરી આજે હુ મુનિઓમા રાજા ગણાતો હોત તેમા સંદેહ નથી. જો ત્યારે હુ વૈરાગ્ય પામ્યો હોત તો આજે વ્રત-

રત્નના ગુણોથી વૃદ્ધિ પામેલા પ્રભાવવાળો હું સર્વ મુનિઓને પૂજ્ય એવો રત્નાધિપતિ હોત. જો ત્યારે હું વૈરાગ્ય પામ્યો હોત તો રાજ્યના મહાપાપના સંચયથી મુક્ત થઇ, તપસંયમ આચરી અનંત પાપોને મેં જલદી ખપાવી નાખ્યાં હોત. જો ત્યારે વૈરાગ્ય પામ્યો હોત તો તપ, સંયમ અને જ્ઞાનથી કર્મનાં આવરણો શોષવીને જ્ઞાનમાં પણ અતિશયવાળું જે શ્રેષ્ઠ જ્ઞાન છે તે હું આજે પામ્યો હોત. આ પ્રમાણે જેઓ બાળપણમાં મૂઢ બની શ્રમણપણું અંગીકાર કરતા નથી તેવા અધમ પુરુષો હંમેશાં જરાથી જર્જરિત બની શોક કરે છે. જો હવે કોઇ પણ પ્રકારે મારા પુણ્યના યોગે આચાર્ય ભગવંતોનો યોગ થાય તો જલદી તેમની પાસે દીક્ષા અંગીકાર કરું. આ પાપી રાજ્ય હવે મારે ન જોઇએ.

કુવલયકુમારનો દીક્ષા માટે નિશ્ચય

* ૩૩૨. આ પ્રમાણે રાજા જ્યારે ચિંતવી રહ્યા હતા ત્યારે પ્રાભાતિક પહેરેગીરે મંગળપઠન કર્યું કેઃ—

"અંધકાર રૂપી સૈન્યને હણવામા પ્રચંડ અને પ્રગટ, તારાઓ રૂપી સુભટોને અદૃશ્ય કરનાર, ચંદ્રને નસાડનાર અને વિસ્તાર પામેલા પ્રતાપસમૂહવાળા સૂર્ય રૂપી નરેન્દ્ર ઉદય પામે છે."

આ સાંભળી રાજાએ વિચાર્યું કે "અહો, આ શબ્દશકુન સુંદર થયા કેમ કે મોટા પાપરૂપી અંધકારને પરાજિત કરી, મોટા મોહરાજાની શક્તિનો જેમણે નાશ કર્યો છે તથા જેમનો જ્ઞાનપ્રતાપ ફેલાયો છે એવા જિનસૂર્યનો અત્યારે ઉદય થયો છે." એમ વિચારતાં અને બગાસું ખાતાં ભુજાઓ ઊંચી કરી અને—

"હે ભોગથી નિર્મુક્ત! તમને નમસ્કાર હો! હે દ્વેષવર્જિત! તમને નમસ્કાર હો! હે મોહજિત! તમને નમસ્કાર હો! હે જ્ઞાનસૂર્ય! તમને નમસ્કાર હો!" એમ બોલતાં શયનમાંથી બેઠા થયા. ત્યારે કુવલયમાળા પણ 'णमो जिणाणं, णमो जिणाणं' એમ બોલતી, સંભ્રમવશ ખસી ગયેલું ઉત્તરીય સરખું કરતી ઊભી થઇ. તેણે રાજાને કહ્યું, "હે મહારાજ! તમે આટલા વખત સુધી લાંબો ઉષ્ણ નિઃશ્વાસ નાખતા શું વિચારતા હતા?" રાજાએ કહ્યું, "તેં જે ધાર્યું હોય તે પ્રથમ કહે, પછી હું કહીશ." કુવલયમાળાએ કહ્યું, "મહારાજ! મેં એમ જાણ્યું કે તે સમયે વિજયપુરી (કુવલયમાળાના પિતાની નગરી)થી નીકળતાં તમે પ્રવચનદેવતાને વિનંતી કરી હતી કે "હે ભગવતી! જો રાજાને જીવતા નિહાળું, રાજ્યાભિષેક પ્રાપ્ત કરું, પછી પુત્રનો રાજ્યાભિષેક કરું તો અંતે હું પ્રવ્રજ્યા અંગીકાર કરીશ. માટે હે ભગવતી! ઉત્તમ શકુન આપો." એમ કહેતાં માત્ર જ સર્વ દ્રવ્યશકુનોમાં ઉત્તમ એવું છત્રરત્ન એક પુરુષે અર્પણ કર્યું. ત્યારે તમે કહ્યું, "હે પ્રિયા! આ ઉત્તમ શકુન છે. આપણને સર્વ સંપત્તિ પ્રાપ્ત થશે." એટલે હવે જો પ્રવ્રજ્યા ગ્રહણ કરાય તો અત્યારે સર્વ સંપત્તિ મેળવેલી ગણાય એમ તમે વિચાર્યું હશે." એટલે રાજાએ કહ્યું, "હે દેવી! મેં એ જ વિચાર્યું છે. વળી પૃથ્વીસાર કુમારનો સમગ્ર પૃથ્વીનાં રાજ્યો વિશે અભિષેક કરાયો છે હવે સંયમસામ્રાજ્યમાં આપણો પણ અભિષેક કરીએ."

કુવલયમાળાએ કહ્યું, "હે દેવ! તમે શોષવાતા હૃદયથી દરરોજ આ વિચારો છો, પરંતુ હવે તો કાર્યનો અમલ થાય તો બહુ સારું, કારણ કે ધર્મની ગતિનો માર્ગ ઝડપી છે." રાજાએ કહ્યું, "દેવી! જો એવો માર્ગ છે તો આપણે હવે ક્યાંક ગુરુભગવંતની તપાસ કરીએ જેથી ચિંતવેલાં કાર્ય કરી શકીએ." એમ બોલતાં રાજા શયનથી ઊભો થયો અને કરવા યોગ્ય કાર્યો કરી તૈયાર થયો.

મુનિયુગલનું દર્શન

* ૩૩૩. એ પ્રમાણે રહેલા ત્યારે તે દિવસનો મધ્યાહ્ન સમય પૂર્ણ થયા પછી અને સર્વ શ્રમણ, ભિક્ષુક, માંગણ, ગરીબો (ભીક્ષા લઈ) પાછા ફર્યા અને લોકોએ ઠંડો વિરસ આહાર કરી લીધા પછી પોતાના મહેલના ઝરૂખામાં સુખાસન પર બેઠેલા રાજાએ નગરની શેરીના નાકે એક સાધુયુગલ જોયુ. તે સાધુયુગલ કેવું હતું? જેમ કે—

ઉપશાંત સાધુવેષવાળા, હસ્તતલમાં સૌમ્ય પાત્ર ગ્રહણ કરેલ, યુગમાત્ર (ધૂંસરાની જેમ) નીચી નજર કરતા (અર્થાત્ ઈર્યાસમિતિ શોધતા) અને શરીર પર કામળી ઓઢેલા તે હતા.

આવા પ્રકારના મુનિયુગલને જોઈને હર્ષથી રોમાંચિત થયેલા રાજા મહેલથી નીચે ઊતર્યા અને શ્રેષ્ઠ હાથીની ચાલવાળા તે જે દિશામાં સાધુયુગલને જતાં જોયા તે દિશા તરફ ચાલવા લાગ્યા. તે નીકળ્યા એટલે સમગ્ર સામંતમંડળ, પાસેનો રાજપરિવાર, સમગ્ર પાયદળ પણ પાછળ દોડવા લાગ્યાં. ત્યાર પછી જલદી જલદી તેમની પાછળ જઈ તે જ શેરીના મધ્યમાં ત્રણ પ્રદક્ષિણા આપી, તે સાધુઓના ચરણમાં પડી રાજા કહેવા લાગ્યા, "ચારિત્ર, જ્ઞાન, દર્શન, તપ અને વિનય રૂપી મહાસૈન્ય વડે અભ્યંતર શત્રુઓનો જય મેળવી જેમણે શિવનગર મેળવ્યું છે તેવા સાધુઓને નમસ્કાર થાઓ." એમ બોલી ફરી સાધુઓને પ્રણામ કર્યા. મુગટમણિના કિરણો ફેલાવાથી દશે દિશાઓને પ્રકાશવાળી બનાવનાર, મસ્તક વડે ઘણા ભવોનું મથન કરનાર મુનિઓના ચરણકમલમાં ભમરાની જેમ રક્ત બન્યા. મિત્ર અને શત્રુ પ્રત્યે સમચિત્તવાળા, રોષ અને રાગને સરખા ગણનાર મુનિવરોએ વિસ્મય અને સંભ્રમ રહિતપણે 'ધર્મલાભ' કહ્યો. ભક્તિસમુદાયથી નમી ગયેલા મસ્તકવાળા રાજાએ શ્રમણ–ભગવંતોને કહ્યું. "તપ સંયમના ભારથી અત્યંત નિર્ભર, શ્રુત અને વીર્ય રૂપ બે વૃષભો જોડેલું, સિદ્ધિપુરીના માર્ગે લઈ જનારું આપનું દેહશકટ કુશળ વર્તે છે ને?"

તેમના ગુરુ કોણ?

સાધુઓએ કહ્યું, "ગુરુચરણના પ્રભાવથી કુશળ વર્તે છે." વળી રાજાએ પૂછ્યુ, ભગવંત! મહાકર્મશૈલ ભેદવામાં વજ્ર સમાન, અજ્ઞાન રૂપી મહાવનને બાળવામાં દવાગ્નિ સમાન તમારા ગુરુનું નામ શું છે તે કૃપા કરી કહો." સાધુઓએ કહ્યું, "મહારાજ! ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા ગુરુના વદનથી સકલ શાસ્ત્રોના અર્થ પ્રાપ્ત કરનાર, કંદર્પના દર્પને હણવામાં મોગર હથિયાર સમાન દર્પફલિહ નામના તે આચાર્ય છે." રાજાએ પૂછ્યું, "હે ભગવંત! તો તેઓ અમારા ભાઈ રત્નમુગટઋષિના પુત્ર દર્પફલિહ કે બીજા કોઈ?"

સાધુઓએ કહ્યું, "તે જ એ." એમ કહેતાંની સાથે જ હર્ષથી વિકસેલાં નયનોવાળા રાજાએ પૂછ્યુ, "ગુરુમહારાજ કયા સ્થાનમાં બિરાજે છે?" તેમણે કહ્યું, "અહીં દેવનું મનોરમ નામનું ઉદ્યાન છે ત્યાં ગુરુઓ છે." એમ કહી સાધુઓ જવા લાગ્યા. રાજા મહેલમા પાછા ગયા અને કુવલયમાળા તથા મહેન્દ્રને કહ્યું, "જે પ્રાપ્ત કરવાનું હતું તે પ્રાપ્ત થઇ ગયુ એ જ અમારા ભાઇ દર્પફલિહ આચાર્યપણું પામીને હાલ અહીં પધાર્યા છે. માટે તેમના ચરણમાં પ્રવ્રજ્યા અંગીકાર કરી ઉત્સવ કરો." તેમણે કહ્યું, "મહારાજ જે કરશે તે અવશ્ય અમારે પણ કરણીય જ છે." એમ કહી કરવા યોગ્ય કાર્ય કરી, નિરૂપણીયનું નિરૂપણ કરી, દેવા યોગ્ય દઇને તેઓ કૌતુક, સ્નેહ, ભક્તિ, પ્રહર્ષ, સંવેગ, શ્રદ્ધા, નિર્વેદ, કોલાહલ કરતા ઉતાવળા હૃદયવાળા મનોરમ ઉદ્યાનમાં પહોચ્યાં. ત્યાં દર્પફલિહ આચાર્ય ભગવંતને જોયા. હર્ષિત મનવાળા તેઓએ વંદના કરી. તેમણે પણ 'ધર્મલાભ' આપ્યો અને પૂછ્યુ, "શરીર કુશળ વર્તે છે?" પછી તેઓ આસન ઉપર બેઠાં.

### આચાર્ય દર્પફલિહ

ઙ. ૩૩૪. રાજાએ પૂછ્યુ, "હે ભગવંત! તે સમયે ચિંતામણિપલ્લીમાંથી નીકળી આપ કઈ તરફ ગયા? દીક્ષા ક્યારે ગ્રહણ કરી? આપના ગુરુવર્યનુ નામ શું?" આમ પૂછ્યુ ત્યારે તેમણે કહ્યું, "હે મહારાજ! તે સમયે ત્યાંથી નીકળી ભરુચ નગરમાં પહોંચ્યો. ત્યાં કોઇ સાધુને ખોળવા લાગ્યો. મહામુનિનાં દર્શન થયાં. વંદના કરી. ત્યાં તેમણે મને કહ્યું, "અરે દર્પફલિહ રાજપુત્ર! મને ઓળખે છે?" મેં કહ્યું, "ભગવંત! પાંચ મહાવ્રતયુક્ત, ત્રણ ગુપ્તિથી ગુપ્ત, ત્રણ દંડથી વિરમેલા મનવાળા, શિવપુરીના માર્ગનો ઉપદેશ કરનારા તમને કયો જીવ ન ઓળખે?" તેમણે કહ્યું, "હાલ નહિ, પણ પહેલાં મને ક્યાંય જોયો હતો ખરો?" મેં કહ્યું, "ભગવન્! મને એવું સ્મરણ થતું નથી કે પહેલાં મેં તમને જોયા હોય" ત્યારે તેમણે કહ્યું, "ચિંતામણિપલ્લી તને કોણે આપી હતી?" મેં કહ્યું, "ભગવન્! તે જ તમે છો કે?" તેમણે કહ્યુ, 'હા." મે કહ્યું, "તમે મને રાજ્ય આપ્યુ હતું." તેમણે કહ્યું. "હા, ભૂતકાળમાં" મેં કહ્યું, "જો એમ છે તો, હે ભગવન્! હવે રાજર્ષિના સંપત્તિરત્ન રૂપ સંયમરાજ્ય પણ મને આપો". તેમણે કહ્યું, "જો એમ છે તો વિલંબ શા માટે કરે છે?" એમ કહ્યું ત્યારે મેં પંચમુષ્ટિ લોચ કર્યો. ભગવતે કરવા યોગ્ય સર્વ મારું કર્યુ. ત્યાર પછી યથાયોગ્ય અધ્યયન કરાવતા સમગ્ર પ્રવચનસાર ભણાવ્યો ગચ્છભાર મને સોંપ્યો. હું વિહાર કરવા લાગ્યો. ભગવાન રત્નમુગટ આચાર્ય વિહાર કરતા અયોધ્યા પહોંચ્યા. ત્યાં આગળ તમારા પિતા દઢવર્મા રાજાએ દીક્ષા લીધી. તે ભગવંત માસક્ષમણે પારણું કરવાનુ તપ કરીને કર્મક્ષય કરવા લાગ્યા. ત્યાર પછી તેમને એવા પ્રકારના તપસ્વી જાણી ગુરુએ મારા ઉપર ગચ્છભાર નાખ્યો. એમ કરી દઢવર્મા રાજર્ષિને સાથે લઇ સમ્મેતશિખર પર્વત પર વંદન કરવા માટે ગયા. ત્યાં પોતાનો અંતસમય જાણી, સંલેખના કરવા પૂર્વક કાળસમયે અપૂર્વકરણ ક્ષપકશ્રેણી કેવળજ્ઞાન આયુક્ષય કર્યા. એ પ્રમાણે તે બંને મુનિવૃષભો અંતગડ કેવળી થયા.

### દીક્ષાસ્વીકાર

* ૩૩૫. આ પ્રમાણે સાંભળી કુવલયચંદ્ર વગેરે સર્વ નરેન્દ્રો હર્ષિત બન્યા. પછી ભગવંતે કહ્યું, "હે શ્રાવક ! તે જ ખરેખર એક પુરુષ છે, સકલ જગતમાં તે જ એક રાજા છે કે જેણે મોહનીયને હણીને સિદ્ધિનગરી પ્રાપ્ત કરી હોય." સર્વેએ કહ્યું, "ભગવંત ! એમ જ છે, એમાં સંદેહ નથી. માટે કૃપા કરો અને અમને પણ આ મહાભવ-સમુદ્રથી પાર ઉતારો." ભગવંતે વાતનો સ્વીકાર કર્યો. "ભલે, એમ હો !" એમ કહેવાતા તેમણે ભગવંત સમક્ષ આભૂષણો ઉતાર્યાં. મહેન્દ્ર વગેરે પરિવારે તથા કુવલયમાળાએ પણ અનેક સ્ત્રીઓ સાથે પ્રવચનવિધિથી દીક્ષા અંગીકાર કરી. કુવલયમાળા પ્રવર્તિનીને સોંપવામાં આવી. તે યથાસુખ આગમ અનુસાર સંયમ પાલન કરી, પોતાનું આયુ પૂર્ણ થતાં, બે સાગરોપમની સ્થિતિવાળા સૌધર્મકલ્પમા દેવપણે ઉત્પન્ન થઈ.

### પાંચેની દેવલોકમાં પુનરુત્પત્તિ

કુવલયચંદ્ર સાધુ પણ ગુરુના ઉપદેશને અનુસરીને ઘણાં પાપકર્મ ખપાવીને, સમય જતા નવકારની આરાધનાપૂર્વક વેરુલિય વિમાનમાં બે સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. વિંધ્યાટવીમાં અનશન કરનાર સિંહ પણ તે જ વિમાનમાં પહોંચ્યો. પેલા અવધિજ્ઞાની સાગરદત્ત મુનિ પૂર્વસંગત સર્વને પ્રતિબોધ કરી સમયે કાળ કરી, દેવપણાનું નામગોત્ર બાંધી તે જ વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાર પછી પૃથ્વીસાર પણ કેટલોક સમય રાજ્ય કરી, પછીથી ઉત્પન્ન થયેલા પુત્રરત્ન મનોરથાદિત્યનો રાજ્યાભિષેક કરી, સંસાર રૂપી મહારાક્ષસથી ભય પામી, ભોગોનું અસારપણું જાણી, ગુરુના ચરણમાં દીક્ષા લઈ, સાધુપણું પાળી તે જ વિમાનમાં ઉત્પન્ન થયો. એ રીતે કૃતપુણ્ય તે પાંચે વેરુલિય વિમાનમાં ઉત્પન્ન થયા. પરસ્પર કરેલા સંકેતવાળા તેઓ ફરી વળી સ્નેહનિર્ભર હૃદયવાળા બોલવા લાગ્યા, "અરે સુરવરો ! સુભાષિત સાંભળોઃ-

### જગતમાં સારભૂત સમ્યક્ત્વ

વૃદ્ધાવસ્થા, મરણ, રોગ, કર્મમલ તથા ઘણા કલેશવાળા-સંસારમાં એક માત્ર જિન-વચન સિવાય બીજું કયુ શરણુ છે ? તિર્યંચો, મનુષ્યો, દાનવો, દેવોના જેઓ કોઈ પ્રકારે સ્વામી હોય છે તેઓએ જિનવચન (પુસ્તકોદ્ધારરૂપ) કે જિનભવન કરાવવા રૂપ કંઈક પણ પુણ્ય પૂર્વે કર્યું હોય છે. કોઈ પણ જીવને કોઈ પણ જગ્યાએ ભુવનમાં કંઈ પણ સુખ પ્રાપ્ત થાય છે તે જિનવચન રૂપી જળામૃતથી સિંચાયેલ વૃક્ષનું ફૂલ હોય છે.

સુખ કયુ ? સમ્યક્ત્વ. દુઃખ કયુ ? મિથ્યાત્વ. લોકોમાં સુખદુઃખ કયાં ? સમ્યક્ત્વ અને મિથ્યાત્વ. સમ્યક્ત્વ સ્વર્ગ જેવુ છે. મિથ્યાત્વ નરક જેવું છે. મનુષ્યલોક સમ્યક્ત્વ અને મિથ્યાત્વના મિશ્રભાવ જેવો છે. સમ્યક્ત્વ ઊર્ધ્વગતિ છે. મિથ્યાત્વભાવ અધોગતિ છે. મિશ્રભાવ વળી લોકમાં તિર્યંચગતિ છે. સમ્યક્ત્વ અમૃત જેવું છે. મિથ્યાત્વ કાલકૂટ ઝેર જેવુ છે. અને અમૃત તથા ઝેર ઉભયના મિશ્રણ જેવું લોકસ્વરૂપ છે. જગતમાં સારભૂત હોય તો સમ્યક્ત્વ. ત્રિભુવનમાં અસાર પદાર્થ હોય તો મિથ્યાત્વ. સમ્યક્ત્વ તથા મિથ્યાત્વ

ઉભય સાહચરિત ભાવ તે સારાસાર સમજવો. જગતમાં જે જે સાર હોય તે તે સમ્યક્ત્વ-પૂર્વકના જાણવા અને જે જે પદાર્થો અસાર હોય તે તે મિથ્યાત્વપૂર્વકના જાણવા.

હે દેવાનુપ્રિય ! આમ સમજીને હું જે કહું તેને માન્ય કરજો." ત્યારે સર્વેએ કહ્યું, "અમારામાંથી એ વાત કોણ નથી જાણતું કે સર્વ સમ્યક્ત્વપૂર્વક જ હોય ? આમ હોવાથી હવે શું કહેવું તે તમો કહો." તેણે કહ્યું, "આટલું જ કહેવું છે કે આ સંસાર-સાગર દુ:ખે પાર પામી શકાય તેવો છે. કર્મની ગતિ વિષમ છે. જીવિત અનિત્ય છે. વિષયસંગ નાશવંત છે. ઇન્દ્રિય રૂપી અશ્વો ચપળ છે. પ્રેમ બંધન જેવો છે. કામદેવનાં બાણનો વેગ ઉન્માદ કરનાર છે. મોહનીય કર્મનાં મહાઆવરણો મૂંઝવનાર છે. કાકતાલીય ન્યાયે મેળવેલ સમ્યક્ત્વરત્નને આ મહાસમુદ્ર સરખા સંસારમાં મહારાગ રૂપી મત્સ્યો વડે ઝૂંટવી લેવાય છે, મહારોષ રૂપી જળમનુષ્યો વડે ખંડિત કરાય છે, મહામાયા રૂપી કાચબી વડે બહાર ફેંકી દેવાય છે, મહામોહ રૂપી મગરમચ્છ વડે ગળી જવાય છે. માટે આ વાત જાણીને ફરીથી પણ સુર, અસુર, નર અને તિર્યંચના સિદ્ધિસુખની પ્રાપ્તિના કારણ રૂપ ભગવંતના વચનમાં પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ માટે આદર કરો."

તેમણે પૂછ્યુ, "પ્રાપ્ત કરવા યોગ્ય હવે શું છે ? અથવા તે કેવી રીતે મેળવવું ?" તેણે કહ્યું, "ફરીથી તમે વચન આપો કે જ્યાં ઉત્પન્ન થયા હો ત્યાં તમારામાથી કોઈ પણ અતિશય જ્ઞાની બને તેણે સર્વેને જિનધર્મમાં પ્રતિબોધ કરવા." "ભલે એમ હો !" એમ કહી તેમણે તે સ્વીકાર્યું. પછી તેવા પ્રકારનો સંકેત નક્કી કરી તેઓ વિસ્તરતા ભોગ ભોગવવા લાગ્યા.





# પ્રકરણ ત્રેવીસમું

## મણિરથકુમાર

૩૩૬. એ પ્રમાણે ભોગ ભોગવવામાં સમય પસાર થઇ રહ્યો હતો અને બે સાગરોપમ પૂર્ણ થવામાં કંઇક થોડો કાળ હવે બાકી રહેલો હતો. આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતમાં ત્રણ આરા સંપૂર્ણ થયા અને ચોથો આરો પૂર્ણ થવામાં થોડો કાળ બાકી રહેલો છે. તેમ જ આ અવસર્પિણીના વર્તમાન ચોવીશીના ઋષભાદિકથી માંડી પાર્શ્વનાથ ભગવાન સુધીના તીર્થંકરો સિદ્ધિગતિ પામ્યા પછી ત્રિલોક રૂપી સરોવરમાં મહાપંકજ જેવા મહાવીર જિનેન્દ્ર ઉત્પન્ન થયા. એવે અવસરે તે કુવલયચંદ્ર દેવનો જીવ પોતાનું આયુ પૂર્ણ કરી, દેવલોકમાંથી ચ્યવીને ક્યાં ઉત્પન્ન થયો ? જેમ કે—

કાકંદી નામની નગરી હતી. તે કેવા પ્રકારની હતી ? જેમ કે—

ઊંચી અટારી અને તોરણયુક્ત મહેલોવાળી, મોટા દરવાજા તથા ફરતા કિલ્લાવાળી, ત્રણ રસ્તા, ચૌટાં તથા ગોઠવણીવાળા માર્ગોથી શોભતી તેમ જ લોકો, ધન, ધાન્ય, મણિ, સુવર્ણથી આશ્ચર્ય ઉત્પન્ન કરનારી તે કાકંદી નગરી હતી. તે મહાનગરીમાં કંચનરથ નામનો રાજા હતો. તે રાજા શત્રુ રૂપી હાથી માટે સિંહ, મિત્ર રૂપી કમળવન માટે સૂર્ય, સ્નેહ રૂપી કુમુદિનીને વિકસાવનાર ચંદ્ર તથા ધરણીતલ માટે વર્ષાઋતુ જેવો હતો. તે રાજાની ઇંદીવર નામની પત્નીને મણિરથ નામના પુત્ર તરીકે તે ઉત્પન્ન થયો. ઘણા મનોરથો સાથે શરીર અને વયથી વૃદ્ધિ પામતો, તેવા પ્રકારના કર્મોદયયોગે તે શિકારવ્યસની બન્યો. માતા-પિતા તથા વડીલવર્ગ નિષેધ કરતો, મિત્રો નિંદા કરતા, મંત્રીવર્ગ રોકતો, પરિવાર નિવારણ કરતો તોપણ રાત અને દિવસ અવિશ્રાંતપણે તે શિકાર કરવા જતો. કોઇક દિવસ તેવા સમયે શિકાર કરવા અરણ્યમાં પ્રવેશ કર્યો ત્યારે શું બન્યુ ? જેમ કે—

### ભગવાન મહાવીરનો ધર્મોપદેશ

મનુષ્યો, દેવો, અસુરોથી પૂજાતા, સેંકડો સ્તુતિ-સુભાષિતોથી સ્તવાતા, કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલા, ત્રિલોકના ગુરુ વીરસ્વામી ત્યાં આવી પહોંચ્યા પૂજન કરવા યોગ્ય મહાવીર વર્ધમાન જિનેશ્વર માટે દેવોએ એકાંત પ્રદેશમાં મણિ, સુવર્ણ અને રજતના ત્રણ ગઢ બનાવ્યા. તેમાં પ્રગટ દાઢવાળા સુખયુક્ત સિંહાકૃતિવાળું સિંહાસનરત્ન સ્થાપન કર્યું. વળી, કોમળ ઠંડા સુગંધી પવનથી ડોલતી શાખાઓવાળા, નવીન વિકસેલાં સુગંધી પુષ્પગુચ્છની પંક્તિમાં લીન બનેલા ભમરાના ગુંજારવના સંગીતથી મનોહર અશોક વૃક્ષ બનાવ્યું. તેની

નીચે સુર, અસુર, નરેન્દ્રોથી વંદિત ચરણયુગલવાળા, સંસાર-સમુદ્રમાં ડૂબતા હજારો જંતુઓને હસ્તાવલંબનનું દાન આપનારા ભગવાન મહાવીર બિરાજમાન થયા. ત્યાં ઇન્દ્રભૂતિ વગેરે અગિયાર મહાબુદ્ધિશાળી ગણધરો, દેવો, સૌધર્મેન્દ્ર તથા ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ, વૈમાનિક દેવો તથા કંચનરથ રાજા અને તેનો પરિવાર એ સર્વને તેઓ ભવ-ભયનો વિનાશ કરનાર, સમ્યક્ત્વમૂલક બે પ્રકારનો ધર્મોપદેશ આપવા લાગ્યા. જેમ કે-

### સમ્યક્ત્વ-નિરૂપણ

નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવના સેંકડો ભવોની દુઃખપરંપરાથી દુર્ગમ અને દુરંત સંસાર-મહાસમુદ્રમાં જિનેશ્વરને છોડી બીજું કોઇ શરણ નથી. સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણના યોગથી મોક્ષ મેળવી શકાય છે. આ સમ્યક્ત્વાદિ ત્રણે આત્માના ગુણો છે, દ્રવ્ય નથી. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવ એ સર્વ દ્રવ્ય વિશે જે યથાર્થ ભાવ કહેલો છે તે સીધો હોય, કંઇપણ વિપરીત ન હોય. અથવા જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ આ તત્ત્વો ભાવથી માનતો હોય તો સમ્યક્ત્વ હોય. અથવા મદ, દ્વેષ, મોહનું જોર જેમનું હણાઇ ગયુ છે એવા જિનેશ્વરોએ જે કહેલું છે તે સર્વ સત્ય જ છે એવો ભાવ તે પણ સમ્યક્ત્વ જ છે.

### અરિહંતની સર્વજ્ઞતા

અરિહતો સર્વ જાણે છે. અરિહતો સર્વ પ્રત્યક્ષ જુએ છે. અરિહતો સત્ય બોલે છે. અરિહંતો ત્રણે જગતના બંધુ છે. અરિહંતો ધર્મ પ્રરૂપે છે. અરિહંતો ધર્મના ભેદ જાણે છે. અરિહંતો જીવોને શરણભૂત છે. અરિહંતો બંધનો છોડાવે છે. અરિહંતો ત્રણે લોકમા પૂજ્ય છે. અરિહંતો સુધર્મના તીર્થને સ્થાપનારા છે. અરિહંતો સ્વયં બોધ પામેલા છે. અરિહંતો લોકમાં ઉત્તમ પુરુષ છે. અરિહંતો લોકમાં પ્રદીપ સરખા છે. અરિહંતો સર્વ જગતની આંખ છે. અરિહંતો લોકમાં તરી ગયેલા છે. અરિહંતો મોક્ષની પ્રરૂપણા કરે છે. આ પ્રમાણે અરિહંતોની ઉપર ભક્તિ કરે અને ભાવ અને ગુણથી યુક્ત પ્રશંસા કરવામાં આવે અને સાધુની ભક્તિ કરવામા આવે તેને મેં સમ્યક્ત્વ કહેલું છે.

જિનવચન રૂપી રસાયણનુ પાન કરવાથી એક પ્રકારનું સમ્યક્ત્વ થાય છે. જીવને અચાનક કર્મનો ઉપશમભાવ પામીને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તે બીજા પ્રકારનુ છે. સમ્યક્ત્વ ત્રણે લોકમાં સાર છે. જગતમાં ધર્મની શરૂઆતમાં પ્રથમ સમ્યક્ત્વ થાય છે. એનાથી જ મોક્ષ મળે છે. પણ આ સમ્યક્ત્વ મળવું દુર્લભ છે.

### સમ્યક્ત્વનાં પાંચ લક્ષણો

* ૩૩૭. આ પ્રમાણે ત્રૈલોકયગુરુએ સમ્યક્ત્વ સમજાવ્યા પછી ભગવાન ઇન્દ્રભૂતિ ગણધરે, જાણતા હોવા છતા અબુધ જીવોને પ્રતિબોધ કરવા માટે, બે હાથ જોડી મસ્તકે અંજલિ કરી પૂછયુ, "હે ભગવંત ! આ સમ્યક્ત્વરત્ન કોઇ જીવને ભાવથી ઉત્પન્ન થયુ છે અને આ સમ્યગ્દૃષ્ટિ જીવ છે તે શી રીતે જાણી શકાય ?"

ભગવાને કહ્યું, "ઉપશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકભાવ એ સમ્ય-

ક્ત્વનાં લક્ષણ છે. અથવા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ એ ચાર ભાવના અનુક્રમે જીવ માત્ર, ગુણવંતો, દીનદુઃખી અને અવિનીત પ્રત્યે સમ્યક્ પ્રકારે હોવી ઘટે. સર્વ જીવોને ક્ષમા આપું છું અને સર્વ જીવો મને ક્ષમા આપો. મારે સર્વ ભૂતો વિષે મૈત્રી છે. કોઈ-સાથે મને વેર નથી. સમ્યક્ત્વ જ્ઞાનદર્શન (તથા ચારિત્ર) યુક્ત સાધુપુરુષો પ્રત્યે ઊભા થવું, વંદના કરવી વગેરે વિનય કરવો તે પ્રમોદ. સંસારદુઃખથી તપેલા, દીન, અનાથ, કલેશ પામતા જોઈને 'અરર, આ બીચારા ધર્મ વગરના જીવોનું શું થશે?' તે પ્રમાણે સહાનુભૂતિ દર્શાવવી તે કરુણા. દુષ્ટો, મોહરૂપી કાદવમાં ખૂંચેલા, દેવ તથા ગુરુની નિંદા કરવામાં આનંદ પામનારા જીવો ઉપર ઉપેક્ષાભાવ રાખવો તે માધ્યસ્થ ભાવના, અથવા જગતનો સ્વભાવ તથા કાયાનો સ્વભાવ જેણે ભાવેલો હોય અને જેના વડે સંવેગ, તપ તેમ જ સંસાર ઉપર વૈરાગ્ય થાય, સર્વ જગત અનિત્ય, નિઃસાર, દુઃખહેતુ, અશુચિ રૂપ છે તેથી નિર્વેદ થાય અને ધર્મ વિશે આદર થાય તથા પોતાના શરીર અને ભોગો તેમ જ ઉપાધિ અને વિષયો વિશે વૈરાગ્ય થાય. પરમાર્થપદ મોક્ષને જાણ્યા પછી ધાર્મિક આત્મા વિષયોમાં રાગ કરતો નથી. આ લક્ષણો વડે જેને સમ્યક્ત્વ હોય છે તે જાણી શકાય છે. વળી ઉપશમ કે વૈરાગ્ય રહિત હોય તોપણ તેના વિશે સમ્યક્ત્વ (અભાવરૂપે) જાણી શકાય છે

**સમ્યક્ત્વનાં દૂષણો**

* ૩૩૮. આ પ્રમાણે સુરેન્દ્ર અને અસુરેન્દ્રના ગુરુ વર્ધમાન સ્વામીએ સમ્યક્ત્વનાં લક્ષણો કહ્યા પછી ગૌતમસ્વામીએ પૂછ્યું, "હે ભગવંત! આ સમ્યક્ત્વ રૂપી મહાચિંતા-મણિરત્ન કયા દોષથી મલિન થાય છે જેથી તે દોષોનો દૂરથી પરિહાર કરી શકાય? "ભગવાને કહ્યું," હે દીર્ઘાયુ! ગૌતમ ઇન્દ્રભૂતિ! તેં આ પૂછ્યું તે સારું કર્યું. સમ્યક્ત્વ-રત્ન જેનાથી મલિન થાય છે તે સાંભળ. શંકા, કાંક્ષા, વિચિકિત્સા, કુશાસ્ત્રની પ્રશંસા અને પાખંડીઓનો પરિચય એ પાંચ સમ્યક્ત્વને મલિન કરનાર દૂષણો છે. જિનવચન રૂપ નયનદષ્ટિવાળો હોય તે જીવાદિક પદાર્થ જાણે, પરંતુ આ હશે કે નહિ હોય એમ જે શંકિત બને તે શંકા. ધર્મ કરીને તેના બદલામાં ભોગની ઇચ્છા રાખે અથવા મોહથી હતચિત્ત બની કુશાસ્ત્રની ઇચ્છા કરે કે મિથ્યાત્વની આકાંક્ષા કરે તે પુરુષને કાંક્ષા દૂષણ લાગે. 'અહીં પણ ધર્મ છે. અહીં પણ ધર્મનો માર્ગ બતાવ્યો છે.' એ પ્રમાણે જે મન કરે તે વિચિકિત્સા કહેલી છે. આ વિદ્યા, મંત્ર, બલ, વળી ઉત્તમ યોગ, ભોગ, ફળ પ્રત્યક્ષ જણાય છે અને વધારે સુંદર છે એમ માનવું તે અન્ય શાસ્ત્રની પ્રશંસા કહેલી છે આ નિપુણ, મંત્રવાળા, ધર્મપરાયણ અને તપસ્વી છે એ પ્રમાણે અન્ય ધર્મના શ્રમણો માટે માનવું તે પાખંડીઓની પ્રશંસા છે. જેમ દૂધ અને ખાંડથી ભરેલો લોટો કોઈ મોહમૂઢ મનુષ્ય લીંબડાના રસ સાથે અથવા અશુચિ સાથે મિશ્ર કરે તેમ સમ્યક્ત્વ રૂપી અમૃતથી ભરેલો જીવનો ચિત્તઘડો અશુચિ જેવા મિથ્યાત્વના વિકલ્પોથી દૂષિત થાય છે.

માટે હું તમને કહું છું કે સમ્યક્ત્વ અંગીકાર કરો, શ્રુતરત્નને માન્ય કરો, સંસાર દુઃખને વિચારો, જિનોને નમસ્કાર કરો, સાધુનાં દર્શન કરો, ભાવનાઓ ભાવો, જીવોને

ખમાવો, તપસ્વીઓનું બહુમાન કરો, દીનદુઃખી ઉપર અનુકંપા કરો, દુષ્ટોની ઉપેક્ષા કરો, વિનયવાળા વિશે અનુગ્રહ કરો, પુદ્ગલ-પરિણામો વિચારો, ઉપશાન્તની પ્રશંસા કરો, સંવેગ ઉત્પન્ન કરો, સંસાર ઉપર નિર્વેદ લાવો, અસ્તિવાદની પ્રરૂપણા કરો, શંકા ન કરો, કાંક્ષાને દૂર કરો, વિચિકિત્સામાં વિવેક રાખો, કુશાસ્ત્રની પ્રશંસામાં પ્રમાદ કરો. વળી—

સમ્યક્ત્વના સાર વગરના અભિમાની બીજા કુતીર્થ વિશે રખે તમે તૈયાર થતા, કારણ કે મિથ્યાત્વ વધારનાર તેવાં અસત્ય વચનથી બહુ થયું. કદાચ પાતાળમાં ફેંકી દે અથવા પર્વતની ટોચ ઉપર ફેંકવામાં આવે, કદાચ મસ્તક છેદી નાખવામાં આવે તોપણ જિન-વચનની શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ ન છોડીશ.

* ૩૩૯. આ પ્રમાણે સમ્યક્ત્વ-દર્શનરત્ન. હવે જ્ઞાન વિશે હું કહું તે સાંભળ. અગિ-યાર અંગ, ચૌદ પૂર્વ અને તેના વિસ્તારયુક્ત અર્થ છે. વીતરાગના મતમાં માત્ર એક જ પદમાં સંવેગ ઉત્પન્ન કરે, જેનાથી ઉત્તરોત્તર વૈરાગ્ય મેળવાય તે તેનું જ્ઞાન કહેવાય. વધારે શ્રુતથી કે વધારે ભણીને શું કરવું છે. એક માત્ર પદમાં વર્તતા એવા ઘણા સિદ્ધિને પામેલા છે. માટે સર્વ ભાવથી દર્શનચારિત્રમાં પ્રયત્ન કરો, કેમ કે દર્શનચારિત્ર વગરના જ્ઞાનવાળા હોય તોપણ સિદ્ધિ પામતા નથી.

### સમ્યગ્ ચારિત્ર

૩૪૦. જ્ઞાનથી ક્રિયા બની શકે છે. ક્રિયા બીજાને ઉપદેશ કરે છે. માટે ચારિત્રને વિશે મન કર. તે પાંચ મહાવ્રત રૂપ છે. પ્રાણીનો વધ, અસત્ય વચન, આપ્યા વગરનું લેવું, મૈથુન, પરિગ્રહ આ પાંચને વિશે સંયમ કરવો તે ચારિત્ર. આ પાપોને વર્જતો વિરતિ અંગીકાર કર. આ લોક અને પરલોકમાં દુઃખ કરનાર એવાં આ પાપો શ્રી વીરપ્રભુએ કહેલાં છે. જે મનુષ્ય જીવોની હિંસા કરનાર હોય તે નિત્ય ઉદ્વેગકારક, પાપી, દુઃખ કરનાર વૈર બાંધનાર કદાપિ વૈરથી છૂટતો નથી. સર્વ લોકો હિંસા કરનારની નિંદા કરે છે. વળી એ આ લોકમાં વધ, બંધન, ઘાત, દુઃખ, મરણ પામે છે અને પરલોકમાં નરકે જાય છે. ચીસો પાડતા જે જીવો મારી નંખાય છે તે સર્વ દુઃખ છે. જેમ પોતાનો જીવ તેમ બીજાના જીવ પણ સુખની ઇચ્છા કરે છે, પરંતુ દુઃખ ઇચ્છતા નથી. જેમ જીવવાળા મને દુઃખ પ્રિય નથી, પણ હું સુખ ઇચ્છું છું, તેવી રીતે બીજા પણ જીવો છે માટે તેમને અભય આપ.

### પ્રથમ મહાવ્રત

* ૩૪૧. આ પ્રમાણે ભગવાન તીર્થંકરે કહ્યું એટલે ગણધરદેવે પ્રશ્ન કર્યો, "ભગ-વંત! હિંસા કોને કહેવાય? ભગવાને કહ્યું :—

"જીવ અનાદિ અને અવિનાશી છે. તે પુરુષ વડે અહીં કેવી રીતે મારી નંખાય? માત્ર એક દેહમાંથી બીજા દેહમાં જે સંક્રમણ કરે છે એનું એ નામ છે. કેટલાક આમ કહે છે તો વળી બીજા કેટલાક એમ પણ કહે છે કે આ જીવ અત્યંત સૂક્ષ્મ હોવાથી કોઇથી મારી શકાતો નથી તેમ જ તે મરતો નથી. કેટલાક પુરુષો એમ કહે છે કે તે સર્વગત છે

એટલે તેનો ઘાત શાનો હોઇ શકે ? બીજા વળી એમ કહે છે કે તે અણુમાત્ર છે એટલે તેને કોણ લઈ જઇ શકવાનું છે ? કેટલાક વળી એમ કહે છે કે જીવ સ્વભાવે ઊંચી ગતિ કરનારો છે, પરંતુ દેહમાં બંધાયેલો અહીં રહે છે. એ શરીરથી છૂટી જાય છે તે એનો ધર્મ નિશ્ચિત છે. બીજા વળી કહે છે કે એ બીચારો કુગતિમાં ફેંકાયેલો રહે છે. તે જો યોનિમાંથી છૂટી જાય તો જલદી સદ્‌ગતિમાં જાય. કેટલાક મૂઢ એમ કહે છે કે જેમ જૂના ઘરમાંથી નવામાં પ્રવેશ કરાય છે તેમ બીજા શરીરમાં પ્રવેશ કરવામાં તેને શી પીડા હોય તે કહો. બીજા કોઈક પુરુષો એમ કહે છે કે એણે પહેલાં મને માર્યો હતો. તેથી હું તેને મારી નાંખું છું. તેણે જે પહેલાં આપ્યું હતું તે હું પાછું આપું છું. કોઇક એમ કહે છે કે જન્મેલા જીવનાં મરણ અને જન્મ નિર્માણ થયેલાં જ હોય છે. એમાં હું તો નિમિત્ત તરીકે અપરાધી છું. કોઇક એમ બોલે છે કે તે વધ કરવાને યોગ્ય છે એમ માની વિધાતાએ તેને મારી પાસે મોકલ્યો છે. માટે જે પુણ્ય કે પાપ થાય તે એને હો. એમાં મારે શું ? બીજા કેટલાક કર્મવાદીઓ એમ માને છે કે કર્મવશ જીવ કર્મથી પ્રેરિત છે, કર્મથી મરાય છે અને કર્મની પરતંત્રતાથી જ મરે છે. વળી, અજ્ઞાનવાદીઓ પોતાના શાસ્ત્રમાં કહે છે કે જીવવધ કરવામાં દોષ લાગે છે તે સર્વ ખોટું છે.

### હિંસાનું લક્ષણ

જીવ અનાદિ અને શાશ્વત છે તે સત્ય છે અને તેનું બીજા દેહમાં સંક્રમણ થાય છે. તે દેહથી તેને સુખ નથી પણ વિયોગમાં તેને દુઃખ થાય છે. ઉચ્છ્‌વાસ-ઇન્દ્રિયો એ અભ્યંતર અને બાહ્ય પ્રાણો છે. તે પ્રાણોનો પ્રમાદયોગથી વિયોગ કરવો તેને હિંસા કહેલી છે. જીવના પ્રાણનો વિયોગ કરતાં તેને જે દુઃસહ દુઃખ દેહમાં ઉત્પન્ન થાય છે તેને પાપ કહેલું છે. તલમાં જેમ તેલ પરસ્પર વ્યાપીને રહેલું છે તેમ જીવ અને દેહ પરસ્પર સંકળાયેલા છે. એ બેનો જે વિયોગ કરાય તે દુઃખ છે અને જે કરે તે પાપ છે."

આ પ્રમાણે મહાવીર પ્રભુએ કહ્યું ત્યારે ગૌતમસ્વામીએ પ્રશ્ન કર્યો કે "હે ભગવંત ! આ પ્રાણાતિપાત-વિરમણ મહાવ્રત-રત્નનું કેવો પુરુષ રક્ષણ કરી શકે ?"

### પાંચ સમિતિ

ભગવાને કહ્યું, "ઇર્યાસમિતિ, મનસમિતિ, એષણાસમિતિ, પડિલેહણાસમિતિ અને આ લોકસમિતિ એ પાંચ સમિતિઓ પ્રથમ વ્રતની કહેલી છે. ધૂંસરા પ્રમાણ દૃષ્ટિથી નીચે ભૂમિ જોતો જોતો, કોઈ જંતુ પગ તળે આવી ન જાય તેમ નજર અને મનને સાવધાન રાખતો જે બહાર નીકળે તે પુરુષ ઈર્યા-સમિતિવાળો કહેવાય. તપ, નિયમ, શીલ રૂપી વૃક્ષને ભાંગી નાખતા અને ઉન્માર્ગે જતા મન રૂપી હાથીને જ્ઞાન રૂપી અંકુશથી રોકે તે મનસમિતિ કહેવાય. અશન, પાન, વસ્ત્ર, પાત્ર અને સંયમ યોગ્ય ઉપકરણાદિની સૂત્રમાં કહેલી રીતે શુદ્ધિપૂર્વક ગવેષણા કરે તે એષણા સમિતિ. શય્યા, સંથારો કે કોઈ પણ ચીજવસ્તુ લેતાંમૂકતાં પ્રમાર્જન કરવામાં આવે તે પડિલેહણાસમિતિ. ભોજનકાળે જે ભોજનપાણી ગ્રહણ કરવાનાં હોય તે ગુરુ સમક્ષ આલોવી કે નિવેદન કરી પછી વાપરે

તે આલોકસમિતિ. આ પાંચ સમિતિ વડે સમ્યગ્ ઉપયોગવાળો જે સાધુ થાય તે સૂક્ષ્મ જંતુઓનું રક્ષણ કરતો સંયત કહેવાય છે. આ પ્રમાણે પ્રાણાતિપાતવિરમણ નામનું પ્રથમ મહાવ્રત અહીં કહ્યું હવે બીજુ મૃષાવાદવિરમણ મહાવ્રત કહેવાય છે.

બીજું મહાવ્રત

૬ ૩૪૨. અસદ્‌વાદ, અસત્યકથન, પાપવાળું વચન બોલવું તે મૃષાવાદ છે. તે બોલતાં અટકવું, તેની નિવૃત્તિ તે મૃષાવાદવિરતિ. જે મનુષ્ય અસત્ય બોલે છે તે આ જગતમાં નિંદાપાત્ર, અધમ અને વિશ્વાસ ન કરવા યોગ્ય ગણાય છે. 'આ જૂઠું બોલનારો છે' એમ સર્વ લોકો વડે તેની અવહેલના કરાય છે. ખોટાં આળ ચડાવીને, અસત્ય વચન બોલીને તે બીજા જીવોને દુઃખમાં મૂકે છે. પૂર્વે જેની સામે વેર બાંધ્યુ હોય તેને પણ તે છોડતો નથી. તે (મૃષાવાદને લીધે) માર ખાય છે, લુંટાય છે. જિહ્‌વાછેદ વગેરે દુઃખો પામે છે અને મૃત્યુ પછી પ્રચુર દુઃખવાળી નારકીમાં તે જાય છે. જો અસત્ય, અભ્યાખ્યાન બોલવાથી મને દુઃખ થાય તો બીજાને પણ થાય. માટે અસત્ય બોલવાથી નિવૃત્ત બન."

આ પ્રમાણે ત્રિભુવનના ગુરુએ પ્રરૂપણા કર્યા પછી ગૌતમ ગણધરે પૂછ્યુ, "ભગવંત! અસત્યવચન કેવું હોય?" ભગવાને કહ્યું, "સદ્‌ભાવનો નિષેધ, અર્થાન્તર કહેવું તથા નિંદા એ ત્રણ ભેદવાળું અસત્યવચન સમજવું. આત્મા નથી, પરલોક નથી, આત્મા ચોખાના દાણા જેવડો કે અંગૂઠા જેવડો છે એવી અછતી વસ્તુ કહેવી તે સદ્‌ભાવનો પ્રતિષેધ. હાથીને જે ગધેડો કહે તે અર્થાન્તર અસત્ય તથા ચાડી ખાવાના ભાવથી કહેલું હોય તેને પણ અરિહંતો અસત્યવચન કહે છે. કઠોર, નિંદિત, અધમ, વગર પૂછેલુ, ક્રોધ અને માનથી ભરેલું સત્યવચન બોલાય તો તેને પણ જિનવરના શાસનમાં અસત્ય ગણેલું છે. આ અસત્ય વચન છે જો તે પચખાણપૂર્વક અસત્ય બોલતાં વિરમે તો તે બીજું મહાવ્રત ધારણ કરે છે એમ કહેવાય.

બીજા મહાવ્રતની ભાવનાઓ

આ પ્રમાણે જ્યારે મહાવીર ભગવાને પરૂપણા કરી ત્યારે દેવેન્દ્રવંદિત ગૌતમસ્વામીએ પૂછ્યુ, "હે ભગવંત! આ મૃષાવાદવિરમણ મહાવ્રતરત્નનું રક્ષણ કેવી રીતે કરવું?"

ભગવાને કહ્યું, "સાવધાનતાથી વિચાર કરી બોલવું તથા ક્રોધ, માયા, લોભ, ભય અને હાસ્યનો ત્યાગ તે રૂપ પાંચ ભાવના છે. આ મારા બોલવાથી જીવોને સુખ કે દુઃખ થશે તેનો વિચાર કરી બોલવું તે અનુવીચિ ભાષા. કોપથી કંઇ બોલાય તો કોઇ માણસ કહે કે આ જૂઠું બોલે છે. માટે હૃદયમાં કોપનાં પચ્ચખાણ ધારી લેવાં. લોભ રૂપી મહા-ગ્રહથી ગ્રસિત કોઇ મનુષ્ય કંઇક અસત્ય બોલી નાખે છે. માટે હે મુનિવર! તે લોભને દૂર કાઢ અને સંતોષનું રક્ષણ કર. આ લોકમાં આજીવિકાના ભયથી કોઇ પુરુષ જૂઠું બોલે છે. માટે સાતે પ્રકારના ભયને, હે મુનિવૃષભ! તું દૂર કર. કોઇ મશ્કરી કરવાના સ્વભાવ-વાળો મનુષ્ય હાસ્ય કરી કોઇને વ્યાકુળ કરે છે, પરંતુ સત્યની પ્રતિજ્ઞાવાળા સાધુને તે હાસ્ય ઘટતું નથી. આ ભાવનાઓ ભાવતો સંયત સાધુ સત્યવચનનું રક્ષણ કરે છે. આ ભાવનાઓ વગર, હે મુનિવર! સત્ય એ સત્ય હોઇ શકતું નથી.

### ત્રીજું મહાવ્રત

૩૪૩. વગર આપેલી પારકી ચીજ જે હરણ કરે તે ચોર છે. દરેકને તે દ્વેષ કરવા યોગ્ય બને છે અને લોકો તરફથી પીડા પામે છે. વધ. બંધ, ઘાત, છેદન, લટકાવું, કિનારેથી પાડી નાખવું, શૂળી પર ચડવું, ભેદાવું વગેરે અનેક વિટંબનાઓ ચોર અવશ્ય અહીં પામે છે અને મર્યા પછી તે નરકમાં પ્રયાણ કરે છે. જેમ પોતાની ગમતી વસ્તુના વિયોગમાં મને દુઃખ થાય છે તેમ તેને પણ થાય, એમ વિચારીને પારકા ધનની નિવૃત્તિ કરવી."

આ પ્રમાણે જ્યારે ભગવાને કહ્યું ત્યારે સંસાર રૂપી મહાસમુદ્ર તરવા માટે વહાણ સમા ગૌતમ મુનિવરે પૂછ્યુ, "હે ભગવંત! આ અદત્તાદાનવિરમણ મહાવ્રતરત્નનુ રક્ષણ સાધુઓ કેવી રીતે કરે?"

ભગવંતે કહ્યું, "મનથી વિચારીને કે આ સાધર્મિકને ભોજન-પાણી કરવા માટેનો અવગ્રહ છે તો ભોજનપાણી કરવાની રજા આપી હોય ત્યાં સમિતિવાળો ભોજનપાણી કરે. દેવેન્દ્ર, રાજા, સામંત, તેમ જ કુટુંબીવર્ગનો અવગ્રહ હોય છે. માટે જે માલિક હોય તેની પાસે વિવેક કરી માંગવું. કોઈ વખત મન બીજામાં રોકાયેલુ હોય અથવા કોપ કે માનથી કોઇકે આપેલ હોય તે કારણે માગવું. અહીં સૂત્ર ભણીશું, અહીં યોગક્રિયા કરીશું, અહીં ઉપધિ રાખીશું એમ અપ્રીતિ ન થાય તે રીતે 'અમારો આટલી જગ્યામાં અવગ્રહ છે' તેમ જણાવવું. પાસત્થા, ઓસન્ના, કુશીલ સંયતો હોય અથવા શ્રાવક હોય તો તેની પાસે રહેવાની જગ્યાની માગણી કરવી તે સાધર્મિક અવગ્રહ. ઉચ્છ્‌વાસ અને નિઃશ્વાસ સિવાય બીજાં સર્વ દ્રવ્ય ગુરુને આધીન છે માટે તેમની અનુજ્ઞા મળ્યા પછી ભોજન કરવું, નહિતર તેનો દોષ લાગે. આ પ્રમાણે ભાવના ભાવતો ત્રીજું મહાવ્રત ધારણ કરે. હવે મૈથુનવિરતિ નામનું મહાવ્રત કહીશ.

### ચોથું મહાવ્રત

૩૪૪. કામ રૂપી મહાગ્રહથી ગ્રસિત તે આંધળા અને બહેરાની જેમ મૂક બેસી રહે છે, ગાંડા અને મૂર્ચ્છિતની જેમ વ્યાક્ષિપ્ત ચિત્તવાળો બને છે. વિભ્રમ, કટાક્ષ કરી હસનારો, શાંતિ વગરનો, અસ્થિરતાવાળો, ઊભેલો, નિરકુંશ માતેલા હાથી જેવો તે મદોન્મત્ત થાય છે. નિષ્કારણ ખોટું હાસ્ય કરે, લોકો પોતાને વિકારવાળો દેખે તેમ મોટા સ્વરથી ગાય, ઘડીમાં હર્ષિત મનવાળો દેખાય અને ઘડીમાં દીન બની જાય. દેશવાસી લોકો વડે આ નિંદિત છે એમ કરીને હાસ્ય કરે છે. મોહથી કાર્યાકાર્યને જાણતો નથી અને ગર્વથી ભટક્યા કરે છે. પરદારાગમનના દોષોથી બંધન, વહન, લિંગછેદ, સર્વસ્વહરણ એવાં ઘણાં નુકસાન તે પામે છે. અહીંથી મૃત્યુ પામી ઘોર સંસારસાગરમાં જાય છે. માટે હે સાધુ! સ્ત્રીસમાગમનો દૂરથી ત્યાગ કર.

વળી કોઇ મૂઢ અજ્ઞાનીઓ કહે છે કે 'સુરતક્રીડાથી લોકમાં ધર્મ થાય છે, કારણ કે સ્રીપુરુષને તે સુખનું કારણ કહેલુ છે. જેમ ઋષિમુનિઓને આહાર આપીએ છીએ તેમ તે પણ લેવુંદેવું યોગ્ય છે. જે જે સુખના હેતુ છે તે તે ધર્મફળ આપનાર થાય છે.'

પણ આને માત્ર દુઃખ ન ગણશો. દુઃખનું પ્રથમ કારણ તે છે. તેવું પાપ કરીને અપુણ્ય જીવો દુર્ગતિમાં જાય છે. એ વ્યાધિ-પ્રતિકારનું કારણ છે માટે પણ તે દુઃખ રૂપ જાણ. ખસવાળાને ચળ આવે છે તે દુઃખકારણ છે તેમ તેનો પણ દૂરથી ત્યાગ કર. મોહિત આત્મા દુઃખને સુખ માને છે અને સુખને અસુખ માને છે. દુઃખસુખમાં સમાન બુદ્ધિવાળો દુઃખ અવશ્ય પામે છે. ખસ થઈ હોય અથવા કવચનો સ્પર્શ થયો હોય તેવો પુરુષ ખણવાના આનંદને લીધે નખ, લાકડું, જાડી કાંકરી વડે સુખ બુદ્ધિવાળો તે ખણે છે. તેવી રીતે મોહકર્મ રૂપી ખસની વેદનાવાળાને સર્વાંગે ખજવાળ આવે છે. સુરતસુખમાં આસક્ત મનવાળો તે અસુખને પણ સુખ ગણે છે.

### બ્રહ્મચર્ય સુરક્ષિત કેવી રીતે બને ?

આ પ્રમાણે ઇન્દ્ર, નરેન્દ્ર અને દેવીઓથી વંદિત ચરણારવિંદવાળા ભગવાને કહ્યું. ત્યારે ગૌતમ ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત ! આ મૈથુનવિરમણ મહાવ્રતરત્ન કેવી રીતે સુરક્ષિત બને ?"

ભગવાને કહ્યું, "સ્ત્રીવાળું રહેઠાણ, સ્ત્રીકથા, સ્ત્રીનાં અંગાંગો જોવાં, પૂર્વે ભોગવેલું યાદ કરવું, માદક રસનું ભોજન વગેરેનો ત્યાગ કરતો પુરુષ મૈથુન વ્રતનું રક્ષણ કરે છે. વસતિ, સ્ત્રી, પશુ, નપુંસક રહિત હોય એવા સ્થાનમાં તે નિઃસંગપણે રહે, અને સ્વાધ્યાય તથા ધ્યાનમાં તત્પર બને એ બ્રહ્મવ્રતની પ્રથમ ભાવના છે. કટાક્ષથી નજર કરનારી સ્ત્રીઓ તરફ દૃષ્ટિ કરવી તેમ જ સુરતક્રીડાના શબ્દ સાંભળવા તેનું સાધુ વર્જન કરે. સ્ત્રીના સ્તન તથા મનોહર સાથળ જોઈ, આ સુંદર યુવતીઓ છે એમ વિચારી બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરનાર તેની તરફ નજર ન કરે. ધર્મધ્યાનમાં જોડાયેલા મુનિ હંમેશા સ્વાધ્યાયમાં રહે અને પૂર્વે મેં આ પ્રમાણે હાસ્ય કર્યું હતું, આ પ્રમાણે ક્રીડા કરી હતી ઇત્યાદિ યાદ ન કરે. ઘી, ગોળ વગેરે મેળવીને બનાવેલું રસવાળું ભોજન તે ન વાપરે. હે ધીર સાધુ ! જો ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત પામવાની ઇચ્છા હોય તો આ ભાવના ભાવતો ભાવસાધુ ભ્રમણ કરે. હવે પરિગ્રહમાં જે દોષો છે તે કહું છું.

### પાંચમું મહાવ્રત

* ૩૪૫. જે પુરુષ પરિગ્રહને સારરૂપ ગણી એકઠો કરે છે તે જગતમાં લોભી કહેવાય છે. જેવી રીતે ઇંધણથી અગ્નિ કે મહાપૂરથી સમુદ્ર સંતોષાતો નથી તેમ. લોભથી પરાભવિત ચિત્તવાળો કાર્યાકાર્યને ચિંતવતો નથી. ધન ઉપાર્જિત કરવામાં દુઃખ છે અને રક્ષણ કરવામાં પણ દુઃખ છે. 'આ લોભી છે' એમ તે લોકોમાં નિંદા અને પરાભવ પણ પામે છે. પરિગ્રહ નાશ પામે કે ચાલ્યો જાય તો દુઃખ થાય છે માટે તેનો ત્યાગ કરવો. આરંભ-પરિગ્રહથી યુક્ત મૃત્યુ પામીને નરકે જાય છે. આત્માની જેમ 'આ મારું છે' એમ તેનું મમત્વ જે કરે છે તે મમત્વ પણ પાપ છે.

આ પ્રમાણે સકલ વિમલ કેવળથી લોકાલોક જેમણે જોયેલો છે એવા ભગવાને પ્રરૂપણા કર્યા પછી ગૌતમ સ્વામીએ પૂછ્યું, "હે ભગવંત ! આ પરિગ્રહવિરમણ મહાવ્રતરત્ન કેવી રીતે સુરક્ષિત થાય ?"

ભગવંતે કહ્યું, "પાંચે ઇન્દ્રિયોના વિષયોની તથા સારા રૂપની કામના ન કર તેમજ અશુભ વિષયોની ઇચ્છા પણ ન કર. પરિગ્રહના વિષયમાં આ પાંચ સમિતિ કહેલી છે, જેમ કે પાંચ મહાવ્રતયુક્ત, ત્રણ ગુપ્તિથી ગુપ્ત, ત્રણ દંડથી વિરમેલો સાધુ અનેક ભવમાં એકઠાં કરેલાં કર્મો ખપાવે છે. વળી, જ્યાં ઘડપણ નથી, મૃત્યુ નથી, વ્યાધિ નથી, તેમ જ સર્વ દુઃખો નથી અને સ્વાભાવિક શાશ્વત સુખ છે તેવા સિદ્ધિસ્થાનમાં તેવા સાધુ જાય છે.

### શ્રાવકનાં અણુવ્રતો

વળી, આ કહેલાં વ્રતોના બે ભેદ છે. જિનેશ્વરના શાસનમાં ગૃહસ્થ ધર્મવાળાને અણુવ્રતો અને મુનિઓને મહાવ્રતો એમ બે પ્રકારો જણાવેલા છે. આગળ કહેલાં મહાવ્રતો સર્વ મુનિઓ માટે જીવનપર્યંત છે અને ગૃહસ્થોને પ્રમાણયુક્ત મર્યાદિત કાળનાં અણુવ્રતો પણ હોય છે. બીજું દિશાપરિમાણ અને દેશપરિમાણ દરરોજ કરે, અને તેનાથી આગળનાં દિશા અને દેશ માટે સર્વ અર્થનો લાભ મેળવવામાં પચ્ચખાણવાળો હોય. ત્રીજું, અનર્થદંડ તથા પોતાના સંબંધી ઉપભોગનો ત્યાગ કરે. બાકીનાં સર્વ પાપસ્થાનકો વિશે વિરતિવાળો બને. ચોથા સામાયિકવ્રતમાં 'સાધુની જેમ પાપવાળા યોગની વિરતિવાળો હું નિશ્ચિત કાળ માટે થાઉં.' આઠમ, ચૌદસ તથા તેવા બીજા પર્વતિથિના દિવસે પૌષધ, ઉપવાસ કરે. તેમાં સાવદ્યયોગની વિરતિ કરે અને ઉપવાસ કરે. ઘર, ભોગ, યાન, વાહન બે પગવાળાં વગેરે જીવોનું પરિમાણ કરે, ઉપભોગ-પરિભોગની વિરતિ કરે, તેમ જ 'ન્યાયોપાર્જિત દ્રવ્યથી તૈયાર કરેલું ખાનપાન, વસ્ત્ર, પાત્ર સાધુઓને ન વહોરાવવું ત્યાં સુધી પચ્ચખાણવાળો હું ભોજન ન કરું.' આમ ત્રણ ગુણવ્રતો, ચાર શિક્ષાવ્રતો અને પાંચ અણુવ્રતો મળી બાર વ્રતો રૂપ ગૃહસ્થોનો ધર્મ છે. બીજું સાધુ કે શ્રાવક છઠ્ઠ, અઠ્ઠમ વગેરે તપ વિશેષ કરી શરીરને સૂકવે અને મરણ-સંલેખના કરવાપૂર્વક મરણકાળે પ્રવ્રજ્યા અંગીકાર કરે.

### બાર વ્રતનો અતિચાર

* ૩૪૬. આ પ્રમાણે ઇન્દ્ર અને ઇન્દ્રાણીના સમૂહ વડે ભક્તિથી પ્રણામ કરાતા અને પારિજાતની મંજરીની પુષ્પરજથી રંગાયેલા ચરણારવિંદવાળા જિનેન્દ્રે કહ્યું એટલે ગણધરદેવે પૂછ્યું, "હે ભગવંત! આ બાર વ્રતો સંવેગ-શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કર્યાં હોય તેવા શ્રાવકે કયા કયા અતિચારોથી વિરમવું જોઇએ?" ભગવંતે કહ્યું, "સર્વ વ્રતને વિષે એકેકના પાંચ અતિચારો છે. તે સર્વ સંક્ષેપથી કહું છું તે સાંભળો—

પ્રથમ અણુવ્રતના વધ, બંધન, ચામડી છેદવી, અત્યંત ભાર આરોપણ કરવો, ભોજનપાણીનો નિરોધ કરવો એ અતિચારો છે. ખોટો પાપોદેશ કરવો, ગુપ્ત વાત પ્રગટ કરવી, ખોટું આળ ચડાવવું, ખોટા લેખ કરવા, કોઇની થાપણ પચાવી પાડવી, ગુપ્ત મંત્રણાનું રહસ્ય જણાવી દેવું એ બીજા વ્રતના અતિચારો જાણવા. ચોરને સહાય કરવી, ચોરેલું રાખવું, વિરુદ્ધ રાજ્યાતિક્રમ (દાણચોરી વગેરે) કરવો, ઓછાંવત્તાં માપ રાખવાં, ખોટો માલ આપવો એ ત્રીજા વ્રતના અતિચારો છે. પારકા વિવાહ કરાવવા, બીજાએ રાખેલી પારકી સ્ત્રી સાથે રતિક્રીડા કરવી, તથા અનંગક્રીડા કે તીવ્ર કામાભિલાષ કરવો

એ ચોથા વ્રતના અતિચારો છે. ખેતર, સોનું, ધાન્ય, દાસદાસી, ધાતુઓ, રાચરચીલું પ્રમાણાધિક રાખવાં એ પાંચમા વ્રતના અતિચારો અવશ્ય થાય. ધારેલી દિશામાં ક્ષેત્ર અને સીમાનું ઉલ્લંઘન કરવું, બહારથી સુવર્ણાદિક મંગાવવું, એક દિશામાં ઓછું કરી બીજી દિશાનું પ્રમાણ વધારવું, સ્મૃતિભ્રંશ થવો એ છઠ્ઠા વ્રતના અતિચારો છે. અવાજ કરી જણાવવું, બહારથી મંગાવવું, નોકરનો ઉપયોગ કરવો, શબ્દ કરી બૂમ પાડવી, રૂપ બતાવવું, પુદ્ગલ (કાંકરો ઇત્યાદિ) ફેંકવાં એ સાતમા દેશાવગાસિક વ્રતના અતિચારો છે. કામચેષ્ટા કરવી, મુખરતાથી અસંબદ્ધ વચનો બોલવાં, વિચાર કર્યા વગર બોલવું-ઉપભોગ–પરિભોગનાં સાધનો અધિક સંઘરવાં એ આઠમા અનર્થદંડ વ્રતના અતિચારો છે. સામાયિકમાં મન, વચન અને કાયાના યોગોનું દુષ્પ્રણિધાન કરવું અથવા અનાદર કરવો, કેટલો કાળ થયો તે યાદ ન રાખવું એ નવમા સામાયિક વ્રતના અતિચારો છે. પૌષધમાં જોયા વગર જીવાકુળ ભૂમિમાં માત્રુ વગેરે પરઠવવું, પ્રમાર્જન કર્યા વગર લેવું મૂકવું, સંથારો જયણા વગર પાથરવો, પૌષધમાં આદર ન કરવો એ દસમા પૌષધ વ્રતના અતિચારો છે. સચિત્ત કે તેના સંબંધવાળું, મિશ્ર, અભક્ષ્યમિશ્રિત, સચિત્ત, બરાબર ન પાકેલ ફળાદિનો પુરુષ આહાર કરે તો અગિયારમા ઉપભોગ વ્રતનો અતિચાર થાય. સચિત્ત નાખવું અથવા આ પારકું છે એમ કહેવું, સચિત્તથી ઢાંકવું, મત્સરપૂર્વક દાન આપવું, કસમયે સાધુને નિમંત્રણ કરવું, સંલેખના વિશે જીવિત અને મરણની ઇચ્છા કરવી, મિત્રાનુરાગ કરવો, સુખમનવાળા થવું તથા નિયાણું કરવું, એ બારમા મરણાંત સંલેખના વ્રતના અતિચારો છે. તો હે ભવ્યાત્મા! જો તને મનુષ્ય, દેવ તથા સિદ્ધિસુખની જરૂર હોય તો આ સમ્યક્ત્વ મહાવ્રતાદિના ગુણોનું અતિચારોથી રક્ષણ કરવું.

### મણિરથકુમાર વિશે કંચનરથ રાજાનો પ્રશ્ન

* ૩૪૭. એ પ્રમાણે કર્મ રૂપી મહાવનના ઝપાટાથી હજારો દુઃખતરંગની રચનાવાળા સંસાર રૂપી મહાસમુદ્રમાં નરક મહાનગરની કરવત જેવી દાઢની હારમાં ચૂરાતાં બચી ગયેલા જીવને ઇચ્છેલા કિનારે લઈ જનાર વહાણ જેવા, શ્રમણ અને શ્રાવકનાં મહાધર્મરત્ન જિનચંદ્ર ભગવંતે કહ્યા પછી તે અવસર જાણી, ઘણા જીવોના વધ રૂપ પાપની શંકાથી કંચનરથ રાજાએ પ્રશ્ન કર્યો, "હે ભગવંત! મણિરથકુમાર ભવ્ય છે કે અભવ્ય?" ત્રિલોકગુરુ ભગવાને કહ્યું, "હે મહાનુભાવ! તે માત્ર ભવ્ય નહિ, પણ છેલ્લા શરીરવાળો છે." કંચનરથ રાજાએ પૂછ્યું, "ભગવંત! જો તે ચરમ શરીરધારી છે તો પછી આટલો રોકવા છતાં પણ શિકારવ્યસની કેમ થયો છે?" ભગવંતે કહ્યું, "શું થાય? તેની કર્મની સ્થિતિ તેવા પ્રકારની છે." રાજાએ પૂછ્યું, "હે ભગવંત! આ જિનમાર્ગમાં તેને ક્યારે પ્રતિબોધ થશે?" ભગવંતે કહ્યું, "હે દેવાનુપ્રિય! તે પ્રતિબોધ પામેલો છે અને હમણાં જ તેનાં ચારિત્રાવરણીય કર્મ ઉપશાન્ત થયાં છે. એટલે નિર્વેદ તથા સંવેગ પામેલો તે અહીં આવવા પ્રયાણ કરી ચૂક્યો છે."

રાજાએ પૂછ્યું, "કયા કારણથી તેને સંવેગ ઉત્પન્ન થયો?" ભગવંતે કહ્યું, "અહીંથી એક યોજન દૂર, યોજનપ્રમાણ ભૂમિમાં કોશાંબ નામનું વન છે. તે વનમાં ઘણાં મૃગ,

સાબર, વરાહ, સસલાંના સમૂહો વસેલાં છે. ત્યાં આજે શિકાર નિમિત્તે મણિરથકુમાર પહોંચ્યો છે. ત્યાં ભમતાં ભમતાં એક પ્રદેશમાં મૃગકુળ જોવામાં આવ્યું. એ મૃગના ટોળાને જોઇ છુપાતો છુપાતો તે ધીમે પગલે ચાલતો નજીક પહોંચ્યો. તે કેવો લાગે છે? જેમ કે કાન સુધી બાણ ખેંચ્યું છે, નિશ્ચલ દૃષ્ટિ છે, ડોક સંકોચી છે, એવો તે જાણે પ્રતિમા હોય તેમ કામદેવ જેવો તે કુમાર હતો. પોતાનું માંસ કપાવાના ભયથી ચકિત અને ચપળ તથા દશ દિશામાં ફેંકેલી કાળી કીકીવાળાં ભોળાં મૃગબચ્ચાંઓએ તે કુમારને જોયો. તેને જોઇ એકદમ ભય પામેલાં સર્વ મૃગો સર્વ દિશામાં નાસી ગયાં. તેમાંથી એક મૃગલી લાંબા કાળ સુધી નજર કરતી, લાંબો નિઃશ્વાસ મૂકતી, નિર્નિમેષ લોચનવાળી, સ્નેહવશ પોતાના જીવના ભયને ભૂલી ગયેલી, પ્રફુલ્લિત નયનવાળી, હૃદયમાં સ્નેહ અને વિશ્વાસ ઉત્પન્ન થયેલી, સર્વાંગે શક્તિરહિત બનેલી કાન સુધી બાણ ખેંચેલા કુમારને સ્નેહથી જોઈ રહી. તેને તેવી સ્થિતિમાં જોઇ કુમારે વિચાર્યું, "અરે, આ શું?" સર્વ મૃગમૃગલીઓ તથા બાળમૃગો સર્વ દિશામાં નાસી ગયાં, પરંતુ આ બાળમૃગલી મને જોઇ લાંબા કાળની વિયોગી પ્રિયાની જેમ દર્શન કરવાને ઉત્સુક હોય તેમ સંમુખ આવે છે." એમ એ વિચારે છે એટલામાં તે નજીક આવી પહોંચી. કુમાર પણ નજીક આવ્યો. ત્યારે અનેક જીવના પ્રાણનો અંત આણનાર, અર્ધચંદ્રાકાર બાણને ધારણ કરનાર કુમારને જોયો તો પણ દીર્ઘકાળે પતિને જોયો હોય તેમ, પુત્ર અને મિત્ર મળ્યા હોય તેમ, મરણનો વિકલ્પ દૂર થયેલી તે મૃગલી કુમાર પાસે આવી પહોંચી.

### મણિરથકુમારનું પરિવર્તન

સ્નેહપૂર્ણ પ્રિયા જેવી વનની તે બાળમૃગલી જોઇને કુમારે વિચાર્યું, "ખરેખર, હું અનાર્ય છું." એમ બોલી નિર્દયપણે તેણે તે બાણ ચરણાગ્રથી ભાંગી નાંખ્યુ અને પોતાનુ ધનુષ મરડીને તોડી નાખ્યું. તરવાર તથા મરડેલા ધનુષને ફેંકી દઇ તે આમ બોલવા લાગ્યો–

"જે કોઈ યુદ્ધમાં તરવાર ખેંચી હાથથી ઉગામવાનો સામે પ્રયત્ન કરે અને મને પ્રહાર કરે તો તેને છોડીને પ્રહાર કરવાની નિવૃત્તિ સ્વીકારું છું. દશ દિશામાં નાસતા દીન, અશરણ, દુઃખી જીવો ઉપર જે પ્રહાર કરે છે તેનું પુરુષાતન કયું? સામે આવનાર દુષ્ટ મનવાળાને મારી નંખાય કે હથિયાર વગરનાને મારી નંખાય, પરંતુ ભય પામી પલાયન થાય તે મરેલા જ છે. હવે તેને મારવામાં શું બાકી છે? રખે તમે ગર્વિત બનતા કે 'અમે અરણ્યમાં આ જીવોને નક્કી મારી નાખ્યા? એના બદલે એવો વિકલ્પ કરજો કે તમે તેનાથી વધ કરાયા છો. આપણાથી આ જીવો જંગલમાં એક વખત હણાયા છે, પણ આપણે તો તેનાથી અનેક વખત મરાઇશું' પાપ મનવાળો નિરપરાધી જીવો ઉપર જે પ્રહાર કરે છે તે અધર્મ છે. તે અશુચિ, અપવિત્ર કર્મવાળો, પાપી, અસ્પૃશ્ય, નિર્દય છે."

### પૂર્વજન્મનો સંબંધ

* ૩૪૮. એમ વિચારતાં મૈત્રી અને કારુણ્યભાવ ઉત્પન્ન થયેલ કુમારે બાળમૃગલીને હથેળીથી પંપાળી. વળી કુમાર મૌનપણે મૃગલીના અંગને જેમ જેમ પંપાળવા લાગ્યો

તેમ તેમ પ્રણયકલહવાળી પ્રિયાની જેમ મૃગલીની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. મૃગલીને જોઈ કુમારનાં લોચન વિકસિત થયાં, અંગમાં રોમાંચ થયો, હૃદયમાં હર્ષ ફેલાયો, સમજાયું કે 'આ કોઇ મારા પૂર્વજન્મના સંબંધવાળી મૃગલી છે.' વળી પ્રિયજનને જોઇ લોકોનાં નયન વિકસિત થાય અને અપ્રિયને જોઇ બિડાઇ જાય તેને જાતિસ્મરણ માનું છું. એ વાત હું નથી સમજી શકતો કે જન્માંતરમાં એ મારા શા સંબંધવાળી હતી?" એમ વિચારતાં યાદ આવ્યું કે 'આજે પ્રભાતમાં ચંપાપુરીમાં સમવસરણમાં બિરાજમાન સર્વજ્ઞ ભગવાન રહેલા છે તેમને વંદન કરવા માટે જઇશ અને આ વૃત્તાન્ત પૃછીશ કે "જન્માંતરમાં એ મારા કયા સંબંધવાળી હતી?" એમ વિચારતો તે ચાલ્યો. અત્યારે તે સમવસરણના પ્રથમ ગઢના ગોપુરમાં છે. તેની પાછળ મૃગલી પણ છે."

એમ બોલતાં ભગવાનની આગળ મણિરથકુમાર ત્રણ પ્રદક્ષિણા કરીને ભગવાનને વંદન કરી સ્તુતિ કરવા લાગ્યો, "હે જગતના જીવોના બંધુ! તમે જય પામો! ધર્મરૂપી મહાસમુદ્ર સમાન! તમે જય પામો! કર્મપર્વતને ભેદનારા! તમારો જય હો! જ્ઞાનરૂપી ઉદ્યોતવાળા! તમારો જય હો!" એમ સ્તુતિ કરતાં તેણે ભગવંતના ચરણમાં પ્રણામ કર્યો. પ્રણામ કરી ઊભા થતાં કહ્યું, "હે ભગવંત! આ લોકાલોક વિશે બનતા સર્વ વૃત્તાન્તોમાં એવો કોઇ વૃત્તાન્ત નથી કે જે તમે જાણતા ન હો. માટે કૃપા કરીને આપ મને કહો કે આ મૃગલી મારી કોણ હતી?"

એ પ્રમાણે પુછાયેલા, જ્ઞાનકુલના તિલક, જગતના જીવોના બંધુ ભગવંત ઘણા જીવોના પ્રતિબોધ માટે પોતાનું પૂર્વે બનેલું વૃત્તાન્ત કહેવા લાગ્યા.

### સુંદરીની કથા

* ૩૪૯. "હે દેવાનુપ્રિય! મારા એક જન્માંતરમાં સાકેત નામનું નગર હતું. ત્યાં મદન નામનો રાજા હતો. હું (મહાવીર પ્રભુનો જીવ) તેનો અનંગકુમાર નામનો પુત્ર હતો. એ પ્રમાણે રહેતા હતા ત્યારે તે નગરમાં શો વૃત્તાન્ત બન્યો? જેમ કે ત્યાં વૈશ્રમણ નામનો મહાધનાઢ્ય શેઠ હતો. તેનો પ્રિયંકર નામનો પુત્ર હતો. તે સૌમ્ય, સુભગ, સુજન, અત્યંત મનોહર, વાદી, કુશળ, વિનીત, પ્રિય બોલનાર, દયાળુ, દાક્ષિણ્યવાળો, સાધુને દાન આપનાર, આવનારને પ્રથમ બોલાવનાર હતો. આવા તે ગુણવાળાની પડોશમાં સમાનકાળે જન્મેલી, સાથે ઊછરેલી, પિતાના મિત્રની સુંદરી નામની પુત્રી હતી. તે પણ એવા મનોહર રૂપવાળી હતી કે મુનિઓના મનમાં પણ ભાવાનુરાગ ઉત્પન્ન થાય. એવી પુત્રી માટે તેને યોગ્ય વર જોઇ તેના પિતાએ પ્રિયંકર સાથે વિવાહ કરી તેને પરણાવી. તેઓ બંનેનો સ્નેહસદ્ભાવ પરસ્પર એટલો ગાઢ બંધાયો હતો કે ક્ષણવાર વિરહકાળમાં પણ તે મળવાની ઉત્કંઠાવાળા થતાં. એ પ્રમાણે તે બંનેનો નવીન સ્નેહ નવીન યૌવનવયના યોગે પ્રસરતો હતો. પ્રેમસાગરરસવાળાનો કાળ એ રીતે પસાર થઈ રહ્યો હતો.

**પ્રિયંકરનું મૃત્યુ**

કોઈક વખત તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે અને કર્મદોષથી, વેદનીય કર્મના ઉદયથી તે પ્રિયંકર માંદો પડ્યો. પતિની માંદગીને લીધે સુંદરી મહાશોકસાગરમાં ડૂબી ગઇ, જેથી તે ભોજન કરતી નથી, સૂતી નથી, બોલતી નથી તેમ જ બીજું કંઇ કર્તવ્ય કરતી નથી. માત્ર પતિના મરણની સંભાવના કરતી, ઘરમાં બેસી હૃદયની અંદર સંતાપ કરતી, નયનમાંથી અશ્રુપ્રવાહ વહેવડાવતી, દીન, શોકાતુર તથા ઉદ્વેગ મનવાળી તે રહેવા લાગી. તેવા પ્રકારનાં કર્મ અને ધર્મની ભવિતવ્યતાના યોગે આયુકર્મનો ક્ષય થવાથી તે વણિકપુત્ર મરી ગયો. મૃત્યુ પામેલો તેને જોઇ પરિવાર ખેદ પામ્યો. તેના પિતા પણ શોક કરતા પ્રલાપ કરવા લાગ્યા, "હે પુત્ર ! હે બાળક ! હે ગુણસમૂહના આવાસ ! હે પ્રિયંકર ! તું ક્યાં ગયો ? અમને જલદી જવાબ આપ." આ પ્રમાણે આખા ઘરનો પરિવાર એક-સાથે રડવા અને કકળાટ કરવા લાગ્યો. પછી કરવા યોગ્ય કાર્ય કરી લીધું. મૃતદેહ માટે વાહિકા તૈયારી કરી. તેમાં તેને સુવરાવી, બાંધી ઊંચકવા લાગ્યા. તે પ્રમાણે જોઇ સુંદરી દોડી ગઇ. "અરે પુરુષો ! તમે આ શું માંડ્યુ છે ?" તેમણે કહ્યું, "હે વત્સે ! આ તારો પતિ મૃત્યુ પામ્યો છે. સ્મશાને લઇ જઇ એને અગ્નિસંસ્કાર કરવાનો છે." એ સાંભળતાંની સાથે કોપવાળી લાલચોળ આંખ કરી, કપાળમાં ત્રિવલીની રચના કરી તેણે કહ્યું, "હે પાપીઓ ! નિષ્કરુણ ! મારા પતિને મરેલો કહેનારા તમે દૂર હઠો. આ કારણે તમે જ મરેલા છો. તમને જ બાંધીને બાળવાના છે. મારો પતિ કદાપિ મરે નહિ અને બળે નહિ."

**સુંદરીનો પ્રેમ**

ત્યારે તેઓએ વિચાર્યું કે "આ બીચારી સ્નેહઘેલી, ગાંડી થઇને પ્રલાપ કરે છે. ચાલો, આપણે શબવાહિકા ઊંચકો અને મકાનમાંથી બહાર કાઢો." એમ બોલી ફરી ઊંચકવાનો પ્રયત્ન કર્યો. ફરી સુંદરી દોડી અને વળગી પડી. "અરે દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો ! આ મારા પતિને લઇને ક્યાં ચાલ્યા ?" વળી બોલવા લાગી, "અરે લોકો ! તમે જુઓ, જુઓ તો ખરા કે આ મારો પતિ જીવતો છે છતાં ક્યાંક હરણ કરી જાય છે. હે માતાજી ! આ દેશમાં અરાજકતા છે કે શું ?" એમ બોલતી ઉપર પડી, આખા અંગે આલિંગન કરીને રહી.

તે સમયે સ્વજનો 'હવે શું કરવું ?' એમ મૂંઝાયેલા, ઉદ્વેગવાળા, દુર્મનવાળા વિચા-રવા લાગ્યા. તેના પિતાએ કહ્યું, "હે સુંદરી ! હે વત્સે ! આ તારો ભર્તાર મરણ પામ્યો છે. એનો સ્પર્શ ન કર, છોડી દે. આ હવે બાળવાનો છે." તેણે કહ્યું, "તેને માટે તમે બળી જાવ." ત્યારે માતા પુત્રીને સમજાવવા લાગી, "હે પુત્રી ! તને કોઇ ગ્રહ વળગ્યો છે કે શું ? આ મરેલાનું આમ રક્ષણ કરે છે ? હે પુત્રી ! મૂઢ ન બન. મરેલાને હવે બાળવાનો છે." ત્યારે સુંદરીએ કહ્યું, "હે માતાજી ! હું ગ્રહથી ગ્રહણ કરાઇ નથી. તમે અલજ્જાવાળા રાક્ષસથી ગ્રહણ કરાયાં છો જેથી મારા પ્રિયને બાળવાનો છે એમ બોલો છો."

એ પ્રમાણે સસરાએ, બીજા વડીલોએ તથા સખીઓએ સમજાવી તોપણ પ્રેમ રૂપી

મહાગ્રહથી ગ્રસિત તે મરેલા પતિને છોડવા ઇચ્છતી નહોતી. ખરેખર, એમ માનું છું કે જીવો રાગથી અંધ બની જાય છે એમાં સંદેહ નથી. વિષાદ પામેલા તેના પિતાએ ગારુડિકો, મંત્ર તંત્ર જાણનારા અને તેવાઓને બોલાવ્યા. પણ કોઇએ આવીને કંઈ પણ વિશેષ ન કર્યું. હવે કોઇ ઉપાય નથી એમ કરી છૂટી મૂકી દીધી. તે ત્યાં જ રહેવા લાગી. એટલે બીજા દિવસે જીવરહિત મૃતદેહ ફૂલવા લાગ્યો. પછીના દિવસે તેની ગંધ ઉછળી. તોપણ તે મૃતદેહને બાહુથી આલિંગન કરતી, હાથથી પંપાળતી, મુખથી ચુંબન કરતી અને સુરતક્રીડાની લીલા રમતી. મૂઢને તેવું જ સૂઝે.

**શબ લઇને ચાલી**

ત્યાર પછી પરિવારથી નિંદા પામતી, સખીઓથી અટકાવાતી તે બોલવા લાગી, "હે સ્વામી! ચાલો, આપણે બહાર વનમાં ચાલ્યા જઇએ કે જ્યાં આ લોકોના અપ્રિય શબ્દો સાંભળવા ન મળે. જુઓ, આ લોકોને ગ્રહનો વળગાડ લાગ્યો છે જેથી 'તમે મરી ગયા છો' એમ અહીં કહે છે. આવાં નિષ્ઠુર વચનો સાંભળવાં પડે ત્યાં શી રીતે રહી શકાય? વળી લોકો જડ બનીને કહે છે કે 'તમે મરી ગયા છો; કોહવાઇ ગયા છો.' એ બધાંને શું કરવું? અથવા તે લોકોને ગ્રહ વળગેલો જણાય છે. આ તમારી નિંદા સાંભળવી મને યોગ્ય નથી અને સહન પણ કરી શકાતી નથી. માટે આપણે તેવા સ્થાનમાં જઇએ કે જ્યાં લોકો ન હોય." એમ બોલતી સુંદરી તે મૃતદેહને ઊચકી, માથે મૂકી, ઘરમાંથી બહાર નીકળી શેરીના નાકા તરફ જવા લાગી. વિસ્મય, કરુણા, હાસ્ય, બીભત્સ અને ભયના ભાવવાળા લોકોની સમક્ષ નગરીમાંથી તે બહાર નીકળી. કહોવાઇ ગયેલું કલેવર કેવા પ્રકારનુ ઊંચકીને જતી હતી? જેમ કે—

**કહોવાયેલું શબ**

અંદર કીડાઓ સળવળી રહેલા છે; ઉપર માખીઓ બણબણ કરી રહેલી છે; ચામડી સડસડ થાય છે; ફેફસાં ફસફસ થાય છે; પેટ ફાટુંફાટું થાય છે; દુર્ગંધ ઊછળે છે; હાડકાંઓ દેખાય છે; પવન સ્ફુરે છે; આંતરડાં તૂટી જાય છે; મસ્તક ફૂટે છે; મૂત્ર વહી રહેલું છે; પરૂ પ્રસરવા લાગ્યું છે; લોહી ગળે છે. પિત્ત વમે છે; ચરબી વેરાય છે. મધ્યમા અશુચિથી ભરેલા સુવર્ણકળશની જેમ તે બહારથી સુંદર અવયવવાળો છે પણ અંદર અશુચિથી વ્યાપ્ત છે.

તેવા પ્રકારના ભયંકર ખરાબ દેખાવવાળા મડદાને લઈ તે સ્મશાનમાં પહોંચી. ત્યાં ખાંધ પર મડદાને નાખી જૂનાં વસ્ત્ર પહેરેલી, ધૂળથી મલિન શરીરવાળી, ઊભા થયેલા વાળવાળી, મલિન વેષવાળી, મહાભૈરવ વ્રત જાણે લીધું હોય તેવી, ભિક્ષા માટે ભટકતી અને ભિક્ષામાં જે કંઈ સારી વસ્તુ મળી હોય તે મડદાને ધરતી અને કહેતી, "હે મારા પ્રિયતમ! ભિક્ષા માટે ભ્રમણ કરતાં તમારા માટે આ મળ્યુ છે. માટે તમે ભોજન કરો અને તમને જે ન રુચે તે બાકી રહેલુ મને આપો." આ પ્રમાણે ગમે તે કંઇ ખાઇને દરરોજ આહાર કરતી હતી. જાણે કાપાલિકની બાલિકા હોય અથવા રાક્ષસી કે પિશાચી હોય તેમ તેનું રક્ષણ કરવામાં રોકાયેલી તે મોટા સ્મશાનની અંદર રહેવા લાગી.

અનંગકુમારની સુંદરીને સમજાવવા માટે તૈયારી

* ૩૫૦. ત્યાર પછી સુંદરીના પિતાએ અમારા પિતાને (રાજાને-અનંગકુમારના પિતાને) વિનંતી કરી, "હે દેવ! આ હકીકત છે. અમારી પુત્રી ગ્રહથી ઘેરાયેલી છે. તો તેને જો કોઇ સમજાવે તો જે માગે તે તેને આપુ. માટે મારી વિનંતીથી આપ નગરની અંદર પડહ વગડાવો." આ પ્રમાણે પિતાજીને કહ્યું તે મેં સાંભળ્યું. ત્યારે મેં (અનંગકુમારે) વિચાર્યું કે "અહો, મૂઢ બીચારી પ્રેમપિશાચથી ગાંડી બની છે, બીજું કંઇ કારણ નથી. માટે હું બુદ્ધિથી તેને પ્રતિબોધ કરીશ." એમ વિચારી પિતાજીને વિનંતી કરી, "હે પિતાજી! આપ આજ્ઞા આપતા હો તો આ વણિકપુત્રીને હું સમજાવું." એમ વિનંતી થતાં પિતાએ કહ્યું, "હે પુત્ર! જો તે કરવા સમર્થ હો તો એ વણિકના ઉપર ઉપકાર થશે." એમ કહેવાતાં હું સ્મશાન તરફ ચાલ્યો. ત્યારે સુંદરી કયા સ્થાને હતી તે મેં જાણી લીધું. જાણીને મારી સાથેના બધા પરિવારને દૂર કર્યો. હું એકલો જ ચીંથરાં જેવાં કપડાં પહેરીને, ધૂળથી મલિન શરીરવાળો બનીને, ખાંધે બીજું મડદું ઊંચકીને તેની પાસે ગયો. તેણે મને ન બોલાવ્યો. મેં પણ તેને ન બોલાવી. ત્યાં આગળ તે પોતાના મડદાને જે કંઇ પણ કરે તે હું પણ મારા મડદાને તે પ્રમાણે કરતો. એમ કેટલાક દિવસ પસાર થયા. પછી તેણે મને પૂછયું, "હે પુરુષ! તમે આ શું કરો છો?" મેં કહ્યું, "આ કથાનું તારે શું પ્રયોજન છે?" તેણે કહ્યું, "તોપણ કહો તો ખરા કે આની શી હકીકત છે?" મેં કહ્યું, "આ મારી પ્રિયા સુંદર રૂપવાળી, સૌભાગી છે. એને શરીરે કંઇક માંદગી આવી છે. એટલે લોકો બોલવા લાગ્યા, 'આ તો મરી ગઇ છે. માટે છોડી દે, હવે બાળવાની છે.' તે લોકોએ મને ગ્રહ વળગેલ હોય તેવો ગણ્યો. મેં વિચાર્યું, "અરે, આ લોકો જૂઠા છે અને બળવાન છે. તો એમનું મારે કંઇ કામ નથી. માટે મારી પ્રિયાને લઇને ત્યાં જાઉં કે જ્યાં કોઇ લોકો ન હોય."

યુક્તિપૂર્વક યોજના

એ સાંભળી તેણે કહ્યું, "પ્રિયાને લઇને અહીં બહાર નીકળી આવ્યા તે સારું કામ કર્યું. આ લોકો જૂઠું બોલનારા છે. તેમની સાથે આપણે કામ નથી. મારે પણ તેવો જ વૃત્તાન્ત બન્યો છે." પછી સરખા સ્વભાવ અને દુ:ખવાળા અમારે બંનેને મૈત્રી થઈ. મેં પણ કહ્યું, "તું મારી બેન છે. આ મારા બનેવી છે. એમનું નામ શું છે?" તેણે કહ્યું, "પ્રિયંકર." "તમારી પત્નીનું નામ શું છે?" મેં કહ્યું, "માયાદેવી." એ પ્રમાણે પરસ્પર સ્નેહ કરતાં અન્યોન્ય ત્યાં રહેવા લાગ્યાં. પછી જ્યારે તે આવશ્યક કાર્ય માટે અને પાણી પીવા માટે જતી ત્યારે મને કહીને જતી કે "તમે મારા પતિની નજર રાખજો" એમ કહીને તે જતી અને જલદી પાછી ફરતી. હું પણ જ્યારે જતો ત્યારે માયાદેવી તેને સોંપીને જતો અને જલદી પાછો આવતો. એ પ્રમાણે વિશ્વાસ ઉત્પન્ન થયો.

એક દિવસ તે મને સોંપીને ગઇ અને પાછી આવી ત્યારે મેં કહ્યું, "હે ભગિની સુંદરી! આજે તારા પતિએ મારી પત્નીને કંઇક કહ્યું તે મેં જાણ્યું છે." ત્યારે સુંદરી બોલી, "હે પ્રિય! તારા કારણે મેં મારું સર્વસ્વ, કુલ, ઘર અને સખીઓનો ત્યાગ કર્યો. હું

કેવો છે કે બીજી સ્ત્રીની અભિલાષા કરે છે?" એમ કહી ઇર્ષ્યા અને કોપવાળી તે રહેવા લાગી. ફરી વળી બીજે દિવસે મને સોંપીને કાર્ય માટે ગઇ. મેં પણ પછી બંને મડદાં લઇને કૂવામાં ફેંકી દીધાં. પછી તેને શોધતો તેની પાછળ પાછળ હું પહોંચ્યો. તેણે મને જોયો અને પૂછયું, "અરે, તમે તે મનુષ્યો કોને સોંપ્યાં?" મેં કહ્યું, "માયાદેવી પ્રિયં-કરને સોંપી અને પ્રિયંકર માયાદેવીને. આપણે હવે ઉતાવળે પહોંચીએ." એમ બોલી, આવશ્યક કાર્ય પતાવી, ગભરાતાં ગભરાતાં આવ્યાં તો નહોતો પ્રિયંકર કે નહોતી માયાદેવી.

## ઉપાલંભ

* ૩૫૧. ત્યાં શૂન્ય સ્થળ જોઇ ક્ષણવાર તો હું મૂર્છા પામ્યો. અને વળી સ્વસ્થ થયો. એટલે બૂમ પાડવા લાગ્યો કે "દોડો, દોડો. હું લુંટાયો. હા! હા! તે દુષ્ટ પુરુષે મારા જીવ કરતાં પણ વહાલી મારી પત્ની માયાદેવીનું હરણ કર્યું. અરે પુરુષો! દોડો, દોડો, હું અનાથ અહીં લુંટાયો. જેનાં સ્વભાવ અને ગુણ મેં જાણ્યાં નથી એવાથી હું લુંટાયો. હે સુંદરીબહેન! મને કહે કે અત્યારે તારો પતિ ક્યાં છે? મારી પત્નીને લઇને આ દેશમાંથી જરૂર પરદેશમાં નીકળી ગયો હશે. તું મારી બહેન છે અને એ મારો બનેવી છે એવા વિશ્વા-સમાં હું રહ્યો. તેને મારી પ્રિય પત્ની સોંપીને હું કાર્ય માટે નીકળ્યો. એટલામાં શીલ વગરના અને ધર્મથી રહિત તારા પતિએ સાળાની પત્નીનુ હરણ કર્યું. તે કાર્ય યોગ્ય ન કર્યું ગણાય. તે વખતે જો કે મેં જાણ્યુ હતું કે તેઓ પરસ્પર કંઇક હસતાં હતાં. ત્યારે જ મારા મનમાં થયુ હતું કે આ પુરુષ સારો નથી. તો હવે તે અત્યારે ક્યાં ગયો હશે? ક્યાં શોધું? ક્યાં જાઉં? જે ચોરી કરીને ચાલ્યો ગયો તે કોનાથી પાછો મેળવી શકાય?" એમ વારવાર બોલતો, પણ ખોટી રીતે ખોટું દુઃખ દેખાડતો, બે આંખ બંધ કરી લાંબા નિઃસાસા છોડતો, અંગ કંપાવતો ભૂમિ ઉપર પછડાયો. ફરી વળી વિલાપ કરવા લાગ્યો, 'હે મારી પ્રિયા! હે મારી વહાલી! હા પ્રિયતમા! તારા વગર હું અનાથ બની ગયો. હે શ્રેષ્ઠ સુંદર નારી! તું ક્યાં ચાલી ગઈ તે જલદી મને કહે. વળી તારે ખાતર, હે દયિતા! મેં ધન, સ્વજન, લોક, કુલ, મિત્રો, સર્વ બંધુઓનો ત્યાગ કર્યો અને મારા જીવતાં તેં આવું કર્યું?" આવો ખોટો પ્રલાપ સાંભળી તે વણિકપુત્રીએ વિચાર્યું કે "કેવો ક્રૂર મારો પતિ છે કે જે આની પત્ની ઉઠાવી બીજે ચાલ્યો ગયો! આવા પ્રકારનો અનાર્ય, દયા વગરનો, નિર્ઘૃણ, પારકો બન્યો, પોતાનો ન થયો. એ કૃતઘ્ન, પાપી, ચંડાળ, ચપલ, ચોર, અસ્પૃશ્ય, વ્યભિચારી, અસત્ય બોલનાર, અકાર્યનિરત છે, જે મારા ભાઇની પત્નીને ભોળવી, ગ્રહણ કરી ક્યાંક પલાયન થઈ ગયો. વળી તારા ખાતર મેં ઘર, પરિજન, બંધુ-વર્ગ, પરિવાર છોડ્યાં. હે અનાર્ય! કહે કે હવે આના કરતાં વધારે વિપ્રિય હોય તે કરું. તને મેં પ્રિય પતિ ગણ્યો, મરી ગયો છે એમ કરી લોકોએ છોડી દીધો પણ મેં તારા ખાતર લોકોની ગણના ન કરી. હું તારી ભક્તિ કરું છું એ વાત તેં ધ્યાનમાં ન લીધી અને ભક્તાણીનો ત્યાગ કેમ કર્યો? અરે, 'મારી વિનીતા વહાલી પત્ની છે' એટલી પણ હે મૂઢ! તેં ગણના ન કરી. હે નિર્દય! તે મારો ત્યાગ કર્યો પણ હવે તને આવી સ્ત્રી ક્યાં મળવાની છે? ખરેખર, 'આ મારો ભાઇ અને આ સાળાની પત્ની' થાય એટલો

ગમ્યાગમ્યનો વિવેક પણ તેં ન કર્યો. તારા હૃદયમાં એ શુભ વિચાર પણ કેમ ન સ્ફુર્યો. આવા માયાવી, કૂડકપટ કરનાર નિઃસ્નેહીને ખાતર હું મૂઢ ખરેખર ખુવાર થાઉં છું."

**અનિત્યભાવના**

* ૩૫૨. જ્યારે આ વાત તે વિચારવા લાગી ત્યારે મેં કહ્યું, "હે સુંદરી! આમ અનનાર બની ગયું. પણ હવે શું કરવું?" સુંદરીએ કહ્યું "મને કંઈ પણ સમજણ પડતી નથી. શું કરવા યોગ્ય છે તે તમે જાણો છો." મેં કહ્યું, "સુંદરી! આ જગતમાં પતિ અને પ્રિય કોણ કોનાં છે? પોતે કરેલાં કર્મ અને ધર્મવાળો જીવ સંસારમાં ભ્રમણ કરે છે. વળી, સમગ્ર ધન, ધાન્ય, વૈભવ, પરિવાર એ સર્વ અનિત્ય છે. એ સર્વ સાથે સંબંધ ન કરવો, કારણ કે સંયોગ થયો તેનો વિયોગ નક્કી થવાનો છે. હે સુંદરી! એમ વિચાર કે એના વિયોગમાં પણ તેમને દુઃખ થવાનું નથી. જો વિશુદ્ધ વિવેક હોય તો વિયોગમાં પણ દુઃખ ન થાય. આ સર્વ પદાર્થને અનિત્ય સમજ. જો કોઇ મૃગબાળને રૌદ્ર સિંહ-બચ્ચાએ પકડયું હોય તો તે બીચારા હણાતાને વનમાં શરણભૂત કોણ થાય? તેવી રીતે જીવ રૂપી મૃગ દુઃસહ જરા, મરણ, વ્યાધિ રૂપી સિંહ વડે આક્રંદ કરાતું પકડાય તો તેને કોણ શરણભૂત થાય? એમ ચિંતવનારને આશ્વાસનબુદ્ધિ થાય છે અને સંસારભયથી ઉદ્વેગ પામેલો ધર્મનું શરણ ખોળે છે. આ જીવ અનાદિ છે. કર્મસંતતિ વધારનાર સંસાર અનાદિ છે. ક્ષણે ક્ષણે કર્મ રૂપી કાળા કાદવથી આ જીવ લેપાયા કરે છે. નારકી, તિર્યંચ, દેવ, અને મનુષ્યના ભવ રૂપી ચાર ગતિના ચક્કરમાં ભીષણ પીડા અને દુરંત દુઃખમાં જીવ સેંકડો વાર ભ્રમણ કરે છે. પણ ક્યાંય સ્થિર ઠેકાણું નથી.

**અશરણભાવના**

બંધુ, મિત્ર, પુત્ર કોઇ શરણભૂત બનતાં નથી. અથવા સર્વ બંધુ, મિત્ર, પુત્ર બનેલાં છે. આ સકલ જગતમાં એવો કોઇ જીવ નથી કે જે સર્વનો મિત્ર, પુત્ર, બંધુ બન્યો ન હોય. કોઇ માતા બને, ફરી પુત્ર અને દાસ પણ બને. દાસ પણ ફરી સ્વામી બને. પિતા દાસ બને અથવા પત્ની બને. કોઇ સ્ત્રી વળી પુરુષ થાય. કોઈ સ્ત્રી નપુંસક થાય. કોઈ પુરુષ સ્ત્રી થાય અને કોઇ વખત નપુંસક થાય. આ પ્રમાણે ચોર્યાસી લાખ યોનિમાં ભ્રમણ કરતો જીવ રાગદ્વેષમાં મૂઢ બનેલો પરસ્પર ભક્ષણ કરે છે. એક બીજાને વધ, બંધન, ઘાત, ઉદ્વેગ વગેરે કરવાથી દુઃખ પામે છે. આવા પ્રકારનો દુઃખથી પાર પામી શકાય તેવો આ સંસાર છે તે વિચાર. એ પ્રમાણે વિચારનારો અને સંસારના મહાભય વડે નિર્વેદ પામેલો પ્રગટપણે ધર્મ કરવા તૈયાર થાય છે.

**એકત્વભાવના**

આ સંસારમાં આ જીવ એકલો જન્મે છે અને એકલો જ મૃત્યુ પામે છે. હું કોઇનું શરણ બનતો નથી અને મારું અન્ય કોઇ શરણ થતું નથી. સકલ સ્વજન કે પરજન મારું કોઇ શરણ થતું નથી. મારા દુઃખમાં બીજો કોઇ ભાગ લેવા આવતો નથી. નરકમાં હું એકલો જ દુઃખ ભોગવું છું. એ પ્રમાણે ચિંતન કરીશ અને આવી એકત્વભાવના હવે

ભાવીશ તો તારી સ્વજનો અને પિતા ઉપરની મમતા પ્રગટપણે દૂર થશે. તેમ જ પારકા ઉપર રોષ ન થાય, ચિત્તથી નિઃસંગપણે ભમાય અને પરંપરાએ મોક્ષ પ્રાપ્તિ થાય તે કારણથી એકત્વભાવના ભાવવી.

અન્યત્વભાવના

આ શરીર જુદું છે. હું શરીરથી જુદો છું. એમ સર્વથા વિચારવું. આત્મા ઇન્દ્રિયથી રહિત છે, જ્યારે શરીર ઇન્દ્રિયવાળું છે. આ શરીર અન્ય છે. જીવ સર્વ ભાવોને જાણનાર છે. શરીર ક્ષણભંગુર છે. જીવ શાશ્વત છે. અનંત સંસારમાં મારા દેહનાં અંનત રૂપો છે, તેમ જ ભવિષ્યમાં તેનાં અંનત રૂપો થશે. હું જુદો છું અને તે જુદાં છે. આ પ્રમાણે વિચારવામાં આવે તો આ જગતમાં અશુચિ શરીર ઉપર કે બીજા કોઇ પદાર્થ ઉપર મમત્વભાવ નહિ થાય. માટે અન્યત્વભાવના ભાવવી.

અશુચિભાવના

હવે કદાચ તું કહેતી હોય કે આ શરીર અશુચિ કેમ છે? તો સાંભળ. પ્રથમ તો યોનિ (ઉત્પત્તિસ્થાન) જ અશુચિ છે. બીજું, આ શરીરમાં છેવટે સર્વ અશુચિ બને છે. આ શરીર અશુચિનું ભાજન છે. અશુચિ બનવાવાળું અને અશુચિ પરિણામવાળું તે છે. એ શરીરને પવિત્ર બનાવી શકાય તેવી કોઇ ચીજ નથી. પ્રથમ તો વદન રૂપી ગુફામાં આહાર નાખ્યો એટલે તેમાંથી તે નાસિકામાં શ્લેષ્મ રૂપે અશુચિ પરિણામ પામે છે. વળી પિત્ત રૂપે, અમ્લતા રૂપે અને પછીથી રસ રૂપે પરિણમે છે. વાયુસ્થાનમાં રસ અને ખલ રૂપે તેના વિભાગ બની જાય છે. ખલથી મૂત્ર, ઝાડો, પિત્ત એમ મળના ત્રણ વિભાગ થાય છે. રસના ભેદો વળી ત્રણ અને સાત પ્રકારના નક્કી થયા છે. તેમાં જે રસવિશેષ છે તે લાલ લોહી અને માંસ થાય છે. માંસમાંથી મેદ બને છે. મેદમાંથી હાડકાં બને છે. હાંડકાંમાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય બને છે. નાસિકાના શ્લેષ્મથી માંડી વીર્ય સુધીનાં તમામ પરિણામો એકાંત અશુચિ રૂપ છે. નખ, દાંત, કાન, નાસિકા, આંખનો મેલ, શ્લેષ્મ, ઝાડો એ બધા અશુચિ પદાર્થોને રહેવાનું ઘર તે આ શરીર. તે અશુચિથી ભરેલું છે. તેમાં, હે સુંદરી! રાગ કેમ થાય? અશુચિથી ઉત્પન્ન થયેલા દેહમાં ફરી અશુચિ ઉત્પન્ન થાય છે. માટે અશુચિના વાસ રૂપ ગર્ભમાં પવિત્રપણું રહેલું તું ન માન. સ્ત્રીના ઋતુકાળનુ રુધિરબિન્દુ અને પુરુષના વીર્યના સમાગમથી શરૂ થાય છે અને પછી કલલ, અર્બુદ, દ્રવ, પેશી વગેરે અનુક્રમે શરીર તૈયાર થાય છે. પછી બાળ, કુમાર, યૌવન, મધ્યવય, વૃદ્ધાવસ્થા એવી જુદી જુદી અવસ્થાઓમાં મેલ, પરસેવો, દુર્ગંધ ઉત્પન્ન થાય છે. માટે શરીર અશુચિ જ છે. માલિસ, સ્નાન, વિલેપન તથા સર્વ સુગંધી દ્રવ્યો એકઠાં કરી શુચિ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તોપણ તેનુ શુચિપણું કરવા કોણ સમર્થ છે? કેસર, કપુર, ગંધ, પુષ્પો સર્વ એકઠાં કરીએ તોપણ આ દેહ શુચિપણાને પામી શકે નહિ. દેહને ગમે તેવા પવિત્ર, કીમતી, સુગંધી પદાર્થો લગાડવામાં આવે તોપણ ક્ષણવારમાં મેલ, પરસેવો, ગંધ વગેરેથી ચીમળાઇ ગયેલા, નિર્માલ્ય, ફેંકી દેવા લાયક તે સર્વે અશુચિપણાને પામે છે.

આશ્રવભાવના

પાપારંભ અને ઇન્દ્રિયોના આશ્રવનો વિચાર કર. સ્પર્શ અને રસની ઇન્દ્રિયના રસમાં લુબ્ધ બની ઘણા આત્માઓ દુઃખ પામી વિનાશ પામ્યા છે. સ્પર્શેન્દ્રિયના સુખમાં લુબ્ધ બનેલી ખેચરી જ્યારે ગર્ભ ધારણ કરે છે અને પછી પ્રસવસમય આવે છે ત્યારે ઘોર દુઃખને અનુભવે છે. *ઘણી હાથણીઓની કોમળ સૂંઢના સ્પર્શરસમાં લોલુપ મદોન્મત્ત હાથી સ્પર્શદોષથી વારિબંધમાં (હાથીને પકડવા કરેલી રચનામાં) જિંદગી માટે સપડાઇ જાય છે. આ લોકમાં તેમને હાનિ થાય છે અને પરલોકમાં દુર્ગતિ થાય છે. એ સ્પર્શેન્દ્રિયની લોલુપતાનો દોષ જણાવ્યો. હવે રસનેન્દ્રિયના દોષ સાંભળ. મરેલા હાથીના શરીરમાં વાસ કરવા માટે પ્રવેશેલો કાગડો તેમાં સપડાઈ જાય છે અને (હાથીનો મૃતદેહ) સમુદ્રના જળમાં આવતાં બહાર નીકળે છે, પરંતુ દશે દિશામાં ઊડી, છેવટે મૂઢ બની મૃત્યુ પામે છે. શિયાળાની ઠંડી ઋતુમાં થીજી ગયેલા ઘીના ઘડામાં ભક્ષણ કરવા માટે ઊંદર ઊતર્યો, પરંતુ ગ્રીષ્મ ઋતુમાં ઘી પીગળી જવાથી એ બીચારો જિહ્વામાં આસક્ત બનેલો અંદર જ મૃત્યુ પામ્યો. ગાયને રહેવાની જગ્યા નજીક એક મહાદ્રહમાં કોઈ કાચબો નિર્ભયપણે રહેતો હતો. જ્યારે તે રસનેન્દ્રિયમાં લોલુપ બન્યો ત્યારે તે બીચારાને મરવું પડ્યું. માંસ-પેશીમાં લુબ્ધ બાજપક્ષીની જેમ પુરુષ પણ રસનેન્દ્રિયમાં લોલુપ બની દુર્ગતિમાં જાય છે. નાસિકાના વિષયમાં લુબ્ધ સર્પ ઔષધિની ગંધ વડે બંધનમાં આવે છે. અથવા ખોળની ગંધથી ઊંદર પકડાય છે. માટે ઘ્રાણેન્દ્રિયમાં રાગ ન કર. દીવામાં જેમ પતંગિયુ પ્રાણ ગુમાવે છે તેમ રૂપમાં મોહ પામી ઘણા બીચારા પુરુષો વિનાશ પામ્યા છે. માટે રૂપને વર્જજે. શ્રવણેન્દ્રિયમાં લુબ્ધ બનેલ તિત્તિર, કબૂતર, હરણ વગેરે આત્મઘાત પામે છે, માટે તેનો પણ દૂરથી ત્યાગ કર. એવી રીતે, હે સુંદરી! સર્વભાવથી આશ્રવભાવનાનો વિચાર કર અને આશ્રવનાં કારણો બંધ કર કે જેથી જીવ મુક્ત થાય.

સંવરભાવના

મહાવ્રત વિશે ગુપ્તિસમિતિના ગુણનો અને ભાવ વિશે સંવરનો વિચાર કર. એ વડે સંવરમય બનેલો આત્મા પાપ ન બાંધે. ઘોર નારકીમાં, તિર્યંચ અને મનુષ્યમાં નિર્જરાનો વિચાર કર. પરાધીનતાથી ત્યાં દુઃખ ભોગવવું પડે છે અને ફરી નક્કી પાપ બંધાય છે. જો અત્યારે આ ભયંકર ઉપસર્ગો હું સહન કરીશ તો મને ધર્મ થશે અને કર્મનિર્જરા થશે. અહીં સમજણપૂર્વક સ્વાધીનતાથી થોડું દુઃખ સહન કરી લઇશ તો નરકમાં કે તિર્યંચગતિમાં સેંકડો વખત દહન, અંકન, બંધનનાં થતાં દુઃખોમાંથી બચી જઇશ. આમ વિચારતાં પરિષહ, ઉપસર્ગ વખતે તું ચલાયમાન નહિ થતી અને જલદી ધર્મમાં સ્થિરતા પામીશ. એ પ્રમાણે નિર્જરા ભાવવી.

લોકસ્વભાવભાવના

પંચાસ્તિકાયમય લોક, પુદ્ગલનાં પરિણામો, જીવ, ધર્માસ્તિકાય વગેરે ઉત્પત્તિ,

* અહીં જુદી જુદી દૃષ્ટાન્તકથાઓનો સંદર્ભ છે.

સ્થિતિ, નાશ એ સર્વનું સ્વરૂપ બુદ્ધિશાળી પુરુષ વિચારે છે. એ પ્રમાણે ચિંતવનાર, લોક તથા તત્ત્વને જોનાર અને તેના સ્વભાવો જાણનારને સંયમયોગમાં સ્થિર બુદ્ધિ થાય છે. આ જીવ અનાદિ છે. સંસારસાગર દુઃખથી પાર પામી શકાય એવો છે. નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિમાં આ જીવે સેંકડો વખત ગતિ કરી છે. મિથ્યાત્વકર્મથી મૂઢ બનેલો કદાપિ જિનેશ્વરની આજ્ઞા પાળી શકતો નથી. માટે આ જિનવર-ધર્મની દુર્લભતાનો મનમાં વિચાર કર."

* ૩૫૩. એવી રીતે, હે દેવો! અસુરો! નરેન્દ્રો! અને મણિરથકુમાર! તમે સાંભળો. આ પ્રમાણે સકલ સંસારસ્વભાવ કહ્યા પછી તેની (સુંદરીની) બુદ્ધિ પાછી ઠેકાણે આવી. પ્રેમરાગ રૂપી મહાગ્રહ ચાલ્યો ગયો છે જેનો તે કહેવા લાગી, "તમે જ મારા નાથ, તમે જ મારા શરણ, તમે જ મારા પિતા, ગુરુ અને દેવ છો, કારણ કે પ્રેમ-રાગગ્રહથી ઘેરાયેલી મને તમે જ અત્યારે છોડાવી છે." એમ બોલી તે ચરણમાં પડી. મેં પણ કહ્યું, "હે સુંદરી! સંસારસ્વભાવ આવા જ પ્રકારનો છે. તો શું કરવું? હવે એવું કર કે જેથી સંસારમાં આવાં દુઃખનું ભાજન ફરી ન થવું પડે." એમ કહ્યું એટલે સુંદરીએ કહ્યું, "તો હે દેવ! કૃપા કરી નિઃસંશયપણે મને કંઈક આજ્ઞા કરો કે મારે અત્યારે શું કરવું યોગ્ય છે. અથવા તો તેવું-કંઈ કરવા યોગ્ય સુકૃત હોય તો કહો." એમ કહ્યું, એટલે મેં કહ્યું, "હે સુંદરી! હવે તારે ઘેર જઈ, સકલ વડીલપરિવારની દૃષ્ટિમાં રહી, સર્વભાવપૂર્વક જિનેશ્વરે કહેલ ધર્મ અંગીકાર કરવો. સમ્યક્ત્વ અંગીકાર કરીને પાંચ મહાવ્રત તું ગ્રહણ કર, ગુપ્તિમાં ગુપ્ત અને ચારિત્ર્યમાં ઉદ્યુક્ત બન. જ્ઞાનપૂર્વક કાર્યો કર, શિયળ પાળ, તપયોગ આચર અને ભાવનાઓ ભાવ. એ પ્રમાણે ભગવંતે ધર્મ કહેલો છે. એ પ્રમાણે કરીને, હે સુંદરી! તું જલદી કર્મ વગરની બનીશ એટલે જ્યાં જરામરણ નથી, એવી સિદ્ધિ જલદી પામીશ."

એવી રીતે, હે મણિરથકુમાર! એ સુંદરીને મેં પ્રતિબોધી એટલે તે ઘેર ગઈ. વણિકે મોટો મહોત્સવ કર્યો. નગરમાં મોટી વાત ચાલી કે અહો, રાજકુમારે એને પ્રતિબોધ પમાડી. તેથી હે મણિરથકુમાર! એ સુંદરીના જીવે તે કાળે સમ્યક્ત્વ બીજ મેળવ્યું હતું. એથી તે જીવ મરીને માનભટ્ટ થયો. પછી પદ્મસાર દેવ, પછી કુવલયચંદ્ર, પછી વેરુલિયપ્રભ દેવ અને પછી આ મણિરથકુમાર. વળી એ વણિકપુત્રનો જીવ આ સંસારમાં ભ્રમણ કરી આ વનમાં વનમૃગલી તરીકે ઉત્પન્ન થયો. તને જોઈ કોઈ પણ પ્રકારે તારા ઉપર તેને પૂર્વજાતિનો સ્નેહ ઉત્પન્ન થયો."

### મણિરથકુમારની દીક્ષા

૩૫૪. આ પ્રમાણે સકલ જગતનાં જંતુનાં જન્મમરણ અને બધાં વૃત્તાન્તમાં સાક્ષીભૂત ભગવંતે જ્યારે કહ્યું ત્યારે મણિરથકુમારે વિનંતિ કરી, "હે ભગવંત! એમ જ છે તો હવે મારે સેંકડો ભવના રેંટમાળની ઘટિકા જેવા આ જન્મમરણથી નિરંતર એવા સંસારવાસનું કામ નથી. શિવસુખના સૌભાગ્યવાળું પ્રવ્રજ્યારત્ન મને આપો." એમ બોલતાં પંચમુષ્ટિથી લોચ કર્યો. મણિરથકુમારને ભગવંતે દીક્ષા આપી.

### દુઃખી જીવ કોણ ?

એ સમયે ભગવંત ગૌતમ ગણધરે પ્રશ્ન કર્યો, "હે ભગવંત! આ સંસારી જીવોમાં દુઃખી જીવ કોણ?" ભગવંતે કહ્યું, "હે ગૌતમ! સમ્યગ્દૃષ્ટિ અવિરતિ જીવ હંમેશાં દુઃખી કહેલો છે." ગૌતમ ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! કયા કારણથી?" ભગવંતે કહ્યું, "જે સમ્યગ્દૃષ્ટિ જીવ હોય તે મનુષ્ય, તિર્યંચ અને નરકની વેદનાઓ જાણે છે, આગળથી દેખે છે અને ભયંકર સંસારના ભયને પણ ભાવે છે. સંસારથી મુક્ત કરાવનાર વિરતિભાવ ક્ષણવાર પણ તે માણસ કરી શકતો નથી અને તે કારણે ઉત્તરોત્તર વૃદ્ધિ પામેલા સંતાપવાળો તે નરકદુઃખ અનુભવે છે. એટલા માટે, હે ગૌતમ! સમકિતદૃષ્ટિ અવિરતિ જીવ જગતમા દુઃખીમાં દુઃખી કહેવાય છે."

### સુખી જીવ કોણ ?

ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! જગતમાં સુખીમાં સુખી કોણ?" ભગવંતે કહ્યું, "સમકિતદૃષ્ટિ વિરતિવાળો જીવ જગતમાં સુખીમા સુખી છે. બાકીના સર્વ જીવો દુઃખી છે." ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! શા કારણથી?" ભગવંતે કહ્યું, "જે સમકિતદૃષ્ટિ હોય તે સર્વ પાપયોગ વિષે વિરતિવાળો હોય. તે ચિત્તથી શુદ્ધ હોય. તેના દેહમાં દુઃખ ન હોય, જિનવચનમાં વર્તી રહેલો, સૂત્રમાં જે પ્રમાણે કહ્યું હોય તે માર્ગે ચાલનારો તે જૂનાં પાપકર્મને દૂર કરે અને નવાં કર્મ બાંધે નહિ. સુચિત્તપણા વડે સંસારસમુદ્રને પોતે તરેલો માને અને પોતાના આત્માને એકદમ સિદ્ધિનગરી મળી ગઇ છે એમ માને. શરીર વિશે દુઃખ થાય તો પૂર્વકર્મના ઉદયથી થાય છે. એમાં બીજું કંઇ નથી. બીજું કંઈ તે વિચારતો નથી. તેના મનમાં દુઃખ નથી. માટે, હે ગૌતમ! સમકિતદૃષ્ટિ વિરતિવાળો, આત્માને સંયમિત રાખનારો જીવ જીવોમાં સુખી છે - તેમાં સંદેહ નથી. કહ્યું છે કે જેઓ સંયમમાં લીન છે તેઓ દેવલોકની ઉપમાવાળા સુખનો અનુભવ કરે છે અને જે તેમાં લીન નથી તે મહાનરક જેવી વેદના અનુભવનારા છે." એ પ્રમાણે હજારો પ્રશ્નોત્તર કરી સેંકડો ભવ્ય જીવોને સંબોધન કરનારા, દૂરના, નજીકના, વચ્ચેના, સૂક્ષ્મ ભૂતકાળ, ભવિષ્યકાળ, વર્તમાનકાળના વૃત્તાન્તો કહીને સર્વ જગતના જીવોના બંધુ, પૂજ્ય મહાવીર વર્ધમાન જિનેન્દ્ર ઊભા થયા.

### ગૌતમસ્વામીના પ્રશ્નો

૩૫૫. એટલામાં દેવો, દાનવો, નરેન્દ્રો પોતપોતાના સ્થાનકે ગયા. બાકી રહેલા ધર્માનુરાગ ઉત્પન્ન થયેલા અને પરમાર્થ પામેલા કેટલાક સુરાસુરના ગુરુ જિનેશ્વરની પાસે આવ્યા. ચાર ઘાતીકર્મ જેમનાં ક્ષીણ થયાં છે એવા, કેવળજ્ઞાનવાળા ભગવાન વિચરતા શ્રાવસ્તિ નગરીમાં પહોચ્યા. બીજા કોઇક દિવસે ભગવાનનું સમવસરણ તૈયાર થયું. તે સમવસરણની રચનાના ક્રમે સુર, અસુર, મુનિઓ, ગણધરો ત્યાં આવ્યા. શ્રાવસ્તિના રાજા રત્નાંગજ પણ નીકળ્યા. સંસારરૂપી મહાસાગરના તીરનો પાર પમાડનારે ધર્મ કહેવાનો આરંભ કર્યો આ પ્રમાણે ધર્મોપદેશ થયા પછી, સકલ ધર્મ જાણતા હોવા છતા ગણધ

સ્થિતિ, નાશ એ સર્વનું સ્વરૂપ બુદ્ધિશાળી પુરુષ વિચારે છે. એ પ્રમાણે ચિંતવનાર, લોક તથા તત્ત્વને જોનાર અને તેના સ્વભાવો જાણનારને સંયમયોગમાં સ્થિર બુદ્ધિ થાય છે. આ જીવ અનાદિ છે. સંસારસાગર દુઃખથી પાર પામી શકાય એવો છે. નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિમાં આ જીવે સેંકડો વખત ગતિ કરી છે. મિથ્યાત્વકર્મથી મૂઢ બનેલો કદાપિ જિનેશ્વરની આજ્ઞા પાળી શકતો નથી. માટે આ જિનવર-ધર્મની દુર્લભતાનો મનમાં વિચાર કર."

§ ૩૫૩. એવી રીતે, હે દેવો! અસુરો! નરેન્દ્રો! અને મણિરથકુમાર! તમે સાંભળો. આ પ્રમાણે સકલ સંસારસ્વભાવ કહ્યા પછી તેની (સુંદરીની) બુદ્ધિ પાછી ઠેકાણે આવી. પ્રેમરાગ રૂપી મહાગ્રહ ચાલ્યો ગયો છે જેનો તે કહેવા લાગી, "તમે જ મારા નાથ, તમે જ મારા શરણ, તમે જ મારા પિતા, ગુરુ અને દેવ છો, કારણ કે પ્રેમ-રાગગ્રહથી ઘેરાયેલી મને તમે જ અત્યારે છોડાવી છે." એમ બોલી તે ચરણમાં પડી. મેં પણ કહ્યું, "હે સુંદરી! સંસારસ્વભાવ આવા જ પ્રકારનો છે. તો શું કરવું? હવે એવું કર કે જેથી સંસારમાં આવાં દુઃખનું ભાજન ફરી ન થવું પડે." એમ કહ્યું એટલે સુંદરીએ કહ્યું, "તો હે દેવ! કૃપા કરી નિઃસંશયપણે મને કંઈક આજ્ઞા કરો કે મારે અત્યારે શું કરવું યોગ્ય છે. અથવા તો તેવું કંઇ કરવા યોગ્ય સુકૃત હોય તો કહો." એમ કહ્યું, એટલે મેં કહ્યું, "હે સુંદરી! હવે તારે ઘેર જઇ, સકલ વડીલપરિવારની દૃષ્ટિમાં રહી, સર્વભાવપૂર્વક જિનેશ્વરે કહેલ ધર્મ અંગીકાર કરવો. સમ્યક્ત્વ અંગીકાર કરીને પાંચ મહાવ્રત તું ગ્રહણ કર, ગુપ્તિમાં ગુપ્ત અને ચારિત્ર્યમાં ઉદ્યુક્ત બન. જ્ઞાનપૂર્વક કાર્યો કર, શિયળ પાળ, તપયોગ આચર અને ભાવનાઓ ભાવ. એ પ્રમાણે ભગવંતે ધર્મ કહેલો છે. એ પ્રમાણે કરીને, હે સુંદરી! તું જલદી કર્મ વગરની બનીશ એટલે જ્યાં જરામરણ નથી, એવી સિદ્ધિ જલદી પામીશ."

એવી રીતે, હે મણિરથકુમાર! એ સુંદરીને મેં પ્રતિબોધી એટલે તે ઘેર ગઇ. વણિકે મોટો મહોત્સવ કર્યો. નગરમાં મોટી વાત ચાલી કે અહો, રાજકુમારે એને પ્રતિબોધ પમાડી. તેથી હે મણિરથકુમાર! એ સુંદરીના જીવે તે કાળે સમ્યક્ત્વ બીજ મેળવ્યું હતું. એથી તે જીવ મરીને માનભટ્ટ થયો. પછી પદ્મસાર દેવ, પછી કુવલયચંદ્ર, પછી વેરુલિયપ્રભ દેવ અને પછી આ મણિરથકુમાર. વળી એ વણિકપુત્રનો જીવ આ સંસારમાં ભ્રમણ કરી આ વનમાં વનમૃગલી તરીકે ઉત્પન્ન થયો. તને જોઈ કોઈ પણ પ્રકારે તારા ઉપર તેને પૂર્વજાતિનો સ્નેહ ઉત્પન્ન થયો."

મણિરથકુમારની દીક્ષા

§ ૩૫૪. આ પ્રમાણે સકલ જગતનાં જંતુનાં જન્મમરણ અને બધાં વૃત્તાન્તમાં સાક્ષીભૂત ભગવંતે જ્યારે કહ્યું ત્યારે મણિરથકુમારે વિનંતિ કરી, "હે ભગવંત! એમ જ છે તો હવે મારે સેંકડો ભવના રેંટમાળની ઘટિકા જેવા આ જન્મમરણથી નિરંતર એવા સંસારવાસનુ કામ નથી. શિવસુખના સૌભાગ્યવાળું પ્રવ્રજ્યારત્ન મને આપો." એમ બોલતાં પંચમુષ્ઠિથી લોચ કર્યો. મણિરથકુમારને ભગવંતે દીક્ષા આપી.

દુઃખી જીવ કોણ?

એ સમયે ભગવંત ગૌતમ ગણધરે પ્રશ્ન કર્યો, "હે ભગવંત! આ સંસારી જીવોમાં દુઃખી જીવ કોણ?" ભગવંતે કહ્યું, "હે ગૌતમ! સમ્યગ્દૃષ્ટિ અવિરતિ જીવ હંમેશાં દુઃખી કહેલો છે." ગૌતમ ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! કયા કારણથી?" ભગવંતે કહ્યું, "જે સમ્યગ્દૃષ્ટિ જીવ હોય તે મનુષ્ય, તિર્યંચ અને નરકની વેદનાઓ જાણે છે, આગળથી દેખે છે અને ભયંકર સંસારના ભયને પણ ભાવે છે. સંસારથી મુક્ત કરાવનાર વિરતિભાવ ક્ષણવાર પણ તે માણસ કરી શકતો નથી અને તે કારણે ઉત્તરોત્તર વૃદ્ધિ પામેલા સંતાપવાળો તે નરકદુઃખ અનુભવે છે. એટલા માટે, હે ગૌતમ! સમકિતદૃષ્ટિ અવિરતિ જીવ જગતમાં દુઃખીમાં દુઃખી કહેવાય છે."

સુખી જીવ કોણ?

ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! જગતમાં સુખીમાં સુખી કોણ?" ભગવંતે કહ્યું. "સમકિતદૃષ્ટિ વિરતિવાળો જીવ જગતમાં સુખીમાં સુખી છે. બાકીના સર્વ જીવો દુઃખી છે." ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! શા કારણથી?" ભગવંતે કહ્યું, "જે સમકિતદૃષ્ટિ હોય તે સર્વ પાપયોગ વિષે વિરતિવાળો હોય. તે ચિત્તથી શુદ્ધ હોય. તેના દેહમાં દુઃખ ન હોય, જિનવચનમાં વર્તી રહેલો. સૂત્રમાં જે પ્રમાણે કહ્યું હોય તે માર્ગે ચાલનારો તે જૂનાં પાપકર્મને દૂર કરે અને નવાં કર્મ બાંધે નહિ. સુચિત્તપણા વડે સંસારસમુદ્રને પોતે તરેલો માને અને પોતાના આત્માને એકદમ સિદ્ધિનગરી મળી ગઈ છે એમ માને. શરીર વિશે દુઃખ થાય તો પૂર્વકર્મના ઉદયથી થાય છે. એમાં બીજું કંઈ નથી. બીજું કંઈ તે વિચારતો નથી. તેના મનમાં દુઃખ નથી. માટે, હે ગૌતમ! સમકિતદૃષ્ટિ વિરતિવાળો, આત્માને સંયમિત રાખનારો જીવ જીવોમાં સુખી છે. તેમાં સંદેહ નથી. કહ્યું છે કે જેઓ સંયમમાં લીન છે તેઓ દેવલોકની ઉપમાવાળાં સુખનો અનુભવ કરે છે અને જે તેમાં લીન નથી તે મહાનરક જેવી વેદના અનુભવનારા છે." એ પ્રમાણે હજારો પ્રશ્નોત્તર કરી સેંકડો ભવ્ય જીવોને સંબોધન કરનારા, દૂરના, નજીકના, વચ્ચેના, સૂક્ષ્મ ભૂતકાળ, ભવિષ્યકાળ, વર્તમાનકાળનાં વૃત્તાન્તો કહીને સર્વ જગતના જીવોના બંધુ, પૂજ્ય મહાવીર વર્ધમાન જિનેન્દ્ર ઊભા થયા.

ગૌતમસ્વામીના પ્રશ્નો

ઃ ૩૫૫ એટલામાં દેવો, દાનવો, નરેન્દ્રો પોતપોતાના સ્થાનકે ગયા. બાકી રહેલા ધર્માનુરાગ ઉત્પન્ન થયેલા અને પરમાર્થ પામેલા કેટલાક સુરાસુરના ગુરુ જિનેશ્વરની પાસે આવ્યા. ચાર ઘાતીકર્મ જેમનાં ક્ષીણ થયાં છે એવા, કેવળજ્ઞાનવાળા ભગવાન વિચરતા શ્રાવસ્તિ નગરીમાં પહોંચ્યા. બીજા કોઈક દિવસે ભગવાનનું સમવસરણ તૈયાર થયું. તે સમવસરણની રચનાના ક્રમે સુર, અસુર, મુનિઓ, ગણધરો ત્યાં આવ્યા. શ્રાવસ્તિના રાજા રત્નાંગજ પણ નીકળ્યા. સંસારરૂપી મહાસાગરના તીરનો પાર પમાડનારે ધર્મ કહેવાનો પ્રારંભ કર્યો. આ પ્રમાણે ધર્મોપદેશ થયા પછી. સકલ ધર્મ જાણતા હોવા છતાં અબુધ

જીવોને પ્રતિબોધ કરવા માટે ગૌતમ ગણધર ભગવંતે તીર્થંકરને પ્રશ્ન કર્યો. તેમણે પૂછ્યું, "તે જ જીવ નરકમાં જાય છે. વળી તે જ જીવ ફરી સ્વર્ગમાં જાય છે? શું વળી તે જ જીવ તિર્યંચ ગતિમાં જાય છે? અને તે જ જીવ મનુષ્યપણામાં જાય છે? તે જ બહેરો, તે જ આંધળો કયા કર્મથી થાય છે? તે જ વળી જડ, મૂઢ, અપંગ, શ્રીમંત કે દરિદ્ર થાય છે? તે જ પુરુષ, તે જ સ્ત્રી કે નપુંસક, અલ્પાયુ, દીર્ઘાયુ, દુર્મન, રૂપવાળો થાય છે? કયા કર્મથી સુભગ, કયા કર્મથી દુર્ભગ, કયા કર્મથી બુદ્ધિવાળો કે નિર્બુદ્ધિ જીવ થાય છે? પુરુષ કયા કર્મથી પંડિત અને કયા કર્મથી મૂર્ખ થાય છે? ધીર કેવી રીતે અને ભયવાળો કેમ થાય છે? તેની વિદ્યાઓ નિષ્ફળ કેમ થાય છે? કયા કારણથી પૈસા ચાલ્યા જાય છે, ઓછા થાય છે કે સ્થિર થાય છે? પુત્ર કેમ જીવતો રહેતો નથી? કયા કારણથી ઘણા પુત્રવાળો થાય છે? માણસ જન્માંધ કેવી રીતે થાય છે? અને માણસને શા કારણથી ખાધેલુ પચતું નથી? કયા નિમિત્તથી કોઢનો રોગ, ઠીંગણાપણું અને શક્તિહીનતા થાય છે? કયા કારણે પુરુષ દરિદ્ર થાય છે? કયા સુકૃતથી ધનપતિ બને છે? કયા કારણથી રોગી અને કયા કારણથી નિરોગી થાય છે? કયા કારણથી સંસારમાં સ્થિર થાય છે? શા કારણથી સંસાર ટૂંકો થાય છે? શા કારણથી સંસારમાં અથડાય છે અને શા કારણથી કર્મબંધથી મુક્ત બને છે? હે સર્વ જગતના જીવોના બંધુ! સર્વજ્ઞ! સર્વદર્શી! મુનીન્દ્ર! કયા કર્મનુ આ સર્વ કારણ છે તે સર્વ આપ કહો!"

કર્મનાં ફળ

* ૩૫૬. આ પ્રમાણે પુછાયેલા તથા ઇન્દ્રઇન્દ્રાણીઓ વડે વંદન કરાયેલા ચરણારવિંદવાળા ભગવાન કહેવા લાગ્યા, "હે ગૌતમ! જે તેં પૂછ્યું કે એકલો જીવ આ સર્વ કર્મવશથી પામે છે? માટે તે કર્મ કેવા પ્રકારનું છે તે સાંભળ. જે જીવોને મારે છે, જૂઠું બોલે છે, પારકું ધન હરણ કરે છે, પરદારાગમન કરે છે, બહુ પાપ અને પરિગ્રહમાં આસક્ત હોય છે, ક્રોધી, માનથી જડ, માયાવી, નિષ્ઠુર, આકરો, પાપી, ચાડી કરનાર, સંગ્રહ કરવાના સ્વભાવવાળો, સાધુની નિંદા કરનાર, સાચાં-જૂઠાંના પ્રસંગ સેવનાર, દુષ્ટ બુદ્ધિવાળો, કૃતઘ્ન, બહુ દુઃખ અને શોકની પ્રચુરતાવાળો હોય છે તે જીવ મરીને નરકે જાય છે. કાર્ય કરાવવાના સ્વાર્થ માટે જે મિત્રની સેવા કરે, કામ પતી ગયા પછી શઠ અને ક્રૂર થાય, ચાડી કરનારો, દુર્મતિવાળો હોય તે મરીને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય છે. સરળતા અને નમ્રતાવાળો, ક્રોધ ન કરવાળો, દોષવર્જિત, સાધ્ય, પણ સાધુગુણોમાં રહેલો નથી તે મરીને મનુષ્યગતિમાં જાય છે. તપ, સંયમ અને દાનમાં રક્ત, સ્વભાવથી નમ્રતાના ગુણવાળો, કૃપાળુ, હંમેશાં ગુરુવિનય કરવામાં રક્ત હોય તે મરીને દેવલોકમાં જાય છે.

સ્ત્રી, પુરુષ, નપુંસક કોણ થાય?

જે ચપળ, શઠભાવયુક્ત, માયાકપટથી સ્વજનોને પણ છેતરનારો, કોઇનો વિશ્વાસયોગ્ય ન હોય તે મરીને સ્ત્રી થાય છે. સંતોષી, અત્યંત વિનીત, સરળ સ્થિર સ્વભાવવાળી, હંમેશાં સત્ય બોલનારી સ્ત્રી મરીને પુરુષ થાય છે. ઘોડા, બળદ, પશુઓને જે લંછિત કરે (ડામ દઇ ચિહ્નિત કરે) અથવા નિર્લાંછન કરે તે આ લોકમાં સર્વથી હીન

નપુંસકપણું પામે. જે જીવોને નિર્દયપણે મારે, પરલોકમાં જરા પણ માને નહિ તથા અત્યંત ક્લેશકર્મવાળો હોય તે અલ્પાયુ થાય. જીવોને મારે નહિ, દયા કરવામાં તત્પર, અભયદાન દેવામાં સંતુષ્ટ હોય તે જીવ દીર્ઘાયુ થાય છે એમ કહેવાય છે. હે ગૌતમ! એમાં સંદેહ નથી. પોતાની પાસે હોય તે ન આપે, દીધેલું ઝૂંટવી લે, બીજા દેનારને રોકે એવાં કર્મો વડે જીવ ભોગરહિત થાય છે. શયન, આસન, વસ્ત્ર, ભોજનપાણી વગેરે સાચા દિલથી આપી જે સંતુષ્ટ થાય તે નર, હે ગૌતમ! ભોગી બને છે. નિર્ગુણ, ગર્વિત, રાગવાળો, ધીર, તપસ્વીઓની નિંદા કરનારો, માનવાળો, વિડંબના કરનારો હોય તે દુર્ભાગી પુરુષ થાય છે. ગુરુ, દેવતા, સાધુઓનો વિનય કરવામાં તત્પર, સંતપુરુષનાં દર્શન કરનાર, કોઈને જરાપણ કડવું વચન ન કહેનાર પુરુષ સૌભાગ્યશાળી થાય છે. તપ, જ્ઞાન અને ગુણથી સમૃદ્ધ પુરુષની જે અવજ્ઞા કરે અને 'આ કંઈ જાણતો નથી' એમ કહે છે તે પુણ્ય વગરનો પુરુષ મરીને ખરાબ બુદ્ધિવાળો થાય છે. જે અભ્યાસ, શ્રવણ, ચિંતન કરે, બીજાને ભણાવે, ઉપદેશ આપે તથા શ્રુત અને ગુરુની ભક્તિ કરે તે મરીને સુંદર બુદ્ધિવાળો પુરુષ થાય છે.

### વિદ્યાની સફળતા કે નિષ્ફળતા કેમ?

જે યમ, દંડ, ચાબૂક, દોરડું, તરવાર, ભાલા વડે બીજાઓને વેદના ઉત્પન્ન કરે તે પાપી દયા વગરનો ઘણી વેદનાવાળો થાય છે. જે વેદનાવાળા જીવોને વેદનાથી મુક્ત કરાવે, મરણ અને બંધનથી મુક્ત કરાવે, કારુણ્યથી આર્દ્ર હૃદયવાળો હોય તેને વેદના અલ્પ થાય છે. મારો, ખાઓ, પીઓ, ભણવામાં કે ધર્મ કરવામાં શું છે એમ ચિંતવનારો મરીને કાયર થાય છે. જે વળી ગુરુવર્ગની સેવા કરનારો, ધર્મ અને અધર્મ જાણી તેનો વિવેક કરનારો, શ્રુત, દેવ તથા ગુરુનો ભક્ત હોય તે મરીને પંડિત થાય છે. જે કૃત્રિમ વિનય કરી વિદ્યા કે જ્ઞાન ગ્રહણ કરે, આચાર્યની અવજ્ઞા કરે તેની વિદ્યા નિષ્ફળ થાય છે. વિનય અને સમગ્ર ગુણોથી યુક્ત બની આચાર્યનું બહુમાન કરે અને વિદ્યા ગ્રહણ કરે તો લોકોમાં તેની વિદ્યા સફળ થાય છે. 'હું આપું છું' એમ કરીને જે ન આપે, આશા આપીને વિમુખ બને, હે ગૌતમ! તે અધમ પુરુષનાં કરેલાં પણ વિનાશ પામે છે. જગતમાં જે જે ઇષ્ટ પદાર્થો છે તે સર્વ સાધુઓને આપે અને છતાં પોતે થોડું જ સુકૃત કર્યું છે એમ માને તો તેનું કરેલું કાર્ય નાશ ન પામે.

### આંધળો, બહેરો, અપંગ કોણ થાય?

જે બીજાની વસ્તુનું હરણ કરે તો તેનું હરણ થાય. જો હરણ ન કરે તો તેને ત્યાં સંચય થાય. જે જેવું પાપ કરે તે તેને વિપરીત થાય. જે પુરુષ બહુ દયા કરનાર હોય, હે ગૌતમ! તે બહુ પુત્રવાળો થાય. જે સાંભળેલી વાતને ન સાંભળેલી કહે (અથવા શ્રુત નથી તેને શ્રુત કહે) તે પુરુષ બહેરો થાય. ન જોયેલી વસ્તુને જોયેલી કહે અને એમ જે કોઈ મૂઢાત્મા બોલે તે, હે ગૌતમ! એ કર્મના યોગે આંધળો પુરુષ થાય છે. જાતિમદમાં ઉન્મત્ત બની જે જીવોને ગુલામ તરીકે ખરીદે કે વેચે છે અને જે કૃતઘ્ન હોય છે, હે ઇન્દ્રભૂતિ, તે પુરુષ મરીને દાસ થાય છે. જે વળી ત્યાગી, વિનયથી નમ્ર,

જીવોને પ્રતિબોધ કરવા માટે ગૌતમ ગણધર ભગવંતે તીર્થંકરને પ્રશ્ન કર્યો. તેમણે પૂછ્યું, "તે જ જીવ નરકમાં જાય છે. વળી તે જ જીવ ફરી સ્વર્ગમાં જાય છે? શું વળી તે જ જીવ તિર્યંચ ગતિમાં જાય છે? અને તે જ જીવ મનુષ્યપણામાં જાય છે? તે જ બહેરો, તે જ આંધળો કયા કર્મથી થાય છે? તે જ વળી જડ, મૂઢ, અપંગ, શ્રીમંત કે દરિદ્ર થાય છે? તે જ પુરુષ, તે જ સ્ત્રી કે નપુંસક, અલ્પાયુ, દીર્ઘાયુ, દુર્મન, રૂપવાળો થાય છે? કયા કર્મથી સુભગ, કયા કર્મથી દુર્ભગ, કયા કર્મથી બુદ્ધિવાળો કે નિર્બુદ્ધિ જીવ થાય છે? પુરુષ કયા કર્મથી પંડિત અને કયા કર્મથી મૂર્ખ થાય છે? ધીર કેવી રીતે અને ભયવાળો કેમ થાય છે? તેની વિદ્યાઓ નિષ્ફળ કેમ થાય છે? કયા કારણથી પૈસા ચાલ્યા જાય છે, ઓછા થાય છે કે સ્થિર થાય છે? પુત્ર કેમ જીવતો રહેતો નથી? કયા કારણથી ઘણા પુત્રવાળો થાય છે? માણસ જન્માંધ કેવી રીતે થાય છે? અને માણસને શા કારણથી ખાધેલુ પચતું નથી? કયા નિમિત્તથી કોઢનો રોગ, ઠીંગણાપણું અને શક્તિહીનતા થાય છે? કયા કારણે પુરુષ દરિદ્ર થાય છે? કયા સુકૃતથી ધનપતિ બને છે? કયા કારણથી રોગી અને કયા કારણથી નિરોગી થાય છે? કયા કારણથી સંસારમાં સ્થિર થાય છે? શા કારણથી સંસાર ટૂંકો થાય છે? શા કારણથી સંસારમાં અથડાય છે અને શા કારણથી કર્મબંધથી મુક્ત બને છે? હે સર્વ જગતના જીવોના બંધુ! સર્વજ્ઞ! સર્વદર્શી! મુનીન્દ્ર! કયા કર્મનું આ સર્વ કારણ છે તે સર્વ આપ કહો!"

### કર્મનાં ફળ

* ૩૫૬. આ પ્રમાણે પુછાયેલા તથા ઈન્દ્રઈન્દ્રાણીઓ વડે વંદન કરાયેલા ચરણારવિંદવાળા ભગવાન કહેવા લાગ્યા, "હે ગૌતમ! જે તેં પૂછ્યું કે એકલો જીવ આ સર્વ કર્મવશથી પામે છે? માટે તે કર્મ કેવા પ્રકારનુ છે તે સાભળ. જે જીવોને મારે છે, જૂઠું બોલે છે, પારકું ધન હરણ કરે છે, પરદારાગમન કરે છે, બહુ પાપ અને પરિગ્રહમાં આસક્ત હોય છે, ક્રોધી, માનથી જડ, માયાવી, નિષ્ઠુર, આકરો, પાપી, ચાડી કરનાર, સંગ્રહ કરવાના સ્વભાવવાળો, સાધુની નિંદા કરનાર, સાચાં-જૂઠાંના પ્રસંગ સેવનાર, દુષ્ટ બુદ્ધિવાળો, કૃતઘ્ન, બહુ દુઃખ અને શોકની પ્રચુરતાવાળો હોય છે તે જીવ મરીને નરકે જાય છે. કાર્ય કરાવવાના સ્વાર્થ માટે જે મિત્રની સેવા કરે, કામ પતી ગયા પછી શઠ અને ક્રૂર થાય, ચાડી કરનારો, દુર્મતિવાળો હોય તે મરીને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય છે. સરળતા અને નમ્રતાવાળો, ક્રોધ ન કરવાળો, દોષવર્જિત, સાધ્ય, પણ સાધુગુણોમાં રહેલો નથી તે મરીને મનુષ્યગતિમાં જાય છે. તપ, સંયમ અને દાનમાં રક્ત, સ્વભાવથી નમ્રતાના ગુણવાળો, કૃપાળુ, હંમેશાં ગુરુવિનય કરવામાં રક્ત હોય તે મરીને દેવલોકમાં જાય છે.

### સ્ત્રી, પુરુષ, નપુંસક કોણ થાય?

જે ચપળ, શઠભાવયુક્ત, માયાકપટથી સ્વજનોને પણ છેતરનારો, કોઈનો વિશ્વાસયોગ્ય ન હોય તે મરીને સ્ત્રી થાય છે. સંતોષી, અત્યંત વિનીત, સરળ સ્થિર સ્વભાવવાળી, હંમેશાં સત્ય બોલનારી સ્ત્રી મરીને પુરુષ થાય છે ઘોડા, બળદ, પશુઓને જે લંછિત કરે (ડામ દઈ ચિહ્નિત કરે) અથવા નિર્લાંછન કરે તે આ લોકમાં સર્વથી હીન

નપુંસકપણું પામે. જે જીવોને નિર્દયપણે મારે, પરલોકમાં જરા પણ માને નહિ તથા અત્યંત ક્લેશકર્મવાળો હોય તે અલ્પાયુ થાય. જીવોને મારે નહિ, દયા કરવામાં તત્પર, અભયદાન દેવામાં સંતુષ્ટ હોય તે જીવ દીર્ઘાયુ થાય છે એમ કહેવાય છે. હે ગૌતમ! એમાં સંદેહ નથી. પોતાની પાસે હોય તે ન આપે, દીધેલું ઝૂંટવી લે, બીજા દેનારને રોકે એવાં કર્મો વડે જીવ ભોગરહિત થાય છે. શયન, આસન, વસ્ત્ર, ભોજનપાણી વગેરે સાચા દિલથી આપી જે સંતુષ્ટ થાય તે નર, હે ગૌતમ! ભોગી બને છે. નિર્ગુણ, ગર્વિત, રાગવાળો, ધીર, તપસ્વીઓની નિંદા કરનારો, માનવાળો, વિડંબના કરનારો હોય તે દુર્ભાગી પુરુષ થાય છે. ગુરુ, દેવતા, સાધુઓનો વિનય કરવામાં તત્પર, સંતપુરુષનાં દર્શન કરનાર, કોઈને જરાપણ કડવું વચન ન કહેનાર પુરુષ સૌભાગ્યશાળી થાય છે. તપ, જ્ઞાન અને ગુણથી સમૃદ્ધ પુરુષની જે અવજ્ઞા કરે અને 'આ કંઈ જાણતો નથી' એમ કહે છે તે પુણ્ય વગરનો પુરુષ મરીને ખરાબ બુદ્ધિવાળો થાય છે. જે અભ્યાસ, શ્રવણ, ચિંતન કરે, બીજાને ભણાવે, ઉપદેશ આપે તથા શ્રુત અને ગુરુની ભક્તિ કરે તે મરીને સુંદર બુદ્ધિવાળો પુરુષ થાય છે.

**વિદ્યાની સફળતા કે નિષ્ફળતા કેમ?**

જે યમ, દંડ, ચાબૂક, દોરડું, તરવાર, ભાલા વડે બીજાઓને વેદના ઉત્પન્ન કરે તે પાપી દયા વગરનો ઘણી વેદનાવાળો થાય છે. જે વેદનાવાળા જીવોને વેદનાથી મુક્ત કરાવે, મરણ અને બંધનથી મુક્ત કરાવે, કારુણ્યથી આર્દ્ર હૃદયવાળો હોય તેને વેદના અલ્પ થાય છે. મારો, ખાઓ, પીઓ, ભણવામાં કે ધર્મ કરવામાં શું છે એમ ચિંતવનારો મરીને કાયર થાય છે. જે વળી ગુરુવર્ગની સેવા કરનારો, ધર્મ અને અધર્મ જાણી તેનો વિવેક કરનારો, શ્રુત, દેવ તથા ગુરુનો ભક્ત હોય તે મરીને પંડિત થાય છે. જે કૃત્રિમ વિનય કરી વિદ્યા કે જ્ઞાન ગ્રહણ કરે, આચાર્યની અવજ્ઞા કરે તેની વિદ્યા નિષ્ફળ થાય છે. વિનય અને સમગ્ર ગુણોથી યુક્ત બની આચાર્યનું બહુમાન કરે અને વિદ્યા ગ્રહણ કરે તો લોકોમાં તેની વિદ્યા સફળ થાય છે. 'હું આપુ છું' એમ કરીને જે ન આપે, આશા આપીને વિમુખ બને, હે ગૌતમ! તે અધમ પુરુષનાં કરેલાં પણ વિનાશ પામે છે. જગતમાં જે જે ઇષ્ટ પદાર્થો છે તે સર્વ સાધુઓને આપે અને છતાં પોતે થોડું જ સુકૃત કર્યું છે એમ માને તો તેનું કરેલું કાર્ય નાશ ન પામે.

**આંધળો, બહેરો, અપંગ કોણ થાય?**

જે બીજાની વસ્તુનું હરણ કરે તો તેનું હરણ થાય. જો હરણ ન કરે તો તેને ત્યાં સંચય થાય. જે જેવું પાપ કરે તે તેને વિપરીત થાય. જે પુરુષ બહુ દયા કરનાર હોય, હે ગૌતમ! તે બહુ પુત્રવાળો થાય. જે સાંભળેલી વાતને ન સાંભળેલી કહે (અથવા શ્રુત નથી તેને શ્રુત કહે) તે પુરુષ બહેરો થાય. ન જોયેલી વસ્તુને જોયેલી કહે અને એમ જે કોઇ મૂઢાત્મા બોલે તે, હે ગૌતમ! એ કર્મના યોગે આંધળો પુરુષ થાય છે. જાતિમદમાં ઉન્મત્ત બની જે જીવોને ગુલામ તરીકે ખરીદે કે વેચે છે અને જે કૃતઘ્ન હોય છે, હે ઇન્દ્રભૂતિ, તે પુરુષ મરીને દાસ થાય છે. જે વળી ત્યાગી, વિનયથી નમ્ર,

ચારિત્રના સેંકડો ગુણથી યુક્ત હોય તે જગતમાં સેંકડો લોકોથી સન્માન પામતો મહાપુરુષ થાય છે. જે નિર્દય બની શરીરમા ઘા પડેલા હોય તેવાં દુઃખી જાનવરોને જોટી ભાર ઊંચકાવે, જેના ગાત્ર, સંધિમાં પીડા થતી હોય તેની પાસે કામ કરાવે તે લંગડો થાય છે. મધપૂડા તોડવા, અગ્નિદાહ દેવો, કોઇને ડામ દેવા એમ કોઇપણુ જીવને જેઓ દુઃખ આપે છે તેમ જ વનદવ સળગાવી જીવોને બાળે છે તે પુરુષને કોઢનો રોગ થાય છે. ગાય, ભેંસ, જાનવર, ઊંટ ઉપર ખૂબ ભાર ભરીને પીડા કરે તે એવાં પાપને યોગે કુબડો થાય છે. સાધુઓને જે એઠું, ખરાબ, કહોવાઇ ગયેલુ અન્નપાણી જાણુવા છતા આપે તેને ખાધેલુ પચે નહિ. જે હાથચાલાકીથી બીજાને છેતરે, ખોટા તોલમાપ રાખે, ભળતો માલ વેચે, કપટપૂર્વક વ્યવહાર કરે તેનુ એક અંગ ખોટું થાય છે. કૂકડા, તેતર, લાવક, ભુંડ, હરણુ અથવા એવા સર્વ જીવોને જે હંમેશાં બાંધી કે ગોંધી રાખે તે હંમેશાં ભયવાળો અને ઉદ્વેગવાળો રહે છે. ધર્મ નથી, જીવ નથી, પરલોક નથી, કોઇ સાધુ નથી એ પ્રમાણે જે કોઇ બોલે તેનો સંસાર સ્થિર બને. ધર્મ છે, લોક છે, અધર્મ છે, સર્વજ્ઞ છે, સાધુઓ છે એમ જે બોલે અને માને તે સંસારી ન રહે. સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન, ચારિત્રના ગુણુ વડે જેનુ શરીર શોભાયમાન હોય તે ભવસમુદ્ર તરીને જલદી સિદ્ધિપુરીને પ્રાપ્ત કરે છે.



# પ્રકરણ ચોવીસમું

## કામગજેન્દ્ર

* ૩૫૭. આ પ્રમાણે ભગવંતે કહ્યા પછી દેવોના સ્વામી ઇન્દ્ર મહારાજા વડે વંદન કરાયેલા ચરણયુગલવાળા ભગવંતને ઇન્દ્રો-નરેન્દ્રો વગેરે સર્વે મસ્તકે બે હાથની અંજલિ કરી પછી બોલ્યા, "અહો! ભગવંતે સકલ જગતના જીવોનાં જન્મ, જરા, મરણના રેંટની ઘટિકાની શ્રેણીપરંપરાનાં કારણો સારી રીતે સમજાવ્યાં."

એ સમયે લાંબી ભુજાથી મનોહર, વિશાળ વક્ષસ્થળની વચ્ચે ડોલતા મુક્તાહાર વડે શોભિત, ગૂંથેલા કાળા, મનોહર, ચળકતા કેશવાળા, ગાલ ઉપર વિલાસ કરતાં મણિ-કુંડળનાં કિરણો વડે પ્રતિબિંબિત થતાં સૂર્યકિરણોવાળા-વધારે શું કહેવું-?

ડોલતા મનોહર બાહુવાળા, વક્ષસ્થળમાં શોભતા હારવાળા, દેવકુમાર જેવા કોઈક કુમારે સમવસરણમાં પ્રવેશ કર્યો તેણે 'જય જય' એમ શબ્દોચ્ચાર કરીને છ જીવનિકાયના પ્રિયબંધુ જિનેન્દ્રને ત્રણ પ્રદક્ષિણા કરી. પગે પડી ઊભા થતાં કહ્યું, "હે ભગવંત! આજે રાત્રે મેં જે દીઠું, સાંભળ્યું, અનુભવ્યું તે સ્વપ્ન છે, ઇન્દ્રજાળ છે કે સત્ય છે તે કહો." ભગવાને કહ્યું, "હે દેવાનુપ્રિય! તેં જે જોયું તે સત્ય છે. હે નરવર! તે ઇન્દ્રજાળ, કૌતુક કે સ્વપ્ન ન હોઈ શકે." ભગવાને આટલું જ કહ્યું ત્યાં તો તે જ ક્ષણે ઉતાવળા પગલે તે સમવસરણમાંથી બહાર નીકળી ગયો. ત્યારે કમળપત્ર જેવી લાંબી દૃષ્ટિવાળા ઇન્દ્રાદિક અને જનસમૂહ તેના તરફ નજર નાખી રહ્યા.

એ સમયે પોતે જાણતા હોવા છતાં ગણધર ભગવંતે મહાવીર ભગવંતને પ્રશ્ન કર્યો કે "હે ભગવંત! આ જે પુરુષ આવીને ગયો તે કોણ હતો? તેણે જે રાત્રે દેખ્યું અને સાંભળ્યું તથા તેણે જે પૂછ્યું કે તે સ્વપ્ન છે કે સત્ય છે તે અમને કહો." આમ કહ્યું એટલે ઇન્દ્રાદિકોએ પણ કહ્યું, "હે ભગવંત! અમને પણ તે જાણવાનું કૌતુક છે. તો તે કહેવાનો અનુગ્રહ કરો." એમ કહેવાતાં જ ભગવંતે કહ્યું:-

### દેવીએ માગેલું વરદાન

* ૩૫૮. અહીંથી બહુ દૂર નહિ એવું, ઘણું મોટું અને ઘણા લોકોની વસ્તીવાળું, દૂર દૂર સુધી મનોહર ઉપવનવાળું, મોટી ખાઈ રૂપી વલયના મધ્યમાં રહેલું, સ્થિર હોવા છતાં ચંચળ ધજાયુક્ત અરુણાભ નામનું નગર છે. તે નગરમાં કામગજેન્દ્ર નામનો રાજા

ચારિત્રના સેંકડો ગુણુથી યુક્ત હોય તે જગતમાં સેંકડો લોકોથી સન્માન પામતો મહાપુરુષ થાય છે. જે નિર્દય બની શરીરમાં ઘા પડેલા હોય તેવાં દુઃખી જાનવરોને જોડી ભાર ઊંચકાવે, જેનાં ગાત્ર, સંધિમાં પીડા થતી હોય તેની પાસે કામ કરાવે તે લંગડો થાય છે. મધપૂડા તોડવા, અગ્નિદાહ દેવો, કોઈને ડામ દેવા એમ કોઈપણ જીવને જેઓ દુઃખ આપે છે તેમ જ વનદવ સળગાવી જીવોને બાળે છે તે પુરુષને કોઢનો રોગ થાય છે. ગાય, ભેંસ, જાનવર, ઊંટ ઉપર ખૂબ ભાર ભરીને પીડા કરે તે એવાં પાપને યોગે કુબડો થાય છે. સાધુઓને જે એઠું, ખરાબ, કહોવાઇ ગયેલું અન્નપાણી જાણવા છતાં આપે તેને ખાધેલુ પચે નહિ. જે હાથચાલાકીથી બીજાને છેતરે, ખોટાં તોલમાપ રાખે, ભળતો માલ વેચે, કપટપૂર્વક વ્યવહાર કરે તેનું એક અંગ ખોટું થાય છે. કૂકડા, તેતર, લાવક, ભુંડ, હરણુ અથવા એવા સર્વ જીવોને જે હંમેશાં બાંધી કે ગોંધી રાખે તે હંમેશાં ભયવાળો અને ઉદ્વેગવાળો રહે છે. ધર્મ નથી, જીવ નથી, પરલોક નથી, કોઇ સાધુ નથી એ પ્રમાણે જે કોઇ બોલે તેનો સંસાર સ્થિર બને. ધર્મ છે, લોક છે, અધર્મ છે, સર્વજ્ઞ છે, સાધુઓ છે એમ જે બોલે અને માને તે સંસારી ન રહે. સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન, ચારિત્રના ગુણુ વડે જેનું શરીર શોભાયમાન હોય તે ભવસમુદ્ર તરીને જલદી સિદ્ધિપુરીને પ્રાપ્ત કરે છે.



# પ્રકરણ ચોવીસમું

## કામગજેન્દ્ર

* ૩૫૭. આ પ્રમાણે ભગવંતે કહ્યા પછી દેવોના સ્વામી ઇન્દ્ર મહારાજા વડે વંદન કરાયેલા ચરણયુગલવાળા ભગવંતને ઇન્દ્રો–નરેન્દ્રો વગેરે સર્વે મસ્તકે બે હાથની અંજલિ કરી પછી બોલ્યા, "અહો ! ભગવંતે સકલ જગતના જીવોનાં જન્મ, જરા, મરણના રેંટની ઘટિકાની શ્રેણીપરંપરાનાં કારણો સારી રીતે સમજાવ્યાં."

એ સમયે લાંબી ભુજાથી મનોહર, વિશાળ વક્ષસ્થળની વચ્ચે ડોલતા મુક્તાહાર વડે શોભિત, ગૂંથેલા કાળા, મનોહર, ચળકતા કેશવાળા, ગાલ ઉપર વિલાસ કરતાં મણિ-કુંડળનાં કિરણો વડે પ્રતિબિંબિત થતાં સૂર્યકિરણોવાળા–વધારે શું કહેવું–?

ડોલતા મનોહર બાહુવાળા, વક્ષસ્થળમાં શોભતા હારવાળા, દેવકુમાર જેવા કોઇક કુમારે સમવસરણમાં પ્રવેશ કર્યો. તેણે 'જય જય' એમ શબ્દોચ્ચાર કરીને છ જીવનિ-કાયના પ્રિયબંધુ જિનેન્દ્રને ત્રણ પ્રદક્ષિણા કરી. પગે પડી ઊભા થતાં કહ્યું, "હે ભગવંત ! આજે રાત્રે મેં જે દીઠું, સાંભળ્યુ, અનુભવ્યું તે સ્વપ્ન છે, ઇન્દ્રજાળ છે કે સત્ય છે તે કહો." ભગવાને કહ્યું, "હે દેવાનુપ્રિય ! તેં જે જોયું તે સત્ય છે. હે નરવર ! તે ઇન્દ્ર-જાળ, કૌતુક કે સ્વપ્ન ન હોઇ શકે." ભગવાને આટલું જ કહ્યું ત્યાં તો તે જ ક્ષણે ઉતા-વળા પગલે તે સમવસરણમાંથી બહાર નીકળી ગયો. ત્યારે કમળપત્ર જેવી લાંબી દૃષ્ટિવાળા ઇન્દ્રાદિક અને જનસમૂહ તેના તરફ નજર નાખી રહ્યા.

એ સમયે પોતે જાણતા હોવા છતાં ગણધર ભગવંતે મહાવીર ભગવંતને પ્રશ્ન કર્યો કે "હે ભગવંત ! આ જે પુરુષ આવીને ગયો તે કોણ હતો ? તેણે જે રાત્રે દેખ્યુ અને સાંભળ્યું તથા તેણે જે પૂછ્યુ કે તે સ્વપ્ન છે કે સત્ય છે તે અમને કહો." આમ કહ્યું એટલે ઇન્દ્રાદિકોએ પણ કહ્યું, "હે ભગવંત ! અમને પણ તે જાણવાનુ કૌતુક છે. તો તે કહેવાનો અનુગ્રહ કરો." એમ કહેવાતાં જ ભગવંતે કહ્યું:–

### સ્ત્રીએ માગેલું વરદાન

* ૩૫૮. અહીંથી બહુ દૂર નહિ એવું, ઘણું મોટું અને ઘણા લોકોની વસ્તીવાળું, દૂર દૂર સુધી મનોહર ઉપવનવાળું, મોટી ખાઈ રૂપી વલયના મધ્યમાં રહેલું, સ્થિર હોવા છતાં ચંચળ ધજાયુક્ત અરુણાભ નામનું નગર છે. તે નગરમાં રણગજેન્દ્ર નામનો રાજા

છે. તે શૂરવીર, ધીર, મધુર, સમર્થ, દક્ષ, દાક્ષિણ્યવાળો, દયાદાન કરવામાં તત્પર હતો. તેનો કામગજેન્દ્ર નામનો પુત્ર છે. તે કામી, કામવાસનાઓમાં પરોવાયેલા ચિત્તવાળો, કામથી પીડા પામેલો, કામરાગ અને કામરતિમાં આસક્ત, કામદેવ વડે ઇચ્છાતો, સ્વભાવથી અને નામથી પણ કામગજેન્દ્ર હતો. તેને ઘણી સ્ત્રીઓમાં એક પ્રિયંગુમતી નામની અત્યંત વહાલી પ્રિયા હતી. હવે કોઇક દિવસે રાજપુત્ર સ્નાન, ભોજન, વિલેપન કરી મહાદેવી (પ્રિયંગુમતી) સાથે મત્ત હાથી ઉપર બેસી નગરલોકોના વૈભવવિલાસો જોઇ રહ્યો હતો.

કુમાર તે પ્રમાણે હાથી પર આરૂઢ થઇને ચાલ્યો જતો હતો ત્યારે એક વણિકના ઘરના માળની ફરસબંધી ઉપર એક વણિક કુમારીને દડાની રમત રમતી જોઇ. તેને જોઇ કામગજેન્દ્ર વિચાર્યું, "અહો ! જો જો વણિકકન્યાનું ચતુરપણું ! તે વળે છે, સ્ખલના પામે છે, કંપે છે, પરસેવાનાં બિન્દુઓ સ્પર્શે છે, લક્ષ બાંધે છે. જાણે સુરતક્રીડામાં ચતુર હોય તેવી આ બાળા દડાની ક્રીડા રમી રહી છે." એ પ્રમાણે જોઇ રહેલા, કામ મહારાજને આધીન થયેલા તેને તેના ઉપર મોટો અનુરાગ ઉત્પન્ન થયો. કહ્યું છે કે "સારા રૂપમાં સ્નેહ થાય. કેટલાક લોકને વિરૂપમાં પણ પ્રેમ થાય. માટે રૂપમાં ગાંડા ન બનશો. પ્રેમનું કારણ કંઇ રૂપ નથી."

**મહાદેવીને વચન**

ત્યારે પાસે બેઠેલી મહાદેવીએ બીતાંબીતાં પોતાનો ભાવ છુપાવ્યો. તેણે પતિના પ્રેમચિત્તને જાણી લીધું. ત્યાર પછી તેનો વિચાર કરતાં રાજપુત્રને હૃદયમાં ઉદ્વેગ થયો. પૂછવા છતાં પણ તે કહેતો નહોતો. ફરી વળી તેણે (રાણીએ) વિચાર્યું, "એમના ઉદ્વેગનું કારણ શું હશે ? અથવા મને સમજાયું કે દડો રમતી વણિકપુત્રી જ એનું કારણ છે. માટે તેમના ઉદ્વેગને દૂર કરું." એમ વિચારી પ્રિયંગુમતીએ તે કન્યાની માતાને બોલાવી. તેણે તેને કહ્યું, "રાજકુમારને તારી કન્યા આપ." તેણે આપી. લગ્ન કર્યાં ત્યારે સંતુષ્ટ થયેલા કામગજેન્દ્રે મહાદેવીને કહ્યું, "તેં મારા મનનો ભાવ બરાબર જાણી લીધો. માટે બોલ, હું તને શું વરદાન આપું ?" તેણે કહ્યું, "જો તમે ખરેખર દેવાના હો તો જ કહું." રાજપુત્રે કહ્યું, "નિઃશંક કહે. જરૂર આપીશ." એમ કહ્યું ત્યારે દેવીએ કહ્યું, "આ જગતમાં જે કંઈ તમે જુઓ, સાંભળો અને અનુભવો તે સર્વ તમારે મને કહેવું. આ મારું માગવું છે." રાજપુત્રે કહ્યું, "ભલે, એમ હો !"

**રાજા, ચિત્રકાર અને કવિ**

એ પ્રમાણે તેઓ રહેતાં હતાં ત્યારે બીજા કોઈ દિવસે એક ચિત્રકારપુત્ર આવ્યો. તેણે ચિત્રપટમાં ચીતરેલી એક ચિત્રપુતળી આપી. તે કેવી હતી ? સકલ કલાઓમાં નિપુણ હોય તે જ માણસ તેનું વર્ણન કરી શકે. તે જોઇ કામગજેન્દ્રે કહ્યું, "અહો, કોઇકે સત્ય જ કહ્યું છે કે રાજા, ચિત્રકાર અને કવિ ત્રણે નરકે જાય છે." તેણે પૂછયું, "હે દેવ ! તેનું શું કારણ ?" રાજાએ કહ્યું, "પૃથ્વીમાં જે હોતું નથી, દેખાતું નથી, તેમ જ જેનો સદ્ભાવ પણ હોતો નથી તેને રાજા, ચિત્રકાર અને કવિઓ કરે છે. અસત્યનું ફળ નરક છે.

આ ત્રણે પુરુષો અસત્ય કરે છે માટે તે ત્રણે નરકમાં જાય છે એમાં સંદેહ નથી." ત્યાર પછી ચિત્રકારપુત્રે કહ્યું, "હે દેવ! વિનંતી કરી કહું છું કે રાજા હોય તે રાજતંત્રવાળો હોય અને તે નરકમાં જાય તેને કોણ રોકે? પરંતુ કુશળ ચિત્રકાર અને કવિની વાત જુદી છે. પોતાની શક્તિ અનુસાર દીઠેલું, સાંભળેલું કે અનુભવેલું કાવ્ય કવિ રચે છે, તેમ જ ચિત્રકલાકુશલ ચિત્રકાર પણ જોયેલું જ પટમાં આલેખે છે."

### અવંતિપુત્રીનું ચિત્ર

* ૩૫૬. કામગજેન્દ્રે કહ્યું, "જો ચિત્રકાર જોયેલું ચીતરે તો તે વાત વિરુદ્ધ છે. ચિત્રમાં ચીતરેલું આ રૂપ તેં ક્યાં જોયુ?" તેણે કહ્યું, 'ઉજ્જયિની નગરીમાં અવંતિ નામના રાજાની પુત્રીનું આ રૂપ જોઇ તે જ વખતે ત્યાં આ રૂપ આલેખ્યું છે." તે સાભળી ફરી રાજા અવલોકન કરવા લાગ્યો. એટલે નિદ્રાની જેમ મન અને નયનનું હરણ કરનારી, તિલોત્તમાની જેમ અનિમિષ નયનવાળી, શક્તિ (હથિયાર)ની જેમ હૃદય ચીરવાને સમર્થ, સ્વર્ગપુરીની જેમ બહુ પુણ્યથી પ્રાપ્ત થઇ શકે તેવી, શુક્લપક્ષના બીજના ચંદ્ર જેવી રેખાશુદ્ધ, મહારાજાની રાજ્યવૃત્તિની જેમ સારી રીતે જુદા પાડેલા વર્ણથી શોભિત, પૃથ્વીની જેમ મનોહર દેખાતા માર્ગના વિભાગોવાળી, દુકાનમાર્ગની જેમ પ્રમાણયુક્ત તથા જિનેશ્વરની જેમ સારી રીતે પ્રતિષ્ઠિત થયેલાં અંગોપાંગવાળી તે સુંદરી જોઇ.*

કામદેવના શરીરને તોડી, ચૂરેચૂરા કરી અને અમૃત સાથે મેળવીને ચિત્રકળામાં કુશળ એવા બ્રહ્માએ જરૂર આ ચીતરેલું હોવું જોઇએ એમ માનું છું.

### પરણવા માટે નીકળેલો કામગજેન્દ્ર

તે સુંદર કન્યાના ચિત્રને જોઇ રાજા ક્ષણવાર ધ્યાન ધરતો હોય તેમ, સ્તંભિત કર્યો હોય તેમ, પથ્થરમય બની ગયો હોય તેમ થઇ ગયો. ફરી પૂછ્યું, "શું આ કુમારી છે?" તેણે કહ્યું, "દેવ! કુમારી છે." રાજાએ કહ્યું, "ભ્રમરલતા રૂપી ધનુષ્ય અને કાલપૃષ્ટ શ્યામ પાંપણવાળી લાંબી આંખો રૂપી બાણ વડે મારતી અને લોકોને લમાવતી તે કુમારી નથી પણ મારનારી છે." એમ બોલતો રાજા ઊભો થયો કરવા યોગ્ય જરૂરી કાર્યો પતાવ્યાં. મહાદેવીને ચિત્ર બતાવ્યું. રાજાએ કહ્યું, "જો આ કુમારી મળે તો સુંદર થાય!" પછી મંત્રીઓએ કહ્યું, "હે દેવ! તમારું પોતાનું ચિત્ર તૈયાર કરાવો અને ચિત્રકારને ફરી ત્યાં મોકલો. એટલે રાજપુત્રી પોતે ચિત્ર જોઇ તમને વરશે." એમ મંત્રીઓએ નક્કી કર્યું, એટલે કામગજેન્દ્રનું ચિત્ર તૈયાર થયું. ચિત્રકારપુત્ર ત્યાંથી નીકળ્યો. ઉજ્જયિની પહોંચ્યો. રાજપુત્રીને તે બતાવ્યું. એટલે કન્યાના હૃદયને તે ગમ્યો. અવંતિરાજાને જણાવ્યુ કે "આ પુરુષદ્વેષિણી રાજપુત્રીને કામગજેન્દ્ર રાજકુમાર પસંદ પડ્યો છે." એ સાંભળી રાજાએ કહ્યું, "ઠીક થયું કે કોઈ પણ પ્રકારે તેના ચિત્તની અભિલાષા પ્રગટ થઇ છે." તેને આપી. 'પરણવા પધારો' એમ વધામણાં કહેવરાવ્યાં. એટલે મહાદેવીને સાથે લઈ કામગજેન્દ્રે પરણવા માટે લશ્કર સાથે પ્રયાણ કર્યું. બહુ દૂર નહિ એટલે અંતરે પડાવ નાંખ્યો.

* મૂળમાં અહીં શ્લેષવાળી રચના છે.

એટલામાં ઘણા લોકસમૂહની એક આંખ જેવો સૂર્ય અસ્ત પામ્યો. ત્યાર પછી રાત્રે કરવા યોગ્ય કાર્યો પતાવી લશ્કરનો ઘણો વર્ગ સૂઈ ગયો. કોઈક પહેરો ભરે છે, કોઈક ગાય છે, કોઈક વળી બીજું કંઈ કરે છે. એમ કરતાં રાત્રે બીજે પહોરે રાજા મહાદેવીની સાથે પલંગમાં સૂઈ ગયો અને ત્યાં તો કોઈક અપૂર્વ કોમળ હથેળીના સ્પર્શ વડે તે જાગી ગયો અને વિચારવા લાગ્યો, "અહો, આવો સ્પર્શ પૂર્વે મેં કોઈ વખત અનુભવેલો નથી. સર્વથા આ કોઈ સામાન્ય મનુષ્યનો સ્પર્શ નથી." એમ વિચારી પોતાનાં નયનકમળ ખોલ્યાં તો ત્યાં આગળ ઊભી રહેલી બે કન્યાઓને જોઈ.

બે કુમારીઓનું વર્ણન

* ૩૯૦. તે કેવા પ્રકારની હતી? જેમ કે—

એક રણકાર કરતાં નૂપુર પહેરેલી અને નૃત્ય કરતા ચરણાગ્રથી શોભા પામતી અને બીજી લગાડેલ અળતાના લાલ રંગ સાથે મળતી કાંતિવાળી હતી. એક કોમળ કેળના સ્તંભ સરખા સાથળયુગલથી ત્રિલોકને જીતનારી અને બીજી હાથીની સૂંઢ જેવા પુષ્ટ અને લાવણ્યયુક્ત સાથળવાળી હતી. એક મોટા નિતંબવાળી, રણકાર કરતા કંદોરાથી મનને વિકૃત કરનારી અને બીજી પહોળા કટિતટવાળી અને ચક્રાકાર કાંચળીની કરચલીઓવાળી હતી. એક મૃદંગ જેવા મધ્યભાગવાળી, ત્રિવલીના તરંગ વડે શોભતા શરીરવાળી અને બીજી મુષ્ટિગ્રાહ્ય કમર ઉતાવળથી વહન કરનારી હતી. એક મહાનિધાનના મુખ જેવા નાભિપીઠને વહન કરનારી અને બીજી લાવણ્યમય વાવ જેવી નાભિ વહન કરનારી હતી. એક બિલ્વફળ જેવા સ્તનવાળી, કંઈક રોમરાજિ ઊગેલી અને બીજી કોઠાં જેવા સ્તનયુગલ વડે શોભતી હતી. એક લાલ કમળ જેવી કોમળ બાહુલતાવાળી તથા નવી કૂંપળ જેવી હથેળીવાળી અને બીજી નવીન બાહુલતા તથા પદ્મકમળ જેવી લાલ હથેળીવાળી હતી. એક ચંદ્ર જેવા વદનવાળી, મનોહર હોઠ વડે શોભતા મુખવાળી અને બીજી શતદલ કમળ જેવા મુખવાળી અને કુવલય જેવાં વિકસેલાં નયનવાળી હતી. એક શ્યામ વર્ણવાળી, રત્નો વડે પ્રકાશિત તેજથી શોભતી અને બીજી શ્રેષ્ઠ સુવર્ણથી ઘડેલી હોય તેવી, કંચનવર્ણવાળી બાળા જણાતી હતી. એ પ્રમાણે સંભ્રમ અને કુતૂહલમાં તલ્લીન બનેલો કામગજેન્દ્ર રાજા રતિ અને ધૃતિ જેવી તે બે કુમારીઓના રૂપને જોવા લાગ્યો.

રાજાએ આપેલું વચન

* ૩૯૧. રાજાએ વિચાર્યું, "અહો, આ રતિ કે ધૃતિ હશે? લક્ષ્મી, હ્રી, રંભા ઉર્વશી હશે? કે સાવિત્રી હશે? કે કોણ હશે? હું જાણતો નથી." એમ વિચારી રાજાએ કહ્યું, "તમે માનુષી છો, દેવીઓ છો, કિન્નરીઓ છો કે વિદ્યાધર બાલિકાઓ છો તે કહો. મને કૌતુક થાય છે." તેમણે કહ્યું, "અમે વિદ્યાધરીઓ છીએ. કાર્ય માટે તમારી પાસે આવ્યાં છીએ. માટે કૃપા કરી કાર્ય કરી આપો. અમને આશાભંગ ન કરશો." રાજાએ કહ્યું, "અભિપ્રાય બાંધીને અમારે ઘેર આવેલા કાર્યાર્થી સ્નેહીવર્ગનો આશાભંગ, હે સુંદરી! અમારા કુળમાં કોઈએ પણ કર્યો નથી." તેઓએ કહ્યું, "તમારા કુળમાં કોઈએ

પણ સ્નેહીવર્ગનો આશાભંગ કર્યો નથી, તો તમારાં ત્રણ વચન કહી દો. તમારે કાર્ય કરવાનું જ છે.” રાજાએ વિચાર્યું, “મારી પાસે આ શાની માગણી કરે છે તે નથી સમજી શકાતું. અથવા જે સ્નેહીવર્ગને દઈ શકાતું નથી અને મિત્ર અને બંધુવર્ગ વડે ભોગવાતું નથી તેવું, અમારા સાત કુળમાં જે ન બન્યું હોય તેવું એમને હો. સત્ત્વથી રાજ્ય મળે છે અને રોહણાચલમાંથી રત્નો પણ પ્રાપ્ત થાય છે. પરંતુ ક્યાય સ્નેહી–સજ્જન મળતો નથી. ગુણસમૃદ્ધ આ વિદ્યાધર બાળાઓ મધુર બોલનારી, મુગ્ધ, ચતુર છે. પુણ્યશાળી મને છોડીને એ શાની માગણી કરતી હશે ? તો આ કુમારિકાઓ ધન, રાજ્ય, વૈભવ, પરિજન, બધુ, મસ્તક, જીવિત કે જે કંઇ માગે તે નક્કી આજે મારે આપવું જ.” એમ વિચારતાં રાજાએ કહ્યુ, “હે સુંદરી ! જે ત્રણ વચન તમે માગ્યા તે હવે કહી નાખો. જો પ્રથમ વચન પ્રમાણ થયું તો બીજાં બે નિરર્થક છે અને જો પ્રથમ પ્રમાણ ન થયું તો બાકીનાં લાખો પણ નિરર્થક છે. માટે સર્વથા તે કાર્ય કહો.”

## પુરુષદ્વેષિણી બિન્દુમતી

* ૩૬૨. તેઓએ કહ્યું, “જો એમ છે તો સાંભળો ! અહીંથી ઉત્તર દિશાવિભાગમાં સર્વ રત્નમય નિર્મિત, સુવર્ણ ધાતુરસ ઝર્યા કરે એવો, પીળા વર્ણવાળો પર્વતનો એક ભાગ છે. તેની ગુફામાં વિદ્યાધરયુગલો ક્રીડા કરવાથી સુદર, વજ્રરત્ન, ઇન્દ્ર, નીલમણિ, મરકત વગેરે રત્નોથી શોભિત શિખરવાળો, સિદ્ધભવન ઉપર ધ્વજાપટથી શોભતો, જુદા જુદા પ્રકારની સેંકડો તેજસ્વી ઔષધિથી મડિત વૈતાઢ્ય નામનો શ્રેષ્ઠ પર્વત છે તેની બે શ્રેણી છે ઉત્તર શ્રેણી અને દક્ષિણ શ્રેણી. ત્યા વિદ્યાધરોનો નિવાસ છે. હે રાજપુત્ર ! ત્યાં આગળ ઉત્તરશ્રેણીમા સુદરાનંદ–મંદિર નામનુ નગર છે. હે કુમાર ! તે નગર ઘણા મંદિરો વડે સુંદર, ઘણા પુરુષોથી સેવાતુ, ઘણી મહિલાઓ વડે મનોહર, ઘણાં રત્નોથી સુશોભિત, ઘણાં જળાશયો વડે ઘેરાયેલુ, ઘણાં ખીલેલાં પુષ્પયુક્ત વનવાળું છે. વધારે શુ કહેવું ? ઘણા વચનો વડે વર્ણન કરી શકાય એવું તે નગર છે. ત્યાં પૃથ્વીસુંદર નામનો અવર્ણનીય રાજા છે. તે રાજાને મેખલા નામની મુખ્ય રાણી છે. તેમને ચતુર, મધુર બોલનારી, દક્ષ, દાક્ષિણ્યયુક્ત, દયાળુ, રૂપાળી, સૌભાગ્યવાળી, વિજ્ઞાન, જ્ઞાન અને કળા–કૌશલ્યાદિ ગુણો વડે આ પૃથ્વીમાં અનુપમ ગુણવાળી બિન્દુમતી નામની પુત્રી ઉત્પન્ન થયેલી છે. કરોડ વર્ષના આયુષ્યવાળી અનેક મહિલાઓ તેમ જ ભણેલા વિદ્વાન પંડિત પુરુષો વડે પણ તેના ગુણનો પાર પામી શકાય તેમ નથી. માટે, હે કુમાર ! બહુ કહેવાથી શું ? પણ તે કન્યા પુરુષ દ્વેષિણી બની ગઈ છે: રૂપ, વૈભવ, વિલાસ, પૌરુષ અને પ્રભાવયુક્ત વિદ્યાધર કુમારને તે ઇચ્છતી નથી. એટલે યૌવનમાં આવેલી તેને માતા–પિતાએ કહ્યુ, “અરે, તું સ્વયંવરમાં ભર્તાર ગ્રહણ કરીશ તો તને કોઈ યોગ્ય પ્રાપ્ત થશે.” એમ કહ્યું ત્યારે તે ભ્રમણ કરવા લાગી. ફરતાં ફરતાં એક દિવસ તેણે કહ્યું, “હે સખીઓ ! દક્ષિણશ્રેણીમાં જમણી બાજુ તરફ ઉપવનમાં ફરીએ. એટલે અમે ‘ભલે, એમ હો !’ એમ કહ્યુ. એમ બોલતા ઉજ્જવળ ખડ્ગ જેવા આકાશતલમાં ઊડ્યાં. એક પર્વતની ખીણમાં ઉદ્યાનના મધ્યભાગમાં ઊતર્યાં. ત્યાં રમતાં હતાં ત્યારે એક કિંનરયુગલનું ગીત સાંભળ્યુ. એ સાંભળી જરા વધારે

ધ્યાનથી સાંભળ્યું એટલે તેમણે આ ગીતિકા ગાઈ, "રૂપમાં કામદેવ જેવો, સંગત વેષવાળો, લોકમાં યશવાળો કામગજેન્દ્ર પુણ્યરહિતથી તો જોવા પણ પામી શકાતો નથી."

## બિન્દુમતીની કામાવસ્થા

* ૩૬૩. આ ગીતિકા સાંભળી પ્રિય સખીએ કહ્યું, "અરે સખી પવનવેગા! આ કિન્નરયુગલને પૂછ કે "તમે હમણાં ગાઓ છો તે કામગજેન્દ્ર કોણ છે અને ક્યાં છે?" મેં કહ્યું, "જેવી તારી આજ્ઞા." એમ કહીને કિન્નરયુગલ પાસે જઈને પૂછયું, "જેને તમે ગાઓ છો તે કામગજેન્દ્ર કોણ છે?" ત્યારે કિન્નરીએ કહ્યું, "હે વિદ્યાધરબાલા! તું કાનથી સાંભળે છે અને કંઈક દેખે છે જો એ સર્વ સત્ય છે તો કામગજેન્દ્રને કેમ નથી સાંભળ્યો?" મેં કહ્યું, "તું જાણનારી છે, ચતુર છે. માટે વધારે પરિહાસ ન કર કામગજેન્દ્ર ક્યાં છે તે કહે." તેણે કહ્યું, "જો તારે કામગજેન્દ્રનું કામ હોય તો આને પૂછ." એટલે કિન્નરને પૂછયું. તેણે કહ્યું, "રયણાભ (અરુણાભ) નામના નગરમાં રણગજેન્દ્ર રાજાનો પુત્ર કામગજેન્દ્ર છે. તે એવો છે કે જેથી તેના ચારિત્રનાં દોહરાઓ, ખંડકાવ્યો, થઠ, જંબેટ્ટિયા, ચિત્રગાથા રૂપ છંદોમાં રચના કરી, આશ્ચર્યકારક પ્રશંસા રૂપી ગીતો વગેરે અત્યારે સમગ્ર કિન્નરસમુદાય ગાઈ રહેલ છે." એ સાંભળી હે રાજપુત્ર! મેં બિન્દુમતીને નિવેદન કર્યું. ત્યારથી તે કેવી થઇ ગઇ છે? જાણે સરોવરમાંથી બહાર કાઢેલી કમલિની, અથવા જળમાંથી તપ્ત રેતીમાં બહાર કાઢેલી માછલી, મરડી નાખેલી વનલતા, ઉખેડી નાંખેલી પુષ્પમંજરી, છૂટી પડી ગયેલી હંસી, ગ્રહથી ગ્રસિત ચંદ્રલેખા અથવા મંત્રથી વશ કરેલી નાગણ. તે ચિત્ર ચીતરતી નથી, નાટયશાસ્ત્રનો પાઠ કરતી નથી, ગીત ગાતી નથી, વ્યાકરણ ભણતી નથી, અક્ષરો લખતી નથી, પુસ્તકો જોતી નથી, વીણા વગાડતી નથી, વિદ્યાનો જાપ કરતી નથી. તે જાણે ગાંડી હોય, પરાધીન હોય, સૂતેલી હોય, ગ્રહ વળગેલી હોય, મરેલી હોય તેમ બોલાવવા છતાં બોલતી નથી, બતાવવા છતાં જોતી નથી, હલાવવા છતાં હાલતી નથી; પરંતુ તે નિષ્કારણ ચાલવા માંડે છે, ચિત્રામણ જોયા કરે છે, અકાર્ય કરે છે, નિર્દયપણે ઊભી થાય છે, વિભ્રમપૂર્વક દોડે છે, મન વગર ધ્યાન કરે છે, દુર્મનપણે ગીત ગાય છે, લાંબો ઊંડો નિશ્વાસ મૂકે છે, સખીવર્ગની નિંદા કરે છે, પરિવારને ત્રાસ આપે છે, ગુરુવર્ગને હસે છે. વળી કોઈ વખત તે હસે છે, કોઈ વખત રુદન કરે છે, કોઈક વખત દોડે છે, કોઇક વખત ગાય છે, કોઇક વખત ચાલવા લાગે છે, કોઈક વખત બેસી જાય છે, કોઇક વખત સાંભળવા લાગે છે, કોઇક વખત બડબડ કરે છે. વધારે શું કહેવું? કામગજેન્દ્રના નામ વડે તે વળે છે, સ્ખલના પામે છે, કંપે છે, ઝૂરે છે, શોકથી વ્યાપ્ત બની જાય છે. જાણે સૌભાગ્યથી મુગ્ધ બનેલી ભય પામી હોય તેમ રહેવા લાગી ત્યારે મેં જાણ્યું કે એને કામગજેન્દ્રનો વ્યાધિ છે અને કામગજેન્દ્ર જ એનું ઔષધ છે, કારણ કે જેને સર્પ કરડ્યો હોય તેના ડંખ ઉપર ઝેર દેવાય છે. લોકોમાં એવી કહેવત છે કે ઝેરનું મારણ ઝેર છે. આ પ્રમાણે વિચારતી મેં સખી માનસવેગાને કહ્યું, "અરે, સખી! આપણી પ્રિય સખીનો વૈદ્ય કામગજેન્દ્ર જ છે."

ત્યાર પછી કામગજેન્દ્ર શબ્દ સાંભળી તે કેવી બની? જેમ કે કામગજેન્દ્ર નામના

સુભગ શબ્દ વડે ઉત્કંઠિત હૃદયવાળી, કાન ચલાયમાન કરતી, વનહસ્તિનીની જેમ તે તેના તરફ મુખવાળી બની. ત્યાર પછી કોમળ, મનોહર, મધુરાક્ષર બોલતા તેણે કહ્યું, "હે પ્રિય સખી! આ મારી વ્યાધિનો આ શબ્દ મંત્રવિશેષ છે. માટે કામગજેન્દ્રના પ્રિય અક્ષરો તમે મને સંભળાવો." ત્યાર પછી, હે રાજપુત્ર! તેના હૃદયને અનુકૂળ થનારી અમે મંત્રણા કરીને ખોટા અક્ષરોના આલાપવાળો એક મંત્ર તૈયાર કર્યો. કેવો?

ओं सरलो सुहओ दाया दक्खो दयालु दक्खिण्णो ।
अवेणउ तुज्झ वाहिं कामगइंदो त्ति हुं साहा ॥

(ૐ, સરળ, સુભગ, દાતા, દક્ષ, દયાળુ, દાક્ષિણ્યવાળો કામગજેન્દ્ર તારી વ્યાધિ દૂર કરો, હું સ્વાહા.)

કામગજેન્દ્રની તપાસ

ત્યાર પછી, હે કુમાર! આ ગોત્રવાળા મંત્રનું કીર્તન કરવાથી પ્રિય સખી કેવી થઇ? તમારા ગોત્ર રૂપી સૂર્યકિરણો વડે જાણે સુકાયેલા જળવાળા થોડા કાદવવાળા નદી કિનારાના સ્થળમાં બળી રહેલી અને તરફડતી અને મરતી માછલી માફક તેની સ્થિતિ થઇ. તેને તેવા પ્રકારની જોઇને અમે વિચાર્યું કે સર્વથા કામભુજંગ વડે ડંખાયેલી કાયામાં એકદમ કામવિષ વ્યાપી ગયુ હોવાથી જડ બનેલા અંગવાળી તેને કામગજેન્દ્ર રૂપી ગરુડમંત્ર વડે કોઇપણ પ્રકારે જીવાડી શકાશે તથા સાંત્વન આપી શકાશે. એમ વિચારી અમે તેને કહ્યું, "હે પ્રિય સખી! તું અહીં અત્યારે રહે. અમે ત્યાં જઇ કામગજેન્દ્રને પ્રાર્થના કરી અહીં લાવીએ જેથી પ્રિય સખીની વ્યાધિ દૂર થાય." તેણે ધીમે ધીમે કહ્યું, "તમે બંને જાવ. એકલો દૂત વૈદ્યને ઘેર ન જાય. પોતાનું જીવિત આપીને પણ તે આવે એમ કરજો." આ તેનું વચન સાંભળીને અમે 'કબૂલ' એમ કહીને એક ગુપ્ત પર્વતની ગુફામાં શિલાતલ ઉપર વિવિધ ચંદન અને કલ્પવૃક્ષની ડાળી અને લતાગૃહમાં તાજાં કમળપુષ્પોના પત્રોની શય્યા સૂવા માટે તૈયાર કરાવી ત્યાં તેને સુવાડીને કુવલયનાં આંતરદલ જેવા શ્યામ આકાશતલમાં ઊડ્યાં. ત્યાર પછી, હે કુમાર! જુદાં જુદાં નગરો, ખીણો, ગામો, વૃક્ષ-ઘટાઓ, ગોકુળો, જળાશયો, મેદાનો જોતાં જોતાં આ પ્રદેશમાં આવી પહોંચ્યાં. પરંતુ તમે હશો એ નગરી ક્યાં હશે તે અમે જાણતાં નહોતાં. તમારો પત્તો ક્યાં મેળવવો? એ જાણવા માટે પ્રજ્ઞપ્તિ નામની વિદ્યાદેવીને બોલાવી અને વિનંતિ કરી કે "અમને કહો કે કામગજેન્દ્રનાં દર્શન ક્યાં થશે?" ભગવતી દેવીએ કહ્યું, "અરે એ તો અત્યારે લશ્કરના પડાવની અંદર છે." એ સાંભળી અમે અહીં નીચે ઊતરી આવી છીએ. હવે, હે દેવ! સખીનું જીવિત તમારે અધીન છે." ત્યારે કામગજેન્દ્રે વિચાર્યું, "બિચારીની કામાવસ્થા બહુ ગંભીર છે. તમારું કાર્ય અવશ્ય કરવાનું જ છે એમ મારે કહેવું જોઇએ." એ પ્રમાણે વિચારી કહ્યું, "કહો, અત્યારે તેનો શો ઉપાય છે કે જેથી પ્રિય સખી જીવી શકે?" તેઓએ કહ્યું, "એક જ માત્ર તેનો ઉપાય છે. જો કામગજેન્દ્ર રૂપી હાથીની સૂંઢથી ચટાય, સ્પર્શ થાય અને સંગમસુખ થાય તો જ તે કામહસ્તિનીને શાંતિ થાય. માટે જો પ્રિય

ધ્યાનથી સાંભળ્યું એટલે તેમણે આ ગીતિકા ગાઈ, "રૂપમાં કામદેવ જેવો, સંગત વેષવાળો, લોકમાં યશવાળો કામગજેન્દ્ર પુણ્યરહિતથી તો જોવા પણ પામી શકાતો નથી."

### બિન્દુમતીની કામાવસ્થા

* ૩૬૩. આ ગીતિકા સાંભળી પ્રિય સખીએ કહ્યું, "અરે સખી પવનવેગા! આ કિન્નરયુગલને પૂછ કે "તમે હમણાં ગાઓ છો તે કામગજેન્દ્ર કોણ છે અને ક્યાં છે?" મેં કહ્યું, "જેવી તારી આજ્ઞા." એમ કહીને કિન્નરયુગલ પાસે જઈને પૂછયું, "જેને તમે ગાઓ છો તે કામગજેન્દ્ર કોણ છે?" ત્યારે કિન્નરીએ કહ્યું, "હે વિદ્યાધરબાલા! તું કાનથી સાંભળે છે અને કંઈક દેખે છે જો એ સર્વ સત્ય છે તો કામગજેન્દ્રને કેમ નથી સાંભળ્યો?" મેં કહ્યું, "તું જાણનારી છે, ચતુર છે. માટે વધારે પરિહાસ ન કર. કામગજેન્દ્ર ક્યાં છે તે કહે." તેણે કહ્યું, "જો તારે કામગજેન્દ્રનું કામ હોય તો આને પૂછ." એટલે કિન્નરને પૂછયું. તેણે કહ્યું, "રયણાભ (અરુણાભ) નામના નગરમાં રણગજેન્દ્ર રાજાનો પુત્ર કામગજેન્દ્ર છે. તે એવો છે કે જેથી તેના ચારિત્રનાં દોહરાઓ, ખંડકાવ્યો, થઠ, જંએદ્વિયા, ચિત્રગાથા રૂપ છંદોમાં રચના કરી, આશ્ચર્યકારક પ્રશંસા રૂપી ગીતો વગેરે અત્યારે સમગ્ર કિન્નરસમુદાય ગાઈ રહેલ છે." એ સાંભળી હે રાજપુત્ર! મેં બિન્દુમતીને નિવેદન કર્યું. ત્યારથી તે કેવી થઈ ગઈ છે? જાણે સરોવરમાંથી બહાર કાઢેલી કમલિની, અથવા જળમાંથી તપ્ત રેતીમાં બહાર કાઢેલી માછલી, મરડી નાખેલી વનલતા, ઉખેડી નાંખેલી પુષ્પમંજરી, છૂટી પડી ગયેલી હંસી, ગ્રહથી ગ્રસિત ચંદ્રલેખા અથવા મંત્રથી વશ કરેલી નાગણ. તે ચિત્ર ચીતરતી નથી, નાટ્યશાસ્ત્રનો પાઠ કરતી નથી, ગીત ગાતી નથી, વ્યાકરણ ભણતી નથી, અક્ષરો લખતી નથી, પુસ્તકો જોતી નથી, વીણા વગાડતી નથી, વિદ્યાનો જાપ કરતી નથી. તે જાણે ગાંડી હોય, પરાધીન હોય, સૂતેલી હોય, ગ્રહ વળગેલી હોય, મરેલી હોય તેમ બોલાવવા છતાં બોલતી નથી, બતાવવા છતાં જોતી નથી, હલાવવા છતાં હાલતી નથી; પરંતુ તે નિષ્કારણ ચાલવા માંડે છે, ચિત્રામણ જોયા કરે છે, અકાર્ય કરે છે, નિર્દયપણે ઊભી થાય છે, વિભ્રમપૂર્વક દોડે છે, મન વગર ધ્યાન કરે છે, દુર્મનપણે ગીત ગાય છે, લાંબો ઊંડો નિશ્વાસ મૂકે છે, સખીવર્ગની નિંદા કરે છે, પરિવારને ત્રાસ આપે છે, ગુરુવર્ગને હસે છે. વળી કોઈ વખત તે હસે છે, કોઈ વખત રુદન કરે છે, કોઈક વખત દોડે છે, કોઈક વખત ગાય છે, કોઈક વખત ચાલવા લાગે છે, કોઈક વખત બેસી જાય છે, કોઈક વખત સાંભળવા લાગે છે, કોઈક વખત બડબડ કરે છે. વધારે શું કહેવું? કામગજેન્દ્રના નામ વડે તે વળે છે, સ્ખલના પામે છે, કંપે છે, ઝૂરે છે, શોકથી વ્યાપ્ત બની જાય છે. જાણે સૌભાગ્યથી મુગ્ધ બનેલી ભય પામી હોય તેમ રહેવા લાગી ત્યારે મેં જાણ્યું કે એને કામગજેન્દ્રનો વ્યાધિ છે અને કામગજેન્દ્ર જ એનું ઓસડ છે, કારણ કે જેને સર્પ કરડ્યો હોય તેના ડંખ ઉપર ઝેર દેવાય છે. લોકોમાં એવી કહેવત છે કે ઝેરનું મારણ ઝેર છે. આ પ્રમાણે વિચારતી મેં સખી માનસવેગાને કહ્યું, "અરે, સખી! આપણી પ્રિય સખીનો વૈદ્ય કામગજેન્દ્ર જ છે."

ત્યાર પછી કામગજેન્દ્ર શબ્દ સાંભળી તે કેવી બની? જેમ કે કામગજેન્દ્ર નામના

સુભગ શબ્દ વડે ઉત્કંઠિત હૃદયવાળી, કાન ચલાયમાન કરતી, વનહસ્તિનીની જેમ તે તેના તરફ મુખવાળી બની. ત્યાર પછી કોમળ, મનોહર, મધુરાક્ષર બોલતા તેણે કહ્યું, "હે પ્રિય સખી! આ મારી વ્યાધિનો આ શબ્દ મંત્રવિશેષ છે. માટે કામગજેન્દ્રના પ્રિય અક્ષરો તમે મને સંભળાવો." ત્યાર પછી, હે રાજપુત્ર! તેના હૃદયને અનુકૂળ થનારી અમે મંત્રણા કરીને ખોટા અક્ષરોના આલાપવાળો એક મંત્ર તૈયાર કર્યો. કેવો?

ओं सरलो सुहओ दाया दक्खो दयालु दक्खिण्णो ।
अवणेउ तुज्झ वाहिं कामगइंदो त्ति हुं साहा ॥

(ૐ, સરળ, સુભગ, દાતા, દક્ષ, દયાળુ, દાક્ષિણ્યવાળો કામગજેન્દ્ર તારી વ્યાધિ દૂર કરો, હું સ્વાહા.)

કામગજેન્દ્રની તપાસ

ત્યાર પછી, હે કુમાર! આ ગોત્રવાળા મંત્રનું કીર્તન કરવાથી પ્રિય સખી કેવી થઈ? તમારા ગોત્ર રૂપી સૂર્યકિરણો વડે જાણે સુકાયેલા જળવાળા થોડા કાદવવાળા નદી કિનારાના સ્થળમાં બળી રહેલી અને તરફડતી અને મરતી માછલી માફક તેની સ્થિતિ થઈ. તેને તેવા પ્રકારની જોઈને અમે વિચાર્યું કે સર્વથા કામભુજંગ વડે ડંખાયેલી કાયામાં એકદમ કામવિષ વ્યાપી ગયું હોવાથી જડ બનેલા અંગવાળી તેને કામગજેન્દ્ર રૂપી ગરુડમંત્ર વડે કોઈપણ પ્રકારે જીવાડી શકાશે તથા સાંત્વન આપી શકાશે. એમ વિચારી અમે તેને કહ્યું, "હે પ્રિય સખી! તું અહીં અત્યારે રહે. અમે ત્યાં જઈ કામગજેન્દ્રને પ્રાર્થના કરી અહીં લાવીએ જેથી પ્રિય સખીની વ્યાધિ દૂર થાય." તેણે ધીમે ધીમે કહ્યું, "તમે બંને જાવ. એકલો દૂત વૈદ્યને ઘેર ન જાય. પોતાનું જીવિત આપીને પણ તે આવે એમ કરજો." આ તેનુ વચન સાંભળીને અમે 'કબૂલ' એમ કહીને એક ગુપ્ત પર્વતની ગુફામાં શિલાતલ ઉપર વિવિધ ચંદન અને કલ્પવૃક્ષની ડાળી અને લતાગૃહમાં તાજા કમળપુષ્પોના પત્રોની શય્યા સૂવા માટે તૈયાર કરાવી ત્યાં તેને સુવાડીને કુવલયનાં આંતરદલ જેવા શ્યામ આકાશતલમાં ઊડ્યાં. ત્યાર પછી, હે કુમાર! જુદાં જુદાં નગરો, ખીણો, ગામો, વૃક્ષ–ઘટાઓ, ગોકુળો, જળાશયો, મેદાનો જોતાં જોતાં આ પ્રદેશમાં આવી પહોંચ્યાં. પરંતુ તમે હશો એ નગરી ક્યાં હશે તે અમે જાણતાં નહોતાં. તમારો પત્તો ક્યાં મેળવવો? એ જાણવા માટે પ્રજ્ઞપ્તિ નામની વિદ્યાદેવીને બોલાવી અને વિનંતિ કરી કે "અમને કહો કે કામગજેન્દ્રનાં દર્શન ક્યાં થશે?" ભગવતી દેવીએ કહ્યું, "અરે એ તો અત્યારે લશ્કરના પડાવની અંદર છે." એ સાંભળી અમે અહીં નીચે ઊતરી આવી છીએ. હવે, હે દેવ! સખીનું જીવિત તમારે અધીન છે." ત્યારે કામગજેન્દ્રે વિચાર્યું, "બિચારીની કામાવસ્થા બહુ ગંભીર છે. તમારું કાર્ય અવશ્ય કરવાનું જ છે એમ મારે કહેવું જોઈએ." એ પ્રમાણે વિચારી કહ્યું, "કહો, અત્યારે તેનો શો ઉપાય છે કે જેથી પ્રિય સખી જીવી શકે?" તેઓએ કહ્યું, "એક જ માત્ર તેનો ઉપાય છે. જો કામગજેન્દ્ર રૂપી હાથીની સૂંઢથી ચટાય, સ્પર્શ થાય અને સંગમસુખ થાય તો જ તે કામહસ્તિનીને શાંતિ થાય. માટે જો પ્રિય

સખીને જીવતી જોવા ઇચ્છતા હો તો હવે ઢીલ ન કરો. તમારા અનુરાગ–અગ્નિમાં તરફડતી તે બિચારી મુગ્ધા આટલો સમય પણ દુષ્કરતાથી જીવતી હશે."

કામગજેન્દ્રનું પ્રયાણ

* ૩૬૪. કામગજેન્દ્રે કહ્યું, "જો અવશ્ય જવાનુ જ છે તો મહાદેવીને કહું." તેઓએ કહ્યું, "સર્વ નીતિમાં કુશળ એવા તમે રાજા છો. લોકોનું પાલન કરો છો છતાં સ્ત્રીઓને ગુપ્ત વાત કરો છો? શું લોકમાં, તંત્રલક્ષણમાં કહેલો એક શ્લોક સાંભળ્યો નથી? કહ્યું છે કે 'સુપર્ણ વડે લઇ જવાતો પુડરીક નાગ આમ બોલ્યો કે જેઓ સ્ત્રીઓને ગુપ્ત વાત કહી દે છે તેઓનું જીવિત અંતવાળું સમજવું.' માટે સ્ત્રીને ગુપ્ત વાત ન જણાવશો." કુમારે કહ્યું, "એ વાત સાચી છે, પરંતુ આમાં કંઇક કારણ છે. કોઈ વખત તેવા કારણયોગે તેને વચન માગેલું છે કે 'સ્વપ્નાદિ જે કંઇ જોયાં હોય તે પણ મને કહેવાં." અને 'તથાસ્તુ' કહી મેં તે સ્વીકારેલું છે. આ એક મોટો વૃત્તાન્ત છે. આ વિદ્યાધરલોકમાં જવાનું છે. માટે તે વાત જરૂર જણાવવી જોઇએ." તેઓએ કહ્યું, "જો એમ છે તો ભલે કહો, પણ જવાનું તો અવશ્ય જ છે."

પછી મહાદેવીને જગાડી સમગ્ર વૃત્તાન્ત તેને કહ્યો "તો હે દેવી! અત્યારે હું ત્યાં જાઉં છું." દેવીએ કહ્યું, "જેમ મહારાજને રુચે તેમ કરો. આપને કોણ રોકનાર છે? ફક્ત આ દેવીઓને વિનંતિ કરું છું." એમ કહી બે હાથની અંજલિ કરી મહાદેવીએ કહ્યું, "હે વિદ્યાધરદેવીઓ! તમને દેવી સમજી એક વિનંતિ કરું છું કે આ તો થાપણ તમને આપુ છું. મને દીનને મારી થાપણ પાછી સોંપી જશો." એમ કહી પગમાં પડી. "ભલે એમ હો" એમ બોલતી દેવીઓએ વિમાનમાં બેસાડ્યા. તમાલપત્ર જેવા શ્યામ આકાશમાં તેઓ ઊડ્યા. એટલે મહાદેવી તો મણિરત્ન ઉપાડી લીધેલા ફણાધર જેવી, ઊખેડી નાખેલી પુષ્પની મંજરી જેવી, હંસી ઊડી ગયા પછી નલિની જેવી, ચંદ્ર વગરની રાત્રિ જેવી, સૂર્યકિરણના વિરહ અને વિયોગથી ઉદ્વેગવાળી, ચક્રવાક બાલિકા જેવી થઈ. તે સ્વપ્નની જેમ, ઇન્દ્રજાળની જેમ, કૌતુકની જેમ, નયનમોહનીની જેમ, જોયેલુ, સાંભળેલું, અનુભવેલું હોય તેમ માનતી વિચારવા લાગી કે "કોને વાત કરું? શું બોલું? શું ન બોલું? શું કરું? શું ન કરું? ક્યાં જાઉં? આ શી હકીકત હશે? કેમ ગયા હશે? તેઓ કોણ હતી? મનુષ્યો આવા પ્રકારના હોય છે. વિષયની આશા વિષમ હોય છે. સ્નેહરાક્ષસ ભયંકર છે. વિરહભુજંગ રૌદ્ર છે. મહિલાઓ ઘણા કપટ રૂપી પત્રદલથી સમૃદ્ધ મહાવિષની વેલડી સમાન હોય છે. વળી, શું આ મને સ્વપ્ન આવ્યું છે? દૃષ્ટિમોહ થયો છે? કે બીજું કંઇ છે? દેવીઓથી લઇ જવાયેલ પ્રિયને હવે ફરી ક્યારે જોઇશ?"

મહાદેવીએ પૂછેલો વૃત્તાન્ત

૩૬૫. જ્યારે મહાદેવી આ અને આવા બીજા વિચારો કરતી હતી ત્યારે રાત્રિ થોડી બાકી રહી હતી. પ્રિયવિમુક્ત હોવાથી, સુંદર કપોલવાળી, આકાશ તરફ રાખેલી દૃષ્ટિવાળી મહાદેવી જેમ જેમ રાત્રિ ક્ષીણ થતી જતી હતી તેમ તેમ પોતે ક્ષીણ થતી

જતી હતી. ત્યાર પછી ગગનાંગણ તરફ નીલકમળ જેવી લાંબી દૃષ્ટિ રાખી રહેલી મહાદેવીએ વિમાન જોયું. એટલે નલિનીવન જોવાથી રાજહંસિકા, નવીન મેઘના ગર્જારવથી મોરઆલા, સરોવરના સામા કિનારેથી પાછા ફરેલા ચક્રવાકને જોવાથી ચક્રવાકી હર્ષ પામે તેમ વિમાનને જોવાથી મહારાણી હર્ષ પામી. એક પ્રદેશમાં સુંદરીઓ અને કામગજેન્દ્રને નીચે ઊતરતાં જોયાં. વિમાનમાંથી નીચે ઊતરી શયનપટ્ટ પર તે બેઠો એટલે વિદ્યાધરીઓએ કહ્યું, "હે દેવી ! આ તારો પ્રિય અમને થાપણ તરીકે આપ્યો હતો તે સ્વસ્તે પાછો આપીએ છીએ, માટે કોપ ન કરશો." એમ બોલતી તે ઉજ્જ્વળ ખડ્ગ જેવા આકાશતલ તરફ ઊડી. મહારાણીએ અખંડ શરીરવાળા રાજાને જોયો. વળી શરીર ઉપરનાં લક્ષણો અને વ્યંજનો પણ જોયાં. એટલે જાણ્યું કે એ જ પ્રિય છે. પછી મહાદેવીએ વિચાર્યું, "અત્યારે આ દીન અને ઉદ્વેગવાળા દેખાય છે. માટે પૂછવું કે કેમ ? અથવા પૂછવા દો" એમ વિચારી પગે પડી ઊઠતી દેવીએ વિનયપૂર્વક કામગજેન્દ્રને પૂછ્યું, "હે દેવ ! કહો, તમે ક્યાં ગયા હતા ? કેવી રીતે પાછા આવ્યા ? શું જોયું ? શું અનુભવ્યુ ? એ વિદ્યાધરી કેવી રીતે મળી ? વિદ્યાધરો બહુ કુતૂહલવાળા હોય છે. માટે કૃપા કરી મને સર્વ હકીકત કહો."

એમ કહ્યું એટલે રાજા કહેવા લાગ્યો, "અહીંથી અમે અંજનના પુંજના ચૂર્ણ જેવી કાંતિવાળા આકાશમાં ઊંચે ઊડ્યાં. ત્યારે હે દેવી ! અપૂર્વ આકાશતલમાં ગમન કરવાના ઉત્સાહવાળા અમે વિમાનમાં આરૂઢ બની જવા લાગ્યા. ત્યારે આ શરદકાળની રાત્રે આકાશતલમાં વેગથી ગતિ કરતાં કંઇક દેખાવા લાગ્યુ, જેમ કે આકાશ રૂપી સરોવરમાં તારા રૂપી કુમુદથી શોભિત, રાત્રિ રૂપી જળથી વ્યાપ્ત, અંધકાર રૂપી સેવાળમાં ચંદ્ર જેવું તે ભમતું શોભતું હતું. વૃક્ષયુક્ત પર્વતો, ગામોનાં મકાનો, જ્યોત્સ્ના રૂપી મેઘ જળપ્રવાહમાં વહેતાં દેખાતાં હતાં. ખીલેલાં કાસ જાતિનાં ઉજ્જ્વળ પુષ્પો દ્વારા પૃથ્વી આકાશને અને ચમકતા તારા દ્વારા આકાશ પૃથ્વીને એમ પરસ્પર હસતાં હતાં. રાત્રિવિકાસી કુમુદ સરોવરને અને સરોવર કુમુદને એમ પરસ્પર હસતાં હતાં. નલિની રૂપી સ્ત્રીવર્ગ સૂઇ ગયો ત્યારે અર્ધરાત્રિએ જ્યોત્સ્નાને જળ સાથે સંગત થયેલી જોઇને ખીલેલાં વૃક્ષો હાસ્ય કરતાં હતાં. ચંદ્રની જ્યોત્સ્ના રૂપી છાશથી અરધી ભરેલી, ત્રિલોક રૂપ મંથન કરવાની દ્રોણીમાં તરતા માખણ જેવા પર્વતો, હે દેવી ! દેખાતા હતા.

### આકાશમાર્ગે પ્રકૃતિદર્શન

* ૩૯૬. તે સમયે મેં મારા મનમાં શરદચંદ્રની જ્યોત્સ્ના માટે કેવી કેવી કલ્પનાઓ કરી હતી ? જેમ કે પર્વતના શિખરોમાં જાણે વૃદ્ધિ પામતી હોય, જળતરંગોમાં વિસ્તાર પામતી હોય, કાસપુષ્પો સાથે હાસ્ય કરતી હોય, ધ્વજપટ પર હીંચકા ખાતી હોય, ઉજ્જ્વળ ગૃહો ઉપર થીજી ગઇ હોય, ઝરૂખા અને ગવાક્ષમાં ફેલાતી હોય, સમુદ્રતટ તરફ દોડતી હોય અને તેનાં મોજાંઓને વળગતી હોય અને ચંદ્રકાન્ત મણિમાંથી બનાવેલી નીકની નળીના મુખમાંથી અમૃતજળ ટપકતું હોય તેવી કલ્પનાઓ કરી હતી.

એ પ્રમાણે ચંદ્ર, જ્યોત્સ્ના, પર્વત, ઘણાં વૃક્ષો, સરોવર વગેરે જોતો, હે દેવી ! હું

દેવની જેમ આકાશમાર્ગે ઉતાવળો જઈ રહ્યો હતો. ત્યારે તે કુમારિકાઓ કહેવા લાગી, "હે કામગજેન્દ્ર! આ અરણ્યમાં હાથણીના કુંભસ્થળ પર સૂંઢ નમાવીને કામીજનની જેમ સૂતેલા આ હાથીને જુઓ! કુમુદ સાથે હાસ્ય કરતા આ તારાઓ જુઓ! સસલાના લંછનથી ચંદ્રનું મુખ મલિન થાય છે. ગાયને રહેવાના વાડામાં ઉજ્જવળ ગાયોનાં ટોળા સૂતેલાં છે, તે જુઓ! જાણે આણીથી છેદાયેલા મસ્તકમાં ઘણી પીડા પામ્યાં ન હોય! પહોર પૂર્ણ થાય ત્યારે જ્યાં જોરથી શંખ ફૂંકવામાં આવે છે, એવું આ નગર જુઓ. ત્યાં ઘોંઘાટ શાંત થયો છે. લોકો સૂઈ ગયેલા જણાય છે. વળી, આ નગરમાં મંડળીઓ એકઠી થઈને તાલપૂર્વક રાસડા લે છે, અને કલરવ કરતી, ગાતી, ગોળ ચક્રાકાર ફરી રહેલી છે તે જુઓ. અહીં જ્યોત્સ્ના રૂપી ચંદનથી ડહોળાયેલી અને ચક્રવાકના શબ્દવાળી આ નદીઓમાં કોઈક વિરહમાં અને કોઈક સુરતક્રીડામાં રહેલી છે તે જુઓ. આ તારા રૂપી મહિલાઓને લઈને આ ચંદ્ર ઉતાવળો પશ્ચિમ સમુદ્રના તીર્થમાં અસ્ત પામે છે."

આ પ્રમાણે તેઓ માર્ગમાં કહેતી જઈ રહી હતી, એટલામાં હે પ્રિયા! અમે તેના આવાસે પહોંચ્યા. એટલે ચંદ્રકિરણ જેવા સ્વચ્છ મહાવૈતાઢ્ય પર્વતને જોઇ તે વિદ્યાધર બાલિકાએ કહ્યું, "આ વૈતાઢ્ય પર્વત છે. આ તેનો મધ્યપ્રદેશ, આ ઉદ્યાન, આ ધવલગૃહ." એમ કરતાં તે જ ક્ષણે અમે પહોંચી ગયાં. એ પ્રમાણે બોલતી તેમણે તે ખુલ્લી ગિરિગુફાના ભવનદ્વારમાં પ્રવેશ કર્યો. મણિપ્રદીપના ઉદ્યોતવાળું ભવન દેખાયું. ત્યાં નલિનીપત્રની ઠંડી શય્યામાં સૂતેલી તે વિદ્યાધર કુમારીને જોઇ. હે પ્રિયા! તે કેવી હતી? કોમળ કમળના વલયવાળી, ચંદન અને કપુરના ચૂર્ણથી ધવલ અંગવાળી, કેળના પત્રથી ઢંકાયેલી, કાપાલિની જેવી તે બાળા લાગતી હતી.

### કામની પરાવસ્થા.

* ૩૬૭. ત્યાર પછી તેને જોઇને હર્ષપૂર્વક તે બાળાઓ ત્યાં પહોંચી. તેમણે કહ્યું, "હે પ્રિય સખી! હવે જલદી ઊઠ અને કંઠે વળગ. આ તારો પ્રિય તારા ભવનમાં આવી પહોંચ્યો છે. હવે તારે જે કરવું હોય તે કર." એમ બોલતી તેઓએ તે કમળપત્રો દૂર કર્યાં અને જ્યાં નજર કરી તો તેનાં અંગો ચાલતાં નહોતાં. ત્યાર પછી એકદમ શંકાપૂર્વક વિકસેલી આંખોથી જોયું તો બીડાયેલા કમળ જેવી તેની આંખો દેખાઇ. તે જોઇ ગભરાતાં ગભરાતાં હૈયા ઉપર હાથ ફેરવ્યો તો ધબકારા જણાયા નહિ. પછી 'અરે, હા, હા,' એમ બોલી વદનપંકજ પર હથેળી રાખ્યો તો તે શ્વાસ લેતી નહોતી. સમગ્ર મર્મસ્થાનકો તપસ્યાં તો તે બધાં ઠંડાં પડી ગયાં હતાં. ત્યાર પછી, હે પ્રિયા! તેને એવી જોઇ તે વિદ્યાધર બાળાઓ દોડાદોડ કરવા લાગી, "હા દૈવ! તેં પ્રિય સખીને હણી નાખી. હા, મહાકષ્ટ આવ્યું. હે કામગજેન્દ્ર! આ સખીને જુઓ! તે કેવી થઇ ગઈ છે?"

### કુમારીઓની વ્યાકુળતા

ત્યાર પછી, હે પ્રિયા! તેને એવી અવસ્થામાં જોઇ, મહાશોકથી થંભી ગયેલા બાહુવાળો હું 'અરે, આ શું થઇ ગયું?' એમ ગભરાઇને બોલતો જોવા લાગ્યો, ચંદનરસના

લેપવાળી, નિશ્ચલ અંગવાળી, બીડેલાં નયનવાળી, હાથીદાંતની બનાવેલી પૂતળી જેવી ઉજ્જવળ વર્ણવાળી તેને મેં જોઇ. પછી તેને એવી અવસ્થામાં જોઇ મેં કહ્યું, "હે મારી પ્રિયા! હે બાલા! હે અજાણી મુગ્ધા! મારા વિરહથી મરી જવું તને યોગ્ય નથી" એમ બોલતો હતો એટલામાં મને મૂર્છા આવી ક્ષણવારમાં વળી પાછો ભાનમાં આવી ગયો. ત્યારે તેઓને વિલાપ કરતી સાંભળી કે "હે પ્રિય સખી! તું અમને જવાબ કેમ નથી આપતી? શું અમને વધારે વખત લાગ્યો તેથી, હે કૃશોદરી! તું કોપાયમાન બની છે? અથવા નિર્દય મનવાળી અમે તને એકલી મૂકીને ગઇ તેથી કોપિત થઇ છે? પણ તો તેં જ અમને મોકલી હતી. હે દૈવ! તને આમ કરવું યોગ્ય નથી. જગતમાં તું પ્રગટ પુરુષ છે. આ બાલા નારી છે અને એકલી છે. તેનો પરાભવ કેમ કરે છે? હા! હા! ત્રિભુવનના કામીજનોના ચિત્તમાં રહેવાને ટેવાયેલા હે કામદેવ! આ અબળાને હણવી તને યોગ્ય નથી. મુખ ઉપર તું કામબાણ ધારણ કરે છે ત્રણે ભુવનને જીતવામાં તું એક સ્તંભ જેવો તાકાતવાળો છે. તું સર્વયશવાળો છે. પરંતુ અબલાને હણનાર તરીકે તને આજે ઓળખ્યો એથી તને ધિક્કાર હો! હે પ્રિય સખી! તે કામગજેન્દ્ર અત્યારે તને ઘરે પ્રાપ્ત થયો છે. માટે, હે સુતનુ! તારે જે કરવા યોગ્ય હોય તે સર્વ તેની સાથે કર. કિન્નરોએ જેને ગાયો હતો તે, હે પ્રિય સખી! અમારે સ્વાધીન રહેલો છે. તેં જેના માટે અમને મોકલી હતી તે આવી ગયો છે." એમ બોલતી તે મૂર્છા પામી. ક્ષણવાર પછી નવીન કેળપત્ર વડે પવન નાખી સ્વસ્થ થયેલી તે ફરી કહેવા લાગી, "હે દૈવ! અત્યારે અમે શું કરીએ? અમે ક્યાં જઇએ? અમને શરણ કોણ થશે? અમે રાજાને શો ઉત્તર આપીશું?"

સર્વનો ચિતાપ્રવેશ

* ૩૬૮. એમ વારંવાર બોલી કોમળ કમળ જેવા ઠંડા અંગને પંપાળી તેઓ કહેવા લાગી, "હે કામગજેન્દ્ર! અમે જે બાળાની વાત કરી હતી તે જ આ બાળા! તમારા વિરહાનલથી દુઃખી થયેલી તે જીવિતમુક્ત બની છે. તો હવે કહો કે અમારી શી ગતિ? તથા અમારે શું કરવું અને કેવી રીતે કરવું? એનાં માતાપિતાને અમે કયો ઉત્તર આપીશું?"

"હે પ્રિયા! આ સાંભળીને મને પણ ઉદ્વેગનું મોટું કારણ થયું. હું પણ સમજી શકયો નહિ કે શું કરું? શું ન કરું? શો ઉત્તર આપવો? શું કહેવું? આંખો પડી ગયો હોઉં તેમ, સ્તંભિતની જેમ મૂંઝાયેલની જેમ, પરાધીનની જેમ, સર્વથા ઇન્દ્રજાળની જેમ, મોહ પામવાની જેમ, કૌતકની જેમ, દિવ્યની જેમ, માયા રમવાની જેમ ભાસતું હતું. તોપણ મેં કહ્યું, 'અરે, અત્યારે અમારે શું કરવા યોગ્ય છે તે જાણી શકાતું નથી. આ કાળને જે યોગ્ય હોય તે તમે જાણી શકો છો. આટલો ઉચ્ચાર જ્યાં કર્યો ત્યાં તો લાલ કિરણોથી તેજયુક્ત અંગવાળો દશ દિશાના અંધકાર રૂપી મોટો પાડો જેનાથી નાસી જાય તેવો સૂર્ય રૂપી સિંહ આકાશતલ રૂપી વનમાં, હે પ્રિયા! નીચે ઊતર્યો. તે જોઇને અંધકારસમૂહ પલાયન થઇ ગયો એટલે બાળાઓએ કહ્યું, "હે રાજપુત્ર! રાત્રિ પૂરી થઇ છે. કમલિની

અને ચક્રવાકી રૂપી પ્રિય પત્નીના પ્રસંગથી તૃપ્ત સૂર્યનો ઉદય થયો છે. માટે હવે જે કરવા યોગ્ય હોય તે કરીએ." મેં પૂછયુ, "અહીં શું કરવા યોગ્ય છે?" તેઓએ કહ્યું, "અગ્નિસંસ્કાર". મેં કહ્યું, "ભલે, એમ થાઓ!" એમ કહેતાંની સાથે તેઓ ચંદન, લવંગ, કલ્પવૃક્ષ, કપૂર, અગુરુ વગેરે વૃક્ષોનાં સૂકાં લાકડાં વીણી લાવ્યાં. મોટી ચિતા તૈયાર કરી. મહાગજેન્દ્રના દંતૂશળમાંથી જાણે પૂતળી ઘડી હોય તેવી વિદ્યાધર બાલિકાને તેમાં ગોઠવી. નવીન ઊગેલા સૂર્યનાં કિરણો જેવો પીળા વર્ણવાળો અગ્નિ પ્રગટાવ્યો. અગ્નિજ્વાળાથી ભક્ષણ થતા અવયવોવાળી બાલા સળગવા લાગી. ત્યાર પછી તેને જોઈ "હા પ્રિય સખી!" એમ વિલાપ કરતી બાલિકાઓ મૂર્છા પામી. હું તેઓને આશ્વાસન આપવા લાગ્યો. આશ્વાસન પામેલી તેઓ વિલાપ કરવા લાગી, જેમકે "હે પ્રિય સખી! હે બાલા! હે ચતુર! હે સખી! હે સૌમ્ય! હે બિન્દુમતી! હે સુભગા! તું પિતાને વહાલી હતી. અમને મૂકીને તું એકલી ચાલી ગઈ તે તને યોગ્ય ન હતું. હે ભદ્રે! અમારા વગર એકલી તું કયાં જઈને વસી છો? હવે અમે કોના ઘરે જઈએ? અથવા ઘેર જઈએ તો પછી કોને જોઈએ? કોઈ અમને પૂછશે કે 'બિન્દુમતી ક્યાં ગઈ?' તો અમારે શો ઉત્તર આપવો? તો હે પ્રિય સખી! દુઃખથી તપ્ત અમારે હવે અહીં જીવવાથી શું? હે વિદગ્ધ સખી! હતાશ થયેલી અમારે હવે તારી સાથે જ ગમન કરવું યોગ્ય છે." એમ પ્રલાપ કરતી તેઓએ એ જ ચિતાના અગ્નિમાં પ્રવેશ કર્યો.

તે જોઈ સંભ્રમપૂર્વક હું "અરે, સાહસ ન કરો! સાહસ ન કરો!" એમ બોલતો દોડ્યો. એટલામાં કઠોર પવનથી સળગતા જ્વાળાવાળા અગ્નિમાં તે કન્યાઓનાં શરીર બળીને ભસ્મ થયાં અને હાડકાં માત્ર બાકી રહ્યાં તે જોઈ હું પણ મહામોહ રૂપી મોગરથી હણાયો હોઉં, મહાશોક રૂપી ભાલાથી ભેદાયો હોઉં, મહા પાપ રૂપી પર્વતથી કચડાયો હોઉં, તેમ ચિંતવવા લાગ્યો, "અહો, મારા દૈવની ઘટના તો જુઓ કે મારા અનુરાગ રૂપી અગ્નિની જ્વાળાથી બળી ગયેલી બિન્દુમતી મૃત્યુ પામી. તેના મરણના દુઃખથી સંતાપ પામેલી આ બાળાઓએ પણ અગ્નિપ્રવેશ કર્યો આવા સ્ત્રીહત્યાના કલંકથી દૂષિત થયેલા મારે જીવવાથી શું? આજ ચિતાગ્નિમાં હું પ્રવેશ કરું." એમ ચિંતવતો હતો ત્યાં તે ગગનમાર્ગે એક વિદ્યાધરયુગલ જતું હતું. તેમાંથી વિદ્યાધરીએ કહ્યું, "હે પ્રિયતમ જુઓ! જુઓ! આવા આ મનુષ્યો નિષ્ઠુર, કરુણા વગરના, દયા વગરના છે કે આ પ્રિયા બળે છે. અને એ તો વળી પાસે રહેલો છે."

**સ્ત્રી માટે પુરુષ આત્મઘાત ન કરે**

૩૬૯. વિદ્યાધરે કહ્યું, "હે પ્રિયે! એમ ન બોલીશ, કારણ કે પતિ મૃત્યુ પામે એટલે પ્રિયા અવશ્ય મરી જાય એ મહિલાનો ધર્મ છે. માટે શાસ્ત્રમા કહેલુ છે કે તેઓનો ભર્તાર દેવ છે. એ પુરુષોમાં પણ પુરુષ છે. વિદગ્ધ અને સત્ત્વયુક્ત છે. તે કાયર સ્ત્રીઓના ચરિત્રની જેમ જીવનો ત્યાગ કરતો નથી. પ્રિય મૃત્યુ પામ્યા પછી પોતાની જાતનો અંત આણવો તે મહિલાઓને ભલે ઘટતું હોય, પરંતુ મહિલા માટે પુરુષ આત્મઘાત કરે તે શાસ્ત્રમાં નિંદેલુ છે."

આ પ્રમાણે બોલતું વિદ્યાધરયુગલ ત્યાં આગળથી પસાર થયું. મેં પણ વિચાર કર્યો કે "હમણાં જ આ વિદ્યાધરે કહ્યું છે કે સ્ત્રી માટે પુરુષે આત્માનો ત્યાગ કરવો યોગ્ય નથી. માટે એવું નિન્દિત કાર્ય કરવું મને યોગ્ય નથી. તો હવે આ સ્વચ્છ, ક્ષીર-જળથી પરિપૂર્ણ, વિકસેલાં કમળ રૂપી નયનોવાળી, ઉજ્જવળ લાલ કમળના ગોળ વલયથી શોભિત, વિકસેલાં શતપત્ર રૂપી વદનયુક્ત, ચપળ જળતરંગોની રચના વડે મનોહર મધ્ય-પ્રદેશવાળી, પ્રગટ કનકતટ રૂપી નિતંબથી વીંટાયેલ એવી વાવ રૂપી કામિની વિશે ઊતરી તેઓને જલાંજલિ આપું."

કયા દ્વીપમાં ?

એમ વિચારી, હે પ્રિય! હું તે વાવમાં ઊતર્યો. અંદર ડૂબકી મારી. અંદર ડ્ણ્યો. આંખ બંધ કરી. પછી જોયું તો ગગનતલ સુધી પહોંચે તેવાં ઊંચા વૃક્ષો, મહાપ્રમાણવાળી ઔષધિઓ, પહાડ જેવાં મોટા વૃષભો અને ગોધણ, ઊંચી કાયાવાળા ઘોડાઓ, પાંચસો ધનુષ્યપ્રમાણ પુરુષો, મહાકાય પક્ષીઓ તથા જુદા જુદા પ્રકારની સમૃદ્ધ ફળવાળી વનસ્પતિયુક્ત પૃથ્વીમંડળ જોયું. અહીં મેં પહેલા કોઇ વખત નહિ જોયેલું, જોવા લાયક, તથા ગામ નગર, પુર, ખેટક, મંડપ, ગોષ્ઠાંગણથી વ્યાપ્ત પૃથ્વીમંડળ જોયુ. તેવા મોટા પ્રમાણવાળું સર્વ જોઇ મારા મનમાં પ્રશ્ન થયો કે એ શું હશે. શું તે સ્વર્ગ હશે? અથવા મહાવિદેહ ક્ષેત્ર હશે? અથવા ઉત્તરકુરુ હશે? અથવા વિદ્યાધરલોક હશે? અથવા મારો જન્માંતર હશે? સર્વથા જે હોય તે ભલે હોય. આ આપણો દ્વીપ નથી, કારણ કે ત્યાં તો સાત હાથપ્રમાણ પુરુષો હોય છે. અહીં તો પાંચસો ધનુષપ્રમાણ દેહવાળા અને જાણે ગગનાં-ગણમાં પહોંચેલા હોય તેમ જણાય છે. એ રાક્ષસો છે અથવા દેવો છે, એવી સંભાવના કરી શકાય તેમ નથી, કારણ કે સર્વ મોટા પ્રમાણવાળા છે. વળી વિવિધ પુષ્પોની સુગંધ તેમ જ ગુંજારવ કરતા, મધુમત્ત, મુદિત. મોટી કાયાવાળા ભ્રમરોવાળાં વૃક્ષોની શ્રેણીઓ છે. માટે સર્વથા આ કંઇક બીજું જ હોવું જોઇએ. એમ વિચારતો વાવના જળમાથી બહાર નીકળ્યો. એટલામાં હે પ્રિયે! તે વાવ જોતો હતો તો જળ જેવી સ્ફટિકની ભિત્તિ-વાળી, વિકસેલાં કમળોથી વિભૂષિત વાવનુ સ્વચ્છ જળ હતું તે સુંદર શોભાવાળા જળકાન્ત મણિનું વિમાન બની ગયુ. એ જોઇ મેં વિચાર્યું. "અહો, આ કોઇ અપૂર્વ વૃત્તાન્ત છે, કે જેથી વાવનું જળ પણ વિમાન બની જાય છે. તો હવે અહીં કોઈ મનુષ્યને પૂછું કે આ કયો દ્વીપ છે? એનું નામ શું છે? અમારો દ્વીપ કયા છે? અમારો શો વૃત્તાન્ત થયો છે?" એમ વિચારતો વાવના જળવિમાનમાંથી બહાર નીકળ્યો અને ફરતાં ફરતાં જ્યાં જોઉં છું તો ત્યાં હતાં સ્વર્ગ જેવાં નગરો, નગર જેવા વૈભવવાળાં ગામો, ગામ જેવા ગોકુળો, ગોકુળોથી વ્યાપ્ત સમસ્ત સીમાડાઓ, સીમાઓમાં વસતિવાળાં વનાંતરો, ઇન્દ્ર જેવા પ્રભાવ-વાળા રાજાઓ, કુબેર જેવા શ્રેષ્ઠીઓ, કામદેવ જેવો યુવાનવર્ગ, કલ્પવૃક્ષ જેવાં વૃક્ષો, ગિરિવરના આકાર જેવડાં મકાનો, સુંદર રૂપ ધારણ કરનાર તથા રૂપ, લાવણ્ય, વર્ણ, વિજ્ઞાન, કળા, કૌશલ્યયુક્ત અને પવન જેવી ચપળ મહિલાઓ. વળી, આપણા દ્વીપમાં અહીં જે જે કંઇ સુંદર રૂપવાળું હોય છે, તે તે ત્યાં ચંડાળકુળના કચરા જેવું ગણાય છે.

### બાળકોનું કૌતુક

* ૩૭૦. માટે હવે કોઈકને પૂછું કે આ દ્વીપ કયો છે? એમ વિચારતો હતો ત્યાં એ છોકરાઓને જોયા. તે કેવા હતા? જેમ કે—

હે પ્રિયા! તે છોકરાઓ હોવા છતાં ઊંચા શરીરવાળા, મનોહર કામદેવના દર્પની કાંતિ જેવા, રત્નાભૂષણોથી શોભિત દેહવાળા, દેવકુમાર જેવા દેખાતા હતા. તેમને જોઈ મેં વિચાર્યું, "આ નયન મનોહર સૌમ્ય સ્વભાવવાળા દેખાતા કુમારોને પૂછું." એમ વિચારી તેઓને કહ્યું, "અરે સૌમ્ય સ્વભાવવાળા બાળકો, તમને વાંધો ન હોય તો મારે કંઈક પૂછવું છે." આ શબ્દ સાંભળી બંનેએ મારા તરફ ઉજ્જવળ ચપળ પાંપણવાળી નજર ફેંકી. તેમણે મને કેવી રીતે જોયો? કીડો ચાલતો હોય અથવા કૃમિ, કંથવો કે કીડી હોય અથવા મુક્તાફળનું છિદ્ર હોય તેમ. હે પ્રિયા! તેમણે બહુ મહેનતે મને જોયો એટલે, હે પ્રિયા! કૌતુક અને ઔત્સુક્યથી નિર્ભર તેમના વડે હું જોવાયો.

### સીમંધર સ્વામી પાસે

તેઓએ માંહોમાંહે કહ્યું, "હે મિત્ર! જો, જો! મનુષ્યના આકારવાળો, મનુષ્યની ભાષામાં બોલતો આ કોઈ કીડો જો!" બીજાએ કહ્યું, "સાચું, સાચું. આ કયો જીવવિશેષ હશે? અહો, આશ્ચર્ય છે. એનો સમગ્ર આકાર મનુષ્યનો છે અને બોલવાનું પણ મનુષ્યની ભાષામાં છે. તો આ કોણ હશે?" પહેલાએ કહ્યું, "હા, મને ખબર છે." બીજાએ કહ્યું, "હે મિત્ર, શું?" ત્યારે તેણે કહ્યું, "વનમાં રહેનાર શ્વાપદનું કોઈ બચ્ચું, ક્ષુધિત, દુઃખી દીન, માતાથી છૂટું પડી ગયેલું, ગભરાતું ભમે છે, એમ માનું છું." બીજાએ કહ્યું, "અહીં એવાં વન ક્યાં છે કે જ્યાં આવાં વનશ્વાપદો ઉત્પન્ન થાય? બાણ ફેંકીએ એટલાં દૂર ગામો છે. ગામનાં આંગણાંમાં જનસમુદાય સંચરે છે. અને હે મિત્ર! જનસમુદાયથી ઊભરાતો મહાવિદેહ નામનો આ અવર ખંડ છે." એ સાંભળી, હે પ્રિયા! મેં વિચાર્યું, "અહો! આ પશ્ચિમ મહાવિદેહ છે. આ ખંડ પણ જોઈ લેવાશે એ સારું થયું." એમ વિચારતો હતો ત્યારે ફરી તે છોકરાએ પૂછ્યુ, "હે મિત્ર! આ જો વનશ્વાપદ હોય તો એ કડાં, કંઠી વગેરે આભૂષણોથી મંડિત કેમ છે?" તેણે કહ્યું, "મિત્ર! મનુષ્યોએ એ શોભાવાળાં બનાવ્યાં છે અને મનુષ્યોને ક્રીડા કરવા યોગ્ય છે." બીજાએ કહ્યું, "સર્વથા, આપણે વિચાર શા માટે કરવો? આને પકડીને સમગ્ર સુરાસર વડે વંદન કરતા, સકલ સંસારના સ્વભાવને તથા જીવાદિ પદાર્થોનાં પરિણામોને જાણનાર ભગવંત સીમંધરસ્વામી તીર્થંકરના સમવસરણમાં જઈએ. ત્યાં એને જોઈ કોઈકને કૌતુક ઉત્પન્ન થશે એટલે ભગવંતને પૂછશે કે મનુષ્યવાણીવાળું આ કયું શ્વાપદવિશેષ છે?" એ પ્રમાણે કહી, હે પ્રિય! મને ચકલાની જેમ હથેળીમાં પકડ્યો અને તેઓ ચાલવા લાગ્યા. મેં પણ વિચાર્યું કે "સર્વજ્ઞ ભગવંતના સમવસરણમાં લઈ જાય છે એ સારું થયું. તે ભગવંતને જ હું પૂછીશ કે આ શી હકીકત છે?" એમ વિચારતો હતો, ત્યાં તેઓ વડે હું ત્યાં લઈ જવાયો. ત્યાં શું જોયું? પૃથ્વીમંડળમાં સ્થાપન કરેલા મેરુપર્વત જેવા, ધર્મદેશક, સમવસરણમાં બેઠેલા ભગવંતને

જોયા તથા અનેક નરનારીયુક્ત, સુરાસુરેન્દ્રયુક્ત ઘણી દિવ્ય રિદ્ધિ જોઈ કે સર્વ સંસારીઓ સર્વ કાળ તેનું વર્ણન કરે તોપણ સંપૂર્ણ વર્ણન કરવા સમર્થ ન બને.

તે બને છોકરાઓ ભગવંતને વંદના કરી, સને હથેળીમાં પકડી રાખી સમવસરણના એક પ્રદેશમાં બેઠા. તેમણે કહ્યું, " હે મિત્ર! આ કીડાને બતાવવાનો આ અવસર નથી. ગણધર ભગવાન કંઇ પણ પ્રશ્ન પૂછશે ત્યારે સાંભળીશું." એમ વિચારતા એક સ્થળમાં બેસી તેઓ સાંભળવા લાગ્યા.

કર્મનાં ઉદયાદિની પ્રરૂપણા

* ૩૭૧. ગણધર ભગવંતે પૂછ્યું, " હે ભગવંત! આપે જ્ઞાનાવરણીય વગેરે કર્મ-પ્રકૃતિરૂપી સળિયાવાળા કર્મપિંજર વિષે કહ્યું, તો કર્મના કયા નિમિત્તો અંગીકાર કરીને ઉદય, ક્ષય કે ક્ષયોપશમ અને ઉપશમ ઉત્પન્ન થાય છે?" આ પ્રશ્ન પૂછાતાં ઘણાં સેંકડો મુનિવૃંદથી વંદન કરાતા ચરણકમળવાળા સીમંધર તીર્થંકરે કહ્યું, હે દેવાનુપ્રિય સાંભળઃ-

કર્મના ઉદય, ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમ કહેલા છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવને આશ્રીને જણાવેલા છે. કોઈકને કોઇપણ દ્રવ્યના યોગો વડે કર્મનો ઉદય થાય છે. જેમ કોઈ દિશા ભૂલેલા કે ભૂલા પડી ગયેલા મનુષ્યને કોઇક ક્ષેત્ર પામીને જ્ઞાનાવરણીય કર્મનો ઉદય થાય છે તે ક્ષેત્રનિમિત્તનું જ્ઞાનાવરણીય કર્મ છે. પિત્તોદયવાળાને ગ્રીષ્મઋતુમાં ક્ષુધાવેદનીયકર્મનો ઉદય થાય છે તેમ સુષમાદિ કાળમાં સુખાદિનો ઉદય થાય. વિહગગતિ નામકર્મ પક્ષીના ભવને પામીને ઉદય થાય છે. ત્યાં ભવ એ જ હેતુ છે. નરક ભવ પણ વેદનાને આશ્રીને સમજવો. પ્રથમ અનંતાનુબંધી કષાયભાવમાં દર્શન મોહનીયનો ઉદય છે. જિનગુણના વર્ણનભાવમાં દર્શન કર્મનો ઉદય છે.

હવે ક્ષય વિષે કહું છું. શ્લેષ્મવાળાને તીખા પદાર્થો વડે શ્લેષ્મનો ક્ષય થાય છે. તરવાર વડે આયુકર્મનો ક્ષય સુપ્રસિદ્ધ છે.જીવને ક્ષેત્રાનુબંધી કર્મ એવા પ્રકારનું કંઇક હોય છે કે જે એક ક્ષેત્રને પામીને તેનું મરણ થાય છે. જીવોને સુષમાકાળમાં કર્મજાળનો ક્ષય થાય છે અને દુષમાકાળમાં તેમ થતું નથી. તેમાં કાળ જ કારણ છે. જ્ઞાનાવરણ કર્મનો ક્ષય મનુષ્યભવમાં જ થાય છે. બાકીના ભવોમાં થતો નથી. અહીં ભવ એ જ કારણ છે. અપૂર્વકરણના ભાવમાં વર્તનારને અવશ્ય કર્મનો ક્ષય થાય છે. ત્યાં ભવ એ જ કારણ છે.

ઔષધદ્રવ્ય વડે કોઇ જગ્યા પર કોઇ પ્રકારે વેદનીય કર્મનો ક્ષયોપશમ થાય છે. દ્રવ્ય વડે બીજા ભાવો થતા નથી. આર્યક્ષેત્ર કે મનુષ્યપણામાં અવિરતિ કર્મનો ક્ષય કે ઉપશમ થાય છે. અહીં ક્ષેત્ર કારણ કહેલું છે. સુષમા-દુષમા કાળમાં (ચોથા આરામાં) ચારિત્રાવરણીય કર્મજાળના ક્ષયોપશમ આદિ થાય છે. ત્યાં કાળ વિષે કારણ કહેલું છે. દેવ અને નારકીમાં અવધિ-જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થાય તે ભવહેતુક છે. મનુષ્યભાવમાં વર્તતા મનુષ્યને વિષે ઉદય હોય છે. ક્ષયોપશમ વડે ઇન્દ્રિયો અને મતિજ્ઞાન ક્ષયોપશમિક હોય છે. જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, ભાવના હેતુનું અવલંબન કરે અને ઉપશમ શ્રેણી-

વાળો જીવ આરોહ કરે તે તેનો હેતુ છે એ પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ભવ તે કર્મના ઉદય, ક્ષય, ઉપશમના અથવા ઉદયના સર્વ હેતુઓ છે.

**કામગજેન્દ્ર વિષે પ્રશ્ન**

* ૩૭૨. આ પ્રમાણે સકલ ત્રિલોકના એક માત્ર બંધુ સકલ ગમ્યાગમ્યની મર્યાદાને ધારણ કરનાર સીમંધરસ્વામી ભગવંતે કર્મ પરિણામ વિશેષની પ્રરૂપણા કરીને ઉદયાદિકની વાત કહી તે દેવતા, ઇન્દ્રો, મુનિઓ અને ગણધરો વગેરે સર્વેએ તે સ્વીકારી. અહો, ભગવંતે કર્મની પ્રકૃતિઓ તથા કર્મનાં ઉદયાદિકની સર્વ હકીકત સમજાવી. એ વખતે 'આ ઠીક અવસર છે' એમ વિચારીને તે કુમારોએ હથેળીની આંગળીઓ રૂપી પિંજરના દ્વારમાથી મને ભગવાન સીમંધર તીર્થંકર પાસે મૂક્યો. એ સમયે કૌતુક અને ઔત્સુક્યથી ભરેલાં નયનો વડે દેવદેવીઓ તથા નરનારીઓએ મને જોયો. ભગવંતની પ્રદક્ષિણા ફરીને હું સ્તુતિ કરવા લાગ્યો, "હે સર્વ જીવોના બંધુ! સંસારસમુદ્રમાં વહાણ સમાન, તમે જય પામો! જન્મ અને જરાથી રહિત તથા મરણથી વિમુક્ત! તમે જય પામો! પુરુષોમાં સિંહ સમાન! તમે જય પામો! ત્રણે લોકમાં પથરાયેલા પ્રતાપવાળા! તમે જય પામો! જગતના જીવોના સાર્થવાહ, સર્વજ્ઞ! તમે જય પામો! મોહને ચૂર્ણ કરનાર તથા રણાંગણમાં સેંકડો શત્રુઓને જીતનાર, તમારો જય થાઓ! સિદ્ધિપુરી જનારા હે સર્વદર્શી જિનવર! સર્વત્ર મને આપનુ શરણ હોજો!" એમ બોલી હું ચરણમાં પડ્યો. પછી થોડે દૂર બેઠો. મને બેઠેલો જોઇ, હે પ્રિયા! બે હાથની અંજલિની રચના કરી એક રાજાએ સર્વજ્ઞ ભગવંતને પૂછ્યું, "હે ભગવંત! આ મનુષ્ય છે કે નહિ? અહીં કેવી રીતે આવ્યો? શા કારણથી તે અહીં આવ્યો? અથવા અહીં કોણ લાવ્યુ? એ ક્યાંથી આવ્યો? આ બધું જાણવાનુ મને કુતૂહલ થયું છે તો કૃપા કરી કહો." એમ બોલી તે પગમાં પડ્યો.

**ભગવંતનો ઉત્તર અને ઉપદેશ**

* ૩૭૩. આ પ્રમાણે મુનિગણવંદિત ચરણયુગલવાળા ભગવાનને જ્યારે પૂછવામાં આવ્યુ ત્યારે ભગવાને કહ્યું, "આ જંબૂદ્વીપમાં ભરત નામનો ખંડ છે. ત્યા મધ્યમખંડમાં અરુણાભ નામનું નગર છે. ત્યાં રયણગજેન્દ્ર નામનો રાજા છે. આ તેનો કામગજેન્દ્ર નામનો પુત્ર છે. એ સ્રીલોલુપ છે એમ જાણી સ્રીવેષ ધારણ કરનાર આ દેવો હરણ કરી તેને વૈતાઢ્ય પર્વતની ખીણમાં લાવ્યા. ત્યાં ખોટી વિદ્યાધર બાલિકા તથા ભવનોની વિકુર્વણા કરીને તથા 'આ બાલિકા મૃત્યુ પામી. તારા વિયોગના દુઃખથી દુઃખી આ મૃત્યુ પામી' એમ વિલાપ કરીને તેનો અગ્નિસંસ્કાર કર્યો અને પોતે પણ ચિતા પર આરૂઢ થઇ. તે વખતે કપટમહિલા વડે અપહરિત મનવાળા એણે ચિંતવ્યુ, 'હું પણ અગ્નિમાં પ્રવેશ કરું'. એવા મનવાળાને વિદ્યાધર યુગલનુ રૂપ બતાવ્યું તથા પરસ્પર મંત્રણા-વચન તથા વિજ્ઞાનવચન કહીને એને સાહસ કરતો અટકાવ્યો. ત્યાર પછી અહીં વાવમાં સ્નાન કરતો હતો ત્યારે ડૂબકી મારી. ત્યાં તો જળકાન્ત વિમાન વડે એને અહીં પહોંચાડ્યો. પછી કુમારોનું રૂપ ધારણ કરી 'આ જંગલનુ જાનવર છે' એમ ખોટી મશ્કરી અને પરિહાસ કરતા અહીં સુધી લાવ્યા. આ પ્રમાણે સર્વજ્ઞને દેખવાથી સમ્યક્ત્વ પામશે એમ,

વિચારી અવસરે એને અહીં લાવી મૂકયો." રાજાએ પૂછયું, "કયા કારણથી આ દેવોએ એનું હરણ કર્યું ?" ભગવંતે જણાવ્યું, "પૂર્વ ભવમાં માંહોમાંહે પાંચે જણાએ એકબીજાનું વચન લીધેલું કે 'જ્યાં રહેલા હોય ત્યાં અમને સમ્યક્ત્વ આપવું. આ તે મોહદત્ત દેવલોકમાંથી ચ્યવી પૃથ્વીસાર થયો. ત્યાંથી ફરી દેવ. ત્યાર પછી અત્યારે ચરમ શરીરવાળો આ કામગજેન્દ્ર ઉત્પન્ન થયો છે.

માટે હે કામગજેન્દ્ર ! પ્રતિબોધ પામ. કર્મની વિષમતા સમજ. મોક્ષ કષ્ટથી મેળવી શકાય તેવો છે. સંસારસમુદ્રનો અંત દુઃખે પામી શકાય છે. ઇન્દ્રિયો રૂપી ઘોડા ચંચળ છે. જીવ કલિકાલથી કલંકિત છે. કષાયો દુર્જય છે. ભોગો પરિણામે દુઃખદાયક છે. સેંકડો ભવે પણ જિનેન્દ્રનું વચન દુર્લભ છે. આ બધું સમજીને સમ્યક્ત્વ અંગીકાર કર. યથાશક્તિ વિરતિ અંગીકાર કર." આ પ્રમાણે ભગવંતે મને કહ્યું એટલે મેં કહ્યું, "જેવી આપની આજ્ઞા. આપનું વચન સ્વીકારું છું."

### મહાવિદેહ અને ભરતક્ષેત્ર વચ્ચે તફાવત

એટલામાં રાજાએ પૂછયું, "હે ભગવંત ! જો આ માણસ છે તો અમે પાંચસો ધનુષપ્રમાણ દેહવાળા છીએ. તો આ માત્ર સાત વેંતપ્રમાણ (એમનું વેંતપ્રમાણ બરાબર આપણું હાથ પ્રમાણ) દેહવાળો કેમ છે?" ભગવંતે કહ્યું, "હે દેવાનુપ્રિય ! સાંભળ. આ અવર મહાવિદેહક્ષેત્ર છે અને તે ભરતક્ષેત્ર છે. અહીં સુખકાળ છે. ત્યાં હવે દુઃખકાળ શરૂ થયો છે. અહીં શાશ્વત કાળ છે, ત્યાં અશાશ્વત કાળ છે. અહીં ધર્મતત્પર લોકો છે, ત્યાં પાપતત્પર લોકો છે. અહીં દીર્ઘાયુ છે, ત્યાં અલ્પાયુ છે. અહીં બહુ પુણ્યવાળા છે, ત્યાં અલ્પ પુણ્યવાળા છે. અહીં સત્ત્વવાળા છે, ત્યાં સત્ત્વ વગરના છે. અહીં થોડા દુર્જન અને ઘણા સજ્જનો છે, ત્યાં બહુ દુર્જન અને થોડા સજ્જનો છે. અહીં એક તીર્થવાળા છે, ત્યાં ઘણા કુતીર્થવાળા છે. અહીં સરળ પ્રકૃતિવાળા છે. ત્યાં વાંકી પ્રકૃતિવાળા અને જડ છે. અહીં શાશ્વત મોક્ષમાર્ગ છે, ત્યાં અશાશ્વત છે. અહીં શુભ રસવાળી ઔષધિઓ છે, ત્યાં અશુભ રસવાળી છે. સર્વથા અહીં શાશ્વત બહુ શુભ પરિણામવાળા અને મનોહર પદાર્થો છે અને ત્યાં શુભ પરિણામવાળા પદાર્થો ઘટતા જાય છે. માટે અહીં મોટી કાયાવાળા પુરુષો છે અને ત્યાં નાની કાયાવાળા છે."

એ પ્રમાણે ભગવંતે જ્યારે કહ્યું ત્યારે મેં વિચાર્યું કે "હે દેવી ! આવા પ્રકારનો આપણો દ્વીપ તો ઘણા ગુણોથી રહિત છે. જ્યારે આ તો શાશ્વત શુભ પરિણામવાળો છે. અહીં સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ જગતના બંધુ, સર્વ સુરેન્દ્રોથી વંદિત, સર્વ મુનિગણના નાયક, સર્વ ભાષાવિશારદ, સર્વ જીવોના પ્રતિબોધક, સર્વ લોકના ચૂડામણિ, સર્વોત્તમ, સંપૂર્ણ રૂપવાળા, સર્વ સત્ત્વયુક્ત, સર્વને મધુર, પ્રિય દર્શનવાળા, સર્વાંગ સુંદર, સર્વ પ્રકારે વીર-ધીર, સર્વથા સર્વ ત્રિભુવનના સર્વોતિશયવાળા તથા સર્વ સંદેહને દૂર કરનારા એવા ભગવંત વિચરે છે. હે સર્વજ્ઞ ! મહાશયવાળા ! જ્ઞાનદિવાકર ! જગતનાથ ! તમે જય પામો ! મોક્ષમાર્ગના નાયક ! ભવસમુદ્ર માટે નાવ સમાન ! તમે જય પામો !"

આ પ્રમાણે સ્તુતિ કરતો હું તેમના ચરણમાં પડ્યો. ચરણમાં પડી તથા ભક્તિભર એકચિત્તપણા સાથે આંખ મીંચી હું એમ વિચારવા લાગ્યો કે "આ લોકમાં પ્રભુનાં દર્શન માત્રથી પણ જેઓ પ્રતિબોધ પામેલા છે તેઓ જ પુરુષો છે. તે સિવાયના બીજા પુરુષાકૃતિવાળા તો બીચારા વનમૃગો છે." એમ કહી જ્યાં મસ્તક ઊંચું કર્યું ત્યાં આપણા લશ્કરનો પડાવ, આ શયન અને તને દેવીને જોયાં."

સત્યાસત્યનો નિર્ણય

* ૩૭૪. કામગજેન્દ્રે એ પ્રમાણે સકલ વૃત્તાન્ત કહ્યો એટલે દેવીએ કહ્યું, "હે દેવ! જેવી આપની આજ્ઞા. પરંતુ હે દેવ! આપને એક વિનંતી કરવાની છે કે તમે આ જે વૃત્તાન્ત કહ્યો તે સમયે સૂર્યોદય થયો છે. એટલે કે રાત્રિ આથમી ગઈ છે. આ વાતની પ્રસ્તાવના લાંબી છે. ઘણું કહેવાઈ ગયું. ઘણું સાંભળ્યું. સર્વથા, આ વૃત્તાન્ત ઘણો લાંબો છે. પરંતુ તમે તેની સાથે ગયા ત્યારથી હું જાણું છું. અને માત્ર એક જ પહોર વીતેલો છે. તો આ વાત બંધ બેસતી નથી અને વિરુદ્ધ જણાય છે એટલે સમજી શકાતું નથી કે આ ઇન્દ્રજાળ છે? અથવા કૌતુક છે? અથવા સ્વપ્ન છે? અથવા મતિમોહ છે? શું નિમિત્ત છે? સત્ય છે કે અસત્ય છે?" એ પ્રમાણે તે વિકલ્પો કરી રહી હતી.

તે સમયે શું થયું? જેમ કે દેખાતા વલયયુક્ત, ઉજ્જવળ શંખનો શબ્દ થયો તે સાક્ષી પૂરે છે કે આ સર્વ સત્ય છે. એટલામાં પ્રભાત સમયનાં વાજિંત્રો સંભળાયાં, બંદીજનો મંગળ શ્લોક બોલવા લાગ્યા. વારાંગનાઓ ગીત ગાવા લાગી. એ જોઈ કામગજેન્દ્રે કહ્યું કે "પ્રભાતસમય આવો હોય. મેં જે જોયું, સાંભળ્યું, અનુભવ્યું તે સત્ય છે. એમાં સંદેહ નથી. તેં એમ કહ્યું કે આ હકીકત મોટી છે અને સમય ઘણો ઓછો છે. આમાં દેવમાયા છે. દેવો અને તે ભગવંતો અચિંત્ય શક્તિવાળા હોય છે. તેઓ મનમાં જે ચિંતવે તે જ ક્ષણે તે પ્રાપ્ત થાય છે. માટે જ કહ્યું છે કે 'દેવોને મનથી અને રાજાને હુકમથી.' (અર્થાત્ તેમને ઇષ્ટકાર્યની તત્ક્ષણ સિદ્ધિ થાય છે.) વળી, જે ભગવંત સીમંધર સ્વામી જોયા તે અત્યારે પણ દેખાતા હોય તે પ્રમાણે હૃદયથી હું જોઈ રહ્યો છું. જાણે એમની સાથે વાતચીત કરતો હોઉં તેમ લાગે છે. અથવા આ વિષયમાં વિચાર કરવાથી શું? સર્વદર્શી, સર્વજ્ઞ ભગવાન વીર વર્ધમાન જિનચંદ્ર આ પ્રદેશમાં વિચરી રહેલા છે. અત્યારે રાત્રિ પૂરી થઈ છે. માટે ત્યાં જઈ ભગવંતને પૂછીએ કે હે ભગવંત! આ વાત સત્ય છે કે અસત્ય? જો ભગવાન કહે કે સત્ય છે તો સત્ય, નહિ તો ઇન્દ્રજાળ."

આ પ્રમાણે બોલી કામગજેન્દ્ર મારી પાસે આવવા નીકળ્યો. નીકળતી વખતે મહાદેવીએ કામગજેન્દ્રને કહ્યું, "હે દેવ! જો સર્વજ્ઞ ભગવાન આ વાત સત્ય કહે તો પછી દેવે શું કરવું છે?" કામગજેન્દ્રે કહ્યું, "અવશ્ય સકલ સંસારના દુઃખ રૂપ મહાસાગરને તરવાનું કાર્ય કરવું છે. બીજું શું કરવાનું હોય?" દેવીએ કહ્યું, "તો આપે એક વખત દર્શન આપવાની અવશ્ય કૃપા કરવી કે જેથી દેવ જે અંગીકાર કરે તે અમારા જેવા પણ કોઈ પણ પ્રકારે અંગીકાર કરે.." એમ બોલીને મહારાણી ચરણમાં પડી. કામગજેન્દ્રે

એ વિનંતીનો સ્વીકાર કર્યો. 'ભલે, એમ હો!' એમ કહી તે સમવસરણમાં આવી પહોંચ્યો. મને વંદના કરી અને પૂછ્યું, "આ ઇન્દ્રજાળ છે કે સત્ય છે?" મેં કહ્યું, "સત્ય છે."

### પરિવાર સાથે કામગજેન્દ્રની દીક્ષા

૩૭૫. આ સાંભળી "કર્મગતિ વિષમ છે. ભોગો અશાશ્વત છે. સંસાર દુરંત છે. સ્નેહબંધન દુર્લંઘ્ય છે. પ્રિયના વિયોગો દુઃખ આપનાર છે. કામનાં ફળ કડવાં છે. મોક્ષમાર્ગ પ્રગટ છે. મોક્ષસુખ શાશ્વત છે. હું પ્રતિબોધ પામ્યો છું." એ પ્રમાણે વિચારતો દીક્ષાનાં પરિણામવાળો, વૈરાગ્યમાર્ગ ઉત્પન્ન થયેલ તે લશ્કરના પડાવમાં ગયો."

આ પ્રમાણે વીર ભગવંતે કહ્યું એટલે ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! અહીંથી ગયા પછી તેણે શું કર્યું? અત્યારે શું કરે છે અને ક્યાં વર્તે છે?" ભગવંતે કહ્યું, "અહીંથી જઇને મહાદેવીને કહ્યું કે તે સર્વ સત્ય છે પછી પ્રથમ પુત્ર દિશાગજેન્દ્રનો રાજ્યાભિષેક કરી, સમગ્ર રાજાઓને પૂછી, બંધુવર્ગનું સન્માન કરી, જેના મનોરથ પૂર્ણ થયા છે અને જેનો સ્નેહીવર્ગ પાછો વળી ગયો છે એવો તે અત્યારે સમવસરણના પ્રથમ ગઢના દ્વાર પાસે આવી પહોંચ્યો છે."

ભગવાને આમ કહ્યું એટલામાં તો તે આવી પહોંચ્યો. પ્રદક્ષિણા કરી તેણે કહ્યું, "હે ભગવંત! આપ વિશ્વસ્થ ન રહો. મારા ઉપર દયા લાવો. સંસાર રૂપી સમુદ્ર તરવા માટે વહાણ સમાન દીક્ષા દેવાની મારા પર કૃપા કરો." આ પ્રમાણે કહ્યું એટલે કામગજેન્દ્રને પરિવાર સાથે દીક્ષા આપવામાં આવી. પછી એણે પૂછ્યું, "હે ભગવંત! તે પાંચે જણા અત્યારે ક્યાં વર્તી રહ્યા છે?" ભગવંતે કહ્યું, "એક તો મોટો દેવ છે જેનું આયુષ્ય હવે થોડું બાકી છે. બાકીના મનુષ્યલોકમાં છે." પછી ભગવંતે મણિરથકુમાર મહર્ષિને બતાવ્યા. વળી કહ્યું, "આ પેલો જ્યારે માનભટ્ટ હતો તે ભવમાં તું મોહદત્ત હતો. બીજા ભવમાં એ જ્યારે પદ્મસાર હતો ત્યારે તું પદ્મકેસર હતો. એ કુવલયચંદ્ર હતો ત્યારે તું એનો પુત્ર પૃથ્વીસાર હતો. એ વેરુલિયાભ દેવ હતો ત્યારે તું વેરુલિયંગદેવ હતો. એ હવે મણિરથકુમાર છે તો તું કામગજેન્દ્ર છે. ભવપરિપાટીના કારણે આમ થયા. હવે આ ભવમાં સિદ્ધિ પામશો." એમ કહી ભવ્યજીવો રૂપી કુમુદોને માટે ચંદ્ર જેવા ભગવંત ઊભા થયા.

ત્રિભુવન રૂપી ગૃહના મધ્યભાગમાં અદ્વિતીય પ્રદીપ સમાન ભગવંત એ પ્રમાણે વિચરતા બીજે દિવસે કાકંદી મહાનગરીના બહારના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં તે જ વખતે દેવોએ યથાવિધિ સમવસરણ–વિસ્તારની રચના કરી. ભગવાન સિંહાસન ઉપર બિરાજમાન થયા. જીવાદિક પદાર્થોનો વિસ્તાર સમજાવ્યો, જીવનો સ્વભાવ કહ્યો, કર્માશ્રવ વિશેષનો ખુલાસો કર્યો, જીવના બંધમોક્ષ વિષે સમજણ આપી, પુણ્ય અને પાપના પ્રકાર સમજાવ્યા, સર્વ સંવરનો પ્રયોગ સૂચવ્યો, નિર્જરાના પ્રકારનું નિદર્શન કરાવ્યું, સકલ કર્મમહાપંજર તોડવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે તેની પ્રશંસા કરી.

લેશ્યાવિચારણા

* ૩૭૯. એ સમયે મહામુનિઓના નાયક ગૌતમ ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! એક ક્રિયાવ્યાપાર ઘણા પુરુષો કરી રહ્યા હોય તોપણ કેટલાક થોડા અને બહુ ભેદવાળું કર્મ કેમ બાંધે છે?" સકલ કર્મપ્રકૃતિ અને સર્વ દ્રવ્યોના સ્વભાવો પ્રત્યક્ષ જોનાર ભગવંતે ફરમાવ્યું, "હે ગૌતમ! ઘણા પુરુષો એક જ કાર્યયોગમાં લાગેલા હોય તોપણ તેઓ અવશ્ય થોડા અને ઘણા ભેદવાળું પાપ બાંધે છે." ગણધર ભગવંતે પૂછ્યું કે "હે ભગવંત! ઘણા જીવો એક કાર્ય કરતા હોય છતાં જુદાં જુદાં કર્મ બાંધે છે એમ શા કારણથી કહેલુ છે?" હવે ભગવાને પણ કહ્યું, "લેશ્યાભેદથી જુદાં જુદાં કર્મ બંધાય. વિશુદ્ધ લેશ્યાવાળો ઓછું અને અશુદ્ધ લેશ્યાવાળો બહુ કર્મ બાંધે. આ સંસારમાં કૃષ્ણ, નીલ, કાપોત, તેજસ્, પદ્મ અને શુકલ એમ છ લેશ્યાઓ જીવની કહેલી છે. જેમ સ્ફટિક પથ્થર પાસે કાળો, વાદળી, પીળો કે લાલ રંગનો પડદો રાખવામાં આવે તો તે સ્ફટિક કાળો, વાદળી કે તેવા રંગવાળો દેખાય છે તેમ, હે ગૌતમ! આત્મા પણ સ્ફટિક જેવો વિશુદ્ધ છે તેમ જાણ. કૃષ્ણાદિક કર્મપુદ્ગલોના યોગે આત્મા પણ કાળાપણું પામે છે. કર્મ કાળું, વાદળી, પીળું કે લાલ જે પ્રકારનું હોય તેવો તેનો ભાવ, જાંબુફળના ભક્ષણના દૃષ્ટાન્તાનુસાર સમજવો.

છ પુરુષોનું દૃષ્ટાન્ત

એક ગામથી છ પુરુષો ભાથું લઈને વનમાં ગયા. 'આપણે લાકડાં કાપીશું' એમ વિચારી તે સર્વેએ હાથમાં કુહાડી લીધી હતી. તેઓ એક ગહન વનમાં પ્રવેશ્યા. ત્યાં મોટા કદવાળાં વૃક્ષો જોયાં. એક વૃક્ષ ઉપર તેમણે લાવેલું ભોજન રાખ્યું. પછી તેઓ ફરીને મોટાં વૃક્ષો કાપવા લાગ્યા. એટલામાં વાંદરાઓનું ટોળું ભોજન રાખેલા વૃક્ષ ઉપર ચડી ગયુ અને તેઓ સર્વ ભોજન ખાઈ, ભાજનો ભાંગી નાખી, સર્વનો નાશ કરીને પોતાને માર્ગે પાછા ચાલ્યા ગયા. વનમાં વૃક્ષો કાપવાના કાર્યથી તે પુરુષો મધ્યાહ્ન સમયે ભૂખ્યા-તરસ્યા થઈ ગયા. 'હવે આપણે ભોજન કરીએ' એમ વિચારી તેઓ ભોજન રાખેલા વૃક્ષ પાસે ગયા. પરંતુ તેમણે ભોજન કે પાત્રનાં વસ્ત્ર જોયાં નહિ. પછી ભાંગેલાં પાત્ર તથા તેનાં વસ્ત્ર જોયાં તેથી જાણ્યું કે એ કાર્ય વાંદરાઓએ કરેલું જણાય છે. પછી છાંયડામાં જઈને વિચાર્યું, "આપણી ભૂખ્યાની શી ગતિ થશે? હવે વનમાંથી પુષ્પફળ લાવીને ખાઈએ." એમ વિચારી તેઓ સર્વે વનમાં ફળની તપાસ કરવા લાગ્યા. એ સમયે ઋતુ એવી હતી કે ત્યાં જાંબુ પાકેલાં હતાં અને આંબા ઉપર કેરી હતી. વળી પ્રથમ વૃષ્ટિ થયેલી હોવાથી જમીનમાંથી માટીની ગંધ પણ ફેલાયેલી હતી. એ સમયે વનમાં તપાસ કરતાં કરતાં તેમણે પાકેલાં જાંબુનું વૃક્ષ જોયુ. તે જોઈ છએ પુરુષો પ્રસન્ન થઈ ગયા અને મંત્રણા કરવા લાગ્યા, "હવે અત્યારે આપણને જાંબુ મળ્યાં છે તો હે પુરુષો! આપણે તે કેવી રીતે ખાઈશું?" તેમાંથી એક પુરુષે કહ્યું, આપણી દરેકની પાસે કુહાડી છે. માટે આળસ ન કરો. મૂળમાંથી વૃક્ષ કાપી નાખીએ. કાપેલુ તે પોતાની મેળે કડકડ કરતું વનમાં પડશે એટલે પડેલા વૃક્ષનાં પાકાં જાંબુ,

ખાઈશું." એ સાંભળી બીજા પુરુષે કહ્યું, "મૂળમાંથી કાપી નાખવામાં તને કયો લાભ થવાનો છે તે કહે. આપણે કાપવી હોય તો આ ડાળીઓ કાપીએ અને તે પડેલી ડાળીઓના જાંબુનું ભક્ષણ કરીશું. માટે હે પુરુષો! આળસ ન કરો." ત્યારે ત્રીજા પુરુષે કહ્યું, "અરે, મૂળ કે શાખાઓ ન કાપતાં, જેના ઉપર જાંબુ પાકેલાં હોય તે પ્રશાખા જ કાપો" ચોથા પુરુષે કહ્યું, "વધારે બોલો નહિ, મારી બુદ્ધિ પ્રમાણે કરો. ડાળી ઉપર જે ફળવાળા ગુચ્છા હોય તે જ કાપો." વળી પાંચમા પુરુષે કહ્યું, "અરે, તમે નકામો પ્રલાપ ન કરો. હું કહું તેમ કરો. એક લાકડું લઈ ગુચ્છા ઉપર અફાળો જેથી પાકેલાં અને કાચાં જાંબુ નીચે પડી જશે." આ સાંભળી કંઈક સ્વાભાવિકતાથી અને હસતા મુખથી છઠ્ઠા પુરુષે સર્વે પુરુષોને કહ્યું, "ખરેખર, અજ્ઞાન એ કષ્ટ છે. અહો પાપારંભનું અજાણપણું! તમે અલ્પબુદ્ધિ છો જેથી આવો વિચાર કરો છો. તમારે જાબુનું ભક્ષણ કરવું છે તો તેમાં મૂળ, શાખા, પ્રશાખા કે ગુચ્છને કાપવાનુ પાપ કરવાનુ શું પ્રયોજન છે? અહીં સ્વાભાવિક પાકેલાં નીચે પડેલાં, તથા પોપટ અને મેનાએ પાડેલાં અને બીજાં પણ પાકેલાં જાંબુના ઢગલા રત્નસમૂહ જેવા જમીન ઉપર પડેલા છે. આરામથી બેઠાં બેઠાં સ્વેચ્છાએ તે લઈને ખાવા માંડો, નહિ તો ચાલવા માંડો." એ પ્રમાણે કહેવાયેલા તે સર્વેએ કહ્યું, "ઠીક, ભલે એમ હો!" એમ બોલતા તેઓ ધરણી પર પડેલાં જાંબુ ખાવા લાગ્યા. જમીન પર પડેલાં જાંબુ વડે તેઓ તૃપ્ત થયા.

આમ ભોગવટો દરેકને સરખો છતાં પણ તેઓને પાપ બહુ પ્રકારનું બંધાયુ. જે મૂળ છેદે છે અને થોડા કાર્ય માટે બહુ પ્રકારનો આરંભ કરે છે તે કૃષ્ણલેશ્યાવાળો મરીને અવશ્ય નરકમાં જાય છે. શાખા છેદનાર બીજો પુરુષ તેના કરતાં કંઈક સારો. તે નીલ લેશ્યાવાળો, પાપના ચિત્તવાળો મરીને નરક અથવા તિર્યંચગતિમાં જાય છે. 'આપણે પ્રશાખા છેદીએ' એમ કહેનાર ત્રીજો પાપી પુરુષ કાપોત લેશ્યાવાળો મરીને તિર્યંચગતિમાં જાય છે. 'આપણે સર્વ ગુચ્છાઓ કાપીએ' એમ કહેનાર વળી ચોથો પુરુષ, તેજોલેશ્યાવાળો મનુષ્ય કે દેવ થાય. વળી, 'પાકેલાં કે કાચાં બધાં તોડીએ' એમ કહેનાર પાંચમો પુરુષ પદ્મ લેશ્યાવાળો અવશ્ય દેવપણું પામે છે. વળી, 'ભૂમિપર પડેલાં ગ્રહણ કરીએ' એમ કહેનાર દયામનવાળો, શુદ્ધ ભાવવાળો છઠ્ઠો પુરુષ મોક્ષનું ભાજન પણ બને છે.

**લેશ્યાભેદ**

માટે હે ગૌતમ! તું જો કે જાંબુભક્ષણના કાર્યમાં પણ છ જણના વિચારો જુદા જુદા છે તેથી સર્વની લેશ્યામાં ફરક પડે છે. કર્મબંધ ભિન્નભિન્ન છે. તેની ગતિ અને મતિ પણ જુદી છે. એક જ કાર્યમાં પ્રવર્તતા તેઓ ભિન્ન છે. એ પ્રમાણે કોઈપણ પુરુષે જે કંઈ કાર્ય કરવાનું શરૂ કર્યું એટલે તે કાર્યમાં આ છ લેશ્યાઓમાંથી કોઈ એક હોય છે એમ સમજવું. હણો, છેદો, ભેદો, મારો, ચૂરો, ઇચ્છા પ્રમાણે આક્રમણ કરો, લૂંટો એમ કહેનાર દયા તથા ધર્મ વગરનાને કૃષ્ણ લેશ્યાવાળો જાણો. જે અધર્મયુક્ત પાંચ કાર્ય કરવાનાં વચનો ઉચ્ચારે તેમાં થોડીક કરુણા છે. તેને નીલ લેશ્યાવાળો જાણવો. વેદના થાય એવાં ચાર અકાર્ય કરે, પાપવાળો હોય તથા જે ધર્મ અને

દયાથી યુક્ત હોય તેને કાપોત લેશ્યાવાળો જાણવો. જે ત્રણ પાપ કરે, ત્રણ કર્કશ વચન ઉચ્ચારે ત્રણે ધર્મવાળો હોય તે પુરુષ તેજોલેશ્યાવાળો હોય છે. બે પાપકાર્ય કરનાર, ચાર પુણ્યકાર્ય કરનાર તથા પાપારંભની નિંદા કરનારને પદ્મ લેશ્યાવાળો જાણવો. જે એક પાપારંભ કરે અને પાંચ ધર્મકાર્ય કરે તે શુકલ લેશ્યાવાળો હોય છે અને લેશ્યાતીત જિન (સર્વજ્ઞ) બને છે."

૩૭૭. આ પ્રમાણે જ્યારે ભવ્યો રૂપી અરવિંદ-ખંડને પ્રતિબોધ કરવામા પટુવચન રૂપી કિરણોવાળા જિનેશ્વર રૂપી દિવાકર ભગવંતે નિરૂપણ કર્યું ત્યારે બે હાથ જોડી, અંજલિ કરી સર્વે ઇન્દ્રાદિકોએ કહ્યુ, "હે ભગવંત! એ પ્રમાણે જ છે. એની અમે શ્રદ્ધા કરીએ છીએ, પ્રતીતિ કરીએ છીએ. જિનેન્દ્રનુ વચન અન્યથા હોતું નથી." એ પ્રમાણે બોલતાં પ્રશંસા કરી.



# પ્રકરણ પચીસમું

## કુમાર વજ્રગુપ્ત

એ સમયે સમવસરણમાં એક રાજપુત્રે પ્રવેશ કર્યો. તે લાંબી ભુજાવાળો, સારી નાસિકાવાળો તથા વક્ષસ્થળમાં લટકતી વનમાળાવાળો હતો. તેની આંખ મીંચાતી હોવાથી જાણી શકાતું હતું કે તે માણસ છે. ( અર્થાત્ દેવ નથી. )

તેણે જગતનાં જંતુનાં જન્મમરણનો નાશ કરનાર વીર પ્રભુને પ્રદક્ષિણા કરી કહ્યું, "મોહમલ્લનો નાશ કરનાર! તમે જય પામો. વિષયસંગનો ત્યાગ કરનાર! તમે જય પામો. ત્રણે ભુવનમાં પૂજ્ય! તમારો જય હો!" પછી ચરણમાં પ્રણામ કરી પાછા ઊભા થતાં કહ્યું, "હે ભગવંત! દેવતાએ ત્યાં મને જે કહ્યું હતું તે સત્ય છે? મંગળ-અમંગળની જેમ કોઇક તે શું બોલે છે?"

ભગવંતે કહ્યું, "હે દેવાનુપ્રિય! તે સર્વ સત્ય છે. તેવા પ્રકારનું જ તું માન. તે દિવ્ય પુરુષ પરલોકનું તારુ સર્વ હિત જ કહે છે." એ સાંભળી, 'જો એમ જ છે તો તે જ કરો' એમ બોલતો તે સમવસરણથી નીકળ્યો. એના ગયા પછી ગૌતમ ગણધર ભગવંતે એ હાથ જોડી અંજલિ કરી પૂછ્યુ, "હે ભગવંત! આ દિવ્ય પુરુષ કોણ છે અને તેણે આપને શું પૂછ્યુ? મંગળપાઠકે શું સંભળાવ્યુ? અહીંથી નીકળીને તે ક્યાં ગયો?"

એ પ્રમાણે પૂછ્યું એટલે અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધ કરવા માટે ભગવંત કહેવા લાગ્યાઃ—

### ચોરનો ઉપદ્રવ

* ૩૭૮. "આ જંબુદ્વીપમાં ભરતાર્ધના મધ્ય ખંડમાં ઋષભપુર નામનું નગર છે. અને ત્યાં ઘણા લોકો કોલાહલ કરે છે. તે કોલાહલના ફેલાવાથી તેનો પડઘો પડે છે. પડઘાના શબ્દો સાથે મળવાથી જાણે વાદ્ય વાગે છે અને વાદ્યો વાગતાં હોવાથી તે રમણીય લાગે છે.

ત્યાં શૂરવીર, ધીર, સંગ્રામમાં શત્રુઓને કચડી નાખનાર ચંદ્રગુપ્ત નામનો રાજા છે. તે ગુપ્ત મંત્રણાઓ કરે છે, પરંતુ તેનુ નામ ગુપ્ત નથી. તેનો વજ્રગુપ્ત નામનો આ પુત્ર છે. હમણાં એનું આ ચરિત્ર કહું છું તે તમે સાંભળો—

કોઇ એક દિવસે પ્રતિહારીએ ચંદ્રગુપ્ત રાજાના ચરણમાં પડી, ઊભા થઇ વિનંતી

કરી, "હે દેવ! બહાર દરવાજે નગરના મોટા મહાજનના સર્વ માણસો આપના ચરણના શુભ દર્શનની પ્રાર્થના કરે છે. માટે આપની આજ્ઞા સાંભળવા ઇચ્છું છું." ઉત્સુકતાપૂર્વક રાજાએ કહ્યુ, "નગરના આગેવાનોને જલદી અંદર બોલાવ." પ્રતિહારી બહાર ગયો. મહાજને પ્રવેશ કર્યો, સુંદર ભેટો અર્પણ કરી. રાજાએ કહ્યુ, "કહો, તમારા આગમનનું શું કારણ છે?" તેઓએ કહ્યું, "હે દેવ! ઇષ્ટ દેવના દર્શનની જેમ આપ પણ બંને વખત દર્શન કરવાને યોગ્ય છો. પરંતુ હજુ એટલા અમારા પુણ્ય નથી. આજે તો ખાસ પ્રયોજનથી આપના દર્શન કરવા આવ્યા છીએ." રાજાએ કહ્યુ, "એ શું કાર્ય છે?" તેમણે કહ્યુ, "હે દેવ! દુર્બળોનુ બળ રાજા છે. હે દેવ! આપ દિવ્યદૃષ્ટિથી ઋષભપુરમાં તપાસ કરાવો કે કોને ત્યા ચોરી નથી થઇ. હે દેવ! જે જે કંઇ સારા પદાર્થ હોય તે બધાનુ રાત્રે હરણ થાય છે. જો સુંદર માણસ હોય તો તે પણ બાકી નથી. આમ છે તો હવે આપ પ્રમાણ છો." રાજાએ કહ્યુ, "તમે જાઓ! વિના વિલંબે હુ તેને મેળવું છું" એમ કહી રાજાએ નગરના મહાજનોને વિદાય કર્યા. પછી પ્રતિહારીને હુકમ કર્યો કે દંડનાયકને જલદી બોલાવો હુકમ થતાની સાથે સેનાપતિ હાજર થયો તેણે કહ્યુ, "હે દેવ! હુકમ કરો." રાજાએ કહ્યુ, "અરે, નગરમા ચોરનો આવો ઉપદ્રવ છે?" તેણે કહ્યુ, "હે દેવ! હરણ કરાતું દેખાતું નથી. ભ્રમણ કરવા છતાં ચોર દેખાતો નથી. અને પ્રત્યેક પગલે સંભળાય છે કે સવારમા આખા નગરમા ચોરી થઇ છે. હે દેવ! આ બાબતમા ઘણા વિચારો કર્યા, ઘણું રક્ષણ કર્યું, પરંતુ ચોર મળતો નથી. માટે હવે બીજા કોઇને આજ્ઞા આપો કે જે તેને પકડે."

### ચોરને પકડવા માટે વજ્રગુપ્તની તૈયારી

આ પ્રમાણે કહેવાયુ એટલે રાજાએ આખા સભાખંડમાં નજર ફેરવી. ત્યારે વજ્રગુપ્ત ઊભો થયો. પછી રાજાના ચરણમા પ્રણામ કરી ઊભા થતાં એણે રાજાને કહ્યું, "હે દેવ! જો સાત રાતમા ચોરને આ નગરમાં ન પકડી લાવુ તો સળગતા ઇંધણના જ્વાલાગ્નિમા મારે પ્રવેશ કરવો. તો હવે આ કૃપા મારા ઉપર કરો અને મને આદેશ આપો. મારા સ્નેહની આ પ્રથમ માગણીનો ભંગ ન કરશો." એ પ્રમાણે વજ્રગુપ્તે વિનંતી કરી એટલે ચંદ્રગુપ્ત રાજાએ કહ્યુ, "ભલે, એમ થાઓ!" આટલુ કહેતા જ "મહાકૃપા કરી." એમ કહી કુમારે વચન અંગીકાર કર્યું.

### વેતાલની આરાધના

તે દિવસ પસાર થયો. રાત્રિની શરૂઆતનો સમય થયો. રાત્રે ફરવા માટે યોગ્ય કપડાં, હથિયાર વગેરે વડે સજ્જ થઇ રાજપુત્ર મહેલમાથી નીકળ્યો. પહોંચામાં નાની છુરી ભરાવી હાથમા ખડ્ગરત્ન ગ્રહણ કર્યું. પછી દૃઢ પગલાથી સંચાર કરતો ભ્રમણ કરવા લાગ્યો. કેવા સ્થળમા તે પરિભ્રમણ કરતો હતો? જેમ કે—

શેરીના નાકા, દરવાજા, ચૌટાં, આરામસ્થાનો, તળાવ, દેવળો, પાણીની પરબો, વાવ, મઠ વગેરે સ્થળે તે નિ:શંક ફરવા લાગ્યો. એ પ્રમાણે ફરતા, ફરતાં છ રાત્રિ પસાર

થઇ તોપણ દુષ્ટ પુરુષ શોધી ન શકાયો. ત્યાર પછી સાતમે દિવસે વજ્રગુપ્તે વિચાર્યું કે "આ કોઇ મનુષ્યનું કાર્ય નથી પણ દિવ્ય કાર્ય છે. કારણ કે આટલું રક્ષણ કરવા છતાં પણ ચોર મેળવી શકાતો નથી. માટે હવે આમાં શો ઉપાય કરવો? સવારે તો મારી પ્રતિજ્ઞા પૂર્ણ થાય છે કે જો સાત રાતમાં ચોરને આ નગરમાં ન પકડી લાવું તો સળગતા ઇંધણના જ્વાલાગ્નિમાં મારે પ્રવેશ કરવો. હવે પ્રતિજ્ઞા પૂરી કર્યા વગરનો હું થયો છું. માટે મારું મૃત્યુ નજીક આવી ગયું છે. એટલે સર્વથા આજે રાત્રે સ્મશાનમાં જઇ, મહા માંસને કાપી કોઇક વેતાલની આરાધાના કરીને પૂછું કે આમાં ચોર કોણ છે તે કહો, નહિતર મારું ચોક્કસ મૃત્યુ છે."

એમ કરતાં દિવસ પસાર થયો. રાત પડી. રાજપુત્ર રાત્રે નગરીમાંથી નીકળી મોટા સ્મશાનમાં પહોંચ્યો.

* ૩૭૯. ત્યાં પહોંચી, કરવા યોગ્ય કાર્ય કરીને તરવાર વડે સાથળમાંથી પોતાનું માંસ કાપ્યું. હાથમાં લઇને રાજપુત્રે કહ્યું, "હે રાક્ષસો! પિશાચો! ભૂતો! વ્યંતરો! અને બીજા જે કોઈ હો તે. હું નિમંત્રણ કરું છું કે આ મહામાંસ હું વેચું છું. તો જો તમારી પાસે તેનું મૂલ્ય હોય તો ખરીદ કરો." એમ એક, બે, ત્રણ વખત મોટા અવાજથી કહ્યું. એટલે "અરે, અમે માંસ ગ્રહણ કરીએ છીએ." એવો અવાજ સંભળાયો. રાજપુત્ર તે દિશામાં દોડ્યો અને પૂછ્યું, "અહીં માંસ કોણ ગ્રહણ કરે છે?" વેતાલે કહ્યું, "મને જોવા દે કેવું માંસ છે." કુમારે કહ્યું, "આ માંસ ગ્રહણ કરો. સૂંઘી જુઓ, ચાખી જુઓ. સુગંધી અને મિષ્ટ હોય તો તુષ્ટ થઇને મને આપવા યોગ્ય મૂલ્ય આપો." એમ કહ્યું એટલે વેતાલે હાથ લાંબો કર્યો. કુમારે તેના હાથમાં માંસ મૂક્યું. ત્યાર પછી ચાખીને કહ્યું, "અરે, આ તો કાચું, સત્ત્વ વગરનું અને દુર્ગંધવાળું છે. આ કાચું નહિ લઉં પણ અગ્નિમાં પકાવીને આપીશ તો લઇશ." રાજપુત્રે કહ્યું, "તમારી ઇચ્છા પ્રમાણે પકવેલું આપું. ચાલો અહીં ચિતા પાસે જઇએ. કાપી, પકાવી, રસવાળું બનાવી તમને આપું અને ત્યાં જ તેનું ભોજન કરજો." વેતાલે કહ્યું, "ભલે, એમ હો!" એમ કહી બંને જણ તે જ ક્ષણે પ્રગટાવેલી ચિતા પાસે ગયા. "બેસો અને ભોજન કરો." એમ કહી રાજપુત્રે બીજું મહામાંસ કાપ્યું, સોયામાં પરોવી પકાવ્યું અને પેલા વેતાલને અર્પણ કર્યું. વેતાલે તે ગ્રહણ કર્યું અને ખાધું.

માંસાહાર વિશે પ્રશ્ન

* ૩૮૦. એ વખતે મહાવીર ભગવંતને ગૌતમ ગણધર ભગવંતે પૂછ્યું, "હે ભગવંત! શું પિશાચો, રાક્ષસો અથવા દેવયોનિવાળાઓ મહામાંસનો આહાર અથવા કાપાલિક-આહાર કરે ખરા?" ભગવાને કહ્યું, "હે ગૌતમ! તેઓ ભોજનમાં તે માંસ ગ્રહણ કરે નહિ." ગૌતમ ગણધરે પૂછ્યું, "હે ભગવંત! જો આહાર ન કરતા હોય તો એમણે મહામાંસ ખાધું એમ કેમ બોલાય છે?" ભગવંતે કહ્યું, "આ વ્યંતરો બાળક જેવા સ્વાભાવિક ક્રીડાપ્રિય હોય છે, તેથી તેઓ પુરુષો સાથે રમત કરે છે. સત્ત્વવાળાઓને જોઈ હર્ષ વહન કરે છે. બળવાન મલ્લ જેવા રાજપુત્રને તેવા સત્ત્વવાળા પુરુષની પરીક્ષા

કરવા માટે જુદા જુદા પ્રકારની રમત કરાવે છે. તેથી પોતે મહામાંસ ખાધું એમ માત્ર બતાવીને ફેંકી દે છે—

"પછી તે વેતાલે કહ્યું, "આ માંસ હાડકાં વગરનું છે. એવું તે સુંદર ન હોઈ શકે. જો હાડકાં સાથે આપે તો કડકડ અવાજ કરતું તે માંસ ખાઉં." કુમારે કહ્યું, "ભલે, તમારી ઇચ્છા પ્રમાણે હાડકાં સહિત માંસ આપુ તે તમે ખાઓ." એમ બોલી એણે જમણી જાઘ કાપી નાખીને ચિતાના અગ્નિમાં નાખી. પકવ થઇ એટલે વેતાલને આપી. તેણે એ પણ ફેંકી દીધી અને કહ્યું, "અરે, આવું માંસ નથી જોઇતું. અત્યારે તો તરસ બહુ લાગી છે તો તારું લોહી પીઉં." કુમારે કહ્યું, "ભલે પીઓ" એમ કહી કુમારે પોતાની છાતી ચીરી નાખી. તે લોહી પીને ફરી વેતાલે કહ્યું, "આ તારું મસ્તક કરવત અને કાતરથી કાપેલુ અને છેદેલુ હોય તથા મનુષ્યની ચરબી અને રુધિર રૂપી મદિરાનો પ્યાલો મને મળે તો ઘણું સુંદર થાય." કુમારે કહ્યું, "હું છેદીને તમને આપુ. એટલુ તો મારે અધીન છે. પરંતુ કરવત અને કાતરથી કાપવાનુ કામ તો તમારે જાતે કરવાનું રહેશે." એમ બોલીને એ ચળકતા કાળા કેશસમૂહને ડાબા હાથથી પકડી જમણા હાથથી તરવાર વડે છેદવા તૈયાર થયો. એટલામાં હાહારવ સાથે મુખર અટ્ટહાસ્ય આકાશમાં સંભળાયુ. વેતાલે કહ્યું, "તારા આ અનન્ય સદૃશ વીર સત્ત્વથી સંતુષ્ટ થયો છું. માટે તું જે વરદાન જોઇએ તે કહે. તને તે હમણાં જ આપુ છું." કુમારે કહ્યું, "જો તમે મારા પર પ્રસન્ન થયા હો અને વરદાન આપવાનો તમારો નિશ્ચય હોય તો આ નગરને કયા ચોર લૂટે છે અને તે ક્યાં છે તે જલદી કહો." તેણે કહ્યું, "હે વીર! અત્યારે તેં આ મોટામા મોટી કથા પૂછી. તારા સત્ત્વથી હું જિતાયો છું. તેથી તે મારે અવશ્ય કહેવી પડશે. પરંતુ તે ચોરનુ નામ મળવા છતાં, હે કુમાર! તેને પકડનાર કયો મલ્લ છે? દેખાવા છતા તે દેખાતો નથી અને દેખાવા છતાં તેને કોણ પકડશે?"

ત્યાર પછી 'કેમ ન પકડી શકાય?' એવો વિચાર તે કરવા લાગ્યો. ત્યાં તો એણે પોતાનો દેહ અક્ષત, સર્વાંગસુંદર અને અત્યંત મનોહર જોયો. પછી કુમારે કહ્યુ, "અરે, આ મોટા ચોરને જોવા વિશે જ મેં તમને પૂછ્યું છે. એ પકડાય કે ન પકડાય તેમાં તમારે પ્રયત્ન કરવાનો નથી." તેણે કહ્યું, "અરે બાપુ, તેની આગળ તો અમે ઊભા પણ રહી શકીએ નહિ. એનું જે રહેઠાણ છે તે અમે દૂર રહીને બતાવશું." કુમારે કહ્યું, "ભલે, મને તેનુ રહેઠાણ પણ ન કહેશો. પણ તે કોણ છે તે કહો. તમારું ત્યાં સુધી હું જરૂર રક્ષણ કરીશ અને જોયેલા તેનુ પણ ત્યાં રક્ષણ કરીશ." તેણે કહ્યુ, "જો એમ છે તો સાંભળ. આ સ્મશાનનો વડ છે, તેના ઉપર ચડીશ તો એક બખોલ આવશે. હે વીર! એ જ તે ચોરના રહેઠાણનુ દ્વાર છે."

ચોરનું સ્થાન

# ૩૮૧. એ સાંભળી લાંબા પગલાં ભરતો રાજપુત્ર તે દિશામાં દોડયો અને ઘણાં પાંદડાવાળા, શાખાપ્રશાખાવાળા, પક્ષીઓના માળાવાળી વડવાઇઓવાળા સ્મશાન-વડ પાસે

તે પહોંચ્યો. તે વડ જોઈ કુમાર તેના ઉપર ચડયો અને બખોલને ખોળવા લાગ્યો. ક્યાં? શાખાઓમાં, નાની ડાળીઓમાં, મૂળમાં, વડવાઈઓમાં અને પાંદડાઓની ઘટામાં. મ્યાનમાંથી તરવાર બહાર ખેંચી તે બખોલના દ્વારની શોધ કરવા લાગ્યો. કેવી રીતે જોવા લાગ્યો? હથેળી ફેરવવા લાગ્યો; અંદર પગ નાખવા લાગ્યો; ગંધ સૂંઘવા લાગ્યો. તે ક્ષણવાર સ્થિર અંગવાળો બની વડની બખોલમાં શબ્દ શ્રવણ કરવાની ઈચ્છા કરવા લાગ્યો. એમ જોતાં જોતાં એક બખોલ પાસે તેને કંઇક શબ્દ સંભળાયો. ત્યાં ધૂપ, કેસર તથા કપૂરની ઉત્કટ ગંધ તેમ જ કામિનીના ગીતથી મિશ્રિત તંત્રીવીણાનો શબ્દ ઊછળતો હતો. તે સૂંઘી તથા સાંભળીને રાજપુત્રે વિચાર્યું, "અહો, જે મેળવવાનું હતું તે મળી ગયું. તે ચોરનું સ્થાન જોઈ લીધું. હવે તે અને હું એ બેમાં જે બળવાન હશે તેનું આ રાજ્ય હશે." એમ વિચારી તે અંદર પ્રવેશ કરવા લાગ્યો. થોડે અંતરે ગયો. ત્યાં તેણે ઘણા ગવાક્ષોથી શોભતું, બારીઓ તથા વેદિકાવાળું, ફરકતી ધજાપતાકાવાળું એક સુંદર ભવન જોયુ. તે જોઇ ઉત્સુકતાને વશ બની, વિશેષ ઉતાવળ કરી તેણે ભવનમાં પ્રવેશ કર્યો. કેવા પ્રકારનું તે જોયુ? જેમ કે—

સ્ફટિક રત્નમય, જુદા જુદા મણિચૂર્ણથી આલેખેલું, સુવર્ણના ઊંચાં તોરણવાળું તેમ જ શ્રેષ્ઠ યુવતીઓની અવર-જવરથી શોભતું ભવન જોયું. તેણે વિચાર્યું, "આ ભવન મોટું છે. એમાં દુરાચાર કર્મવાળો તે ચોર ક્યાં હશે?" એમ વિચાર કરતાં એક યુવતી જોઇ. તે કેવી હતી? જેમ કે—

નીલકમળના પત્ર જેવી લાંબી આંખવાળી, વિશાળ નિતંબવાળી, રણકાર કરતો કંદોરો પહેરેલી, નવીન ઊંચા સ્તનવાળી, દેવોના મનનું પણ હરણ કરનારી તે બાલા હતી. તેને જોઈ રાજપુત્રે વિચાર્યું, "અહો, આ ઉતાવળાં પગલાં માંડતી તે જાય છે તો તેની આજ્ઞાથી જ જતી હોવી જોઇએ. તે મને જોતી નથી માટે કંઈક બોલું કે જેથી તે મને જુએ." તેણે કહ્યું, "મોરને પીછાંઓ મોટાં હોય છે અને કેડનો ભાગ નાનો હોય છે. હે સુતનુ! એનો વિચાર કર. ભારથી જેમ વેલડી ભાંગી જાય તેમ ઉતાવળે ગતિ કરતાં જોજે તને ઠોકર ન વાગે." આવું અચાનક સાંભળી કોણ બોલે છે એમ વિચાર કરી યુવતીએ જોયુ. સાંભળ—

પાછા વળીને તેણે ક્ષોભ અને વિલાસથી મિશ્ર, દીર્ઘ નયનના ત્રિભાગથી તેને જોયો. તેથી મદનબાણ વડે રાજપુત્ર વિંધાયો.

**ચંપકમાલા**

* ૩૮૨. તેને એ પ્રમાણે જોઇ તે સંભ્રમ, ભય, અનુરાગ અને કૌતુકરસથી સ્તંભિત થઇ હોય તેમ ઊભી રહી. તેને તેવી જોઈ રાજપુત્રે વિચાર્યું, "અહો, ચપળ પાંપણવાળાં ઉજ્જવળ નયનો જેટલાં વળે છે તેટલાં, કાન સુધી, બાણ ખેંચનાર અનંગ પણ દોડે છે. આ યુવતીને મારે શું પૂછવું? કંઇક પૂછવું તો જોઇએ જ." એમ વિચારી તેણે પૂછ્યુ, "હે સુતનુ! આ કોનું રહેઠાણ છે? અને તું કોણ છે? અહીં માલિક કોણ છે? તે ક્યાં

છે? આ મહિલાવર્ગ અહીં શું ગાય છે?" યુવતીએ કહ્યું, "હે સુંદર! જે પુરુષ જે સ્થાનને જાણે છે તે જ તે કાર્યને પ્રાપ્ત કરે છે. અજાણ્યા તમે અહીં આટલા બધા અંદર કેમ આવી ગયા?" તેણે કહ્યું, "હું અજાણ્યો મૂંઝાયેલો કાકતાલીય ન્યાયે અણધાર્યો અહીં આવી પહોંચ્યો છું. માટે હવે સાચું કહે કે અહીંનો સ્વામી કોણ છે?" તેણે પૂછ્યું, "તમે પંથ ભૂલ્યા છો તો કયા નગરથી અહીં આવ્યા છો?" રાજપુત્રે કહ્યું, "હે સુંદરી! હું ઋષભપુર નગરથી આવું છું." તેણે પૂછ્યુ, "જો તમે ઋષભપુર નગરના છો તો ચંદ્રગુપ્ત રાજા અને તેના કામદેવ જેવા રૂપવાળા સૌભાગી પુત્ર વજ્રગુપ્તને ઓળખો છો?" તેણે કહ્યું, "હે સુંદરી! તે બંનેનાં નામ અને રૂપ તું કેવી રીતે જાણે છે?" પેલીએ કહ્યું, "શું બીજાના કહેવાથી એનાથી ગોળ ખાઈ શકાય છે?" તેણે પૂછ્યું. "હે સુંદરી! સ્પષ્ટ કહે કે તે પુરુષો તારે શું થાય છે? તેમને તું કેવી રીતે ઓળખે? તુ અહીં કેવી રીતે આવી?" પેલીએ કહ્યું, "હું શ્રાવસ્તી નગરીના સુરેન્દ્ર રાજાની ઘણી વહાલી પુત્રી છું. બાળપણમાં મારો વિવાહ વજ્રગુપ્ત સાથે કરેલો. હે સુભગ! એટલામા આ કોઇ વિદ્યાસિદ્ધ પુરુષે હરણ કરી મને અહીં પાતાલમાં કયાંક નાખી છે. એ કારણથી હું તેનું (વજ્રગુપ્તનુ) નામ જાણું છું અને તેના રૂપ વિશે પણ મેં સાંભળ્યુ છે. અહીં મારી એકલીનુ હરણ થયુ નથી, પણ બીજી ઘણી મહિલાઓ પણ છે."

તેણે વિચાર્યું, "અહો, આ તો તે ચંપકમાલા છે, જે મને આપવામાં આવી હતી. પાછળથી સાંભળ્યુ હતું કે વિદ્યાસિદ્ધ પુરુષે તેનું હરણ કર્યું છે. એટલે ઠીક થયુ. હવે એને સાચી હકીકત જણાવું." એમ વિચારી તેણે કહ્યું, "હે સુતનુ! એ ચંદ્રગુપ્તનો પુત્ર વજ્રગુપ્ત તે હું પોતે જ છું. આ વિદ્યાસિદ્ધને શોધતો અહીં આવ્યો છું. તો હવે કહે કે વિદ્યાસિદ્ધ અત્યારે કયાં છે અને તેને કેવી રીતે હણવો? જો તને મારા ઉપર સ્નેહ હોય તો મને એનો મર્મ કહે." પેલીએ કહ્યું:—

* ૩૮૩. "જો તમે વજ્રગુપ્ત છો તો, હે પ્રિયતમ! તમે સુંદર કર્યું. તે પાપીને કેવી રીતે મારવો તે સર્વ હું તમને કહું છું. પરમ રહસ્યભૂત, સિદ્ધ કરેલ ઉત્તમ તરવાર અને ખડ્ગ અહીં દેવગૃહમાં છે તે તમે ગ્રહણ કરો. તે ગ્રહણ કરવાથી, હે સુપુરુષ! ડંખ કપાયેલા વીંછી જેવો તે બની જશે, જો તે હાથમા પ્રાપ્ત કરો અને ઊડો પછી કોણ જોઇ શકશે?" રાજપુત્રે કહ્યું, "હે સુંદરી! અત્યારે તે વિદ્યાસિદ્ધ કેવી રીતે રહે છે તે કહે." તેણે કહ્યું, "હે કુમાર! રાત્રે તે ભ્રમણ કરે છે. કોઈક સુંદર મહિલા અથવા જે કંઇ સુંદર મળે તેનું તે હરણ કરી લાવે છે. દિવસે તો તે અહીં બિલભવનમાં મહિલાઓનાં ટોળા વચ્ચે બેઠેલો રહે છે. એટલા માટે તે અત્યારે અહીં નથી. કદાચ જો હોત તો તમે અને હું અહીં પરસ્પર વિશ્વસ્ત બની વાત કરી શકીએ ખરા?"

સ્ત્રીચરિત્ર

તેણે પૂછ્યુ, "જો તે અત્યારે નથી તો આ મહિલાઓ કેમ ગાય છે?" પેલીએ કહ્યું, "હે સુંદર! તે અહીં નથી હોતો ત્યારે આ મહિલાઓ આનંદમાં રહે છે, ગીત

ગાય છે, ભણે છે. કોઇક વળી રુદન કરે છે અને કોઇક નૃત્ય કરે છે " તેણે પૂછ્યું, " હે સુંદરી ! એક વાત સ્પષ્ટ કહે કે વિદ્યાસિદ્ધ અને હું અમારા બેમાં આ મહિલાઓને કોણ હ્રદયથી પ્રિય અને અપ્રિય થશે ? " તેણે હસીને કહ્યું, " અરે, મુગ્ધ ! એટલું તમે સમજી શકતા નથી કે સ્ત્રીચરિત્ર કોઇ જાણી શક્યું નથી. ગામડિયાની જેમ મહિલાનું ચરિત્ર મહિલાને પૂછો છો ? પાણીમાં માછલી પકડી શકાય છે. આકાશમાં પક્ષી ભેદી શકાય છે. રાધાવેધ સાધી શકાય છે. પરંતુ ઘણા કષ્ટથી સમજાયેલું મહિલાનું હ્રદય ગ્રહણ કરવા છતાં પણ છટકી જાય છે. શત્રુ સાથે પણ સ્નેહથી અને વહાલા સાથે નિસ્નેહ બની તે ક્રીડા કરે છે. તે કારણવશ થઇને પણ સ્નેહ કરે છે અને નિષ્કારણ પણ સ્નેહ કરે છે. તે કદરૂપા સાથે પણ ક્રીડા કરે છે અને રૂપવાળાનો પણ દૂરથી ત્યાગ કરે છે. તેના હ્રદયમાં રૂપ કે વિરૂપનો વિકલ્પ હોય ખરો ? તે પંડિતોને ભય પમાડે છે. હે કુમાર ! તે રૂપવાળાને શરમાવે છે, ઠગારાને ઠગે છે અને સરળ સ્વભાવવાળાની પણ કસોટી કરે છે. તે પૈસાવાળા ઉપર રાગ બતાવે છે અને રાગ બતાવનારનો દરિદ્રની જેમ ત્યાગ કરે છે. ગુણમાં પ્રેમ હોય છે તેમ જાણવા છતાં તે નિર્ગુણમાં પણ પ્રેમ કરે છે. તે શૂરવીર પુરુષને જાણે છે છતાં પણ કાયર પુરુષને ભજે છે. વળી જે વિરક્ત હોય તેની સાથે પણ તે સ્નેહ બાંધે છે. તે ગુણરહિતમાં પ્રેમ કરે છે અને પ્રેમપરાયણને મારી પણ નાખે છે. વળી તેને મારીને તેની સાથે જ તે અગ્નિમાં પ્રવેશ કરે છે. બુદ્ધિશાળીઓ સર્વે પોતપોતાના હ્રદયમાં પોતાની ગતિ જાણતા હોય છે, પણ મહિલાઓ પોતાના હ્રદયની ગતિ જાણતી નથી. વીજળીના ચમકારા જેવા અને કઠોર પવનથી ઊડતી ધ્વજાના પટના ફડફડાટ જેવા ચંચળ સ્ત્રીઓના હ્રદયપ્રેમને જાણવા, હે કુમાર ! કોણ સમર્થ છે ?

તેમ છતાં એટલું તો હું અનુમાન કરું છું કે તમને જોશે એટલે અવશ્ય તમારે વિશે સ્નેહ થશે. વળી બીજું એ કે આ બધી ઋષભપુરની રહેવાસી છે જેથી તમને જોઇને અવશ્ય ઓળખશે. માટે તેમને દર્શન આપો. "

કુમારે કહ્યું, " હે સુંદરી ! સિદ્ધ કરેલ તે ઉત્તમ તરવાર અને ખડ્ગ પહેલાં મને આપ. તે પછી તેમને દર્શન આપીશ. " તેણે કહ્યું, " ભલે એમ હો ! પરંતુ જ્યાં સુધી તે તરવાર અને ખડ્ગ લઇને પાછી આવું ત્યાં સુધી કુમારે આ પ્રદેશમાં જ રહેવું " એમ કહીને ગઇ. કુમાર પણ તે જ સ્થાનમાં ઊભો રહ્યો. તેણે વિચાર્યું, " અહો, હમણાં જ એણે કહ્યું કે કઠોર પવન વડે ઊડતી ધ્વજાના પટના ફડફડાટ જેવા ચંચળ હ્રદયસ્નેહવાળી સ્ત્રીઓ હોય છે. માટે એ કદાચ ત્યાં જઇ બીજી મંત્રણા કરી મને મારી નાખવાનો ઉપાય કરશે તો ? તો મારે અહીં થોભવું યોગ્ય નથી. " એમ વિચારી તે બીજી જગ્યાએ છુપાયો, તરવાર તથા ખડ્ગ ખેંચીને સાવધાનીથી રહ્યો. થોડીવારમાં તે તરવાર અને ખડ્ગરત્ન લઇને આવી. તે જગ્યાએ નજર કરી તો કુમાર ન દેખાયો. ત્યાર પછી ચપળ કીકી અને પાંપણવાળી તે પાછું વળી ચારે બાજુ જોવા લાગી. એટલે કુમારે કહ્યું, " હે સુંદરી ! અહીં આવ ! અહીં આવ ! હું અહીં ઊભો છું. " એમ જ્યારે તેણે કહ્યું ત્યારે તે નજીક આવી પહોંચી. તેણે કહ્યું, " હે કુમાર ! તમે એ સ્થાનેથી અહીં કેમ આવ્યા ? " કુમારે

કહ્યું, "હે સુંદરી ! તેં મને કહ્યું કે યુવતીઓ ચંચળ સ્નેહવાળી હોય છે. તેથી મેં વિચાર્યું કે કદાપિ હું તેવા ભયવાળો ન બનું. તેથી સાવધાન થઈ હું જોઉં તો ખરો કે શો વૃત્તાન્ત બને છે. એમ વિચારી તે સ્થાનેથી ખસી ગયો." એટલે હર્ષપૂર્વક વિકસેલાં નયનવાળી તેણે કહ્યું, "હે કુમાર ! તમે મહિલાઓમાં વિશ્વાસ કરતા નથી તેથી પૃથ્વીના રાજ્યને યોગ્ય છો. સર્વથા, હે સુભગ ! ભુજંગના દરમાં અત્યંત વિશ્વાસપૂર્વક આંગળી નાખજો, પરંતુ નાગણ જેવી ચંચળ મહિલાઓનો વિશ્વાસ ન કરશો. માટે અત્યારે તમે ખસી ગયા તે બરાબર કર્યું. હવે આ તરવાર અને ખડ્ગરત્ન સ્વીકારો." એમ કહી જમીન ઉપર તે મૂક્યાં. રાજપુત્રે પોતાનાં તરવાર અને ખડ્ગરત્નને છોડી દઈ, તે તરવાર અને ખડ્ગરત્નને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી ગ્રહણ કર્યાં. ખડ્ગરત્ન ગ્રહણ કર્યા પછી તે કેવો દેખાવા લાગ્યો ? જેમ કે–

તત્ક્ષણ ખડ્ગવિદ્યા અંગીકાર કરનાર વિદ્યાધર જેવો, વિદ્યાધર બાલિકા સાથે જાણે ઊડતો હોય તેવો અત્યારે શોભતો હતો. પછી પેલીએ કહ્યું, "આ ખડ્ગરત્ન કુમારને વિજય અપાવનાર થાઓ !" કુમારે પૂછયું, "હે સુંદરી ! અત્યારે તે વિદ્યાસિદ્ધ ક્યાં જોવા મળશે તે કહે." તેણે કહ્યું, "હે કુમાર ! તમે કયા માર્ગેથી અહીં પ્રવેશ કર્યો ?" કુમારે કહ્યું, "વડવૃક્ષના કોટરમાંથી." તેણે કહ્યું, "એ હું જાણતી નથી. પરંતુ તમે જે દ્વારથી અહીં આવ્યા તે જ દ્વારથી તે અહીં આવશે. માટે આ માર્ગમાં એ પોતાનું મસ્તક જેવું દાખલ કરે કે તે જ વખતે તેને હણવો. નહિ તો પછી તે દુઃસાધ્ય થઈ જશે." કુમારે કહ્યું, "એમ જ થાઓ." એમ કહી તરવારનો પ્રહાર કરવાને તૈયાર થઇ તે બિલના દ્વાર આગળ રહ્યો.

## ચંપાવતીને પકડી લાવ્યો

* ૩૮૪. એ સમયે રાત્રિ કંઇક બાકી રહી હતી. તારાઓ અદૃશ્ય થવા લાગ્યા હતા. સમગ્ર દિશામાંથી અંધકારનાં ધાડાં પલાયન થઇ રહ્યાં હતાં. ત્યારે હવે પ્રભાત થશે એમ ધારી ઋષભપુરનાં ધવલગૃહોમાં, અંતઃપુરોમાં, ચૌટાં અને શેરીમાં ભ્રમણ કરી વિદ્યાસિદ્ધ આવી પહોંચ્યો. એ જ રાજપુત્રની એકલી સૂતેલી ભાર્યાનું હરણ કરીને તેણે બિલમાં પ્રવેશ કર્યો. તેને પ્રવેશ કરતો જોઇ રાજપુત્રી મોટેથી રુદન કરવા લાગી, "હે વજ્રગુપ્ત સ્વામી ! આ હું તારી મહિલા છું. અરે કોઇ રૌદ્ર રાક્ષસરૂપધારીએ મને પકડી છે. માટે દોડો. વજ્રગુપ્ત નામના રાજપુત્રની હું ચંપાવતી નામની મહિલા છું. શરણ વગરની અને રાંકડી એવી મારું હરણ થાય છે."

એ પ્રમાણે જ્યારે તે વિલાપ કરતી હતી ત્યારે વિદ્યાસિદ્ધ બોલ્યો, "કોણ કોનું શરણ થવાનું છે ? તે ક્યાં છે અને તે શું કરી શકવાનો છે ? મેં તને મેળવી છે માટે તે હવે સ્વામી રહેતો નથી." એ પ્રમાણે બોલતો તેને કુમારે સાંભળ્યો. "અહો દુરાચારી ! મારી મહાદેવીને લઇ આવ્યો ? ચાલો, સારું થયું કે ચોરેલી વસ્તુ સાથે આ ચોર છે." એમ કુમાર વિચાર કરતો હતો ત્યાં સિદ્ધ પુરુષનું મસ્તક બિલમાંથી બહાર નીકળ્યું. કુમારે વિચાર્યું કે "આ મસ્તકને છેદી નાખું. અથવા નહિ, નહિ. શું છળઘાત કરવો પુરુષોને

યોગ્ય છે? ના, ના. આ સિદ્ધ પુરુષની કેટલી શક્તિ છે તે તો જોઉં!" એમ વિચારતો હતો એટલામાં તે બિલમાંથી નીકળ્યો. કુમારે કહ્યું, "અરે પુરુષાધમ! જો તું વિદ્યાસિદ્ધ છે તો લોકમાં ન્યાયથી વર્તન કર. જે તું રાજ્યવિરુદ્ધ કરે છે તે શું સારું કહેવાય ખરું? માટે તું જે ચોરી કરે છે તથા રાજ્યવિરુદ્ધ કામો કરે છે તેથી તારો આજે નિગ્રહ કરવાનો છે. માટે તારી શક્તિ પ્રમાણે તું તૈયાર થા."

બંને વચ્ચે યુદ્ધ

આ પ્રમાણે રાજપુત્રને જોઈ વિદ્યાસિદ્ધે વિચાર્યું, "અહો! આ તો વજ્રગુપ્ત. એ અહીં પોતે કેવી રીતે આવ્યો? હવે કાર્ય વિનાશ પામ્યું. હવે આ બળ વડે શું?" એમ વિચારીને તેણે કહ્યું, "અરે, યમરાજાના મુખ જેવા આ બિલમાં તને કોણે ધકેલ્યો? અરે સુંદર રૂપવાળો આ બીચારો અહીં ક્યાં વિનાશ પામે છે? અરે ખડ્ગ! ખડ્ગ!" એમ બોલતો તે પેલા દેવગ્રહમાં ગયો. રાજપુત્રે છોડી દીધેલાં તે તરવાર અને ખડ્ગ તેણે ગ્રહણ કર્યાં. ગ્રહણ કર્યાં પણ જાણ્યું નહિ કે તે સિદ્ધ ખડ્ગ થશે નહિ. એ વડે પોતે સમર્થ છે એટલે તેનાથી શું થવાનું છે? એમ વિચારતો તે કુમાર પાસે પહોંચ્યો. તેણે કહ્યું, "મારા સૂના અંતઃપુરમાં તને કોણે મોકલ્યો? અથવા દૈવ કોપાયમાન થાય ત્યારે પુરુષને શું લાકડીથી હણે છે? તારા ઉપર આજે યમરાજા કોપાયમાન થયો છે. હવે તું અહીંથી નીકળી શકે તેમ નથી. કુક્કુરના વાડામાં પડેલ સસલાની જેમ અત્યારે તું વિનાશ પામીશ." કુમારે કહ્યું, "અરે ઓ બટકબોલા! તું અમારી મહિલાઓનું હરણ કરીને રહ્યો છે. જાર બની હવે તું ઘરનો સ્વામી થયો છે. તું ચોર છે અને મારા વડે વધ કરવાને યોગ્ય છે. વળી તારું તે પ્રથમ દુર્વચન પણ અહીં વિપરીત થયુ કે સસલાએ પણ લાકડી ગ્રહણ કરી." એમ બોલતો કુમાર તેના તરફ દોડ્યો અને તરવારનો પ્રહાર કર્યો. તેણે પણ પોતે ઘણી કળામાં કુશળતાવાળો હોવાથી, પ્રહાર ચુકાવી સામો પ્રહાર કર્યો. કુમારે પણ તેને ચુકાવ્યો. ત્યાર પછી પ્રહાર અને પ્રતિપ્રહાર વડે વિષમ એવું સહાયુદ્ધ શરૂ થયું. કેવું?

તેઓ બંને સુસમર્થ પણ છે. બંને સર્વ કળાઓમાં કુશળ પણ છે. બંને કામદેવ જેવા રૂપવાળા પણ છે. બંને સત્ત્વાધિક પુરુષો પણ છે. બંને રોષવાળા પણ બનેલા છે. બંને પરસ્પર અભિમાનવાળા પણ છે. બંને નિષ્ઠુર પ્રહાર કરવાવાળા પણ છે. બંનેના હાથમાં ખડ્ગ પણ છે. બંને દાવ ખેલવામાં નિપુણ પણ છે. બંને ઊંચી ભમર કરવાવાળા છે. બંને સહેલાઈથી વળી જાય છે અને બંને પ્રહારો ઝીલે છે.

* ૩૮૫. આવી રીતે જ્યારે તેઓ પ્રહારો કરી રહ્યા હતા ત્યારે યુવતીઓની મંડળીઓએ તેઓને કેવી રીતે જોયા? જેમ કે—

શું આ બને વિદ્યાધર છે કે સમર્થપણા વડે વનની ભેંસો છે? અથવા તો બંને પૃથ્વીપીઠ કંપાવી નાખે છે તો દિશાના હાથી જેવા છે કે શું?

વિદ્યાસિદ્ધનો શિરચ્છેદ

આ પ્રમાણે બંનેમાંથી એક પણ બીજાને છળવા માટે શક્તિમાન થયો નહિ ત્યારે

ચંપકમાલાએ* વિચાર્યું, "એના વડે આ વિદ્યાસિદ્ધ છળી શકાશે નહિ. માટે કંઈક કપટ વિચારું." પછી તેણે કહ્યું, "હે કુમાર! આ ખડ્ગરત્નને યાદ કરો." કુમારે કહ્યું, "ઠીક કહ્યું." પછી તે બોલ્યો કે—

"હે ખડ્ગરત્ન! જો તું ચક્રીઓ, વિદ્યાસિદ્ધો અને સત્ત્વસિદ્ધોને સિદ્ધ થાય છે તો મારા હાથમાં રહેલ તું આને પ્રહાર કર." કુમાર એ પ્રમાણે બોલ્યો એટલે વિદ્યાસિદ્ધે વિચાર્યું કે "આ સ્ત્રીએ જ એને ખડ્ગરત્ન સમર્પણ કર્યું જણાય છે." પછી "અરે, પાપિની! તું ક્યાં જાય છે?" એમ બોલતો તે સ્ત્રીની દિશા તરફ દોડ્યો. પરંતુ યુદ્ધ-સમયમાં લડવાનું ચિત્ત મૂકીને (અર્થાત્ દાવ છોડીને) જ્યાં મહિલા તરફ પહોંચ્યો ત્યાં તો રાજપુત્રે ધડ્ કરતું તેનું મસ્તક કાપી નાખ્યું. ધરણી પર ઢળી પડેલો તે કેવો દેખાતો હતો? આખું વૃક્ષ જ્યારે મૂળમાંથી ઢળી પડે ત્યારે એકદમ શોભા વગરનું થઈ જાય તેમ અધિક તેજવાળું છૂટું પડેલું તેનું મસ્તક દીન દેખાવા લાગ્યું.

વિજયાનંદ

આ પ્રમાણે ચિંતવતા કુમારને ચંપકમાળાએ કહ્યું, "હે કુમાર! તેના વદનમાં ગોળી પણ છે. તે પણ ગ્રહણ કરો." એમ કહેવાતાં તેણે તરવાર વડે મુખ પહોળું કર્યું. સુવર્ણની કાંતિ જેવી ગોળી જોઇ. ધોઇને કુમારે તે પોતાના મુખમાં નાખી. કુમારે તે ગોળી મુખમાં નાખી એટલે તે અધિક શોભવા લાગ્યો. તે રૂપમાં વિશેષતાવાળો, સુંદર કાંતિવાળો તથા વૃદ્ધિ પામતાં દર્પ અને ઉત્સાહવાળો થયો. ત્યાર પછી 'જય હો! જય હો!' એમ અભિનંદન આપતી, મનોહર વિલાસિનીઓનાં ચરણ સ્ખલના પામવાથી મણિજડિત નૂપુરના રણકારથી વાચાળ જયનાદો સાથે, વિલેપન, ઉદ્વર્તન, સ્નાન વગેરે આવશ્યક કાર્યો કરી સિંહાસન પર બેઠો. તે મહિલારાજ્ય વિશે અભિષેક કરાયો અને મહિલાઓ સાથે વિવિધ પ્રકારના ભોગ ભોગવવા લાગ્યો. જેમ કે ખડ્ગ અને દિવ્ય ઢાલવાળો તથા ગોળી સિદ્ધ થયેલો, બિલભવનમાં મહિલાઓની મધ્યમાં રહેલો તે કુમાર વજ્રગુપ્ત નિઃશંકપણે ભોગ ભોગવવા લાગ્યો.

બંદીવાને સંભળાવેલી અન્યોક્તિ

* ૩૮૯. એ પ્રમાણે અનેક મહિલાઓના નિતંબબિંબ તથા તુંગ પયોધરને હર્ષ-પૂર્વક સમાલિંગન કરતા, સંભોગ તથા સ્પર્શસુખમાં નિર્ભર, વડીલવર્ગ, ધન, વૈભવ તથા રાજ્યને ભૂલી ગયેલા કુમારને, પોતાની શક્તિથી સિદ્ધ પુરુષને હરાવીને મેળવેલી અનેક પ્રિયાઓ સાથે પાતાલલોકમાં રાજ્યસુખ અનુભવતાં બાર વર્ષ વીતી ગયાં સંપૂર્ણ બાર વર્ષ થયાં એટલે રાત્રીના પાછલા પહોરે કોઇ અદૃશ્ય બંદીજનનો અણધાર્યો શબ્દ સંભળાયો કે "શત્રુઓનો નાશ કરી પ્રતાપ પ્રાપ્ત કરનાર મહારાજાધિરાજ વજ્ર-ગુપ્ત પરમેશ્વર! આપનો જય થાઓ." વળી—

"હે નરનાથ! આ ચંદ્ર ભુવનતલને પ્રકાશિત કરી હવે ક્ષીણ થાય છે. અથવા

* મૂળમાં અહીં 'ચંપાવતી' છે, પણ 'ચંપકમાલા' જોઈએ.

ભુવનમાં ઉદય અને અસ્ત કોનાં નથી થતાં ? અરુણ વડે પ્રકાશિત બનેલ ગગનમાં તારાચક્ર નાસી જાય છે. રખે અભિમાન ધારણ કરતા, કારણ કે લોકોમાં એક કરતાં વધારે બળવાન માણસો હોય છે. હે રાજન્ ! રાત્રિવિરામ પામે છે એટલે આ અંધકાર ઓસરી જાય છે તે જુઓ. અથવા પોતાના સમાન અને પોતાનાથી અધિક કોણ પ્રાપ્ત કરતો નથી ? ઉદયાચલના મસ્તક પર અત્યંત તેજસ્વી સૂર્યોદય થયો છે માટે ગર્વ ન કરશો, કારણ કે પુણ્યોદયના યોગે માણસને આબાદીનું ઉદ્‌ગમન થાય છે. આવા કાળમાં પ્રભાતના સમયે, હે નરનાથ ! હવે જાગો ! નિદ્રા અને મોહનો ત્યાગ કરો અને પરલોકહિતમાં પ્રવર્તો !"

આ સાંભળી રાજપુત્રે વિચાર્યું, "અહો, આ મંગળ શબ્દો ક્યાંથી સંભળાય છે ? કહેનારે અપૂર્વ વસ્તુ સંભળાવી છે." પછી પરિવારને પૂછયું કે "એ પઠન કોણે કર્યું ?" તેણે કહ્યું "દેવ ! કોણે કર્યું તે જાણતાં નથી. અહીં એવું કોઈ દેખાતું પણ નથી. પરંતુ અહીં એવો કોઈ શબ્દ જરૂર સંભળાય છે."

બીજે દિવસે પણ

* ૩૮૭. એ પ્રમાણે બીજે દિવસે પ્રભાતના તેજ સમયે ફરી તે પઠન કરવા લાગ્યો. જેમ કે—

"હે નરવર ! તારી ઇચ્છા પ્રમાણે ભોગક્રીડા ભોગવ. તારી ભોગસંપત્તિની કોણ ઇચ્છા નથી કરતું ? પરંતુ વિપત્તિ પણ સાથે નક્કી છે તે પ્રયત્નપૂર્વક વિચારજે. મોટા નિતંબવાળી મહિલાઓ સાથે સંયોગ કોણ ઇચ્છતું નથી ? પરંતુ તેઓની સાથે વિયોગ અવશ્ય થવાનો છે તે પણ વિચારજે. યુવતીવર્ગનાં નયનબાણના પ્રહારથી હૃદય ખરેખર હરાય છે, પરંતુ દુરંત કામોન્માદ પાપારંભોમાં ઉદ્યમ કરાવે છે. અરે, વિલાસવાળી મંદ ગતિને વશ બનેલું તેઓનું મન સર્વ હરણ કરે છે, પરંતુ જાણી શકાતું નથી કે આ આત્મા ક્યાં જશે. લજ્જાથી ભરેલા મંદ હાસ્ય વડે તે ખરેખર હૃદયનું હરણ કરે છે, પરંતુ હે નરવર ! એ વિચારજે કે એનું પરિણામ શું છે ? સ્ત્રીઓનાં પ્રેમરાગવાળાં વચનો જરૂર હૃદયનું હરણ કરે છે પરંતુ તે પ્રેમ કિંપાકના ફળ જેવો પરિણામે કડવો અને દુરંત છે. હે રાજન્ ! આ સમજીને ભોગ રૂપી ગહનમાં સપડાતો નહિ. હે વીરપુરુષ ! તું હવે સમજ અને હૃદયમાં વિરતિ અંગીકાર કર."

ત્રીજે દિવસે પણ

* ૩૮૮. એ પ્રમાણે ત્રીજે દિવસે પ્રભાત સમયે કહેવાનું શરૂ કર્યું. જેમ કે—

"જીવિત અચલ હોય તો જ ભોગપ્રસંગ કરવો, નહિ તો આ કાયા ઊઠીને બીજી નટમંડળીમાં પડવાની છે. પાપ કરીને ફરી જે ધર્મમાં લાગી જાય છે તે પણ ઘણો સારો છે. હે નરવર ! તે (ભાવના) પણ જો એક વખત પ્રભાતના સમયમાં આવી જાય તો સુંદર છે. હે વીરપુરુષ ! હવે સંસારમાં પડી ન રહે અને મૃત્યુનો ડર રાખ. જળમાં વાસ કરવો અને મગર સાથે વિરોધ કરવો પાલવે નહિ. ભોગતૃષ્ણાવાળો જીવ પણ પુણ્ય વગર ભોગ મેળવી શકતો નથી. ઊભો થયેલો અને વસ્ત્રવિહીન હોય તે આચ્છાદિત શાનાથી હોય તે

કહો. જીવ ધર્મ કરતો નથી અને ધર્મનાં ફળોની ઇચ્છા કરે છે. તેલ નથી, કઢાઇ નથી, અને હે માજી! તમે વડાં પકાવો. આ લોકમાં જે તપધર્મ કરે છે તે પરલોકમાં સુખ પ્રાપ્ત કરે છે. જે આંબાનું સિંચન કરે છે તે સ્વાદુ આમ્રફળ ચાખે છે. તું પરલોકને ઇચ્છતો હોય અને હે નરનાથ! આ લોકમાં નથી તો પરલોકમાં પણ નથી એ પ્રમાણે જો તું મન દોલાયમાન કરતો હોય તો એમાંથી એક (લોકનું ફળ) અવશ્ય નાશ પામવાનું છે. આળસુ બની 'ઘરમાં રહી ધર્મ કરશુ' કહેનાર પુરુષને 'પડપડ મુખમાં પડ્યા' પ્રમાણે ભાઇઓની મધ્યમાં કહો.

આ પ્રમાણે હે વીરપુરુષ! પાપી ભોગોનો ભોગવટો કરીને નરકમાં દુઃખ ભોગવવું પડશે. હે નરવર! જો તારે કરંબો ખાવો છે તો વિડંબના કેમ સહન કરતો નથી?"

ચોથા દિવસે પણ

* ૩૮૯. એ પ્રમાણે ફરી ચોથા દિવસે પ્રભાતના સમયે બોલાતું સંભળાયું. મહારાજાધિરાજથી સેવિત જય પામો!

"એ હું જાણું છું તારી યુવતીઓનાં ચરણો કમળ જેવાં કોમળ છે, પરંતુ નારકીમાં એ શરણભૂત થવાનાં નથી. માટે હે વીર! તું મારા પર-કોપ ન કરતો. તારી યુવતીઓનાં સાથળયુગલ કેળ જેવા કોમળ છે તે હું જાણું છું, પરંતુ હે વીર! તે નરકમાં શરણભૂત થવાનાં નથી તેમ તને કહું તેથી કોપ ન કરતો. એ યુવતીઓના નિતંબતટ વિશાળ છે અને મધુર રણકાર કરતો કેડનો કંદોરો પહેરેલો છે. પરંતુ તે નરકમાં શરણભૂત નહિ થાય. હે વીર! તે કારણથી અમે મુંઝાઇએ છીએ. તેના સ્તનયુગલ હારોની શ્રેણીથી શોભિત, પુષ્ટ, ઊંચા-અને ગર્વ કરનાર છે, પણ તે નરકમાં શરણભૂત થવાના નથી તે કારણથી હું ધર્માક્ષરો તને કહું છું. તારી યુવતીઓનાં મુખચન્દ્ર વિકસિત કમળ જેવાં છે, પણ હે વીર! તે નરકમાં શરણભૂત થનાર નથી. તેથી તને હિતનાં વચનો કહીએ છીએ. તારી યુવતીઓના નયનયુગલ લાંબાં, પાંપણયુક્ત અને ધવલ છે, પરંતુ હે વીર! નરકમાં તે શરણભૂત થવાનાં નથી એ જ મારા હૃદયમાં ચિંતા થાય છે. હે નરવર! નરકમાં તેઓ શરણભૂત થવાની નથી એ જાણી તું ધર્મ કર કે જેથી તું નરકમાં જઇશ નહિ."

પાંચમા દિવસે પણ

* ૩૯૦. એ પ્રમાણે પાંચમા દિવસની રાત પછી પ્રભાત સમયે ફરી પઠન કર્યું. "મહારાજાધિરાજ, જય હો! વળી—

હે નરવર! તું સ્વર્ગમાં હતો ત્યારે દેવાંગનાઓની સાથે ક્રીડાઓ કરી અને ભોગો ભોગવ્યા, પરંતુ દરિદ્ર બ્રાહ્મણની જેમ જીવને ભોગોમાં તૃપ્તિ થતી નથી. મનુષ્યપણામાં તે ચામરો વીંઝાતા હોય તેવું રાજ્ય ઘણી વખત કર્યું, પરંતુ ધનના નિધાનથી જેમ રંકને, તેમ આ જીવને પણ સંતોષ થતો નથી. અસુરપણામાં પણ તું બળવંત હતો અને દેવીઓના પરિવારથી વીંટાએલો હતો, છતાં હે વીર! જેમ અગ્નિને ઇંધણથી, તેમ જીવને સંતોષ થતો નથી. યક્ષપણામાં તું હતો ત્યારે પણ ઘણી યક્ષયુવતીઓ સાથે ઘણી વખત

રમણ કર્યું, પરંતુ હે નરેન્દ્ર! સમુદ્રને જળથી, તેમ તને સંતોષ થતો નથી. જ્યોતિષ વિમાનોમાં દેવીઓના પરિવારમાં રહીને તેં ઘણી વખત રમણ કર્યું, તોપણ, હે નરેન્દ્ર! આકાશ જેમ જીવો વડે, તેમ તારું ચિત્ત તૃપ્ત થયુ નહિ. આ પ્રમાણે હે નરવર! સંસારમાં અહીં બહુ સુખો પ્રાપ્ત કર્યાં છતાં પણ જીવને તૃપ્તિ થતી નથી અને અત્યારે પણ રાગ પ્રવર્તી રહ્યો છે.

છઠ્ઠા દિવસે પણ

* ૩૯૧. એ પ્રમાણે છઠ્ઠા દિવસની રાત્રિની સવારે ફરી સાંભળાયુ: "જય હો! મહારાજાધિરાજ. જય હો!" વળી—

"નારકીમાં શૂલારોપણ, ડામ, વૈતરણી, લોહ, રસપાન ઇત્યાદિ દુઃખો તું ભૂલકણો બનીને ચિત્તથી ભૂલી ન જા. હે નરનાથ! તિર્યંચપણામા બંધન, આર ભોંકાવી, હણવું, નાથ પરોવાવી, ભાર વહન કરવો એવાં દુઃખો તું ક્ષણવારમા શા કારણે ભૂલી જાય છે? મનુષ્ય-પણામાં તાવ, ખાંસી, પાણીનો શોષ, વ્યાધિ, દુઃસહ દરિદ્રતા. દુર્જન, ચિંતા વગેરે જે પ્રાપ્ત થયેલ તે સર્વ, હે વીર પુરુષ! ભૂલી ન જા. દેવપણામા (મોટા દેવનો) હુકમ ઉઠાવવો, પરાધીનતા, ચ્યવન-સમયના પ્રલાપો વગેરે જે દુઃખો ભોગવ્યાં તેને ભૂલી જઇ હૃદયમાં બીજા વિચારો કેમ આણે છે? અશુચિ, મલ, રુધિરના કાદવવાળા ગર્ભવાસની અંદર વાસ કર્યો હતો તે અત્યારે, હે વીર! તું કેમ ભૂલી જાય છે? માતાની યોનિદ્વાર-માંથી કૃમિની જેમ સંકોચિત અંગોપાંગવાળો બની તું બહાર નીકળ્યો હતો, તે વાત શા કારણે અત્યારે ભૂલી જાય છે. બાલ્યકાળમાં કાર્યાકાર્ય વિશે મૂઢ ચિત્તવાળો થઇ તેં વિષ્ટા ખાધી હતી, તે તું અત્યારે કેમ ભૂલી જાય છે? માટે હે નરવર! આ સંસાર ઘોર છે; સમગ્ર દુઃખો કષ્ટથી પાર પામી શકાય તેવાં છે. એટલે તું પ્રતિબોધ પામ અને વિષયમાં અનુરક્ત બન નહિ; પાપથી વિરમ અને યુવતીઓ સાથે ક્રીડા કર નહિ."

સાતમા દિવસે પણ

* ૩૯૨. એ પ્રમાણે સાતમી રાત્રિના પાછલા પહોરે પણ સાંભળ્યુ કે "જય હો! મહારાજાધિરાજ! જય હો!" વળી—

"હે રાજન્! સ્પર્શેન્દ્રિયના વિષયમાં તું ઘણી વખત લુબ્ધ બન્યો અને દુર્ગતિમાં ગયો. હવે તું તેના વિષયથી વિરમ, નહિ તો વારિબંધમાં જેમ હાથી, તેમ તું પણ કર્મ-બંધમાં જકડાઇશ. હે નરવર! તું રસનેન્દ્રિયમાં આસક્ત બની ઘણી વિટંબના પામ્યો. અત્યારે હવે તું તેના વિષયોથી વિરમ, નહિ તો પાણીમાં ગલ વડે જેમ મત્સ્ય, તેમ તું નાશ પામીશ. ઘ્રાણેન્દ્રિયના વિષયમાં ચિત્ત પરોવી લીન થયેલો તું દુઃખ પામ્યો છે. માટે હે નરનાથ! હવે તું વિરમ, નહિ તો ગંધવાળી ઔષધિથી જેમ સર્પ, તેમ તું પણ પકડાઇ જઇશ. નયનેન્દ્રિયના વિષયમાં રૂપ ઉપર આસક્ત બની તું વિનાશ પામ્યો. હવે તેનાથી તું વિરમ, નહિ તો હે રાજન્! દીપકમાં જેમ પતંગિયુ બળી મરે છે, તેમ તારી પણ દશા થશે. હે વીર પુરુષ! તું વારંવાર શ્રવણેન્દ્રિયમાં લુબ્ધ બન્યો અને ભોળો થઇ વિનાશ

પામ્યો. હવે તેનાથી તું વિરમ, નહિ તો ગીત વડે જેમ મૃગ જાળમાં સપડાય છે, તેમ તુ સપડાઇશ. હે નરવર! આ પાંચે તો એક એક ઇન્દ્રિયના વિષયમાં મરણ પામ્યાં, પરંતુ તારા દેહમાં તો પાચે મહાશત્રુઓ એક સાથે રહેલા છે. માટે હે વીર! તને સ્પષ્ટ જણાવું છું કે પાંચે સમિતિમાં સમ્યગ્ ઉપયોગવાળો બની, મન, વચન અને કાયાની ગુપ્તિવાળો થઈ અહીંથી નીકળીને ઘોર તપ આદર"

## મહિલાઓની કુમારને વિનંતી

* ૩૯૩. આ પ્રમાણે દરરોજ પઠન સાંભળીને, પાતાલભવનમાં વાસ કરતા તે રાજપુત્રને વિકલ્પ ઉત્પન્ન થયો: "અહો, કોણ વળી પ્રતિદિન જયકારપૂર્વક વૈરાગ્ય ઉત્પન્ન કરનારા આ કુલકોનુ પઠન કરે છે? માટે આજે જ્યારે આવશે ત્યારે અવશ્ય હું પૂછીશ." એમ ચિંતવતો હતો ત્યાં "જય હો! મહારાજાધિરાજ વજ્રગુપ્ત, જય હો!" એમ બોલવાનુ શરૂ થયુ. એટલે રાજપુત્રે કહ્યું, "અરે, તમે કોઇ દેવી પુરુષ લાગો છો. શા કારણથી તમે દરરોજ મારી પાસે આ વૈરાગ્યજનક ગાથાઓનું પઠન કરો છો?" દિવ્ય પુરુષે કહ્યું, "હે નરવર! તારા હૃદયમાં જો કંઇ કુતૂહલ હોય તો આ પાતાલવાસમાંથી બહાર નીકળી સર્વજ્ઞ ભગવાનને પૂછ." કુમારે કહ્યું, "શું આ પાતાલવાસ છે? મેં કેટલાં વર્ષ વિતાવ્યાં? હું ક્યાં જાઉ? અને સર્વજ્ઞનાં દર્શન ક્યાં કરવાં?" તેણે કહ્યું, "આ પાતાલવાસ છે. તને આમાં બાર વરસ થયાં. આ નિધિદ્વારથી બહાર નીકળી સર્વજ્ઞનાં દર્શન કર." એ પ્રમાણે કહ્યું એટલે કુમાર ઊભો થયો. ત્યારે પાસેની વિલાસિનીઓનાં મોટાં નિતંબબિંબ પર મણિજડિત મેખલા સાથે જોડાયેલી ઘૂઘરીઓના રણકારથી મિશ્રિત સંગીતથી સભર પાતાલભવનની મધ્યમાં રહેલા કુમારના ચરણમાં પડી ઊભી થઇ સર્વ મહિલાઓએ વિનંતી કરી, "હે દેવ! સજ્જન પુરુષોના હૃદયમાં કોઇક પ્રકારે ચોક્કસ કર્તવ્ય રહેલુ હોય છે. તે કાર્ય, હે વીર! તેણે તે પ્રમાણે કરવું જ જોઇએ. હે નરેન્દ્ર! આપની આજ્ઞાનો ભંગ કરવા કોણ સમર્થ છે? આપના કાર્યની સિદ્ધિ થાઓ! માત્ર આપને એક અભ્યર્થના કરવાની છે તે સાંભળો. હે સત્પુરુષ! આપે પ્રથમ જે લોકને (મહિલાવર્ગને) સ્વીકાર્યો છે તેને છેવટે પણ આદરથી જોવાની કૃપા કરવી. બીજું, હે દેવ! આપે શું નીતિશાસ્ત્રોમા શ્રવણ કર્યું નથી કે આર્યોની સાથે સોબત કરવી, પણ અનાર્યની સંગતિ ન કરવી? માટે હે રાજેન્દ્ર! અમે આપની સાથે એક રાત્રિ તો વાસ કરીએ. હે દેવ! આટલો કાળ તો તમારી સાથે ઇચ્છા પ્રમાણે અમે આનંદ કર્યો અને હવે માત્ર એક પગલામાં જ નિષ્પુણ્ય અમારા પ્રત્યે કેમ વૈરાગ્ય થયો?"

આ પ્રમાણે કહેવાતાં કુમારે કહ્યું, "તમે જે કહ્યું તે સર્વ સત્ય છે. તેમાં સંદેહ નથી. સત્પુરુષો જે અંગીકાર કરે તે પ્રાણ જાય તોપણ પછીથી છોડતા નથી."

"તો પછી આ ચંદ્ર જેવા વદનવાળી અમને તમે એક પગલામાં જ કેમ છોડી દીધી તે કહો"

"તે માટે તો તમે પણ સાત દિવસ સુધી ધર્મવચનના મંગળ શ્લોકો સાંભળ્યા છે."

ત્યારે તેઓએ કહ્યું, "દેવ ! સાંભળ્યું છે તે કારણથી આપને પ્રાર્થના કરીએ છીએ કે આ સંસારસાગર તરવાની અમે પણ ઇચ્છા રાખીએ છીએ." ત્યારે હર્ષથી રોમાંચિત શરીરવાળા કુમારે કહ્યું, "મધુર, નમ્ર અને મનગમતાં વચન બોલે એવી તમારી સાથે જુદા જુદા વિલાસ, નૃત્યાદિ આનંદ કરતાં કરતાં બાર વરસ મેં અહીં વાસ કર્યો. આ લોક અને પરલોક માટે વિશુદ્ધ, સ્વપક્ષ અને પરપક્ષ વિશે આવાં શાસ્ત્રવચન મેં પહેલાં કોઇ વખત સાંભળ્યાં ન હતાં અને તમે પણ તે કદાપિ સાંભળ્યાં નહિ હોય. માટે હે સુંદરીઓ ! અત્યારે તમે જે ચિંતવ્યુ તે ઘણું સુંદર કાર્ય છે. જન્મ, જરા અને મરણથી વિષમ આ સંસારને તરવો તે યોગ્ય જ છે. પરંતુ હું તમને પૂછું છું કે તમે સર્વજ્ઞ ભગવંતે કહેલા હિતમાર્ગે જવા ઇચ્છો છો કે બીજા અહિત માર્ગે જવા ઇચ્છો છો ? કોઇ આને હિતમાર્ગ કહે છે તો કોઇ બીજાને કહે છે. તો એમાં શું કરવા યોગ્ય ધારો છો ?"

આ પ્રમાણે કુમારે કહ્યું ત્યારે તે સ્ત્રીઓ કહેવા લાગી, "આપને અંજલિ જોડી અમે સર્વે આપને વિનંતી કરીએ છીએ તે આપ સાંભળો. હે નરવર ! આપ જે અંગીકાર કરશો તે અમારે સર્વેએ કરવાનું જ છે." એમ બોલી સર્વે ચરણમાં પડી. એટલે "હું સ્વીકારું છું" એમ બોલતો કુમાર વજ્રગુપ્ત તે વડવૃક્ષના કોટરના માર્ગેથી નીકળ્યો અને અહીં સમવસરણમાં આવ્યો. પોતાનો સંદેહ પૂછીને તે સમવસરણમાંથી નીકળ્યો."

### વજ્રગુપ્તની સપરિવાર દીક્ષા

* ૩૯૪. "માટે હે ગૌતમ ! તેં જે પૂછયુ કે આ પુરુષ કોણ છે ? તો એ ચંદ્રગુપ્તનો પુત્ર વજ્રગુપ્ત આ દિવ્યપ્રયોગ વડે પ્રતિબોધ પામ્યો છે." ગણધર ભગવાને પૂછયુ, "હે ભગવંત ! તે અત્યારે કયા ગયો ?" ભગવંતે કહ્યું, "તે સર્વ મહિલાવર્ગને પાતાલ ઘરમાંથી બહાર અહીં લાવવા ગયો. એ અત્યારે સમવસરણના ત્રીજા તોરણ નજીક આવી ગયો છે." એ પ્રમાણે ભગવાને જ્યાં આટલું જ કહ્યું ત્યાં તો તે આવી પહોંચ્યો. મહિલા-પરિવાર સાથે ભગવાનને પ્રદક્ષિણા કરી કુમારે પ્રણામ કર્યા અને તે બેઠો. સુખપૂર્વક બેઠેલા કુમારે ભગવાનને પૂછ્યું, "હે ભગવાન ! શા કારણથી આ કોઇ દિવ્ય પુરુષ અદૃશ્યપણે મને પ્રતિબોધ કરે છે ? તે અત્યારે ક્યાં છે ?" ભગવાને પાંચેની ભવપરંપરાનો વૃત્તાન્ત વિસ્તારથી કહ્યો. જેમ કે મણિરથકુમાર, કામગજેન્દ્ર અને ત્રીજો તે વજ્રગુપ્ત. "તેમાં લોભદેવનો જીવ દેવલોકમાંથી ચ્યવી તું અહીં ઉત્પન્ન થયો છે અને પ્રમત્ત બન્યો છે. તેથી માયાદિત્ય અને ચંડસોમના જીવોએ આ પ્રાભાતિક મંગળપઠનના વિષે તને પ્રતિબોધ કર્યો." આ સાંભળી એણે કહ્યું, "હે ભગવંત ! હવે શામાટે વિલંબ કરો છો ? મને દીક્ષા આપો." એમ કહેતાં ભગવંતે સર્વ વિલાસિનીઓ સાથે વજ્રગુપ્તને દીક્ષા આપી. મનોહર વિલાસિનીઓ રૂપી હાથણીઓથી પરિવરેલ વનગજની જેમ તે સુખફળ આપનાર દીક્ષા રૂપી વારિબંધ વિષે બંધાયો.

### કઈ પૂજા ફળ આપનારી ?

* ૩૯૫. એ પ્રમાણે સમગ્ર ત્રૈલોક્ય રૂપી સરોવરમાં સુંદર કમળની શોભા વડે

શોભતા ભગવાન મહાવીર વિચરતા વિચરતા હસ્તિનાપુર નગરમાં પધાર્યા. ત્યાં બહાર ઉદ્યાનમાં દેવતાઓએ વિસ્તારવાળા સમવસરણની વિધિપૂર્વક રચના કરી. તેમાં બિરાજમાન થઈ ભગવંતે જીવોના અનેક લક્ષભવપરંપરાનાં કારણો સમજાવ્યાં. વળી બે હાથની અંજલિ જોડી ગૌતમસ્વામીએ ધર્મતીર્થંકરને પૂછયુ, "હે ભગવંત! લોકમાં કેટલાક પુરુષો સંતુષ્ટ થઈ રાજાની સેવા કરે છે તે એમ સમજીને કે એ પોતાને ધન આપશે જે વડે તેઓ ભોગો ભોગવશે. પરંતુ રાજા જો પ્રસન્ન થયો હોય તો સેવા કરનારને ધન આપે, પણ જો અસંતુષ્ટ થયો હોય તો તે પણ પડાવી લે. માટે તેઓએ કરેલી સેવા જો સફળ થાય તોજ તે કરવા યોગ્ય ગણાય. વળી આ લોકમાં કેટલાક દેવોની ભક્તિ અને વિનયથી સેવા કરે છે. પરંતુ એનુ કંઈ પણ ફળ હોય તો તે આ લોકમાં દેખાતું નથી." એ પ્રમાણે પૂછવામા આવતાં વીર ભગવંતે કહ્યું, "હે ગૌતમ! આ લોકમા કે પરલોકમાં દેવઅર્ચન કરવામા ફળ કેવી રીતે હોય અને કઈ પૂજા ફળ અપનારી છે તે વિશે જે મને પૂછયુ તે વિશે સાભળઃ—

## રાગદ્વેષવાળા દેવો

હે દેવાનુપ્રિય! આ લોકમાં બે પ્રકારના દેવો છે. એક રાગદ્વેષવાળા અને બીજા વીતરાગ. કૃષ્ણ, ગોવિંદ, સ્કંદ, રુદ્ર, વ્યંતર, ગણપતિ, દુર્ગા, યક્ષ, રાક્ષસ, ભૂત, પિશાચ, કિન્નર, કિંપુરુષ, ગંધર્વ, મહોરગ, ચંદ્ર, તારા, નક્ષત્ર, ગ્રહ, સૂર્ય, નાગ, ઉદધિ, સુવર્ણ, અગ્નિ, અને વિદ્યુતથી ઇન્દ્ર સુધીના સર્વ દેવતાઓ રાગદ્વેષયુક્ત અને મોહદોષવાળા છે. એમનુ અર્ચનપૂજન જેઓ કરે છે તેના ઉપર પ્રસન્ન થયેલા આ દેવતાઓ ધનાદિ અને અભ્યુદય આપે છે. તેઓ ભક્તિથી પ્રસન્ન થાય છે તેમ અભક્તિથી રોષિત પણ થાય છે એ નક્કી છે. આ રાગ અને દ્વેષ જ્યાં મોહ હોય ત્યાં બંને સાથે જ રહેનારા છે. જેમ કોપાયમાન થયેલ રાજા રાજ્યાદિક આપેલું પાછું ઝૂંટવી પણ લે છે તેમ આ દેવો શુભ અથવા અશુભ ફળ આપે છે.

હવે તારો એ પ્રશ્ન છે કે આ રિદ્ધિ જો પુણ્ય વડે પ્રાપ્ત થાય છે તો તેઓને દેવોનુ શું પ્રયોજન છે? અથવા દેવો રિદ્ધિ વગેરે ઇષ્ટ આપતા હોય તો ત્યા કર્મ નિષ્ફળ બને છે. આવા પ્રકારનો વિકલ્પ તારા ચિત્તમાં વર્તે છે તે અજ્ઞાનીઓને સમજાવવા માટે કહું છું તે સાભળ. ક્ષય, ઉપશમ, ક્ષયોપશમથી પરિણમેલ કર્મને વિષે ઉદયાદિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવને પ્રાપ્ત કરીને ફળ આપનાર કહેલા છે. તેમાં આવું કર્મ પણ દેવોને નમસ્કાર કરવાથી, ક્ષેત્ર અને કાળને વિષે ઉદય, ક્ષય કે ઉપશમ પામે છે. તેથી તેવા કર્મનો ઉદય દેવોને નમસ્કાર કર્યો તેનો સહભાવી સમજવો. એ કાગડાના આગમનથી તાડના પડવા જેવું (કાકતાલીય ન્યાય) કે ટાલવાળા પર બિલુ પડવા જેવું ગણાય. હે ગૌતમ! સેવા વડે તુષ્ટ થયેલ રાજા આપે છે, તેમ તે કર્મનો વિપાક પણ છે. તોપણ રાજાએ આપ્યું કહેવાય છે. દેવો, મંગળો, શકુનો, સ્વપ્નો, ગ્રહો અને નક્ષત્રો તે તે પ્રમાણે પુરુષને કરે છે જે પ્રમાણે પૂર્વ કર્મ વડે દીઠેલું હોય.

### વીતરાગની ભક્તિનું ફળ

આ પ્રમાણે રાગમનવાળા દેવોની વાત કહી. હવે નીરાગીઓની વાત કહું છું. વીત-રાગને કરેલો નમસ્કાર મોક્ષગતિનું નિરૂપણ કરે છે. (અર્થાત્ અપાવે છે.) તીર્થંકરો, કર્મ રૂપી ગહન વન સર્વથા બાળી નાખનાર સિદ્ધો, કર્મ રૂપી મેલ તથા મોહથી રહિત આ ભવસ્થ કેવલીઓ તેમ જ તેમનાં વચનમાં અભિરક્ત આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓને ભાવથી નમસ્કાર કરે તો મોટું પુણ્યફળ ઉપાર્જન કરે. પુણ્યથી સ્વર્ગ મળે. સ્વર્ગથી સુમનુષ્યપણામાં જન્મ, સુકુળ, ધર્મબુદ્ધિ, સમ્યક્ત્વ તથા જિનમતની પ્રાપ્તિ થાય. તેથી જ્ઞાન, જ્ઞાનથી ચારિત્ર, એનાથી નિર્જરા, નિર્જરાથી મોક્ષ અને મોક્ષમાં અનાબાધ શાશ્વત સુખ મળે. જેઓ તેની (તીર્થંકરાદિની) ભક્તિ, સ્તુતિ, બિંબ ભરાવવાં વગેરે કરે તે પણ પરંપરાએ મોક્ષસુખ પ્રાપ્ત કરે.

હવે હે ગૌતમ! તું એમ પૂછતો હોય કે કાયા, વચન અને મન વગરના તથા કોપ અને પ્રસાદ વગરના તેઓ મોક્ષસુખ કેવી રીતે આપે? જેમણે રાગદ્વેષ અને મોહ રૂપી શત્રુઓને જીતેલા છે તેઓ તુષ્ટ કેવી રીતે થાય? શાપ આપવો અથવા વરદાન આપવું અથવા અનુગ્રહ કરવો તેનાથી રહિત એવા ઠૂંઠાને કોણ સેવે?

### કર્મફળ વિશે વર્ણનું દૃષ્ટાન્ત

* ૩૯૬. હે ગૌતમ! આ વિષયમાં તું સાંભળ. જો કે તેઓ રાગ અને દ્વેષથી રહિત છે, પરંતુ તેઓ ભાવનાવશથી શાપ અથવા અનુગ્રહના કારણ બને છે. જેમ વર્ણાંત (હકાર) માહેન્દ્રવજ્ર ચિહ્નવાળા, સુવર્ણ વર્ણવાળા ચતુરસ્ર પુરમાં (અર્થાત્ પૃથ્વીમંડળમાં) ચિંતન કરાયેલો વિષનું સ્થંભન કરે છે, જેવી રીતે તે હકાર તર્જની વડે અમૃતથી ભરેલ અષ્ટમીના ચંદ્ર જેવા પદ્મથી અર્ચિત જલદેવમાં (અર્થાત્ વરુણમંડળમાં) ક્ષત્રિયફણિમાં (અર્થાત્ અંગૂઠાના પહેલા વેઢામાં) ચિંતન કરાયેલો વિષને હરે છે; જેવી રીતે તે જ હકાર શ્વેત સ્વસ્તિકથી પ્રશસ્ત રક્તમાં (અર્થાત્ અગ્નિમંડળમાં) વૈશ્ય ફણીન્દ્રમાં (અર્થાત્ અંગૂઠાના બીજા વેઢામાં) મધ્યમા આંગળીથી સ્પર્શ કરાયેલો વિષનું સ્થંભન કરે છે; જેવી રીતે અનામિકાથી કૃષ્ણવર્ણનો તથા વિદ્રુપ જેવા વિચિત્ર વર્ણનો વર્તુલાકાર સ્વરૂપે શુદ્ર ફણિમાં (અર્થાત્ અંગૂઠાના ત્રીજા વેઢામાં) સ્પર્શ કરાયેલો વિષનું સંક્રમણ કરે છે, તેવી રીતે હંસ (હકાર) *નભમંડલમાં શબ્દમાત્રપણે સંસ્થિત સૂક્ષ્મ સ્વરૂપે* ચિંતવવા માત્રથી વિષનો નિર્વાહ કરે છે.

એવી રીતે, હે ગૌતમ! પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચે ભૂતો પાંચ આંગળીઓમાં કર્મોને ગોઠવે છે. એકને વિજ્ઞપ્તિ કરાય છે અને મંડળના ભેદો વડે કર્મો કરાય છે. તેઓને રાગ કે દ્વેષ અથવા હિત કે અહિતનું ચિંતવન હોતું નથી. "આના વડે હું ચિંતવાયો છું તેમ જ પિવાયો છું માટે એને સ્તંભન કરું કે આના વડે અમૃતપણે વિચારાયો છું માટે એના વિષનો નાશ કરું." એ પ્રમાણે સ્તંભન, સંક્રમણ, નિર્વાહ, લાલ, કાળા અને શ્યામ વર્ણો વડે તે અનુગ્રહ કે નિગ્રહ કરતા નથી અને તેનું ચિંતવન

પણ કરતા નથી. હે ગૌતમ! વર્ણનુ મેં તને આ દૃષ્ટાન્ત આપ્યુ. જેમ આને તેમ વીતરાગ ભગવંતને પણ જાણજે. વીતરાગ ભગવાન પણ એ વિચારતા નથી કે "એ મને ચિંતવે છે. હું એના વડે સ્તુતિ કરાયો છું. હું સિદ્ધ-વસતિ પ્રાપ્ત કરું" એમ પણ તેઓ કદાપિ વિચારતા નથી. અથવા "એણે મારી નિંદા કરી માટે એને બહુ દુઃખ આપુ" એવા વિકલ્પો વીતરાગ કદાપિ વિચારતા નથી એ કારણે તેમને મન નથી, રાગ નથી, દ્વેષ નથી તેમ જ ઇચ્છા નથી. નિષ્કારણ, નિરર્થક, મન વગરના કોણ વિચારવા સમર્થ થઈ શકે? તોપણ હે ગૌતમ! (વીતરાગની) સ્તુતિ કરતો પુરુષ સ્તુતિનું અતુલ ફળ મેળવે છે. અને જો નિંદા કરે તો નરક વગેરે દુઃખો મેળવે છે. તેથી જેમ વર્ણને વિશે વિષસ્તંભ અને નિર્વાહ જણાવ્યાં છે તેમ એકલા ભગવાન પણ પુણ્યફળ અને પાપના હેતુ તરીકે જણાવ્યા છે. હે ગૌતમ! આ લોકને વિશે દ્રવ્યાદિ પરસ્પર વિરોધવાળાં છે એમ ન વિચારતો. એ તો પ્રગટ દેખાય છે એમ જાણજે. જેમ અગ્નિ પ્રગટાવ્યો એટલે બાળવાનું કાર્ય અને અજવાળું થાય છે તેમ અરિહંતો પાપનો પ્રકાશ અને કર્મ બાળવાનું કામ કરે છે. હે ગૌતમ! જેમ બાંધ્યા વગરનો પારો અગ્નિની અંદર નાખવામાં આવે તો તે ફૂટીને તે જ ક્ષણે દેખાય નહિ તથા દરેક દિશામાં પ્રસરી જાય તેમ જિનદર્શન રૂપી અગ્નિ વડે તપાવેલ પાપ રૂપી પારો ગમે તેટલા પ્રમાણમાં હોય તોપણ તેના સંસર્ગને સહન ન કરતાં પીગળી જાય છે. જેમ સૂર્ય વડે અંધકાર અંધકાર, વડે ચક્ષુદર્શન અને દર્શનમોહ વડે સમ્યક્ત્વ નાસી જાય છે, તેવી રીતે, હે ગૌતમ! જિનદર્શન, જિનચિંતન જિનવંદન, જિનગુણસ્મરણ અને જિનેશ્વરોનાં વચનો વડે પાપકલંક નાસી જાય છે."

આ પ્રમાણે જ્યારે સમગ્ર પુરુષોમાં પુંડરીક જેવા, જ્ઞાતકુળના પૂર્ણચન્દ્ર જેવા જિનચંદ્ર મહાવીર ભગવંતે કહ્યું ત્યારે ઇન્દ્રાદિક સર્વ જીવોએ બે હાથ જોડી મસ્તકે અંજલિ કરી તે અંગીકાર કર્યું.



# પ્રકરણ છવ્વીસમું

## સ્વયંભૂદેવ

* ૩૯૭. એ સમયે એક બ્રાહ્મણ બાળકે સમવસરણમાં પ્રવેશ કર્યો. તે કેવો હતો ? જેમ કે—

શ્યામ વક્ષસ્થળ ઉપર ફરકતા બ્રહ્મસૂત્રથી શોભતા તથા પવનથી ઊડી રહેલ અને કંઠમાં અર્ધ બાંધેલ શોભતા વસ્ત્રવાળા તે બ્રાહ્મણ બાળકે ભગવાનને ત્રણ પ્રદક્ષિણા કરી. પગે પડી ઊભા થઇ તેણે કહ્યું, "હે ભગવંત! વનમાં મનુષ્યની ભાષા બોલતું એ પક્ષી કોણ છે અને તે શું બોલે છે? વળી એણે ત્યાં જે કહ્યું તે શું સર્વ સત્ય હશે?" ભગવાને કહ્યું, "હે દેવાનુપ્રિય! વનમાં તેં જે પક્ષી સાંભળ્યું તે દિવ્ય છે. હે સૌમ્ય! તેણે જે કંઇ પણ કહ્યું તે સર્વ સત્ય છે." તેણે પૂછ્યું, "હે ભગવંત! વનમાં પક્ષીએ કહેલી વાત જો સત્ય હોય તો આ રત્નો તેના માલિકને આપી દઉં?" ભગવંતે ફરમાવ્યું, "હે દેવાનુપ્રિય! ડાહ્યા માણસોને પશ્ચાત્તાપ કરવો યોગ્ય છે. તે વડ ઉપર પક્ષીઓનો વ્યવહાર તેં જોયો જ છે."

આટલું જ માત્ર કહેવાતાં તે બ્રાહ્મણ પુત્ર સમવસરણમાંથી નીકળ્યો ત્યારે જાણવા છતાં ગૌતમ ગણધર ભગવંતે ભગવાનને પૂછ્યું, "હે ભગવંત! આ દ્વિજપુત્ર કોણ છે? એણે આપને શું પૂછ્યું? વળી વનમાં પક્ષી કોણ છે અને ત્યાં તે શી મંત્રણા કરે છે?" એ પ્રમાણે પૂછ્યુ ત્યારે ભગવાન મહાવીરે કહ્યું, "અહીંથી થોડે દૂર સરલપુર નામનું બ્રાહ્મણોના આધાર રૂપ નગર છે. ત્યાં યજ્ઞદેવ નામનો ઘણા ધનવાળો એક ચતુર્વેદી વસે છે. સ્વયંભૂ નામનો તેનો મોટો પુત્ર છે તે જ આ છે. એ રીતે તે ઘણાં સ્વજનો તથા વેદવિદ્યા, ધન અને પરિવારવાળાના દિવસો પસાર થઇ રહ્યા હતા. એ પ્રમાણે દિવસો પસાર થઇ રહ્યા હતા ત્યારે જેમ સર્વ જીવોને મૃત્યુ અવશ્ય આવવાનું હોય છે તેમ એના પિતા યજ્ઞદેવ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી પરલોક પામ્યા. બીજી બાજુ સર્વ ધન ખૂટતું ખૂટતું ક્ષીણ થયું. સર્વથા એવા પ્રકારના કર્મપરિણામના યોગે તેઓને ખાવા માટે એક દિવસનું ધાન પણ નહોતું. આ રીતે વૈભવ ચાલ્યો ગયો એટલે લોકયાત્રા કરાતી નહોતી. અતિથિસત્કાર થતો નહોતો. બ્રાહ્મણે કરવાની ક્રિયાઓ પણ મંદ પડી. સ્નેહીબંધુઓને દાન આપવાનું બંધ થયું. સર્વથા, નગરમાં જે અતિસ્નેહી નોકરો, બંધુઓ, પરિજનો, લોકો, સ્વામી વગેરે ત્યાં સુધી જ તેને પુરુષ માને જ્યાં સુધી તેની પાસે વૈભવ હોય. જેમનો વૈભવ ક્ષીણ થયો હોય તે પુરુષો સામે રહેલા હોય તોપણ દેખાતા

પણ કરતા નથી. હે ગૌતમ! વર્ણનું મેં તને આ દૃષ્ટાન્ત આપ્યુ. જેમ આને તેમ વીતરાગ ભગવંતને પણ જાણજે. વીતરાગ ભગવાન પણ એ વિચારતા નથી કે "એ મને ચિંતવે છે. હું એના વડે સ્તુતિ કરાયો છું. હું સિદ્ધ-વસતિ પ્રાપ્ત કરું" એમ પણ તેઓ કદાપિ વિચારતા નથી. અથવા "એણે મારી નિંદા કરી માટે એને બહું દુઃખ આપું" એવા વિકલ્પો વીતરાગ કદાપિ વિચારતા નથી એ કારણે તેમને મન નથી, રાગ નથી, દ્વેષ નથી તેમ જ ઇચ્છા નથી. નિષ્કારણ, નિરર્થક, મન વગરના કોણ વિચારવા સમર્થ થઇ શકે? તોપણ હે ગૌતમ! (વીતરાગની) સ્તુતિ કરતો પુરુષ સ્તુતિનું અતુલ ફળ મેળવે છે. અને જો નિંદા કરે તો નરક વગેરે દુઃખો મેળવે છે. તેથી જેમ વર્ણને વિશે વિષસ્તંભ અને નિર્વાહ જણાવ્યાં છે તેમ એકલા ભગવાન પણ પુણ્યફળ અને પાપના હેતુ તરીકે જણાવ્યા છે. હે ગૌતમ! આ લોકને વિશે દ્રવ્યાદિ પરસ્પર વિરોધવાળાં છે એમ ન વિચારતો. એ તો પ્રગટ દેખાય છે એમ જાણજે. જેમ અગ્નિ પ્રગટાવ્યો એટલે બાળવાનું કાર્ય અને અજવાળું થાય છે તેમ અરિહંતો પાપનો પ્રકાશ અને કર્મ બાળવાનું કામ કરે છે. હે ગૌતમ! જેમ બાંધ્યા વગરનો પારો અગ્નિની અંદર નાખવામાં આવે તો તે ફૂટીને તે જ ક્ષણે દેખાય નહિ તથા દરેક દિશામાં પ્રસરી જાય તેમ જિનદર્શન રૂપી અગ્નિ વડે તપાવેલ પાપ રૂપી પારો ગમે તેટલા પ્રમાણમાં હોય તોપણ તેના સંસર્ગને સહન ન કરતાં પીગળી જાય છે. જેમ સૂર્ય વડે અંધકાર અંધકાર, વડે ચક્ષુદર્શન અને દર્શનમોહ વડે સમ્યક્ત્વ નાસી જાય છે, તેવી રીતે, હે ગૌતમ! જિનદર્શન, જિનચિંતન જિનવંદન, જિનગુણસ્મરણ અને જિનેશ્વરોનાં વચનો વડે પાપકલંક નાસી જાય છે."

આ પ્રમાણે જ્યારે સમથ પુરુષોમાં પુંડરીક જેવા, જ્ઞાતકુળના પૂર્ણચન્દ્ર જેવા જિનચંદ્ર મહાવીર ભગવંતે કહ્યું ત્યારે ઇન્દ્રાદિક સર્વ જીવોએ બે હાથ જોડી મસ્તકે અંજલિ કરી તે અંગીકાર કર્યું.



ખાડો ભરવામાં દિવસે મગ્ન અને વૃક્ષની શાખામાં સૂવાનું કાર્ય કાગડો કરે છે, તેમ હું પણ પાંખ વગરનો કાગડો જ છું. તેથી આ મારા જન્મને ધિક્કાર થાઓ. મેં કંઇ પણ ધન પ્રાપ્ત નથી કર્યું કે જેથી ઘેર જાઉં." એમ ચિંતવતો હતો ત્યારે કોઇનો શબ્દ સાંભળ્યો એટલે "અહો, આ જૂના ઉદ્યાનમાં કોણ મંત્રણા કરે છે?" એવી શંકા સાથે તે સાંભળવા લાગ્યો. ત્યારે એક જણ બોલ્યો, "આ તમાલનું વૃક્ષ છે. એની નીચે કાર્ય કરીએ." એમ બોલતા બે વણિકપુત્રો તમાલના વૃક્ષ પાસે આવ્યા. દશે દિશાઓમાં નજર કરી. "અહો, આ સ્થાન સુંદર છે. માટે અહીં ખોદો." એમ કહી તે જગ્યાએ ખોદવા લાગ્યા. પછી તે ખાડામાં તાંબાની કોઠી દાટી. ઉપર ધૂળ પૂરી દીધી. વેલડી લાવી ત્યાં નિશાની કરી પછી તેઓ બોલ્યા, "અહીં ભૂત, રાક્ષસ, પિશાચ કે જે કોઇ પણ હો, આ અહીં થાપણ મૂકેલી છે તો કૃપા કરી તેનું રક્ષણ કરશો!" એમ કહી જેવા આવ્યા હતા તેવા પાછા ગયા.

ત્યારે ઝાડ પર બેઠેલા એણે ચિંતવ્યું, "અહો, જેના વડે, જ્યાં આગળ, જ્યારે જેટલું જેની પાસેથી મેળવવાનું હોય છે ત્યારે તેના વડે, ત્યાં આગળ, તે વખતે તેટલું જ મેળવી શકાય છે, કારણ કે જુઓ, વન, પર્વત, અને ઉદ્યાનોથી યુક્ત આ સમગ્ર પૃથ્વીમંડળ ભ્રમણ કરીને આજે અહીં આવી પહોંચ્યો અને ભાગ્યોદય વડે આજે ધન પ્રાપ્ત થયું." પછી તે વૃક્ષ પરથી નીચે ઊતર્યો. ઉપરનો બધો કચરો દૂર કરી ખાડાની અંદરથી કરંડિકા ઉપાડી. ઊઘાડીને જોયું તો અંદર પાંચ મહામૂલ્યવાન રત્નો હતાં. તે જોઈ અંગમાં ન સમાય તેવા હર્ષથી ઉલ્લસિત રોમાંચકંચુકવાળો તે થયો. "તો હવે ઘેર જાઉં." એમ વિચારી તેણે સમથપુર તરફ પ્રયાણ કર્યું. તેના અડધે રસ્તે એક મોટું જંગલ હતું. તે જંગલમાં જઇ રહ્યો હતો ત્યારે કઇ વેળા વર્તવા લાગી હતી? જેમ કે પોતાના લાલ કિરણો (શ્લેષથી લાલ હાથ) સંકોચીને અસ્તાચલ શિખર ઉપર દ્વિપાન્તરમાં જવા તૈયાર થયેલ લાલ વર્ણવાળો સૂર્ય વાનરની જેમ શોભતો હતો

એ સમયે સ્વયંભૂદેવે ચિંતવ્યું, "અરે, ઉતાવળથી અહીં વનની અંદર દોડી આવ્યો, પરંતુ અહીં રહેવા લાયક સ્થાન નથી. તો અત્યારે હવે શું કરીશ? અથવા રાત્રે ક્યાં જઇશ?" એમ વિચારતાં ચિત્તમાં સૂઝી આવ્યું: "આ અનેક વૃક્ષોની ડાળી જ્યાં એકઠી થયેલી છે તે વડની વડવાઈ ઉપર આરોહણ કરી રાત્રિ પસાર કરું, કારણ કે વનસ્થળો ઘણાં ઉપદ્રવવાળાં હોય છે." તે વડવૃક્ષ ઉપર આરૂઢ થયો. ત્યાં એકઠી થયેલી બહુ શાખાવાળા, અનેક શાખાના બહુ પાંદડાઓવાળા એક ભાગમાં રહેવા લાગ્યો. તેણે વિચાર્યું, "અહો, દૈવે આપવા યોગ્ય મને આપ્યું. હવે તો ઘેર પહોંચીને એક રત્ન વેચીને પછી કુટુંબના બધા ભાઈઓને જે કરવા યોગ્ય હશે તે સર્વ તેમનાં કાર્યો કરી આપીશ." એમ ચિંતવતો હતો ત્યારે દશે દિશામાં ગાઢ અંધકાર ફેલાવા લાગ્યો. સર્વ પક્ષીઓ, જંગલી જનાવરો પોતાને સ્થાને પહોંચી ગયાં. એ વડની અંદર ઘણાં પક્ષીઓનાં કુળો વાસ કરતાં હતાં. તેઓ જુદા જુદા પ્રકારના પ્રલાપો કરતાં હતાં. તે જુદા જુદા પ્રકારના રંગવાળાં હતાં. મોટી સંખ્યામાં તેઓને જોઈને, તે કાળે સુલભ વિકલ્પાંતરોને યાદ કરતો, ચિત્ત રૂપી મહાવાનર જેવો સ્વયંભૂદેવ ત્યાં રહેવા લાગ્યો.

નથી. દ્રારિદ્ર રૂપી અંજનથી યુક્ત તેઓ સિદ્ધપુરુષની જેમ દેખાતા નથી. એમ જાણીને સ્વયંભૂદેવની માતાએ સ્વયંભૂદેવને કહ્યુ કે "હે પુત્ર! ધનસારરહિત હોય તે સર્વ લોકોમા હાસ્યપાત્ર બને છે. માત્ર મૃતક્રિયાથી રહિત તે જીવતો છતાં જાણે મરેલા જેવો જ પુરુષ છે. તારા ઉપર કુટુંબભાર નાખીને તારા પિતાજી પરલોકવાસી બન્યા. હવે અમારો અને કુટુંબનો આધાર તારા ઉપર છે. તો હે પુત્ર! તેવું કંઇક કર જેથી પિતાના જેવો વૈભવ પ્રાપ્ત થાય. હે પુત્ર! તું પણ હોંશિયાર છે. પંડિત અને ભણેલો છે. તેમ જ શૂરવીર ચિત્તવાળો છે તો હવે તું તેમ કર કે જેથી મારું કુટુંબ જીવે."

લક્ષ્મીના પ્રકારો

ર ૩૯૮. આ પ્રમાણે દીન અને કરુણપણે કહેવાયેલો તથા અધિક ઉત્પન્ન થયેલ શોક અને ગદગદ વદનવાળો તે કહેવા લાગ્યો, "હે માતાજી! પુણ્યથી ધનની પ્રાપ્તિ થાય છે. આપણું પુણ્ય નાશ પામ્યું છે. વૈભવ રૂપી કિરણો સાથે સૂર્યની જેમ તે અસ્ત પામ્યુ છે. એકને પુણ્ય હોય છે, ત્યારે પુરુષાર્થ હોતો નથી. બીજાને બંને હોય છે. બીજો કોઇ બંને વગરનો હોય છે. કોઇક પુરુષાર્થવાળો પણ પુણ્ય વગરનો હોય છે. આળસુ નારીની જેમ નામ માત્રથી પુણ્ય વડે લક્ષ્મી પ્રાપ્ત થાય છે. પુણ્યની શૃંખલાથી બંધાયેલી તે કેદીની જેમ અન્યમાં મનવાળી પણ હોય છે પુણ્ય અને પુરુષાર્થ બંને વડે પુરુષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. સુરતક્રીડામાં ચતુર પ્રૌઢાની જેમ તે સર્વાંગક્રિયાથી પૂર્ણ સાધુની જેમ શોભે છે. વળી, પુણ્ય વગરની એકલા પુરુષાર્થથી આવી પડેલી લક્ષ્મી નવીન વર્ષાકાળની વીજળીની રેખાની જેમ અસ્થિર હોય છે. પુરુષાર્થ અને પુણ્ય બંનેથી રહિત પુરુષ વડે લક્ષ્મી ગ્રહણ કરી શકાતી નથી. હે માતાજી! જળમાં પડેલા ચંદ્રના પ્રતિબિમ્બની જેમ ચપલપણાવાળી આ લક્ષ્મી કષ્ટથી ધારણ કરી શકાય છે. હે અમ્મા! પુણ્યરહિત અમે સત્ત્વથી જે કંઇ પણ બનશે તે તે હવે કરીશું જે કંઈ કહ્યું તેની ક્ષમા આપશો." એમ બોલતો તે પગમાં પડ્યો અને ઊભો થયો. તેણે કહ્યું, "સકલ પૃથ્વીમા ભ્રમણ કરીને ક્ષુદ્ર ભૂખ સહન કરીને કદાચ મરવું બહેતર છે. પણ અકૃતાર્થ બની હું ઘેર પાછો નહિ આવું" એમ બોલતો બ્રાહ્મણપુત્ર ઘેરથી નીકળ્યો ત્યારથી તે નગર અને પુરથી શોભિત વસુધરામાં ભ્રમણ કરવા લાગ્યો. ક્યા? જેમ કે—

નગર, પુર, ખેટક, કર્બટ, ગામ, ખાણ, દ્વીપ, મંડપ, દ્રોણમુખ, અટવી, પટ્ટણ ઉદ્યાન, પરબ, વિહારમા તે ભ્રમણ કરવા લાગ્યો. વળી, અર્થોપાર્જન કરવા માટે તે સર્વ ઉપાયો સાધીને સમગ્ર પૃથ્વીમા ભ્રમણ કરી ચંપાનગરીમાં આવી પહોચ્યો.

રત્નપ્રાપ્તિ

✱ ૩૯૯. જે સમયે સૂર્યનો અસ્ત થયો હતો તથા નગરના લોકો દ્વાર બંધ કરીને રહેલા હતા, ત્યારે તેણે વિચાર્યું, "અહીં જૂના ઉદ્યાનમાં પ્રવેશ કરી. એક વૃક્ષ પર આરોહણ કરી બાકીની રાત્રિ પૂરી કરું." એમ ચિંતવતો તે તેમાં પ્રવેશ કરી, એક તમાલના વૃક્ષ ઉપર ચડી ગયો અને ત્યાં વિચારવા લાગ્યો, "ભવનમાં થાકેલો, પેટનો

એવા તિર્યંચયોનિવાળા અમારે શું કરવું? મારા હૃદયમાં રહેલી વાત લક્ષમાં રાખી ભગવંતે કહ્યું, "હે દેવાનુપ્રિય! તું સંજ્ઞી, પંચેન્દ્રિય, પર્યાપ્ત તિર્યંચ છે. તને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું છે. હવે દેશવિરતિ પણ તને થશે"

નરકાયુનાં કારણ

* ૪૦૧. એટલે ગણધરદેવે ભગવંતને પૂછ્યું, "હે ભગવંત! અહીં દુઃખમાં રહેલાં કયાં સત્ત્વો નારકીમાં જાય છે? વળી કયું કર્મ કરીને જીવ નરકાયુ બાંધે છે?" ભગવાને કહ્યું, "હે ગૌતમ! નરકાયુ બાંધવાનાં ચાર સ્થાનકો છે; તે સ્થાનકમાં જે જીવો રહેલા હોય છે તે નરકે જાય છે. પંચેન્દ્રિય જીવનો વધ કરનાર, વારંવાર જીવોને હણનાર માછીમારો વગેરે મરીને નરકમાં જાય છે. માંસાહારમાં પ્રવર્તેલા, પશુપક્ષીઓનો શિકાર કે વધ કરનાર મરીને નરકમાં જાય છે. સરોવર, દ્રહ, તથા તળાવને સુકાવી નાખનાર, હળ, ખેતીનાં ઓજારો તથા યંત્રનો ઉપયોગ કરનાર વગેરે મહારંભ કરનાર પુરુષો, હે ગૌતમ! મરીને નરકમાં જાય છે. ગામ, નગર, ખેટ, કર્બટ આશ્રમ, તલાવ, દેશ, જમીન વગેરેનાં પરિમાણ કે વિરતિ અંગીકાર ન કર્યાં હોય અથવા તે પદાર્થોમાં મૂર્ચ્છિત ચિત્તવાળા હોય તે નરકમાં જાય છે." આ સાંભળી હે પિતાજી! મેં વિચાર્યું "અહો, ભગવંતે માંસ ખાનારાને, પચેન્દ્રિય જીવનો વધ કરનારને નરકગામી જણાવ્યા છે, તેથી પંચેન્દ્રિય જીવનો વધ કરનાર અને માંસ ખાનાર આપણે હોવાથી નરકમાં જવાના એમાં સંદેહ નથી. હું જાણી શકતો નથી કે હવે કોઈ ઉપાય હશે કે નહિ?" ત્યારે ભગવાને કહ્યું, "હે ગૌતમ! ઉપાય થાય, પરંતુ જો પહેલાં આયુ બંધાયું ન હોય તો. જેણે આયુકર્મ બાંધી લીધું છે તેને કોઈ પણ ઉપાયે નરકગમનથી બચાવી શકાતા નથી." ત્યારે, હે પિતાજી! આ સાંભળી મેં વિચાર્યું, "અહો, નરકમાં મહાદુઃખોની પ્રચુરતા છે. જીવો બહુ પ્રમાદ કરવાના સ્વભાવવાળા છે. કર્મની ગતિ વિષમ છે. સંસારવાસ દુરંત છે. પ્રેમની બેડી તૂટવી કઠિન છે. પંચેન્દ્રિય જીવનો વધ કરવાનાં ફળો ઘણાં દારુણ છે. માંસાહાર નરકનો દૂત છે. તિર્યંચમાં જન્મ નિંદાપાત્ર છે. આપણું જીવન પાપ કરવામાં તત્પર હોય છે. આ પ્રમાણે વ્યવસ્થા હોવાથી હવે મારે શું કરવું?"

ત્યાર પછી એ સમયે ભગવંતે કહ્યું, જેઓ સ્નેહબંધન છેદીને ઇન્દ્રિય રૂપી અશ્વોને સંયમિત કરી વિધિપૂર્વક દેહનો ત્યાગ કરે છે તે ઇચ્છા પ્રમાણે સિદ્ધિ મેળવે છે." એમ બોલતાં સર્વજ્ઞ ભગવાન ઊભા થયા. વિહાર કરવા લાગ્યા દેવો અને દાનવો આવ્યા હતા તે પ્રમાણે પાછા ગયા.

હે પિતાજી! "અહો, ભગવંતે બીજાના મિષે મને ધર્મોપદેશ આપ્યો. માટે હું હવે એવું કરીશ. માતા-પિતા, વડીલ, સ્વજન, બંધુ, પ્રિયા, મિત્રોને પૂછીને જે કરવા યોગ્ય હોય તે કરીને પાછળથી હું તે જ પ્રમાણે કરીશ." એમ ચિંતવતો આજે આહાર કર્યા વગર અહીં આવી પહોંચ્યો છું. માટે આપના ચરણમાં પડીને આપને વિનંતી કરું છું કે મને રજા આપો અને મારા સર્વ અપરાધોની મને આજે ક્ષમા આપો." એમ કહી તે ચરણયુગલમાં પડ્યો.

ગરુડ પક્ષીનો વૃત્તાન્ત

* ૪૦૦. એ વખતે અચાનક એક મહાપક્ષી આવી પહોંચ્યુ. આવીને તે પક્ષી મહા-પક્ષીઓના સમુદાય વચ્ચે રહેલા, મહાકાયવાળા, લાંબા કાળની વૃદ્ધાવસ્થાને લીધે ખરી પડેલ પીછાંવાળી જીર્ણ બે પાંખોવાળા મોટા પક્ષી આગળ આવી બેસીને પગે પડયું. વળી ઊભા થઈ વિજ્ઞપ્તિ કરવા લાગ્યું કે "હે પિતાજી! તમે મને જન્મ આપ્યો છે. તમે મને ઊછેર્યો છે અને તરુણ પણ બનાવ્યો છે. હવે મારા ઉપર કૃપા કરો અને વિનંતી સાંભળો. આજે મારાં બંને નયન અને બંને કાન કૃતાર્થ થયાં. જાણે આજે જ મને તે પ્રાપ્ત થયાં. આ બંને પાંખો પણ આજે જ કૃતાર્થ થઇ તેમ માનું છું. તમે મને આજે જ જન્મ આપ્યો છે અને આજે જ મારું જીવિત સફળ થયેલું માનું છું. હું ગરુડ હોવા છતાં પણ મારા આત્માને મહાગૌરવવાળો માનું છું."

વૃદ્ધ પક્ષીએ કહ્યું, "શું પક્ષીરાજે તારો રાજ્યાભિષેક કર્યો? અથવા શું તને પુત્રલાભ થયો? કે અક્ષયનિધાન મળ્યો?" તેણે કહ્યું, "હે પિતાજી! રાજ્યલાભથી શો સંતોષ થવાનો છે? તેમ જ ધન, પુત્ર અને વૈભવના લાભથી પણ શું? મને આજે જે મળ્યુ છે તે તો ગરુડરાજા પાસે પણ ક્યાંથી હોય?" વૃદ્ધ પક્ષીએ કહ્યું, "હે પુત્ર! આજે તેં જે કંઇ સર્વ જોયું હોય, સાંભળ્યું હોય, અનુભવ્યું હોય અથવા મેળવ્યું હોય તે કહે. તું આજે આટલો હર્ષિત કેમ થયો છે?" યુવાન પક્ષીએ કહ્યું, "સાંભળો! આજે હું તમારી પાસેથી આકાશતલમાં ઊડયો અને કંઇક આહાર ખોળવા માટેના નિશ્ચિત લક્ષ્યથી પૃથ્વીતલ ઉપર ભ્રમણ કરવા લાગ્યો. તેટલામાં એક સ્થળે કિલ્લાથી પરિવરેલ મહાજનસમૂહ જોવામાં આવ્યો. ત્યાં દેવતાઓ ઊડીને આવતા હતા. વિદ્યાધરો પણ નીચે આવતા હતા. મનુષ્યો ચાલી રહ્યા હતા. કિન્નરો ગાતા હતા. અપ્સરાઓ નાચતી હતી. વ્યંતરો વાજાં વગાડતા હતા. ઇન્દ્રો સ્તુતિ કરતા હતા. અસુરમલ્લો યુદ્ધ કરતા હતા. તે જોઇને મારા મનમાં વિચાર થયો કે "આ વળી શું હશે? લાવ, પૂછી જોઉં," એમ વિચારતો ગગનતલમાંથી ઊડતો નીચે આવ્યો. તેટલામાં એક ગઢમાં અનેક પક્ષીઓ જોયાં. એટલે હું પણ તેમની વચ્ચે ગયો. કોમળ નવીન પત્રો તથા વિકાસ પામતા મનોહર નવીન પુષ્પોના ગુચ્છાઓવાળા લાલ અશોક વૃક્ષ નીચે સુંદર સિંહાસન પર બિરાજમાન દિવ્યજ્ઞાની, ત્રણ લોકમાં સુંદર અવયવવાળા, સર્વાંગ દર્શનીય, મનોહર, સકલ જગતજંતુ જનસમુદાયને ધર્માધર્મ સમજાવતા, દેવતા અને અસુરો સહિત, પર્ષદાના મધ્ય ભાગમાં રહેલા કોઈક ભગવંતને જોયા. તેમને જોઇ મેં વિચાર્યું, "અહો, આવા પ્રકારનું ત્રણ લોકમાં આશ્ચર્ય જેવું જે જોવા યોગ્ય છે તે મેં જોયું." ત્યાર પછી હે પિતાજી! સર્વજ્ઞ ભગવંતે સકલ સંસારસ્વભાવ કહ્યો. જીવના સંસારભ્રમણ વિશે વિસ્તારથી સમજાવ્યું. કર્મપ્રકૃતિનો વિસ્તાર કર્યો. બંધ-નિર્જરા-સ્વભાવ વિશેષિત કર્યો. સંવર અને આશ્રવના વિકલ્પો ભાવિત કર્યા. ઉત્પાત, સ્થિતિ અને ભંગનો વિસ્તાર કર્યો તથા યથાસ્થિત મોક્ષમાર્ગની પ્રરૂપણા કરી. ત્યાર પછી સંવેગ અને શ્રદ્ધા ઉત્પન્ન થવાથી વિશુદ્ધ હૃદયવાળા મેં સર્વજ્ઞ ભગવાનને પૂછયું, "હે ભગવંત! જેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, પરંતુ ક્રિયા કરવામાં પરાધીન છે

માતા પાસે

* ૪૦૩. ત્યાં જઇ પગે લાગી, ઊભા થઇ માતાને વિનંતી કરી કે "તમે ધરણી સાવિત્રી, સરસ્વતી, ભાગીરથી, પૃથ્વી, ધારિણી, અંબાદેવી, માતા, જન્મદાતા અને મારા આત્મા છો. તેથી હે માતાજી! આજ પહેલાં મેં તમારો કંઇ પણ અવિનય કર્યો હોય તો તેની ક્ષમા આપો, કારણ કે અત્યારે સંસારમાં મને આ રીતે મરવાનું ઉપસ્થિત થયેલું છે." એ સાંભળી વૃદ્ધપણાથી ખરી પડેલી રુંવાટીવાળી તથા જીર્ણ, ક્ષુદ્ર અને કંપતાં પીછાંને લીધે સાવરણી જેવી માત્ર દંડાવલી યુક્ત પાંખોવાળી પક્ષિણીએ કહ્યું, "અરેરે પુત્ર! આવું નિષ્ઠુર વચન તું કેમ બોલે છે? આવું થાકેલાને મારવા જેવું વચન કહેલું અમે સાંભળ્યુ નથી." તેણે કહ્યું, "હે દીર્ઘજીવિત માતા! આ લોકમાં કોઇ એવો દીઠો કે સાંભળ્યો છે જે સેંકડો અને લાખો મંગળ કરવા છતાં મરણથી ચૂક્યો હોય?" વૃદ્ધાએ કહ્યું, "તોપણ, હે પુત્ર! આવું અમંગળ વચન બોલવું તને યોગ્ય નથી. આવું ન સાંભળવા મળે તેવું વચન સાંભળી મારા મનમાં દુઃખ થાય છે." તેણે કહ્યું, "હે માતાજી! જો આ વચનથી તમને અત્યંત દુઃખ થાય તો પછી ખરેખર મારું મૃત્યુ થાય તો તમારું શું થાય?" વૃદ્ધાએ કહ્યું, "હે પુત્ર! એમ બોલવું તને યોગ્ય નથી અને એમ કરતાં કદાપિ તે બની જાય તો, હે પુત્ર! તારા પ્રત્યેના સ્નેહથી તેજ ચિતામાં પ્રવેશ કરું." પુત્રે કહ્યું, "હે માતાજી! એવું અસત્ય ન બોલો. એકબીજાની પાછળ જો મરી જવાતું હોય તો બાળપણમાં તમે મૃત્યુ પામ્યાં હોત. તો તમે વૃદ્ધ કેમ થયાં?" વૃદ્ધાએ કહ્યું, "હે પુત્ર! તું એમ ન બોલ. તું મને જીવથી પણ અધિક વહાલો છે. વૃદ્ધાવસ્થાના દુઃખથી સંતપ્ત થયેલી છું ત્યારે તું મારો ત્યાગ ન કર." તેણે કહ્યું, "હે માતાજી! કોણ કોને પ્રિય છે? કોણ કોના માટે જીવે છે? કોણ છોડે છે? કોણ ધરડું છે અને તેને શું દુઃખ હોય છે?" વૃદ્ધ માતાએ કહ્યું, "હે પુત્ર! માતા–પિતાનો વિનય કરવો એ તારો ધર્મ છે. બંધુવર્ગનું પોષણ છોડીશ તો તને અધર્મ થશે." તેણે કહ્યું, "હે માતાજી! આ કહ્યું તે ગૃહવાસમાં રહેલા જીવને માટે સત્ય છે. પરંતુ જે સર્વને છોડે છે તેને એની સાથે કંઇ પ્રયોજન નથી." વૃદ્ધાએ કહ્યું, "પુત્રના ભારથી થાકેલી મેં તને નવ મહિના કુક્ષિમાં ધારણ કરી રાખ્યો. એ ઉપકારના ફળ રૂપે તેં કયો પ્રત્યુપકાર કર્યો?" પુત્રે કહ્યું, "હે માતાજી! ગર્ભમાં શા માટે મને ધારણ કર્યો કે જેથી તમે મારી માતા બન્યાં? એમાં તમે કયો ઉપકાર કર્યો? હે માતા! તમે મને જન્મ આપ્યો. મેં પણ સેંકડો ભવોમાં તમને જન્મ આપ્યો છે. રેંટના ઘડાઓની જેમ આપણે પરસ્પર પિતાપુત્ર થયા છીએ." એમ બોલી તે મોટાભાઇ પાસે ગયો.

મોટાભાઇ પાસે

* ૪૦૪. ત્યાં પણ પગે પડી ઊભો થયો અને વિનંતી કરવા લાગ્યો, "હે મોટાભાઇ! અમે તમારા ખોળામાં મોટા થયા છીએ. માટે બાળપણમાં લાલનપાલન કરતી વખતે તમારો જે અવિનય કર્યો હોય તેની ક્ષમા માગીએ છીએ." ભાઇએ કહ્યું, "તું શા માટે અમને છોડી દે છે? શું તને કોઇએ ઠપકો આપ્યો છે? વળી, લોકમાં

પિતાને સમજાવ્યા

* ૪૦૨. ત્યાર પછી અંતરમાં પ્રસરી રહેલા સ્નેહવાળા, બે આંખમાંથી વહી રહેલી અશ્રુધારાવાળા અને આંસુથી ભીના બનેલા મુખવાળા વૃદ્ધ પક્ષીએ કહ્યું, “હે પુત્ર! દેવતાઓને પણ દુષ્કર એવો વ્યવસાય તું ન કર. બીજું, હે પુત્ર! હું ઘરડો થયો છું તું મને કેવી રીતે છોડી શકીશ?” તેણે કહ્યું, “હે પિતાજી! તમે જે કહ્યું તે વિષયમાં સાભળો! આ ત્રણ લોકની અંદર નરકવાસ કરતાં વધારે દુઃખદાયક શું છે? હે પિતાજી! તમારા જે પિતા હતા તેને તમે કોની પાસે મૂકયા છે?” વૃદ્ધ પક્ષીએ કહ્યું, “હે પુત્ર! જેમ વૃક્ષના અંકુરો અનુક્રમે થડ અને સ્તંભ રૂપ બને છે, તેમ તું પણ મને શરણ રૂપ થશે.” તેણે કહ્યું, “હે પિતાજી! કોણ કોનું શરણ બને છે? અને કોણ કોના સ્તંભ રૂપ બને છે? પોતાનાં કર્મ અને ધર્મના વશથી જીવ સંસારમાં ભ્રમણ કરે છે.” વૃદ્ધે કહ્યું, “હે પુત્ર! તું હજુ તરુણ છે. માટે (અનશન કરીને) મર નહિ અને ત્યાં સુધી સુખ ભોગવ પછી જ્યારે તું વૃદ્ધ થાય ત્યારે પાછળથી ધર્મ કરજે.” તેણે કહ્યું, “હે પિતાજી! શું તરુણ મરતો નથી? એવો પણ કોઈ હશે જે વૃદ્ધપણું પામે નહિ? તમે તો ઘણા વૃદ્ધ છો છતાં ધર્મનું નામ પણ જાણતા નથી.” વૃદ્ધે કહ્યું, “અર્થ, કામ અને ધર્મ અનુક્રમે તરુણાવસ્થા, મધ્યમાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં કરાય છે. માટે હે પુત્ર! તું આ નિયમનું ઉલ્લંઘન ન કર.” પુત્રે કહ્યું, “હે પિતાજી! તમે જે પરિપાટીની રચના કરી તે કોણ ન ઇચ્છે? પરંતુ જો મૃત્યુ રૂપી ગજેન્દ્ર વચમાં હણવાનો ન હોય તો” વૃદ્ધ પક્ષીએ કહ્યું, “હે પુત્ર! તને જન્મ આપતાં અને મોટો કરતાં માતાએ દુઃખનો અનુભવ કર્યો છે. હવે તું અમારી વૃદ્ધાવસ્થામાં આલંબન રૂપ બનીશ.” પુત્રે કહ્યું, “ઇંધણાં લેવા જંગલમાં ગયેલો કોઈક સસલુ પ્રાપ્ત કરે તેમ સુરતક્રીડા કરવાના મનથી મને જન્મ આપ્યો અને આશાથી મને મોટો કર્યો છે.” વૃદ્ધ પક્ષીએ કહ્યું, “મને વૃદ્ધને મૂકીને કાયર પુરુષની જેમ તું જાય છે તેમાં, હે પુત્ર! તને અધર્મ થશે તેનો વિચાર કર.” પુત્રે કહ્યું, “હે પિતાજી! તમે નરકમાં જશો એટલે મારે પણ નરકમાં જવું? આંધળો કૂવામાં પડે તેથી દેખતાએ પણ શું પડવું જોઈએ?” વૃદ્ધ પક્ષીએ કહ્યું, “તોપણ, હે પુત્ર! તું મને પ્રિય છે. તારા વિરહમાં હું જીવ ધારણ કરી શકીશ નહિ. પિતૃહત્યા વડે તું પાપવાળો બનીશ અને તને મોટો અધર્મ થશે.” પુત્રે કહ્યું, “હે પિતાજી! તમને હુ પ્રિય નથી માટે તો તમે મને ઘોર નરકમાં ફેંકો છો. જ્યાં સુધી પોતાનુ આયુકર્મ ખૂટયું નથી ત્યાં સુધી કોણ કોના વિરહમાં મૃત્યુ પામે છે?” વૃદ્ધે કહ્યું, “હે પુત્ર! હું તને પૂજ્ય છું માટે મારા વચન પ્રમાણે તું કર. મરણની ઇચ્છા પહેલાં છોડી દે અને નિઃશંકપણે તું રહે.” પુત્રે કહ્યું, “કોણ કોના પિતા છે? કોણ કોનાથી અહીં જન્મ પામે છે? જે કોઇ ધર્મોપદેશ આપે છે, તે જ એક માત્ર પિતા છે.” વૃદ્ધ પક્ષીએ કહ્યું, “જો હવે આ કાર્ય કરવાનો તારો અવશ્ય નિશ્ચય જ હોય તો થોભી જા. જ્યાં સુધી હું લાંબા પ્રવાસે (મૃત્યુ પ્રવાસે) ન જાઉં ત્યાં સુધી તારું મુખ જોઉં.” પુત્રે કહ્યું, “જે કરવાનુ હોય તે કરી લો. કેટલા દિવસ, પખવાડિયાના કે મહિના થશે તે કોણ જાણે છે? મારું મુખ જોવાથી તમને અધિકતર કયો લાભ થવાનો છે? માટે હવે ક્ષમા આપો.” એમ બોલતો તે માતા પાસે ગયો.

વિનય કરતી રહેજે." તે સાંભળી શોકથી ગદ્‌ગદ્ સ્વરે તેણે કહ્યું, "હે ભાઇ! મને દીન અને અનાથને મૂકીને તું ક્યાં ચાલ્યો? પિતાજી તો વૃદ્ધ થયા છે. અમારી બધી ચિંતાઓ તો તારે કરવાની છે." તેણે કહ્યું, "માણુસ માણુસની ચિંતા કરે છે એવો વિકલ્પ ખોટો છે. હે વત્સે! પૂર્વે કરેલાં પાપપુણ્ય પ્રમાણે જ જીવો સુખદુઃખ મેળવે છે."

પત્ની પાસે

૪૦૭. એમ બોલતો તે પક્ષી પોતાની ભાર્યા પાસે ગયો. તેણે કહ્યું, "હે સુંદરી! સુભગ વિલાસિની! પાતળી કાયાવાળી, સુંદર પાંપણયુક્ત નયનવાળી ગૃહલક્ષ્મી! મારા હૃદયને અતિપ્રિય, હે વહાલી પ્રિયા! એક વાત સાંભળ! હે તન્વાંગી પ્રિયા! તારી સાથે ઘણી વખત ખાધું પીધું, ગગનાંગણમાં ભ્રમણ કર્યું અને વૃક્ષોની ટોચ ઉપર સાથે વાસ કર્યો. ગંગા નદીના કાંઠા ઉપર તારી સાથે ઘણા વિલાસો કર્યા અને માનસ સરોવરના કમળપત્ર ઉપર લાંબા સમય સુધી આપણે સૂતાં હતાં. કલરવથી હર્ષિત મનવાળા થઇ આપણે અનેક વખત સંભોગક્રીડાઓ કરી. હે પ્રિયા! આપણે ન કર્યું હોય તેવું કંઈ નથી. આ સર્વની મને ક્ષમા આપ." આ સાંભળી મોટા દુઃખસમુદાયના ભારથી થાકેલી હોય તેમ મૂર્છાથી સ્તબ્ધ બનેલી પ્રિયા ઢળી પડી. નીચે પડેલી તેને જોઇ તેણે કહ્યું, "હે સુંદર પ્રિયા! તું જરા શ્વાસ લે. હે સરળ સ્વભાવવાળી! તું નિરાંત રાખ. તું કાંઇ જાણતી નથી. હે સુંદરી! સંયોગને અંતે વિખૂટા પડવાનુ હોય છે એ તે સાંભળ્યુ નથી. હે ભોળી વહાલી! તું આશ્વાસન પામ અનુરાગથી થયેલી વસ્તુઓ હમેશા ખસી જાય છે. ચક્રવાકયુગલનો પ્રેમ સંપૂર્ણ છતાં નિયતકાળ માટેનો હોય છે. હે સુંદરી! તું અહીં ધીરજ રાખ, ધીરજ રાખ! વિંધ્ય પર્વતના ચંચળ વાનરયુગલ એકબીજામાં મગ્ન બને છે અને પ્રેમ વહન કરે છે હે મુગ્ધા! તું એમ સમજ કે નવીન વર્ષાઋતુની વીજળીના વિલાસ જેવો આ ચંચળ પ્રેમ ચાલ્યો જવાનો છે. હે પ્રિયા! તું વિશ્વાસ રાખ, વિશ્વાસ રાખ. હે દુર્લલાંગી! આ લોકને વિષે આટલુ વિચાર કે કઠોર પવન વડે ઊડતી ધ્વજા સરખો આ ચપળ પ્રેમ હણાય છે. આ સમજી હે સુંદરી! તું મોહ ન પામ અને મુહૂર્ત વિચાર કર કે પ્રેમની પ્રકૃતિઓ હાથીના બચ્ચાના કાન જેવી ચંચળ અને ચલાયમાન હોય છે."

પત્નીનો વિલાપ

આ પ્રમાણે બોલીને તે પક્ષીએ પક્ષિણીને સાંત્વન આપ્યું. ત્યાર પછી ઉત્પન્ન થયેલ વિયોગ રૂપી અગ્નિની જ્વાળાશ્રેણીથી બળતા હૃદય અને તપેલા નયનભાજનમાંથી નીકળતાં ઉષ્ણ અશ્રુજળના પ્રવાહ વહેવડાવતી તે વિલાસિની પક્ષિણીએ કહ્યું કે "હે દયિત! હે નાથ! સ્વામી! ગુણભંડાર! જીવનાધાર! હે યોગક્ષેમ કરનાર તમે મારા નાથ છો. એક ડગલે અમારો ત્યાગ કરો છો તો તમને કોણે ઠગ્યા છે? હે નાથ! હવે પુણ્ય વગરના અમને તમારા વિના કોનું શરણ થશે? તમારા વગર હવે હું કોનુ મુખ જોઈશ? આ દશ દિશાઓ પણ શૂન્ય બની જશે." તેણે કહ્યું, "હે સુંદરી! તું વિલાપ ન કર. આ પ્રલાપ કરવો હવે નિરર્થક છે. મરતા જીવનું નિવારણ કોણ કરી શકે છે? પૂર્વ જન્મમાં જેણે શુભ કે અશુભ કર્મ કર્યું હોય તેનું શરણ તે જીવ પામે છે. આ લોકમાં કોણ કોનું

ધર્મ કોને કહેવાય? અને પાપ કેવી રીતે થાય?" તેણે કહ્યું, "હે ભાઇ! એમ ન બોલો. આ લોક ધર્મ અને અધર્મથી રહેલો છે. જેમ વિનયથી રાજા સારો ગણાય છે તેમ કોઇ કોઇ ધર્મ પણ શુભ હોય છે." ભાઇએ કહ્યું, "હે બાળક! તું ભોળો છે. તને કોણે ઠગ્યો? તે કોઈ ઇન્દ્રજાળી હશે કે જે લોકને ઠગતો ભ્રમણ કરતો હશે" તેણે કહ્યું, "હે ભાઇ! તમે વિવેકરહિત છો કે જે આમ કપટથી બોલો છો. તેમને માટે એમ રખે કહેતા, કારણ કે એમ કહેનાર તેઓ ઇન્દ્રોને પણ વંદનીય એવા વીર ભગવંત છે." ભાઇએ કહ્યું, "તું અહીં રહે. ભોગ ભોગવ. હે વત્સ! આ પરલોક કોણે જોયો છે? એક થયો, બીજો થશે એવી વાતમાં તને શાથી શ્રદ્ધા થાય છે?" તેણે કહ્યું, "હે ભાઇ! ધર્મથી જ ભોગો મળે છે અને સ્વર્ગ પણ ધર્મથી જ પ્રાપ્ત થાય છે. માટે હું તો તે ધર્મ જ કરીશ . ધર્મ રહિતને સુખ હોતું નથી." એમ બોલતો તે નાના ભાઇ પાસે પહોંચ્યો.

નાનાભાઇ પાસે

તેના મસ્તકે ચુંબન કરી તે કહેવા લાગ્યો, "હે વત્સ! મેં તને ખોળામાં લઈ પુત્રની જેમ રમાડ્યો છે. તું મને ઘણો વહાલો છે. મેં કંઇ પણ કઠોર કે કડવાં વચનથી શિખામણ આપી હોય તો તે મારા અપરાધની ક્ષમા આપજે." નાના ભાઇએ કહ્યું, "હે ભાઇ! અમને છોડીને તું ક્યાં ચાલી જાય છે? અમારો તું સ્વામી છે. આ જીવન અને સર્વસ્વ તારે અધીન છે." તેણે કહ્યું, "હે વત્સ! પછી પણ તને છોડીને મરવાનું નિશ્ચિત છે. તો અત્યારે જ મરવા જાઉં છું. હે વત્સ! જન્મ-મરણો વડે ગ્રસિત હોય ત્યારે કોણ કોનો સ્વામી છે?"

મોટી બહેન પાસે

* ૪૦૫. એમ બોલતો તે મોટી બહેન પાસે ગયો. તેના પગે પડી ઊભા થતાં તેણે કહ્યું, "તું મારી બહેન, મહાદેવી સરસ્વતી છે. તું પૂજનીય છે. બાળસ્વભાવથી મેં કોઇ તારો અવિનય કર્યો હોય તો તેની ક્ષમા કરજે." આંખમાંથી વહી રહેલા અશ્રુજળવાળી તેણે કહ્યું, "હે વત્સ! અમારા કુળમાં ખરેખર તું કુમાર છે. તારાથી અમે શોભા પામીએ છીએ." તેણે કહ્યું, "જીવ કર્મ વડે જીવે છે અને તે જ સુંદર કર્મ વડે શોભે છે. જો હું કુલમાં કુમાર હોઉં તો માતાને લજ્જા નહિ પમાડું." પેલીએ કહ્યું, "તું ઘરડાં માતા અને પિતાને છોડી દે છે? ગતિ વગરનાં એ પછી કોનાં? શાસ્ત્રમાં કહેવાયું છે કે દુઃખીઓનું પરિપાલન કરવું જોઇએ." તેણે કહ્યું, "કદાચ કોઇ વાઘે મને હણી નાખ્યો હોત અથવા દોરડાથી કોઇકે મને બાંધ્યો હોત તો? અથવા હું જન્મ્યો જ ન હોત તો? પિતાજીને મારા સિવાય બીજા પુત્રો પણ છે."

નાની બહેન પાસે

* ૪૦૬. એમ બોલતો તે નાની બહેન પાસે ગયો. તેની પાસે જઇ તે વાત્સલ્યપૂર્વક કહેવા લાગ્યો, "હે વત્સે! તને બાળપણમાં મેં કદાચ કઠોર અને ઉગ્ર વચન કહ્યાં હોય તો તેની અત્યારે મને ક્ષમા આપ અને તું માતાપિતા તથા વડિલોનો બરાબર

તારે અવશ્ય મરવાનું જ છે તો સાંભળ. હજુ પણ તું બાળક છે. હે વત્સ! મરણનો કયો કાળ છે?" તેણે કહ્યું, "હે પિતાજી! બાળ, તરુણ કે વૃદ્ધ એવો સંકલ્પ યમરાજાને હોતો નથી અગ્નિની જેમ તે સર્વભક્ષી છે. માટે બાળકે પણ ધર્મ કરવો જોઇએ." એમ બોલતો તે સાસુ પાસે ગયો.

### સાસુ પાસે

તેણે કહ્યું, "હે માતા! તમારા પગે પડું છું. તમે મારી માતા જ છો એમાં સંદેહ નથી. બાળપણે મેં કંઈ પણ અવિનય કર્યો હોય તો તે અપરાધની ક્ષમા આપો." તેમણે કહ્યું, "હે પુત્ર! તું હજુ બાળક છે. આવો કુગ્રાહ કોના વડે કરાયો છે? આ યુવાન વયમાં ભોગ ભોગવ. પછી વૃદ્ધ થાય ત્યારે ધર્મ કરજે." તેણે કહ્યું, "હે માતા! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર તરુણવયને યોગ્ય પુરુષાર્થો છે. યૌવન ગળી ગયા પછી સમુદ્ર તરવાની જેમ કષ્ટથી ધર્મ કરી શકાય છે." તેમણે કહ્યું, "આ ફળફૂલથી ભરેલ સારા રૂપવાળી પુત્રીને છોડીને વિના કારણ મૃત્યુ ન પામ. હે ભોળા પુત્ર! હજુ તું આત્માનો સાર સમજતો નથી." તેણે કહ્યું, "હે માતાજી! ફળફૂલ કે તરુણી કે રૂપથી શો લાભ થવાનો છે? આ જન્માંતરમાં ઘોર નરકનું દુઃખ હોય છે." તેમણે કહ્યું, "હે પુત્ર! તારા કુળને યોગ્ય પ્રથમ મેં તને વાત કરી. તું કુળની મર્યાદા છોડે છે, એ તને અત્યારે યોગ્ય નથી." તેણે કહ્યું, "હે સાસુજી! જેને ભર્તાર દેવતા છે, એવી નારીઓને માટે તે (પતિ પાછળ જીવવું) યોગ્ય નથી. હું મરીશ પછી તે નહિ મરે તો તેના કુળને યોગ્ય છે?" એમ બોલતો તે પ્રિય મિત્ર પાસે ગયો.

### મિત્ર પાસે

તેણે કહ્યું, "હે મિત્ર! મિત્ર એવું નામ લોકમાં કોણે નિર્માણ કર્યું હશે? વિશ્વાસ રૂપી બીજને ધારણ કરનાર તથા ફળસમૂહ આપનાર તે સ્નેહનું વૃક્ષ છે. પરિહાસ રૂપી મૂળિયાંને ફેલાવનાર, આનંદ રૂપી થડવાળા, પ્રેમરાગ રૂપી શાખાઓવાળા, ધીરજ રૂપી ફળોવાળા, ઇચ્છા પ્રમાણે ફળ આપનાર એવા મિત્ર રૂપી વૃક્ષને કોણ યાદ ન કરે? તેથી હે મિત્ર! જગતમાં તારી સાથે એવું કાંઈ નથી જે તારાથી ગુપ્ત હોય. મારાથી જે કંઇ સ્ખલના થઇ હોય તે સર્વ માટે, હે સુતનુ! કૃપા કરી મને ક્ષમા આપ." મિત્રે કહ્યુ, "હે મિત્ર! તું શા કારણે પ્રવાસ કરવા તૈયાર થયો છે તે મને સાચું કહે. વળી નરકની શી વાત છે? તને ભોળાને કોણે ઠગ્યો છે?" તેણે કહ્યું, "આમ બોલવું તને યોગ્ય નથી. વળી મિત્ર-વચન કહેવાને તું યોગ્ય નથી, કારણ કે તારું ચિત્ત પૂર્વગ્રહવાળું છે અને તું અભવ્ય કે અકલ્યાણરૂપ છે." મિત્રે કહ્યું, "જો કોઇ નરક હોય અને જીવ હણવાથી પાપ થાય છે. તો પછી જેમ તું મરવા તૈયાર થયો છે તેમ આ સર્વ લોક કેમ મરતા નથી?" તેણે કહ્યું, "શું સર્વ લોક વીર પ્રભુને દેખે છે અને તેમનાં વચનો સાંભળે છે? કદાચ સાંભળે તોપણ તેવી કોની શક્તિ છે કે જે સર્વ પાપ છોડે?" મિત્રે કહ્યું, "લાખો અને કરોડો પક્ષીઓ છે તેમાં તું જ એક પંડિત છે? સેંકડો ગાયોના ટોળામાં દુબળી ગાય પણ હોય. છે જેને ઘણી બગાઇઓ કરડે છે." તેણે કહ્યું, "શું સર્વ પક્ષીઓને ધર્મ વિશે બુદ્ધિ

છે ?" પેલીએ કહ્યું, "તમે એમ સ્નેહ વગરના બની, વજ્ર સરખા થઈ અમારો ત્યાગ કરો છો, પરંતુ આ બાળકોને જન્મ આપી હવે કેમ પરિત્યાગ કરો છો ? તેમાં તમારી શી સમજણ છે ?" તેણે કહ્યું; "હે સુંદરી ! મોહાંધ અને કંઇક સુખાસ્વાદના રાગને કારણે આવું અકાર્ય કર્યું, પરંતુ તેના ફળરૂપ અનંત દુઃખ ન જોયું. કામના મોહમાં મૂઢ બનેલો વનહાથી કોઇ પણ પ્રકારે પકડાય છે અને બંધાય છે. તો, હે ચતુર સુંદરી ! શું તેમાં મરી જવું કે બંધનથી મુક્ત થવું ? કોઇ પણ પ્રકારે મોહમાં મૂઢ બની સેવન કર્યું તો શું તે કામમાં જ મરવું ? જે શુભયોનિમાં જન્મ્યા ત્યાં જ તેણે શું મરવું ? કોઇ પણ પ્રકારે કામનું સેવન કર્યું અને પ્રમાદથી તેની જ ઇચ્છા થાય અથવા કોઇ કદાચ તેમાં ડૂબી જાય તો શું તેણે પાતાળમાં પ્રવેશ કરવો કે પાછા ઉપર આવવું ?" પેલીએ કહ્યું, "હે સ્વામી ! જ્યાં તમે જાઓ છો ત્યાં હું પણ સાથે આવીશ. લોકમાં નારીઓ માટે ભર્તાર એ જ દેવતા છે." તેણે કહ્યું, "હે સુંદરી ! તે માટે પ્રવૃત્તિ કરો અને ચાલો. પરલોકહિત કોને ન ગમે ? જન્મ, જરા, દુઃખથી ભરપૂર આ સંસારસમુદ્રને બરાબર જો." પેલીએ કહ્યું, "પરંતુ એક દુઃખ થાય છે કે આ બાળકોનો નિર્દયપણે ત્યાગ કરીશું તો તમારા કારણે એ મરી જશે. તો શું હું તમને છોડું કે આ બાળકોને છોડું ?" તેણે કહ્યું, "તેઓ પોતાનાં કાર્ય અને ધર્મથી જન્મ્યાં છે અને પોતાના કર્મથી જ જીવે છે. બાળકોને મારું કે તારું શું પ્રયોજન છે ? માટે બહાનું ન કાઢ." એ સાંભળી તેણે બાળકોને કહ્યું, "હે બાળકો ! આ તમારા પિતાજી મરવાને તૈયાર થયા છે. માટે તમે એના પગમાં દૃઢપણે વળગી જાઓ."

બાળકો પાસે

* ૪૦૮. આ પ્રમાણે માતા વડે કહેવાયેલાં બાળકો શું કરવા લાગ્યાં ? ભોળાં અને મીઠાં વચનો બોલનારાં તે સર્વ ઉતાવળથી દોડ્યાં અને કોઈ ખભે, કોઈ ગળે અને કોઇ પીઠ ઉપર આરૂઢ થયાં. "હે પિતાજી ! નિઃસ્નેહ થઇ અમને છોડીને તમે ક્યાં જાઓ છો ? આ રડતી માતા તરફ નજર કરો. અમે પણ તમારા વિરહમાં મૃત્યુ પામીશું." તેણે કહ્યું, "હે પુત્રો ! તમારે મારું પ્રયોજન નથી. તમારી માતા જીવતી છે તે તમને ભોજન આપશે. પછી તમે પણ સમર્થ થઈ જશો." તેઓએ કહ્યું, "હે પિતાજી ! માતાજીએ કહ્યું કે 'તમારા પિતાજી વગર હું મરી જઇશ' અને તમે પણ મૃત્યુ પામો, એટલે અમે પણ નિરાધાર બની મરી જઇશું. માટે અમે તમને નહિ જવા દઇએ." તેણે કહ્યું, "હે પુત્રો ! તે વાતને સાચી માનો નહિ. એ તો તમારી મશ્કરી કરે છે. લોકમાં કોણ કોનાથી જીવે છે ? અને કોણ કોનાથી મરે છે ?" પછી "આ બાળકો તે ભવ રૂપી વૃક્ષ અને પાપ રૂપી પુષ્પોનાં ફળો છે. મહિલા તે વગર લોઢાની બેડી છે અને બંધુવર્ગ બંધનનું દોરડું છે." એમ વિચારતો તે વૃક્ષ જેમ પાકાં ફળોને ખંખેરી નાખે તેમ શરીર ધુણાવી બાળકોને નીચે પાડી સસરા પાસે ગયો.

સસરા પાસે

તેણે કહ્યું, "તમારા પગમાં પડું છું. મેં જે કંઇ પણ કહ્યું હોય તેની ક્ષમા આપો. જેવા પિતાજી તેવા જ તમે પૂજ્ય છો." તેમણે કહ્યું, "હે પુત્ર ! તારું કલ્યાણ થાઓ.

પક્ષીએ ધર્મ સાંભળ્યો છે તેમની પાસે જઈને તેમનાં દર્શન કરું અને તેમને પૂછું કે "હે ભગવંત! વનમાં જે પક્ષીઓને મેં જોયાં તે કોણ છે? તેમણે શી વાતચીત કરી અને શા માટે કરી? એ સાંભળ્યા પછી આ પક્ષીએ જે કર્યું તે કરવા યોગ્ય હશે તો કરીશ." એમ વિચારી તે વડવૃક્ષથી નીચે ઊતર્યો અને હસ્તિનાપુર નગર તરફ જવા લાગ્યો. અત્યારે, હે ગૌતમ! મારા સમવસરણમાં પ્રવેશ કરી આવીને એણે મને પૂછ્યું કે વનમાં તે પક્ષી કોણ હતું? મેં કહ્યું કે એ દિવ્ય પક્ષી હતું. એ સાંભળીને વૈરાગ્ય ઉત્પન્ન થયો. કામભોગથી કંટાળ્યો. કુટુંબ ઉપર નિઃસારબુદ્ધિ ઉત્પન્ન થઈ. વિવેક પ્રગટ થયો. હવે ચારિત્રમોહનીય કર્મની ઉદીરણા અને ક્ષયોપશમપણાથી ચારિત્રવેદનીય શુભ-કર્મવાળો તે તેઓનાં રત્નો સોંપીને અને પક્ષીઓના ઉપદેશ અનુસાર કુટુંબીઓ વગેરે સાથે ઉત્તર-પ્રત્યુત્તરનાં વચનો કહીને મારી પાસે આવશે."

* ૪૧૦ શ્રી વીર ભગવાન આટલી વાત ગૌતમાદિકને કહી રહ્યા હતા તેટલામાં તો સ્વયંભૂદેવ આવી પહોંચ્યો. પ્રદક્ષિણા કરી, પગે પડી, ઊભો થઈ તે કહેવા લાગ્યો, "જરા અને મરણના આવર્તવાળા તથા ક્ષણભંગુર તરંગવાળા સંસારસમુદ્રને તરવા માટે યાનપાત્ર જેવા આપ જય પામો! સિદ્ધનગરીના સ્વામી આપ જય પામો! હે ભગવંત! વનમાં પક્ષીનું વચન સાંભળી પ્રતિબોધ પામ્યો છું. તો કૃપા કરી આ દીનને આપની દીક્ષા આપો."

આ વચન સાંભળી ગૌતમ ગણધર ભગવંતે ચંડસોમના જીવ સ્વયંભૂદેવને વિધિ પ્રમાણે દીક્ષા આપી.



અને વિવેક હોય છે ? સેંકડો વૃક્ષોમાં ચંદન વિરલ હોય છે." એમ બોલતો તે સર્વ સામાન્ય પક્ષીસમૂહ પાસે ગયો.

બીજાં પક્ષીઓ પાસે

તેણે કહ્યું, "અરે પક્ષીઓ ! આપણે એક વૃક્ષના અગ્રભાગ પર વસતા હતા. આકાશમાં પણ સાથે ભ્રમણ કરતા હતા. વળી નદીકાંઠે પણ ક્રીડા કરતા હતા. તો બાલ્યકાળમાં મારાથી કંઇ દુર્વચન કહેવાયુ હોય તો ક્ષમા કરજો. સર્વ લોકમાં જ્યાંસાથે રહેવાનુ થાય છે ત્યાં પરાભવ પણ થાય છે" આ પ્રમાણે કહેવાતાં હર્ષવાળા, દીન અને કરુણાવાળા. હાસ્યથી પૂર્ણ માનસવાળા તે સર્વે કહેવા લાગ્યા, "ભલે એમ હો. અમે ખમાવીએ છીએ. હે ધીર ! તમને રુચે તેમ કરો. અમે તમને સારી રીતે વિજ્ઞપ્તિ કરવા છતાં તમે અમારું વચન માનતા નથી." તેણે કહ્યું, "જે પુરુષનાં અભિમાન ગળી ગયાં હોય તેનાં વચન કેમ ન માનીએ ? પરંતુ એક વીર ભગવાન સિવાય તેવું કોઇ ક્યાંય પણ દેખાતું નથી." એમ બોલતો તે પક્ષી તમાલપત્ર જેવા આકાશતલમાં ઊડી ગયો.

એ સમયે મેરુની પ્રદક્ષિણા કરી, સંકુચિત અંગવાળો, કમળના વનને વિકસાવતો સૂર્ય ભક્તિથી જિનઅર્ચન કરવા લાગ્યો. તે સમયે પક્ષીઓ કલરવ કરી રહ્યાં છે. ઘૂવડોની આંખો બંધ થાય છે. વાઘો બેસી જાય છે. સિંહ ફરે છે. સરોવરોમાં કમળો વિકસે છે. કુમુદનાં વનો બિડાય છે. વળી, ખીલેલાં શ્વેત પુષ્પો રૂપી અટ્ટહાસ્ય વડે વનશ્રી હસતી લાગે છે. શ્વેત પુષ્પો રૂપી લોચનમાં બેઠેલા મૂક ભમરા વડે, અરુણોદય સમયે જાગેલી દિશાઓની જેમ, વનશ્રી રોમાંચિત થાય છે.

સ્વયંભૂદેવની દીક્ષા

* ૪૦૯. ત્યાર પછી તેવું ઉજ્જવળ પ્રભાત જોઈ સર્વે પક્ષીઓ તે વડ ઉપરથી ઊડી ગયાં. તેઓને ઊડી ગયેલાં જોઇ વિસ્મયથી ખેંચાયેલા હૃદયવાળો બ્રાહ્મણપુત્ર સ્વયંભૂદેવ વિચારવા લાગ્યો, "અહો, મોટું આશ્ચર્ય કે વનમાં પક્ષીઓ પણ મનુષ્યની ભાષા બોલનારાં અને સ્પષ્ટાક્ષરમાં વાતચીત કરનારાં છે. તેઓ પણ ધર્મમાં લીન બનેલાં છે. માત્ર આહાર, ભય અને મૈથુનની સંજ્ઞાવાળાં હોવા છતાં તેમના હૃદયમાં વિજ્ઞાન કેટલું સ્ફુરાયમાન થાય છે ! નહિ તો આવી ધર્મબુદ્ધિ કેમ થાય ? માટે તે કુદરતી પક્ષીઓ નહિ હોય, પણ દિવ્ય પક્ષીઓ હશે. આ પક્ષીઓ કેવા સ્પષ્ટ અક્ષરોમાં વાતચીત કરે છે ! અહો સત્ત્વસારવાળાં ! અહો તેમનો વ્યવસાય ! અહો પ્રિય વર્તન ! અહો નિષ્ઠુરપણું ! અહો નિઃસ્નેહતા ! અહો ગુરુઓનુ બહુમાન ! અહો દૃઢ ધાર્મિકતા ! અહો વૈરાગ્ય ! અહો નરકનો ભય અને મરણની તૈયારી ! સર્વથા એ જાણી શકાતું નથી કે આ પક્ષી સર્વ કુટુંબનો ત્યાગ કરી આત્માના હિત સ્વરૂપ ધર્મ અંગીકાર કેમ કરે છે ? અથવા જુઓ કે પક્ષીઓ પણ ધર્મતત્પર, કુટુંબ પ્રત્યે નિઃસ્નેહ અને ધર્મમાં ચિત્તવાળાં હોય છે. પરંતુ હું કેવા પ્રકારનો છું કે પારકાં રત્નોને ચોરીને જેનો આવો સ્વભાવ જોયેલો છે તે પાપ કપટવાળા કુટુંબને જીવાડવા પ્રયત્ન કરું છું. તો હવે મારે આ કરવા યોગ્ય છે. જેમની પાસે આ

નિમિત્તજ્ઞાન વિશે પ્રશ્ન

* ૪૧૨. એ સમયે બે હાથ જોડી અંજલિપુટ કરીને મહારાજાધિરાજ શ્રેણિકે પૂછ્યું, "હે ભગવંત ! આ નિમિત્તિયાઓ શુભ, અશુભ તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં થતી હકીકતો કયા જ્ઞાનથી જાણીને કહે છે અને કયા પ્રકારે કહે છે ?" ભગવંતે કહ્યું, "હે દેવાનુપ્રિય ! કેવળીઓ વડે કહેવાયેલું, શ્રુતકેવલીઓએ શ્રુતમાં રચેલું આ શ્રુતજ્ઞાન છે જેનાથી એ લોકો જાણે છે. હે રાજા ! જો તું જાણવા ઈચ્છતો હોય તો થોડા વિસ્તારવાળું, અલ્પાક્ષરવાળું, મોટા અર્થયુક્ત જે કેવલી ભગવંતોએ કહેલું છે તે સાંભળ. अ, इ, क, च, द, त, प, य એ અક્ષરો શોભન વર્ણો છે. તેમજ आ, ई, ख, छ, ठ, ध, फ, र, सा, એ અક્ષરો વળી અશોભન કહેલા છે. ए, ङ, ग, ज, ड, द, व, ल, सा એ સર્વ કાર્યમાં શુભ થાય છે. ऐ, ओ, घ, झ, ढ, ध, भ, व, हा એ અક્ષરો સર્વ કાર્યમાં શોભન નથી. हो, औ, ओ, ण, न, मा મિશ્ર સ્વભાવવાળા કાર્યોમાં થાય છે. હવે સર્વ વર્ણોનું ફળ જણાવું છું. શોભન કે અશોભન વર્ણ પ્રમાણે સુખદુઃખ, સંધિવિગ્રહ, લાભાલાભ જયાજય કાર્યમાં થાય. ક્ષેમઅક્ષેમ, છે-નથી, હોવું-ન હોવું, સંપત્તિવિપત્તિ, જીવિતમરણ, વર્ષા-અવર્ષા પણ તે પ્રમાણે થાય. પ્રથમ વચનમાં પ્રથમ શુભ વર્ણો હોય અથવા શુભ વર્ણો બહુ હોય તો જ કાર્યસિદ્ધિ સમજ. અશુભ વર્ણો વડે કાર્ય સિદ્ધ ન થાય અથવા પૂછનાર વચનને પ્રથમ ગ્રહણ કરીને નિરૂપણ કરવું. વિધિવચનમાં (હકારમાં) સુખ થાય અને નિષેધવચનમાં (નકારમાં) અસુખ થાય. વળી ફળ, પુષ્પ, અક્ષત, પત્ર, રૂપું, અન્ન, પુરુષરૂપ એ આઠના વિભાગમાં જે લાભ થાય તેનાં ફળ કહું છું તે સાંભળ.

ધ્વજા જોવામાં આવે તો સર્વ ફળ મળે, ધૂળ જોવામાં આવે તો ફળ નિષ્ફળ થાય અને સંતાપ થાય. સિંહમાં વિક્રમલાભ, કૂતરો હોય તો તુચ્છતા કે ભીખ માગવાનું, બળદમાં ગૌરવલાભ, ગધેડામાં કજિયો અને શોકસંતાપ, હાથીમાં પૂજા, નાણામાં પરિભ્રમણ અથવા પૂછતાંની સાથે હર્ષિત, રોમાંચિત જોવામાં આવે. સુંદર પદાર્થ સાંભળવામાં આવે તો કાર્યની સિદ્ધિ અને વિપરીતમાં કાર્યસિદ્ધિ નથી એમ કહેવું."

મહારથકુમારનું સ્વપ્ન

વીર ભગવાને આટલું જ માત્ર કહ્યું એટલામાં શ્રેણિક રાજાના મહારથકુમાર નામના આઠ વર્ષની જ માત્ર વયવાળા પુત્રે ચરણમાં પ્રણામ કરી, ઊભા થઈ કહ્યું, "હે ભગવંત ! આજે સ્વપ્નમાં મેઘના વર્ણ જેવો કાળો લોહ અને કંચનથી મિશ્રિત એક મોટો ઢગલો જોયો એમ જાણું છું. મેં ધમ્યું, જ્વાળાયુક્ત અગ્નિમાં તપાવીને ગાળ્યું. તેમાં કાળા વર્ણવાળું લોહું મિશ્રિત હતું તે ગળી ગયું અને જાતિવંત ઉત્તમ સુવર્ણ બાકી રહ્યું એમ જાણું છું. હે ભગવંત ! તે સમયે સરસ પટહ અને શંખના શબ્દો સાંભળી જાગી ગયો. તો આ સ્વપ્નનું ફળ શું હશે અને અત્યારે અહીં શું થવાનું છે તે કહો."

સ્વપ્નનો ખુલાસો

ભગવંતે કહ્યું, "હે ભદ્રમુખ ! આ સ્વપ્ન છેવટે થનાર સમ્યક્ત્વ, ચારિત્ર, કેવળજ્ઞાન,

# પ્રકરણ સત્તાવીસમું

## મહારથકુમાર

### રાજગૃહીમાં પ્રભુની પધરામણી

* ૪૧૧. આ પ્રમાણે હજારો ભવ્યો રૂપી કુમુદોના વનને અતિબોધ કરતા વિચરતા ભગવંત મગધદેશમાં રાજગૃહ નગરમાં પધાર્યા. દેવ અને દાનવોના સમુદાયે સમવસરણની રચના કરી. ત્યાં શ્રેણિક નામના રાજા હતા. ભગવાન જિનચંદ્ર પધાર્યા છે એમ જાણીને હર્ષવશ વિકસેલા મુખકમળવાળા તે નગરના સકલ લોકો સાથે કોલાહલ કરતા જવા માટે નીકળ્યા. ભગવાનને વંદન કરી તેમણે સમવસરણમાં પ્રવેશ કર્યો. ભગવાન જિનચંદ્ર શ્રી વીર ભગવંતને ત્રણ પ્રદક્ષિણા કરી, પગે પડી ઊભા થઇ તે બોલ્યા—

"મહામોહ રૂપી દુર્જય ગજેન્દ્રને વિદારણ કરવામાં સિંહ સમાન હે વીર પ્રભુ! આપ જયવંતા વર્તો. કઠિન કર્મ રૂપી અરણ્યને બાળવામાં અદ્વિતીય તાપયુક્ત અગ્નિ સમાન આપનો જય થાઓ. કોપાગ્નિને ઠારવા વિવેક રૂપી જળ છાંટવા માટે પુષ્કરાવર્ત મેઘ સમાન હે પ્રભુ! આપ જય પામો. માનરૂપી પર્વતને ઉખેડી ચૂરો કરવા માટે સમર્થ વજ્ર સરખા આપ જય પામો! માયારૂપી કોપાયમાન નાગણને નિર્બળ અને શાંત કરનાર નાગમણિ જેવા આપ જય પામો! લોભરૂપી મહારાક્ષસનો સર્વથા નાશ કરવા માટે સિદ્ધમંત્ર જેવા હે પ્રભુ! આપ જયવંતા વર્તો. રતિઅરતિનો નાશ કરનાર, હાસ્યવર્જિત, જુગુપ્સામુક્ત, શોકરહિત હે દેવ! આપ જય પામો. હે પ્રભુ! આપ પુરુષવેદ, સ્ત્રીવેદ કે ઉભયવેદવાળા નથી. સર્વ વેદરહિત આપ જય પામો. સમ્યક્ત્વમોહનીય અને મિથ્યાત્વ-મોહનીયથી રહિત, પાંચ પ્રકારના અજ્ઞાનના ભયથી મુક્ત આપ જય પામો. મગધ રાજ્યમાં રહેલો હું આપના મુખચંદ્રને જોઇને, હે વીર પ્રભુ! જાણે હું આજે જ જન્મ્યો છું, આજે જ જોઉં છું અને સાંભળું છું, આપ જ મારા નાથ અને શરણ છો. આપ જ માતા, પિતા અને બંધુ છો, કારણ કે હે મુનિવર! આપે જ શાશ્વત સુખનો માર્ગ ઉપદેશેલો છે."

આ પ્રમાણે બોલી શ્રેણિક રાજા ચરણમાં પડ્યા. પછી પોતાના આસન ઉપર બેઠા. ભગવંતે અંગ, ઉપાંગ, અંગપ્રવિષ્ટ, શ્રુતજ્ઞાન, મતિજ્ઞાન કહ્યું; ભવપ્રપંચ, કર્મક્ષય, ઉપશમ, વિવિધ સંસ્થાનો, અવધિજ્ઞાન પ્રરૂપ્યું; ઋજુમતિ, વિપુલમતિ, ભેદવાળા અને મનુષ્યલોકમાં થવાવાળા મનઃપર્યવજ્ઞાનને સમજાવ્યું; સકલ લોકમાં રહેલા પદાર્થોના યથાસ્થિત સ્વભાવોને પ્રકાશિત કરનાર કેવળ દર્શન અને કેવળજ્ઞાન વિશેષતાથી કહ્યું.

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## પાંચેની અંતિમ સાધના

### મણિરથકુમારની સાધના

+ ૪૧૩. મણિરથકુમાર મુનિને સર્વજ્ઞ ભગવતે કહ્યું, "હવે તારું આયુષ્ય થોડું બાકી છે એમ જાણીને યથાસુખ સંલેખનાકર્મ અંગીકાર કરી ઉત્તમ સ્થાનની આરાધના કર." એટલે મણિરથકુમારે 'ઇચ્છં' એમ કહી તે આજ્ઞાને અનુસરીને ચાર સ્કંધવાળી આરાધના શરૂ કરી. સંલેખના કર્મ કર્યું. આલોયણા વિસ્તારથી સ્વીકારી તે કાળને યોગ્ય ફાસુક સંથારામાં તે બેઠા અને બોલવા લાગ્યા કે—

"હું તીર્થનાથ, તીર્થ, તીર્થાધિપતિ ઋષભદેવને તથા વીર જિનેશ્વરને અને બાકીના જિનેશ્વરોને પ્રણામ કરું છું. વળી મસ્તક વડે ગણધર ભગવંત તથા આચાર્યોને નમસ્કાર કરીને તથા સર્વ સાધુઓને નમસ્કાર કરીને ચાર પ્રકારની આરાધના કહીશ. તેમાં જ્ઞાનની, દર્શનની, ચારિત્રની અને ચોથી વીર્યાચારની આરાધના કહીશ. પ્રથમ જ્ઞાનના આઠ પ્રકારો કહીશ. કાળ, વિનય, બહુમાન, ઉપધાન, ન ઓળવવું, વ્યંજન, અર્થ, તદુભય એમાં જ્ઞાનની આરાધના કરનાર બને.

### પાપનું પ્રતિક્રમણ

જે કાળે સ્વાધ્યાય કહ્યો તે કાળે તે ન કર્યો. અકાળે કર્યો. યોગ્ય કાળે જે ન કર્યું તેની નિંદા અને ગર્હા કરું છું. ગુરુમહારાજ આવતા અભ્યુત્થાન, અંજલિ કરવી, આસન આપવું એ રૂપ વિનય મારાથી ન સેવાયો. તેની ભાવથી નિંદા કરું છું. ગુરુમહારાજ પંડિત મહાત્મા છે એમ ભાવથી હંમેશા બહુમાન ન કર્યું એ મારુ દુષ્કૃત્ય મિથ્યા થાઓ. અંગ, ઉપાગ, પયન્નાદિ સૂત્રનાં મેં યોગવહન ન કર્યાં તે સર્વની હું નિંદા કરું છું. મે મૂઢે શ્રુત ન હોય તેને શ્રુત કહ્યું, શ્રુતને અશ્રુત કહ્યું, અજ્ઞાનથી શ્રુત છુપાવ્યુ તેની ભાવથી નિંદા કરું છું માત્રા, બિંદુ, વિકલ્પ કરી જુદો અર્થ કર્યો, વ્યંજન આડોઅવળો જોડ્યો તે પાપને નિંદુ છું. મેં મૂઢે અમૃત જેવાં જિનવચનોનો વિપરીત અર્થ કર્યો તે પાપની નિંદા કરું છું. સૂત્ર અને અર્થ બંનેનો હાસ્યથી જે કંઇ વિપરીતાર્થ કર્યો તે પાપની નિંદા કરું છું. મેં મોહાન્ધે ઉત્સૂત્ર, ઉન્માર્ગ, ન કરવા લાયક યોગ વગેરે જોયાં નહિ. હવે જ્ઞાનારાધના કરું છું. હે ભગવંત ! મેં કોઇ પણ પ્રકારે આ જ્ઞાનાચાર ખંડિત કર્યો હોય તો તેનુ પાપ નિષ્ફળ જાઓ.

સિદ્ધિ, શાશ્વતસુખનો સંગમ જણાવે છે. લોહ જોયું તે કાળાં કર્મ સમજવાં. સુવર્ણ એ નિર્મળ આત્મા છે. એ બંને ભેગાં હતાં તેમાં ધ્યાન રૂપી અગ્નિ વડે ધમીને તેં શુદ્ધ આત્માને સ્થાપન કર્યો છે. વળી તું અહીં આવા પ્રકારનો ચરમશરીરી ઉત્પન્ન થયેલો છે. તું કુવલયમાળાનો જીવ થયો હતો અને દેવપણામાંથી અહીં આવેલો છે. માયાદિત્ય વગેરે આગળના ભવના સંબંધોથી દેવભવ સુધીના સર્વ ભવો તને કહ્યા. જેઓ તારા સહાયકો છે તે સર્વેએ દીક્ષા લીધી છે તે જો." આ વૃત્તાન્ત સાંભળી મહારથકુમારે કહ્યું, "હે ભગવંત! જો એમ છે તો આ ચિત્ત રૂપી ઘોડો ઘણો વિષમ છે. માટે આપ વિલંબ કેમ કરો છો?" એમ કહ્યું એટલે ગણધર ભગવંતે મહારથકુમારને વિધિ પ્રમાણે દીક્ષા આપી. હવે તે પાંચે એકઠા થયા એટલે એકબીજાને ઓળખ્યા ને પોતે પૂર્વે સંકેત કર્યા પ્રમાણે સમ્યક્ત્વનો લાભ મેળવ્યો. એ પ્રમાણે એ પાંચેએ વીર ભગવંત જિનચંદ્રની સાથે વિચરતાં વિચરતાં ઘણાં વર્ષો પસાર કર્યાં.



હોય તેની નિંદા કરું છું અને ગર્હા કરું છું. વળી, બાર પ્રકારના બાહ્ય અને અભ્યંતર તપને વિષે છતી શક્તિએ શક્તિ છુપાવી હોય (ઉદ્યમ ન કર્યો હોય) તેની નિંદા કરું છું.

આ પ્રમાણે ચાર સ્કંધવાળી (જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાચાર રૂપ) આરાધના સાધી મણિરથકુમાર અપૂર્વ કરણ વડે ક્ષપકશ્રેણીથી અનંત વર જ્ઞાન, દર્શન ઉત્પન્ન કરી તે જ સમયે કાળ કરી અંતકૃત કેવલી થયા.

### કામગજેન્દ્ર સાધુની આરાધના

* ૪૧૪. એ પ્રમાણે કેટલાક દિવસ પસાર થયા પછી પોતાના આયુષ્યનો ક્ષય નજીક જાણી સંલેખના-કલ્પ કરનાર કામગજેન્દ્ર સાધુ સંથારા પર બેઠા અને ત્યાં બોલવા લાગ્યા. જેમ કે—

ત્રણ લોકના ગુરુ, ત્રણ લોકના પ્રથમ મંગળરૂપ ઋષભદેવ તેમ જ બાકીના જિનેશ્વરોને પ્રણામ કરી હવે સામાયિક ઉચ્ચરું છું. હે ભગવંત! ત્રિવિધ યોગ-કરણ વડે આ સામાયિક કરું છું. રાગદ્વેષથી મુક્ત થઇ તે બંને વચ્ચેના મધ્યસ્થ ભાવમાં વર્તું છું. લોભ કે મોહથી યુક્ત મારા વડે સૂક્ષ્મ કે બાદર પ્રાણવધ ત્રિવિધે ત્રિવિધ થયો હોય તો તે સર્વ ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. હાસ્ય, ભય, ક્રોધ, લોભ અને મોહથી હું જે કંઇ અસત્ય બોલ્યો હોઉ તો તે ત્રિવિધ કાલયુક્તને ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. ત્રિવિધ કાળયોગે પારકું કંઈ પણ વગર આપેલું થોડું કે બહુ લીધું હોય તો તે ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. મનુષ્ય, તિર્યંચ કે દિવ્ય જે કોઈ મૈથુનસંયોગ ત્રિવિધ કાલયોગે ચિત્તમાં ચિતવ્યો હોય તે ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. સચિત્ત, અચિત્ત કે મિશ્ર પરિગ્રહ ત્રિવિધ કાલયોગે કોઇ પણ ભાવથી એકઠો કર્યો હોય તો તે ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. રાત્રે રાંધેલા અશનાદિક ત્રિવિધકાલે આરોગ્યાં હોય તો તે ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. ધન, સુંદર તરુણ સ્ત્રીઓ વિશે તથા સુંદર રત્નો અને રૂપા વિશે મને મમત્વભાવ થયો હોય તો તે ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. વસ્ત્ર, પાત્ર, દાંડો. ઉપકરણ, શિષ્યોનો મને જો મમત્વભાવ થયો હોય તો તે સર્વ ત્રિવિધ વોસિરાવું છું. સુંદર પુત્ર, પુત્રી, નોકર, ભાઇઓ ઉપર મને જો મમત્વભાવ થયો હોય તો તે સર્વ ત્રિવિધ વોસિરાવું છું. બહેનો, માતા, પિતા, મિત્રો ઉપર જો મને દુરંત મમત્વભાવ થયો હોય તો તે ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. માલિક, સ્વજન, સુજન, પરિજન, ભવન ઉપર જો મને મમત્વભાવ થયો હોય તો તે સર્વ ત્રિવિધ વોસિરાવું છું. બંધુ પ્રત્યે સ્નેહ, શય્યા, પાટ, સંથારા વગેરે ઉપકરણો પરત્વે જે મમત્વભાવ થયો હોય તે સર્વ ત્રિવિધ વોસિરાવું છું. મારા દેહને કંઇ કષ્ટ ન થાઓ એવો શરીર પ્રત્યે મમત્વભાવ થયો હોય તો તે સર્વ દુરંત ત્રિવિધે ત્રિવિધ વોસિરાવું છું. અમારો સ્વભાવ સુંદર છે એવો પોતાના સ્વભાવ માટે મમત્વભાવ થયો હોય તો તે સર્વ દુરંત ત્રિવિધ વોસિરાવું છું. અમારું નગર, અમારો દેશ એવો દેશ પરત્વે મમત્વભાવ થયો હોય અથવા શબ્દ (સંગીત વગેરે) પરત્વે મમત્વભાવ થયો હોય તો તે સર્વ ત્રિવિધ વોસિરાવું છું. જો કોઇ જીવ ઉપર મૂઢભાવથી મેં કોપ કર્યો હોય તો તે સર્વ વોસિરાવું છું. અને તેઓ સર્વ મને ક્ષમા આપે. જો કોઈ જીવ ઉપર મૂઢભાવથી મેં માન કર્યું હોય

હવે દર્શન કહું છું. શંકારહિત, આકાંક્ષારહિત, વિચિકિત્સારહિત, અમૂઢ દૃષ્ટિ, ઉપબૃહણા, સ્થિરીકરણ, વાત્સલ્ય અને પ્રભાવના એ આઠ પ્રકાર છે. જિનેશ્વરોનાં વચન સત્ય છે. એમાં વિકલ્પ કે શંકા ન કરવી. 'આ વાત સત્ય હશે કે?' એવી શંકા કરી હોય તો તેની હું નિંદા કરું છું. 'બીજા મતનાં દીક્ષા કે વેષ ગ્રહણ કરું છું. એમાંજ પરમાર્થ છે.' એવી આકાંક્ષા મૂઢતાથી મેં કરી હોય તો તે દુષ્કૃત્ય મિથ્યા થાઓ. વળી, મોક્ષ હશે કે કેમ? તથા આચાર્ય વગેરેની જો મેં કંઈ પણ વિચિકિત્સા કરી હોય તો તે પાપની હું અહીં નિંદા કરું છું. પરવાદી, કુતીર્થ કે કુમાર્ગની ઋદ્ધિ તથા પૂજા જોઈને જો મને મૂઢ દૃષ્ટિ થઈ હોય તો તે પાપની હું અહીં નિંદા કરું છું. તપસ્વી સાધુની વૈયાવચ્ચ તથા સ્વાધ્યાયમાં લીન સાધુની ઉપબૃહણા (પ્રશંસા, પુષ્ટિ, વૃદ્ધિ વગેરે) ન કરી હોય તો તે પ્રમાદની હું નિંદા કરું છું. સાધુક્રિયામાં સિદાતા કોઇ મુનિને જોઈ તથા બહુ દોષવાળા મનુષ્યને જોઈ સ્થિરીકરણ ન કર્યું તેની હું નિંદા કરું છું. ગુરુ, બાળતપસ્વી તથા સાધર્મિક વગેરે સર્વેનું આહારાદિ વગેરે વડે મેં વાત્સલ્ય ન કર્યું તેની હું નિંદા કરું છું. જિનવચન મેરુ જેવું અચલિત છે એમ જાણવા છતાં શક્તિ પ્રમાણે પ્રભાવના ન કરી એ મારા પ્રમાદની નિંદા કરું છું.

પ્રાવચની, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યાસિદ્ધ, કવિ, પ્રભાવક એ આઠ કહ્યા છે. સર્વથા વિશુદ્ધ મનથી એ સર્વની પ્રશંસા કરવી. તે ન કરી તેની નિંદા કરું છું. આ પ્રમાણે સમ્યક્ દર્શનની આરાધના કહી.

**પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ**

પાંચ સમિતિ તથા જે ત્રણ ગુપ્તિ કહી એ આઠ પ્રવચનમાતાની સેવા તે ચારિત્રની આરાધના. યુગમાત્ર ભૂમિ પર નજર નાખીને ચાલવું તે ઇર્યાસમિતિ. એ પ્રમાણે હું ન ગયો તે મારું દુષ્કૃત્ય મિથ્યા થાઓ. બોલતાં ભાષાસમિતિનો ઉપયોગ ન રાખ્યો તે પ્રમાદને માટે હું પ્રાયશ્ચિત્ત અંગીકાર કરું છું. વસ્ત્ર, પાણી, ભોજન, ગ્રહણ, ગ્રાસ વગેરેમાં એષણા સમિતિ ન પાળી તે આજ્ઞાખંડનની હું નિંદા કરું છું. ચીજવસ્તુ લેતાં કે મૂકતાં, સ્થાપતાં (આદાનિક્ષેપણા સમિતિ વિષે) જે કંઈ દુષ્પ્રતિલેખન અપ્રમાર્જન થયાં હોય તે પ્રમાદની હું નિંદા કરું છું. મલ, મૂત્ર, થૂંક શ્લેષ્મ, પ્રસ્વેદની સમિતિ (પારિષ્ઠાપનિકાસમિતિ) વિષે દુષ્પ્રતિલેખન અપ્રમાર્જન થયાં હોય તે ઉન્માર્ગની હું નિંદા કરું છું.

શિયળવનનો નાશ કરનાર મનરૂપી મહોન્મત્ત હાથી વિચરી રહ્યો છે. જિનવચનરૂપી વારિબંધ પાળવા છતાં હું મનને ગોપવી ન શક્યો તેની નિંદા કરું છું. પ્રજ્વલિત થયેલો વચનરૂપી દાવાગ્નિ સંયમરૂપી ઉદ્યાનને બાળી રહ્યો છે. તેમાં મૌનરૂપી જળ સિંચવાનું મળવા છતાં જે પ્રમાદ થયો છે તેની નિંદા કરું છું. તપેલા લોઢાના ગોળા જેવી આ કાયા તણખલાથી સર્વ જીવોને બાળી મૂકે છે. સુખથી તેને ગોપવી એ સંયમની મલિનતાની નિંદા કરું છું.

આમ આ પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ વિષે જે મારાથી કંઇ અતિચાર થયો

કર્યો છે, તથા કરવા યોગ્ય કાર્યો કરી લીધાં છે. એવા વજ્રગુપ્ત સાધુ પોતાનાં આયુષ્ય અને કર્મનો ક્ષય જાણી સંથારા પર બેઠા અને બોલવા લાગ્યા. જેમકે:-

જિનેશ્વર ભગવંતને, તીર્થને, બાર અંગને હું પ્રણામ કરું છું. તીર્થંકરોને નમસ્કાર કરું છું તથા સર્વ સાધુઓને નમસ્કાર કરું છું. ધર્મ આપનાર ધર્માચાર્યોને ભાવથી નમસ્કાર કરીને હવે આ સમયે હું પાપનું પ્રતિક્રમણ કરું છું. સામાયિક કરવાના ચિત્તવાળો તથા ઇરિયાવહીથી આત્માને શોધતો, ગોચરી અને પગામસેજ્જામાં (રહેઠાણ વગેરેની બાબતમાં) આવતા દોષોનું પ્રતિક્રમણ કરું છું. અરિહંતો, સિદ્ધો, જ્ઞાન અને વિનયરૂપ ધનવાળા સાધુઓ, કેવળીએ પ્રરૂપેલો ધર્મ એ મને મંગળ હોજો. અરિહંતો, સિદ્ધો, બ્રહ્મચર્ય તપથી યુક્ત સાધુ અને કેવળીઓએ પ્રરૂપેલો ધર્મ, એનું મને શરણુ હોજો. જૈન ધર્મ મારાં માતા, પિતા, ગુરુ છે. ધર્મપરાયણ સાધુઓ મારા બંધુઓ છે. તે સિવાય અન્ય જંજાળ છે. જગતમાં સાર શું? જૈન ધર્મ. શરણ કયું? સાધુ. સુખ કયું? સમ્યક્ત્વ. બંધન કયું? મિથ્યાત્વ. અસંયમથી હું વિરમું છું. રાગદ્વેષરૂપી બંધનને નિંદુ છું. મન, વચન અને કાયાના ત્રણે દંડોથી વિરમું છું. ત્રણ ગુપ્તિથી ગુપ્ત, ત્રણ શલ્યથી રહિત બની, માયા-નિયાણું-મિથ્યાત્વ શલ્યનું પ્રતિક્રમણ કરું છું. ઋદ્ધિગારવ, શાતાગારવ, રસગારવથી રહિત જ્ઞાન દર્શન ચારિત્રની વિરાધનાને પ્રતિક્રમું છું. ક્રોધ, માન, માયા, લોભ એ કષાયો પ્રતિક્રમું છું. આહાર, ભય, પરિગ્રહ, મૈથુનની સંજ્ઞાનો ત્યાગ કરું છું. સ્ત્રી, દેશ, ભક્ત, અને રાજની કથા પ્રતિક્રમું છું. શુક્લધ્યાનમાં આર્ત અને રૌદ્ર ધ્યાન પ્રતિક્રમું છું. શબ્દ, રસ, રૂપ, ગંધ અને સ્પર્શ એ કામગુણોને તથા કાયિક-અધિકરણ આદિ પાંચ ક્રિયાઓ સંબંધી સંકલ્પને પ્રતિક્રમું છું. પાંચ મહાવ્રતથી યુક્ત, પાંચ સમિતિથી સમેત, છ જીવનિકાયના સંરક્ષણ કરવાના ભાવવાળો હું પાપનું પ્રતિક્રમણ કરું છું.

પાપનું પ્રતિક્રમણ

છ લેશ્યા અને સાત ભયસ્થાનથી વર્જિત, આઠ મદસ્થાનથી રહિત, નષ્ટ થયેલી ઇષ્ટ-ચેષ્ટાવાળો હું પ્રતિક્રમું છું. બ્રહ્મચર્યની નવ ગુપ્તિથી ગુપ્ત, દશ પ્રકારના યતિ ધર્મમાં સાવધાનતાવાળો, શ્રાવકની અગિયાર પ્રતિમાવાળો હું પ્રતિક્રમણ કરું છું. બાર ભિક્ષુપ્રતિમાથી તથા તેર ક્રિયાસ્થાનોથી યુક્ત ચૌદ ભૂતગ્રામવાળો હું જે કંઇ વ્રત મેં ખંડિત કર્યાં હોય તેનું પ્રતિક્રમણ કરું છું. પંદર પરમાધામી સ્થાનોનું હું પ્રતિક્રમણ કરું છું. સોળે સોળ પ્રકારની ગાથાઓ હું પ્રતિક્રમું છુ. સત્તર પ્રકારના અસંયમ, અઢાર પ્રકારના અબ્રહ્મ, ઓગણીસ પ્રકારના જ્ઞાત અધ્યયન હું પ્રતિક્રમું છું. વીસ અસમાધિ સ્થાનકો, એકવીસ શબલ, બાવીસ વેદનાના પરિષહ, એ સર્વનું હું અહીં પ્રતિક્રમણ કરું છું. સૂત્રકૃતાંગના ત્રેવીશ અધ્યયનનું હું પ્રતિક્રમણ કરું છું. ચોવીશ અરિહંતની અશ્રદ્ધાનું હું પ્રતિક્રમણ કરું છું. પચીશ ભાવના, છવ્વીસ દશાકલ્પ વ્યવહાર અધ્યયન, સત્યાવીશ અણગારકલ્પ, અને અઠ્ઠાવીશ પ્રકારના આચાર પ્રકલ્પની હું શ્રદ્ધા કરું છું. ઓગણત્રીસ પાપશ્રુત પ્રસંગોનું હું પ્રતિક્રમણ કરું છું. ત્રીસ મોહનીય સ્થાનો તે સર્વની હું નિન્દા કરું છું. સિદ્ધાદિના એકત્રીસ ગુણોની હું શ્રદ્ધા કરું છું. બત્રીસ યોગસંગ્રહનું હું સર્વસ્થાને પ્રતિક્રમણ કરું છું.

તો તે સર્વ વોસિરાવું છું અને તેઓ સર્વ મને ક્ષમા આપે. જો કોઇ જીવ ઉપર મૂઢભાવથી મેં માયા કરી હોય તો તે સર્વ વોસિરાવું છું અને તેઓ સર્વ મને ક્ષમા આપે. જો મેં કોઈ દ્રવ્ય માટે મૂઢભાવથી લોભ કર્યો હોય તો તે લોભ હું વોસિરાવું છું અને તેઓ સર્વ મને ક્ષમા આપે. જો કોઇ પણ કાળે મારાથી રાગરક્ત બની કષાયો સેવાયા હોય તો તે મારું દુષ્કૃત્ય મિથ્યા થાઓ અને મને તેની ક્ષમા આપો.

**પાપનું પ્રતિક્રમણ અને મોક્ષગમન**

જો મેં કોઇ જીવને એક સ્થાનથી બીજા સ્થાનમાં સંક્રમણ કરી દુભવ્યો હોય તો તે મારું દુષ્કૃત્ય મિથ્યા થાઓ અને તે મને ક્ષમા આપો. જો મેં રાગ કે દ્વેષથી કોઇની ચાડી ખાધી હોય, સાચાં જૂઠાં કર્યાં હોય તો તે સર્વ માટે મને ક્ષમા આપો. જો મેં નિષ્ઠુર, કઠોર, કર્કશ, દુર્વચનો કોઇને કહ્યાં હોય અને મર્મવચન કહી હૃદય વીંધ્યાં હોય તો તે સર્વને માટે મને ક્ષમા આપો. જો મેં કોઇને આપવાનું આપ્યું ન હોય, આશાભંગ કર્યો હોય, દેતાં અટકાવ્યો હોય તો તે સર્વને માટે મને ક્ષમા આપો. જે દીન, પરાભવિત, ગ્રહથી ઘેરાયેલો કે રોગવ્યાધિથી ભરેલો હોય તેની વિડંબનાપૂર્વક મશ્કરી કરી હોય તો તે સર્વ મને ક્ષમા આપો. બીજા ભવોમાં મેં જો કોઇને અનિષ્ટ કે કટુ વચન કહ્યાં હોય તે મને મારા આ ક્ષમાપનાના કાળે ક્ષમા આપજો. મિત્ર મને ક્ષમા આપો. અમિત્ર કે મધ્યસ્થ ક્ષમા આપો. મારો આ જીવ હવે મિત્રામિત્રથી વિમુક્ત મધ્યસ્થ થયો છે. હું મિત્રને ક્ષમા આપું છું. અમિત્રને પણ હું ક્ષમા આપું છું. હું મધ્યસ્થને ક્ષમા આપું છું. સર્વે મારા પ્રત્યે મધ્યસ્થ થાઓ. શત્રુ મિત્ર થાય છે અને મિત્ર હોય તે ક્ષણમાં શત્રુ થાય છે. એટલે એમાં મિત્રામિત્રનો વિવેક કરવો યોગ્ય નથી. સ્વજનો મને ક્ષમા આપો. હું સ્વજનોને ક્ષમા આપું છું. પરજનને પણ ક્ષમા આપું છું. સ્વજન કે પરજન હવે મને બંને સરખા છે. દેવલોકમાં દેવોને કે તિર્યંચપણામાં તિર્યંચોને મેં દુઃખમાં નાખ્યાં હોય તો તે સર્વ મને ક્ષમા આપો. નારકીમાં નારકી જીવોને કે મનુષ્યપણામાં મનુષ્યોને મેં દુઃખમાં નાખ્યા હોય તો તે સર્વ મને ક્ષમા આપો. છ જીવનિકાયમાં કોઇનું પણ મેં અશુભ કર્યું હોય તો તે હું ભાવથી ખમાવું છું. સર્વથા, રાગ, દ્વેષ અથવા મોહથી જાણતાં કે અજાણતાં જે જીવોને દુઃખિત કર્યા હોય તે સર્વ મને ક્ષમા આપો. હું સર્વ જીવોને ક્ષમા આપું છું. સર્વ જીવો મને ક્ષમા આપો. સર્વ જીવો સાથે મારે મૈત્રી છે, કોઈ સાથે મારે વિરોધ નથી.”

એવી રીતે સર્વ સાવદ્યયોગ વોસિરાવી, પૂર્વે કરેલ દુષ્કૃત્યની નિંદા કરી, દુભાવેલ જીવોને ખમાવી, વધતા શુભ પરિણામની ધારાથી અપૂર્વકરણ ક્ષપકશ્રેણિના પરિણામવાળા ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાન-દર્શનને ધારણ કરનાર કામગજેન્દ્ર મુનિવર અંતકૃત થયા (અંતગડ થયા-મોક્ષે સિધાવ્યા).

**વજ્રગુપ્ત મુનિની અંતિમ આરાધના**

– ૪૧૫. આમ દિવસો જતાં જેમણે આલોયણા લીધી છે અને ભવશલ્યનો ઉદ્ધાર

આ પ્રમાણે આલોયણા પ્રતિક્રમણ કરતા, વિશુદ્ધમાન લેશ્યાવાળા, અપૂર્વ કરણ પામેલા, ક્ષપકશ્રેણીમાં ચડેલા, ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાન દર્શનવાળા, વીર્યાન્તરાય આયુક્ષય વજ્રગુપ્ત મુનિવર અંતકૃત કેવળી થયા.

**સ્વયંભૂદેવ મહર્ષિની સાધના**

* ૪૧૬. એવી રીતે સ્વયંભૂદેવ મહર્ષિએ પણ પોતાનું આયુષ્ય પ્રમાણ જાણીને, દ્રવ્ય, ભાવ–ઉભય સંલેખના કરીને, કરવા યોગ્ય વ્યાપાર કરીને, સંથારા પર બેસી બોલવાનું શરૂ કર્યું. જેમ કેઃ—

સર્વ રજ જેમણે દૂર કરી છે, સર્વ ભય જેમના પ્રશાંત થયા છે તેવા સર્વ સિદ્ધોને નમસ્કાર કરી સંક્ષેપથી પંડિત અને બાલ મરણના વિભાગ કહીશ.

**બાલમરણ**

બાલમરણ જાણ્યા પછી પંડિત મરણથી જ મરવું જોઇએ. બાળમરણ સંસારનું કારણ છે અને પંડિત મરણથી નિર્વાણ થાય છે. બાળ શું છે? અને મરણ શું છે? રાગ અને દ્વેષથી યુક્ત તેનું નામ બાળમરણ એટલે પ્રાણત્યાગ. શ્વાસોચ્છ્વાસને પ્રાણ કહે છે. તેનો ત્યાગ તે મરણ એ હવે કહું છું તે સાંભળો.

કોઈ વખત ગર્ભમાં કલકલાવસ્થામાં મર્યો કોઇ વખત અવ્યક્ત ભાવમાં જ વિલીન થઈ ગયો. કોઇ વખત પેસી થવા સમયે ઘણી સ્ત્રીઓના ગર્ભમાં ગળી ગયો. કોઇ વખત પિંડ થવા સમયે ક્ષારથી ગર્ભવાસમાંથી નીકળી ગયો. હાડકાં બંધાવા સમયે મરી ગયો અને કોઈ વખત હાડકાં વગર પણ ગળી ગયો. અતિક્ષાર કે મૂળિયાંથી બળી ગયો. દુશ્ચારિણી, પરિવ્રાજિકા, કુમારી, અને રંડા સ્ત્રીના ગર્ભમાંથી લોહી વહન થઇ સંસારમાં ઘણી વખત ગર્ભભ્રષ્ટ થયો. કોઇ વખત ભયથી ગળી ગયો. કોઇ વખત વધારે પડતા શ્રમને કારણે નીકળી ગયો. કોઇ વખત માતાનું ઉદર ચીરી નાખવાથી મૃત્યુ પામ્યો. કોઇ વખત માતાની યોનિમાંથી થોડો બહાર નીકળી મરી ગયો. કોઈ વખત બહાર નીકળ્યો, પણ ઘણી વેદનાથી વ્યાકુલ બનેલો મરી ગયો. કોઇ વખત માતાએ સ્તનમુખેથી વછોડી મારી નાખ્યો. કોઇ વખત માતાએ જીવતો સ્મશાન કે ચિતામાં ફેંક્યો. કોઇ વખત જન્મેલાં બાળકોને ઉપાડી જનારીથી છઠ્ઠીના દિવસે હરણ કરાયો. કોઈ વખત માતાએ યોગિની સમક્ષ બલિ કર્યો. કોઇ વખત ડાકિની કે પક્ષીથી પકડાયો. કોઇ વખત બિલાડીથી કે કોઇ વખત નોકરથી હણાયો. કોઇ વખત ઉધરસથી મર્યો. કોઇ વખત શોષથી શરીર શોષાઇ ગયું. કોઇ વખત તાવથી મર્યો. કોઇ વખત પેટના રોગથી મર્યો. કોઇ વખત કુષ્ઠરોગથી સર્વ અંગે સડી ગયો. કોઈ વખત ભગંદરથી શરીર વિનાશ પામ્યું. કોઈક વખત દાંતની વેદનાથી અને કોઇ વખત કર્ણશૂળથી મૃત્યુ પામ્યો. કોઇક વખત આંખના દુઃખાવાથી અને કોઇક વખત મસ્તકની વેદનાથી મૃત્યુ પામ્યો. કોઇક વખત રુધિરના પ્રવાહથી નિર્બળ બનતાં જીવ ગયો. કોઇક વખત ઝાડાનો રોગ ન મટતાં મૃત્યુ પામ્યો. કોઇક વખત ખસ, ખુજલીથી મૃત્યુ પામ્યો. કોઇક વખત કોઇક પ્રકારના ફોલ્લાથી મૃત્યુ

અરિહંત વગેરેની તેત્રીસ આશાતનાઓમાંથી અરિહંતની જે કંઈ આશાતના થઇ હોય તેને હું પ્રથમ નિન્દુ છું. વળી સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, સાધ્વી, શ્રાવક, તથા શ્રાવિકા વર્ગની જે આશાતનાઓ કરી હોય, તથા દેવતાઓ, દેવીઓ, આલોક પરલોકના સાધુવર્ગની, લોકની, કાળની, શ્રુતની જે આશાતનાઓ થઇ હોય, તથા શ્રુત-દેવતાની, વાચનાચાર્યની, સર્વ જીવોની મેં જે કોઇ આશાતના કરી હોય તે સર્વની હું અહીં નિન્દા કરું છું.

સૂત્રમાં હીનાક્ષર, અધિકાક્ષર, આડાઅવળા અક્ષર તથા અડધા અક્ષર બોલાયા હોય, પદ યથાર્થ ન બોલાયું હોય, ઘોષયથાર્થ ન બોલ્યો હોઉં, અકાળે સ્વાધ્યાય કર્યો હોય, સર્વથા, હું છદ્મસ્થ ભૂલકણો કેટલા દોષોને યાદ કરું ? જે દોષો યાદ ન આવ્યા હોય તે સર્વનું પણ મારું પાપ નિષ્ફળ થાઓ. સમ્યક્ જ્ઞાનદર્શન, સંયમ, ક્રિયાકલ્પ, બ્રહ્મચર્યની જ્ઞાનપૂર્વક આરાધના કરું છું. એનાથી વિપરીતનું પ્રતિક્રમણ કરું છું. અથવા મોક્ષમાર્ગમાં જિનેશ્વરોએ જે કંઈ વચનો કહ્યાં છે તેની આરાધના કરું છું અને મિથ્યા વચનનો ત્યાગ કરું છું.

### વજ્રગુપ્તમુનિ અંતકૃત થયા

સમગ્ર નિર્ગ્રંથ–પ્રવચન સત્ય, તથ્ય, શાશ્વત, સારભૂત, ખૂબ સુંદર, કલ્યાણ અને મંગળ રૂપ છે. સંશુદ્ધ, સિદ્ધ–શુદ્ધ–સદ્ધર્મ એ શલ્યો પાપના શત્રુઓ છે. સિદ્ધિમાર્ગ, સાચો નિર્વાણ માર્ગ દુઃખનો શત્રુ છે. અહીં રહેલા જીવો સિદ્ધિ પામે છે, કર્મથી મુક્ત થાય છે. એટલા માટે હું શુદ્ધ ભાવથી તેનું બરાબર પાલન કરીશ. હવે હું સમ્યક્ત્વયુક્ત, ગુપ્તિયુક્ત, મિથ્યાત્વથી રહિત, અપ્રમાદી, પાંચ સમિતિ સહિત શ્રમણ બન્યો છું. જિનેશ્વરોએ મોક્ષમાર્ગને માટે કહેલાં કરવા યોગ્ય કાર્યો કરીશ. એવાં તે કાર્યો જે ન કર્યાં હોય તેનુ પ્રતિક્રમણ કરું છું. આ મોક્ષમાર્ગમાં જિનેશ્વરોએ પ્રતિષેધેલાં જે કાર્યો મેં ન કર્યાં હોય તે સર્વનુ પ્રતિક્રમણ કરું છું. હેતુયુક્ત દષ્ટાતની અથવા તેથી રહિત શ્રદ્ધેયની જો કંઈ પણ શ્રદ્ધા ન કરી હોય તો તે દુષ્કૃત્ય મિથ્યા થાઓ. પાપને શાન્ત કરનાર જિનેશ્વરોએ જે અર્થ કહ્યા હોય તેનાથી વિપરીત પ્રરૂપણા કરી હોય તો તે મારું દુષ્કૃત્ય મિથ્યા થાઓ. ઉત્સૂત્ર, ઉન્માર્ગ, અકલ્પાચરણ એ જે કોઇ અતિચાર કર્યો હોય તેની નિંદા, ગર્હા અને આલોયણા કરીને આત્માને શુદ્ધ કરું છું. આલોયણા યોગ્ય જે દોષો થયા હોય તેની અહીં યોગ્ય આલોયણા લઉં છું. પ્રતિક્રમણ કરવાથી દોષોની શુદ્ધિ થાય છે. માટે તેનુ પ્રતિક્રમણ કરું છું. બંને પ્રકારે કેટલાક અતિચારોની શુદ્ધિ થાય છે. તેની શુદ્ધિ કરું છું. પરઠવવાથી શુદ્ધિ થાય છે તે પણ કરું છું. કાઉસગ્ગ કરવાથી કેટલાક અતિચારો શુદ્ધ થાય છે. અથવા તપથી બીજા કેટલાક શુદ્ધ થાય છે. તે કરવા માટે તૈયાર થયો છું. કેટલાક દોષો ( ચારિત્રપર્યાયના ) છેદથી, કેટલાક મૂળ પ્રાયશ્ચિત્તથી, કેટલાક અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્તથી, કેટલાક પારચી પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય છે. તે અંગીકાર કરવા તૈયાર થયો છું. દસ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત યથાયોગ્ય ક્રમે લઇ શકાય છે. તેથી હું પ્રતિક્રમણ કરી ભાવથી શુદ્ધ થાઉં છું.

ફાડણુ, દહન, ભંજન, અને મસળાવું વગેરેને લીધે ઘણા પ્રકારે મરણ પામ્યો. તેની વેદના તેં ઘણી વખત સહન કરી. ત્રસકાયમાં હું બીજા જીવોથી ઘણી વખત જીવતો ખવાયો, પગથી ચંપાઇને મૃત્યુ પામ્યો. તથા શીતોષ્ણતાના દુઃખથી મરણ પામ્યો. કુક્કરપણામાં હતો ત્યારે પથ્થરોથી અરણ્યમાં ઘણી વાર હણાયો. હરણના ભવમાં અસ્રા જેવી અણી-વાળા બાણથી પેટ ભેદાતાં મૃત્યુ પામ્યો. સિંહથી વળી હાડકાં, સાધા, અવયવો તોડાઇને ખવાયો, આ બધાનો વિચાર કરીને આવેલી અનેક વેદનાઓ સમભાવથી સહન કર. હે જીવ! તેતર, કબૂતર, વગેરે પક્ષીઓના ભવમાં તથા સસલું મોર વગેરે પશુઓના ભવમાં તેં ઘણી વખત મરણ પ્રાપ્ત કર્યાં. પારધી વડે બાણથી હણાયેલો, તેની વેદનાવાળો તું મૃત્યુ ન પામ્યો, ન જીવ્યો પરંતુ મુર્છા પામ્યો. અને અંતે નાશ પામ્યો. પતંગિયાના ભવમાં દીવાની શિખાને જોઇને તેને નિર્મળ મહારત્ન માની તૃષ્ણાપૂર્વક જ્યાં પકડવા ગયો ત્યાં બળી મર્યો. માછલીના ભવમાં હતો ત્યારે ગળામાં કાંટો ભોંકાવાથી તું મૃત્યુ પામ્યો. ભમ-રાના ભવમાં હતો ત્યારે ગંધના લોભથી ઘણી વાર મરણ પામ્યો.

દેહ વિશે મૂર્ચ્છા ન કરવી

* ૪૧૭. વધારે કહેવાથી શું?

જે જે એક એક જાતિમાં અનંત વખત જન્મ્યો ત્યાં અનેક વેદના સહન કરી બાલમરણથી મર્યો. નરકમાં, હે જીવ! તેં જુદા જુદા પ્રકારની અનેક વેદનાઓ સહન કરી તે યાદ કરીને આ વેદના સહન કર. કરવત, કુંભી, કાંટાળાં વૃક્ષો, સંબલી, વૈતરણી વાલુકા, [1]પુલિન વગેરેને યાદ કરીને આ વેદના સહન કર. નરકમાં તેત્રીસ સાગરોપમના કાળની વેદનાઓ જો સહન કરી તો અહીં એક ક્ષણની વેદના કેમ સહન કરતો નથી? દેવલોકમાં રણકાર કરતા કંદોરાવાળી અને મોટા નિતંબવાળી ઘણી યુવતીઓ ત્યજી દીધી માટે આ અશુચિ સ્ત્રીઓમાં મોહ ન કર. સ્વર્ગમાં વજેન્દ્ર, નીલમણિ, મરકતમણિ જેવી કાંતિવાળાં શાશ્વત શ્રેષ્ઠ ભવનો છોડી દીધાં તો પછી આ જૂના મકાનને છોડી દે. અનેકવિધ મણિ, મૌક્તિકના સંગ્રહો તથા જાણે ઈન્દ્રધનુષ્ય હોય તેવા રત્નના ઢગલાઓ છોડી દીધા. માટે હવે વૈભવમાં રાચ નહિ. દેવીઓના દિવ્ય ભોગ સહિત દેવદ્રવ્યો છોડી દીધાં તો હવે અહીંની કંથાને બહુ યાદ ન કર. જાણે શ્રેષ્ઠ રત્નથી બનાવ્યું હોય, સુવર્ણમય હોય, પુષ્પના પરાગથી શોભતું દિવ્ય શરીર છોડયું, હવે ઘડપણવાળા શરીરમાં મમતા ન કર. હે પુરુષ! સ્વર્ગમાં આટલી સિદ્ધિ છે એમ યાદ કરીને તે વિશે નિયાણુ ન કરતો. તેનો વિચાર ન કરતો. જેને જે યોગ્ય હશે તેમ જ થશે. હે જીવ! આ દેહ અશુચિથી ભરેલો તથા મૂત્ર, પિત્ત, રુધિરથી ભરેલો છે. એવા દેહ ઉપર મમતા ન કર. જીવની સાથે માત્ર પુણ્ય અને પાપ એ બે જવાનાં છે. પરંતુ આ શરીર તો ત્યાં જ પડી રહેવાનું છે. પોતાને ઠંડી ન લાગે માટે વિવિધ કપડાં પહેરી લે છે. પરંતુ જીવ ગયા પછી દુર્જન શરીર એક ટુકડાને

૧. કરવતથી કપાવુ, કુંભીના મુખમાંથી ખેંચાવુ, વૈતરણીમાં વહેવું, અણિયાળા ગરમ પથ્થર પર ચાલવુ વગેરે નારકીનાં દુઃખોનો ઉલ્લેખ અહીં છે.

પામ્યો. કોઇક વખત મરકીથી મરણ પામ્યો. કોઇક વખત ઉપચાર ઊલટો થતાં મર્યો. કોઇક વખત વિસ્ફોટકથી અને કોઇક વખત પેટના શૂળથી મરણ પામ્યો. કોઇક વખત વજ્રથી હણાયો. કોઇક વખત પહાડના શિખર પરથી પડયો. કોઇક વખત શૂળીએ ચઢાવાયો. કોઇક વખત ઊંધે મસ્તકે બાંધીને ટાંગ્યો. કોઇક વખત અગ્નિમાં પડવાથી અને કોઇક વખત પાણીમાં પડવાથી મોત આવ્યું. કોઇક વખત હાથીએ છુંદી નાખ્યો. કોઇ વખત સિંહે ફાડી નાખ્યો. કોઇ વખત તરસથી મર્યો. કોઇક વખત ભૂખની વેદનાથી સુકાઇને મર્યો. કોઇક વખત શ્વાપદે ખાધો તો કોઇક વખત સર્પે ડંખ દીધો. કોઇક વખત ચોરે મારી નાખ્યો. કોઇક વખત સનેપાતથી મૃત્યુ પામ્યો. કોઇક વખત બળખો અટકવાથી મૃત્યુ પામ્યો. કોઇક વખત વાત-પિત્તથી મૃત્યુ પામ્યો. કોઇક વખત ઇષ્ટ-જનના વિયોગથી અને કોઇક વખત અનિષ્ટ-લોકોના સંયોગથી મૃત્યુ પામ્યો. કોઇક વખત ભયથી પૂર્ણ ઉદ્વેગથી તે મૃત્યુ પામ્યો. કોઇક વખત ચક્રથી મૃત્યુ પામ્યો. કોઇક વખત ભાલાથી ભેદાયો. કોઇક વખત લાકડીના પ્રહારથી મર્યો. કોઇક વખત તલવારથી છેદાઇને મર્યો. કોઇક વખત બાણથી ભેદાયો. કોઇક વખત છરીથી તો કોઇક વખત મંત્રથી મૃત્યુ પામ્યો. કોઇક વખત મરડાથી અને કોઇક વખત અજીર્ણના દોષથી મૃત્યુ પામ્યો. કોઇક વખત ઠંડીથી મૃત્યુ પામ્યો. કોઇક વખત તાપથી શોષ પામી મૃત્યુ પામ્યો. કોઇક વખત બેચેનીથી મૃત્યુ પામ્યો. કોઇક વખત પૂરમાં તણાવાથી મૃત્યુ પામ્યો. કોઇક વખત કુંભીપાકથી તો કોઇક વખત કરવતથી કપાઇને મૃત્યુ પામ્યો. કોઇક વખત કઢાઇમાં તળાયો. કોઇક વખત વાસલાંથી છોલાયો. કોઇક વખત જળચરથી ગળાયો. કોઇક વખત પક્ષીઓથી સર્વ અંગે ખવાઇ ગયો. કોઇક વખત પરસ્પર લડતાં મૃત્યુ પામ્યો. કોઇક વખત યંત્રમાં પિલાયો. કોઇક વખત શત્રુથી હણાયો. કોઇક વખત ચાબુકના પ્રહારથી મૃત્યુ પામ્યો. કોઇક વખત સાહસ કરતાં અને કોઇક વખત ઝેર ખાતાં મૃત્યુ પામ્યો. એ પ્રમાણે મનુષ્યપણામાં એક એક જાતિનાં અનેક વખત મરણ પામ્યો.

### તિર્યંચગતિ વિશે

હવે તિર્યંચ ગતિમાં એ વિશે કહું છું તે સાંભળો :—

હે જીવ ! તને કહું છું કે તું મરણ સમયે કાયર ન બન, ઉદ્વેગ ન પામ. તારા હૃદયમાં આવાં અનંત મરણોનો ક્ષણવાર વિચાર કર. જ્યારે તું પૃથ્વીકાય જીવ હતો ત્યારે ખોદાવું, ઉપર ક્ષારાદિકનું પડવું તથા ઉપર ઓજારોનું પડવું એ વડે તું કેટલીય વાર મરણ પામ્યો. વળી જિનવરે કહ્યું કે જેમ કોઇ અહંકારી યુવાન પુરુષ ઘરડા માણસને મારે અને તેથી તેને વેદના થાય તેવી રીતે પૃથ્વીને ચાંપવાથી તે કાયના જીવોને વેદના થાય છે. હે જીવ ! જળકાયમા તું હતો ત્યારે ઘણી વખત પિવાયો, સુકાયો, ક્ષુભિત થયો. પરસ્પર સમૂહમાં શીત અને ઉષ્ણ વેદનાથી શોષાયો. અગ્નિકાયમાં હતો ત્યારે પાણી, ધૂળ, કાદવ અને વર્ષાના સમૂહથી ઘણી વખત તું દુઃખ પામ્યો, હવે તે દુઃખને યાદ કરી તું આ દુઃખોને સહન કર. વાયુકાયમાં શીત, ઉષ્ણ, નિપતન તથા પરસ્પરના સંગમમાં જે દુઃખો ભોગવ્યાં તેને યાદ કરીને આ દુઃખો સહન કર. હે જીવ ! વનસ્પતિકાયમાં છેદન,

નથી કે જ્યાં તેં અનંત વખત જન્મ અને મરણ ન કર્યાં હોય. સવાર, બપોર, સાંજ, દિવસ કે રાત્રિનો એવો કોઇ કાળ નથી કે જે કાળમાં તું જન્મ્યો કે મર્યો ન હોય. જળમાં જન્મ્યો, સ્થળમાં મર્યો. સ્થળમાં વૃદ્ધિ પામ્યો, જળમાં મર્યો. એવું કોઈ જળ કે સ્થળ નથી કે જ્યાં તું જન્મ્યો કે મર્યો ન હોય.

હે જીવ ! તું ધરણીમાં જન્મ્યો, આકાશમાં મર્યો, પાછો ધરતી ઉપર પડયો, આકાશ અને ધરતી વચ્ચે જન્મ્યો અને મર્યો. તું જીવમાં જન્મ્યો. જીવે જીવમાં પાળ્યો. જીવથી તું જીવ્યો. જીવન માટે જીવો હણ્યા. હે જીવ ! જીવથી તું જન્મ્યો. જીવે માર્યો જીવે તને જિવાડ્યો. જીવે વૃદ્ધિ પમાડયો અને જીવે વારંવાર માર્યો પણ ખરો. સચિત્ત, અચિત્ત કે મિશ્રયોનિમાં જ્યાં જ્યાં તું જન્મ્યો ત્યાં ત્યાં, હે જીવ ! તેં મરણ પ્રાપ્ત કર્યું. આવી આવી રીતે તેં અનંતાનંત મરણો મેળવ્યાં. તે સર્વ મરણોને, હે અજ્ઞ જીવ ! બાલમરણ જાણ. તો અહીં પંડિતમરણ કોને કહેવાય ? પંડિત બુદ્ધિવાળો હોય તે પંડિત કહેવાય. તેનું મરણ પંડિતમરણ કહેવાય. પાદપમરણ, ઇંગિનીમરણ અને લંગડમરણ એમ પંડિતમરણના ત્રણ ભેદ છે. તે સર્વ સંથારાને વિશે નિયમથી યુક્ત મરણ હોય છે. છ કાયના જીવોની રક્ષા જે મરણમાં હોય તે પંડિતમરણ. તેથી વિપરીત બાલમરણ હોય છે. આલોચના જેમાં લેવાઇ હોય તે પંડિતમરણ કહેવાય છે. આલોચના ન લીધી હોય, શલ્ય બાકી રહ્યાં હોય, પાપનું પ્રતિક્રમણ ન થયું હોય તેને બાલમરણ જાણવું. દર્શન, જ્ઞાન અને ચારિત્રની આરાધનાપૂર્વક જે મરણ થાય તે પંડિતમરણ, તેથી વિપરીત બાલમરણ. તીર્થંકરાદિને પ્રણામ તથા જિનવચન અનુસાર વર્તનારને પંડિતમરણ હોય છે. વિપરીતને બાલમરણ હોય છે. વધારે વર્ણન શું કરવું ? પંડિતમરણથી સ્વર્ગ કે મોક્ષ મળે છે. બાળમરણથી આ શાશ્વત સંસાર મળે છે.

### પંડિતમરણનો અંગીકાર

* ૪૧૯. આટલું જાણીને, હે આત્મા ! સુખની પ્રાર્થના કરતો હોય તો બાલમરણનો ત્યાગ કરી પંડિતમરણ અંગીકાર કર. ઇષ્ટનો વિયોગ, અનિષ્ટ સંપત્તિ અને અનિષ્ટ વચનોનાં દુઃખો મોટાં છે. એને યાદ કરતો હવે પંડિતમરણથી દેહ છોડ. નારકીમાં છેદન, ભેદન, તાડન, પરસ્પર ઘાત કરવા વગેરે દુઃખનું સ્મરણ કરી હવે પંડિતમરણ અંગીકાર કર. ભાર વહન કરવો, બંધાવું, એક બીજાનું ભક્ષણ કરવું વગેરે તિર્યંચગતિનાં દુઃખોને યાદ કરતો હવે પંડિતમરણને સ્વીકાર. મનુષ્યગતિમાં જન્મ લેવો, વૃદ્ધાવસ્થા ભોગવવી, રોગથી ત્રાસ પામવો વગેરે દુઃખોને યાદ કરતો હવે પંડિતમરણ અંગીકાર કર. હે જીવ ! આ સંસારમાં તેં જે જોયું, અનુભવ્યું કે સાંભળ્યું હોય તેવાં બાલમરણ ઘણાં કર્યાં. હવે પંડિતમરણને સ્વીકાર. કહ્યું છે કેઃ—

એક જ પંડિતમરણ સેંકડો જન્મોને છેદે છે. તેવા મરણથી મરવું કે જેથી મરણ સુંદર મરણ થાય. તેનું જ સુમરણ ગણાય કે જે હવે સંસારમાં ફરી મરશે નહિ, સમગ્ર કર્મોને બાળી નાખનાર સિદ્ધો એ જ પરમ સાધ્ય મોક્ષ છે. તીર્થંકરો કે ઇન્દ્રોના મરણને નાશ નથી. માટે આપણું મરવું એ જો અવશ્ય હોય તો પછી પંડિતમરણથી કેમ ન

પણ ઇચ્છતું નથી. પોતાને તાપ ન લાગે માટે શરીર પર છત્ર ધારણ કરે છે. પરંતુ જીવ જાય છે તે સમયે ખલ શરીર સર્વ ગુમાવે છે. પોતાના દેહને ભૂખ ન વેઠવી પડે એ માટે સાથે ઘણું ભાથું રાખે છે, પરંતુ મરણકાળે તે કૃતઘ્ને (પુણ્યનું ભાતું) કેમ તૈયાર ન કર્યું? પોતાને મરુભૂમિમાં તરસ ન લાગે તે માટે સાથે પાણી લીધું, પરંતુ એ જ દેહે તારા માટે સુકૃત કેમ ઉપાર્જન ન કર્યું? શરીરનું ખૂબ લાલનપાલન કર્યું. સુગંધી પુષ્પોથી સુવાસિત કર્યું. છતાં પ્રયાણ સમયે તારી સામે તે ખલશરીર એક ડગલું પણ આવવાનું નથી. અહો! જુઓ કે જીવનું કેટલું અજ્ઞાન છે કે મુસાફરીમાં સારા સહાયક ધર્મમિત્રને છોડીને દેહ માટે આખો દિવસ સર્વ કાર્યો કરે છે. આ પૃથ્વીમાં આ જીવ જેવો બીજો કોઈ અવિશેષ નથી. છતાં શરીર માટે તે સર્વ કરે છે, પરંતુ એક માત્ર ધર્મનું નામ યાદ કરતો નથી. ધર્મથી સદ્ગતિ થાય છે. દેહ તો મરણકાળે રગદોળાઇ જવાનો છે. છતાં કૃતઘ્ન જીવ શરીરના સુખનો વિચાર કરે છે. અંતે શરીર કાં તો રાખનો ઢગલો થશે અથવા સળવળતા કીડાઓથી ખવાશે, અથવા સૂર્યકિરણોથી શોષાશે અથવા પરુના પ્રવાહવાળું થશે, અથવા પક્ષીઓનું ભોજન થશે અથવા શિયાળ વગેરેનું ભક્ષણ થશે અથવા સુકાઇને પથ્થર જેવું કે લાકડા જેવું થશે. માટે જો આ અસાર દેહનું આ પ્રમાણે થવાનું હોય તો તપ કરીને તેની પાસેથી જે મેળવવા જેવું હોય તે મેળવી લેવું જોઇએ. પણ દેહમાં મૂર્છા ન કરવી. વળી, દેહથી ધર્મ કરો. અંતે તો તે દગો દેવાનું છે. ફાગણ મહિનાની હોળીની જેમ તેની પણ હોળી થવાની છે. હે જીવ! બીજાઓ સળગતા લાકડાના અગ્નિથી આ પુદ્ગલ દેહને તપાવવાનાં છે. માટે તું પોતે તપ કરીને એને તપાવ. દેહથી ધર્મ કરવો. અંતે તે પાછો વળી જવાનો છે. ઊંટના ઉપર જેટલો ભાર વહન કરાવાય તેટલો લાભ મળ્યો. કર્મ પુદ્ગલ સ્વરૂપ છે. માટે પુદ્ગલમય દેહથી તેને હણો. હે જીવ! કોઠું કોઠાથી ફોડાય એ પ્રમાણે કર. સ્વાધીનતાથી કે પરાધીનતાથી દેહ છોડવાનો છે, તો સ્વાધીનતાથી કેમ ન છોડવો? હસો કે રડો, મહેમાન ઘેર આવ્યા છે. તો પછી હસવું કેમ નહિ? હે જીવ! આટલું તને કહ્યું. તે સાંભળવામાં હાથીની નિદ્રાની જેમ વિકલ્પ ન કર. હે નિર્બુદ્ધિ! આ દેહ ઉપર મૂર્છા ન કર.

### જીવનાં જન્મમરણની અનંતતા

* ૪૧૮. વળી હે જીવ! તારે વિચારવાનું છે કેઃ—

તું સકળ સંસારમાં પરિભ્રમણ કરી રહેલ છે તેમાં, હે જીવ! એવા કોઇ જીવ નથી કે જેને તેં આરોગ્યા ન હોય. તું સકળ જગતમાં પરિભ્રમણ કરી રહેલ છે તેમાં એવો કોઈ જીવ નથી કે જેનો તું અનેકવાર બંધુ ન થયો હોય. હે જીવ! સાંભળ! સકલ જગતમાં એવો કોઇ જીવ નથી જે તારો મિત્ર કે શત્રુ ન થયો હોય અને જેનો મિત્ર કે શત્રુ તું થયો ન હોય. પહાડ પર, પૃથ્વી પર, વનમાં, નદીમાં, તળાવમાં જે વનસ્પતિ તું જુએ છે તે સર્વનું તેં અનેકવાર ભક્ષણ કર્યું છે તેમ જાણ. હે જીવ! જગતમાં પુદ્ગલ સ્વરૂપ જે કંઇ તને દેખાય છે તેનું તેં અનેક વખત ભક્ષણ કર્યું છે. તું પણ બીજા જીવો વડે ઘણી વખત ભક્ષણ કરાયો છે. હે જીવ! સાંભળ! ચૌદ રાજલોકમાં એવું કોઈ સ્થાન

દુઃખથી મુક્ત કરાવનાર, મોક્ષને મેળવી આપનાર તેવા અરિહંતના નમસ્કારને સર્વભાવથી ચિંતવું છું.

સિદ્ધોને નમસ્કાર

* ૪૨૧. લાખો ભવથી બાંધેલા કર્મ રૂપી ઇંધણને બાળીને ભસ્મ કરી નાખનાર કર્મ શુદ્ધ સિદ્ધોને ભાવથી નમું છું. કર્મ ખપાવી જેઓ સિદ્ધ થયા હોય, થઇ રહ્યા હોય અને થવાના હોય તે સર્વ સિદ્ધોને ત્રિવિધ કરણથી નમસ્કાર હો ! તીર્થસિદ્ધ, અતીર્થ-સિદ્ધ, એકસિદ્ધ અથવા અનેકસિદ્ધ તે સર્વને ભાવથી નમું છું. સ્વલિંગ, અન્યલિંગ, કુલિંગસિદ્ધ, તીર્થંકર સામાન્ય સ્ત્રીલિંગ, પુરુષલિંગ, નપુંસકપણે પ્રત્યેકબુદ્ધ, બુદ્ધબોધિ, બેઠેલા સિદ્ધ, ઢળી પડેલા, કાઉસગ્ગમાં, પડખે સૂતેલા જે સિદ્ધ થયા હોય તે સર્વને ત્રિવિધે વંદુ છું. રાત્રે, દિવસે, સંધ્યાસમયે, મધ્યાહ્નને કે સવારે સિદ્ધ થયા હોય તે સર્વને ભાવથી વંદું છું. બાળપણે, યૌવનમાં, વૃદ્ધાવસ્થામાં, મધ્યમવયમાં હોય તે સર્વને ત્રિવિધે વંદુ છું. દ્વીપમાં, જંગલમાં, સમુદ્રમાં, દેવતાએ હરણ કરેલ હોય, પર્વતને વિશે સિદ્ધ થયા હોય તે સર્વ ભાવસિદ્ધોને ત્રિવિધે વંદના કરું છું, વળી દ્રવ્ય, ક્ષેત્ર અને કાળમાં સિદ્ધ થયા હોય તે સર્વને ત્રિકરણયોગે વંદન કરું છું. આવેલા મરણસમયે સિદ્ધોને ભાવથી કરેલો નમસ્કાર જે પામે છે તે સદ્‌ગતિ અપાવે છે, સિદ્ધિ પમાડે છે. જેઓ અસંગપણે સિદ્ધોને ભાવથી નમસ્કાર કરે છે તે દુર્ગતિને રોકે છે તથા સ્વર્ગ કે સિદ્ધિ પામે છે. માટે હું સર્વાદરથી સિદ્ધોને નમસ્કાર કરીશ કે જેથી મોહ રૂપી જાળને છેદી સિદ્ધિનગરી મેળવુ.

આચાર્યને નમસ્કાર

* ૪૨૨. અમારા જેવાને આજ સુધી મળી રહેલાં જિનવચનોને સૂત્રપણે ગૂંથનાર ગણધર ભગવંતોને પ્રણામ કરું છું. ચૌદ પૂર્વી, તેથી ઓછાં પૂર્વના જ્ઞાનવાળા, વાચના-ચાર્ય તથા અગિયાર અંગને ધારણ કરનારા આચાર્યોને નમસ્કાર હો! આચારને ધરનારા, સકલ પ્રવચન ધારણ કરનાર જ્ઞાની આચાર્યોને નમસ્કાર કરું છું. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર વિશુદ્ધ ભાવથી પાળનારા સુધીર આચાર્યોને નમસ્કાર હો. જિનવચન પ્રકાશિત કરનારા, પોતાની શક્તિ અનુસાર જૈન શાસનની વારંવાર પ્રભાવના કરનારા આચાર્યોને નમસ્કાર કરું છું. પ્રવચનના સારનો ગૂઢ મર્મ સમજાવનારા આચાર્ય ભગવંતોની ગેરહાજરીમાં અમારા જેવા મંદબુદ્ધિવાળાઓ સમુદ્ર જેવા શાસ્ત્રના રહસ્યોને ક્યાંથી સમજી શકે ? એવાં ગૂઢ સૂત્ર અને અર્થને આચાર્યની પરંપરાએ પ્રકાશિત કર્યું છે. જો આવા આચાર્યો ન હોત તો આવાં ગંભીર રહસ્યો શી રીતે જાણી શકાત ?

સૂત્ર તો માત્ર સૂચન કરનાર હોય છે. તેમાં અર્થ કેવળ સૂચવેલો હોય છે. પણ તેની વ્યાખ્યા તો આચાર્યો જ પ્રકાશિત કરે છે. બુદ્ધિ રૂપી તેલથી યુક્ત આગમ રૂપી જ્યોતિથી સુંદર શોભતા સૂરિ રૂપી પ્રદીપો જ્યાં નથી ત્યાં લોકો શી રીતે જોઇ કે જાણી શકતા હશે ?

ચારિત્ર રૂપી કિરણવાળા, અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરનાર, નિર્મળ ચંદ્ર જેવા

મરવું ? જો તારે હવે મરણની જરૂર નથી, મરણથી કંટાળ્યો જ હોય, મરણનો ત્યાગ કરવો હોય, મરણના દુઃખથી ભીરુ બન્યો હોય તો ફક્ત પંડિતમરણ અંગીકાર કર. તને સંસારમાં મરણો પસંદ હોય, મરણથી તને કંટાળો આવ્યો ન હોય તો વિશ્વસ્ત બની જન્મમરણની રેંટમાળમાં ભલે શાંતિથી વાસ કર."

એ પ્રમાણે હવે બાલ અને પંડિતમરણ ભાવથી જાણીને ભવનો પાર કરનાર પંડિત-મરણ તે (સ્વયંભૂદેવ) સ્વીકારે છે.

એ પ્રમાણે સ્વયંભૂ મહર્ષિને અપૂર્વકરણ, ક્ષપકશ્રેણી અને ત્યાર પછી ઉત્તમ કેવળ જ્ઞાન, દર્શન ઉત્પન્ન થયાં. તેજ સમયે આયુનો પણ ક્ષય થયો. તેથી તે સ્વયંભૂદેવ મહર્ષિ અંતગડ કેવળી થયા.

**મહારથ સાધુની સાધના**

* ૪૨૦. એવી રીતે દિવસો પસાર થઈ રહ્યા હતા તે સમયે ગુરુએ આલોચણા આપેલા, સર્વ પાપસ્થાનકોને પ્રતિક્રમનાર, સર્વ અંગને સંલેખનાથી સંલિખિત કરનાર, સર્વથા કરવા યોગ્ય સર્વ કરનાર મહારથ સાધુ પોતાનું અલ્પાયુ જાણી સંથારા ઉપર બેઠા અને પરમ નવકાર ગણવામાં લીન બન્યા. વળી—

વિશુદ્ધ કર્મવાળા અરિહંતોને હું આ નમસ્કાર કરું છું. સર્વાતિશયવાળા સમગ્ર અરિહંતો મને મંગળરૂપ થાઓ. ઋષભાદિક સર્વે ચોવીસ જિનવરોને નમસ્કાર કરું છું. ભૂતકાળના તેમજ ભવિષ્યકાળના જિનેશ્વરોને પણ નમસ્કાર કરું છું. ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં જે સર્વ સમુત્પન્ન થયા તે સર્વ, ભૂતકાળમાં જે થયા અને ભવિષ્યમાં જે થશે તે સર્વ અરિહંતોને વંદન કરું છું. ભરત, પૂર્વ વિદેહ અને પશ્ચિમ વિદેહ, ઐરવત, પુષ્કરવરદ્વીપ, તથા ધાતકિખંડના અરિહંતોને પ્રણામ કરું છું. આજે પણ નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ-ગતિમાં એક ભવ કે અનેક ભવ કરનાર ભાવિ તીર્થંકરોને પ્રણામ કરું છું. આજે પણ જે જીવો તીર્થંકર નામગોત્ર વેદતા હોય, બાંધ્યું હોય કે બાંધવાના હોય તેઓને વંદન કરું છું. જે મુનીન્દ્રો ગૃહસ્થપણે કે છદ્મસ્થપણે વિચરતા હોય અને જેમને કેવળજ્ઞાનરત્ન ઉત્પન્ન થયું હોય તે સર્વને ત્રિવિધ વંદન કરું છું. જે સમવસરણમાં બેઠેલા હોય, દેવછંદામાં હોય, પૃથ્વી પર વિચરી રહ્યા હોય, મદમોહને છિન્ન કરનાર જે ધર્મ કહી રહ્યા હોય અને જે ન કહી રહ્યા હોય તે મોક્ષમાર્ગના સર્વ તીર્થંકરોને વંદન કરું છું. શ્યામ, શ્યામ-ગોરા, મુક્તાફળ કે પદ્મ જેવા વર્ણવાળા હોય તે સર્વ તીર્થંકરોને ત્રિવિધ વંદન કરું છું. રાજ્યત્યાગ કર્યો હોય, કુમારપણામાં હોય, પત્નીવાળા હોય, પુત્રવાળા કે પુત્ર વગરના હોય તે સર્વ તીર્થંકરોને ત્રિવિધ પ્રણામ કરું છું. ભવસમુદ્રમાં ડૂબતા ભવ્યાત્માને તરવા માટે જેમણે તીર્થ કર્યું હોય એવા તીર્થંકરોને નમસ્કાર થાઓ. જીવોને દુઃખ-સમુદ્રથી તારનાર તીર્થંકરોને પ્રણામ કરું છું. એ તીર્થંકરોને સર્વાદરથી પ્રણામ કરો. સર્વદર્શી, લોકગુરુ, સર્વજ્ઞને સર્વભાવથી નમસ્કાર કરો. અરિહંતોને ભાવથી જો નમસ્કાર કરવામાં આવે તો તે ભવોભવ બોધિલાભ કે સિદ્ધિમાર્ગ અપાવનાર થાય છે. હજારો

ચાર સંજ્ઞાથી ( આહાર, ભય, મૈથુન, પરિગ્રહથી ) મુક્ત, વ્રતમાં દૃઢતાવાળા, વ્રત-ગુણોથી યુક્ત, ઉત્તમ સત્ત્વવાળા, સર્વકાળ અપ્રમત્ત મુનિવરોને નમસ્કાર હો ! પરિષહ રૂપી સેના હરાવવામાં અતિમલ્લ, મોક્ષમાર્ગની વચમાં આવતા ઉપસર્ગોને સહન કરનાર, વિકથાના પ્રમાદથી રહિત, સ્વહિત સાધનારા શ્રમણ ભગવંતોને વંદના કરું છું. શ્રમણ શાસ્ત્ર અનુસરનારા, પાપ રૂપી કાદવનો લેપ ન થવા દેવામાં સાવધાન મનવાળા, સૌભાગી, વ્રતવાળા, શાસ્ત્રની સત્યપ્રરૂપણા કરનાર સાધુ મહાત્માને વંદન કરું છું. મરણ સમયે સાધુ-મહારાજને કરેલો નમસ્કાર ચિંતામણિ રત્ન મળ્યા બરાબર છે. પછી કાચના બનાવટી મણિ કેમ માગે છે? સાધુને નમસ્કાર કરાય તો તે પાપને દૂર કરનાર થાય. પુણ્ય વગરના પાપીઓના હૃદયમાં આ નમસ્કારના વાસ ક્યાંથી હોય ? ભાવ માત્રથી નિર્મળ એવો સાધુને નમસ્કાર કરાય તો સર્વ સુખનું મૂળ અને મોક્ષનું કારણ બને છે. તે કારણે સવી-દરથી સાધુને નમસ્કાર કરું છું. જેથી ભવસમુદ્ર તરીને મોક્ષદ્વીપ પ્રાપ્ત કરું.

### પંચપરમેષ્ઠિને નમસ્કાર

૪૨૫. જગતમાં શ્રેષ્ઠ એવા આ પંચ પરમેષ્ઠિને નમસ્કાર હો ! એના કરતાં ચઢિ-ચાતા બીજા કોણ નમસ્કારને યોગ્ય છે? દરેક શ્રેયમાં શ્રેય, માંગલિકોમાં પરમ માંગલિક, પવિત્રમાં પવિત્ર અને ફળોમાં મોટું ફળ આ જ છે. આ પવિત્ર, શ્રેષ્ઠ, ચઢિયાતો ચૌદ પૂર્વનો સાર જીવને પાર પમાડનાર છે. એની જ આરાધના કરો. બીજા કાર્યોથી શું? પંચ નમ-સ્કારમાં મનવાળો હોય તે અવશ્ય દેવત્વ પામે. ચારિત્ર પણ ન હોય તથા જ્ઞાન હજુ જરા પણ પરિણમ્યુ ન હોય તોપણ પંચ નમસ્કારનું ફળ જે દેવલોક તેને અવશ્ય તે મેળવે છે. સેંકડો દુઃખ રૂપ જળચરોથી વ્યાપ્ત તથા મોટા આવર્તોથી ભયંકર સંસાર સમુદ્રમાં કદી પણ આ નમસ્કાર રત્ન મને મળ્યું નથી.

મેં નહિ મેળવેલી વસ્તુ મેળવી. આ મહાભય હરનારું આશ્ચર્યકારી સારભૂત કૌતુક છે. રાધાવેધ કરવો, મૂળથી પહાડ ઉખેડી નાખવો, આકાશમાર્ગે જવું તે કરતાં નમસ્કાર દુર્લભ છે. જેના પ્રભાવથી અગ્નિ શીતલ બની જાય, આકાશગંગાનું વહેણ અવળી દિશામાં વહે એવું ન બનવાનું કદાચ બની જાય, પણ જિનેશ્વરને કરેલો નમસ્કાર મોક્ષફળ આપે નહિ એવું કદાપિ ન બને. સંસારસમુદ્રમાં ભમતા નક્કી મેં પૂર્વે કદાપિ પણ જિન-સાધુને નમસ્કાર મેળવેલ નથી. તેથી જ આજે જન્મ-મરણ ચાલુ છે. જો પહેલાં મેં આ નવકાર મંત્ર મેળવ્યો હોત તો કર્મક્ષય કેમ ન થયો? દાવાનળ સળગ્યા પછી ઘાસની ગંજી કેટલો વખત સ્થિર રહી શકે? અથવા જો કદાચ મેળવ્યો હશે તો ભાવ વગર, માત્ર દ્રવ્યથી મેળવ્યો હશે. જ્યાં સુધી ચિંતામણિ તરીકે ન ઓળખ્યો હોય ત્યાં સુધી તે કેવી રીતે ફળ આપે? તો હવે મારે તે પ્રયત્નપૂર્વક આરાધવો જોઈએ, જો હું જન્મમરણનાં દુઃખનો અંત ઇચ્છતો હોઉં તો." આમ બોલીને મહારથસાધુ અપૂર્વકરણ કરીને ક્ષપક-શ્રેણિ પર આરૂઢ થયા. કેવી રીતે? :—

આચાર્યો ભવ્યો રૂપી કુમુદવનને પ્રતિબોધિત કરે છે. દર્શન રૂપી નિર્મળ પ્રતાપવાળા, દશ દિશામાં ફેલાયેલાં જ્ઞાન રૂપી કિરણોવાળા, સૂર્ય જેવા સૂરિ જ્યાં નથી ત્યાં મિથ્યાત્વ રૂપી અંધકારવાળો પ્રદેશ હોય છે. ઉદ્યોત કરનાર સૂર્ય જેવા, ઇચ્છા પ્રમાણે ફળ આપનાર કલ્પવૃક્ષ જેવા, ચિંતામણિ જેવા, સૌભાગ્યવંત, જંગમ તીર્થરૂપ આચાર્યને પ્રણામ કરું છું. ક્ષેત્ર, કાળ અને ભાવમાં સર્વથા જે છે તથા ભૂતકાળમાં જે થયા તથા ભવિષ્યમાં જે થશે તે સર્વ આચાર્યોને નમસ્કાર કરું છું. મરણસમયે આચાર્યને કરેલો નમસ્કાર બોધિલાભ માટે થાય છે. ત્રિવિધ યોગયુક્ત આચાર્યને નમસ્કાર કરાય તો ઘણા ભવનાં જન્મ, જરા અને મરણ છેદાઇ જાય છે એ વાતમાં સંદેહ નથી. આચાર્યને કરાયેલો નમસ્કાર શલ્યરહિત કરી, મનુષ્ય કે દેવલોકનાં સુભગ અક્ષયફળ આપવામાં સમર્થ બને છે તે કારણે સર્વાદરથી સૂરિભગવંતોને નમસ્કાર હો, જેથી કર્મકલંકથી વિમુક્ત બની જલદી મોક્ષસુખ પામું.

### શ્રી ઉપાધ્યાયજીને વંદન

* ૪૨૩. અંગો–ઉપાંગો સાથેનું શ્રુતજ્ઞાન ધારણ કરનાર, શિષ્યોના સમુદાયના હિતાર્થે તે શ્રુતનો ઝરો નિરંતર વહેવડાવનાર પાઠકવર્ય શ્રી ઉપાધ્યાયજીને હવે વંદન કરું છું. સૂત્રનો જે અર્થ હોય તે ઉપાધ્યાયજી ભણાવે છે. તેથી તે ઉપાધ્યાયજીને ઉત્કૃષ્ટ ભાવથી નમસ્કાર કરો. પર્વતના શિખર પરથી જેમ જળસમૂહ ઝરે છે તેમ તેમના મુખથી શ્રુતઝરણું નિરંતર વહ્યા કરે છે. તેવા ઉપાધ્યાયજીને હું ભક્તિથી વંદુ છું. તેઓ કર્મક્ષય માટે શુદ્ધ લેશ્યાવાળું શ્રુતજ્ઞાન ભણાવે છે. તેમ ભણાવવામાં પોતાના દુઃખની જરા પણ દરકાર ન કરનાર ઉપાધ્યાયજીને હું પ્રણામ કરું છું. ઘણા ભવ્યોને બોધ ઉત્પન્ન કરનાર, સદાકાળ શ્રુતનો સ્વાધ્યાય કરનાર, જ્ઞાનદર્શનની સમૃદ્ધિવાળા તે ઉપાધ્યાયજીનું કલ્યાણ હો. જેમના પ્રસાદથી સર્વ સૂત્રો જાણી શકાય છે, સર્વ સાધુઓ જેમની પાસે પ્રથમ અભ્યાસ કરે છે, તેવા ઉપાધ્યાયજીને પ્રણામ કરો. ઉપાધ્યાયજીને કરેલો નમસ્કાર સહસા દુર્ગતિને રોકી સદ્ગતિ તરફ ખેંચી જાય છે. ઉપાધ્યાયજીને કરેલો નમસ્કાર બોધિલાભ કરે છે, માટે હે મુનિઓ ! ઉપાધ્યાયજીને સર્વાદરથી નમસ્કાર કરો. ઉપાધ્યાયજીને કરેલ નમસ્કાર સર્વ સુખનું મૂળ છે. સર્વ દુઃખનો ક્ષય કરીને તે જીવને મોક્ષમાં સ્થાપન કરે છે.

### સાધુને વંદન

* ૪૨૪. ત્રિકરણયોગે ત્રણે પ્રકારે સાધુઓને વંદન કરું છું જેથી લાખો ભવમાં ઉપાર્જન કરેલ કર્મનો ક્ષણવારમાં નાશ કરું. ત્રણ ગુપ્તિથી ગુપ્ત, મિથ્યાત્વનો લોપ કરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરનારને નમસ્કાર હો. કર્મને કાપી નાખવામાં કરવત જેવા, ઉત્તમ સમ્યક્ત્વવાળા તેમને પ્રણામ કરું છું. પાંચ સમિતિને વિશે જયણાવાળા, ત્રણ શલ્યને દબાવવા માટે મોટા મલ્લ સમાન, ચાર વિકથાથી સર્વથા મુક્ત, અહંકારમોહથી રહિત, ધીર, શુદ્ધ, લેશ્યાવાળા, કષાયોથી પરિવર્જિત, જીવોના હિત માટે યત્ન કરનાર, છકાયના જીવોનું રક્ષણ કરવાવાળા, પારંપરને પામેલા મુનિવરને નમસ્કાર હો !

# પ્રકરણ ઓગણત્રીસમું

## ગ્રંથસમાપન

### વૃત્તાન્તોનું પ્રયોજન

* ૪૨૭. ઇન્દ્રાણીઓના પ્રણામથી મંદારવૃક્ષોનાં પુષ્પોમાંથી ઝરેલા મકરંદવાળા, મુખર ભ્રમરના ગુંજારવ રૂપ સંગીતવાળા ચરણકમળયુગલવાળા જિનેશ્વરને પ્રણામ કરો.

પ્રથમ નગરીવર્ણનમાં મેં જે રિદ્ધિઓ વર્ણવી છે તે ધર્મનું ફળ છે, તે આક્ષેપણી કથા છે. માટે ત્યાં કોપ ન કરતા. ચંડસોમ વગેરેનાં જે પાંચ વૃત્તાન્તો કહ્યાં તે સંસારના દુઃખફળને આપનાર ક્રોધાદિનાં છે, માટે દૂરથી તેનો ત્યાગ કરવો. પાપોનો પશ્ચાત્તાપ થતાં તેઓએ જેવી રીતે સંયમ અંગીકાર કર્યો તેવી રીતે બીજાઓએ પણ પછી પાપો છોડવા માટેનો ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ. જિનશેખર યક્ષનો જે વૃત્તાન્ત કહ્યો તેમાં જિનવંદનનું ફળ તથા સાધર્મિક જીવોને વાત્સલ્ય કેટલું મદદરૂપ થાય છે તે જણાવેલ છે. એણિકાના આખ્યાનમાં વેરની પરંપરાનો ભાવ, સંવેગ, તિર્યંચગતિમાં ધર્મપ્રાપ્તિ, વિદ્યાધરોની સિદ્ધિ, આશ્ચર્ય તથા ભીલના વૃત્તાન્તમાં શરણે આવેલાનું રક્ષણ, ધીરતા, સાધર્મિક વાત્સલ્ય, અપ્રમત્ત, સુલભબોધી, સંવેગ જણાવ્યા છે. કુવલયમાળાના રૂપમાં તથા ધર્મફળમાં જે શૃંગાર વર્ણવ્યો છે તેમાં સમ્યક્ત્વના હેતુથી આક્ષેપણી કથાનો કાવ્યધર્મ રહેલો છે. ચિત્રપટ વડે સમ્યક્ત્વની પ્રશંસા લોકોમાં જિનવચન ગ્રહણ કરાવવું તથા સંસારની વિચિત્રતા બતાવેલાં છે અને તેના વડે કુમારમાં વિજ્ઞાન, સત્ત્વ, સાર દર્શાવ્યાં છે. નરેન્દ્રોના વૃત્તાન્તથી જિનનામ રૂપી મંત્રશક્તિ જાણવી. પરતીર્થિકોની મૈત્રી વડે, સ્વરૂપ જાણવાના મન વડે, યુક્તિ અને પ્રમાણો વડે જિનવચન શ્રેષ્ઠ અને વિશુદ્ધતર થાય છે. દુર્લભ મનુષ્યપણા માટે યુગ-સમિલાનું દૃષ્ટાન્ત વિચારવું. ધર્મનું ફળ દેવત્વ છે માટે ધર્મ કરવો. કર્મની ગતિ, સ્નેહની પરિણતિ, થોડાથી પ્રતિબોધ, ધર્મમાં પ્રતિબોધ કરવાની કુશળતા એ દરેકના ભવમાં વીર ભગવંતે દર્શાવ્યાં છે. કામગજેન્દ્રના વૃત્તાન્તમાં પૂર્વ મહાવિદેહ દેખાડવું, બુદ્ધિથી દેવમાયા, ઠગવા સમયે ધર્મપ્રાપ્તિ તથા વજ્રગુપ્તના ભવમાં ઉત્સાહ, સત્ત્વસાર, વિદ્યાસિદ્ધિ, ભોગસંપત્તિ, સમ્યક્ત્વ, દાનમાં કુશળતા તથા સ્વયંભૂદેવના ભવમાં પ્રતિબોધ માટે દિવ્ય પક્ષીઓના સંતાપો, કુટુંબ માટે પાપ ન કરીશ, તેની ગતિ આવી થાય છે ઇત્યાદિ જણાવ્યાં છે. મહારથકુમારમાં સુખેથી પ્રતિબોધનાં સ્વપ્નાં કહ્યાં છે. ભવ્યોની એ સ્થિતિ છે કે થોડાક પ્રયત્નથી પ્રતિબોધ પામે. અંતે આરાધના, આલોચના, નિંદના, વોસિરાવવું, પંચનમસ્કારનું સ્મરણ એ મોક્ષનાં સાધનો કહેલાં છે. ક્ષપકશ્રેણીમાં આરૂઢ થયેલાઓને કેવળજ્ઞાનની ઉત્પત્તિ કહી છે. મોક્ષમાં પરમ સુખ છે અને ત્યાં તે સર્વે ગયા છે.

તેનો ક્રમ

* ૪૨૬. તે મહાસત્ત્વવાળો શુકલધ્યાન રૂપી અગ્નિ વડે કર્મવૃક્ષને બાળે છે. પ્રથમ સમયે અનંતાનુબંધી નામની ચારે કષાયોની ચોકડી તેણે ચૂરી નાખી. બીજા સમય વડે પછી તે સર્વમિથ્યાત્વ ખપાવે છે. પછી મિશ્ર મોહનીય અને સમ્યક્ત્વ મોહનીયનાં પુદ્ગલો ખપાવે છે. દુર્લભતાથી મેળવી શકાય તેવા ક્ષાયક સમ્યક્ત્વ મેળવવાના નિવૃત્તિસ્થાનનું ઉલ્લંઘન કરી આઠ ભયંકર કષાય રૂપી શત્રુઓને હણે છે. પછીના અન્ય સમયે નપુંસકવેદ અને સ્ત્રીવેદ ખપાવે છે. પછી તે વીરાત્મા હાસ્ય, રતિ વગેરે છને અન્ય સમયે બાળી નાખે છે. પછી તે વિશુદ્ધ લેશ્યાવાળો પોતાના જીવ-વીર્ય રૂપી તરવાર વડે કેળના થાંભલા જેવા નિઃસાર પુરુષવેદને ખપાવે છે. ક્રોધાદિકના સંજ્વલનમાં તે લોભ સુધી એકેકને અનુક્રમે ખપાવે છે. પછી લોભના અસંખ્યાતા ખંડો કરે છે. તે એક એક ખંડનો ક્ષય કરતો જ્યારે છેલ્લા ખંડે આવે છે ત્યારે તેને ભેદી અનંત ખંડોવાળી કિટ્ટીઓ કરે છે. તેને વેદતો સૂક્ષ્મ સંપરાયવાળો મહામુનિ કહેવાય. તેને પણ ઉલ્લંઘી તે પછી યથાખ્યાત નામનું ચારિત્ર પામે છે. તે ધીર પુરુષ પાંચ હ્રસ્વાક્ષરો બોલાય તેટલો સમય વિસામો લે છે. પછી તે મહાસત્ત્વ વાળો બે સમયમાં કેવળજ્ઞાન મેળવે છે. પ્રથમ પ્રચલાનિદ્રા, પાંચ પ્રકારનું કે ચાર પ્રકારનું દર્શન, પાંચ પ્રકારનું અંતરાય કર્મ ખપાવીને કેવલી થાય છે. પછી ગોત્ર અને નામ કર્મ સાથે આયુકર્મ ખપાવે છે. બાકી રહેલા વેદનીય કર્મથી શૈલેશીમાં મુકત થાય છે.

હવે પૂર્વપ્રયોગ[1] વડે તથા બંધન છૂટી જાય એટલે ઊર્ધ્વગતિ થાય. તુંબડા પરનો માટીનો થર પાણીમાં દૂર થાય, એરંડાનું ફળ છૂટી જાય ને જેમ ઉપર જાય કે અગ્નિની જ્યોત કે ધૂમાડો જેમ ઊંચે જાય તેમ જીવ કર્મથી સર્વથા મુક્ત બને ત્યારે તેની ઉર્ધ્વગતિ થાય છે. ઇષત્પ્રાગ્ભારા નામની પૃથ્વીના લોકાંતવાળા ઉપરના ભાગમાં જઇને તે પાંચે શરીર વગરની શાશ્વત પદવી પામ્યા. તેઓને અનંત જ્ઞાન હોય છે, તેમ જ સાથે દર્શન, ચારિત્ર, વીર્ય પણ અનંત હોય છે. સૂક્ષ્મ, નિરંજન, અક્ષય સુખવાળા તેઓ પરમ પવિત્ર બની ગયા. તે સર્વે અછેદ્ય, અભેદ્ય, અવ્યક્ત, અક્ષર, નિરાલંબ, અપ્રગટ પરમાત્મા, અજ્ઞાત-સિદ્ધો થયા. તે શિવપુરી. તેમ જ અચલા, નિત્યઅપાપા કહેવાય છે. તેને દ્વીપ અથવા બ્રહ્મલોક પણ કહે છે. તે ક્ષેમંકરી, સુભગા, સિદ્ધિસ્થાનક, અપવર્ગ, નિર્વાણ, મોક્ષ, સૌખ્યસ્થાનક પણ કહેવાય છે. ત્યાં જરા નથી, મૃત્યુ નથી, વ્યાધિ નથી તેમ જ સર્વ-દુઃખો નથી. ત્યાં શાશ્વત, અનુપમ સુખ ભોગવાય છે.

દાક્ષિણ્યચિહ્નાંક (શ્રી ઉદ્યોતનસૂરિ) ની બુદ્ધિથી વિસ્તારિત ગ્રંથરત્નયુક્ત કુવલય-માળાની કથા આગળ જે કહેવાઇ તે અહીં સમાપ્ત થાય છે.

---

૧. પૂર્વપ્રયોગ-બાણ છોડવા માટે ધનુષની દોરી પ્રથમ ખેંચવી પડે તે પૂર્વપ્રયોગ કહેવાય છે.



રચી શકે તે કહો. કમળના આસન પર બેઠેલી, કમળ જેવી કાંતિવાળી, હસ્તકમળમાં કમળવાળી તે હ્રી દેવી મારા હૃદયકમળમાં મને સાન્નિધ્યવાળી થાઓ. જો મેં ઉતાવળથી આ ગ્રંથમાં કંઇ પણ લિંગભિન્ન, વિભક્તિભિન્ન, કારકહીન લખ્યું હોય તો તેમાં તે દેવીનો શો દોષ ? સરળ પદો હોવાથી સમજી શકાય તેવી, સરળ વચનોવાળી, અલંકારરહિત દરિદ્ર બાલિકાની જેવી, સજ્જનના સ્નેહ વડે મેં તને 'આ કથા આપી છે.'[1] તેને સ્નેહ અર્પણ કરજે. તેની ભૂલને ઢાંકી દેજે, તેના વદન (અથવા વચન) તરફ નજર કરજે. અથવા, હે સજ્જન! તારા કુળને શોભે તેમ તેને અનુરૂપ કરજે. જેમાં અનેક કળાઓ બતાવાઈ છે તથા જેમાં અનેક નરેન્દ્રો દીક્ષિત થયા છે એવી આ ધર્મકથા ઋષભદેવની કીર્તિની જેમ આ લોકમાં સ્થિર થાઓ.

## પ્રશસ્તિ

* ૪૩૦. આ પૃથ્વીમાં પ્રસિદ્ધ એવા બે પથ છે. એ બંને દેશો છે. તેમાં પંડિત પુરુષોથી વસેલો ઉત્તરાપથ નામનો દેશ છે. ત્યાં પવિત્ર, પંખીઓ વડે મનોહર શોભાવાળી, વિકસિત કમળ રૂપી મુખવાળી, નિર્મળ દેહવાળી અને સમુદ્રની પ્રિયા ચંદ્રભાગા નામની નદી છે. તે નદીના કિનારા પર પ્રગટ અને રત્નોથી શોભિત પર્વતિકા નામની નગરી છે. ત્યાં રહેલો શ્રી તોરરાજા (તોરમાણ) પૃથ્વીને ભોગવે છે ગુપ્ત વંશમાં ઉત્પન્ન થયેલા હરિગુપ્ત આચાર્ય તે રાજાના ગુરુ હતા, અને તે કાળે તે જ નગરીમાં એણે તેમને નિવાસ માટે સ્થાન આપ્યું હતું. તેમના શિષ્ય દેવગુપ્ત નામના પ્રસિદ્ધ મહાકવિ હતા. તેમના પણ શિષ્ય શિવચંદ્રગણિ સ્થવિર હતા. તેઓ કોઈક વખતે જિનાલયોનાં દર્શન માટે વિહાર કરતાં કરતાં અનુક્રમે શ્રી ભિલ્લમાલ નામના નગરમાં આવી પહોંચ્યા અને કલ્પવૃક્ષ સરખા રહ્યા હતા. યક્ષદત્ત ગણિ નામના તેમના શિષ્ય ક્ષમાશ્રમણના ગુણોવાળા, મહાપ્રભાવશાળી અને ત્રણે લોકમાં પ્રગટ યશવાળા હતા. તેમને તપ, વીર્ય અને વચનની લબ્ધિવાળા ઘણા શિષ્યો હતા, જેઓએ દેવગૃહો (બંધાવવા) વડે ગુર્જરદેશને મનોહર બનાવ્યો. તેઓનાં નામો અનુક્રમે આચાર્ય નાગ, વૃન્દ, મમ્મટ, દુર્ગ, અગ્નિશર્મા, અને છઠ્ઠા વટેશ્વર એમ હતાં. એમના વડે તેઓ કાર્તિકસ્વામી (છ મુખવાળા) જેવા હતા. આકાશવપ્રનગરમાં[2] તેમણે (વટેશ્વરાચાર્યે) એક મનોહર જિનાલય નિર્માણ કરાવ્યું. તેનાં મુખદર્શન કરવાથી અભવ્ય જીવ હોય તે પણ શાંતિ પામતો હતો. તેમના તત્ત્વાચાર્ય નામના બીજા શિષ્ય પ્રગટ ગુણવાળા, પાપ રૂપી અંધકારને સૂર્યની જેમ પોતાનાં તપ અને તેજ વડે દૂર કરનાર હતા. દુઃષમા કાળ રૂપી પાણીના પ્રવાહના વેગમાં હજારો ગુણોનું હરણ થાય છે, પણ શીલાંગ રૂપી મોટો કિલ્લો પાસે હોવાથી લક્ષણયુક્ત વૃક્ષની જેમ તેઓ નિષ્કંપ હતા. તેમના 'દાક્ષિણ્યચિહ્ન' એવા અપર-નામથી શોભતા, હ્રી દેવીએ આપેલા દર્શન અને મનવાળા એવા શિષ્યે આ 'કુવલયમાળા'ની રચના કરી છે. ઇચ્છા પ્રમાણે ફળ આપનાર, ઘણી કીર્તિ રૂપી કુસુમો વડે શોભી રહેલા જ્ઞાનવાળા, કલ્પવૃક્ષ

૧. શ્લેષથી કન્યાપક્ષે–સજ્જના સ્નેહ વડે અર્પણ કરાયેલી, સીધાં પગલે ચાલવાના સ્વભાવવાળી સરળ વચન બોલનારી, આભૂષણ વગરની દરિદ્ર કન્યા. ૨. અંબરકોટ અથવા ઉંમરકોટ.

કર્તાનો ખુલાસો

* ૪૨૮. અમારા પર ઇર્ષ્યા કરનાર ખલ, પિશુન, રાગી, મૂઢ અને ભરમાવાયેલાઓ ન બોલવા યોગ્ય બોલશે. માટે તેઓને અહીં જ ઉત્તર આપુ છું. આમાં (કથામાં) રાગ બહુ વર્ણવ્યો છે. તો રાગબંધન ઉત્પન્ન થાય એવી રચના શા માટે કરવી ? તેમને એ ઉત્તર આપવો કે રાગવાળું ચિત્ત હોય તેને પ્રથમ રાગ દેખાડવાથી પછીથી વૈરાગ્ય થાય છે. રાગ વગર, કહો, કોને અને કેવી રીતે વૈરાગ્ય થાય ? ધર્મનું ફળ આ છે એમ દરેકને તે ખેંચનાર થાય છે. જેણે પ્રથમ રાગ કર્યો હોય તેને પણ રાગથી વૈરાગ્ય થાય છે. શું વસુદેવહિંડી અને ધમ્મિલહિંડીમાં રાગ વર્ણવ્યો નથી ? ત્યાં તું કંઈ બોલતો નથી અને અમારા ઉપર શું તને સ્નેહ નથી ? રાગથી તું જન્મ્યો છે. પછી વૈરાગી બની ધર્મ કરે છે. અહીં રાગ પ્રશસ્ત છે, જેથી તે વૈરાગ્યનો હેતુ બને. વળી દેવમાં રાજા તથા શુશ્રુષાદિક પ્રતિજ્ઞા કેમ કરે છે ? કારણ કે આજે મિથ્યાદષ્ટિઓને તે બોલવું ઘટે છે. તે રાજા લક્ષ્મી જેવી શ્રીદેવી સાથે નર્મવચનો કેમ કરે છે ? પરંતુ રાજ્યલક્ષ્મીવાળાને શૃંગારવચનો બોલવાં ઘટે છે. ધર્મની આ વાર્તામાં પુરુષનાં લક્ષણો શા માટે કહેવાય છે ? કારણ કે શ્રોતાઓનું આકર્ષણ કરવું એ કવિઓનો ધર્મ છે. નાગરીઓના વર્ણનમાં હરિ, સ્કંદ, રુદ્ર, કામદેવની ઉપમાઓ શા માટે આપવામાં આવી છે ? કારણ કે તે કાળમાં બીજી ઉપમાઓ ન હોય તો કઈ ઉપમા આપવી ? વળી શાસ્ત્રોમાં ચક્રવર્તી, બળદેવનાં નવ યુગલો, રુદ્ર, સ્કંદ તેમ જ બીજા ઘણા વિદ્યાસિદ્ધો કહેલા છે. સ્કંદો, રુદ્રો અને ગોવિંદોનાં નામો શાશ્વતરૂપ સર્વ અંગસૂત્રોમાં સંભળાય છે. એટલા માટે આવી ઉપમાઓ આપવી તે કવિઓનો ધર્મ છે. એમાં આશ્ચર્ય કે પ્રશ્ન હોય નહિ. જ્યાં કંઇ હોઇ નહિ ત્યાં પણ ઉપમા અપાય છે, તો લોકસિદ્ધની વાત તો બાજુ પર રાખવી જોઇએ. દુર્જનોની કોટિથી જે ચડિયાતા હોય તેઓને હવે અહીં જવાબ આપવાનો સમય વીતી ગયો છે, માટે તે વિશે કહ્યું નથી, કારણ કે આખીયે ધર્મકથા સમ્યક્ત્વ ઉત્પન્ન કરનારી છે.

ફલશ્રુતિ

* ૪૨૯. આ કથા જે ભાવપૂર્વક ભણશે અથવા સાંભળશે અથવા વાંચશે અને જો તે ભવ્યાત્મા હશે તો અવશ્ય તેને સમ્યક્ત્વ ઉત્પન્ન થશે. કદાચ મેળવી લીધું હશે તો સ્થિર થશે. તે ચતુર કવિ બનશે, નિષ્ણાત વિદ્વાન બનશે. માટે પ્રયત્નપૂર્વક આ કુવલયમાળા કથા જરૂર વાંચવી. જે દેશી ભાષા, વ્યાકરણ, ધાતુ, વચન, ગાથા, છંદ વગરે શાસ્ત્ર જાણતો હોય તેણે પણ આ કુવલયમાળા કથાનો અભ્યાસ કરવો. એ જેઓ ન જાણતા હોય તેમણે પણ આ ગ્રંથ લઇને વાંચવો, કારણ કે એમાં કવિનો નિપુણતા ગુણ કેવો છે તે જાણવા મળશે, જે સજ્જન અને વિદ્વાન છે તેમને આ કથા મહાલક્ષ્યનો આનંદ ઉત્પન્ન કરશે. જે દુર્જન અને દોઢડાહ્યો હશે તેને આ કથા રસ નહીં આપે.

જે દેવીએ મને આ સર્વ આખ્યાનક કહ્યું તેણે જ ખરેખર આ કથા નિર્માણ કરી છે. આમાં હું તો માત્ર નિમિત્ત છું. આ કથા લખતી વખતે મારા હૃદયમાં હ્રી દેવી બિરાજમાન ન હોત તો દિવસના એક પ્રહર માત્રમાં ૧૦૦ ગ્રંથ (ગાથા) કર્યો પુરુષ

વિષલબ્ધિવાળાને નમન કરો. વચનવિષલબ્ધિવાળાને તથા તેજોલેશ્યાલબ્ધિવાળાને નમસ્કાર કરો. શીતલેશ્યાવાળાને વાંદું છું અને વિપ્રૌષધિલબ્ધિવાળાને પ્રણામ કરું છું. ક્ષીરાસ્રવલબ્ધિવાળાને નમું છું. મધ્વાસ્રવલબ્ધિવાળાના ચરણમાં વાંદું છું. અમૃતસ્રવલબ્ધિવાળાને નમસ્કાર કરો. અક્ષીણમહાનસલબ્ધિવાળાને વાંદું છું. વૈક્રિયલબ્ધિવાળાને, સમુદ્રમાં ગમન કરનારને તથા ભૂમિસર્જન કરનારને પ્રણામ કરું છું. અણુરૂપને પ્રણામ કરું છું તથા મોટું રૂપ ધારણ કરનારને પ્રણામ કરું છું. મનવેગીને નમસ્કાર કરો. મેરુપર્વત જેવા નિષ્કંપને પ્રણામ કરું છું. દશ્યાદશ્યલબ્ધિવાળાને નમીએ છીએ. સર્વઋદ્ધિ પામેલાને નમસ્કાર કરો. પ્રતિમા વહન કરનારને અને સર્વ પ્રકારના તપવિધાન કરનારને નમસ્કાર કરો. ગણધરોને નમસ્કાર કરું છું તથા જિનેશ્વરની માતાઓને નમસ્કાર કરું છું. કેવલજ્ઞાનને પ્રણામ કરું છું. કેવળદર્શન તથા સર્વજ્ઞાનને પ્રણામ કરું છું. પાંચે પ્રકારનાં ચારિત્ર તથા તેને વિશે રહેલા સર્વ સાધુઓને પ્રણામ કરું છું. ચક્ર, છત્ર, રત્ન, ધ્વજા, ચામર, દુંદુભિ, સિંહાસન, અશોકવૃક્ષ અને જિનેશ્વરની વાણીને નમસ્કાર હો. સર્વ સિદ્ધોને વાંદું છું. પંચ અનુત્તરવાસીઓને, લોકાંતિક દેવોને, સર્વ સુરેન્દ્રોને વંદન કરો. આહારક–શરીર–ધારકને, ઉપશમ શ્રેણીમાં રહેલાને, સમ્યગ્દૃષ્ટિ વગેરે ગુણસ્થાને રહેલાઓને વંદન કરું છું શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ જેઓને નવ મહાનિધાન હતા, ચૌદ રત્નો હતાં, વળી ૯૬ કરોડ ગામો હતાં તેઓને તથા વાસુદેવ અને બળદેવનાં યુગલોને પ્રણામ કરો. તથા ભવ્ય સ્થાનમાં રહેલા બીજા સર્વે પ્રવચનના સારભૂતને વંદન કરવા યોગ્ય છે તેમને હું પ્રણામ કરું છું. ભવગ્રવલ્ગુ, સુમનસ, સૌમનસ, મધુ–મધુરા, કિલિકિલિય, અપ્રતિચક્રા, હિલિહિલિ દેવીઓ સર્વે મારા પર પ્રસન્ન હો. આ પ્રમાણે પ્રવચનના સારભૂત મંગળ અહીં પૂજિત છે. જે સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય પરોઢિયે આ ભણશે તે દિવસે, તે ભવે તે સુવિહિતને સારી રીતે કલ્યાણ પરંપરા થશે. જે જે શુભ પ્રશસ્ત, મંગળ હશે તે તે તેને પ્રાપ્ત થશે.

શ્લોકસંખ્યા

* ૪૩૨. આ પ્રમાણે ગણતરી કરવામાં આવે તો તેર હજાર શ્લોકપ્રમાણવાળો આ ગ્રંથ છે. જો બીજા પણ કોઈ ગણતરી કરશે તો તે નિશ્ચિત સંખ્યા જાણી શકશે. એ પ્રમાણે હ્રી દેવીના વરપ્રસાદ વડે કથા સમાપ્ત કરી છે. એથી કવિઓ પ્રસન્ન થાઓ ! અને સંઘને એ ઇચ્છિત ફળ આપનારી થાઓ. !

## ઇતિ કુવલયમાળા નામની સંકીર્ણકથા પરિસમાપ્ત.

## મંગલં મહાશ્રીઃ

'દાક્ષિણ્ય ચિહ્નાંક' ઉપનામવાળા સમર્થ કવિ જૈનાચાર્ય શ્રી ઉદ્દ્યોતનસૂરિ રચિત પ્રાકૃત 'કુવલયમાળા' નામની સંકીર્ણ મહાકથાનો આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રી આનંદસાગરસૂરીશ્વરના પટ્ટશિષ્ય આ. શ્રી હેમસાગરસૂરિએ કરેલો ગુજરાતી ભાષાનુવાદ સમાપ્ત.

નમિનાથજીનો ઉપાશ્રય, મુંબઈ–૩

સંવત ૨૦૧૮ના શ્રાવણ સુદ ૮ને ગુરુવાર તા. ૯–૮–૬૨

જેવા બીજા આચાર્ય વીરભદ્ર હતા. તે મને સિદ્ધાન્ત શીખવનાર ગુરુ હતા. ઘણાં શાસ્ત્રોની અને ગ્રંથસમૂહની વિસ્તારવાળી વ્યાખ્યા કરીને સર્વ અર્થ પ્રગટ કરનાર હરિભદ્ર મારા ન્યાયશાસ્ત્રના ગુરુ હતા.

તે વખતે મહાદ્વાર નગરમાં ત્રણ કર્મમાં અભિરક્ત ઉદ્દ્યોતન નામના પ્રસિદ્ધ ક્ષત્રિય રાજ્ય ભોગવતા હતા. તેના વડેસર નામના પુત્ર પ્રગટ ગુણવાળા હતા, અને એમના ઉદ્દ્યોતન નામના પુત્રે આ રચના કરી છે. આ પૃથ્વીમાં અષ્ટાપદ જેવું ઊંચું અને ઉલ્લંઘન ન થઇ શકે તેવું, શ્રાવકોની વસતિવાળું, વિષમ (અપૂર્વ) રચનાવાળું, જિનભવનો વડે મનોહર જાબાલિપુર નામનું નગર છે. તે નગરમાં વીરભદ્રે ઊંચું, ધવલ, મનોહર રત્ન યુક્ત, ફરકતી ધજાના પટના આડંબરવાળું ઋષભદેવ ભગવંતનું મંદિર બનાવરાવ્યું છે. તે મંદિરમાં રહીને ચૈત્ર માસના કૃષ્ણ પક્ષના ચૌદશના દિવસે સર્વ ભવ્યજીવોને બોધ કરનારી આ કથા બનાવી છે. તે સમયે શત્રુના સૈનિકોની ભૃકુટીનો ભંગ કરનાર અને સ્નેહીવર્ગ રૂપી રોહિણી માટે સંપૂર્ણ કળાવાળા ચંદ્ર જેવો, સંગ્રામમાં હાથી જેવો શ્રી વત્સરાજ નામનો રાજા હતો. જિનવચન રૂપી દુસ્તાર સમુદ્રનો પાર કોણ પામી શકે ? અલ્પબુદ્ધિવાળા મેં હ્રી દેવીના વચનથી આ ગ્રંથરચના કરી છે જિનવચનથી અધિક, ન્યૂન કે વિરુદ્ધ આમાં જે કંઇ પણ લખાયુ હોય તો તેની ક્ષમા આપજો, શુદ્ધિ સ્થાપન કરજો. તેનું દુષ્કૃત્ય મિથ્યા થજો. ચંદ્રકુળની પરંપરામાં થયેલા ઉદ્દ્યોતનસૂરિએ આ કથા રચી છે. આ કથા ભવ્યાત્માઓને શિવ, શાંતિ, બોધિ તથા મોક્ષ સાધી આપનારી થાઓ. આ કથાની રચનાથી મેં જે વિપુલ પુણ્ય મેળવ્યું હોય તેનાથી મને દરેક ભવમાં સાધુક્રિયામાં ચિત્તની સ્થિરતા હો. શક વર્ષનું ૭૦૦ મું વર્ષ વીતી જવામાં માત્ર હવે એક જ દિવસ બાકી છે તેના પાછલા પહોરે આ રચના પૂર્ણ થઇ છે. કવિપણાનું અભિમાન નથી. વળી કાવ્યબુદ્ધિથી આ રચના કરી નથી. ધર્મકથા કરવાની બુદ્ધિથી માત્ર આ રચી છે. તો એનો દોષ ન કાઢશો.

## સૂરિમંત્ર સ્તોત્ર

* ૪૩૧. અરિહંતો, સિદ્ધો, આચાર્યો, સર્વ સાધુઓને નમસ્કાર કરીને પ્રવચન-મંગળનો સાર હું સંક્ષેપથી કહું છું. પ્રથમ જિનેશ્વરોને નમસ્કાર કરો. સર્વ અવધિજિનોને નમસ્કાર કરો. પરમાવધિજિનોને નમસ્કાર કરો. અનંતાવધિજિનોને નમસ્કાર કરો. સર્વાવધિજિનોને હું નમસ્કાર કરું છું. કેવલિજિનોને ભાવપૂર્વક નમસ્કાર કરો. ભવસ્થ કેવલિને જિનનાથને ત્રણે પ્રકારના યોગથી નમસ્કાર કરો. ઋજુમતિ અને વિપુલમતિવાળાને ભક્તિથી નમસ્કાર કરો. પ્રજ્ઞાશ્રમણોને પ્રણામ કરો તેમ જ બીજબુદ્ધિવાળાઓને નમસ્કાર કરો. વળી કોષ્ઠબુદ્ધિવાળા, સર્વપદાનુસારી લબ્ધિવાળાને નમસ્કાર કરો, શ્રુતધરોને પ્રણામ કરો. સંભિન્નશ્રોતને નમન કરો. ચૌદપૂર્વી, દશપૂર્વીને વંદના કરું છું તથા વાચકને વાંદું છું. અગિયાર અંગના ધારક આચાર્યને નમન કરો. ચારણશ્રમણને પ્રણામ કરો. જંઘાચારણોને પ્રણામ કરું છું. વિદ્યાસિદ્ધોને વંદન કરું છું. આકાશગામી અને જિનકલ્પીઓને વંદન કરું છું. આમર્ષઔષધિ લબ્ધિવાળાને વંદન કરું છું. ખેલૌષધિલબ્ધિવાળા તથા જલ્લૌષધિલબ્ધિવાળાને નમસ્કાર કરો, સર્વૌષધિલબ્ધિવાળાને વંદન કરું છું. આસિવિષલબ્ધિવાળાને નમસ્કાર કરો. દૃષ્ટિ-

। णमो सुयणाणस्स ।

## શ્રી કુવલયમાળા મહાગ્રંથ સંપાદનના સહાયકો તથા ગ્રાહકોની શુભ નામાવલિ

દાનવીર શ્રેષ્ઠિવર્ય શ્રી માણેકલાલ ચુનીલાલ શાહ. — મુંબઈ

શ્રી નમિનાથ જૈન દેરાસર જ્ઞાનખાતું. — પાયધુની મુંબઈ

શ્રેષ્ઠિવર્ય શ્રી શાંતિલાલ ખેતશી ચેરીટેબલ જૈન ટ્રસ્ટ. હ: જીવતલાલ પરતાપશી. — મુંબઈ

શાહ ચીમનલાલ ખીમચંદ; દીપક ટ્રેડીંગ કું. વાળા — મુંબઈ

અ. સૌ. મહાલક્ષ્મીબેન અમૃતલાલ, રોનક ઇન્ડસ્ટ્રીઝ કું. વાળા
સં. ૨૦૧૫ વરસીતપની સ્મૃતિ નિમિત્તે. — વરલી મુંબઈ

સ્વ. કંકુબેન જાદવજી; હ: વછરાજ દામજી — કચ્છ–માંડવી

શાહ ચીમનલાલ વાડીલાલ; પ્રજાતંત્ર દૈનિકના તંત્રી અને અધિપતિ. — કોટ મુંબઈ

શાહ કુંવરજી છગનલાલ જૈન ડેરીવાળા. — કોટ મુંબઈ

શ્રેષ્ઠિવર્ય ટી. માણેકલાલ એન્ડ કું. મુનિવર્ય શ્રી મનોજ્ઞસાગરજીની પ્રેરણાથી — મલબારહીલ મુંબઈ

શ્રી ગોડીજી જૈન દેરાસર જ્ઞાન સમિતિ. — પાયધુની મુંબઈ

શેઠ મોતીશા લાલબાગ જૈન ચેરીટીઝ જ્ઞાનખાતું. હ: મણીલાલ મોહનલાલ — ભૂલેશ્વર મુંબઈ

ચોપાટી જૈન સંઘ જ્ઞાનખાતું. — મુંબઈ

જૈન સુધરાઈ પેઢી જ્ઞાનખાતું. — મહેસાણા

શ્રી જૈનાનંદ પુસ્તકાલય — સૂરત

સાયન જૈન સંઘ જ્ઞાનખાતું. — મુંબઈ

પ્રિન્સેસ સ્ટ્રીટ જૈન સંઘ જ્ઞાનખાતું. — મુંબઈ

શ્રી શાંતિનાથ જૈન દેરાસર જ્ઞાનખાતું. — કોટ મુંબઈ

શ્રી મલાડ જૈન સંઘ જ્ઞાનખાતું. — મુંબઈ

શાહ વીસનજી માડણ સાવલા. — મલાડ

શેઠ ધરમચંદ ત્રીકમદાસ દામજી કપુરવાળા. — મલબારહીલ મુંબઈ

શાહ હીરજી ટોકરશી છેડા; હીરજી એન્ડ કું. વાળા — સાયન મુંબઈ

શેઠ કેવળચંદ નેમચંદ મહેતા મેટ્રો સીનેમાવાળા. — ચર્ચગેટ મુંબઈ

શાહ કાંતિલાલ કે. સીવીલ ઇન્જીનીયર. — મલબારહીલ મુંબઈ

શાહ ખુમચંદ રતનચંદ જોરાજી. — ગુલાલવાડી મુંબઈ

શાહ સનત્કુમાર રમણલાલ ચંદુલાલ. — ચોપાટી મુંબઈ

શાહ ધનસુખલાલ છોટાલાલ વીમાવાળા. — માટુંગા મોતીબાગ મુંબઈ

# પૂરવણી

કંડિકા નં. ૩૯૬ માં શરૂઆતની પાંચેક ગાથામાં સરાગ દેવની ઉપાસના વિશે જે લખાયું છે તે વધારે સ્પષ્ટ થાય તે માટે અહીં તેનો કોઠો આપ્યો છે.

| વર્ણ | રંગ | મંડળ | આકાર | કઈ આંગળી અને કોની સાથે | ફળ | ચિહ્ન |
|---|---|---|---|---|---|---|
| હકાર | સુવર્ણ (પીત) | પાર્થિવ | ચતુરસ્ર | — | વિષસ્તંભ | મહેન્દ્રવજ્ર |
| ,, | શ્વેત | વારુણ | અષ્ટમી ચંદ્રકાર | તર્જનીથી અંગૂઠાના પ્રથમ ટેરવા સાથે | વિષહરણ | પદ્માંચિત |
| ,, | રક્ત | આગ્નેય | ત્રિકોણ | મધ્યમાથી અંગૂઠાના વચલા વેઢા સાથે | વિષશોષણ | શ્વેત સ્વસ્તિકથી પ્રશસ્ત |
| ,, | કૃષ્ણ | વાયુ | ગોળ | અનામિકાથી અંગૂઠાના છેલ્લા વેઢા સાથે | વિષસંક્રમણ | વિદ્રુમ વિચિત્ર |
| ,, | — | નભો | સૂક્ષ્મ | શબ્દ માત્ર સ્વરૂપ | વિષનિર્વાહ | — |

કંડિકા ૨૦૨ (મૂળ ગ્રંથમાં પૃ. ૧૧૭, પંક્તિ ૨૭)—મૂરુ-મુવસ્સ.... અહીં 'ગાયત્રી મંત્રમાં માત્ર પ્રતિબદ્ધ' એવો અર્થની સંભાવના પણ ઘટાવી શકાય છે.

# શ્રી કુવલયમાલા મહાકથા ગૂર્જરાનુવાદનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૫ | દુજન | દુર્જન | ૧૨૧ | ૨૧ | વ્મૂઢ | વ્મૂઢ બની |
| ૧૨ | ૭ | વતાઢ્ય | વૈતાઢ્ય | ૧૨૩ | ૩૪ | શિયાળ | શિયળ |
| ૧૭ | ૧૫ | વસ્મ | વસ્ત્ર | ૧૨૫ | ૬ | રહું છું, | રહી છું. |
| ૨૨ | ૬ | સૂંઢની | સૂંઢથી | ૧૨૫ | ૬ | દોડી | છોડી |
| ૨૯ | ૧૦ | ગ્રહ, ચક્ર, | ગ્રહચક્ર | ૧૩૨ | ૯ | એણે | અને |
| ૨૯ | ૧૩ | વદ્ન | વદન | ૧૩૩ | ૨૦ | વાંસથી | વાંસલાથી |
| ૪૯ | ૧૫ | ચંદ્રન | ચંદન | ૧૩૮ | ૨૬ | વચનેઃ, | વચનો |
| ૫૧ | ૧૧ | કૃષ્ણ | શ્રી કૃષ્ણ | ૧૪૨ | ૨૩ | વિલખાણો | વિલખો |
| ૬૦ | ૭ | અને આચારાંગનો | આચારાંગસૂત્રનો | ૧૪૨ | ૪૩ | ગઇ | જઇને |
| ૬૨ | ૧૫ | પાંખો | મધમાંખો | ૧૫૨ | ૯ | રહેલો | રહેલા |
| ૭૦ | ૧૯ | પુલિંદંધ | પુલિંદ આંધ્ર | ૧૫૨ | ૨૭ | અન્ય | પુરંદરદત્ત અનન્ય |
| ૭૧ | ૨૪ | યુવવતી જર્ગ | યુવતી વર્ગના | ૧૫૭ | ૧૭ | ફરસ બંધમાં | ફરસબંધ ભૂમિમાં |
| ૭૨ | ૧૮ | જ વાળાથી | જ્વાળાથી | ૧૫૮ | ૧૪ | દેવ દ્રવ્યથી | દેવદ્રવ્યથી |
| ૭૨ | ૨૫ | સમકિત | સમકિતી | ૧૬૧ | ૧૭ | ધૂમ, | ધૂળ–રજ |
| ૭૭ | ૨૩ | સ્વજ્વલન | સંજ્વલન | ૧૬૨ | ૧૪ | વમાનિક | વૈમાનિક |
| ૭૮ | ૨૧ | અનંતાબંધી | અનંતાનુબંધી | ૧૬૩ | ૪–૬ | ચિહ્નોનો | ચિહ્નો |
| ૮૭ | ૩ | રંગમાં | રંગમાં ભંગ | ૧૭૩ | ૩ | બોલતું | બોલાતું |
| ૮૮ | ૨૧ | વેશપલટો | દેહપલટો | ૧૭૫ | ૧૦ | માય | સમાય |
| ૯૦ | ૧૪ | વનય | વિનય | ૧૭૬ | ૨૬ | પડો | પડહો |
| ૯૬ | ૨૦ | દેશનો છે. | દેશ છે. | ૧૭૭ | ૧૫ | આવો | આવો મેઘ |
| ૯૭ | ૩૩ | બીજાના | બીજાની | ૧૮૫ | ૩ | દુરાત્માના | દુરાત્મા |
| ૧૧૦ | ૩૧ | પ્રવર્તે હતો | પ્રવર્તે છે. | ૧૯૧ | ૨૨ | સિદ્ધિ | સિદ્ધ |
| ૧૧૧ | ૧૨ | ખરીદ | ખરીદી | ૧૯૧ | ૨૨ | રાજા | નરેન્દ્ર–ધાતુવાદી |
| ૧૧૫ | ૨૧ | કુંડપક્ષી | કંકપક્ષી | ૧૯૬ | ૩૦ | જંગલને | જંગલનો |
| ૧૨૧ | ૯ | વ્યોગ્યનું | વ્યોગનું | ૨૦૧ | ૨ | સંભ્રમ | આદર |

શાહ કાંતિલાલ મણિલાલ સોનાવાળા મુંબઇ
શાહ કેશવલાલ પુનમચંદ
હા. મફતલાલ નાગદેવી ,,
દોસી અનુપચંદ પોપટલાલ જીરાવાળા
બીજો ભોઇવાડો ,,
કમળાબેન ફતેચંદ નવલચંદ ચંપાગલી ,,
જે હેમચંદ એન્ડ કું.
હા. જયસુખભાઇ તથા કાંતિભાઇ માટુંગા ,,
ઝવેરી હીરાચંદ કસ્તુરચંદ
હા. મંગળાબેન મરીનડ્રાઇવ ,,
શાહ કપુરચંદ અમુલખ બંદર ,,
,, નટવરલાલ મંગળદાસ પ્રાર્થનાસમાજ ,,
,, સુરેન્દ્રભાઇ કુસુમગર ધોબીતળાવ ,,
ઝવેરી ફકીરચંદ સોભાગચંદ દયામંદિર ,,
સંઘવી લાખાજી દોલાજી
હા. રાજમલજી ધનજી સ્ટ્રીટ ,,
ઝવેરી બાબુભાઇ કેશવલાલ માટુંગા ,,
શાહ ચંપકલાલ ખીમચંદ બંદર ,,
,, જયંતિલાલ અમૃતલાલ સાયન ,,
,, તુલસીદાસ જગજીવનદાસ ત્રણબત્તી ,,
,, ગુલાબચંદ ગફલભાઇ ઘાટકોપર ,,
,, રતિલાલ વલ્લભદાસ
તથા પ્રભાવતીબેન તારદેવ ,,
,, ફુલચંદ ખુશાલદાસ મહુવાવાળા માટુંગા ,,
,, હરગોવન રામજી મુલુન્ડ ,,
,, જસવંતરાય જાદવજી બંદર ,,
,, પ્રેમચંદ હીરાચંદ સુખડીયા સાયન ,,
,, રતિલાલ છગનલાલ મહુવાવાળા માટુંગા ,,
,, હીરાચંદ દેવચંદ હા. ધનસુખલાલ જીરાવાળા ,,
ઝવેરી પ્રવીણચંદ મોતીચંદ ધનજી સ્ટ્રીટ ,,
શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ જ્ઞાનખાતું
નંદરબાર
શ્રી સંવેગી જૈન મોટો ઉપાશ્રય જ્ઞાનખાતું
વડાચૌટા સુરત
ઘડીયાળી ધીરજલાલ નરશીદાસ સાયન મુંબઇ
શાહ ફુલચંદ જીવરાજ હા. નવલબેન ,, ,,

ઝવેરી મંગળચંદ મોતીચંદ સાકેરચંદ
મીરઝાંસ્ટ્રીટ મુંબઇ
અ. સૌ. નાનીબાઇ રાજમલ
હા. જયંતિલાલ ગુન્દેચા એવતમાલ દીગરસ
શાહ કીર્તિલાલ નેમચંદ પાટણવાળ ગુલાલવાડી મુંબઇ
,, હરખચંદ હરિચંદ સુખડવાળા બઝારગેટ ,,
,, મનસુખલાલ તારાચંદ પાલીતાણાવાળા
,, જમનાદાસ હરખચંદ એડનવાળા કોટ ,,
મહેતા ગીરધરલાલ ત્રિભોવનદાસ માટુંગા ,,
,, કાળીદાસ ગુલાબચંદ ,, ,,
શાહ વૃન્દાવનદાસ હરજીવનદાસ
ભુલાભાઈ દેસાઇ રોડ ,,
,, રમણલાલ નગીનદાસ દવાવાળા
પંચશીલ ચર્ચગેટ ,,
,, ભીમજી કાળીદાસ હા. ચુનીભાઇ કોટ ,,
,, રતિલાલ મંગળજી મંગળદાસ મારકીટ ,,
,, તેજશી હંસરાજ ચર્ચગેટ ,,
ઝવેરી ફુલચંદ નગીનચંદ ઝવેરી બઝાર ,,
શેઠ જેશીંગભાઇ ઉગરચંદ ટ્રસ્ટ અમદાવાદ
શાહ કાંતિલાલ મહાસુખલાલ બાકરોલા
પંચમહાલ વેજલપુર
,, હરખચંદ સરદારમલ લુહારચાલ મુંબઇ
,, રજનીકાંત લખમીચંદ મરીવાળા
સેમ્યુઅલ સ્ટ્રીટ ,,
,, જયન્તભાઇ માવજી દામજી
ચારટર એકાઉન્ટન્ટ કાલબાદેવી ,,
,, બાબુલાલ પોખરાજ પ્રદીપ સ્ટોરવાળા
લાલવાડી ,,
,, શાંતિલાલ મોહનલાલ ખંભાતવાળા
પાયધુની ,,
,, નટવરલાલ મોહનલાલ ખંભાતવાળા
માટુંગા ,,
,, ચીમનલાલ દોલતરામ પાયધુની ,,
સંતોકબેન કચરાભાઇ જામનગરવાળા ,, ,,
શાહ મહેન્દ્ર હિંમતલાલ ગુલાબચંદ બંદર ,,



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૩ | ૧૬ | પદવીમાં લુબ્ધ | લુબ્ધ |
| ૨૧૩ | ૨ | કુંવાસનો | કુવાસના |
| ૨૧૪ | ૩૩ | નર હ્યાં | ન રહ્યાં |
| ૨૨૦ | ૧૫ | ધરણેન્દ્ર | ધરણેન્દ્રે |
| ૨૨૬ | ૧૨ | એ છી | ઓછી |
| ૨૩૦ | ૯ | સમ્યકત્વ | સમ્યક્ |
| ૨૩૩ | ૧૨ | કાર્યક્રિયા | કાયક્રિયા |
| ૨૩૯ | ૨૦ | કલ્પનાતીત | કલ્પાતીત |
| ૨૪૨ | ૨૧ | સ્તેડસ્તિ | સોડસ્તિ |
| ૨૪૭ | ૩ | ર ત્રિ | રાત્રિ |
| ૨૭૨ | ૧૭ | થાનભટ્ટ | માનભટ્ટ |
| ૨૭૭ | ૧૯ | કવચ વડે હાથી | બખ્તરવાળા હાથી વડે |
| ૨૮૭ | ૨૧ | મનમૃગલી | વનમૃગલી |
| ૨૯૩ | ૫ | આવે | આવે પણ અંધની જેમ ન જાણે |
| ૩૦૧ | ૧૬ | નખાગ્રહથી | નખાગ્રથી |
| ૩૦૧ | ૧૮ | પાળનાર | લેનારઆ બીચારા |
| ૩૦૨ | ૮ | સમયે | સમયના |
| ૩૦૩ | ૮ | તેનું | તેના |
| ૩૧૧ | ૨૪ | કૂત્સિત | કુત્સિત |
| ૩૧૨ | ૨૩ | ગુણ સ્થાનની | ગુણસ્થાનની |
| ૩૧૪ | ૨૦ | દ ઢવાળા | દાઢવાળા |
| ૩૧૭ | ૬ | પણ કંઈ પણ | કંઇ પણ |
| ૩૨૬ | ૨ | નિર્વિકૃત | નિર્બીજ |
| ૩૨૬ | ૩ | અર્ધક્રિયા, | અર્ધક્રિયા, ચોથો ભાગ |
| ૩૨૮ | ૨૫ | પદવી૦ | પાદબીજ |
| ૩૩૮ | ૧૦ | ૦કહેવા | ક્રમસર કહેવા |
| ૩૩૮ | ૩૦ | લેખ્યો | લખ્યો |
| ૩૩૮ | ૩૧ | કાગ, બલિ | કાગબલિ |
| ૩૩૯ | ૧૫ | શુદ્ધાદ્વૈત | શુદ્ધાદ્વૈત |
| ૩૪૦ | ૭ | પરલોકથી | પરલોક પવિત્ર કરે |
| ૩૪૫ | ૧૫ | શુચિ | ધર્મશ્રવણ |
| ૩૫૨ | ૨૨ | જેવી | પ્રમાણ |
| ૩૫૫ | ૧૨ | (ધુંસરીની જેમ) | (ધૂંસરા પ્રમાણ) |
| ૩૫૫ | ૨૫ | ભગવતો | ભગવંતો |
| ૩૫૭ | ૮ | અભૂષણો | આભૂષણો |
| ૩૬૩ | ૨૭ | આ લોક૦ | આલોક૦ |
| ૩૬૭ | ૧૮ | વહોરાવવું | વહોરાવું |
| ૨૬૮ | ૧૮ | એ બારમા | એ બારમા અને |
| ૩૭૭ | ૫ | ખેચરી | ખચ્ચરી |
| ૩૮૧ | ૧૬ | યમ | યંત્ર |
| ૩૮૭ | ૨ | તમારે | તમારું |
| ૩૯૨ | ૨૮ | રાખ્યો | રાખી |
| ૩૯૫ | ૬ | વદનસુક્ત | વદનયુક્ત |
| ૩૯૬ | ૨૭ | કરતા | કરાતાં |
| ૪૨૧ | ૨૫ | વિદ્રુપ | વિદ્રુમ-વિચિત્ર |